Reg No. B 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्.

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૪, અંક ૧. [ માસિક ] માઘ, સંવત્ ૧૯૬૧

તન્ત્રી—પ્રોફેસર આનન્દશઙ્કર બાપુભાઈ ધ્રુવ. એમ. એ., એલ્ એલ્ બી.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તગાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ ( પોસ્ટેજ સાથે )

ઉછરતી-લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસઃ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અંદરની) લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થનાં સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ ખર્ચના આના ચાર મોકલવા કૃપા કરવી.

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ ( પોસ્ટેજ સાથે )
છૂટક નકલના રૂ. ૦-૪-૦ „

મળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
વસન્ત ઑફિસ—અમદાવાદ

Reg. No. B. 453

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૪, અંક ૧. [ માસિક ] માઘ, સંવત્ ૧૯૬૧.

## દિગ્દર્શન.

**પ્રાસંગિક.**

હિન્દખાતાના મન્ત્રી મિ. બ્રૉડ્રિકે હાલમાં આપણને કેટલીક ધારી-અણધારી મેવા બતાવી છે. તિબેટ સાથે સર ફ્રૅંક યંગહસબન્ડે જે તહનામું કર્યું તેમાંની અમુક શરતો પોતાના હુકમ વિરુદ્ધ હતી એમ જણાવ્યું છે અને એ ઉપર ચીનસરકારની મંજુરી લેવા માટે કેટલોક ફેરફાર કર્યો છે. એમાંની એક શરત ચુમ્બી ખીણનો પંચોતેર વર્ષનો કબજો રાખીને આપણું નુકસાન ભરી આપવા બાબતની હતી. પંચોતેરને બદલે ત્રણ વર્ષ કરવાં અને એ દરમિયાન ૨૫ લાખ રૂપિયા વસુલ થાય એટલે બસ—એમ મિ. બ્રૉડ્રિકનો ઠરાવ છે. અને આ બાબતમાં યંગહસબંડને તેમજ અત્રેની હિન્દી સરકારને એણે વિરુદ્ધ વર્તન માટે જાહેર ઠપકો આપ્યો છે, અને એને અંગે એણે જણાવ્યું છે કે હિન્દુસ્તાનની સરહદના પ્રશ્નો તે માત્ર હિન્દુસ્તાનના નથી, પણ સકળ બ્રિટિશ સામ્રાજ્યના છે, અને તેથી આ બાબતમાં હિન્દી સરકારે સ્વતન્ત્રપણે ન ચાલવું. અંગ્રેજ વર્તમાનપત્રો આ જાહેર ઠપકા માટે મિ. બ્રૉડ્રિક ઉપર ગુસ્સે થયાં છે. પણ આપણે તો એનું નિખાલસપણું જોઈ રાજી થવાનું છે. મિ. બ્રૉડ્રિકના ઠરાવની પાછળ કોઈક ભારે રાજકીય મુશીબત રહેલી જણાય છે જેને પરિણામે એમને પૂર્વોક્ત ફેરફાર કરવાની ફરજ પડી હોય એમ લાગે છે. પરન્તુ આ સર્વેમાં આપણને સન્તોષનું કારણ એટલું જ છે કે હિન્દ ખાતાના મન્ત્રીને મુખે હિન્દુસ્તાનની સરહદમાં માત્ર હિન્દુસ્તાનનું જ નહિ પણ આખા બ્રિટિશ સલતનતનું હિત રહેલું છે

એમ કબુલાત થઈ: આ દલીલને આધારે જ કોન્ગ્રેસ માગણી કરે છે કે સરહદની લડાઈઓના ખર્ચમાં ઇંગ્લંડે ભાગ આપવો જોઇએ. નહિ તો મિ. બ્રૉડ્રિકના ઠરાવનું પરિણામ હિન્દુસ્તાનને એ થાય કે આ સ્વારીના સઘળા ખર્ચ માટે એને તો પંચોતેર લાખને બદલે માત્ર પચીસ લાખ જ મળે! અર્થાત્ કે બ્રિટિશ સલતનતના હિત ખાતર જે કંઇ થાય એમાં ઇંગ્લંડે ભાગ આપવો જોઇએ, એમ મિ. બ્રૉડ્રિકના ઠરાવમાંથી ન્યાયદષ્ટિએ સ્વતઃ ફલિત થાય છે. ઇંગ્લંડનું સૌથી મ્હોટું પત્ર-'લંડન ટાઈમ્સ'—એના તા. ૭ ફેબ્રુઆરીના અંકમાં હિન્દુસ્તાન ખાતાની હકીકતમાં નીચે પ્રમાણે શબ્દો પ્રસિદ્ધ થયા છે:

"The Indian newspapers strongly and unitedly support the action of the Indian Government in regard to Tibet, and protest against the saddling of India with the entire cost of the Mission, especially in view of Mr. Brodrick's despatch emphasizing the Imperial interest involved in the question."

વળી, બ્રિટિશ સલતનતના લશ્કરનો અને પરરાજ્ય સાથે યુદ્ધનો પ્રશ્ન હિન્દુસ્તાનની સરહદ આગળ આવી ર્હ્યો છે એમ સર્વોપરિસત્તાને મુખે જણાવવામાં આવ્યું છે. તો અમને લાગે છે કે કૉન્ગ્રેસ તરફથી ઇંગ્લંડમાં ભાષણ કરવા માટે જે ગૃહસ્થો જવાના છે તેઓ આ પ્રશ્નને મ્હોરા કરી મૂકે અને આગળ પાડે તો સારું. આ સ્થૂળ દષ્ટિએ પણ ગ્રહણ કરી શકાય એવો પ્રશ્ન છે, અને એ ઉપર બ્રિટિશ પ્રજાનું લક્ષ વધારે સ્હેલાઇથી દોરી શકાવાનો સંભવ છે. કેટલાક રાજ્યપુરુષોનો એવો મત છે કે હિન્દુસ્તાનની તીજોરીને ઇંગ્લંડની તીજોરીથી સ્વતન્ત્ર રાખવી એમાં જ હિન્દનો લાભ રહેલો છે. આ કહેવું બરાબર છે, પરન્તુ લૉર્ડ સૉલ્સબરિના અભિપ્રાયાનુસાર વેલ્બિકકમિશને સૂચના કરી હતી તે પ્રમાણે, આવે પ્રસંગે ઇંગ્લંડ અને ઇન્ડિયા સરકાર પંચ નીમીને નિર્ણય કરાવી લે, તો પછી આડકતરી રીતે પણ માઠું પરિણામ ઉપજવાનો સંભવ નથી.

* * * * *

વળી હાલમાં મિ. બ્રૉડ્રિકે 'ઇમ્પીરિયલ ઇન્ડસ્ટ્રીઝ ક્લબ' માં હિન્દુસ્તાનના વેપારની મહત્તાનો ઉપોદ્ઘાત કરીને, અહીંના લોકમાં 'દર પાંચમાં ત્રણ ખેતી ઉપર જીવે છે' અને બીજા હુન્નરોની ખોટ છે એ ખાતે અસન્તોષ બતાવ્યો; એમાં સન્તોષની રેખા માત્ર એટલી બતાવી કે છેલ્લાં દસ વર્ષમાં હુન્નર ઉપર નિર્વાહ કરનારની સંખ્યામાં ૪૦૦,૦૦૦ થી વધીને ૮૦૦,૦૦૦-એટલો વધારો થયો છે. હિન્દુસ્તાનમાં કરવા જેવા સુધારામાં એમણે ત્રણ ગણાવ્યા: ( ૧ ) કેળવણીમાં સુધારો કરવો અને હુન્નર ઉદ્યોગની કેળવણી વધારવી: (૨) મ્યુનિસિપલ સુધારાના ખર્ચ માટે ગોઠવણ કરવી; અને (૩) લોક ઉપર જે કરનો બોજો છે તે ઘટાડવો.

આ સુધારાની વાત આપણે કંઇ નવી સાંભળતા નથી: હવે તો કાનનું સુખ બે આની પણ આંખને મળે એટલું ઇચ્છીએ છીએ.

* * * * *

સુધારો' શબ્દ અમને બહુ શંકામાં નાંખે છે. જે એકની દૃષ્ટિએ સુધારો તે બીજાની દૃષ્ટિએ કેટલીક વાર કુધારો જ હોય છે. આ છેક સાધારણ અને બાલિશ સત્યમાં લૉર્ડ કર્ઝનનાં 'સુધારા'ઓએ પ્રબળ અર્થ પૂર્યો છે. અને કેળવણીમાં સુધારો એટલે 'યુનિવર્સિટિ ઍક્ટ'ની સેનેટ અને સિન્ડિકેટ?—એમ સહજ પ્રશ્ન ઊઠી આવે છે. હિન્દુસ્તાનનો વેપાર વધારવાની વાત ચાલે છે ત્યાં અમને શંકા થાય છે કે આ વેપાર તે આ દેશના વતનીઓનો કે અત્રેના અંગ્રેજ વેપારીઓનો? આ શંકાનું કારણ એટલુંજ કે હમણાં થોડાક વખત ઉપર લૉર્ડ કર્ઝને અત્રેના અંગ્રેજ વેપારીઓની પ્રવૃત્તિમાં—ઓંકારમાં અખિલ બ્રહ્માંડવત્—આ દેશનું સઘળું હિત સમાએલું જાહેર કર્યું છે, અને મિ. બ્રૉડ્રિક આગળ આજકાલ અત્રેના અંગ્રેજ ચાહવાળા ઉપસ્થિત છે. આ ચાહવાળાઓએ ઈંગ્લંડમાં ચાહ ઉપર જે જકાત વધારવામાં આવી છે તે સામે પોકાર ઉઠાવ્યો હતો, પણ મિ. બ્રૉડ્રિક તરફથી તેઓ નિષ્ફળ ગયા છે. લૅંકેશીયર હિન્દુસ્તાનમાં વિલાયતી કાપડ ઉપર લેવાતી જકાત ઘટાવી શકે, અને ઉલટી અત્રે નીપજતા માલ ઉપર જકાત મૂકાવી શકે—પણ અત્રેથી ઈંગ્લંડમાં જતા માલ ઉપર ઇંગ્લંડ જકાત લે તે ઘટાડવવાની કોની શક્તિ છે? મિ. બ્રૉડ્રિકે પૂર્વોક્ત ભાષણમાં ઈંગ્લંડ અને હિન્દુસ્તાન એક બીજાને ખાસ અનુકૂલતા કરી આપે એવી સૂચના કરી હતી. મિ. બ્રૉડ્રિકનો મુદ્દો એવો હતો કે 'ઈંગ્લંડ અને હિન્દુસ્તાનના આર્થિક હિતના માર્ગો એકઠા રહેલા છે,' અને તેથી આજકાલ મિ. ચેમ્બરલેઈને ઉપાડેલા આર્થિક મહાપ્રશ્નનો નીવેડો કરતી વખતે હિન્દુસ્તાનનું આર્થિક હિત ધ્યાનમાં રાખવું જ જોઇશે. પણ આ આર્થિક હિત કોને કેવું એ મ્હોટો પ્રશ્ન છે, અને એજ મુદ્દાનો પ્રશ્ન છે, અને એમાં મિ. બ્રૉડ્રિકનું હિતનું ધોરણ એ છે કે 'હિન્દુસ્તાન ઈંગ્લંડના માલનું હાલ કરતાં પણ વધારે સારૂં બજાર—'*a still better market for English goods*' શી રીતે થઈ શકે? લૉર્ડ મેકોલેએ હિન્દુસ્તાનને પાશ્ચાત્ય કેળવણી આપવાની ભલામણ કરતી વખતે આ મ્હોટી દલીલ રજુ કરી હતી કે—પાશ્ચાત્ય કેળવણી ભણશે તો લોકો વિલાયતી માલનો વિશેષ ઉપયોગ કરતા થશે. છેલ્લાં પચાસ વર્ષના આપણા કેળવણીના અને વિલાયતી આયાતના ઇતિહાસે લૉર્ડ મેકોલેની ભવિષ્યવાણી ખરી પાડી છે—પણ એમના વખતમાં ઉપસ્થિત ન થએલું એવું એક નવું સત્ય હવે બહાર આવ્યું છે ને એ કે લોક પાસે પૈસો હશે તો જ તેઓ કોઈપણ માલ ખરીદી શકશે.

* * * * *

મિ. બ્રૉડ્રિકે તો અત્રેના અંગ્રેજ-ચાહવાળાઓને જવાબ આપ્યો કે—તમારે ફરિયાદ કરવાનું કાંઈ જ કારણ નથી. સને ૧૮૬૬ માં ઈંગ્લંડમાં ૯૬ ટકા જેટલો ચાહ ચીનથી આવતો, તેને બદલે હવે ૬૦ ટકા જેટલો હિન્દુસ્તાનમાંથી, ૩૧ ટકા સિંહલદ્વીપથી, અને માત્ર ચાર પાંચ ટકા ચીનથી આવે છે એ થોડું નથી. ચાહની માણસ દીઠ વાપરમાં વધારો થતો અટક્યો છે તેનું કારણ એટલું જ છે કે હવે એ વાપરની પરાકાષ્ઠા આવી ગઈ છે,

એમાં હવે વિશેષ વધારો સમાઈ શકે એમ નથી*—ઍલેગ્ઝાન્ડર પણ જ્યારે બધા દેશ જીતી રહ્યો, અને કાંઇ જીતવાનું બાકી ન રહ્યું, ત્યારે એને અટકવું પડ્યું હતું! પરન્તુ ‘લંડન ટાઇમ્સ’ ના “ Indian Affairs ” ઉપરના આર્ટિકલ લખનાર ગૃહસ્થે આ ચાહવાળાઓની બહુ હિમાયત કરી છે. તા. ૩ જી ફેબ્રુઆરીના અંકમાં એ જણાવે છે કે ગયા એપ્રિલમાં ચાહની જકાતમાં ઈંગ્લંડે જે બે પેન્સનો વધારો કર્યો છે તેમાંની એક કે દોઢ પેનિ ચાહવાળાઓ ( producer ) ઉપર પડે છે, અને બાકીની જુજ જકાત જ વાપરનાર ( consumer ) ઉપર પડે છે; બીજું, સરકારની રૂપા નાણા સંબન્ધી નીતિથી—કૃત્રિમ રીતે રૂપીઆની કિંમત વધારી છે તેથી—ચાહની વાવણી કરનાર કંપનીઓ ઉપર ૩૦ થી ૫૦ ટકા જેટલો આડકતરો કર પડે છે એમ કહીએ તો ચાલે. (“The old feeling of the producer regarding the new currency policy has again been revived, and the planters urge that the policy which has been the salvation of India has imposed an export tax of 30 to 50 per cent upon tea, while silver-using China receives a bounty to this extent in favour of her tea).” આ બંને પ્રતિપાદન બહુ મહત્ત્વનાં છે. પરદેશી માલ ઉપર જકાત નાખવા વિરુદ્ધ ‘ફ્રી-ટ્રેડ’ એટલે અપ્રતિબદ્ધવ્યાપારના હિમાયતીઓનું એમ કહેવું છે કે આવી જકાત પરિણામે માલ વાપરનાર ઉપર જ પડે છે; અને આ દલીલને આધારે, સ્વાર્થને પરાર્થરૂપે મૂકી જાણનાર અંગ્રેજ વેપારીઓ અત્રે પરદેશી માલ ઉપર જકાત નાંખવાની વિરુદ્ધ જામી રહ્યા છે. પણ ચાહની વાવણી કરનારા અંગ્રેજોનો અનુભવ મી. જસ્ટિસ રાનડેની ‘ Protection ’ એટલે કે જકાતી નીતિની ભલામણને ટેકો આપે છે. વળી આમાં ખાસ ધ્યાન ખેંચે એવું એ છે કે જે દેશમાં એ તરેહનો માલ પેદા થઇ શકતો હોય ત્યાં પરદેશી માલ ઉપરની જકાત પરદેશ ઉપર પડે એમાં આશ્ચર્ય નહિ, પણ આ દાખલામાં તો ઇંગલંડમાં ચાહ પેદા થતો નથી છતાં ચાહ ઉપરની જકાત ઇંગલંડની પ્રજા ઉપર ન પડતાં અત્રેની ચાહની કંપનીઓ ઉપર પડે છે—અર્થાત્ કે આપણે પરદેશી માલ ઉપર જકાત નાંખીએ તો તેવો માલ આપણે ત્યાં થતો ન હોવાથી એ જકાત પરિણામે આપણા ઉપર જ પડે એમ કાંઈ નથી: પ્રકૃતમાં, જેમ ચીનાઇ અને હિન્દુસ્તાની ચાહની હરીફાઇથી એ જકાત ઘણીખરી ચાહવાળાઓને ખમવી પડે છે, અને ઇંગ્લંડને

---

* મિ. બ્રૉડ્રિકે જુદા જુદા દેશના ચાહની વાપરના આંકડા ટાંક્યા હતા એ જાણવા જેવા છે.

વર્ષમાં માણસ દીઠ ચાહનો ઉપયોગ.

| | |
|---|---|
| હોલાંડ | ૧·૪૮ પાઉંડ. |
| યુનાઇટેડ સ્ટેટ. | ૧·૦૯ ,, |
| રૂશીઆ | ૦·૯૩ ,, |
| જર્મની. | ૦·૧૨ ,, |
| ફ્રાન્સ. | ૦·૦૬ ,, |
| ઈંગ્લાંડ. | ૬·૦૦ ,, |

નુકશાન થતું નથી, તેમ આપણે ત્યાં પરદેશી માલ ઉપર જકાત નાંખવાથી ઈંગ્લંડ અને જર્મની કે જાપાન અને નૉર્વે વચ્ચે હરીફાઇ ચાલશે અને એનું નુકશાન એ દેશોને ખમવું પડશે, હિન્દુસ્તાનને એથી નુકશાન નથી; ઉલટી એટલી જકાતની ઉપજ વધારે થશે, અને હિન્દુસ્તાનની દેશી કારીગરીને એટલું ઉત્તેજન મળશે. આ વાત સામાન્ય રૂપે હિન્દુસ્તાનની આર્થિક નીતિના વિચારમાં યાદ રાખવા જેવી છે. બીજી મુદ્દાની વાત 'ટાઇમ્સ'ના લેખમાં એ આવી કે સરકારનો રૂપીઆ સંબંધી ઠરાવ બીજાને ગમે તેટલો લાભકારક હશે, પણ ચાહની વાવણી કરનાર કંપનીઓને તો એ કરરૂપ થઇ પડે છે. 'ચાહ'ને બદલે 'ઘઉં' શબ્દો મૂકીએ તો આખું વાક્ય હિન્દુસ્તાનના ગરીબ ખેડૂત—જેને મિ. બ્રાડ્રિક 'the very poorest of the poor' કહે છે—એમને સંપૂર્ણ લાગુ પડે છે. ઈંગ્લંડના મ્હોટામાં મ્હોટા પત્રમાં 'ચાહવાળાનાં દુઃખો' ('The Trials of the Teaplanter') ને અંગે આ મહાપક્ષ આગળ કરવામાં આવ્યો છે, પણ મિ. ગોખલેના ‡ભાષણ ઉપર એ જ પ્રતિષ્ઠિત પત્ર ઈંગ્લંડની પ્રજાનું ધ્યાન ખેંચશે ?

* * * * *

ખેતીનું નામ પૂસા ખાતે ભરાએલી 'Board of Agriculture' ની સભાનું સ્મરણ કરાવે છે. એમાં પ્રથમ તો આવતે વર્ષે એ મંડળે શું કામ કરવું એનો વિચાર કરવામાં આવ્યો. હિન્દુસ્તાન સમસ્ત ખાતે તથા દરેક ઇલાકા ખાતે મુખ્ય મુખ્ય થાણાં ઠરાવવામાં આવ્યાં. આપણા ઇલાકામાં હાલ છ થાણાં છે, બીજાં બે માટે જગ્યા પસન્દ થઇ ચૂકી છે, અને બીજાં ત્રણ નવાં કાઢવાનાં ઠર્યાં: વાવણી કેવી રીતે બદલતા રહેવું, ખાતર શું શું નાખવું બી કેવાં વાપરવાં, પરદેશી બી અજમાવી જોવાં, જુદી જુદી જાત એકઠી કરવી, મોલને રોગ આવે છે તેનાં કારણ અને ઇલાજ નક્કી કરવાં, નવાં ખેતીનાં ઓજાર ઉપયોગમાં લેવાં—ઇત્યાદિ બાબતના પ્રયોગો કરવામાં આવશે. આ પ્રયોગો માટે હાલ આપણા ઇલાકામાં છ થાણાં છે—સૂરત, નડિઆદ, ધારવાડ, મીરપુરખાસ, જળગાંવ, અને છારોડી. ખાસ મહત્ત્વનો ઠરાવ એ થયો કે પ્રયોગી ક્ષેત્ર (Experimental farms) ઉપરાંત દરેક થાણાને અંગે કેટલાંક પ્રદર્શન ક્ષેત્રો (Demonstration farms) રાખવાં,—જેથી લોકને નવી પદ્ધતિના લાભ નજરોનજર જણાય; અને આ પ્રદર્શનક્ષેત્રો એક જ ઠેકાણે કાયમ ન રાખતાં જુદે જુદે ઠેકાણે ફરતાં રાખવાં. ઢોર કેમ ઉછેરવાં અને સુધારવાં એની આપણા ખેડૂતોને બરાબર ખબર નથી, માટે એ બાબત પણ પ્રયોગો કરી એનાં પરિણામ તેઓને પ્રત્યક્ષ કરી બતાવવાં. તથા માખણ બનાવવાની અને ડબ્બામાં ભરવાંની વગેરે રીત સમજાવવી. બળદથી ખેંચાતા ચામડાના કોસને બદલે તેલનો

‡ આ ભાષણનો સાર આ લખતા પહેલાં અત્રે વીસમી કૉંગ્રેસના અવલોકનમાં આવી ગયો છે. એ અવલોકન લખતી વખતે અમારી સમક્ષ એ ભાષણ નહોતું, અને માત્ર અમારા સ્મરણને આધારે એ લખવું પડ્યું છે. ત્યારપછી 'ઇન્ડિયા' પત્રમાં એ સવિસ્તર આવ્યું છે. એની જોડે અમારો સારોદ્ધાર સરખાવી જોવાનો અમને વખત મળ્યો નથી. પણ આશા છે કે અમારૂં સ્મરણ યથાર્થ હશે. છતાં કાંઇ ભૂલ હોય તો તે વાચકે સુધારી લેવી. અને એ માટે સઘળી જવાબદારી મિ. ગોખલેની ન ગણતાં અમારી ગણવી.

સાંચો અને પંપ વાપરવાથી કેટલો ફાયદો પડે છે વગેરે ખેતીનાં ઓજાર સંબન્ધી વિવિધ હકીકત લોકની નજરે લાવવી. ઇજિપ્શ્યન રૂનો પ્રયોગ જારી રાખવો અને અત્રેનું રૂ સુધારવાની વિવિધ રીતો અજમાવવી. છેવટે, સૌથી મહત્ત્વનો ઠરાવ એ થયો કે કૃષિ સંબન્ધી 'Agricultural Ledger' બહાર પડતું હતું તેને બદલે લોકને વધારે ઉપયોગી થાય એવું એક 'Agricultural Journal'–શરૂઆતમાં ત્રૈમાસિક–બહાર પાડવું. દેશી ભાષાઓમાં કૃષિ સંબન્ધી ન્હાનાં ન્હાનાં પાનીઆં બહાર પાડવાં, એમાં વિવિધ મતેનું વિવેચન કરી ખેડૂતને ગુંચવાડામાં નાંખવાને બદલે એક સાદી રીત બતાવવી. વળી, અન્ય વર્તમાનપત્રોમાં વખતો વખત કેટલીક જાહેર હકીકત આપતા રહેવું. અને જો કે હાલમાં પૂસા તરફથી કૃષિશાસ્ત્રના કેળવાએલા શિક્ષકો આખા દેશને પૂરા પાડી શકાય એમ નથી, તો પણ સરકારના કેળવણી સંબન્ધી ઠરાવને અનુસારે એ કેળવણી વિસ્તારવાને સ્થાનિક કૃષિ ખાતા તરફથી પ્રયત્નો કરવામાં આવશે. ટૂંકામાં—આ સભાએ પોતાના કર્તવ્યની ઉત્તમ ભાવના આલેખી છે, અને તે સંપૂર્ણ રીતે અને ખરી રીતે અમલમાં આવે તો આ ખાતાનો અને એ ખાતું સ્થાપનાર લૉર્ડ કર્ઝનનો આ દેશની પ્રજા ઉપર હમેશનો ઉપકાર રહેશે. લૉર્ડ કર્ઝનની સમજણમાં ગમે તેટલી ભૂલ હશે–અને છે–પણ એની આ દેશના ખેડૂત વર્ગ માટે ખરી લાગણી છે એમાં અમને સંશય નથી; અને અમને લાગે છે કે હિન્દુસ્તાનની પર રાજ્ય સાથેની નીતિમાં કેટલીક મુશીબતો અને એને પરિણામે કેટલુંક આવશ્યક ખર્ચ એમની દૃષ્ટિ આગળ ઉપસ્થિત ન હોત તો હિન્દુસ્તાનના ખેડૂતનો બોજો ઉતારવા એ કાંઇક પ્રયત્ન કરત. અને આ સ્થળે એટલું જણાવવું જોઇએ કે ઉત્તમોત્તમ કૃષિશાસ્ત્રીઓના મત પ્રમાણે પણ હિન્દુસ્તાનનો ખેડૂત એની કળામાં કુશળ છે—અને ખરી મુશીબત સારી ખેતી માટે જોઇતાં નાણાંની છે.

* * * * *

મુંબાઇમાં પ્રદર્શન ભરાયું તે વખતે સરદાર બળવંતરાવ નાતુના પ્રમુખપણા નીચે દક્ષિણના ખેડૂતોની એક સભા ગળી હતી, અને તેમાં સરકારને નીચે પ્રમાણે વિનંતિ કરવાનું ઠર્યું હતું:—

(૧) દરેક તાલુકા ગામમાં સરકારે ખેતીનાં અમુક ઓજારો હાજર રાખવાં, અને તે ખેડૂતને તગાવીના નાણાંમાંથી ખરીદવા દેવાં.

(૨) હલકે ભાવે ખી આપવું.

(૩) ખાતરનાં ગાડાં ઉપર 'ટોલ' (રસ્તાનો કર) ન લેવો.

(૪) ખેતીનાં ઓજાર બનાવવા માટે જંગલમાંથી લાકડાં મફત લેવા દેવાં.

(૫) ઢોરને માટે મફત ગૌચર રાખવાં.

(૬) બંધ અને કુવા બાંધવા માટે પત્થર મફત આપવા.

જ્યાં પાણીની તંગી હોય ત્યાં ઢોરને માટે ન્હાની તળાવડીઓ અને હવાડાઓ બાંધવા.

ખેડાણજમીન પાસેનાં જંગલ કાપી નાંખવાં.

કૃષિશાસ્ત્રના ગ્રેડયુએટો અને જાણ માણસો ( *Expert* ) ને તાલુકામાં ફરીને શિક્ષણ આપવા માટે સર્કલ ઈન્સ્પેક્ટર અને ડિસ્ટ્રિક્ટ ઈન્સ્પેક્ટર તરીકે નીમવા.

દેશી ભાષામાં ખેતીને લગતાં ચોપાનીઆં અને પાનીઆં છાપવાં, અને તે મ્યુનિસિપૅલિટિ, ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડ, ડિસ્ટ્રિક્ટ ઇન્સ્પેક્ટર, સર્કલ ઈન્સ્પેક્ટર, અને પટેલો મારફત પુષ્કળ વહેંચવાં.

ગામડાંની નિશાળોમાં કૃષિશાસ્ત્રનું શાસ્ત્રીય વિચારાત્મક અને આનુભવિક પ્રયોગાત્મક શિક્ષણ આપવું.

સરકાર તરફથી તાલુકાગામમાં સારા આખલાઓ અને પાડાઓ રાખીને એ દ્વારા ઢોર સુધારવાની લોકને અનુકૂળતા કરી આપવી.

ઉપરના ઠરાવો આપણા પ્રાન્તને પણ ઘણે ભાગે લાગુ પડી શકે છે.

[ વસન્ત—ઑફિસ. ]

---

# નરસિંહ મહેતા.

## ( ભક્ત તરીકેનું ત્હેમનું પ્રચલિત જીવન. )

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ જૂજવે રૂપ અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે. અખિલ૦

પવન તું પાણી તું ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ ચાખવા, શિવ થકી જીવ થયો એ જ આશે. અખિલ૦

વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડળ વિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડિયા પછી નામ રૂપ જૂજવાં, અંત તો હેમનું હેમ હોયે. અખિલ૦

વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એ જ પાસે;
ભણે નરસૈયો એ મન તણી શી રચના, પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે. અખિલ૦

ઇન્દ્રિયાતીત પરમાત્માની શક્તિના સૂક્ષ્માંશને પણ અનુભવવા પામર મનુષ્ય સર્વથા અસમર્થ છે. માટે જ માનુષબુદ્ધિસત્ત્વ ત્હેનું માત્ર અસ્તિત્વ સ્વીકારી એના સ્વરૂપની અલક્ષ્યતાથી ઉદ્ભવેલ આશ્ચર્યમાં વિરામે છે.

आश्चर्यवत् पश्यति कश्चिदेनम् ।
आश्चर्यवत् वदति तथैव चान्यः ॥
आश्चर्यवत् चैनमन्यः शृणोति ।
श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥

એ અલક્ષ્ય બ્રહ્મને લક્ષ્ય કરવા ' એની આશ્ચર્યશાલિ ભવ્યતાના નિદિધ્યાસનમાં જ નિરંતર વસવું એ જ્ઞાનમાર્ગનો પક્ષ છે; ' અને એ પરમાત્માની લક્ષ્ય વિભૂતિ તથા એના અનેક વિહારને લક્ષ્ય કરી ' એની ભવ્યતાને બદલે ત્હેના મધુર સૌન્દર્યપર તથા ત્હેની અજ્ઞેયતાને બદલે ત્હેના પ્રત્યક્ષ પ્રેમ ઉપર હૃદય સ્થાપી એની સાથે પ્રેમ જોડવો એ ભક્તિમાર્ગનો પક્ષ છે. ' લક્ષ્ય વિભુના વિહાર અનેક છે; અને તેથી જ ભક્તિ બહુમાર્ગિણી અને બહુરૂપિણી છે. ત્હેમાંથી જે માર્ગે જે રૂપે ભક્તિ પમાય તે ભક્તિથી ભક્તિનું પરમ સાધ્ય લક્ષ્ય રૂપ પમાય છે. આ જ્ઞાનપક્ષ અને ભક્તિપક્ષ ' ઉભય અંશોનો વિરોધ ટાળી ઉભયને હૃદયમાં અવકાશ આપવો, એ પરમાત્માભિમુખ હૃદયની ઉચ્ચમાં ઉચ્ચ-લગભગ અપ્રાપ્ય જેવી-સ્થિતિ છે. અને આ બે અંશમાંથી એકને પ્રાધાન્ય મળી જવું એ મનુષ્યહૃદયનું સ્વાભાવિક વલણ છે. પરન્તુ આ બંને અંશ સ્વીકાર્યા છતાં દરેકમાં મન્દ રહેવું ' તે પરિણામે અનિષ્ટ છે.

ઉક્ત બેઉ પક્ષમાંના ગમે તે પક્ષથી પોતાના ઉપાસ્ય લક્ષ્યનો સાક્ષાત્કાર કરનાર

મહાત્મા જાતે જીવન્મુક્ત થાય છે: અને 'યદ્યપિ તે મહાન હૃદયો જગતના વિષમય દુઃખદ પ્રવાહમાં વિચરતાં છતાં પણ પરમાનંદ અનુભવે છે, એટલુંજ નહિ પણ એવાં ઉત્કટ પરમાત્મપ્રેમવાળાં હૃદયો સંસાર તજી ઇહલોકમાં જ પરમાત્મલોકનો આપણને અનુભવ કરાવી શકે છે. અને એવા તારાઓ પૃથ્વીથી અસંખ્ય યોજન દૂર હોઇને પણ આપણી સંસારસમુદ્રની ન્હાની ન્હાની જીવનનૌકાઓને એમના ઉદ્દેશ્ય સ્થાન તરફ દોરે છે.'

ત્રિગુણાત્મક શ્રીવિષ્ણુના પદનખમાંથી નીકળેલી આ સંસારગંગાના પ્રવાહમાં અનેક જીવસ્ફુલિંગો ખેંચાય છે. ત્હેના ઉચ્ચ નીચ અનેક પ્રપંચોના પ્રવાહમાં આકર્ષાતી જીવ-સૃષ્ટિઓની પ્રત્યેક વ્યક્તિઓની સમાન સ્થિતિ નથી. કંઇ પવિત્ર આત્માઓ ત્હેના શિરોભાગે સ્થિત હોય છે. કોઈ મધ્યસ્થિત હોય છે; અને અસંખ્ય પ્રાકૃત જીવો મલિન માયાના પ્રાપંચિક પાશોમાં ઝકડાઈ પરવશ થઈ પરમાત્માથી વિમુખ થતા પ્રવાહ તળે ઘસડાયાં જાય છે. આ ... પથ પર પ્રવાસે નીકળેલા પણ પરમાત્મપ્રેમરસમાં અવગાહન કરેલા, અજ્ઞેય બ્રહ્મને લક્ષ્ય કરી સંસારગંગાના પ્રવાહપર તરતા ને પરમાત્માભિમુખ થતા પવિત્ર જ્યોતિર્-અંશો ચ... પ્રવાહપતિત સૃષ્ટિને જોઇ અનુકંપાથી, પોતાને થતા બ્રહ્મસાક્ષાત્કારના અવર્ણનીય ...ખની ઝાંખી કરાવવા તથા ત્હેનાં ત્રાસદાયક પારમાર્થિક દુઃખોમાંથી ઉદ્ધારવા માર્ગો રચે છે, પ્રણાલિકાઓ પાડે છે. ત્યારે કંઇક પવિત્ર આત્માઓ સ્વયં પરમાત્મપ્રેમની સન્રસ મૂર્તિ રૂપે, અધોમુખ થતા મલિન પ્રવાહમાં અનુકરણીય દૃષ્ટાંત રૂપે બની રહે છે. આ ચારિત્ર્યવાન્ પવિત્ર પ્રેમમૂર્તિઓ પોતાની આસપાસના ક્ષાર મલિન જળમાં પ્રેમ ને ભક્તિ અંશની નિર્મળી નાંખી પવિત્ર સૃષ્ટિ રચે છે; ને ત્હેમાં અનેક પામર જીવોને કલ્યાણકારી શુદ્ધિસત્ત્વથી આકર્ષે છે: અને એ આકૃષ્ટ સૃષ્ટિની અલક્ષ્ય પવિત્ર ભાવનાઓને જગાડે છે. તથા પોતાની પ્રેમભક્તિની પાંખપર બેસાડી સંસારગંગાના શિરોભાગે ચ્હડવા યથાશક્તિ ઉડે છે. આપણી ગુર્જર સૃષ્ટિની પવિત્ર પ્રેમભાવના જગાડતા, પ્રેમશ્રદ્ધાની પાંખપર આપણને લેઈ ઉડતા, અને પ્રેમલક્ષણા ભક્તિનો સાક્ષાત્કાર કરાવતા એક પવિત્રાત્માનું ગુણ-કીર્તન કરવા આજે આપણે એકઠા થયા છીએ.

એ મહાત્માનો વિશુદ્ધ હૃદયદીપ આપણી પ્રાકૃત સૃષ્ટિમાં અખંડ જ્યોતિથી પ્રકાશે છે અને પ્રકાશશે. તથા માયાના ગાઢ તિમિરમાં, પથરાયલી પ્રાપંચિક જાળોમાં અને રાગદ્વેષના ખડકોની વચ્ચે પરમાત્મપ્રદેશનો વિશુદ્ધ માર્ગ દૃષ્ટિગોચર કરે છે અને કરશે. એના પ્રેમાળ હૃદયને ગુર્જર સાહિત્યે મુકુટમણિમાં સ્થાન આપ્યું છે; અને ગુજરાતનાં આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષોનાં ચિત્તમાં ત્હેનાં પ્રભાતિયાં સ્થિર નિવાસ કરી રહ્યાં છે. અનેક પ્રવાહપતિત દુઃખી જીવોને ત્હેનાં ભક્તિપદો આશ્વાસન આપે છે. અને એની પાસે જતાં પ્રત્યેક અસંસ્કૃત હૃદયોની વિશુદ્ધ પણ સુષુપ્ત ભાવનાઓને સંસ્કારી ઉદ્બોધી જાગૃત કરે છે. રાત્રિના અંધકારનો નાશ કરી માંગલિક ઉષા જડવત્ સુપ્ત સૃષ્ટિમાં ચેતન મૂકી સૂર્યનાં દર્શન કરાવે છે; ત્યમ એ મહાનુભાવનાં પવિત્ર વચનો અજ્ઞાનતિમિરને હણી પરમાત્માનાં વ્યાપક પ્રેમ ને શાંતિને પ્રત્યક્ષવત્ કરાવે છે. એ ભક્તરાજ નરસિંહને જન્મ દેઈ ગરવી ગુજરાતે ગૌરવ વધાર્યું છે.

ગિરનારની પવિત્ર છાયામાં જુનાગઢ ભાગ્યહીન વિષયાસક્ત મંડળિકની સત્તામાં ગૃહ-

સંસારના પ્રચંડ પ્રહારે વીંધાયેલ હૃદયે ઉગ્ર તપ આદર્યું. અન્ન જલ ત્યાગી સાત ઉપવાસ કીધા. અંતે ભક્તની દૃઢ શ્રદ્ધાએ શંકર વરપ્રદાન માટે પ્રત્યક્ષ થયા. 'સદસતનું મ્હને જ્ઞાન નથી, જે ઉત્તમ હોય તે આપો' એમ મહેતાએ ચરણકમલમાં પડી માગ્યું. શ્રી વિષ્ણુના પરમ ભક્ત શંકરે પરમાત્મા સાથેના અભેદપ્રેમની ક્રીડા–રાસલીલા–બતાવવા નરસિંહને ગોપીના વેષથી દ્વારિકા સાથે લીધો. ત્યાં એનાં દિવ્ય ચક્ષુ ખુલ્યાં ને પરમાત્માનો અનન્ય પ્રેમ નિરીક્ષ્યો. ભક્ત હૃદયોના પ્રેમની પરાકાષ્ઠા પ્રત્યક્ષ કરી; અને એ દિવ્ય પ્રકાશ પોતાના હૃદયમાં ઓતપ્રોત થતો અનુભવ્યો. કુરુક્ષેત્રમાં વિરાટ્સ્વરૂપને પ્રત્યક્ષ કરતા અર્જુનને વિભુની સંહારક શક્તિ જોઇ ભય ઉત્પન્ન થયો ને શાંતિ માટે સૌમ્ય ચતુર્ભુજ દર્શનની પ્રાર્થના કરવી પડી. તેને સટે નરસિંહથી સર્વ વ્યાપી પ્રેમ મૂર્તિ પ્રત્યક્ષ થઇ. ઋત દૃષ્ટિગોચર થયું. અને પરિશુદ્ધ શાંત થયેલા હૃદયમાં આજ્ઞા થતી સંભળાઈ:

" રખે લોકાચાર મન માંહે ગણતો, મસ્તક સાટે મુક્તિ;
રાધા–કૃષ્ણનો વિહાર ગાજે, જુએ તેવી ભક્તિ. "

ભક્તરાજે સ્થૂલ ચર્મચક્ષુ ઉઘાડી જોયું, તો સંસારના સર્વ સ્થૂલ અંશમાં પણ પરમ પ્રેમસ્વરૂપ બિરાજેલું જોવાયું. જલ સ્થલ આકાશ વાયુ ને સર્વ વ્યવહારમાં તે દિવ્ય તેજ:પુંજનો પ્રકાશ સ્ફુરતો દેખાયો. એમણે ગોપીભાવે ગાયું:

" તું મારે ચાંદલીયે ચોંટયો, સારા સુરતમાં શામળીઓ;

*    *    *    *    *

ખડકીએ જોઉં ત્યારે અડકીને ઉભો, બારીએ જોઉં ત્યારે બેઠો રે;
શેરીએ જોઉં ત્યારે સન્મુખ આવે, વ્હાલો અમૃત પેં અતિ મીઠો રે. તું મારે૦
જમતાં જોઉં ત્યારે જોડે બેઠો, સુતો જોઉં ત્યારે સેજડીએ રે;
વૃન્દાવનને મારગ જાતાં, આવીને મળ્યો બેલડીએ રે. " તું મારે૦

બ્રહ્મસાક્ષાત્કાર કરેલ હૃદયને જગત્ જગત્ રૂપે ભાસતું જ નથી. એને સર્વત્ર જ્યોતિ:પુંજ જ સ્વયં પ્રકાશતો માલમ પડે છે. **ब्रह्मैवेदममृतं पुरस्तात् ब्रह्म पश्चात् ब्रह्म दक्षिणतश्चोत्तरेण। अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम् ॥** આ અનુભવ દૃઢ થતાં એ સંસિદ્ધ મહાત્માઓને પોતાની જાતને માટે કશું કરવાનું રહેતું નથી. જોકે જાતે કૃતકૃત્ય થયા સતાં લોકસંગ્રહને માટે આમરણ તેઓ પ્રવૃત્તિ કરે છે. પણ તે કલ્યાણકારી બુદ્ધિસત્ત્વથી હોઇ ફલાસક્તિરહિત નિષ્કામ પ્રવૃત્તિ હોય છે. પણ ભક્તરાજ આ અપ્રાપ્ય સ્થિતિ પ્રાપ્ત કરી ભક્તિથી મળતા પરમ શમની ઝાંખી કરાવવા સંસાર તરફ વળ્યા.

જુનાગઢ આવી વૈરાગ્યજનની ને જીવનસાફલ્યની કારણભૂત ભાભીના ચરણમાં શિષ્યભાવે સાષ્ટાંગ નમ્યા :

" તમને ગોરાણી મેં પ્રમાણી, હુને કહ્યું કઠણ વચન;
હરિ હર બંને મુજને મળ્યા, તે ભાભી તમારું પુન્ય. "

* * *

" અરે માત તુજ વચને કરી, હું પામ્યો વૈકુંઠનાથ,
મૂર્ખ મુજને કહ્યો ભાભી, ચઢી સબળી રીસ;
અપવાસ સાતે હતું દર્શન, પ્રગટ ઉમયાઇશ. "

" ભાભી તું મારે ગોરાણીજી, તારે પુન્યે ભક્તિ માણીજી;
બીજો ગુરૂ નથી મારે આજજી, તુજથી પામ્યો ભક્તિરાજજી. "

હવે આ જીવન્મુક્ત મહાત્માએ સંસારનાં કપડાં પહેર્યાં; ને કાકાના ઘરમાં જ જૂદો ગૃહસ્થાશ્રમ માંડ્યો. અનુગુણ દંપતી જ સંસારની ધુરા સરળતાથી વહન કરી શકે છે. આ યુગ્મમાં જેટલું રસગુણનું વૈષમ્ય તેટલું જીવનસહચારમાં દૌર્ઘટ્ય. રસઐક્યથી મનઐક્ય ઉદ્દભવી અભેદભાવ થવો એજ દંપતીના ધર્મસહચારનું હાર્દ છે. આ વિગુણ દંપતીનો સહચાર આવાં સુંદર સ્વરૂપમાં ક્યાંથી પરિણમે ? વ્યવહારકૌશલહીન પતિથી ઉદ્દભવેલી અનેક સાંસારિક વિટંબનાઓએ માણેકબાઇને ખેદ કરાવ્યો; પિયરમાં આશ્રય શોધાવ્યો; અને પતિના નિર્મળ સત્યપરાયણ ભક્ત હૃદયને મ્હેણાં ટૂણાંના પ્રહાર કરાવ્યા. છતાં પરમાત્મપ્રેમના અનુભવી શુદ્ધ હૃદયપટ પર મલિન વ્યવહારનો ડાઘ બેઠો નહિ. ને ભક્તિના આવેશે મહેતાજીને વ્યવહારાભિમુખ કીધા નહિ.

આવી વિષમ સ્થિતિમાં ૨૪ મે વર્ષે પુત્રદર્શન થયાં. પણ પરમ ભક્તને વ્યવહાર બેડીમાં નહિ પૂરવાની ઇશ્વરેચ્છાએ તે પુત્રને સ્વલ્પ સમય સંસારની હવા લેવડાવી પાછો બોલાવી લીધો.

નાતજાતની બત્રીશીમાં ચવાતા વેરાગી ભાઇથી પુરુષોત્તમ પોતાને કલંકી સમજવા લાગ્યો. ને મહેતાને ત્યાં બરાતા સાધુસંતના અખાડાએ પિત્રાઇના હૃદયમાં કલહબીજ રોપ્યું. આ ક્લેશથી ભક્તિમાં વિઘ્ન આવતાં ધારી, મહેતે સ્થાન ફેરવ્યું. મજેવડી દરવાજે કોઇ સાધુની ઝુંપડી પાસે પોતાનો ચોરો ને અખાડો સ્થાપ્યાં. સાંસારિક સુખોપભોગના લ્હાવાથી વિમુખ રહેલાં માણેકબાઇ કંટાળ્યાં, પિયર ગયાં, પાછાં આવ્યાં અને સંવત ૧૪૯૫ માં કુંવરબાઇને ને ૧૪૯૬ માં શામળદાસને જન્મ આપ્યો. કૃષ્ણવિહારનાં કથનભજનમાં મગ્ન આ ભક્તના કુટુમ્બની અન્નપૂર્ણા તપાસ લેતાં ને રાવ મંડળિકની વૈષ્ણવી માતાદ્વારા વિશ્વંભર એમને અન્ન પૂરૂં પાડતો.

કાળક્રમે કુંવરબાઇ લગ્ન વયે પહોંચ્યાં. માણેકબાઇ પુત્રીના ભવિષ્ય માટે ગભરાવા લાગ્યાં. ને ઘરથી વિરક્ત રહેતા પતિને સમજાવવા ભગીરથ પ્રયત્ન કીધો. છતાં સાધુસંગી વિરાગીને રાગી કરી શકી નહિ. અંતે કળકળતા હૃદયે પિયરનો આશ્રય શોધ્યો. આ અશ્રદ્ધાળુ પક્ષથી હૃદયને મહેતાએ બોધ્યું :

(ચોપાઈ—ઓખાહરણના જેવી.)

આવ્યો રમ્ય રમંતો વસંત, ધાર્યાં ધરણીએ વસન હસંત;
આંબે ઝૂલે મોર રુપેરી,—રાણી યશોધરા શોકઘેરી.

બેઠી ઉદ્યાનસરિતાને તીર, દીપે કાચશું નિર્મળ નીર;
પૂર્વે વીત્યા સુખના સમામાં, અહિં પ્રિય બે રહી સ્હામસ્હામાં

પદ્મકોશખચિત છે કિનાર, હેવા જળદર્પણ મોઝાર,
નિરખંતાં નિજ પ્રતિબિમ્બે, મધુર અધર અધર જે ચુમ્બે,

ગૂંથ્યા કરશું કર વળી નિરખે, જળબિમ્બિત જોડું હરખે;
હેવી ઉદ્યાનસરિતાને કંઠ, બેઠી યશોધરા સોત્કંઠ.

આંસુડે નેનપુટતેજ લીધાં, ગાલ સુકુમાર ક્ષામ જ કીધા;
અધરૌષ્ઠતણી રમ્ય રેખ, શોકાનળથી સુકાઈ છેક.

દિવ્ય કાન્તિ કેશતણી ડૂબી, એકવેણીધરા રાણી ઊભી;
બાંધ્યા સંસ્કારહીન સુકેશ, છાજે વિધવાજનનો વેશ.

શ્વેત શોકનું વસન જ જાડું, નાંખ્યું ઉર ઉપરે જે આડું;
નહિં મેખલામણિબન્ધ ત્હેને, છાંડ્યાં ભૂષણ સઘળાં હેણે.

સુણી પ્રિયનાં પૂર્વાશ્રમમાં પ્રેમાહ્વાનો ઉઠી સંભ્રમમાં
પળતા ચપળ ચરણ જે હરણશા, પાટલપાંખડી પેર જે પડતા,

તેહ ન્હાનકડા ને સુરેખ, આજ ચરણ થયા મન્દ છેક;
દુઃખભારે અલસગતિ જાય, રાણી યશોધરા ક્ષીણકાય.

અરુણોદયકેરી જ્યોતે, રજનીતણી શાન્તિ ઉદ્દ્યોતે,
ઘેરા તિમિર મહિંથી નિકળતાં જે'વાં રવિકિરણો ઝળહળતાં,

હેવાં પૂર્વે હતાં જે લોચન, જ્યોતિર્હીન થયાં આ ક્ષણ;
પ્રેમદીપ હોલાયા એ આજે, પૂર્વે દીપ્તિ ન ત્હેમાં વિરાજે.

પક્ષ્મ રેશમ સરીખાં ઢળિયાં, નેનબિમ્બ ઉપર જઈ પડિયાં;
લક્ષ્યહીન લોચન એ ભમંત, નવ નિરખે વિલસંત વસંત.

એક કરમાંહિં મૌક્તિકદામ ધારી સિદ્ધાર્થની અભિરામ;
રાખી સંઘરી જેહ જતનથી, જેહ રાતે એ પળિયો ભવનથી.—
અહા વિષમય ક્‌હેવી એ રાત, અશ્રુપૂર્ણ દિનોતણી માત;
પ્રેમપાત્ર ઉપર બન્યો ક્રૂર, પણ કો દીઠો પ્રેમશૂર ?

હેવી નિર્દયતા પ્રેમકેરી, કળી કોણ સકે જ અનેરી ?
ઇહજીવનબન્ધન માંહિં, પ્રેમ પૂરણો રુચ્યો હેને નાહિં.—

અન્યકર—અંગુલીએ વળગ્યો, દીઠે દિવ્ય સૌન્દર્યે ઝળગ્યો:
નિજ સુત ન્હાનકડો અસેતો, થાપણ સિદ્ધાર્થનાથની એ તો:

નામ રાહુલ જે'નું રસાળ, વર્ષે સાત તણો દિવ્ય બાળ;
હર્ષભરિયો નિજ માતની સોડે પગ પ્હાનિયે દડબડ દોડે.

રમ્ય વિશ્વ પડ્યું ચોપાસે, નિરખે ફૂટતી કળી મધુમાસે;
પામે આનન્દ રાહુલ કુમાર, જે'ને હૃદે નહિં દુઃખભાર.

આમ કમલિનીઓને કિનાર, મન્દ ભમતાં રાણી ને કુમાર:
રાતાં ભૂરાં મીનને જળમાં, નાંખીને તાન્દુલ કુતૂહલમાં,

દુઃખહીન રાહુલ હસે કોડે, નિરખી મત્સ્ય જે જળમાં દોડે:
રાણી ખિન્ન નયનથી નિહાળે, વેગે ઊડતી વલાકા તે કાળે:

નાંખી નિઃશ્વાસ દીનવચનની, વિનવે વિહગને રાહુલજનની:—
"અહો ભુવન ભમંતાં વિહંગ, નમ ગતિ ગગને છે અભંગ:

કદી જઈ ચડો અંકસ્માત, જહિં છુપ્યા રહ્યા મુજ નાથ: '
કહેજો યશોધરાના પ્રણામ, પછી વિનવીને વદજો આમ:—

'સુણવા શબ્દ એક તમ મુખનો, લેવા લ્હાવો ક્ષણસ્પર્શસુખનો,
મરણોન્મુખ જીવતી છે દાસી';—કહેજો એટલું ઓ નભવાસી."

(વંસત.) આમ નિસાસા નાંખતી રાણી કરે ઉચ્ચાર,
ને રમતો મુદમય કુંવર, ત્હાં અદ્ભુત બન્યું તે વાર રે.

(વિષમ હરિગીત.) તેહ વારે રાજદ્વારે થકી આવી દોડતી,
કો અંગના સુખરંગના સંદેશ લાવી કોડથીઃ—
"રાણીજી! ઓ રાણીજી! આવ્યા નવીન કો આપણા
પુરમાંહિં દક્ષિણદ્વારથી બે વણિક હસ્તિનપુર તણા:

ત્રિપુષ ને ભલ્લક હેવાં નામ એ ધનવાનનાં,
ગર્જત સાગરકંઠથી અતિ દૂર આવ્યા બે જણા:
વસ્ત્ર પ્રિયકર આણિયાં અદ્ભુત જરીનાં ચિત્રનાં,
સુને રહોતાં રત્ન, ને પિત્તળ-કટોરા કારમા,

ખંડ હસ્તિદન્તના તેજાન ઔષધ વનતણાં,
કંઈ પંખિયો વળી અવનવા ભંડાર દૂર જ દેશના,
લાવિયા, પણ એહ સર્વે રત્નને ઝંખાવતી,
લાવ્યા અમોલી એક વાર્તા રાણી ! તમ મન ભાવતી !

બાળ લાગી એહની તુજ નાથની, અમ રાજની,
આ ભૂમિકેરી બધી આશાતણા એ સિરતાજની:
નિરખિયો સિદ્ધાર્થ નજરોનજર એ વ્હેપારિયે,
ને પૂજિયો ચરણે ઢળી અભિવન્દિયો શિર નામીને:

ભાખિયું હૂતું ભવિષ તે–અનુસાર બનિયો રાજ એ,
જ્ઞાનીતણો ગુરુ ભુવનવન્દ્ય પવિત્ર અદ્દભુત આજ એ:
બુદ્ધ બનિયો મધુર વચને ને અગાધ દયાગુણે,
જન તારતો ઉદ્ધારતો અહિં આવતો વણિકો ભણે."

( વસન્ત. ) નાથ આવતો સાંભળી, હરખે ઘેલી નાર
ઝટ ઊઠી તાળી વગાડતી, હસતી તેણી વાર રે.

( ગરબી )* તેણીવારે ઊઠી નાર હરખે ઘેલી રે,
નેનજળબિન્દુની હારય પાંપણ્ય રેલી રે;
રક્ત ઊછળતું આનન્દભેર શું રગરગમાં રે,
જે'વી ઊછળે ગંગાસેર પીંગળી હિમનગમાં રે.

બોલી વચન જ એ તતકાળ ભર ઉલટે રે,
" ઝટ બોલાવો આ ઠાર વણિક એ બંને રે;
મુજ શ્રવણ તૃપિત અત્યન્ત થયા છે આજે રે,
આણ્યો હેમણે શુભ જે ઉદન્ત તેદ–પાન કાજે રે

જાવ અન્તઃપુરમાં લાવો ભલા વ્હેપારી રે,
વળી આટલું હેમને કહાવો જે વાત ત્હમારી રે;
જો કરશે સાચેસાચી એ વ્હેપારી રે,
તો રાણી તમપર રાચી ગ્રન્થિ ત્હમારી રે

* અમદાવાદ નામે આ જં શહેર છે સારું રે. એ ચાલ.

ભરશે સોનેરી પૂર વળી રત્નભારે રે,
નવ મળશે જે અણમૂલ રાજભંડારે રે;
અને ચાલો સહુ સાહેલી વધામણી આપું રે,
મુજ હૃદયે અતુલ હર્ષહેલી કદી જો તે માપું રે.

(વલણ.) હર્ષ અને આભાર મુજ જો કદી માપ્યા જાય,
તો હેવાં આપું ઇનામમાં રત્ન અમોલાં આદિ રે.

---

નરસિંહરાવ ભોળાનાથ.

## સ્નેહનાં ઝરણાં કેમ સુકાણાં ?

અચાનક આમ આ શાથી સુકાણાં સ્નેહનાં ઝરણાં ?
પીનારાં પ્રેમનાં વારિ તૃષિત આતુર છે હરણાં !
મૃદુ ને નીલ ચારામાં સુશોભિત આ કિનારામાં,
વસેલાં એ બિચારાંનાં સુકાશે હર્ષનાં નરણાં !
ગિરિપર ખીણ કે રણમાં વસેલાં એ સદા વનમાં;
નથી સહવાસી એ જનનાં બિચારાં ક્યાં જશે હરણાં !
સરિતાનીર સુકાણાં નદી નિજ સ્થાન સુકાણાં,
તૃષાથી કંઠ રૂંધાણા ફરે વ્યાકુલ રાંકલડાં !
નિરન્તર નીર દેનારાં દુઃખી આ પ્રેમ પીનારાં;
સુકાણાં કેમ વ્હાલાં હૃદય પાષાણ રે ઝરણાં !

બાલ હરિણ.

---

# ગુજરાતી જોડણી.

કાર્તિકના વસન્તના અંકમાં રા. કમળાશંકરે મ્હારી આ વિષયની છેલ્લી ચર્ચાનો પ્રત્યુત્તર આપ્યો છે. તે વિશે મૌન રાખવું ધાર્યું હતું. પરંતુ ટૂંકામાં બે ચાર પ્રશ્નો વિશે ખુલાસો આવશ્યક લાગેછે.

રા. કમળાશંકરે જો કે આ લખાણમાં પ્રથમ પુરુષ બહુવચનમાં જ વાપર્યો છે તો પણ એ બહુવચન તન્ત્રીપદના અંગનું હોવું અસંભવિત છે,—તેથી હેમના નામનું જ ગ્રહણ નીચેના લખાણમાં કરવામાં બાધ નહિં આવે એમ માનુંછું.

મ્હને રા. કમળાશંકરની વિદ્વત્તા વિશે સંપૂર્ણ માન છે,' તેમ જ હેમના સદ્ગુણો તરફ પણ તે જ વૃત્તિથી નજર કરુંછું. આ કારણથી મ્હારા લખાણમાં એ માનવૃત્તિનો ભંગ કરનારા અંશો હેમણે કલ્પ્યાછે તેથી ખેદ થાયછે. કોઇ પણ રીતે એ માનવૃત્તિને વિરોધી ઉદ્દેશ મ્હારો હતો જ નહિં, માટે અમર્યાદ આરોપ હેમને મ્હારા લખાણમાં જણાયોછે તે કાંઈક ગેરસમજનું ફળ હશે એમ માનુંછું.

હવે પ્રસ્તુત વિષય ઉપર આવું છું.

*૪ **'વિશે' કે 'વિષે'**—ઇત્યાદિની બાબતમાં રા. કમળાશંકર હેવું ધોરણ બાંધે છે કે તદ્ભવ શબ્દોમાં "મૂળ જણાતું હોય ને રૂપમાં સહજ જ ફેરફાર હોય ત્હાં મૂળને અવલમ્બવાને બદલે મધ્યસ્થને અવલમ્બવું હમને તો યુક્ત લાગતું નથી." પરંતુ એ ધોરણને વળગીશું તો 'વહુ'ને બદલે 'વધુ', 'દહિ'(દહિં)ને બદલે 'દધિ','પડવું' ને બદલે 'પતવું', 'તજવું' ને બદલે 'ત્યજવું'—ઇત્યાદિ રૂપો ઇષ્ટ ગણવાં પડશે. આ પરિણામની વિચિત્રતા સ્પષ્ટ જ છે.

૫. **ઉકાર ઊકારના ઉચ્ચારની અસ્પષ્ટતા**—રા. કમળાશંકર કહે છે કે 'કૂતરો' મ્હેં દીર્ઘ ઊકારવાળો બતાવ્યોછે અને કવિ નર્મદે કોશમાં 'કુતરો' હ્રસ્વ ઉકારનો લખ્યોછે. અને સહજ અવલોકનથી જણાવાની વાત મ્હેં કહી હતી એ ઉપરથી એઓ કહેછે કે કવિ નર્મદને સહજ અવલોકનનો અભાવ હોવો જોઇયે. પરંતુ એમ નથી. રા. કમળાશંકરે પોતે આપેલા કવિ નર્મદના કોશના ઉતારા ઉપરથી સ્પષ્ટ જણાયછે કે 'કેટલાક ઉચ્ચારણ દીર્ઘ માનેછે અને કેટલાક હ્રસ્વ માનેછે' એમ કહેવાની સાથે જ નર્મદ કવિ આ વિષયમાં મતભેદનું અસ્તિત્વ સ્વીકારેછે. તો અવલોકનશક્તિની ખામીનો પ્રશ્ન આવતો જ નથી. તેમ જ કોઇ પણ સ્થળમાં અવલોકનની ભૂલ્ય ન થાય હેવો હક કોઇ પણ મર્ત્યજન કરશે જ નહિં.

* આ અંક રા. કમળાશંકરના વસન્તમાંના લખાણમાં જે છે તે રાખ્યાછે જેથી તે તે સ્થળ તરત જડી આવે.

૬. શાન્ત અકાર—

ઉપ્યોગ—એ પ્રયોગ પારસીઓ કરેછે તે વિશે રા. કમળાશંકરની નિદાનકલના સર્વાંશે ઘટિત નથી જણાતી. 'ઉપયોગ' માં પકારમાંના અના અસ્વરિત ઉચ્ચારનું સ્વરૂપ અને 'પ્યો' એમ સંયુક્ત ઉચ્ચારનું સ્વરૂપ જુદાં જુદાં છે.

પદ્યમાં શબ્દો આવતાં થતા શ્રવણની કસોટી વિશે રા. કમળાશંકરની અનાસ્થા સમઝી સકાતી નથી. એ કસોટી નહિં તો બીજી તત્ત્વદર્શક કસોટી કેઈ? "પદ્યમાં માત્રાને અનુસરીને બોલવું પડેછે"—એ વાત વાંધા તરીકે એઓ લાવેછે. પરંતુ એ વાંધો નહિં પણ મ્હારી દલીલનો આધાર જ છે. એ માત્રાનું બીજ શું? સ્વરનું અસ્તિત્વ અને લઘુ ગુરુત્વ—તે જ. આ વિચારવાથી આ કસોટીનું સત્યત્વ જણાશે.

'હ્રસ્વદીર્ઘસંયુક્તવર્ણસંબન્ધ'—આ શબ્દમાંના 'શાન્ત' અકારો વિશે મ્હેં આશ્ચર્ય બતાવ્યું હતું. તે વિશે રા. કમળાશંકર બચાવ કરેછે કે સંસ્કૃત શબ્દોનો ગુજરાતી ભાષામાં ઉચ્ચાર કે'વો છે તે વિશે હેમનું લખાણ હતું. પરંતુ શબ્દ સંસ્કૃત અને ઉચ્ચાર ગુજરાતી એ સ્થિતિ જ અસંભવવાળી છે. (તત્સમ શબ્દ માટે જ આ મ્હારૂં કહેવું છે તે ભૂલવું ના જોઈયે.) એ રીતે તો લપલપિયા ઉચ્ચાર કરનારો કોઇ કહેશે કે આખો ને આખો સંસ્કૃત શ્લોક ગુજરાતી ઉચ્ચારથી બોલુંછું—માટે હેમાં ઉચ્ચારોમાં સ્ખલન જણાય તો તે સ્ખલન નથી!

તેમ જ ભગવાન્ પાણિનિનો વર્ણસમામ્નાય રા. કમળાશંકર અચલ ભક્તિથી ભજેછે તો પછી સ્વરની શાન્તતા સંસ્કૃતમાં સ્વપ્ને પણ જણાઈ નથી, તો હેમણે એ મત સ્વીકારતાં જરાક સંકોચ પામવો જોઇયે.

પરંતુ આ 'શાન્ત' અકારના ખરા સ્વરૂપ વિશે હું જે કહી ચૂકેલો છું તે મુદ્દાને રા. કમળાશંકરે સ્પર્શ પણ કર્યો નથી. તે એ કે—અકાર શાન્ત, અનુચ્ચરિત, નથી, પણ *unaccented*, અસ્વરિત, છે. આ સત્યબીજ ધ્યાનમાં રાખવાથી બધા ભ્રમનો નાશ થવાનો સંભવ છે.

૭. અનુસ્વારનો ઉચ્ચાર—

"'અઙ્ક' ઇત્યાદિ લખો કે 'અંક' ઇત્યાદિ લખો પણ અનુસ્વારનો ઉચ્ચાર વગર મહેનતે ખરો જ થવાનો"—એ મ્હારૂં કહેવું રા. કમળાશંકરને સત્ય નથી લાગતું; અને હેના સમર્થનમાં પોતે 'વાંચના', 'લાંછન' જેવા શબ્દોનો ઉચ્ચાર પોચા અનુસ્વારનો થઈ જવાની વાત લખેછે. પરંતુ મ્હારા ઉપરના વાક્યનું સ્પષ્ટ તાત્પર્ય હ્રસ્વ સ્વર પછી આવતા અનુસ્વાર માટે છે, એ મ્હારો તરત પછી આવતો પેરેગ્રાફ વાંચ્યાથી સહજ

જણાય એમ છે. હ્રસ્વ સ્વર પછીનો અનુસ્વાર સ્વભાવતઃ જોરદાર ઉચ્ચારાશે, અને ભેદનું સ્થળ તો દીર્ઘ સ્વર પછીના અનુસ્વારને પ્રસંગે જ છે અને ત્હાં વિષયવિભાગનું ધોરણ એ છે કે તત્સમ શબ્દોમાં જોરદાર ઉચ્ચાર છે અને તદ્‌ભવમાં પોચો ઉચ્ચાર છે. આ વાત રા. કમળાશંકરના ધ્યાનમાંથી ખશી ગઈ હશે એમ જ ઉદારતાથી માનવું ઠીક છે. જોરદાર તથા પોચા અનુસ્વારનાં જુદાં જુદાં ચિહ્નો યોજવાની વિરુદ્ધ હું છું જ નહિં. પણ જાણે વિરુદ્ધ હોઉં એમ રા. કમળાશંકરના આ લખાણનો ભાસ થવાનો ભય છે.

૯. પ્રાન્તિક ઉચ્ચારભેદ—

રા. કમળાશંકર લખે છે કે પ્રાન્તિક શબ્દ એટલે એકદેશી, સર્વદેશી નહિં તે, એમ હેમનો હેતુ હતો; સુરતમાં પ્રચરિત નહિં તે પ્રાન્તિક એમ ન્હોતું. પણ હેમના મૂળના લખાણમાંનો ઝોક તો સ્પષ્ટ હેવો જ હતો કે સુરતમાં પ્રચરિત નહિં માટે પ્રાન્તિક.

અસ્તુ; પરંતુ હાલના હેમના પ્રથમદર્શને વિશિષ્ટ સ્વરૂપના મતમાં પણ મૂળનો ઝોક તો ગુપ્ત રહેછે જ. એ લખેછે "અમે પ્હોળા ઉચ્ચારો 'ઊડ' 'રીત' 'આંખ', વગેરે શબ્દોમાં યકારસહિત ચરોતર જેવા ઉચ્ચારો હકાર વિશેષ આવે હેવા અમદાવાદ જેવા ઉચ્ચારો તેમ જ સકાર વિશેષ આવે હેવા સુરત તરફના ઉચ્ચારો—એ સર્વને પ્રાન્તિક જ ગણિયે છિયે." આ વચન તપાસતાં જણાશે કે સુરતમાં પ્રચરિત સકારવાળા ઉચ્ચાર (સું, આવસે, આવીસ, વગેરે જેવા) તે જ એઓ પ્રાન્તિક ગણેછે; અને ગોળ (ખાવાનો પદાર્થ), ચોપડી, વેર (દ્વેષ), છેલ (ફાંકડો),—ઇત્યાદિમાં પ્હોળાને બદલે સાંકડો એકાર ઓકાર સુરતના કેટલાક વર્ગમાં બોલાયછે ત્હેને પ્રાન્તિક હજી પણ પોતે નથી ગણતા. આ ઉપરથી સહજ જણાયછે કે પ્રાન્તિક=એકદેશી એમ હેમણે બતાવેલો અર્થ એ બરોબર પાળતા નથી.

૧૦–૧૧. ચ, છ, જ, ઝ ના તેમ જ ડ, ઢ, ય, વ, અને હ ના બબ્બે ઉચ્ચાર; તથા 'અમે' 'અમારૂં.' આ સંબન્ધે 'કર્ણદોષ' વિશે જે હું બોલ્યો છું તે હેમના પોતાના પ્રથમના લખાણમાંના—'પછી હમારો કર્ણદોષ હોય તો કોણ જાણે'—એ વચનને આધારે જ. માટે હેમાં મર્યાદાના ત્યાગનું હેમને દર્શન થયુંછે તે ભ્રમ જ છે. તેમ જ 'અનિચ્છા' શબ્દ મ્હેં વાપર્યોછે ત્હેમાં પણ કોઇ રીતનો આરોપ ઉદ્દિષ્ટ હતો જ નહિં. મનુષ્ય માત્ર બહુધા પોતાના મતની વિરુદ્ધ ઉદાહરણો તરફ નજર નાંખવામાં અનિચ્છાથી વર્તેછે એ અજાણ્યું નથી. અસ્તુ. રા. કમળાશંકર કહેછે કે જુલાઈ ૧૯૦૪ ના શાળાપત્રમાં લખતા પ્હેલાં હેમણે કેટલાક કેળવાયલા ગૃહસ્થોનો (અમદાવાદી શિક્ષકોનો) અભિપ્રાય લીધો હતો અને તે લોકોએ કહ્યું'તું કે હેવા બે ઉચ્ચાર નથી સાંભળ્યા. 'પછી હમારો કર્ણદોષ હોય તો કોણ જાણે'—એમ રા. કમળાશંકરે જુલાઇના લખાણમાં કહેલું અને આ હમણાં કહેછે તે વાતનો ઇશારો પણ ત્હેમાં ન્હોતો, તેથી આ બાબતમાં પ્રથમથી જ તપાસ કરવાને એઓ સાવધ હતા તે મ્હારા જાણવામાં ના હોય તો ક્ષન્તવ્ય ગણાશે.

પરંતુ હેમણે પ્રથમથી જ તેમ પછીથી પણ કરેલી તપાસ યોગ્ય રીતે અને સર્વાંશે ઉચિત પાત્રોમાં થઇછે કે નહિં તે વિશે સંદેહ રહેવાને કારણ છે. એ બાબતમાં તપાસ શી તરેહની અને શી શી મર્યાદામાં કરવી તે હું પ્રસંગ આવ્યે સવિસ્તર જણાવવાની

આશા રાખુંછું. હાલ તો એટલું જ કહેવું બસ છે કે હેમણે કરેલી અપૂર્ણ અને એક-દેશી તપાસનું પરિણામ હેમણે જણાવ્યુંછે તે ઉપરથી પણ સ્પષ્ટ જણાશે કે બબ્બે ઉચ્ચારો થાયછે ખરા; પરંતુ ફલિત સિદ્ધાન્ત એઓ એમ આણેછે કે હેમના દૃષ્ટ ઉ-ચ્ચારથી ભિન્ન ઉચ્ચારો તે ગ્રામ્ય લોકોમાં છે, અથવા તો શિષ્ટ વર્ગના લોકો હવો ઉચ્ચાર કરતા હોય તો તેટલે અંશે શિષ્ટ લોકો પણ ગ્રામ્ય ગણવા! આથી એટલું તો જણાય છે કે શિષ્ટ વર્ગમાં બે ઉચ્ચાર નથી થતા એ તો ખોટું જ. પરીક્ષાની આ પદ્ધતિ આપો આપ જ ભૂલ્યભરેલી છે. વધારે કહેવાની જરૂર નથી.

' ભગવાન્ પાણિનિએ સ્થાનો નિશ્ચિત કર્યાંછે તે ફરે જ નહિં' એમ રા. કમળાશંકરની શ્રદ્ધા છે; અને ફરે તો અશુદ્ધ ઉચ્ચાર જ ગણવા. આ વચન સંસ્કૃત ભાષા માટે જ નિયન્ત્રિત રાખે તો કોઇ પણ વાંધો નહિં લે. પરંતુ પ્રાકૃત અને ગુજરાતી, મરાઠી, વગેરે આધુનિક ભાષાઓમાં પણ એ સિદ્ધાન્તનો વ્યાપાર કરીને અતિવ્યાપ્તિ કરે, તો ઉઘાડી રીતે દોષ આવશે. કાળાન્તરે ઉચ્ચારો નવા થવા માટે હેને ' અશુદ્ધતા 'ની છાપ લગાવી દેવી એ કેવળ ભૂલ્યભરેલું છે. વ્યાકરણાદિના નિયમનો ભંગ થાય તો જ અશુદ્ધતા આવે. રા. કમળાશંકરનો મત પકડી રહીશું તો તો મરાઠી ભાષામાં તો **चालणें, माझा, जातो,**– ઇત્યાદિમાં ચવર્ગના અક્ષરોના ઉચ્ચાર, શુદ્ધતાલવ્ય નહિં પણ ચરોતરી ઉચ્ચાર જેવા થાયછે તે સર્વ અશુદ્ધતાથી કલંકિત થઈ જશે! તેમ જ ગુજરાતીમાં સર્વત્ર 'હું', 'હવે', 'હસવું' ઇત્યાદિમાં હકારનો ઉચ્ચાર લઘુપ્રયત્ન નિર્વિવાદ થાયછે તે પણ અશુદ્ધિના પાપમાં પડશે !

રા. કમળાશંકર લઘુપ્રયત્ન ગુરુપ્રયત્ન એમ ઉચ્ચારના ભેદ* સ્વીકારતા નથી તો ભલે. પણ તેથી વસ્તુસ્થિતિ બદલાવાની નથી. કદાચ તો કોઇ એમ કહેશે કે હમે ગુલાબી અને ફુલગુલાબી કે મોતિયો, હેવા રંગના ભેદ સ્વીકારતા નથી; અથવા તો સુરમાં તીવ્ર કોમળ, કે તીવ્રતર અને કોમળતર હેવા ભેદ સ્વીકારતા નથી. તેથી કાંઇ પ્રકૃતિમાંથી હેવું અસ્તિ-ત્વ લુપ્ત નહિં થઇ જાય. આમ કહેવાનું કારણ એ છે કે આવ્ય, આંખ્ય, ઇત્યાદિ રૂપ ગમે તો અનિષ્ટ ગણે; પણ તેથી લઘુપ્રયત્ન અને ગુરુપ્રયત્ન એ ઉચ્ચારોનો નાશ થવાનો નથી. કેમકે રા. કમળાશંકર પણ વાપરે ને સ્વીકારે હેવાં રૂપોમાં લઘુપ્રયત્ન યકાર હકાર વગેરે આવે જ છે. ઉદા૦–આવ્યો, ગયો, લખ્યું, બોલ્યું–ઇત્યાદિમાં યકાર તેમ જ, ઉપર કહી ગયો છું તેમ, 'હું', 'હવે', 'હસવું', 'હરખ', ઇત્યાદિમાં હકાર લઘુપ્રયત્ન જ છે. ગુરુપ્રયત્ન હોય તો તો 'સખ્ય' (=મિત્રતા) માં થાયછે હેવો ઉચ્ચાર 'લખ્યું' માં થઇને લખાંનો અકાર થડકાઈને ગુરુ જ બોલાઈ જાય, અને 'હું' વગેરેનો ઉચ્ચાર

* અશાન્ત અને શાન્ત અકાર હેવો ભેદ રા. કમળાશંકર સ્વીકારે છે; અને હેમાં વળી એટલી સૂક્ષ્મતા આણીછે કે 'હ્રસ્વદીર્ઘસંયુક્તવર્ણસબન્ધ' જેવા શબ્દમાં 'સ્વ, ર્ઘ, વગેરેમાંના અકાર કરતાં અન્તે આવેલા ન્ધમાંનો અકાર વિશેષ શાન્ત છે એમ તારતમ્ય કરેછે; તો સ્વાભાવિક રીતે આશા એમ રખાય કે લઘુપ્રયત્ન અને ગુરુપ્રયત્ન યકાર જેવા સ્પષ્ટ અને સ્વીકારાયલા ભેદનો આમ ઉપરટપકિયો અને એકદમ અનાદર હેમને હાથે ના થવો જોઇએ.

'હર્ષ' વગેરેમાંના હકાર જેવા જ હ વાળો થાય. તેમ જ 'જુવો', 'જાવ', ઇત્યાદિમાંનો વકાર પણ સ્વતઃ લઘુપ્રયત્ન જ છે. આ લઘુપ્રયત્ન યકાર, હકાર, વકાર, ઉપરનાં સર્વમાન્ય રૂપોમાં સુરતમાં પણ આવેછે (લખ્યું', બોલ્યું', હું, હસવું, જુવો-ઇત્યાદિમાં) તેથી, "સુરત તરફ કોઇ પણ વર્ણના બે ઉચ્ચાર છે જ નહિ" એ રા. કમળાશંકરનું વચન જરાક સાહસ ભરેલું લાગેછે. એટલું જ નહિં પણ ટકારના બે ઉચ્ચાર સંસ્કૃતમાં પણ છે, તે **પીડયતિ** અને **ઙયતે** એ બેમાંના ટકારના ઉચ્ચાર સરખાવાથી જણાશે; પ્રથમનામાં મૂર્ધન્યતર છે અને બીજામાં માત્ર મૂર્ધન્ય છે. આ બતાવતાં ભગવાન્ પાણિનિના સ્થાનનિર્ણય જોડે વિરોધ આવતો હોય તો હેમની તથા રા. કમળાશંકરની ક્ષમા માગુંછું.*

રા. કમળાશંકર કહેછે "લઘુપ્રયત્ન હકાર સ્વીકારો અને લેખનપદ્ધતિથી દર્શાવી શકો નહિ' તો 'અમે' લખો કે 'હમે' લખો એ બંનેનું ફળ સરખું જ છે." આ સમઝાતું નથી 'અમે' લખવાથી આરમ્ભમાં શીખનારાં બાળકો વગેરે હકારરહિત જ અને અવાસ્તવિક ઉચ્ચાર કરેછે એ અનુભવસિદ્ધ છે. અને 'હમે' લખીશું તો હકાર છે એ તો તરત જ જણાઈ આવશે; તો ફલભેદ ઉચ્ચારભેદમાં પ્રત્યક્ષ જ છે. હકારનો ઉચ્ચાર 'હમે' વગેરેમાં ચિહ્નને અભાવે-ગુરુપ્રયત્ન જેવો લોકો કરશે એ ભય સર્વથા યથાર્થ નથી. 'હું', 'હવે' ઇત્યાદિ ઉપર બતાવેલાં રૂપોમાં આપણે કોઇ ગુરુપ્રયત્ન ઉચ્ચાર નથી કરતા તો 'હમે' વગેરેમાં શા માટે કરવા જોઇયે? અને તેમ છતાં પણ લેખનચિહ્નથી દર્શાવવું નહિં એમ પણ આગ્રહ નથી. કોઇ પણ રીતે વસ્તુસ્થિતિ સ્વીકારાય અને ભ્રમજનક જોડણી ના થાય એ જ ઉદ્દેશ છે.

૧૨. **'અ્હમે' 'અ્હમારૂં'**—આ રીત્યે રૂપો લખવા માટે કવિનર્મદને શાળાપત્રના તન્ત્રીના ક્રોધ અને તાડનમાંથી બચ્યા બાબત મ્હેં જે લખેલું તેથી રા. કમળાશંકરને ઉલટો ભાસ થયો લાગેછે. પરંતુ હેમણે પોતાના પ્રથમના લખાણમાં એમ કહેલું કે હેવા લખનારને જોઈને રા. નવલરામ કહેછે તેમ, પંડિતો ખડખડ હસે એટલું જ નહિં પણ ક્રોધે ભરાઈને તાડન કરવાને તત્પર થાય, તે ઉપરથી મ્હેં એટલો પ્રાસંગિક અને સહજ વિનોદ કર્યો હતો. બાકી હેમાં મ્હારો મત શો છે તે વિશે સંદેહને સ્થાન પણ નથી આવતું, તેમ કોઇ રીતે રા. કમળાશંકરની મર્યાદા ન જાળવીને અપમાન કરવાનો પણ હેતુ નથી જણાતો, એ સર્વ વિનોદપ્રિય જનોને સમઝાશે. છતાં રા. કમળાશંકરને અપમાન લાગ્યું હોય તો ક્ષમા માગું છું; અને મ્હારા સ્વભાવ, ઉદ્દેશ, વગેરે વિશે હેમણે જે વ્યર્થ તર્ક બાંધ્યાછે તે માટે કાંઇ પણ ફરિયાદ કર્યા વિના આ લેખ આટલેથી જ બંધ કરવો ઉચિત ગણુંછું.

અમદાવાદ
તા. ૩૧-૧-૦૫

**નરસિંહરાવ ભોળાનાથ.**

---

* **સંતિ, દંતઃ** એમ પ્રયોગ કરનારા કેટલાક આધુનિક સંસ્કૃત વિદ્વાનોને રા. કમળાશંકરે માત્ર અપાણિનીય કહ્યાછે, અશુદ્ધ પ્રયોગ કરનારા નથી કહ્યા; તો આ પ્રસંગનો મ્હારો અપરાધ એ વિદ્વાનોથી વધારે ઘોર નહિં ગણાય એમ આશા છે.

# વીસમી ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસ.

'Here are the voice and brain of the country. Here, before me, are gathered the representative citizens of a great nation. Yours is a position which no failure in your projects and no neglect of your advice can nullify.'

—*Sir H. Cotton.*

હિન્દી નૅશનલ કૉન્ગ્રેસના ઇતિહાસમાં એ મંડળની છેલ્લી બેઠક અનેક રીતે નોંધ લેવા લાયક થઈ છે. આ વર્ષે કૉન્ગ્રેસ પોતાના કર્તવ્ય સંબન્ધી શા નિર્ણય ઉપર આવે છે, એના ઉદ્‌ગારોના અન્તર્‌માં સત્યપરાયણતા અને સ્વદેશભક્તિનો આત્મા ઝગમગે છે કે એ તે માત્ર વર્ષમાં ત્રણ દિવસ થતો નિર્જીવ વાણીવિલાસ જ છે, આ જાણવાને ચારે તરફ એના મિત્રો અને અમિત્રો ઉત્સુક થઈ રહ્યા હતા. જેમ એક પાસ સર ફીરોઝશાહ મહેતા જેવા વીર ભક્તોને એના વિજય માટે પૂર્ણ—ઇશ્વરના અસ્તિત્વ જેટલી—ખાતરી હતી, તેમ બીજી પાસ એના અનિષ્ટચિન્તકો એનો અવસાનકાળ જોવાને તત્પર હતા. આ બે વર્ગની વચમાં મ્હોટો વર્ગ શંકાગ્રસ્ત હતો કે—રખેને આ વખતે કૉન્ગ્રેસ એ એક જીવન્ત અને સંપીલાં અવયવોવાળો દેહ સિદ્ધ થવાને બદલે, દૂર દૂરના મન્દ અને ઊંડા શબ્દો કાઢતું-પૂર્વ ઉત્સાહી નેતાઓએ ભરી રાખેલી ધ્વનિમાળા નિર્જીવ રીતે ઉચ્ચારતું-એક હર્યું અને બેસૂરૂં ફોનોગ્રાફ તો નહિ નીવડે ? પરિણામે આ શંકા તદ્દન ખોટી પડી છે, અને આ વખતનો મેળાવડો અપૂર્વ કસોટીમાંથી બહુ ફતેહમન્દી સાથે પસાર થયો છે.

એમાં થએલાં ભાષણોને અક્ષરશઃ પ્રસિદ્ધ કરવાનું કામ દૈનિક અને સાપ્તાહિક વર્તમાનપત્રોનું છે અને એ કામ તેઓએ સારી રીતે બજાવ્યું છે. માસિકનું કામ એ ભાષણોમાંથી કાયમ મહત્ત્વના મુદ્દા તારવી કાઢી એ ઉપર પ્રજાનું લક્ષ ઠેરવવાનું તથા એ સંબન્ધમાં વિશેષ શાન્તિથી વિવેચન કરવાનું છે. તદનુસાર આ સ્થળે મુખ્ય ભાષણોના અગત્યના મુદ્દા, મૂળનું પૌર્વાપર્ય છોડી દઈ, વિવેચનને અનુકૂળ પડતા સ્વરૂપમાં નોંધીશું, અને તે ઉપર સ્થળે સ્થળે યથાવકાશ વિવેચન કરતા જઇશું.

કૉન્ગ્રેસની આ બેઠકમાં થએલાં ભાષણો પૈકી ચિરકાળ સ્મરણમાં રહે એવાં ત્રણઃ—

(૧) સ્વાગતકમિટિના અગ્રણી તરીકે સર ફીરોઝશાહ મહેતાનો ઉપોદ્ઘાત;

(૨) પ્રમુખ સર હેન્રી કૉટનનું માર્ગદર્શન;

(૩) એક ઠરાવ રજુ કરતી વખતે, હિન્દુસ્તાનની આબાદી પરત્વે ઑનરબલ પ્રો. ગોખલેનું વિવેચન.

૧.

સર ફીરોઝશાહ મ્હેતા—જેમની વક્તૃત્વશક્તિ વિષે બે મત હોવાનો સંભવ જ નથી—તેઓ આ વખતે, પ્રસંગના ગૌરવને માન આપી તથા કૉન્ગ્રેસના સર્વોપરિ નાયક તરીકે પોતાની પૂર્ણ જવાબદારી સમજી, પોતાનું ભાષણ આગળથી લખી લાવ્યા હતા. ભાષણ લખેલું હોવા છતાં, દેખાવમાં કે અસરમાં કાંઇ જ ન્યૂનતા આવી ન હતી; ઉલટું એથી પ્રસંગની ગંભીરતા અધિક પ્રતીત થતી હતી, અને ભાષાની તથા વિચારની પ્રૌઢતા પણ ખરેખર મહાદેવ ગોવિન્દ રાનડેનું સ્મરણ કરાવે એવી હતી.

મહાદેવ ગોવિન્દ રાનડેના ભાષણો સાથે સર ફીરોઝશાહના ભાષણનું સામ્ય, માત્ર ભાષાની અને વિચારની પ્રૌઢતામાં જ ન હતું. પૂર્વે રાનડેએ આપણને જેમ સંસારસુધારાનું તત્ત્વજ્ઞાન ભરપૂર ડહાપણથી ભરેલા શબ્દોમાં આપ્યું છે, તેમ આ વખતે રાજકીય સુધારાનું તત્ત્વજ્ઞાન સર ફીરોઝશાહે આપ્યું. સર ફીરોઝશાહનો ઉદ્દેશ એક તરફ કૉન્ગ્રેસના મન્દ મિત્રોને અને બીજી તરફ સરકારને રાજકીય હિલચાલ પરત્વે કેટલીક સ્પષ્ટ સમજણ પાડી દેવાનો હતો. આ કાર્ય કરવામાં એમણે કૉન્ગ્રેસનો અર્થ, એનું સ્વરૂપ, એની આવશ્યકતા ઇત્યાદિ વિષે ઘણું તાત્ત્વિક અને ઉચ્ચ ભૂમિકાનું વિવેચન કર્યું, અને અમને લાગે છે કે જેઓ પ્રતિ આ વિવેચન ઉદ્દિષ્ટ હતું તેઓ આ સંબન્ધી યોગ્ય વિચાર કરે તો સર ફીરોઝશાહના પ્રતિપાદનમાં એમને પૂર્ણ સત્ય સમજાયા વિના રહે નહિ.

કૉન્ગ્રેસના મિત્રોમાં હાલમાં ઘણે ઠેકાણે મન્દતા જોવામાં આવે છે: (૧) તેઓમાંના કેટલાક કૉન્ગ્રેસના ખર્ચને ઉડાઉ ખર્ચ ગણે છે; (૨) કેટલાક કૉન્ગ્રેસને ત્રણ દિવસ ઠરાવ પસાર કરી સઘળું વર્ષ પડી રહેનાર કહી નિન્દે છે અને કૉન્ગ્રેસે આજ સુધીમાં કાંઈ કર્યું નથી એમ પણ ઘણીવાર કહે છે; (૩) કેટલાક રાજકીય હિલચાલ કરતાં આર્થિક—ઉદ્યોગ હુન્નર સંબન્ધી—હિલચાલને વિશેષ મહત્ત્વ આપે છે, અને કેટલીકવાર ત્યાં સુધી વધીને કહી નાંખે છે કે " જીતાએલી પ્રજાને વળી હક કેવા ? " સર્વને સર ફીરોઝશાહ નીચે મુજબ જવાબ આપે છે:—

(૧) કૉન્ગ્રેસ ઉડાઉ નથી. જમીન મફત લેવામાં આવે છે, મંડપ માદરપાટ અને વળીઓનો ઉભો કરવામાં આવે છે, અને પ્રતિનિધિઓને લશ્કરી છાવણીમાં જેવી અઘવડો વેઠવી પડે તેવી અગવડો વેઠાવવામાં આવે છે-છતાં, કૉન્ગ્રેસ બહુ ખર્ચ કરે છે એમ કહેવું તે તો—જરા મ્હોં ગળ્યું કરી, બે ત્રણ ખોટાં ઘરેણાં પહેરી, પેટભર ઢોલ શરણાઈ વગાડી મન ખુશ કરનાર આપણા ખેડુતને સરકાર ઉડાઉ કહે છે એના જેવું જ છે.

(૨) કૉન્ગ્રેસનું કામ પ્રજાનાં મુખ્ય દુઃખો સંબન્ધે જુદા જુદા પ્રાન્તના લોકોએ મળી એ સંબન્ધી સામાન્ય ઠરાવ જાહેર કરવાનું છે. લોકને રાજકીય હિલચાલોમાં આખું વર્ષ ભાગ લેતા રાખવા, એમને પોતાનાં દુઃખોનું યથાસ્થિત ભાન કરાવવું, વખતોવખત રાજકીય પ્રશ્નો ઉપર સૂક્ષ્મ ચર્ચા કરવી ઇત્યાદિ આખા વર્ષનું કામ તે કૉન્ગ્રેસનું નથી, પણ સ્થાનિક મંડળોનું અને વર્તમાનપત્રોનું છે.

(૩) ઔદ્યોગિક હિલચાલ સ્હામે કાંઈ જ વાંધો નથી, પણ એટલું વીસરવું જોઇતું નથી કે ઔદ્યોગિક પ્રદર્શનોને જન્મ આપનાર કૉન્ગ્રેસ જ છે, અને હુન્નર ઉદ્યોગને બ્હાને ઔદ્યોગિક પ્રવૃત્તિઓને આગળ મૂકી રાજકીય હિલચાલને મન્દ પાડવી એ રાજકીય હિલચાલને દબાવી દેવા ઇચ્છનાર કૉન્ગ્રેસના શત્રુઓથી છેતરાઈ એમની યુક્તિને ફાવવા દેવા જેવું થાય છે.

ઉપરની ત્રણે બાબતમાં સર ફીરોઝશાહનું કહેવું સંગીન છે. કૉન્ગ્રેસના ખર્ચ માટે ફરિયાદ કરનારાઓમાં, કૉન્ગ્રેસના અસ્તિત્વમાં દેશના ઐક્યનો અને સ્વદેશભક્તિનો જે ગમ્ભીર ભાવ સમાએલો છે એનું મહત્ત્વ સમજવા જેટલી તાત્ત્વિક દૃષ્ટિ અને કલ્પનાશક્તિ નથી. 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' જેવું પત્ર—જેને આ દૃષ્ટિ અને કલ્પના ઉભય છે, પણ જેને કાંઇક અનિર્વાચ્ય કારણસર કૉન્ગ્રેસ ગમતી નથી, એ પણ કબૂલ કરે છે કે—

'Whatever one may think of some of the methods of the Indian National Congress, it must be admitted that it has been successful in bringing together several hundred men from several parts of the country once a year at some important town for some purpose other than religious. Of recent years, representatives from the Punjab have not been attending meetings of the Congress. Nevertheless, it is difficult to name any gathering, except some of those held on religious occasions in places regarded as holy by the Hindus, where one comes across so many varieties of dress and feature as the National Congress. This, in itself, is no small thing to have achieved in a country of so many social differences reaching sometimes to antipathy.'

— *The Times of India.*

વળી આ ખર્ચ સંબન્ધી બૂમમાં વિશેષ આશ્ચર્યકારક વાત એ છે કે જેઓ આ ખર્ચમાં ભાગ્યે જ જોઇએ તેટલો વા કાંઈ પણ ભાગ લેછે તેઓ આ ટીકા કરવામાં સૌથી આગળ પડતા હોય છે અને આ ફરિયાદનો ઉત્તર આપવાની ફરજ સર ફીરોઝશાહ—જેઓને પ્રકૃત વિષયમાં અસાધારણ દ્રવ્યત્યાગ કરનાર તરીકે સર્વ કોઈ જાણે છે—એમને માથે પડે છે! જ્યાં સુધી સર ફીરોઝશાહના પ્રમાણમાં આપણે કાંઈ પણ આ ખર્ચનો ભાર વહન નથી કર્યો ત્યાં સુધી આ ફરિયાદ આપણે મુખે શોભે છે?

(૨) કૉન્ગ્રેસના કર્તવ્ય સંબન્ધે સર ફીરોઝશાહે બાંધેલી મર્યાદા અમને યોગ્ય લાગે છે. સ્થાનિક મંડળો—જીલ્લા મંડળો—ની આવશ્યકતા છે, છતાં એને કૉન્ગ્રેસનાં અંગ તરીકે ન સ્થાપતાં સ્વતન્ત્ર મંડળો રાખવાં એ સલાહભરેલું છે. આ વિષે અમે પૂર્વે બે વખત* સવિસ્તર ચર્ચા કરી છે. આ વખતે પાર્લમેન્ટની નવી ચુંટણીને પ્રસંગે ઇગ્લાંડમાં હિન્દનાં દુઃખો સંબન્ધી ભાષણો આપવા માટે યોગ્ય પુરુષોને મોકલવાનો ઠરાવ પસાર કરી, કૉન્ગ્રેસે પોતાના કર્તવ્યપ્રદેશનો વિસ્તાર કર્યો દેખાય છે. મિ. તિલકે આ ઠરાવ બહુ દૃઢતા અને

* જુઓ વસન્ત.

નિશ્ચયની લાગણી સાથે રજુ કર્યો હતો, અને એના સમર્થનમાં જણાવ્યું હતું કે ઇંગ્લંડમાં આપણા અગ્રણીઓએ એક કાયમ 'પોલિટિકલ મિશન' સ્થાપવું જોઇએ: ટિબેટમાં 'મિશન' ગયું હતું તેવું—' લશ્કરી મિશન '—નહિ, પણ ખ્રિસ્તી પાદરીઓનું 'મિશન' હોય છે એવું 'મિશન.' મિ. તિલકના આ આગ્રહમાં ઘણું સત્ય છે, પણ હાલમાં તો અમને લાગે છે કે કોઇક કોઇક વખતે વક્તાઓ મોકલીને, અને બ્રિટિશ કમિટિને વધારે જાગ્રત અને પ્રબળ કરીને જેટલું બની શકે તેટલું કરીને જ સન્તોષ માનવો પડશે.

સર ફીરોઝશાહને આ બાબતમાં કાંઇ જ વાંધો નથી, પણ તેઓ હજી કૉન્ગ્રેસને બહુ કર્તવ્યનો વિસ્તાર સહન કરી શકે એવી માનતા નથી, અને હાલ ચાલતી રીતે ડહાપણ અને દૃઢતાથી અહીંની હિન્દી સરકાર પાસે આપણી ફરિયાદો રજુ કરતા રહેવામાં હજી એમને બહુ અર્થ લાગે છે. આજ સુધીમાં કૉન્ગ્રેસે શું શું કાર્ય સિદ્ધ કર્યું અને શા શા માટે હજી મથ્યા કરવાનું છે એ જણાવતાં સર ફીરોઝશાહે બતાવ્યું કે—(૧) ધારાસભાનો વિસ્તાર અને લોકના પ્રતિનિધિઓને ધારાસભા માટે પસન્દ કરવાનો હક એ કૉન્ગ્રેસની સૌથી પહેલી ફતેહ; (૨) હિન્દુસ્તાનના ખર્ચ સંબન્ધી તપાસ કરવા વેલ્બી કમિશન નીમાયું; (૩) સિવિલ સર્વિસની પરીક્ષા ઇંગ્લંડમાં અને હિન્દુસ્તાનમાં એકી વખતે લેવાય, જેથી એના ઉમેદવારો અત્રે રહી પરીક્ષા આપી શકે—એવી મિ. પૉલની દરખાસ્ત હાઉસ ઑફ કૉમન્સમાં પસાર થઇ—જો કે પછીથી અત્રેની સરકારે એને અમલમાં આવવા દીધી નથી; (૪) સરકારી નોકરીઓમાં દેશીઓને કેટલો ભાગ આપવો ઇત્યાદિ સંબન્ધમાં વિચાર કરવા માટે પબ્લિક સર્વિસ કમિશન નીમાયું, અને એ કમિશને આપણા લાભની કેટલીક ભલામણો કરી તથા આપણા હકના કેટલાક સામાન્ય નિયમો પણ બતાવ્યા—જેમાંથી સરકાર હવે દેશી અને યુરોપિઅન અમલદારોની ત્રીસ વર્ષ ઉપરની અને હાલની સંખ્યાના ભૂલથાપ ખવડાવે એવા આંકડા ટાંકીને ખશી જાય છે; ( ૫ ) લોકની ગરીબાઈ, અને ખેડૂતોની દેવાદાર સ્થિતિ તરફ કૉન્ગ્રેસે વારંવાર સરકારનું લક્ષ ખેંચ્યું છે, અને ખેડૂતો માટે નાણાંની પેઢીઓ કાઢવાની સખ્ત ભલામણ કરી હતી. એ પેઢીઓ હવે જેવી તેવી અડધા મને સરકાર કાઢવાનો યત્ન કરે છે, અને દુષ્કાળના મહા પ્રશ્ન વિષે વિચાર કરવાની ' ઇન્ડિયન ફૅમિન યુનિયન ' દ્વારા એમને જે વિનંતિ કરવામાં આવી છે એ સ્વીકરાવવાનો યત્ન કરવા જેવો છે; (૬) ન્યાય અને અમલદારી છૂટાં પાડવાની એટલે કે હાલમાં ફોજદારી અને વસુલાતી બંને કામ એક જ માણસને—કલેક્ટરને—કરવાની સત્તાઓ છે એ બે સત્તા છૂટી પાડવાની આપણી માગણી ઉત્તમ છે એ લૉર્ડ ડફરિન જેવાએ પણ કબૂલ કર્યું છે, અને હવે માત્ર એમ કરતાં ખર્ચ વધી જાય એટલો જ વાંધો લેવામાં આવે છે; (૭) પોલિસ ખાતામાં સુધારો થવો જોઇએ એ માગણી પણ કૉન્ગ્રેસની ઘણી જૂની છે—આખરે પોલિસ કમિશન નીમાયું પણ એનો રિપોર્ટ સરકારે લોકસમક્ષ પ્રસિદ્ધ કર્યો નથી; (૮) મીઠા ઉપરનો કર ઘટાડવાની અને થોડી પેદાશ ઉપરથી ઇન્કમટૅક્સ કાઢી મ્હોટી પેદાશ ઉપર જ નાંખવાની પ્રથમ સૂચના કૉન્ગ્રેસ જ કરી હતી;(૯) આજકાલ, ઔદ્યોગિક કેળવણીનો પ્રશ્ન ઉપાડ્યાનો હક ઘણે સ્થળેથી થતો જોવામાં આવે છે, પણ ખરૂં જોતાં એનું ભાન કૉન્ગ્રેસને જ ઘરે છે. ખેતી ઉપર જીવનાર વર્ગનું દારિદ્રય

જોઈ, તેઓને બીજા હુન્નરો ખુલ્લા કરી આપવાની જરૂર કૉન્ગ્રેસે બહુ કાળજીથી જોઈ હતી, અને તદનુસાર યોગ્ય ઔદ્યોગિક શિક્ષણ આપવા માટે સરકારને એણે વારંવાર કહેલું છે. ઔદ્યોગિક પ્રદર્શનો ભરવા માંડ્યાં તે પણ કૉન્ગ્રેસે જ.

આ ઉપરાંત--કૉન્ગ્રેસે, સરકારનાં ખોટાં પગલાં ઉપર ટીકા કરનાર પ્રબળ લોકમત જગાવીને, કેટલું અનિષ્ટ થતું અટકાવ્યું છે એ પણ ભૂલવું જોઇતું નથી.

**સર ફીરોઝશાહ મહેતાનું** આ અભિમાન સર્વથા વાજબી છે. કૉન્ગ્રેસના પ્રયત્નને લઇને હિન્દના હિતના કેટલાક પ્રશ્નો અસાધારણ પ્રકટતા પામ્યા છે, સરકાર અને પ્રજાપક્ષ વચ્ચે એ પૂર જોસથી ચર્ચાય છે--કેટલાક સરકારે, કૉન્ગ્રેસની પ્રતિષ્ઠા સ્વીકાર્યા વિના પણ, જાણે પોતાની મેળે જ ઉપાડી લીધા છે, કેટલાકમાં કમિશનો નીમાઈ ઠરાવો થયા છે અને એને બરાબર અમલમાં મુકાવવા માટે જ શ્રમ કરવા બાકી રહ્યા છે. કોઇ કહેશે કે સરકારે જે કાંઈ કર્યું છે એ કૉન્ગ્રેસના કહેવાથી નથી કર્યું, પણ સ્વતન્ત્ર રીતે પોતાના જ વિચારથી કર્યું છે--પરન્તુ આનો ઉત્તર એટલો જ કે આમ કહેનારાઓને અંગ્રેજ લોકના સ્વભાવની જ માહીતી નથીઃ માગે તે જ આપવું, અને જ્યાં સુધી માગે નહિ ત્યાં સુધી કાંઈ દુઃખ હશે જ નહિ એમ માની લેવાની એ લોકની સામાન્ય ટેવ છે; તેમ જ, જો સરકારને આ દુઃખો પ્રથમથી જાણીતાં જ હતાં તો એથી તો ઉલટું કૉન્ગ્રેસની માગણી કેવી વાજબી હતી એ સિદ્ધ થાય છેઃ ઝીણાં ઝીણાં, કોઇની પણ નજરે ન ચઢેલાં એવાં દુઃખો ગાવાં એ કૉન્ગ્રેસનું કામ નથી-મ્હોટાં મ્હોટાં દુઃખો જે આખા દેશને દમી રહ્યાં છે એ ઉચ્ચ સ્વે સરકારને સંભળાવવાં એ જ એની ફરજ છે. ટુંકામાં, આજ પર્યન્ત સરકારના ટેબલ ઉપર પડેલા લોકઉદ્ધારના વિચારો કૉન્ગ્રેસે ઉપસ્થિત કરેલા મહાપ્રશ્નોના મંડળની બહાર જઇ શક્યા નથી એ કૉન્ગ્રેસના વિચારની યથાર્થતા અને પુખ્તતા સૂચવે છે.

(૩) જેઓ રાજકીય હિલચાલ પડતી મૂકી ઔદ્યોગિક પ્રવૃત્તિઓ તરફ વળવા માગે છે, એમને આ વિષયમાં કૉન્ગ્રેસે કરેલી જાગૃતિ એ મહેતાનો પૂરતો ઉત્તર છે. વિશેષમાં એટલું યાદ રાખવાનું છે કે આર્થિક પ્રશ્નો રાજકીય પ્રશ્નો જોડે છેક આન્તર સંબન્ધથી ગુંથાએલા છે, અને રાજકીય અનુકૂલતા વિના આર્થિક મુશ્કેલીઓ દૂર થવી અશક્ય છે.

હવે આપણે **સર ફીરોઝશાહ** મહેતાના ભાષણના સરકાર પ્રતિ ઉદ્દેશેલા ભાગ ઉપર આવીએ.

(૧) સરકાર તરફથી ઘણીવાર એમ કહેવામાં આવે છે કે કૉન્ગ્રેસ સામાન્ય લોકના પ્રતિનિધિ રૂપ નથી. આનો ઉત્તર **સર ફીરોઝશાહે** યથાર્થ આપ્યો છે કે—

"At the end of the year we all meet together *from* different parts of the *country, representatives of the people,* not selected, it is true, by any authoritative or scientific process but still representatives in all the various ways in which virtual representaton works itself out in the early stages of its pro-

gressive development, representatives who are of the people and in immediate touch and contact with them, representatives realizing in themselves the wants, the wishes, the sentiments, the aspirations of the people, representatives whose education has qualified them to ponder over grave questions of policy and principle in their application to the administration and Government of this country in all their complex relations of a foreign rule, representatives into whom education has instilled an earnest, devoted, and enlightened loyalty to the British Crown and a keen solicitude for the safety and permanence of the British Empire in which, they are firmly persuaded, lie implanted the roots of the welfare, the prosperity and the good Government of this country, I say, we Delegates, representatives of the people, meet together at the end of the year to give voice to the public opinion of the country taking shape and formulating throughout the year, to present our Petition of Rights, our Grand Remonstrance, our appeal and our prayer for a firm and unfaltering grasp of a policy of wisdom and righteousness, for the reversal of retrograde measures inconsistent with such a policy and for the adoption of means steadily ensuring the gradual development of free political progress"

'Broadening slowly down from precedent to precedent.'

લૉર્ડ ડફરિનના વખત સુધી સરકારને કૉન્ગ્રેસ અને લોકમત વચ્ચેનો સંબન્ધ સમજાય નહિ, તો એમાં આશ્ચર્ય નથી; પણ આજ, સરકારે સ્થાપેલી લોકમત પ્રદર્શિત કરવાની વ્યવસ્થામાં હમેશાં એક સરખી રીતે કૉન્ગ્રેસના અગ્રણીઓ જ લોકના પ્રતિનિધિ તરીકે ચૂંટાતા આવે, અને તે છતાં સરકાર એમ કહે કે કૉન્ગ્રેસ તે લોકસામાન્ય તરફથી બોલતી નથી, એ થોડું આશ્ચર્યજનક નથી. હિન્દુસ્તાનમાં ચાર ધારાસભાઓ છે, એમાંની કોઇમાં એક પણ એવો પ્રજાનો પ્રતિનિધિ છે કે જે કૉન્ગ્રેસનો પણ સભાસદ નથી? મહેતા, ગોખલે, ગોકળદાસ, સેતલવાડ, સુરેન્દ્રનાથ, મદનમોહન, આનન્દાચાર્લુ ઇત્યાદિ બહુ બહુ દૃષ્ટાન્તો એમની નજર આગળ રાતદિવસ ઉપસ્થિત છે છતાં સરકારપક્ષ તરફથી આવી ભૂલ કેમ થાય છે એ સમજાતું નથી. વળી, કૉન્ગ્રેસની માગણીઓમાં ગરીબ લોકના હિત માટેની કેટલી બધી છે—બલ્કે સર્વ સાક્ષાત્ કે પરંપરાએ ગરીબના હિતની જ છે—તે છતાં કૉન્ગ્રેસને ગરીબ લોકમતની પ્રકાશક ન ગણવી એ બહુ શોચનીય દુરાગ્રહ છે.

(૨) લૉર્ડ કર્ઝન અત્રેના પ્રશ્નોમાં સરકાર અને પ્રજા એવા બે પક્ષો ન પડે એમ ઇચ્છે છે અને અંગ્રેજ રાજ્યકર્તાઓના ઇરાદા ઉત્તમ છે એમ માની લેવાની પ્રજાપક્ષને વિનંતિ કરે છે. લૉર્ડ કર્ઝને હૃદયના ભાવથી આ સલાહ આપી છે, અને તે માટે એમનો ઉપકાર માનવો ઘટે છે. પણ એના ઉત્તરમાં સર ફીરોઝશાહ બહુ ઔચિત્ય સાથે નિવેદન કરે છે કે દરેક રાજ્યના રાજકીય બંધારણમાં રાજા અને પ્રજા એવા બે પક્ષ આવશ્યક છે. પ્રજાને પોતાના હિતના વિચાર સ્વતન્ત્ર રીતે કરવાની જરૂર નથી એમ કહેવું એ તો અંગ્રેજ નવલકથાકાર ડિકન્સે 'ગરીબના બેલી' સર જૉન બોલિનાં મુખમાં

જે શબ્દો મૂક્યા છે તેના જેવું છે. સર જૉન ઍલિ કહે છે કે "ભાઇ, તારે બધું મને જ સોંપી દેવું. તારા તરફથી વિચાર કરવાની મહેનત પણ હું જ લઇશ. તારૂં હિત શેમાં રહેલું છે એ હું જાણું છું. હું તારો હમેશ પિતા છું એમ સમજજે. તારે માટે સર્વજ્ઞ પ્રભુએ એજ નિર્માણ કરી રાખેલું છે. મનુષ્ય જે કાંઈ કરી શકે તે હું કરૂં છું. હું ગરીબના બેલી અને માબાપ તરીકેની સર્વ ફરજ બજાવું છું......એને માનસિક કેળવણી આપવામાં હું એના મનમાં હમેશાં એક ઉપદેશ એ ઠસાવું છું કે એના વર્ગના માણસોએ પોતાની જાતને સર્વથા મ્હારે અધીન કરી દેવી. એવા લોકોએ પોતા વિષે કાંઈ જ ખટપટ રાખવી નહિ." આ સલાહ મનુષ્યને અધમ બનાવી દેનારી છે, અને એમાં મનુષ્યજાતિની અભિવૃદ્ધિના સર્વ નિયમોની અવગણના થાય છે. રાજકીય હિલચાલ હમેશાં થવાની ને થવાની જ: સવાલ એટલો જ છે કે આપણી ફરિયાદોનો ઉચ્ચાર સરખો ન કાઢતાં એને મનમાં ને મનમાં ગોંધી રાખવાનો યત્ન કરવો કે એને ખુલ્લા અજવાળામાં મૂકવી. સર ફીરોઝશાહ આ બીજો માર્ગ પસન્દ કરે છે—એ જ કૉન્ગ્રેસનો માર્ગ છે, અને એ જ રાજા પ્રજા ઉભયને શ્રેયસ્કર છે. પ્રથમ માર્ગનાં કેવાં ભયંકર અને અનિષ્ટ પરિણામો આવે છે એ ઇતિહાસ વાંચનારાઓને અજાણ્યાં નથી.

લૉર્ડ કર્ઝન અંગ્રેજ લોકના ઉત્તમ હેતુઓ વિષે વિશ્વાસ રાખવાનું કહે છે, એના જવાબમાં સર ફીરોઝશાહ એવી જ તરેહનો કૉન્ગ્રેસમંડળ માટે વિશ્વાસ માગી લે છે. સરકારને કૉન્ગ્રેસમંડળની વફાદારી માટે ખાતરી આપે છે, અને આ વફાદારી તે ગુલામીની નથી પણ સર વિલ્યમ લીવૉર્નર જેવા ઍંગ્લો ઇન્ડિયન અને સિવિલ્યન-રત્ને હિન્દુસ્તાનનાં રાજ્ય માટે આલેખેલી ભાવનાને શોભે એવી સ્વતન્ત્ર વફાદારી છે, એમ પૂર્ણ આત્મમાન સાથે જોઇયતી નિખાલસતા અને દૃઢતા પૂર્વક નિવેદન કરે છે.

આ પ્રમાણે કૉન્ગ્રેસના સ્વરૂપનું રાજા પ્રજા ઉભયે મનન કરવા લાયક નિરૂપણ કરી, સર ફીરોઝશાહે પોતાનું ભાષણ નીચેના સબળ ઉદ્બોધનથી સમાપ્ત કર્યું:—

"Let us then be up and doing
With a heart for any fate,
Still achieving, still pursuing
Learn to labour and to wait."

૨.

પ્રમુખ સર હેન્રી કૉટનનું ભાષણ જુદા જ પ્રકારનું હતું. ભાષા સાદી પ્રાસાદિક અને શાન્ત ઉત્સાહવાળી હતી, અને વિષયચર્ચા વર્તમાનના સાધ્ય કરતાં ભવિષ્યના ઉચ્ચગ્રાહને વિશેષ અવલંબનારી હતી. એમના ભાષણના એક ભાગમાં એમણે હિન્દુસ્તાન અને બ્રિટિશ પાર્લ્યમેન્ટના સંબન્ધનું નિરૂપણ કર્યું, અને બીજા ભાગમાં અંગ્રેજ રાજ્યકર્તાઓએ હિન્દુસ્તાનનું રાજ્ય કેવા ધોરણથી કરવું જોઇએ એ ભવિષ્યમાં લાંબી દૃષ્ટિ નાંખીને બતાવ્યું. પ્રથમ

ભાગમાં, હિન્દુસ્તાને પાર્લ્યમેન્ટના મત ઉપર અસર કરવાની જરૂર અને એ અસર શી રીતે કરવી એનો માર્ગ દર્શાવ્યો. પાર્લ્યમેન્ટ હમેશાં અત્રત્ય અંગ્રેજ અમલદારો ઉપર જ વિશ્વાસ રાખીને ચાલશે, પણ અત્રેનો રાજ્યવહીવટ સુધરવાને માટે સેક્રેટરિ ઑફ સ્ટેટ સારો નીમાવાની જરૂર છે—અને તે 'લિબરલ' હોવો જોઇએ. અર્થાત્ કે સર હેન્રી કૉટનના માનવા પ્રમાણે લિબરલ પક્ષના જય સાથે આપણું કલ્યાણ જોડાએલું છે, અને તે જય થવાનો પ્રસંગ હવે પાસે આવ્યો છે માટે એ પ્રસંગે ઇંગ્લંડમાં હિન્દુસ્તાનના હિત સંબન્ધી ભાષણો કરી ત્યાંની પ્રજાનું આપણી માગણીઓ તરફ ધ્યાન ખેંચવું સર હેન્રી કૉટનની આ સૂચનાનો ઉત્તરાર્ધ અમને માન્ય છે, પણ લિબરલ પક્ષ ઉપર બહુ આશા બાંધવાની બાબતમાં અમે એમની સાથે મળી શકતા નથી. આ સંબન્ધી અમે ગયા અંકમાં થોડુંક વિવેચન કર્યું છે. વિશેષમાં અત્રે એટલું ઉમેરીએ છીએ કે—રૂશિયાના હમણાં બહાર પડેલા પોકળપણાને લીધે હાલ તુરતમાં લડાઇની સામગ્રી તૈયાર કરવાની કદાચ ઓછી જરૂર જણાય અને એને પરિણામે કદાચ આપણું લશ્કરી ખર્ચ ઘટે વા વધતું અટકે—પણ તેનો યશ અમે લિબરલ પક્ષને આપી શકીશું નહિ. લશ્કરી ખર્ચની બાબતમાં જેમ એક તરફ અમને કન્ઝર્વેટિવ વાઇસરૉય લૉર્ડ લિટનનું સ્મરણ છે તેમ બીજી તરફ લિબરલ વાઇસરૉય લૉર્ડ એલ્જિનનું પણ છે—જેમ લૉર્ડ કર્ઝનની ટિબેટની સ્વારી અમે યાદ રાખીશું, તેમ અફ્ઘાનીસ્તાનની સરહદ ઉપર સીધી અને આડકતરી રીતે એણે કેટલું ખર્ચ 'મી કર્યું છે એ વાત પણ નિષ્પક્ષપાત રીતે વિચારતાં અમે ભૂલીશું નહિ. તેમ લિબરલ સેક્રેટરિ સર હેન્રી ફાઉલરની કારકીર્દી પણ હજી અમારા સ્મરણ બહાર ગઈ નથી. બ્રાઇટ બ્રૅડલૉ ગ્લૅડસ્ટન અને રિપન—લિબરલ પક્ષના બધા દોષો ધોઈ નાંખવાને બસ છે, પણ એ ઉપકાર લિબરલ પક્ષનો નથી, એ મહાપુરુષોનો છે. અમે હિન્દુસ્તાનના લોક વર્ગના કરતાં મહાપુરુષનું માહાત્મ્ય વધારે સમજીએ છીએ, અને પ્રકૃત વિષયમાં પણ એવા જ મહાપુરુષો ઉપર આધાર રાખીએ છીએ. બેશક, કોઈ મહાપુરુષ આવશે અને અમારો ઉદ્ધાર કરી જશે એમ આશા રાખી હાથ જોડીને બેસી રહેવાનું નથી; સર હેન્રી કૉટન ઇંગ્લંડમાં જે નાદ કરવાનું કહે છે એ સર્વથા ખરૂં છે, અને અમે આશા રાખીએ છીએ કે એ નાદ કોઈ પણ મહાપુરુષને કાને પડશે—પછી તે લિબરલ હો વા કન્ઝર્વેટિવ હો, સાચું મનુષ્ય હૃદય ઉભય પક્ષમાં છે—અને પરિણામે, હિન્દુસ્તાનની રાજ્યનીતિ 'નીતિ' ના પવિત્ર નામને વધારે યોગ્ય થશે.

હિન્દુસ્તાનનો રાજ્યવહીવટ કેવા ધોરણે થવો જોઇએ એ વિષે બોલતાં સર હેન્રી કૉટને બહુ દૂર ભવિષ્યમાં દૃષ્ટિ નાંખી અને કૅનેડા ઑસ્ટ્રેલિયા વગેરે કૉલોનિ (સંસ્થાનો) ની માફક હિન્દુસ્તાનનું રાજ્ય—'United States of India'—હિન્દુસ્તાનનાં સંયુક્ત રાજ્યો—પણ એક સંસૃષ્ટ મહારાજ્યના સ્વતન્ત્ર અવયવ તરીકે ('as a federated portion of the dominion of the great British Empire') બિરાજે એ ઉચ્ચ આદર્શનો અધિક પરિચય કરવાનો ઉપદેશ કર્યો. કેટલાકને આ દૃષ્ટિ ગગતચુમ્બી લાગશે; પણ આ વાંધો સર હેન્રીના લક્ષ બહાર નહોતો, અને એનો ઉત્તર એમણે બે ત્રણ વાક્યમાં પૂરતો આપી દીધો છે:

"Changes may, and should, be gradual, but they must come, and we should prepare ourselves for their realization. Statesmanship consists in *foreseeing*, and *we are all of us the better for the exercise of forethought.* Familiarize yourselves, therefore, with a conception of India's future, which gathers, as it grows, and attracts into the political evolution all other great problems of economic and social reform which are awaiting solution."

આ ઉચ્ચ ભાવના રાજા પ્રજા ઉભયને માટે છે--વળી, રાજકીય વિકાસમાં સાંસારિક અને આર્થિક સુધારાઓનો સમાવેશ કરવાનો છે, તેઓનો લોપ કરવાનો નથી પણ રાજકીય ભાવનાથી એમને રંગવાના છે--સર હેન્રીના વાક્યનું આ મર્મ પણ બહુ લક્ષમાં રાખવા જેવું છે.

આપણા ઇલાકાના પ્રાચીન ગવ્હર્નર માઉન્ટસ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન, અને લૉર્ડ રિપનના વખતના હિન્દુસ્તાનના આર્થિક મન્ત્રી અને હાલના ઇજિપ્ટના હાકેમ લૉર્ડ ક્રોમર–એ બે રાજ્યપુરુષોના શબ્દો ટાંકી સર હેન્રી બતાવે છે કે 'હિન્દુસ્તાન જેવા વિશાળ રાજ્યમાં સઘળો વહીવટ સુદીમર પરદેશીઓ જાતે જ કરે એ સ્થિતિ કાયમ કલ્પી શકાય એવી જ નથી;' 'પ્રજામાં લોકમતનું બળ દિવસે દિવસે વધતું જાય છે; આગળ દોડીને સુધારો કરવો ભયંકર છે, પણ લોકમતથી પછાડી રહેવું એ એ કરતાં પણ વધારે ભયંકર છે.'

'સ્થાનિક સ્વરાજ્યની સત્તા'–એને સર હેન્રી કૉટન સર્વે રાજકીય સુધારાનું કેન્દ્ર માને છે. અને વિશેષ માગણીઓમાં નીચેની બાબતો ખાસ કરીને સૂચવે છે: (૧) હિન્દુસ્તાનનું ધન પરદેશ ખેંચાઈ જતું અટકાવવા માટે દેશી ઉદ્યોગો ખીલવવાની જરૂર. પણ તેમાં દેશી મૂડી જ રોકવી; (૨) સિવિલ સર્વિસનું બન્ધારણ ફેરવવું: અમલદારોની વારંવાર થતી ફેરબદલી નુકશાનકારક છે. લોકની રીતભાતના માહિતગાર તે તે પ્રાન્તના વતનીઓને તે તે પ્રાન્તમાં જગ્યાઓ આપવી. ન્યાયખાતામાં અંગ્રેજ અમલદારોને કાચી ઉમ્મર અને યોગ્ય અનુભવનો અભાવ છતાં ભારે જવાબદારીનું કામ સોંપવામાં આવે છે: તેમ ન કરતાં, યોગ્યતાવાળા અમલદારો નીમવા, અને વફાદાર વતનીઓને—હિન્દુસ્તાનમાં જમીનદાર અને શેઠીઆ વર્ગનું માન છે માટે એ વર્ગના માણસોને—ઉપયોગમાં લેવા, તથા વસુલાતી અને ફોજદારી કામ એક જ અમલદારના હાથમાં ન રાખવાં; (૩) હિન્દુસ્તાનના ખર્ચની બાબતમાં પ્રજાને કાબુ આપવો, જેથી ટિબેટની સ્વારીના જેવું ખોટું ખર્ચ અને પાપ થતું અટકે; અને (૪) ટ્રાન્સવાલમાં અંગ્રેજોને હાથે હિન્દુસ્તાનના વતનીઓના વાજબી હકને જે નુકશાન થવા દેવામાં આવે છે તે ન થાય એવો બન્દોબસ્ત કરાવવો; અને (૫) બંગાળાના કકડા કરી નાંખવાની યોજના ચાલે છે તે બંધ પાડવી.

હિન્દુસ્તાનના ઉદ્યોગ ખીલવવામાં પરદેશી મૂડી વાપરવી કે કેમ અને વાપરવી તો તે કેવી રીતે એ એક મ્હોટો પ્રશ્ન છે અને એમાં આર્થિક અને રાજકીય ઉભય દૃષ્ટિબિન્દુઓ મેળવીને નિર્ણય કરવાનો છે. પણ તેમ કરવા જતાં અત્રે બહુ લંબાણ થઈ

જાય અને ટુંકામાં બતાવતાં આવો ગંભીર પ્રશ્ન ગૌણતા પામે, તેથી એ સંબન્ધી સવિસ્તર ચર્ચા અમે એક છૂટા પ્રશ્ન તરીકે કરીશું. સર હેન્રી કૉટનની જમીનદારોને ન્યાયની સત્તા આપવાની સૂચના ઉપર વિચાર કરતાં અમને લાગે છે કે બંગાળામાં એ પસન્દ પડે કે નહિ એ વિષે અભિપ્રાય આપવાનું અમે માથે નહિ લઇએ પણ આ પ્રાન્ત માટે તો એટલું કહી શકીએ કે એ યોજના હાલમાં સારી નીવડવાનો સંભવ નથી: એટલું થઇ શકે કે લોકલ બોર્ડોને ન્યાયખાતાની કેટલીક સત્તા અપાય, અને એ માર્ગે સ્થાનિક સ્વરાજ્ય માટે કેળવણી મળે એટલું જ નહિ પણ ન્યાયખાતું ઘણું ખર્ચાળ વિકટ અને અટપટું થઈ ગયું છે તે સોંઘું સરળ અને સીધું થાય. આ લાભ થોડો નથી. અને આ બાબતમાં ગ્રામપંચાયતના ધોરણ ઉપર થોડીક વ્યવહારૂ માગણી થાય તો તેને સરકાર તરફથી કાંઇક સત્કાર મળવાનો પણ સંભવ છે.

સર હેન્રી કૉટને ભાષણના અન્તભાગમાં—

"Skill, care, and forethought are needed: enthusiasm tempered by prudence in the construction of the edifice, liberality and largeness of conception in the design."

—આ એક વાક્યમાં પોતાના સર્વ વક્તવ્યનું સૂત્ર રચી આપ્યું: કૉન્ગ્રેસના કાર્યમાં ચાતુર્ય સંભાળ અને અગમદૃષ્ટિની જરૂર બતાવી, મકાન ચણવામાં ઉચ્છૃંખલ ઉત્સાહ ઉપર ડહાપણનો અંકુશ મૂકવા સૂચવ્યું, અને તે સાથે એ મકાનનો નકશો દોરવામાં—ભવિષ્યના ગ્રાહમાં*—વિશાળ અને મ્હોટી દૃષ્ટિ રાખવા કહ્યું. છેવટે, રામમોહનરાય, દયાનન્દ સરસ્વતી

* આ ઉચ્ચગ્રાહ આ વખતે કૉન્ગ્રેસે કરેલા બે નવા ઠરાવોમાં ખાસ પ્રતીત થાય છે. એક ઠરાવ એવો કરવામાં આવ્યો કે હિન્દુસ્તાનના પ્રધાનનો પગાર બ્રિટિશ તીજોરી ઉપર નાંખવો, અને એનું કારણ સ્પષ્ટ રીતે બતાવવામાં આવ્યું કે—આ માત્ર ખર્ચ ઘટાડવાના ઉદ્દેશથી નથી કિન્તુ એમ કરવામાં એક મ્હોટા રાજકીય હકનો લાભ સમાએલો છે: બ્રિટિશ તીજોરી ઉપર જે ખર્ચ પડે છે તે વિષે પાર્લ્યમેન્ટમાં પ્રશ્ન ઉભો કરી શકાય છે અને એ સંબન્ધમાં એવો વહીવટ છે કે એ પ્રશ્ન ફક્ત ખર્ચ કરવું કે ન કરવું એટલામાં જ અટકી રહેતો નથી પણ એ બ્હાને હિન્દુસ્તાનના પ્રધાનની સમસ્ત રાજકીય નીતિ સંબન્ધી ચર્ચા ઉપાડી શકાય છે. બીજો એક ઠરાવ એવો પસાર થયો કે આ દેશને પાર્લ્યમેન્ટમાં પોતાના પ્રતિનિધિઓ મોકલવાનો હક આપવો જોઇએ. આના કારણમાં પંડિત મદનમોહન માલવીયે યુક્તિપુરઃસર જણાવ્યું કે હિન્દુસ્તાનનું બજેટ પાર્લ્યમેન્ટમાં રજુ થાય છે તે વખતે અંગ્રેજ મેમ્બરો થોડાક જ હાજર રહે છે, અને એમ થાય તેમાં નવાઈ પણ નહિ, એમને સ્વાભાવિક રીતે આપણા સુખદુઃખ માટે ઓછી કાળજી હોય, અને એમને પોતાનું કામ પણ ઘણું હોય છે—માટે આપણા લોકને આપણા સાક્ષાત્ પ્રતિનિધિ તરીકે લેવા જોઇએ. અમને આ બંને ઠરાવો બહુ દૂર દૂર ભવિષ્યના—અને સ્પષ્ટ શબ્દમાં બોલીએ તો હવાઈ—લાગે છે, અને કદાચ કૉન્ગ્રેસ થોડા વખતમાં એ પડતા મૂકે તો આશ્ચર્ય પણ નહિ.

ક્રિસ્તોદાસ પાલ, તેલંગ અને રાનડેનું સ્મરણ કરાવી, એ સ્વદેશભક્તોની સ્મૃતિ "તમારા હૃદયમાં ઉત્સાહ અને બળ પ્રેરો" એમ આશીર્વાદ દઈ, જીવ્યું કોનું નામ એ સંબન્ધી નીચેની *પંક્તિઓ ટાંકી ભાષણ સમાપ્ત કર્યું:—

"We live in deeds, not years, in thoughts, not breaths;
In feelings, not in figures in a dial;
We should count life by heart-throbs. He most lives
Who thinks most, feels the noblest, acts the best."

૩.

ત્રીજું મહત્ત્વનું ભાષણ ઑનરબલ પ્રોફેસર ગોખલેનું. એ વિદ્વાને હિન્દુસ્તાનના ઉપજ ખર્ચ—અને સિલકના આંકડા ઉપર બાર હજાર માણસને અડધો કલાક સ્તબ્ધ મન્ત્રી રાખ્યાં! આંકડા જેવી શુષ્ક બાબત—જેમાં સરવાળા બાદબાકીનું કામ પણ પોતે ભાષણમાં કરતા જતા હતા—છતાં, સીધી સ્વચ્છ અને દૃઢ ભાષા, સુવ્યવસ્થિત દલીલ, જેમાં ન એક પણ છિદ્ર કે જેનો પ્રતિપક્ષી લાભ લઈ શકે, ન એક એવું પગલું કે જે શ્રોતાને જાતે પૂરી લેવાની તસ્દી પડે, ન એક શબ્દ નકામો કે ન એક ઉક્તિ નિરાધાર, અને તે સાથે મધુર પણ પુરુષતોથી ભરેલો કંઠ—+એ સર્વને લઈ, આખો મંડપ જાણે ચિત્રવત્ આલેખાઈ રહ્યો હતો!

મિ. ગોખલેના ભાષણનો મુદ્દો એવો હતો કે છેલ્લાં પાંચ વર્ષથી ખર્ચ કરતાં ઉપજ વધારે જણાય છે અને તેથી સરકારની તીજોરીમાં વધારો (surplus) પડે છે, પરંતુ એ વધારો લોકની સ્થિતિ સુધરવાથી પડ્યો છે એમ સમજવાનું નથી. સરકારે લોકના રૂપાના રૂપીઆ પાડવા બંધ કર્યા અને પાઉંડના પ્રમાણમાં રૂપીઆનો ભાવ કૃત્રિમ રીતે ઉંચો ચઢાવી વિલાયતમાં પાઉંડરૂપે ભરવાની રકમમાં બચાવ કર્યો, એ કારણથી હાલમાં વધારો પડે છે. એ વધારો રૂપીઆનો ભાવ ચઢાવવાથી ઉત્પન્ન થયો છે, એનું નુકશાન રૂપીઆના આકારમાં વીઘેટી ભરનાર ખેડૂત વર્ગ ઉપર પડે છે અને તેથી આ વધારો સરકારે પોતાના ખીસામાં ભરી ન રાખતાં ખેડૂતવર્ગને ફાયદો થાય એવી રીતે વાપરવો જોઇએ.

હવે આ વાત મિ. ગોખલેએ કેવી રીતે પ્રતિપાદન કરી એ ટુંકામાં બતાવીએ.

છેલ્લાં છ વર્ષમાં હિન્દી સરકારની તીજોરીમાં લગભગ ૩૦ કરોડ રૂપીઆનો વધારો પડયો છે. તે પહેલાંનાં વીસ વર્ષ લઇએ છીએ તો તેમાં કુલ ૧૭½ કરોડનો વધારો અને ૧૯½

---

* વાચકને સ્મરણ હશે કે આ પંક્તિઓ અમે **વસન્ત**ના ગયા ના અંકમાં છેવટના પૃષ્ઠ ઉપર ટાંકી હતી. આ લેખની એક ફુટનોટમાં પાછલા **વસન્ત**ના અંકોમાં જે ચર્ચા જોવાનું લખ્યું હતું તે **વસન્ત**માં અંકોમાં મળશે.

+ જે પૃથક્કરણ હું અત્યારે કરૂં છું એ મેં તે વખતે કર્યું નહોતું. આખું ભાષણ એક અખંડ પદાર્થ હતો, અને મને લાગે છે કે ઉપરનું પૃથક્કરણ કરી મિ. ગોખલેના ભાષણને મેં કાંઈક અન્યાય કર્યો છે.

કરોડની ખોટ એટલે એકંદર ૨ કરોડની ખોટ નજરે પડે છે. આ ફેરફારનું શું કારણ? છેલ્લાં ૭ વર્ષમાં પહેલાં કરતાં લોકની સમૃદ્ધિ વધી હોય એમ માનવાને જરા પણ કારણ નથી, તેમ ખર્ચમાં પણ ઘટાડો કરવામાં આવ્યો નથી: ઉલટું, આ ૭ વર્ષના પહેલા ભાગમાં લોક અસાધારણ દુકાળથી પીડાયા હતા, અને બીજા ભાગમાં ખર્ચ પણ અનેક દ્વારે વધ્યું છે. ત્યારે આ વધારાનું કારણ કાંઇક જુદું જ હોવું જોઇએ. વિચાર કરતાં જણાય છે કે સરકારે વિલાયતની હુંડીના સંબન્ધમાં જે ઠરાવ કર્યો છે તેનું આ ઘણે ભાગે પરિણામ છે. જ્યારે રૂપીઆની પાઉંડના પ્રમાણમાં કિંમત ગગડી ગઈ અને ૧૩ પેન્સનો રૂપીઓ થઈ ગયો, તે વખતે સરકારને, વિલાયતમાં પેન્શન તથા વ્યાજ વગેરે પાઉંડમાં ભરવાનું હોવાથી, વધારે રૂપીઆ એ ખાતે ખર્ચવા પડતા. ૧૮૮૫ ના અરસામાં, ૬૫ કરોડ રૂપીઆની ઉપજમાંથી ૨૫–૨૬ કરોડ વિલાયતમાં ભરવા પડતા, તેને બદલે ૧૩ પેન્સનો રૂપીઓ થતાં, ૩૧ કરોડ ભરવા પડ્યા. સરકારે ત્યારથી હિન્દુસ્તાનની તીજોરી ઉપરનું આ દુઃખ ટાળવા લોકના રૂપાના રૂપીઆ પાડવા બંધ કર્યા, રૂપીઆનો ભાવ ચ્હડાવ્યો અને ૧૬ પેન્સનો રૂપીઓ ઠરાવ્યો. આ ઠરાવને લીધે, ૩૧ કરોડ રૂા. ને બદલે ૨૫ા કરોડ રૂપીઆ મોકલવાની જરૂર રહી. આ રીતે સરકારે દર વર્ષે લગભગ ૬ કરોડ રૂપીઆનો બચાવ કર્યો. વળી આ અરસામાં એવું બન્યું કે જેમ એક તરફ રૂપીઓ ગગડી ગયો હતો તેમ તે સાથે અફીણની ઉપજ પણ ૧૦-૮-૭ અને છેવટે પાંચ કરોડ ઉપર આવી રહી હતી. આ બે મુશીબતમાંથી જેમ સરકારે એકનો કૃત્રિમ રીતે અન્ત આણ્યો, તેમ બીજી સ્વાભાવિક રીતે ઘટી—ચીનના લોકોએ અફીણ વધારે ખરીદ કર્યું અને અફીણ ખાતાની ઉપજ ૮⅞ કરોડ સુધી પહોંચી. એટલે આ ખાતામાં ૨ કરોડનો વધારો ગણીએ તો ચાલે. આમાંથી સરકારે એક એક કરોડ મીઠાના કરના અને ઇન્કમ ટૅકસ ખાતાના ઘટાડ્યા—એટલે વાર્ષિક ૬ કરોડનો વધારો પડ્યો.

જકાતખાતાની ઉપજમાં થોડોક વધારો થયો છે-પણ એથી ખુશી થવા જેવું નથી: કારણ કે પરદેશી માલ જેટલો વધારે આવે છે તેટલો પૈસો દેશમાંથી વધારે તણાઇ જાય છે, અને એ કાર્યમાં રેલવે મદદ કરે છે—આ અરસામાં રેલવેમાં જે વધારો થયો છે એણે દેશના ખૂણા ખોચરામાં પણ પરદેશી માલ પહોંચતો કર્યો છે અને એથી એની કિંમતનાં નાણાં પરદેશ ખેંચાઈ જાય છે.

જમે ઉધાર પાડીને બતાવીએ તો—

| જ | ઉ |
|---|---|
| ૬ ) કરોડ રૂા. વિલાયતની હુંડીમાં ઓછા ભરવાના તે. | ૧ ) કરોડ રૂા. મીઠાના કરમાં ઘટાડો કર્યો તેના ઓછા. |
| ૨ ) કરોડ રૂા. અફીણ ખાતાની ઉપજમાં વધારો. | ૧ ) કરોડ રૂા. ઇન્કમ ટૅકસની હદ રૂા. ૫૦૦) થી ઉપાડી રૂા. ૧૦૦૦) ની કરી તેના ઓછા. |
| | ૬ કરોડ રૂા. નો વાર્ષિક વધારો. |

છેલ્લાં ૭ વર્ષમાં હિન્દુસ્તાનનો ખેડૂત વર્ગ એટલો બધો નુકશાનમાં આવી ગયો છે કે 'હિન્દુસ્તાનની આબાદી વધે છે' એવું પ્રતિપાદન વ્હાઇસરૉય જેવા મ્હોટા હોદ્દાના માણસને કરવાનો પણ અધિકાર નથી. મિ. રાનડે—'જેની પાસેથી', મિ. ગોખલે કહે છે કે 'મેં આ વિષયનો શોધ સોળ વર્ષથી પ્રાપ્ત કર્યો છે'—એઓએ, ડેવિડ બાર્બરે આ દેશના લોકની વાર્ષિક ઉપજનો જે આંકડો કાઢેલો છે એમાંથી, મજુરને જે ખાધાખર્ચ આપવું પડે છે તેથી સહજ વધારે પણ જેલના કેદીના ખર્ચ કરતાં ઓછું એટલું ખર્ચ બાદ કાપીને, વાર્ષિક બચતનો આંકડો કાઢયો હતોઃ આ હિસાબે દર વર્ષે ૮ કરોડ રૂપીઆ બચે, તેમાં વળી બે કરોડ રૂપીઆ ભૂલચૂકના ઉમેરી લઈ ૧૦ કરોડ રૂપીઆનો આંકડો લીધો હતો. એટલે આ હિસાબે ૭ વર્ષમાં વધારેમાં વધારે ૬૦ કરોડ રૂપીઆ બચ્યા ગણીએ: પરન્તુ તે સ્હામે દુકાળકમિશનની ગણતરી પ્રમાણે ગયા દુકાળથી ૩૦૦ કરોડ રૂપીઆનું ખેડૂતવર્ગને નુકશાન થયું છે. એટલે પરિણામે, છેલ્લાં ૭ વર્ષમાં દેશ ૨૪૦ કરોડ રૂપીઆ જેટલો વિશેષ ગરીબ થયો.

ખેડૂતવર્ગ માથે એક તરફથી રૂપીઆની કિંમત ચઢાવી દીધાનું દુઃખ છે,* અને બીજી તરફથી દુકાળે ઉપર જણાવ્યા પ્રમાણે ભારે નુકશાન કર્યું છે—આવી સ્થિતિમાં, સરકારી તીજોરીમાં વધારો પડે અને એ વર્ગના કરમાં ઘટાડો ન થાય, તથા એમના લાભના સુધારા ન થાય એ બહુ અણઘટતું છે. મિ. ઓ કૈનોર (સરકારના એક પ્રતિષ્ઠિત આંકડાશાસ્ત્રી) એમણે સઘળી વીઘોટી ૩૩ ટકા એટલે કે $\frac{1}{3}$ ઉતારી નાંખવાની સૂચના કરી હતી. મિ. ગોખલે, બીજે ઠેકાણે નહિ તો ફક્ત દુકાળવાળા પ્રદેશમાં, વીઘોટી ઘટાડવાની ખાસ વિનંતિ કરે છે, અને તે સાથે મીઠાનો કર પણ હજી ઓછો કરવા કહે છે. ઉપજખર્ચખાતાના મન્ત્રીએ વર્ષે દહાડે મીઠાના ત્રણ ચાર આના ખેડૂતને ઓછા થવાથી એને શો મ્હોટો ફેર પડવાનો હતો એમ મિ. ગોખલેની સૂચનાને ઉડાવી હતી. પણ જેને આ દેશના ખેડુતની સ્થિતિની ખબર નથી એ જ આવો ઉપહાસ કરી શકે. મિ. ગોખલે જમીનની મહેસૂલ અને મીઠાના કરમાં ઘટાડો કરવા ઉપરાંત, એક એક કરોડ રૂપીઆ હુન્નરકેળવણી ખાતે, નવી શોધ ખાતે, અને પ્લેગ નિમિત્તે મ્યુનિસિપૅલિટિઓને થએલા દેવા ખાતે ખર્ચવા ભલામણ કરે છે. લૉર્ડ નૉર્થબ્રૂકના વખતમાં ૧૩$\frac{1}{2}$ કરોડ રૂ. તીજોરીમાં રોકડ રહેતા, તેને બદલે હાલ ૨૭ કરોડ રહે છે એટલું બધું રોકડ નાણું રાખી મૂકવાની શી જરૂર છે? એમ સરકારને ઘેર બધું વધારાનું નાણું ન રાખતાં, લોકનો બોજો

* દિ. બ. અંબાલાલભાઇએ મિ. ગોખલેના ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું હતું કે રૂપીઆની કિંમત વધારી એનો અર્થ એ થયો કે (૧) ૭ આનાનું રૂ ચાર આનાનું થઈ ગયું અને તેથી ખેડૂતને રૂના વેચાણમાં નુકશાન થયું; (૨) ઘણે ભાગે ખેડૂત દેવાદાર, અને એ દેવું રૂપીઆનું હોવાથી, દેવાનો બોજો દોઢ ગણો થઈ ગયો; (૩) સરકારનું ભરણું પણ જાણે દોઢું જ થયું; અને (૪) ખેડૂતે જે થોડું ઘણું બચાવી રૂપું લીધું હશે એની કિંમત દોઢ રૂપીઆનો રૂપીઓ એટલી ઘટી ગઈ. આમ ખેડૂતને ચાર માર્ગે નુકશાન થયું.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂ. ૧૫ સુધીના સર્વે પગારદારો માટે વર્ષ એકના રૂ. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસઃ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ ખર્ચના આના ચાર મોકલવા કૃપા કરવી.

અન્ય સર્વે માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)
છુટક નકલના રૂ ૦-૪-૦ „

મળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
વસન્ત ઑફિસ—અમદાવાદ

---



---

Reg. No. B. 463

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૪, અંક ૨. [ માસિક ] ફાલ્ગુન, સંવત્ ૧૯૬૧.

## રસસુન્દરી અને તત્ત્વાનંદ સ્વામી.

### ૧. પ્રાસ્તાવિક.

આર્ય દેશની અસ્તદિશાને ઉભો ઘાટગિરિ માપે;
ઉચ્ચ સાનુગણ ચુમ્બે ઘનપટ, ચરણ ઉદધિમાં ન્હાપે. ૧.

કાળા ઘન ગિરિકેશસમા આખા નભમાં પથરાયે;
પ્રતિબિમ્બ તેનું આધારે ઉદધિ-ઉરને ચાંપે. ૨.

ક્ષિતિજ તણા કોતરમાં ઉંડી આદિક વસ્તી રહેતી;
શ્યામલિમા તેની આ ને શું ઉદધિઉદરમાં વ્હેતી ! ૩.

ઉપર મેઘ કાળાશું કાળા સાનુ ખાય ભીડિ, ને
કાળા ઉદધિ ઉપર કાળી નિજ છાયા પાથરી દે છે ! ૪.

આર્ય દેશની અસ્તદિશા આ શ્યામલિમાથી છવાઈ !
દશે દિશા વળી રહી રજનિ સકળ દેશ આ છાઈ. ૫.

ગર્જન ઉદધિ ભયંકર કરતો; જાણે જંગલી પ્રાણી
રોતાં આફ્રિક-રાત્રે, તે સ્વર હોય આવીયો ચાલી ! ૬.

મેઘ ગર્જના કરતા વર્ષ્યા આખી રાત ઉદધિમાં !
તડિત અસિથી ચીર્યું પટ તિમિરનું તે પણ-એ ઉદધિમાં ! ૭.

કાળા જ્યમ કો-દૈત્યતણી મુખગુફા ફાટતી ખાવા
દીન જીવને, ને કાળા વપુવચ ઓઠ ઉઘડતા રાતા;— ૮.

તેમ વીજળીનો પ્રકાશ પડતાં ઉઘડ્યું ઉદધિમુખ ભાસે;
પ્રતિબિમ્બિત નભનો કરી ગ્રાસ જ બંધ થયું ઝટ જાતે ! ૯.

એ ભયવૃષ્ટિસમે નીલગિરિના ઉચ્ચ સાનુપર બેસી,
આર્ય યતિ આનન્દ પીતો, આનન્દરૂપ ઉર દેખી. ૧૦.

આંખ ઉઘાડી અંધકારમાં સળગ્યું જોતી ઉર-જ્યોતિ;
સમુદ્રભાર તળે શુક્તિમાં જેમ બીડાયું મોતી. ૧૧.

વહી વહી રજનિ ના થાકી,
ધૂમવલ્લરી સમી ઉભરાતી
ઘનઘોર તિમિરની રાજિ;
હતી હિરણ્યાક્ષની ચાંપી,
દીઠી ધરતી તેવી કાંપી;
નવ પ્રલયકાળની પેઠ
ખળખળે મહોદધિ હેઠ !

તે સમે ઉચ્ચગિરિશિર જુવે યતિ શાંત જ્યોતિ નિજ, જાણે
ઘનછન્ન શશી ઘનપીઠે અગોચર પ્રભા અગોચર લ્હાવે. ૧૨.

વહી વહી રજનિ ગઈ થાકી,
ધૂમ-વલ્લરીને ચીરી નાંખી
ચળકતી ત્રિશિખ-તરવારિ-
સમી પ્રભા રવિની પાંઝાની,
જ્યાં ઉદધિ-સીમ દેખાતી.
ધરી ધવળ દંતપર ઉચ્ચ
ભૂગોળતણો સહુ ગુચ્છ,
દિગ્ગજ થકી દિગન્ત

રહી વ્યાપી વ્યોમપર્યન્ત
અચિન્ત્યું લોકની માંહ્ય
રૂપ પ્રકટ થાય વારાફ!—
સમ મહોદધિ નિઃસીમ
સહસા થઈ ગયો ઉદિત—
દિગન્ત થકી દિગન્ત
રહી વ્યાપી વ્યોમપર્યન્ત,
ધરી ફીણ દંતપર ઉચ્ચ
ગિરિ ધાટ તણો સત્ર શુભ્ર!
બહુ ત્રુફાની ને બહુ શ્યામ
કો દૈત્ય અતુલ બળવાન
વળગીયો જ હોય શરીર
કરી મલ્લયુદ્ધ બેઉ વીર,
ત્યમ વારિકાયની માંહ્ય
નીલિમા તરે ચોપાસ!
નભ બુરું ચળકતું ઉંચે,
સળગતું ખુણેથી ખુણે!
નભમાંહી લાગી રહી આગ!
ઘન બાકસમ આકાર
ધરી વીંઝાતા ચોપાસ!
ઉદધિમાં આવી એ આગ!
ઉદધિ કે અગ્નિ જગવ્યાપી?
જગ ધરે અચળ એ ભ્રાંતિ.

તે જ સમે રવિકિરણરક્ત રસદોદરમાં જન્મેલી
અધર ઉતરી ઉભી રંગીલી કો ધનચાપ સમી જ નમેલી! ૧૩.

નવપલ્લવ વેલી પરથી
સરી પડે કુસુમ બહુરંગી;
તરુમુકુટમણિસમ રાજ
શિખી રહે કલાપ પ્રસારી
ભરી નસથી જગમાં તાન,
સરી પડે કલાપથી ત્યાંય
મણિ અને કનકના રંગ
ધરનારું પિચ્છ, તજી સંગ;

તે કુસુમ સમી તે પિચ્છસમી સરી પડી રસદ-રતમાંથી
પતિસન્મુખ અદર લટકીજ નારી જેવી મુકુરમાં ભ્રાન્તિ. ૧૪.

શૂન્યનયન યતિસામે ઉભી વિલાસ રમતી બાળા,
બાળ રીઝવવા ધાત્રી હોય જ્યમ કરતી કૃત્રિમ ચાળા; ૧૫.

વ્યોમનયનની કીકીસમી ફરકતી ચપળ દેખાતી,
અદ્ધર નાચતી, અદ્ધર હસતી, અદ્ધર ગાનજ ગાતી. ૧૬.

ઉદધિતરંગ તળે પ્રતિબિમ્બછજો ઝરી સ્મિત કરી એહું,
હોય નાચતું; વિલાસિનીસ્મિત વિલાસિનીના જેવું. ૧૭.

વણુ વીણા, વણુ તાર, વીણાની મધુરતા ધરનારું;
શુણાતું ગાન કલસ્વર કોકિલકણ્ઠીકણ્ઠ વસનારું. ૧૮.

મયૂરપિચ્છ થકી-પ્રકી ધનધનુના-રંગો અદલાબદલી
ધારી ધારી ફેરવતે વસ્ત્રે પડી મઢી પડે કરચલી. ૧૯.

નહીં પ્હેર્યું પણ વીંટ્યું એને સનેજ અંગે છુટું;
અંગનું સુન્દરપણું પટ ભેદી જગતલોચને લુટ્યું ! ૨૦.

રસસુન્દરીની સુન્દરતા જગ જોતું ઉઘાડી આંખે;
રસસુન્દરીના રસ ભોગવતું જગત મીંચેલી આંખે. ૨૧.

તત્ત્વાનંદ યતિભણી ધીરે ધીરે સરતી એ બાળા
ભાનુઅંક ભણી સંક્રમતી જ્યમ હોય શુક્રની તારા. ૨૨.

શુક્લપક્ષના મધ્યભાગના ચન્દ્રસમી લલના એ
મલકતી લસતી લજી પડી સરતી યતિ ગિરિ-ભણી રસ સાથે. ૨૩.

જ્યમ મહોદધિપર ઉષા
મલકતી ગૌર ધરી ભૂષા,
જ્યમ સર્વની હેમકીનારી
ક્ષણ પ્રાચીમુખે રહે રાજી,

તેમ મલકતી તેમ રાજતી યતિની પાસે આવી
ઘડીવાર મનપન નાચતી ઘણું મધુર મધુર રહી ગાઈ. ૨૪.

મોહન માયા ગાતી હોય સમ શ્રવણમોદ જ્યમ પીતું,
દિવ્ય ગાનને ખમ અંકોગે ઝીલી કરી દિલ લીધું. ૨૫.

પ્રાતસમે ઉઠતી નરસૃષ્ટિ એ ગાનની કોમળતા–
થકી સિંચાતી; શુણતા કવિજન મોહઘુંટડા ભરતા. ૨૬.

રસસુન્દરીની ગાનજાળમાં કવિગણ સહુ લપટાયા,
ઝરતું ગાન નભથી તે હૃદયે લખી લેવા લલચાયા. ૨૭.

ધોધ પાણીના કંઈ કંઈ પડતા, કંઈ કંઈ નદીયો વ્હેતી–
રસસુન્દરી એવાં કંઈ વાધે ગાન ઉતારી રહેતી. ૨૮.

શશિવદનીની પ્રભા ચન્દ્રિકાસમી કોમળ ફેલાતી–
કવિલોચનની કીકી વીશે તે કવિતા બની ઉભરાતી. ૨૯.

શશિવદનીના ઉદયસમે સંસાર–ઉદધિ સ્ફુરતાં;
રસમાં રહેનારાં ઝપસમ ઉરેભરતી વીશે ઝગઝગતાં. ૩૦.

એ સહુ જોતો જોતો લ્હોયે શૂન્યનેત્ર સંન્યાસી
બોલ્યો નહીં, બોલાવી ન શકી, ન કાપી હારી નહીં નારી. ૩૧.

બોલે નહીં તેને બોલાવે પ્રભા એવી સુન્દરીયે
નૃતન ધરવા માંડી, શિવને છતવા જ્યમ મોહનીયે. ૩૨.

રસમય કોમળ દેખાતી ધીમી ધીમી તરંગની રેખા
છાતી ફુલાવી ચાલતી ઉદધિપર ખડક જ તોડી દેવા, ૩૩.

તેમ સ્વામી બણી નવીન ગતિ ધરી ચાલી ગમ્ભીર બાળા–
રસ–અંગારાપર જ્ઞાનની સળગાવી ગંભીર જ્વાળા. ૩૪.

ગંભીર જગત બની ગયું ઘડીમાં, સમુદ્ર ગંભીર ગાજે;
કવિઉરનિધિમાં રસનૌકામાં ચ્હડી ગંભીરતા ચાલે. ૩૫.

શંખનાદ ગંભીર રસનો ઝટ ચ્હડી ગયો આકાશે!
ગંભીર રસનું પક્ષિ યતિઉર તે સહુ શુણવા માંડે. ૩૬.

ગંભીર જ્વાળા મધ્ય ઉભી એ ગંભીર શંખ વગાડે!
નૌકાના સ્હડ ચરણની કોમળ અંગુલિ વડે ચલાવે! ૩૭.

યતિપાક્ષિની ચચ્ચૂ ઉઘાડતી રસરણુપતની શરી;
ઉત્તર દેવા ઉત્તર લેવા ફફડાવતી વાણી મધુરી. ૩૮.

રસસુન્દરી— "ઓ પથિક જગતના ! રહે ઉભો ઘડીવાર ! સુણ મુજ ગાથા–
"તુજ ઉરે વસે જે કૃષ્ણ તેની હું રાધા." ૩૯.

તત્ત્વાનંદ— "હું, તત્ત્વ પીતો પતંગ, તત્ત્વમય સ્થિર-ઉર સંન્યાસી;
શું બકે ? મરે ન તું માટી થયે વિલાસી." ૪૦.

રસ૦— "હું રસ પીતી રસમયી વિશ્વમાં વ્હેતી
"હું તત્ત્વકેરવાસિની ઉરે તુજ રહેતી ! ૪૧

"ઓ મને માટી કહેનાર ! તુજ ઉર માંહીં માટી બધી ચોળી !
"નહીં શકે જોઈ સ્વાકાર આંખ તુજ ભોળી." ૪૨.

તત્ત્વા૦— "ઓ માયામયી પુતળી ! લક્ષ્ય શું ધરી વ્યંગ્ય શું બોલે ?
"નહીં અંધ મુજ વૈરાગ્ય વાત તુજ તોલે." ૪૩.

રસ૦— "રસ-ઝબકોળ્યો સંસાર ! રસ જ સંસાર તણા ઉરમાંહે !
"રસ-ઝબકોળ્યો પુરુષાર્થ ! રસ જ પુરુષાર્થ તણા પટ માંહે ! ૪૪.

"રસરંગ્યા તંતુ જ્ઞાન-તણા ! રસ વણે જ્ઞાનના તંતુ !
"એ રસસરિતામાં રહી જીવતા સહુ જગતના જંતુ. ૪૫.

"હું રસસરિતા ! જ્ઞાનધરા તું જગત જીવતું રાખે;
"રસાળ મુજથી થતાં તું ઉપવન, જગત ભોગને ચાખે. ૪૬.

"હું થઈ તુજપર પ્રસન્ન ઉતરું મૂર્તિમતી બની આજે,
"શશીસમી ઉતરી તુજ ઉરવીચિ વીશે નાચવા કાજે." ૪૭.

તત્ત્વા૦— "મુજ સ્વયંપ્રસન્ન જ ચિત્ત નહીં તુજ પ્રીતતણો કણ ઇચ્છે;
"મુજ ચિંતામણિ એ સ્વયંપૂર્ણ સહુ રીતે ! ૪૮.

"આનન્દ-હુતાશની ત્યાં જ સળગી સહુ દિશા બરે નિજ તેજે
"તું સમાઈ ત્યાં દીપસમી જશે, સુણ, સ્હેજે !" ૪૯.

રસ૦— "જે રવિતેજે ઝાંઝવાં વહ્યે તે તેજ-બિન ના દેખે
"તુજ ઉર, તે હું રવિબિમ્બ આવી મુજ મેળે ! ૫૦

"જરી ચોળ નેત્ર, નીલ કાચ ધરી, ઠરી, પછી જોની મુજ સામું !
"ધરી સૌમ્ય તેજ, મુજ રૂપ પાસ તુજ લાવું !. ૫૧.

"રે પ્રભુ! થયું જ પ્રભાત, પામી વિકાસ, કોશ ઉઘાડે!
"મુજ કોમળ કિરણપ્રવાહ–ઉર–ન્હવરાવે! ૫૨.

"મુજ મીઠી પ્રમોદની લહરી, પત્ર–પાંખડી રમાડી ત્હારી,
"તુજ પરાગગન્ધ વહી, રહે વિશ્વમાં વાહી!" ૫૩.

તત્ત્વા૦— "ઓ માયાગર્વી! મુજ તેજતણા રવિતણું ભાન ધરનારી!
"તું અસંસ્કારી અબળા જ, બાળ–ઉર–ધારી. ૫૪.

"તજી દે તું વારિવિલાસ, ધાર વિરાગ સ્થિરતા કાંઈ,
"મીંચી બાહ્ય નેત્ર ઉઘાડ હૃદયની બારી. ૫૫.

"હું આપું તારકમન્ત્ર, તેથી ઉરતન્ત્ર સ્થિર કર ત્હારું,
"કર જ્ઞાનવિભૂતિથી ફિર સતેજ જ આજું! ૫૬.

રસ૦— "નહીં જુવે તું ને નહીં સુણે! જ્ઞાન ઉરમાંહીં નકામું બીડ્યું!
"મણિ રહ્યો ખાણમાં છુપો! કીકીપર અન્ધ પોપચું ભીડ્યું. ૫૭.

"મણિ! રસરવિથી તું પ્રકાશ! કીકી! લે સ્પર્શ કિરણ મ્હારાનાં!
"કીકી! એક લ્હોય તું ગ્રહે છબિ–આકાર જગત આખાના! ૫૮.

તત્ત્વા૦— "નહીં જોઉં! સુણું નહીં! જ્ઞાન સદા ઉરમાંહીં સ્ફુરે નિજ કાજે!
"રસભર્યા સમુદ્રનાં છોળથકી વડવાગ્નિ નહીં હોલાયે!" ૫૯.

"રસનિધિ શિરે જયવન્ત ચરે, એ જ્યોતિ નભોન્મુખ લાગે!
"મુજ પ્રભા ભભકતી આજ, કરી વશ તને, કીકી તુજ માંહે. ૬૦.

"ધર ધ્યાન તું આ વાદ! વિશ્વનું તત્ત્વ ભેદી મ્હેં જોયું!
"રસતત્ત્વ કરું હું બાષ્પ; તુંથી એવું ન ખમાશે વીત્યું! ૭૦.

રસ૦— "રસ રેલાતો ભૂગોળ વીશે; ધુરીણ જીતે રસકલ્પો;
"રસ પીયે નહી આ દેશ આળસુ બન્યો; નહી એ ખીલ્યો. ૭૧.

"નહીં દેખાયે અંહીં કોણ ભક્તિરસ ઉંડો સાધુને જીતે,
"દશ અવતરીયા અવતાર ભક્તિરસતણા; શીખ એ લીજે. ૭૨.

તત્ત્વા૦— "મુજ ઉરમાં આવું આજ વૃથા શીદ ભરે? જ્ઞાનહીન ગોરી!
હું ખુંધું સર્વોત્તમ! જોઉં! "તુજ કોણ ખેંચતું દોરી!" ૭૩.

"રવિપ્રભાભર્યું આકાશ ત્યાં તું અનવાપ જેમ્યું આ કાળે!
"નહીં જોઉં હું તો જોનારું કોણ જગમાંહીં? જગત ક્યાં?—જો તે. ૭૪.

"હું દ્રષ્ટા, તું દૃશ્ય; જોઈ લઈ વાર્યો! હવે તું નકામી!
"લઈ લીધું તત્ત્વ અનુભવું! હવે નહીં જોઉં—શૂન્ય નહીં-કાંઈ. ૭૫.

"નથી પુરો થયો ઉદ્ગાર ત્યાં જ ઉઠી રહ્યો પ્રતિધ્વનિ તેનો,
"ગિરિગહ્વર ગાજી રહ્યા, સમુદ્રે ઘોર મચ્યો ગર્જનનો. ૭૬.

ધ્વનિ પ્રતિધ્વનિ નથી થયા પુરા ત્યાં નેત્ર યતિનું બીડાયું,
એ બીડાયું નથી ત્યાં વૃત્તિસમ્પુટે નવું સત્ત્વ કો જામ્યું. ૭૭.

ત્યાં સમાધિ પળમાં લાગ્યો,
ચિન્મણિ સદોદિત જાગ્યો,
મળ મણિ પરનો વેરાયો,
સંસાર પડ્યો બુરાયો.

આનન્દઅશ્રુની ધાર ટપકી રહી યતિ-નેત્રથી બ્હાર,
રસસુન્દરી તે રહી જોઈ કળા નથી ધરી કરતી નવું આન. ૭૮.

ઉડી રહ્યાં હંસ શુક મેના,
યતિ-અશ્રુ પીપે બની ઘેલાં,

ત્યમ એજ અશ્રુ જોઈ, અશ્રુ એવાંજ સારતી બાળા.
નીરનિધિપર તે ટપકતાં ઉઠે અનનના તરંગની માળા. ૭૯.

( અપૂર્ણ. )

ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

# 'ઠગાયલી વિધવા'નો ન્યાય.

## ( એક અન્યાયી આક્ષેપનો પરિહાર. )

" મિ. નરસિંહરાવે કરેલાં '**વિધવાવિલાપ**' કાવ્યો જેટલાં હમારા જોવામાં આવ્યાં છે તેટલાં બાલવિધવા કે પ્રૌઢ વિધવા મનોવિકાર કે બલાત્કાર કે ગમે તેહવી રીતે પતિત થઈ સગર્ભા થયેલી અને ત્હેને પછી લોકભય વગેરેથી બાળહત્યા કે બાળત્યાગ દ્વારા થયેલાં શિક્ષા, પરિતાપ, શોક વગેરેની છબિ ચીતરવામાં આવેલી તે જ વિષયનાં કાવ્ય છે; અને ત્હેની સાથે તે વિધવાઓનાં કૃત્યો અને દુઃખમય સ્થિતિ માટે દિલસોજી અને દયાના ધ્વનિ કે સ્પષ્ટ ભલામણ કરવામાં આવેલી છે. એક પતિતપર દયાના નમૂના તરીકે મિ. નરસિંહરાવનું જીવનચરિત્ર ઠીક ગણાય, પણ એ **વિધવાવિલાપો** કાંઈ પ્રજા આગળ સદ્‌ગુણી અને સતી સ્ત્રીઓનાં ચિત્રો ખડાં કરતાં નથી. તેમ જ પતિત વિધવાઓ તરફની દિલસોજી તે માણસને નીતિશૈથિલ્ય તરફ દોરનાર થઈ પડે તેમ છે."

"મિ. નરસિંહરાવના **વિધવાવિલાપમાં** તો પતિત વિધવા પ્રત્યે દયાજન્ય અનુરાગ થાય, એ વૃત્તિ દુકાળમાં ચોરી કરનારને છૂટ આપવા જેવો કાયદો ઘડવાનો અર્થ સારેછે."

રા. આણંદશંકર તથા રા. રમણભાઈ હેમણે નવી વાંચનમાળામાં કરવા જેવા સુધારા વધારા સંબન્ધી "*Notes*" પ્રસિદ્ધ કરી હતી તે ઉપર એક માસિકપત્રના તન્ત્રીએ ઉપર પ્રમાણે ટીકા કરી હતી. આ વાતને કેટલોક વખત થયો, પણ એ માસિકમાં હાલ તુરત જ એ ચર્ચા ફરી ઉપસ્થિત કરવામાં આવીછે, તથા પ્રથમ કરેલા આક્ષેપમાં રા. નરસિંહરાવનાં કાવ્યોને વિશે લોકને નીતિ સંબન્ધી અને રસ સંબન્ધી ભ્રાન્તિ ઉપજાવે હેવાં સામાન્ય આકારનાં વચન છે, તેથી ત્હેનું પરીક્ષણ કરવું હજી પણ અકાલે નથી.

ઉપરના ઉતારાઓમાં 'વિધવાવિલાપ કાવ્યો' એ અર્થહીન વચનમાં વિધવા સંબન્ધી બધાં કાવ્યોનો એક જ વર્ગમાં સમાવેશ કર્યોછે તે ભૂલ્ય પ્રો. આણંદશંકરે તા. ૨૩ મી ઑકટોબર ૧૯૦૪ ના 'ગુજરાતી' પત્રમાં એક પત્ર લખ્યોછે તેથી જણાયછે જ. વિધવા સંબન્ધી કાવ્યો કુસુમમાળા તથા હૃદયવીણામાં આવેલાંછે ત્હેમાંથી 'વિધવાનો વિલાપ' (કુસુમમાળા બીજી આવૃત્તિ પૃ. ૩૮ થી ૪૩) એ કાવ્ય તો પતિત વિધવા સંબન્ધિ નથી જ, એ તે કાવ્યો વાંચી જોવાથી સ્પષ્ટ જણાયછે.

બાકીનાં કાવ્યો પતિત વિધવાની હૃદયવૃત્તિ, સ્થિતિ વગેરેનાં છે, એ ખરું; પરંતુ એ કાવ્યોને ઉપરની ટીકા ન્યાય આપેછે કે કેમ તે જોવાનું છે.

પ્રથમ તો એક અન્યાય એ જ છે કે પતિત વિધવાઓનાં કૃત્યો તરફ દિલસોજી એ કાવ્યોમાં બતાવાઇછે એ આરોપ મૂક્યોછે. કોઇ પણ નિષ્પક્ષપાત વાંચનાર તરત

જોઈ સકશે કે વિધવાનાં પાપમય કૃત્યોને કોઇ રીતે પ્રશંસાપાત્ર કે દયાપાત્ર ગણ્યાં નથી, પરંતુ એ કૃત્યો તે પાપ છે એમ સ્પષ્ટ રૂપે પણ બતાવેલુંછે.

"રે ઘેલી! પાપ તુજ ઘોર સ્વરૂપ ધારી"

"રે મૂરખી! સરિત આ રુધિરે ભરીછે,
ને શ્યામતા તુજ હ્રદે ઊંડી જે ઠરીછે,
તે નાહિં ધોઈ સકશે કદિ એ પ્રયાસે,
જો! પાપ જોતું તુજને રહ્યું અટ્ટહાસે."

"શો પાપસંચય કરે અલિ અજ્ઞ બાળ?

ઇત્યાદિ વચનો આ વાતની સાક્ષી આપેછે.

બીજું 'દુકાળમાં ચોરી કરનારને છૂટ આપવા' જેવું થાયછે—એમ કહેવામાં પણ અસત્ય દર્શન આવેછે. 'છૂટ આપવી' એટલે ચોરી કરવા દેવી એમ અર્થ હોય તો તો સ્પષ્ટ છે, કે વિધવાને અનાચાર કરવા દેવો હેવો આશય ઉપરનાં એક પણ કાવ્યમાં નથી. અથવા 'સજા ન કરવી' એમ અર્થ હોય તો એ કૃત્યોની સજા હેમનાં હૃદયોમાં અનુતાપ, દુ:ખ વગેરેને રૂપે થયેલી સ્પષ્ટ બતાવીછે; અને તે સજાને કોઇ પણ રીતે અન્યાયમય બતાવી નથી. હેવી છૂટ તો વિધવાવિવાહના પ્રતિબન્ધે આપેલી જણાયછે; કેમકે એ પ્રતિબન્ધને પરિણામે જે જે પાપકૃત્ય થાય છે તે માટે કોઇ પણ પ્રકારનું શાસન એ પ્રતિબન્ધક વર્ગ તરફથી તો નથી જ. હેવાં પાપ કૃત્યો થાય તો શું? પણ પુનર્વિવાહનો પ્રતિબન્ધ ના તોડાય—એ વૃત્તિ જ એ કૃત્યોને છૂટ આપનારી છે.

પરંતુ વધારે મહત્વનો સવાલ એ છે કે આ કાવ્યોમાં પતિત વિધવા તરફ જે અનુકમ્પાવૃત્તિ સૂચવાઇછે તે માણસને "નીતિશૈથિલ્ય તરફ જ દોરનાર થઈ પડેછે" એમ છે કે કેમ? આ પ્રશ્નનો ઉત્તર આપવા માટે "નીતિશૈથિલ્ય" તરફ દોરનાર એ વચનનો અર્થ તથા હેવાં કાવ્યો કિયા પ્રકારનાં હોઈ સકે તે તપાસવાની જરૂર છે. "નીતિશૈથિલ્ય તરફ દોરનાર"—એ વચનનો એટલો જ અર્થ તો ઉદ્દિષ્ટ નહિં જ હોય કે હેવા શૈથિલ્ય તરફ માણસનું માત્ર ધ્યાન ખેંચનાર; કેમકે તેટલું કરીને અટકનારી રચનામાં સ્વરૂપત: દોષ નહિં આવે; કોઇ ઉપદેશકને ઉપદેશ કરવો હોય તો નિષિદ્ધ માર્ગ તરફ ના જવું એમ કહેવા માટે નિષિદ્ધ માર્ગ શો તે કહ્યા વિના અથવા તે તરફ ધ્યાન ખેંચ્યા વિના છૂટકો જ નહિં. માટે એ વચનનો અર્થ હેવો જ જણાયછે કે વાચકને નીતિમાં શિથિલ બનાવનાર, નીતિની શિથિલતાને ઇષ્ટરૂપે બતાવનાર.




હવે હાવાં કાવ્યાદિક નીચેના વર્ગમાં આવી સકેઃ—

(૧) સાક્ષાત્ અનીતિને ઇષ્ટ તરીકે જ વર્ણવનાર.

(૨) અનીતિ અનિષ્ટ છે એમ ઉદ્દેશ છતાં અનીતિનું વર્ણન જે'માં હેવું આપ્યું હોય કે તેથી ઉદ્દેશ ખરો ઢંકાઈ જઈને અનીતિનું ચિત્ર આકર્ષક થઈ જતું હોય.

(૩) અનીતિના દોષ છતાં પણ, માત્ર ધર્મના બાહ્ય સ્વરૂપના આશ્રયે કરીને, અ-નીતિમાન્ મનુષ્યનું કલ્યાણ થયેલું બતાવનાર.

હ્યામાં પ્રથમ વર્ગની રચનાઓ તો પ્રત્યક્ષ રીતે જ નિન્દ્ય અને ત્યાગ કરવા લાયક છે. બાયરનનાં કેટલાંક નિર્લજ્જ કાવ્યો, તેમજ કવિ નર્મદની હ્‌વી જ અથવા તેથી પણ વધારે નિર્લજ્જ લાવણીઓ વગેરે રચનાઓ, સંસ્કૃત સાહિત્યમાં આવેલાં કેટલાંક નિર્લજ્જ શૃંગારનાં કાવ્યો, દયારામભાઈનાં શૃંગારનાં કેટલાંક કાવ્યોઃ—આ સર્વ આ વર્ગ-માં આવી સકશે. હ્‌ેમાં વિશેષે કરીને જ્યહાં રસાભાસનો પ્રસંગ હશે,—અર્થાત્ પરકીયા નાયિકા હશે, એટલે સ્પષ્ટ રીતે કહેતાં વ્યભિચાર વર્ણનવિષય થયો હશે (અને તે રસમૂલ હોય એમ), ત્ય્હાં તો નિન્દ્યતા સબલતર થશે.

બીજા વર્ગમાં હેવાં કાવ્યાદિક આવશે કે જે'માં અનીતિનો પરાજય અને નીતિનો વિજય પરિણામે થયેલો બતાવવાનો ઉદ્દેશ છતાં, અનીતિનો ક્ષણિક જય, જગત્‌ની પ્રથમ રૂપે અન્યાયમય સ્થિતિને લીધે, વર્ણવેલો હોય; અથવા એ વિજયપરાજય ખરા બતાવવાના છતાં અનીતિનું વર્ણન કરવામાં જે સમતોલનશક્તિ વાપરવી જોઇયે હેનું ઉલ્લંઘન થવાથી અનીતિનાં ચિત્ર ઉત્કટ રૂપે, અતિ બળવેગમાં મુકાયાં હોય. કન્યોદ્દુઃખદર્શક નાટકો જેવી રચનાઓ આજથી ત્રીસ વર્ષની પ્હેલાં અને તે શુમારમાં આપણા ગુજરાતી સાહિત્યમાં ઉભરાઈ જતી હતી તે આ વર્ગમાં આવી સકે. તેમ જ સામળભટની વાર્તા-ઓમાંની કેટલીક-અથવા ઘણીખરી-નો સમાવેશ પણ, હેમાં પરિણામે નીતિનો ઉત્કર્ષ ઉદ્દિષ્ટ કોઇકોઇ વાર છતાં પણ, આ વર્ગમાં થશે. અંગ્રેજીમાં Reynolds ની વાર્તાઓ પણ આ વર્ગની છે.

ત્રીજા વર્ગમાં તો આપણાં પુરાણાદિકમાં કેટલીક અર્થવાદવચનરૂપે આવેલી કહાણી-ઓ છે તે આવેછે; ઉદા૦—વેસ્યાએ જીવનભર અનીતિનું આચરણ કર્યા છતાં, માત્ર મરતી વખત પોતાના માનીતા પોપટનું નામ વિષ્ણુ હોવાથી એ વિષ્ણુ પોપટનું નામ સંભાર્યા કર્યું, તેથી તે મોક્ષ પામી—ઇત્યાદિ હ્યામાં અર્થવાદ હોવાનો બચાવ કરવામાં આવેછે; એટલે કે વિષ્ણુના નામના મહિમાનો ઉત્કર્ષ તીવ્રરૂપે બતાવવો એ જ ઉદ્દેશ છે; અનીતિ કરવી એમ હેતુ નથી; તે માટે જ હ્યાવી કથાઓ વિષ્ણુનામનો મહિમા સબળ રીતે બતાવવાને અર્થે રચાયલી. આમ કહેવામાં આવેછે. પરંતુ ઉઘાડું છે કે હ્યામાં

અર્થહીન નામ,–અરે જૂદા અર્થનું નામ;–માત્ર મહિમાને શિખરે ચઢાવાયછે અને અનીતિનું પાપ હેની આગળ બલહીન સ્પષ્ટ રીતે જણાવાયછે; તો પાપનું આ રીતે સહજ પ્રક્ષાલન થઈ જતું બતાવ્યાથી, પાપની નિન્દ્યતા આપોઆપ ઘટેછે. પાપના પશ્ચાત્તાપને પરિણામે મોક્ષ થયો એમ બતાવ્યું હોત તો તો પાપપુણ્યની યોજનાના સ્વરૂપને ક્ષતિ ના આવત.

હવે, ઉપર કહેલાં વિધવા સંબન્ધી કાવ્યો આ ત્રણમાંથી એકે વર્ગમાં આવી સકે છે કે કેમ તે જોઈએ.

'અબલાશ્રુ' નામની પુસ્તકમાં એ સર્વ કાવ્યોનો એકત્ર સંગ્રહ છે, તે નીચે પ્રમાણે છેઃ–

(૧) ફરી પડેલી બાળવિધવા. (૪) વિધવાઆલાશ્રમની પાસે.

(૨) કુલમણિદાસીનો શાપ. (૫) ઠગાયલી વિધવા અને હેનું માંદું બાળક.

(૩) કારાગૃહમાંની વિધવા. (૬) વિધવાનો વિલાપ.

હામાંથી નં. ૬ ના કાવ્ય વિશે તો પ્રો. આણંદશંકરે બતાવ્યું જ છે–અને તે બાળકને પણ જણાય એમ છે કે એ તો પતિત વિધવા સંબન્ધનું નથી. નં. ૨ નું કાવ્ય પણ, સ્પષ્ટ રીતે, વિધવા સંબન્ધી નથી–પતિત કે અપતિત. બાકી ચાર કાવ્ય રહ્યાં. હેમાંથી નં. ૫ નું કાવ્ય પણ લગભગ કાઢી નાંખવામાં બહુ બાધ નહિં આવે. કેમકે હેમાં વિધવાનું પતિતપણું તે કેવળ ગૌણ અને પ્રાસંગિક ચિત્રરેખા છે, પ્રધાન તત્ત્વ તો સ્પષ્ટ રીતે મૃત્યુના તાત્ત્વિક સ્વરૂપનું છે (અલબત હેમાં એ વિધવાના હૃદયમાં પોતાના મરણોન્મુખ બાળક સંબન્ધે ઉભરાતા ભાવની છાયાઓ પૂરી છે ખરી; પણ તે મુખ્ય વાત નથી); એટલે હેના પતિતપણા તરફ દિલસોજીનો પ્રશ્ન ઉત્પન્ન થતો નથી. તોપણ–

"આ હૃદયાને ઉઝડ કરી જેણે મૂક્યું રે આંઈ,
કાંટાભરેલાં કડવાં વાવ્યાં ઝાંખરાં
માંહિ"

એ વચન વિધવાના મુખમાં મૂકેલુંછે તે શું સૂચવેછે? હેના પાતક તરફ કવિની દિલસોજી તો નહિં જ. કેમકે એ કૃત્યનું પરિણામ કંટકરૂપ અને કટુફલ ઉત્પન્ન કરનારું બતાવ્યુંછે, અર્થાત્ હેને પાપરૂપ જ બતાવ્યુંછે. તો પાપાચરણને કોઇ પણ રીતે પ્રશંસાપાત્ર નથી બતાવ્યું ત્હારે નીતિશૈથિલ્ય તરફ દોરવાનો દોષ ક્યહાં આવ્યો? ઉલટું પાપને પાપરૂપ જ જોયુંછે, એટલું જ નહિં પણ હેનાં પરિણામ કંટકરૂપ દેખાડ્યાંછે. તેથી તો એ પાપાચરણને ત્યાજ્ય જ સૂચવ્યુંછે. . . . . . . . .

વળી,—

"અને, પેલા કપટિયે પૂર્યો
મલિનકીટ એક મુજમાં ઊંડો,
મ્હને કોરતો નિરન્તર એ
થશે દગ્ધ નાથને ચરણે."

એ આ પતિત વિધવાના હૃદયના ઊંડાણમાંથી નિકળેલા શબ્દોનું રહસ્ય જોઈશું. પાપરૂપ મલિનકીટ, હેનું નિરન્તર કોરવું, અર્થાત્ સતત અનુતાપની પીડા,—આ સ્થિતિ કોઇ પણ રીતે હેની થયેલી ભૂલ્યને ઇષ્ટરૂપે બતાવેછે ? નહિં જ. અલબત, પરમદયાળુ 'નાથને ચરણે' એ કીટ દગ્ધ થશે, અર્થાત્ પશ્ચાત્તાપના અગ્નિસંક્રમણથી આખર વિશુદ્ધ થશે તો એ પાપકીટ ભસ્મસાત્ થશે એ ઇચ્છા સત્યધર્મનાં તત્ત્વોથી લગારે વિરોધિની નથી. આશા છે કે પૂર્વોક્ત ટીકા કરનાર ગૃહસ્થ કેટલાક હઠવાદી ક્રિશ્ચનોની પેઠે 'Eternal punishment' કાયમની નરકયન્ત્રણાનો સ્વીકાર નહિં કરતા હોય.

આ કાવ્યમાં પતન સંબન્ધે આ ઉપર કહેલાં એ જ વચનમાં ઇશારા છે. બાકી પ્રધાન તત્ત્વ તો જૂદું જ છે. માટે એ કાવ્યને આટલેથી જ બાતલ કરી મૂકી દઈશું. એટલું જરાક ધ્યાનમાં લઈશું કે ' કપટી ' પુરુષને ધીમે રહીને અનુલક્ષણ કર્યુંછે તે ઉપરથી સૂચવાયું છે કે એ પાત થયોછે તે કેવળ પશુવૃત્તિ જેવી કામવાસનાને પરિણામે નહિં, પણ હેવી પશુવૃત્તિ જેવી કામવાસનાથી પ્રેરાયલા વધારે તીવ્રપાપવાળા પુરુષે તેને લગ્નનું વચન આપીને છેતરવાને પરિણામે. આ સ્વરૂપની વિશેષ પરીક્ષા આગળ કરીશું.

હવે ત્યારે ત્રણ કાવ્ય રહ્યાં, નં. ૧, ૩, અને ૪. એ સર્વમાં સામાન્ય અંશ એ છે કે પાપાચરણનો પ્રધાન અને પ્રેરક ભાગ વિધવાનો નહિ; પરંતુ હેને ફસાવનાર પુરુષનો જ છે. અને તે કપટથી, પુણ્યકૃતિનું—લગ્નરૂપ પુણ્યકૃતિનું—વચન આપવાના કપટથી. 'કારાગૃહમાંની વિધવા'ના સંબન્ધમાં લગ્નના વચનનો તરત જણાઈ આવે હેવો ઉલ્લેખ નથી;—"મોહમધ જ પાઈને મુજ શીલ ચોર્યું જેહણે" એ વચનમાં જે છે તેટલું જ છે. પણ હેમાં માત્ર ક્ષણિક કામવાસનાનો મોહ ઉદ્દિષ્ટ નથી; પરંતુ પુરુષના ઉપર બતાવેલા સ્વરૂપના કપટની જ, જરાક દૂરતમ, સૂચના છે. અને એમ કદી કહો કે હેમાં જરાક શૈથિલ્ય, સંયમનું શૈથિલ્ય, વિશેષ જ જણાવાયુંછે, તો હેની સાથે એ પણ યાદ રાખવાનું છે કે હેના પાપનો ભાર પણ હેના હૃદય ઉપર, બીજાં કાવ્યોમાંની વિધવાઓ કરતાં વધારે છે;—

"હાય ! તોપણ, યદપિ કર મુજ રુધિરથી નથી અંકિયા,
ગાઢા રુધિરથી તદપિ છે મુજ હૃદય લિપ્ત કલંકિ આ."

નિર્દોષ શિશુનું ખૂન પોતે સાક્ષાત્ નથી કર્યું; પરંતુ, પોતાના અનાચારના પરિણામે

આટલા સ્વરૂપાન્વેષણ પછી કોણ ક્‌હેશે કે હામાં નીતિશૈથિલ્યનું લગાર પણ ઉત્તેજન થવાનું વલણ છે?

"ભૂંગે લઈને માનવદેહ પૂંઠ મુજ લીધી રે;
હેણે પાઈ મ્હેં તો તેહ વિષસુધા પીધી રે."

એમ વચન વિધવાના મુખમાં મૂક્યાંછે ત્હેમાં 'વિષસુધા' શબ્દનો ઉદ્દેશ જેમ કપટમય વચનથી લગ્નના પવિત્ર સંબન્ધની પ્રતિજ્ઞાનો ભાસ 'સુધા' શબ્દમાં કાંઈક સમાવવાનો છે, તેમ સંયમનો ત્યાગ કરી જે તત્કાળ સુખને સુધારૂપ ગણ્યું તે વાસ્તવિક રીતે અને પરિણામદ્વારા પણ વિષસ્વરૂપ જ દેખાડવાનો વિશેષ છે. તેમ જ;

'મુજ આત્મને ભૂંગે કે'વો દીધો દંશ ભૂંડો રે!
નવ ભૂસાય કદિ એ હેવો મૂક્યો વ્રણ ઉંડો રે."

એમ એ યુવતીને જીવનપર્યન્તનું હૃદયશલ્ય વળગ્યુંછે તે પણ હેના પાપાચરણને દુઃખજનક બનાવી નીતિશૈથિલ્યને ઉત્તેજન આપવાની વિરુદ્ધ જ અસર કરેછે.

( અપૂર્ણ. )

સહૃદય ન્યાયદૃષ્ટિ.

# પશ્ચિમના સુધારાનો દાવો.

આજનો વિષય પશ્ચિમના સુધારાનો દાવો એ છે તે વિષય ઉપર જે કાંઈ ચર્ચા થશે તે આપણને અત્યંત લાભકારી છે એવો મને પૂર્ણ વિશ્વાસ છે.

સુધારો એ શબ્દ મેં 'Civilization'ને માટે વાપર્યો છે. આપ જાણો છો કે આજની આગળ પડતી પ્રજાઓની સ્વદેશ તથા પરદેશ સંબંધી પ્રવૃત્તિઓમાં સુધારો ( Civilization ) એ જ ઉદ્દેશ છે. અને આ પ્રવૃત્તિઓનું કેન્દ્રસ્થાન યુરોપનો પશ્ચિમ ભાગ હોવાથી એને 'પશ્ચિમનો સુધારો' એવું નામ આપવામાં આવ્યું છે. આ સુધારાના વાવટા નીચે અનેક તરેહની સંસ્થાઓ, યોજનાઓ, અને સગવડો ચારે તરફથી આપણને ભેટે છે. અને તેના સંસર્ગમાં આપણને આપણા પોતાના 'સુધારા' માટે વધારે ને વધારે ચિંતા થતી હોય એમ જણાય છે. એ પ્રસંગમાં એ સુધારાનું સ્વરૂપ સમજવાનો યત્ન કરવો એ અપ્રાસંગિક નહિ ગણાય એવી આશા છે.

આપના જાણવામાં છે કે પશ્ચિમના તત્ત્વચિંતકોની પ્રવૃત્તિમાં સમાજવિદ્યા ( Sociology ) એ આજ કેટલાંક વર્ષ થયાં સર્વોપરિ સ્થાન ભોગવે છે. એનો છેલ્લામાં છેલ્લો સિદ્ધાન્ત એ છે કે "ખ્રિસ્તિ ધર્મના ઉદયની સાથે પ્રચાર પામેલો 'સુધારો' એક અથવા બીજા સ્વરૂપમાં આખા જગતને વશ કરશે; અને તે દિગ્વિજયમાં પશ્ચિમની ગોરી કોમો જે આજકાલ સર્વ વાતે આગળ વધેલી છે તે હમેશાં આગળ રહેશે."

સમાજવિદ્યાનો આ સિદ્ધાન્ત પશ્ચિમના દેશોને સ્વાભાવિક રીતે જ બહુજ મીઠો લાગે છે, અને કેટલીક પ્રજાઓ તો તેને અચળ સત્ય તરીકે સ્વીકારે છે. તેઓ એટલે સુધી દાવો રાખે છે કે આ સિદ્ધાન્ત કંઈ પશ્ચિમના દેશોની ઇચ્છાનું પ્રતિબિમ્બ નથી, પણ સમાજવિદ્યાને અંગે સિદ્ધ થયેલા સિદ્ધાન્તોનું અનિવાર્ય ફલ છે. આનો કંઈક વિચાર કરવો એ આપણું આ સમયમાં અચૂક કર્તવ્ય છે એમ આપ અંગીકાર કરશો જ.

## સમાજવિદ્યાની ઉત્પત્તિ.

આ સમાજવિદ્યાનો પ્રવર્તક ફ્રેન્ચ તત્ત્વચિંતક કૉમ્ત નામે ચાલતા વિક્રમશતકના આરંભમાં થઈ ગયો. તેમણે જીવનવિદ્યા ( Biology ) તથા જુદી જુદી પ્રજાઓના ઇતિહાસના ધોરણ ઉપરથી મનુષ્યના સંબંધમાં સમાજવિદ્યા (Sociology) એ નામે એક નવું શાસ્ત્ર ઉદ્ભાવ્યું. એ મહાત્માની કલ્પના એવી હતી કે મનુષ્યવિચારની ત્રણ મ્હોટી ભૂમિકાઓ છે: (૧.) Theological જેને આપણે આધિદૈવિક એવું નામ આપીશું; (૨.) Metaphysical જેને આપણે આધ્યાત્મિક એવું નામ આપીએ; અને (૩) Positive જેને ઉપરની સંજ્ઞાઓને મળતી આધિભૌતિક ભૂમિકા એવી સંજ્ઞા આપી શકાય. મનુષ્યસ્વભાવમાં દૃશ્ય પદાર્થની ઉત્પત્તિ સ્થિતિ વિગેરેના વિચારમાં પહેલો ખુલાસો 'દેવની ઇચ્છા' એવો થાય છે. તેનાથી અસંતુષ્ટ થઈ મનુષ્ય જ્યારે વિશેષ વિચાર કરે છે ત્યારે એનો તે પદાર્થમાં

રહેલું 'અતીન્દ્રિય સત્' એવો ખુલાસો મળે છે, એ આધ્યાત્મિક ભૂમિકા અને તેનાથી પણ જ્યારે અસંતોષ થાય છે, ત્યારે મનુષ્યસ્વભાવ પરાપૂર્વના ઇતિહાસમાં સિદ્ધ (કલ્પિત નહિ પણ સિદ્ધ) વસ્તુસ્થિતિમાં તેનો ખુલાસો શોધવા યત્ન કરે છે, અને અનુભવના સાધનથી અમુક અમુક સંયોગોમાં અમુક અમુક સ્થિતિ પ્રાપ્ત થાય છે એવા નિયમો ઉપજાવે છે. મનુષ્યવિચારની આ સ્થિતિને આપણે આધિભૌતિક ભૂમિકા એવું નામ આપ્યું છે.

આ ભૂમિકાઓ ઉત્તરોત્તર ચઢતી છે. મનુષ્યસમાજની નીચામાં નીચી જાતો દરેક બનાવમાં કોઈ દેવનો હાથ જુએ છે. તેથી આગળ વધેલી પ્રજાઓ દેવના હાથની કલ્પનાથી સંતોષ ન માનતાં તે પદાર્થમાં સ્વતઃ રહેલી કોઈ અતીન્દ્રિય શક્તિમાં તેનો ખુલાસો શોધે છે. પરંતુ તેથી પણ આગળ વધેલી પ્રજા તે પદાર્થની વિશેષ શોધ કરી કાર્યકારણભાવની સાંકળો શોધી કહાડે છે, અને ઇતિહાસદૃષ્ટિથી અવલોકન કરી ભવિષ્યને માટે નિયમો બાંધે છે. આધિદૈવિક ભૂમિકા પહેલી, આધિભૌતિક–અથવા ઐતિહાસિક છેલ્લી, અને આધ્યાત્મિક તે એ બે વચ્ચેના સંક્રમણની ભૂમિકા. આ પ્રમાણે મનુષ્યના મનની ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ એ ત્રણ ભૂમિકાની કલ્પના એ કૉમ્તના દર્શનનું પહેલું અને લાક્ષણિક પગથીઉં.

આ સિદ્ધાન્ત પ્રમાણે સમાજની સ્થિતિ ઉપર વિચાર કરતાં કૉમ્તને માલમ પડ્યું કે મનુષ્યવ્યક્તિ અથવા સમાજની ચ્હડતી–પડતી, સુખ–દુઃખ વિગેરે કોઈ દેવની મરજીને વશ થઇને રહે છે એ માનવું એ બાળક સમજણની નિશાની છે. તે ચ્હડતી પડતીમાં સંસારના સ્વભાવનું જ એ કાર્ય છે એવી કલ્પના કરવી એ આધ્યાત્મિક ભૂમિકા પણ ખરા દર્શનની સંક્રાન્તિની ભૂમિકા છે. તે ચ્હડતી પડતી અને સુખ દુઃખના ખુલાસારૂપે દેવની મરજી કે વસ્તુસ્વભાવ જેવા અપ્રત્યક્ષ અને અનિશ્ચિત ખુલાસાથી સંતુષ્ટ ન રહેતાં ઐતિહાસિક અવલોકનથી તે ચ્હડતી પડતી અને સુખ દુઃખનાં ખરાં કારણો શાં છે અર્થાત્ કે એ શેને અનુસરે છે, અને એમની ઉત્પત્તિ વગેરેના શા નિયમો છે એ શોધી કહાડવાંની તેને જરૂર જણાઈ. જનસમાજની ચ્હડતીપડતી અને સુખદુઃખના નિયમોની વિદ્યાને તેણે સમાજવિદ્યા (Socielogy) એવું નામ આપ્યું, અને તેમાં જીવવિદ્યા,( Biology ) અને ઇતિહાસ ( History ) ની મદદ લીધી.

આ રીતે જીવવિદ્યા અને ઇતિહાસની મદદથી સમાજના ઉત્કર્ષ–અપકર્ષના નિયમો શોધી કહાડવાની વિદ્યાનો આરંભ થયો. જે પ્રમાણે ખગોળ ભૂગોળ રસાયન વિગેરે સ્પષ્ટ અનુભવનાં શાસ્ત્રોમાં વિશેષ દાખલાથી સામાન્ય નિયમોનું ઉદ્ભાવન અને સામાન્ય નિયમોથી વિશેષની પ્રતીતિ થાય છે તેજ પ્રમાણે પાછળના ઇતિહાસદ્વારા સમાજની ગતિ (movement ) નાં ધોરણો શોધી કહાડી તે અનુભવથી ભવિષ્યમાં સમાજની ગતિ દારવી એ સમાજવિદ્યાનો ( Sociology ) ઉદ્દેશ, અને તે વિદ્યાની રચનાની રીત છે. પ્રત્યક્ષ અનુભવ અને પ્રત્યક્ષમાં ઉતારી શકાય તેટલા પૂરતાં અનુમાન–ઉપમાનનો જ સ્વીકાર કરવાથી કૉમ્તના આ દર્શનને પ્રત્યક્ષ–અનુભવ–વાદ પણ કહી શકાય. જનસમાજ જેવા

'ઇચ્છા-બુદ્ધિ' વાળા પદાર્થના ઉત્કર્ષઅપકર્ષના નિયમો બીજાં પ્રાણીઓના ઉત્કર્ષઅપકર્ષના ઉપમાનથી અને ઇતિહાસની મદદથી શોધી કહાડવાની શરૂઆત કરવાનું અને તે રીતે સમાજવિદ્યાને અને તેને ઉપયોગી રાજ્યનીતિ વિગેરે શાસ્ત્રોને અનુભવના સંગીન પાયા ઉપર મૂકવાનું માન કૉમ્તને મળે છે. ઈશ્વરની મરજીથી અમુક અમુક પ્રજાઓ ચ્હડી પડી એ ખુલાસા હવે ગ્રાહ્ય નથી થતા; પરંતુ પૂર્વની પ્રજાઓનાં જીવનો અને જીવનોનાં પરિણામોનું અવલોકન કરી સિદ્ધ કરેલા નિયમોથી જ પ્રજાઓની સ્થિતિ રીતિ તપાસવાનો અને તે સંબંધે ખુલાસા અને ભવિષ્યના નિર્ણયો થવાનો આરંભક્રમ અત્યારે જોવામાં આવે છે. આ રીતે એક તરફથી વ્યક્તિ અને સમાજના સંબંધનો પ્રકાર નક્કી કરવાનું અને બીજી તરફથી ભૂત ભવિષ્ય અને વર્તમાન સમાજનો ઉત્તરોત્તર સંબંધ નક્કી કરવાનું કામ તે સમાજવિદ્યાનું ખાસ કામ થયું.

આમાં 'જીવવિદ્યા' (Biology) એ મુખ્ય વિચારો પૂરા પાડ્યા. બીજાં પ્રાણીની પેઠે મનુષ્યની પ્રવૃત્તિ પણ સમાજની પ્રવૃત્તિની અપેક્ષાએ ઘડાય છે, અને વ્યક્તિઓના જીવનના જે હેતુઓ અને નિયમો આપણને અનુભવ અને અવલોકનથી સમજાયા છે તેજ હેતુઓ અને નિયમોથી સમાજની પ્રવૃત્તિ પણ સમજી શકાશે, એ એક વિચાર; અને વ્યક્તિથી ભિન્ન પાડીને વિચાર કરતાં સમાજ—આખો સમાજ—જેમાં મનુષ્ય માત્રનો અંતર્ભાવ થાય છે, તે પણ એક વ્યક્તિની પેઠે 'अस्ति जायते' વિગેરે વિકારવાળો માલમ પડે છે એ બીજો વિચાર. આ બે મુખ્ય સિદ્ધાન્તો ઉપર સમાજવિદ્યાની રચના છે. અને તે ઉપરથી સમાજવિદ્યાનો પ્રથમ સિદ્ધાન્ત એ થાય છે કે "માનવસમાજ એ એક જીવતું અવયવી શરીર છે, અને વ્યક્તિઓ તે જીવતા શરીરના અવયવો છે; આ અવયવો વચ્ચે અન્યોન્યાશ્રય, પોષણની આવશ્યકતા, આસપાસની સ્થિતિની અનુકૂલતા વિગેરે શરીરના જીવન-મરણના સર્વ ધર્મો સમાજ અને તેના અવયવોને પણ લાગુ પડે છે."

જીવવિદ્યા (Biology) ઉપરથી સમાજને અવયવી શરીર માનીને અને અવયવની પ્રવૃત્તિથી સમાજની પ્રવૃત્તિ અને ફલ સિદ્ધ થતાં, અવયવની પ્રવૃત્તિ ઉપર સ્વાભાવિક લક્ષ જાય છે. અને તેથી ઉલટું આખા સમાજને એક શરીર માન્યાથી આખા શરીરને સુખે દરેક અવયવને સુખ અને તેને દુઃખે દુઃખ એ સિદ્ધાન્ત સ્વાભાવિક રીતે જ ઉપજી આવે છે. શરીરના દરેક અવયવે આખા શરીરની સ્થિતિ અને પોષણ સારૂ કામ કરવું જોઇએ, અને તે પ્રમાણે ન થાય તેનું પરિણામ તે અવયવને પોતાને તેમ જ આખા શરીરને સોસવું પડે છે, તે જ ઉપમાનથી સમાજશરીરના અવયવો રૂપ વ્યક્તિઓ અને કોમોના અન્યોન્ય સંબંધ અને ફરજો પણ ફલિત થાય છે.

સમાજશાસ્ત્રની આ ઉત્પત્તિ અને આ ધોરણ. હજી આપણા વિષય ઉપર આવતા પહેલાં એક બીજી કલ્પના ઉપર આપણે આવવું પડશે. ડાર્વિન અને ડાર્વિનિઝમ એ શબ્દોથી આપ વાકેફ છો. જગતમાં અનેક તરેહની સૃષ્ટિ છે, તે સૃષ્ટિ શી રીતે ઉત્પન્ન થઈ તેની એક કલ્પના એવી ઉદ્‌ભવી કે તમામ જીવવાળી સૃષ્ટિ ક્રમે ક્રમે કરીને ઉત્પન્ન થઈ છે. નાનામાં નાની લીખમાંથી ચ્હડતાં ચ્હડતાં કરોડો વર્ષના અરસામાં જીવની સૃષ્ટિ મનુષ્ય

જેવા પ્રાણી સુધી પહોંચી છે અને તે ક્રમની કલ્પના પાછળથી એવી કરવામાં આવી છે કે " સત્તા (જીવવા) સારૂ વિગ્રહ અને એઉની પ્રતિષ્ઠ, યાને જીવવા માટે મારામારી અને લાયકનો બચાવ " (Struggle for existence and survival of the fittest) એ નિયમથી ઉત્તરોત્તર ઉત્કર્ષ થતો આવ્યો છે. અને તે જ નિયમથી એક નાનામાં નાની અને સાદામાં સાદી લીખથી માંડીને અનેક ગુણધર્મના સંઘટ્ટવાળું શરીર ઉત્પન્ન થયું છે. 'મારામારી અને લાયકાત' ની આ કલ્પના તે ઉત્કર્ષની કુંચી મનાઈ, અને તે કુંચીથી સમાજવિદ્યાનું તાળું ઉઘાડવાનો પ્રયત્ન હાલમાં બેન્જામિન્ કિડ નામે એક પ્રખ્યાત સમાજશાસ્ત્રી અંગ્રેજે કર્યો છે.

હવે આપણે સમાજવિદ્યાના બેન્જામિન કિડના સિદ્ધાન્તોના બે મૂલભૂત સિદ્ધાન્તો સમજવા સુધી પહોંચ્યા.

૧. જનસમાજ એ એક શરીર છે. વ્યક્તિઓ તે શરીરનાં અવયવને સ્થાને છે.

૨. તે શરીરના ઉત્કર્ષમાં વ્યક્તિઓ અથવા વ્યક્તિસમૂહોમાં વિગ્રહ અને લાયકાતની કલ્પના એ કુંચી છે.—

હવે કિડ્ના ખાસ સિદ્ધાન્તો ઉપર આવીએ.

## કિડ્ના સિદ્ધાન્તો.

સમાજવિદ્યાની મુનિત્રયીમાં કૉમ્ત પહેલા, હર્બર્ટ સ્પેન્સર બીજા, અને બેન્જામીન્ કિડ્ ત્રીજા છે. આપણે જોયું કે સમાજના ઉત્કર્ષના નિયમો ઇતિહાસમાંથી કહાડવામાં આવે છે, અને ઇતિહાસની સમજણમાં મતભેદ થવાથી તે વિદ્યાના સિદ્ધાન્તોમાં તફાવત પડે છે. મારા વિષયના આ ભાગમાં કિડ્ના સિદ્ધાન્તો જેમ જેમ હું કહેતો જઇશ તેમ તેમ તે તેના પૂર્વાચાર્યોથી ક્યાં ક્યાં અને કેવી રીતે જૂદો પડે છે તે મારા વિષયની સમજણ સારૂ જરૂર હશે ત્યાં ટુંકામાં બતાવવા યત્ન કરીશ.

૧. ભીંસ યા દબાણ અને કસોટી (Stress and strain) એ ઉત્કર્ષનું મુખ્ય નિમિત્ત કારણ છે.

એક તરફથી જ્યારે પશ્ચિમના 'સુધારા'ને એક નમુના તરીકે આપણી આગળ ધરવામાં આવે છે ત્યારે તે સુધારા સંબંધે વધારે ને વધારે અસંતોષ દર્શાવાતો જાય છે. અને હક્સ્લી—જેનું નામ સાયન્સને લોકપ્રિય કરનાર તરીકે સુપ્રસિદ્ધ છે તે એટલે સુધી કહે છે કેઃ—

"હાલના 'સુધારા' માંનો સારામાં સારો 'સુધારો' પણ ઉંચી ભાવના અને સ્થિરતાના ગુણ વિનાનો જણાય છે. હું એટલે સુધી અભિપ્રાય આપવામાં આંચકો ખાતો નથી કે જો મનુષ્યકુટુંબના મોટા ભાગની સ્થિતિમાં કંઈ પણ ફેરફાર થવાની આશા ન હોય, જો જ્ઞાનના વધારાથી, તેને પરિણામે કુદરત ઉપર મળેલી વધારેને વધારે સત્તાથી, અને હાથમાં આવતી દિનપરદિન વધતી જતી લક્ષ્મીથી, તંગી અને તેની પાછળ આવતી શરીરની અને અંતઃકરણની અવનતિમાં કંઈ પણ ફેરફાર ન થતો હોય, તો આ આખી વસ્તુસ્થિતિનો નાશ કરે એવા કોઈ માયાળુ ધૂમકેતુના આગમનને હું એક ઇષ્ટ પૂર્ણાહુતિ તરીકે આવકાર આપીશ."

આ શબ્દોમાં ગંભીર અસંતોષ અને તેનાં કારણો જોરદાર ભાષામાં ન ભૂલાય તેવી રીતે જણાવવામાં આવ્યાંછે. અને પ્રો. હક્સલીનો દરજ્જો જોઈ આ વિચારને કિડ્ માન આપે છે. પશ્ચિમના સુધારાએ ઇસુખ્રિસ્તના છેલ્લા સૈકામાં લોકને સ્વતંત્ર કર્યા અને લોક જ રાજા છે એ સિદ્ધાન્ત ઉપર રાજ્યતંત્રો રચ્યાં. પણ અત્યારે સ્થિતિ એવી આવી છે કે એ 'રાજા' ભૂખે મરે છે. આ વિષમતાને કિડ્ સમાજવિદ્યામાં અત્યંત મહત્ત્વનો સવાલ માને છે.

કિડ્‌ના મત પ્રમાણે સમાજવિદ્યા હજી સુધી સંગીન પાયા ઉપર નથી મૂકાઇ તેનું આ પરિણામ છે. જનસમૂહના સંબંધમાં નિષ્કિંચનતાનો જે સવાલ ઉત્પન્ન થયો છે——અર્થાત્ કે ભૂખે મરતા લોકને કેમ બચાવવા,—એનો વાસ્તવિક રીતે હજી સુધી કોઇને પણ ઉત્તર સૂઝ્યો નથી. કિડ્ એમાંથી 'ધર્મ' જ ઉદ્ધાર કરશે એમ માને છે. તે કહે છે કે મનુષ્યનો ઉત્કર્ષ સિદ્ધ કરવા સારૂ મનુષ્યે પોતાનો સ્વાર્થ સમાજના સ્વાર્થને ગુણ્કાળજે ગૌણ કરવો જોઇએ. અને તે પ્રમાણે પોતાનો સ્વાર્થ ગૌણ કરવામાં મનુષ્યબુદ્ધિ (Reason) કદાપિ મદદ કરવાની નથી. 'ધર્મભાવના' જ હજી સુધી તેમાં મદદ કરતી આવી છે અને તેજ હમેશાં કરશે. અને જનસમાજની નિષ્કિંચનતાના સવાલમાં પણ સમાનતા (Equality) અને સ્વતંત્રતા (Liberty) ના સિદ્ધાન્તો નહિ પણ ધર્મવૃત્તિ જ છેવટનાં પગલાં સૂચવશે.

(અપૂર્ણ.)

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

---

# 'ભગવાન્ પાણિનિ' અને ગુજરાતી ભાષાની વર્ણવ્યવસ્થા.

રા. કમળાશંકરે મ્હારા લખાણને આપેલા પ્રત્યુત્તર વિશે મ્હેં કરેલી ચર્ચા વસન્તના અંકમાં આવી ગઈછે. હેમાં એક બે વાતો કહેવી રહી ગયેલી નોંધવાની રજા લઉંછું.

'ભગવાન્ પાણિનિ'ની સ્થાનવ્યવસ્થા અને વર્ણસમામ્નાયને નામે રા. કમળાશંકર મ્હેં બતાવેલા 'ઉચ્ચારસંકર'* સ્વીકારતા નથી; અને હેમાં લઘૂચ્ચારણ યકાર તથા વકારનો પણ સમાવેશ કરેછે. પરંતુ ઈ. સ. ૧૮૮૮ માં પ્રસિદ્ધ કરેલા મ્હારા જોડણીના પુસ્તકને પૃ. ૨૬ મે ફૂટનોટમાં મ્હેં બતાવ્યું છે કે આ લઘૂચ્ચારણ યકાર તથા વકાર પાણિનિના સમયમાં પણ જણાયલાછે, અને અષ્ટાધ્યાયીના સૂત્ર ૮-૩-૧૮ નો નિર્દેશ પણ કરેલોછે. તે ઉપર રા. કમળાશંકરનું લક્ષ ગયેલું નહિં હોય એમ લાગેછે. તેથી હેનું પુનરુજ્જીવન કરવું આવશ્યક છે.

§ व्योर्लघुप्रयत्नतरः शाकटायनस्य

૮—૩—૧૮

આમ સૂત્ર છે, અને આ ઉચ્ચારનું લક્ષણ ભટ્ટોજિ દીક્ષિતે આ પ્રમાણે આપ્યુંછે:-

यस्योच्चारणे जिह्वाग्रोपाग्रमध्यमूलानां शैथिल्यं स लघूच्चारणः

હાનો અર્થ તે વખતના જોડણીના પુસ્તકને પૃષ્ઠ ૨૬ મે (૬) અંકવાળા પૅરૅગ્રાફમાં બતાવ્યો જ છે કે—જે'ના ઉચ્ચારમાં જીભના અગ્ર, ઉપાગ્ર, મધ્ય, અને મૂલનું શિથિલપણું—અર્થાત્ સમગ્ર જીભનું શિથિલપણું તે લઘુપ્રયત્નતર અથવા લઘૂચ્ચારણ.

---

* એક વર્ણના અનેક ઉચ્ચારને આમ સંકરનું નામ રા. કમળાશંકરે શા માટે આપ્યું હશે તે સમઝાતું નથી. બે વસ્તુઓ હેવી ભળી જાય કે ઓતપ્રોત થઈને છૂટે નહિં, હેના ફળને અથવા તે સ્થિતિને સંકર કહી સકાય, એ વાત હેમનાથી અજાણી ના હોવી જોઇયે. પરંતુ 'વર્ણસંકર' શબ્દ જેમ તિરસ્કારસૂચક છે તેમ આ ઉચ્ચારભેદને તિરસ્કારપાત્ર બનાવવાનો હેતુ હોય તો કોણ જાણે. પણ તે માટે જે શબ્દ વાપર્યોછે તે વાસ્તવિક સ્થિતિ નથી બતાવતો. અને ભાષામાં સંકર તો અનેક રીતે થાયછે;—અ હ્રસ્વ ઇ અથવા ઉ, અ હ્રસ્વ ઇ અથવા ઉ જોડે યથાક્રમ ભળીને આ દીર્ઘ ઈ અને દીર્ઘ ઊ થાયછે; અ અથવા આ અને ઈ મળીને એ, અ અથવા આ અને ઉ મળીને ઓ થાય છે; એ તો ઉચ્ચારસંકર કહેવાય. તે સંકરથી 'ભગવાન્ પાણિનિ'નું પણ શુદ્ધિજ્ઞાન આઘાત પામ્યું નથી.

§ સિદ્ધાન્ત કૌમુદી, સ્વાદિસન્ધિ પ્રકરણ, આરમ્ભથી સાતમું સૂત્ર.

'ભગવાન્ પાણિનિ'એ જે સ્થાનો નક્કી કર્યાંછે તે જ સ્થાનો હોઈ સકે—એ દૃઢ સિદ્ધાન્તનું ખોટાપણું તો હું બતાવી ચૂક્યોછું. † હેમાં એટલું ઉમેરવું બસ છે કે રા. કમળાશંકરને મતે તો ચકારાદિકના પ્રાકૃત ઉચ્ચાર સ્વીકારનારી મરાઠી ભાષા અશુદ્ધ અને ગ્રામ્ય બની જશે! અને તે બોલનારા ડૉ. ભાંડારકર, ઑન. મિ. રાનડે, તેલંગ વગેરે સર્વે પંડિતો ગ્રામ્ય થઈ જશે! વળી જૂની પ્રાકૃત ભાષાઓમાં તો ચવર્ગના અક્ષરોનો ઉચ્ચાર પ્રાકૃત ( ચરોતર જેવો જ ) માન્ય છે. ડૉ. ભાંડારકર કને જે વખત રા. કમળાશંકર તેમ જ હું સંસ્કૃત નાટકો શીખતા હતા તે વખતે હેમાં આવેલો પ્રાકૃત ભાગ વંચાવતી વખત ડૉ. ભાંડારકરે તો હેવા જ ઉચ્ચાર ચવર્ગના હમને શીખવ્યા હતા. આ ઉપરથી એટલું જ કહેવાનું છે કે સ્થાનાદિક 'ભગવાન્ પાણિનિ'એ નિર્માણ કરેલાં અચલ જ રહે એ દૃઢ સિદ્ધાન્ત અવાસ્તવિક છે.

તે તો જૂદી વાત છે. પરંતુ લઘુપ્રયત્ન યકારાદિકમાં સ્થાન બદલવાનો પ્રશ્ન જ નથી; પ્રયત્નનો તત્ત્વાંશ પણ બદલાતો નથી; માત્ર પ્રયત્નમાં દૃઢતા મટી શિથિલતા આવેછે—એટલી જ વાત છે, એટલે ઉચ્ચારના બળમાં જ વિકાર આવેછે.

"ગુજરાતીમાં સંસ્કૃતનો જ વર્ણસમામ્નાય છે તો અક્ષરોચ્ચાર પણ શુદ્ધ તો તેહેવા જ હોવા જોઇયે."—આ વચનનો પૂર્વાર્ધ બહુધા સત્ય સ્થિતિ બતાવતો ગણિયે ( જો કે ળકાર જે વૈદિક સંસ્કૃત સિવાય બીજે નથી જણાતો, તે આવીને એ વચનને વિશિષ્ટ બનાવે છે ), તોપણ આ દલીલમાં તો Putting the cart before the horse, ગાડી આગળ ને ઘોડો પાછળ જોડવો,—હેવો વ્યવસ્થાવિપર્યાસ આવેછે. લક્ષ્યને અનુસરીને લક્ષણશાસ્ત્ર હોય, લક્ષણને અનુસરીને લક્ષ્ય ના હોય,—અર્થાત્ ભાષાને અનુસરીને વ્યાકરણ હોય, વ્યાકરણને અનુસરીને ભાષા ના હોય,—એ તત્ત્વ રા. કમળાશંકરના ધ્યાનમાંથી આ સ્થળે ખસી જતું હોય એમ જણાયછે. કેમ કે ચવર્ગના અક્ષરોનું સ્થાન શુદ્ધ તાલવ્ય એમ પ્રથમ કલ્પી લઈ બળાત્કારે તેએક જ ઉચ્ચાર સ્વીકારવા જેવું થાયછે. અને વાસ્તવિક વ્યવહારમાં સંસ્કૃત તથા પ્રાકૃત બે ઉચ્ચાર છે તો તે લક્ષ્ય ઉપરથી બે ઉચ્ચારનો નિયમ તારવી કાઢવો જોઇયે તેમ કરાતું નથી. આ સ્થિતિ જૂના પ્રકારના કેટલાક શાસ્ત્રીઓને સંભવે, પણ રા. કમળાશંકર જેવા પાશ્ચાત્ય સંસ્કાર પામેલા વિદ્વાનને વિશે તો જરાક નવાઈ જેવી છે. અને આપણા શાસ્ત્રીઓમાં પણ જે સંસ્કારી છેતેઓ તો સાચું તત્ત્વ જ સમઝેછે ને સ્વીકારેછે. પરંતુ રા. કમળાશંકરને અન્યાય આપવો ના જોઇયે. અનુસ્વારનો પોચો ઉચ્ચાર ( વાંચવું, રાંધવું ઇત્યાદિમાં છે તે ) રા. કમળાશંકર સ્વીકારે જ છે. અને આ પોચો ઉચ્ચાર કેવળ પ્રાકૃત જ હોઈ પાણિનિની વ્યવસ્થા બહારનો જ છે. માટે વાજબી પરિણામ તો એ જ આવવું જોઇયે કે પાણિનિની વ્યવસ્થા અચલ માનવાની કલ્પના છોડી દઈ ચકારાદિકના બબ્બે ઉચ્ચાર જે ચાલેછે તે સ્વીકારી તદનુસાર લક્ષણ બાંધવું જોઇયે. એમ તો નહિંજ કહેવાય કે

† વસન્ત અંક માઘ, ૧૯૬૧ પૃ. ૨૫ પંક્તિ ૧.

ભગવાન્ પાણિનિના નિયમ હેમના ત્રિકાલદર્શીપણાને લીધે વર્તમાન અને અનન્ત ભાવિકાળમાં વ્યાપી રૂહેનારા છે. પાણિનના સમયમાં અને તે સમીપ સમયમાં જ વાર્તિકકારે ન્યૂનતાની પૂર્તિ વગેરે કરી ફેરફાર કર્યા હતા, તો અનેક સૈકા પછી પ્રવર્તનારી આધુનિક ભાષા ઉપર પ્રાચીન વ્યવસ્થાની સર્વાશે વ્યાપકતાનો હક નહિંજ કરાય.

આટલો ખુલાસો આ પ્રશ્નો ઉપર પૂર્ણ પ્રકાશ પાડશે. વધારે ચર્ચાની જરૂર જ નથી. આટલું પણ લખવાની ફરજ એટલા માટે છે કે 'ભગવાન્ પાણિનિ'ના નામથી સામાન્ય વર્ગ ભડકી જાય એમ ભય છે.

અમદાવાદ.
તા. ૧૦-૩-૦૫. — નરસિંહરાવ ભોળાનાથ.

---

## જન્મભૂમિનું જયમંગલ.

જયમંગલ પ્રિય જન્મભૂમિનું ગજાવીયેઃ— ધ્રુવ.

ભગીરથ સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉરસમુદ્રને હિમાલયે ઉછાળીયે— જય.

જનનીઅંક ઝૂલીયે, ઝનૂની રંગ ઝીલીયે,
આત્મબળ-ઉજાસથી બધું ઉજાળીયે— જય.

સત્ય અર્થે સજ્જ થાઓ, વિજય વાવટો ઉડાઓ,
વીરધર્મથી ધરા સદા ધ્રુજાવીયે— જય.

સત્ત્વથી સચવાય સ્વત્વઃ સમજી એ થઈ પ્રવૃત્ત,
ઘૂમીયે ઝઝૂમી, જંગ તો મચાવીયે— જય.

ભૂતળ ફોડી ફેડીયે, ઉંડી જડો ઉખેડીયે,
દોર ને દમામ દેશનો જમાવીયે— જય.

સ્થિતિ સમય સ્વીકારીયે, પ્રવૃત્તિધર્મ ચોટીયે,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીયે? જય.

માતૃ દીન દુભાય છે, સપુત ! પીડ પીછાનીયે,
દુધ દીપાવીયે, ઉમગને વધાવીયે— જય.

દેશસેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ,
આત્મભાવથી બધું પ્રભુમય પીછાનીયે— જય.

લલિત-રવરશ્મિલ.

---

# જાપાની ધર્મ અને નીતિ.[1]

## ૧.

ઉગતાને અર્ઘ્ય આપવાના વલણમાં જનસ્વભાવના ખુશામતિયાપણાનું પાસું છે, તેને ત્યજીને જોઇશું તો એ વલણનો ઉપયોગ સમજાશે, કાર્યકારણના સંબંધો રૂપી અંકોડાથી ગંઠાયલી શાસ્ત્રસાંકળો સામાન્ય વર્ગ સમજી શકતો નથી. પણ વિજય અને અને કીર્ત્તિ ઉન્નતિ અને સચોટ કાર્યસિદ્ધિ આખું જગત જુવે છે અને વખાણે છે, અને તે મેળવનારનું અવલોકન તથા અનુકરણ ઉમંગથી કરે છે. સૃષ્ટિરચના પણ એવી છે કે ખરો સ્થાયિ વિજય પ્રૌઢ ગુણોના આગ્રહી અનુશીલન વગર મળતો નથી. એટલે વિજયને પૂજનાર ધર્મ અને નીતિનો ઉપાસક બને છે, અને એ ઉપાસનામાં જેટલો પુરુષાર્થ વપરાય છે તેટલી માનવ ઉન્નતિ સધાય છે. જાપાની ઉદય પાંત્રીશ વર્ષ થયાં પ્રવર્ત્તે છે. જાપાનીઓએ એક પછી એક આગળ આગળ ડગલાં ભર્યા છે, અને રશિયા જેવા મોટાં રાજ્યને તેઓએ હરાવ્યું એ એમનો છેલ્લો વિજય બનતા મહા બનાવ અને ભજવાઈ રહેલાં ભવ્ય નાટકની પંક્તિમાં છે. એટલે સત્તરમા સૈકાના આરંભમાં સ્પેઇનના મહારાજ્યને હરાવ્યું તેથી જેમ હોલંડ તરફ, અઢારમા અને ઓગણીશમા સૈકાના આરંભમાં ફ્રાન્સના મહારાજ્યને હરાવ્યું તેથી જેમ ઈંગ્લંડ તરફ, અને ૧૮૭૦ માં ફ્રાન્સને હરાવી પોતાનું ઐક્ય સાધ્યું તેથી જેમ જર્મની તરફ જગતની દૃષ્ટિ વળી, તેમ આ વીશમા સૈકાના આરંભમાં દુનિયાંનાં મહારાજ્યોમાં ચોથે દરજ્જે ગણાતા[2]રશિયાને હરાવનાર જાપાન તરફ આખું જગત ધારી ધારીને જુવે એ કુદરતી છે. અને એ ઇષ્ટ પણ છે. દરેક યુગમાં અમુક પ્રજા મહારથી ગણાય છે. અને માનવ સંસ્કૃતિ–વિકાસનો નાયક બને છે. આ પદ મેળવવામાં રાજ્યનો વિસ્તાર, વસતિની મોટી સંખ્યા, કે સ્થૂલ માંસલતા માત્ર આવશ્યક નથી; નહીં તો એથેન્સ, સ્પાર્ટા, વેનિસ, જિનીવા, અને હોલંડ જેવાં ન્હાનાં રાજ્યોને એ પદ મળત જ નહીં; ધર્મ અને નીતિબલમાંથી જ સ્થૂલ બલ પ્રગટે છે, પ્રસરે છે, અને વિજયી તથા જગજાહેર બને છે. વિજય અને કીર્ત્તિનો રણધ્વજ ખરાં પૌરુષથી જ ઉપાડાય છે. અને જાપાની પૌરુષના મનનથી માનવ પૌરુષને આ સદીમાં ઘણું ઘણું શીખવાનું છે. એ પૌરુષ કેવું છે, કેવા નીતિબલથી પોષાઈ રહ્યું છે, જાપાનની ત્વરિત અને અતર્ક્ય દેખાતી ઉન્નતિ ક્યાં બીજમાંથી ફુટી વિસ્તાર પામી છે, એ સવાલો હાલ દુનિયામાં સર્વત્ર વિચારાય છે, અને સર્વત્ર હૃદયોને ઉશ્કેરી રહ્યા છે, તથા દૃઢતા અને સંકલ્પબલને નવી દિશાઓમાં આકર્ષી રહ્યા છે. આપણે અહીં પણ એ મનન એ મંથન એ આકર્ષણ શરૂ થઇ ચૂક્યાં છે. પણ બીજા સુધરેલા

---

૧. તા. ૨૬–૨–૦૫ ની રાત્રિ રાજકોટમાં કરેલું જાહેર ભાષણ.

૨. પહેલે દરજ્જે ઈંગ્લંડ, બીજે જર્મની, ત્રીજે યુનાઇટેડ સ્ટેટ્સ, ચોથે રશિયા, અને પાંચમે ફ્રાન્સ.

દેશો કરતાં આપણી જાપાન વિષેની માહિતી બહુ ઓછી છે તે વધારી સર્વત્ર ફેલાવી શકાય નહીં ત્યાં સુધી જાપાનની ઉન્નતિનું રહસ્ય આપણે જાણી શકીએ નહીં, કે બીજા દેશો જાપાનના દાખલા ઉપરથી જે લાભ મેળવશે તે આપણે મેળવી શકવાના નથી.

આપણામાંના ઘણા એમ માને છે કે જાપાને યુરોપીય વિદ્યાઓ અને કલાઓ પોતાની કરી લીધી છે એ જ એની હાલની ઉન્નતિનું કારણ છે. અને આ અભિપ્રાય ઉપરથી તેઓ એવો સાર કહાડે છે કે આપણે પણ યુરોપીય શાસ્ત્રો અને કલાઓ સંપૂર્ણ શીખી લેવા તનમનધનથી મથવું જોઇએ. આપણે યુરોપીય 'સાયન્સ' અને હુન્નરો આપણાં કરી લેવાં જોઇએ એ વાત ખરી છે. જાપાને તે પોતાનાં કરી લીધાં છે, અને એ જ્ઞાનવિકાસ એની ઉન્નતિમાં સાધનભૂત થયો છે એ પણ સ્પષ્ટ છે. પરંતુ જાપાની ઉન્નતિનું સૌથી મોટું કારણ એ નથી. જાપાની જ્ઞાનવિકાસ અને એના સર્વદેશી વિજયનું ખરૂં અને મોટામાં મોટું કારણ તેનું નીતિબલ અને ધર્મબલ છે. આપણી પોતાની અધોગતિનું કારણ આપણાં પુરાતન નીતિબલ અને ધર્મબલ ક્ષીણ થયાં છે એ જ છે.

વળી ઘણે સ્થલે જાપાની ઉદયના બનાવને એશિયાખંડ અને વિશેષે કરીને હિંદને ઉમંગમાં આવવાનું કારણ ગણવામાં આવે છે, તે એવા વિચારથી કે જાપાની પ્રજા એશિયાખંડમાં વસનારી અને તેણે પોતાના ધર્મ અને નીતિરીતિના કેટલાક અંશ મૂલ હિંદ પાસેથી મેળવેલાં છે. જાપાન એશિયામાં જ છે, અને બૌદ્ધધર્મ હિંદમાં જન્મી જાપાન સુધી પ્હોંચ્યો એ સુપ્રસિદ્ધ છે. આટલા ઉપરથી આપણને જાપાનીઓ માટે સદ્ભાવ અને આત્મીયભાવ થાય એ કંઈ ખોટું નથી. પરંતુ એશિયાની એક પ્રજાનો ઉદય થઈ ચૂક્યો તે માટે બીજી પ્રજાઓનો પણ સમીપ આવ્યો છે, અને જાપાને સૈકાંઓ પૂર્વે આપણો પ્રસારેલો બૌદ્ધધર્મ સ્વીકાર્યો, તે માટે આજ પણ જાપાની ધર્મ અને નીતિબલ આપણાં જેવાં અને આપણાં જેટલાં છે, એવા એવા તર્ક આપણાં અજ્ઞાન અને આળસને લીધે જ આપણને સૂઝે છે, અને તે આપણી ઉન્નતિના સાધક નહીં પણ પણ બાધક છે. એશિયાની બીજી પ્રજાઓ જે દરજ્જે જાપાનના જેવી થશે, આપણું પોતાનું નીતિબલ જાપાનના જેટલું ખીલશે, ત્યારે જ એશિયાનો કે આપણો ઉદય સમીપ આવશે.

૨.

હિંદુ ધર્મની ઉત્તરક્રિયામાં ત્રણ વાત મુખ્ય છે: દાન, આત્માનું અમરત્વ, અને કુટુંબનું ઐક્ય. આમાંની પહેલી બે આજના વિષયને માટે ખપતી નથી. આપણી ઉત્તરક્રિયાના ત્રીજા અંગ વિષે આપણે સૌ જાણીએ છીએ કે પૂર્વજોના પિંડમાં મરનારનો પિંડ ભેળવી દેવામાં આવે છે; અને એ પ્રમાણે દરેક મોત થતાં કુટુંબના પૂર્વજો સાથે હયાત કુટુંબીઓને સાંકળનારી ઐક્યની દોરીમાં એક નવી ગાંઠ ઉમેરાય છે, અને કુટુંબ-

સત્ર અખંડ વણાતું અને ગંઠાતું ચાલ્યું આવે છે. [૩]બર્કનું જનસમાજ વિષેનું મહાવાક્ય કહે છે કે જનસમાજ હાલ હયાત સ્રીપુરુષોનો જ બનેલો નથી, પરંતુ આગલા જમાનાઓ સાથે અને હવે પછી થનારા જમાનાઓ સાથે અખંડ સંલગ્ન રહેવામાં જ માણસજાતની સંસ્કૃતિ અને ઉન્નતિ છે. પૂર્વજોને દેવ ગણીને પૂજવાનો ધર્મ ઇતિહાસના આદિ કાલમાં સર્વત્ર માલુમ પડે છે, પણ સુધરેલી પ્રજાઓમાં માત્ર ચીનજાપાનમાં એ આજ સુધી સ્પષ્ટ રૂપે પ્રવર્ત્તે છે.

જાપાનમાં એ ધર્મમાલાનો મેર જાપાની રાજ્યકુટુંબના પૂર્વજોની અને તેમાં મુખ્યત્વે કરીને રાજ્યકુટુંબને સ્થાપનારી દેવી અમતેરાસુ ઓમિ કામીની[૪] પૂજા છે.

3. "Society is indeed a contract. Subordinate contracts for objects of more occasional interest may be dissolved at pleasure—but the State ought not to be considered as nothing better than a partnership agreement in a trade of pepper and coffee, calico or tobacco, or some other such low concern to be taken up for a little temporary interest and to be dissolved by the fancy of the parties. It is to be looked on with other reverence; because it is not a partnership in things subservient only to the gross animal existence of a temporary and perishable nature. It is a partnership in all science; a partnership in all art, a partnership in every virtue, and in all perfection. As the ends of such a partnership cannot be attained in many generations, it be- becomes a partnership not only between those who are living, but between those who are living, those who are dead, and those who are to be born. Each contract of each particular state is but a clause in the great primeval contract of eternal society, linking the lower with the higher natures, connecting the visible and the invisible world, according to a fixed compact sanctioned by the inviolable oath which holds all physical and all moral natures, each in its appointed place-"

Burke: *Reflections on the French Revolution.*

૪. "સ્વર્ગ-તેજોમય-મહા-ભવ્ય-દેવી" એને "સૂર્યદેવી" પણ કહે છે. જાપાની પુરાણો પ્રમાણે પ્રથમ ત્રણ સ્વયંભૂ દેવો હતા. એમના પછી બે સ્વયંભૂ દેવો થયા. એ પાંચ સ્વર્ગીય દેવો પછી બે દેવો અને પાંચ સ્વર્ગીય દંદ્વો થયાં. તેમાં છેલ્લું દંદ્વ-ઇઝાનાગિ (પુલિંગ) અને ઇઝાનામિ (સ્રીલિંગ) એ દંદ્વે સ્વર્ગીય દેવોની આજ્ઞાથી જાપાનના ટાપુઓ ઉત્પન્ન કર્યા. અગ્નિદેવનો પ્રસવ થતાં ઇઝાનાગિનો દેહ પડ્યો. એ પાતાલમાં ઉતરી. ઇઝાનાગિ પાછળ ગયો. જાપાની સૃષ્ટિપુરાણના આ ભાગમાં અનેકાનેક દેવની ઉત્પત્તિ વર્ણવી છે. પાતાલમાં સ્પર્શની અશુદ્ધિ ધોતાં પણ ઇઝાનાગિના વસ્ત્રાવયવાદિમાંથી અનેક દેવ ઉત્પન્ન થયા. એણે પોતાની ડાબી આંખ ધોઇ ત્યારે તેમાંથી આ અમતેરાસુ-ઓ-મિ-કામી દેવી ઉત્પન્ન થઈ. તેણીને ઇઝાનાગિએ પોતાની ભવ્ય માલા પ્હેરાવી અને કહ્યું, "સ્વર્ગના ભવ્ય મેદાનોમાં તું રાજ્ય કર."

ઇસે[5] પ્રાંતમાંનું આ દેવીનું મુખ્ય મંદિર આખા જાપાનનું સૌથી મોટું ધામ છે. તેમાં એ દેવીએ અમનો ઓશિયોમી–નો–મિકોટો[6] નામના જાપાનના રાજ્યવંશના સ્થાપનારને આપેલી આરસીની સ્થાપના છે. એ આરસી આપતી વખતે દેવીએ કહેલું હતું કે આ આરસીને મારો આત્મા ગણજે અને "સ્વર્ગીય દેવો"ને પૂજતો હોય તેમ એને પૂજજે. રાજમહેલમાં એ આરસીના નમૂનાની બીજી આરસી છે, તેની પણ એ પ્રમાણે અને એ જ ભાવથી પૂજા થાય છે. ઇસેના મંદિરમાંથી દરેક જાપાની ઘરમાં હરસાલ તૈમા એટલે પ્રસાદશેષ મોકલવામાં આવે છે, અને તેની દરેક ગૃહમંદિરમાં સ્થાપના થઇ તેની જ પૂજા થાય છે.

જાપાની ધર્મમાલાનો બીજો મણકો રાજ્યકુટુંબના બીજા પૂર્વજોની પૂજા છે. જાપાનીઓ બધા મળીને અગિયાર મોટા વાર્ષિક ઉત્સવો પાળે છે. તેમાંથી નવમાં મુખ્ય ક્રિયા આ પૂજાની છે. બે ઉત્સવ બેસતા વર્ષના છે. એક હયાત રાજાધિરાજના પિતાની સંવત્સરીનો છે, એ જાનેવારીની વીશમી તારીખે જ પળાય છે. ફેબ્રુવારીની અગિયારમી તારીખે પહેલા રાજાધિરાજનો અભિષેક થયો અને રાષ્ટ્ર મંડાયું તેની સાલગરેહનો ઉત્સવ આવે છે. એ પહેલા રાજાધિરાજ જિમ્મુ[7]તેન્નોની સંવત્સરીનો ઉત્સવ એપ્રિલની ત્રીજી તારીખે પળાય છે. બીજા ચાર ઉત્સવ ચારે ઋતુનાં ફલફુલ ધરાવવાના છે,

---

૫. જાપાનના 'મુખ્ય ટાપુ' ("Main Island")માંનો એક પ્રાંત. એ પ્રાંતને 'સિશિયુ' પણ કહે છે.

૬. સૂર્યદેવીના ભાઇ–ઈઝાનાગિની નાસિકામાંથી ઉત્પન્ન થયલા—"બહાદૂર–વેગવાન આવેશયુક્ત–ભવ્યતા" દેવે આઠફણાધર નાગને માર્યો તે પછી જાપાનના મુખ્ય ટાપુમાં રાજ્ય સ્થાપવા સ્વર્ગીય દેવોએ આને મોકલ્યો. એને નિનિગીનો–મિકોટો પણ કહે છે. એ સૂર્યદેવીનો પૌત્ર હતો. એની સાથે બીજા છને મોકલવામાં આવ્યા અને એને આરસીની સાથે મણિમાલા અને "ભવ્યતા" દેવે નાગની પૂછડીમાંથી કહાડેલી "ઉદ્ભિજ્જ વશીકરણ"–મહા તરવાર પણ આપવામાં આવી હતી. એ આરસી ધાતુની બનાવેલી હતી.

આનો પ્રપૌત્ર તે જાપાનનો પહેલો રાજાધિરાજ જિમ્મુ તેન્નો.

૭. જાપાની પુરાણો પ્રમાણે જિમ્મુ તેન્નો ઈ. પૂ. ૬૬૦ ની સાલમાં ગાદીએ આવ્યો; અને એકસો સત્તાવીશ વર્ષની ઉમ્મરે ઈ. પૂ. ૫૮૫ માં તેનો દેહ પડયો ત્યાં સુધી એણે રાજ્ય કર્યું.

જાપાનના પહેલા સોળ રાજાધિરાજોએ મળીને ઈ. પૂ. ૬૬૦ થી ઇ. સ. ૪૦૦ સુધી એટલે એક હજાર અને સાઠ વર્ષ રાજ્ય કર્યું, અને તેમાંના તેરસોથી એકસોત્રેંતાળીશ વર્ષ સુધીની મોટી ઉમ્મરે પહોંચીને મુવા.

રાજ્યકુટુંબ સ્થાપનારી દેવી અને રાજ્યકુટુંબના પૂર્વજોની પૂજા ઉપરાંત જાપાનીઓ પોતપોતાના ગોત્રના આદિ પુરુષોને, પોતપોતાની જન્મભૂમિના માનતા દેવોને, અને પોતાના કુટુંબના પૂર્વજોને પૂજે છે. જાપાની કુટુંબનું કે આખા જાપાની રાજ્યનું કંઈ પણ અગત્યનું કાર્ય આ પ્રકારના ધર્મને લગતી ક્રિયા વગર થતું નથી. હાલના [8]મિકાડોએ પોતાની પ્રજાને યુરોપીય ઢબના રાજ્યબંધારણની અને પ્રતિનિધિ મંડલોની ભેટ કરી તે ફેબ્રુવારીની અગિયારમી તારીખે એટલે જાપાની રાષ્ટ્રના આરંભની સાલગરેહને દિવસે કરવામાં આવી. દરેક રાજાધિરાજના રાજ્યારોહણ અને અભિષેકની ક્રિયામાં મુખ્યત્વે કરીને રાજ્યકુટુંબ સ્થાપનાર દેવી અને રાજ્યકુટુંબના પૂર્વજોની પૂજા કરવામાં આવે છે, તેમને પોતાની કૃપા ચાલૂ રાખવાની પ્રાર્થના કરવામાં આવે છે, અને ગાદીએ બેસનાર નવો મિકાડો "તમારાં ફરમાનો પાળીશ અને પ્રજા પાસે પળાવીશ" એ મતલબના શપથ તેમની સમક્ષ જ લે છે. દરેક વર્ષના આરંભમાં પ્રથમ રાજ્યકાર્ય એ પૂજાનું છે; અને તેની સાથે મિકાડોના પ્રધાનો તેની આગળ ઇસે પ્રાંતના મંદિરનો હેવાલ રજૂ કરે છે. વિગ્રહનો આરંભ કે સુલેહનો સ્વીકાર કે કોઈ પરરાજ્ય સાથે તહ કે એવું કંઈ પણ મોટું રાજ્યકાર્ય એ મંદિરને નિવેદન કરવામાં આવે છે. અને દરેક જાપાનીના ખાનગી જીવનમાં ગોત્રદેવો સ્થલદેવો અને પૂર્વજોની પૂજા ડગલે ડગલે આવે છે. ખાસ પૂજાની કે એવી બીજી ધર્મક્રિયા ન કરે ત્યારે પણ ઘણીવાર તેના આચાર વિચાર આ ધર્મભાવનાથી રંગાયલા જણાઈ આવે છે. કોઇ જાપાની જુવાનને ભણવા માટે યુરોપ જવું હોય કે ધંધા માટે અમેરિકા જવું હોય, કોઈ જાપાની સિપાહને[9] મોખરે જતા લશ્કરમાં સામેલ થવાનું હોય કે કોઇ જાપાની અમલદાર કે વેપારીને નોકરી કે ધંધાને અર્થે પરદેશ જવાનું હોય, ત્યારે તે અવશ્ય પોતાના પૂર્વજોની કબરોની જાત્રા કરી આવે છે, અને આ માટે ગમે તેટલી અગવડ વેઠવી પડે તે ગણકારતો નથી. મૃત્યુ, લગ્ન, દત્તકવિધાન, વગેરે પ્રસંગોમાં બીજી પ્રજાઓની માફક જાપાનીઓમાં પણ મુખ્ય ભાગ ધર્મક્રિયાઓનો હોય એ કુદરતી છે, એટલે એ વિષે વિસ્તાર કરવાની જરૂર નથી.

## ૩.

આ ક્રિયાઓ, ઉત્સવો, ભાવનાઓ આદિમાં ખરી ધર્મભાવના ક્યાં છે અને કેટલે અંશે છે, એ સવાલ લઇને હવે આપણે જાપાની જીવન ફિલસુફી અને નીતિ તરફ વળીએ. આપણા જૈન-સંઘનો એક ગુચ્છ આરસની પ્રતિમાઓમાં—

---

* જાપાની ઇતિહાસનું "કોજીકી" નામનું જુનામાં જુનું પુરાણ ચાળીશમો રાજાધિરાજ તેમ્મૂ (ઇ. સ. ૬૭૩-૬૮૬) ના હુકમથી રચાયું; એટલે એ તારીખ પહેલાંનો જાપાની ઇતિહાસ વિશ્વનીય ન જ ગણાય. પહેલા જિમ્મુથી ગણતાં હાલના મિકાડો મુત્સુહીતો એકસોએકવીશમા છે.

૮. રાજાધિરાજ.

૯. સિપાહ=સોલ્જર: સિપાઇ=પોલિસનો સિપાઇ.

या निशा सर्वभूतानां तस्यां जागर्त्ति संयमी ।[10]
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

એ મહાવાક્યમાં આપેલો ખરો મુનિ કોણ તેનો આદર્શ જુવે છે. એટલે કે બાહ્ય જગત્ અને તેની પ્રેરણાઓ તરફ શિલા જેવા જડ બનવું એને જ તેઓ આત્માની આંતરદૃષ્ટિ ઉઘડવાનું અનન્ય દ્વાર માને છે, અને પ્રતિમાઓના મનનને એ આદર્શ ઠસાવી સિદ્ધ કરવાનું મોટું સાધન ગણે છે. જાપાની મંદિરોમાં દેવી, દેવ, કે પૂજ્ય સત્ત્વને સ્થલે આરસીઓ જ માલુમ પડે છે. નિર્મલ આરસીને જાપાનીઓ સ્વસ્થ આત્માનું રૂપક ગણે છે, અને માને છે કે સ્વસ્થ આત્મા ઇશ્વરનું પ્રતિબિંબ ઝીલે છે. વળી તેઓ માને છે કે એવા આત્માની વૃત્તિઓમાં અશુદ્ધિ હોઈ જ શકતી નથી. આ બાબત તેઓ દુષ્યંતના જેવીજ દૃઢતાથી માને છે.

सतां हि संदेहपदेषु वस्तुषु
प्रमाणमंतःकरणप्रवृत्तयः ॥

દુષ્યંતના આ સૂત્રનો પ્રસંગ તો યાદ હશે. શકુંતલાને જોઈ તેની સાથે લગ્ન કરવાની પોતાની ઇચ્છા થાય છે ત્યાં મનને સંદેહ થાય છે કે એ બ્રાહ્મણની કન્યા તો નહીં હોય; પણ તુરત એ પોતાના સંદેહનું નિવારણ કરે છે કે—

"ચહે જ એને મુજ આર્ય ચિત્ત આ
માટે ખરે ક્ષત્રિયપત્નીયોગ્ય એ:
પડે જ્યહાં સજ્જનને જ સંશય,
પ્રમાણ ત્યાં એની જ ચિત્તવૃત્તિઓ."[11]

એટલે જાપાનીઓ ગ્રીક ફિલસુફ સોક્રેટિસના 'જ્ઞાન જ સદ્ગુણ છે,' 'જ્ઞાનીનું આચરણ જ સદાચરણ છે,' એ મહાવાક્યને સ્વીકારે છે, અને આત્માને સ્વસ્થ કરવો, કાચના જેવો નિર્મલ કરવો, અને તેનું જ્ઞાન મેળવવું એને–વેદાંતની પરિભાષામાં બોલીએ તો સ્વરૂપાનુસન્ધાનને અને ગ્રીક ફિલસુફીની પરિભામાં બોલીએ તો "નો થાઇ સેલ્ફ"[12]ને–ધર્મનું તેમ જ નીતિનું (કહો કે પરમ પુરુષાર્થનું) દ્વાર માને છે.

---

૧૦. "જે (પ્રદેશ) પ્રાણી માત્રની નિશા છે (પ્રાણી માત્રને જેમાં અંધારૂં જણાય છે, અને જેમાં તેઓ ઉંઘે છે) તેમાં ઇંદ્રિયો અને મનને વશ રાખવા સમર્થ થયલો પુરુષ જાગે છે (પ્રકાશ જુવે છે અને પ્રવૃત્તિ કરે છે). જેમાં પ્રાણી માત્ર જાગે છે તે આ દેખતા પુરુષની નિશા છે. ભગવદ્‌ગીતા, અધ્યાય ૨, શ્લોક ૬૯.

૧૧. અભિજ્ઞાનશાકુંતલ નાટક, અંક ૧, શ્લોક ૨૨.

૧૨. Know Thyself.

પણ જાપાની ધર્મ એ દ્વાર બતાવીને જ કૃતકૃત્ય થાય છે. પ્લેટોનું ભાવનાસ્વર્ગ[૧૩] કે હિંદુધર્મનું માનસશાસ્ત્ર[૧૪] કે ખ્રિસ્તી ધર્મની માનવ આત્માની અધમતાપ્રતીતિ[૧૫] એમાં નથી. જાપાની ધર્મ તેનાં બાલકને એટલું જ બોધે છે કે,

"તું ત્હારા પંડને ઓળખ. આંતરૂદષ્ટિ કર. જો ત્હારા હ્રદેશમાં ગાદીનશીન દેવ છે જે સર્વ ફરમાવે છે, અને દરેક વાતનો છેવટનો ચુકાદો આપે છે. એની આણ માન. ત્હારે બીજા કોઇ નિયામકની જરૂર નથી. વળી તું ક્યાંથી આવ્યો? ત્હારૂં મૂલ કોણ? ત્હારાં માબાપ. એમનું મૂલ—એમનાં માબાપ. એ પ્રમાણે જો કે ત્હારી આગળ થઈ ગયેલા ત્હારા સર્વ પૂર્વજોનાં ઋણમાં તું છે. એ ઋણ સદૈવ ધ્યાનમાં રાખ. વળી જો કે તું વર્તમાનમાં ક્યાં છે? એક સુવ્યવસ્થિત રાજ્યનું તું અંગ છે. એ રાજ્ય ત્હારૂં અને ત્હારાંનું હિત સાધે છે. એની રક્ષા વગર તું જન્મ પણ ન પામત. એનાં પાલન વગર તું મોટો થવા જ ન પામત. અને એની હુંફમાં જ ત્હારાં સંતાન જન્મ પામી મોટાં થઈ શકશે. માટે તું એ ત્હારા સ્વામિ અને રાજાને ભૂલીશ નહીં, જેને વડે જ સુલેહ શાંતિ, કાયદાસર નિયમન, અને હિતસાધક વ્યવસ્થા પ્રવર્ત્તે છે. ટુંકામાં, અંતર્દીપનું અનુસરણ, માતપિતા અને પૂર્વજોની ભક્તિ, અને રાજા તથા રાજ્ય તરફ વફાદારી એ જ ત્હારો ધર્મ છે."

( અપૂર્ણ. )

બળવન્તરાય કલ્યાણરાય ઠાકોર.

---

૧૩. Heaven of Ideas.
૧૪. Psychology.
૧૫. Sense of Original Sin.

# નરસિંહ મહેતો.

( અનુસંધાન પૃષ્ઠ ૧૯ થી ).

બંને આમંત્રિત અતિથીઓને પરણાવી મહેતો ઋણમુક્ત થયા. ભક્તાધીન પ્રભુનો પ્રભાવ જોઈ માણેકબાઈ પણ પતિપરાયણ થયાં. રસનો વિનિમય કરવાનો પ્રસંગ આવતાં જ સંવત્ ૧૫૦૮ માં નરસિંહ ધરભંગ થયા. આપત્તિનાં કારમાં મોજાંએ શામળદાસને નમાયો કીધો. ભક્તિપરાયણ ભક્તરાજ જંજાળનો પાશ છૂટતો જોઇ આંનંદની રેલમાં ગાઇ ગયા:

" ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ. "

સંપત્તિવિપત્તિના ખેલનો સૂત્રધાર ઇશ્વિર છે. મનુષ્ય એને અન્યથા કરવા અસમર્થ છે. પ્રકૃત મનુષ્ય સંપત્તિ વિપત્તિના પ્રવાહમાં ખેંચાઈ હર્ષશોકયુક્ત થાય છે ને હર્ષમાં છકી જઈ વિવેકહીન થાય છે કે શોકમાં દબાઇ વિધિનો વાંક કાઢી શાપ દેછે. ભક્તરાજના જેવાં ઉચ્ચ હૃદયો સંપત્તિવિપત્તિની પાછળ પરમાત્માની કલ્યાણ બુદ્ધિ જોઈ શ્રેયસ્કર માર્ગ શોધી શાંત ચિત્તે બધું સહે છે. લક્ષ્યરૂપમાંથી મળેલી કર્મજન્ય સંપત્તિવિપત્તિ અજ્ઞને સુખ-દુઃખ દેછે તે પ્રાજ્ઞને અસર નથી કરતી એમ નથી. પણ એક બળતું ઝળતું અસંતુષ્ટ હૃદય લાચારીથી સહે છે ને બીજું શાંતિથી સહી ત્હેમાંથી પણ સારભૂત અંશ શોધે છે એ અનુભવી હૃદય આપણને બોધે છે કેઃ—

ટાળ્યાં કોઇનાં નહિ ટળે રઘુનાથનાં જડિયાં—સુખદુઃખ૦

આપત્તિની કસોટીપર કસાતા હૃદયનું નિરીક્ષણ હજુ બાકી હોયની શું તેમ થોડીજ મુદતમાં અનાથ વિધવાને મૂકીને શામળદાસ સ્વર્ગે ગયો. ગુણવાન વિધવાએ પવિત્ર શિષ્યા બની ભક્તિલીન રહી નરસિંહની ચરણસેવા કરી જીવનશેષ ગાળ્યો.

ચિન્તાની ઘટમાળ પર ફરતા નરસિંહને હજી સ્થિર બેસવાનું નહતું. અનેક પ્રસંગો એની ભક્તિને વિશ્નકર થતા આવતા હતા. શામળના વિવાહ કરી વિદાય થતી વખતે હૃદયથી દબાતી રંક કુંવરબાઇને શ્રીકૃષ્ણે વચન આપ્યું હતું કે ત્હેને પણ ત્હારા પિતાને મ્હારા પરમભક્ત તરફનો સંપૂર્ણ લ્હાવો લેવરાવીશ. એ સમય આવી પહોંચ્યો. શ્રીરંગ મહેતાનો પત્ર આવ્યો ને મહેતે જાણ્યું કે રંકપુત્રી કુંવરબાઇને સીમંત આવ્યું છે. ને તે શુભ પ્રસંગ સાચવવા ગયા વિના ચાલશે નહિ. નહિ તો નમાઈ પુત્રીને હીણું લાગશે. કાગળ વાંચી વૈકુંઠનાથને સ્મર્યાઃ

" મામેરૂં પુત્રીનું કરવું ઘરમાં નથી બદામ;
ત્રિકમજી ત્રેવડમાં રહેજો-દ્રવ્યતણું છે કામજી. "

વિરાગીના ટોળા સાથે ને ભક્તના શણગારથી ગોપીચંદન તુલશી છાપાં ને તિલકની સામગ્રી લઈ પુત્રનું મોમેરૂં ભરવા મહેતો ચાલ્યા ને વેવાઇને મળ્યા. મહેતાના બાહ્ય આચારથી હસતા વેવાઈ પક્ષે વદનસત્કાર કીધો. સ્ત્રીઓએ હાસ્ય કીધું.

" આ સાથ સરવે કેવો ફુટડો, બાઈ પરમેશ્વર એને હુકડો.
કુંવરબાઇનું ભાગ્યું દુઃખ, × × ×
આ બળદ જુઓ મહેતા તણા, બગાઈ શબ્દ કરે છે ઘણા;
મંડપમાં વગાડશે ચંગ, નાગરી નાતમાં રહેશે ઢંગ.
એ ગાંડડી વળગણીએ લટકે, તાલજોડાં બાંધ્યાં પટકે;
જુઓ કાષ્ઠતુલસીનો ભારો, હવે મામેરાંનો શો ઉધારો ?
આ શંખ મહેતાજી ફૂંકશે, છાબમાં તુલશીદલ મૂકશે;
આ વેરાગી હરિગુણ ગાશે, એટલે મામેરૂં પૂરૂં થાશે. "

પિતાના આગમનવર્ત્તમાન સાંભળી ઉત્સુક પુત્રી મળવા દોડયાં. અને નણદીનાં મર્મવેધક વાક્યો સાંભળ્યા ન સાંભળ્યા કર્યાં. પિતાએ નમાઈ રંકપુત્રીને છાતી સરસી ચાંપી. ઉચ્ચતર પ્રસંગનો લ્હાવો મ્હાણવા ઉત્કંઠિત હૃદયે પિતાને સામગ્રીહીન જોયા. નિર્ધન પિતા અવસર શેં સાચવશે ? એ ચિન્તાગ્નિએ હર્ષનો ધ્વંસ કીધો. માતા વિના પુત્રીપર પિતાનું હેત તો એવું જ, એમ ઓછું આવ્યું. ને રડતી પુત્રીએ સાધુ પિતાના હૃદયને નિર્દય વાક્પ્રહારથી વીંધ્યું.

" કેમ કરી લજ્જા રહેશે તાત, હું શે ન મુઈ મરતે માત;
માય વિના સુનો સંસાર, માય વિના તે શો અવતાર.
જે બાળકની માતા ગઈ મરી, બાપની સગાઈ સાથે ઉતરી;
જેવું આથમતા રવિનું તેજ, જળ વિણ જેવું તલપે મચ્છ.
ટોળાવછોઈ જેવી મૃગલી, મા વિના દીકરી એકલી;
લવણ વિના જેવું ફીકું અન્ન, મા વિના એવું બાપનું મન.
ઘડો ફૂટયે રઝળે ઠીકરી, મા વિના એવી દીકરી;
કીકી વિના જેવું લોચન, મા વિના એવું બાપનું મન.
ગોળ વિના મોળો કંસાર, માતા વિના સુનો સંસાર;
શિદ કરવા આવ્યા ઉપહાસ, સાથે વેરાગી પચાસ.
શંખ તાળ ને માળા ચંગ, એ તે મોસાળું કરવાના ઢંગ;
ન હોય તો પિતા જાઓ પાછા ફરી. × × "

નિઃશ્વાસ મૂકતી પુત્રીને સજળ નયને પિતાએ આશ્વાસન આપ્યું ને હરિપર અચલ વિશ્વાસ રાખવા સમજાવી પહેરામણીની સવિસ્તર હકીકત મગાવી. કુંવરબાઇએ સાસુને વિનવ્યાં. ભારેખમ બની વડસાસુએ મ્હોટો કાગળ ચિતરાવ્યો ને અપરિમિત માગણી માગી ને નણદીએ રોષમાં બે પત્થર પણ લખાવ્યા ! બિચારી કુંવરબાઇ તો હેબકાઈ ગઈ.

"ડોશીએ દાટ વાળ્યો રે, ડોશીએ દાટ વાળ્યોરે;
વદસાસુ વેરણ થઈ મ્હારી; હરખ હૈયાનો ટાળ્યોરે. ડોશીએ૦
મીઠાવચની થોડાબોલી, હીંડે હરિગુણ ગાતીરે;
પરમારથી થઈ પત્ર લખાવ્યું મનમાં મોટી કાંતી." ડોશીએ૦

લખેશરીથી પૂરી ન પડે એવી માગણી પિતાના ચરણમાં મૂકી પુત્રી રડી પડી પોતાની જાતપર તિરસ્કાર છૂટયો. "સાધુ પિતાને મહાદુઃખ દેવા માંરે સીમંત શાને આવ્યુ રે" હરિહરિ! "પિતાજી! તમે પાછા પધારો અહીં રહે ઇજત જાશે રે!" કહી વિનવતી દાંમણી પુત્રીને મ્હેતે ધૈર્ય આપ્યું.

"શામળીઓ અવસર નહિ ભૂલે, તું કાં આંસુડાં ઢાળેરે;
દામોદર કાંઈ નથી દોહલો, નહિ કરજે કાઢે. ડોશીએ રૂડું કીધુંરે
કુંવરબાઇ તમે ઘેર પધારો, આપણું એમાં શું જાશેરે;
જો આમેરૂં હરિ નહિ કરે તો, ઉપહાસ એનો થાશે. ડોશીએ૦
પાંચાલીનાં પટકુળ પૂર્યાં નવસેંને નવાણુંરે;
તે રીતે આમેરૂં કરશે, તું થાવા દેને વહાણું. ડોશીએ૦
વિશ્વાસ હૃદયામાં રાખો તમો, છો વૈષ્ણવની બાળરે;
આપણું એ પ્રતિપાલન કરશે શામળીઓ ગોપાળ." ડોશીએ૦

પુત્રીને કંઇક ધીરજ આવી ને શાંત થઈ ઘેર ગઇ જમવાની વેળા થઈ ન્હાઈ ધોઈ છબીલી નાગરી નાત મહેતાની મશ્કરી કરતી પાટલાપર બેઠી. નરસિંહને નહાવા માટે અત્યુષ્ણોદક વેવાણે મૂક્યું:

"તલકઢા જેમ તાતી ઉકાળી સુધન્વાને તળવારે;
તેમ વેવાણે પાણી ઉકાળ્યું મહેતાને છળવા—".

મહેતે ઠંડું પાણી માગ્યું: તો મજાક કરતી કુંવરબાઇની જેઠાણી મુખ મરડી બોલી ઊઠી:

"માગ્યા મ્હે વરસે મહેતાજી અમ પાંસે શું માંગોરે"

વૈષ્ણવની આ રીતે થતી ચેષ્ટાએ વિભુની આંખ વકરી. દીન હૃદયે મ્હેતે મ્હલાર આલાપ્યો તત્કાળ પરિગ્રહે ઘન પ્રેર્યો, અભ્રે ઘટા છવાઇને મૂશળ ધાર વૃષ્ટિ થઈ. બૂડતા અજ્ઞાનીઓ પાયે પડયા ને ક્ષમા યાચી સૌ શાંત થતાં ઠગ નાગરોએ માઘ માસનું માવઠું ધાર્યું.

મોસાળાનું મુહૂર્ત આવી પહોંચ્યું. મંડપમાં તાલ ગ્રહી મહેતો આવ્યા ને ચારે વર્ણું નર્મહાસ્ય કીધું. ધન યૌવન મદમાં છકેલી સ્ત્રીઓ મોસાળાના આ ઢંગ જોઈ રહી. મહેતે કાગળ છાબમાં મૂકી વનમાળીને સ્મર્યા, મંડપમાં કંઈ કંઈ ઠઠ્ઠા મશ્કરીઓ ચાલી, કંઈ કંઈ

ચેષ્ટાઓ થઈ. તેપર ભક્ત હૃદયનું દુર્લક્ષ્ય જ હતું. એમણે એકચિત્તે પરમાત્માને આરાધ્યા. અનેક ભક્તોનાં સંકટ કાપ્યાં કહી બતાવ્યાં, ને સજળ નેત્રે વ્હારે ધાવા વિનવ્યા. વૈષ્ણવને મતો ઉપહાસ મ્હને છે ધારી વૈકુંઠપતિ વ્હારે ધાયો. અજ્ઞાનીનાં અભિમાન ઉતારવા વેપારીરૂપે આવી સવિસ્તર મામેરૂં પૂર્યું. ચકિત થયેલ અજ્ઞાનીઓએ પરમ ભક્ત હૃદયનો પ્રભાવ અનુભવ્યો ને ચરણે પડી ક્ષમાયાચના કીધી. આદ્યાપિ પર્યંત પરમ ભક્તોનાં કષ્ટ કાપવા અનેક ચમત્કારી બનાવો બન્યા છે. આસ્તિક હૃદયો ત્હેમાં ભક્તાધીનનો હાથ જુએ છે. નાસ્તિકો એ ચમત્કારોને ભૌતિક વિજ્ઞાન શાસ્ત્રની કસોટીપર કસે છે ને પોતાની ક્ષુદ્ર બુદ્ધિને તે ગ્રાહ્ય છે કે નહિ તે જુએ છે. તે પોતાને બુદ્ધિગ્રાહ્ય ન જણાય તો કલ્પિત વાત માની એમાં શંકાશીલ દૃષ્ટિ કરે છે. અસ્તુ ગમે તેમ હો.

ચુસ્ત શૈવ માર્ગી નાગરી નાતે હજુ આ વૈષ્ણવનો પીછો છોડ્યો નહિ. દ્વારિકાની હુંડી લખી આપે એવા શેઠને ખોળતા તીરથવાસીઓને કોઈ ઠગે નરસિંહનું ઘર બતાવ્યું હુંડીની આશે જાત્રાળુઓ મહેતાને મંદિર આવ્યાઃ—

" નીચાં મંદિર નિપટ જુના ને માંહે ચકલીના માળા;
વૈષ્ણવ આવી ઉતર્યા મહેતા તણી ધર્મશાળા.
ત્યાં તિલક તુલસી ને ચંગ ઓપે શબ્દધ્વન રહી મૃદંગ;
પામે પ્રસાદ મહેતાને મંદિર સાધુ ગયે બહુ રંગ.
લૂલા ભૂલા અટૂલા અપંગ અંધ ને બધિર;
પડ્યા તે ખાય રામદાસીયા મહેતા તણે મંદિર.
ગોપીચંદન તિલક તુલસી શ્રીરામકૃષ્ણને ગાયે:
શબ્દ ઉઠે સોહામણા શ્રીરામલીલા' ભણાયે.
એ ચરિત્ર દશ અવતારનાં ચોકમાં તુલસીનાં વન;
એક દહેરૂં દીસે દામોદરનું ત્યાં નરમઇઓ કરે કીરતન."

વૈષ્ણવ આ ધર્મશાળામાં આવી ઉતર્યા મહેતે આસન આપી પૂજા કીધી ને હરિપ્રસાદ તથા માળા સમર્પણ કર્યાં. આતિથેય ગ્રહણ કરી રૂા. ૭૦૦ નરસિંહના ચરણમાં મૂકી જાત્રાની સરલતા માટે દ્વારિકાની હુંડી નમ્ર ભાવે માગી. વિમાસણમાં પડી વૈષ્ણવની હરકત ટાળવા દૃઢ વિશ્વાસે શામળશાપર હુંડી લખી આપી. યાત્રાળુ નિશ્ચિન્ત થઈ દ્વારામતી ગયા. તીર્થ યાત્રા કરી હુંડી બતાવવા શહેરમાં શામળશાને શોધ્યા. પણ હોય તો મળે ને? ઠગાયા જાણી વૈષ્ણવો નિરાશ થયા. ઘણું આથડ્યા. પણ શામળશા દ્વારિકામાં ન મળે. પાછું જુનાગઢ જવા વિચારી બગ્નાશ યાત્રાળુઓ રસ્તે પડ્યા. પરમ ભક્તરાજની આબરૂ જશે જાણી વિશ્વાત્મા શામળશા બની આવી મલ્યા. ને બર વસ્તીમાં રૂા. ૭૦૦ ગણી આપી અંતર્ધાન થયા. લક્ષ્મીનાજ ઉપાસક વૈષ્ણવોએ જગદીશને પહેલા ન જાણ્યા. પછી વિમાસતા જુનાગઢ આવી નરસિંહને ચરણે પડ્યા.

આ રીતે અનેક અણીના સમયે શ્રદ્ધાવાન્ ભક્ત વિપત્તિથી શ્રદ્ધાવડે ઉગર્યા. સંત-

મંડળીમાં નાચતા ને ભક્તિમાં લીન મહેતાના પિતાના શ્રાદ્ધનો સંમો સચવાયો. ને બ્રહ્મભોજન કરાવ્યું. તથા એકદા તૃષાતુર ભક્તને ભક્તિયોગ સાધતાં સ્ત્રીવેશે પાણી પણ ભક્તાધીને પાયું. પરંતુ પરમ ભક્તની આધ્યાત્મિક શક્તિનો પ્રકાશ રંગરંગી દુનિયાની ઘુવડ દૃષ્ટિ નિહાળી શકી નહિ. ને હજુ મહેતાને વિપત્તિમાં તાણ્યાં કરતી હતી.

અત્યારે તો મહેતાના વંશજ હોવાનું અભિમાન ધરાવનારી નાગરી નાતની એ વખતે ભક્તની પજવણી અસીમ હતી. એની દ્વેષી દૃષ્ટિને નવીન મિષ મળ્યું. ગિરિતળેટીએ દામોદરકુંડમાં સ્નાનાર્થે જતા ભક્તના ચરણમાં પડી ઢેડ લોકોએ પોતાને આંગણે હરિકીર્ત્તન કરવા આવવા વિનવ્યા. બાહ્યમલિન કર્માચારી નીચ જાતિનું આંતર શૌચ જ્ઞાની પુરૂષે જોયું. ને ઉદરનિર્વાહાર્થે અશૌચ બાહ્યાચાર પાળતી જાતિમાં પરમાત્મપ્રેમ જોઈ વૈષ્ણવે ગૌમૂત્ર લીંપી તુલશીદલ મૂકી જમીન પવિત્ર કરી રાખવા સૂચવી હા પાડી. સમદૃષ્ટિવાન્ પ્રભુને આંગણે નથી પક્ષાપક્ષી કે નથી ઉચ્ચનીચનો ભેદ.

તો પરમાત્માના હૃદયરૂપ ભક્તજનો એવો વિષમ ભેદ કેમ ગણે? સંસાર રાગદ્વેષથી જ સામામાં ન્યૂનાધિકતા દેખે છે. સાધુજનો એવી ગણના સામાના ગુણપ્રમાણથી અને પોતાના ધર્મપ્રમાણથી કરે છે. દાંભિક દુનિયાની દૃષ્ટિ આ જાતિને નીચ વર્ણની ધારી પોતાના કરતાં પ્રભુથી એને વિદૂર ધારે છે. વસ્તુતઃ આ વિદૂરતાને સ્થૂલ પંચભૌતિક શરીર સાથે સંબંધ નથી, પણ આધ્યાત્મિક શક્તિઓ સાથે છે. સ્વભાવસંતુષ્ટ સંસિદ્ધ મહાત્માઓના પવિત્ર હૃદયના સૌંદર્યનું પ્રતિબિંબ ભૂતમાત્રમાં બંધુત્વરૂપેજ સ્ફુરે છે. એને **વસુધૈવ કુટુમ્બકમ્** છે. મહેતો નિત્યકર્મ આટોપી તંતુવાદ્ય વગાડતા ને પરમાત્માનું ગુણકથન કરતા ઢેડને ત્યાં રાત્રિયે ગયા. ને ભજન કીર્ત્તન કરી પરમાત્મપ્રેમ રસમાં વૈષ્ણવને ન્હવરાવ્યા. તાલમૃદંગ બજાવતા ભક્ત પ્રાતઃકાળે ઘર તરફ વળ્યા. ત્યાં શિવ મંદિર જતા નાગરોએ મહેતાના આ ઢંગ જોઈ ગેળ હાસ્ય ને ચેષ્ટા કીધાં. મૂર્ખ પ્રતિ મૌન ગ્રહણ કરી ચાલ્યા જતા મહેતાને પવિત્રાચારી (!) નાગરે મ્હોડે ચ્હડી કહ્યું: 'નાત જાત ને સ્થાન જોયા વિના અંધ બની સ્વાંચ્છંદે આમ વર્ત્તાહો એ શું? ઉત્તમ જાતિઅભિમાનથી તો મનની નિરંકુશતાને નિયંત્રિત કરો.' કૃતકૃત્ય ત્યાગીએ શાંત ચિત્તે પ્રતિઉત્તર વાળ્યો—

"એવા રે અમો એવા રે એવા તમે કહોછો વળી તેવા રે;
ભક્તિ કરતાં એ ભ્રષ્ટ કહેશો તો કરશું દામોદરની સેવારે. એવા
જેનું મન જે સાથે બંધાણું પહેલું હતું ઘર શહુંરે;
હવે થયું છે હરિરસમાતું ઘેર ઘેર હીંડે છે ગાતું રે. એવા
સઘળા સાથમાં હું એક ભૂંડો ભૂંડાથી વળી ભૂંડો રે;
તમારે મન માને તે કહેજો સ્નેહ લાગ્યો છે મને ઉંડો રે. એવા
કર્મ ધર્મની વાત છે જેટલી તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જે થકી પામે મારા પ્રભુની તોલે નાવે રે. એવા
હળવા કર્મનો હું નરસૈયો મુજને તો વૈષ્ણવ વ્હાલા રે;
હરિજનથી જે અંતર ગણશે તેના ફોગટ ફેરા ઠાલા રે." એવા

નાગરી નાતનો સળગી ઉઠેલો ક્રોધ આવાં વચનોથી શાંત થયો નહિ. ને ભક્તને વટલેલ ગણી નાતબહાર મૂક્યા. ભક્તિમાંની વિકાર જંજાળ તૂટી જાણી ભક્ત સંતોષાયા. પ્રભુ સ્વપ્નામાં પ્રત્યક્ષ થયેલ પરમાત્માના આજ્ઞાનુવર્તી બની નાતમાં જમવા ગયા. ભ્રષ્ટ જન ગણી નાતે દૂર બેસાડ્યા ને કૃષ્ણકીર્તન કરનારપર તિરસ્કારવૃષ્ટિ થઈ. પ્રભુ જાણે શું થયું કે પ્રત્યેક નાગર પોતાની આસપાસ ઢેડને બેઠેલો જોઈ ચમકી ઉઠ્યો. લજ્જિત હૃદયો કૃષ્ણકોપને સમજ્યાં ને ભક્તરાજને પાયે પડ્યાં. હવે મહેતે જ્ઞાતિસંબંધ છોડી દીધો.

દુનિયાએ સુશીલ હૃદયનો પીછો હજુ છોડ્યો નહિ. મહેતા છેલ્લી કસોટીપર કસાયા ને પરિણામે વિશુદ્ધ સુવર્ણનો સુવર્ણ જગતે જોયો. જનસમષ્ટિની નીતિભાવનાને પોતાના અપબોધથી બગાડે છે એવો ગંભીર આરોપ ગ્રીસની પ્રજાએ સોક્રેટીસપર મૂક્યો હતો. મહેતાજી પણ એવા ગંભીર આરોપથી રાજદ્વારે ઘસડાયા. શિવ વિષ્ણુને બારમો ચંદ્રમા હોયની શું? એમ *શૈવમાર્ગી જનોએ આ વૈષ્ણવ* “હરિકીર્તનને મિષે સંતના આબાદ રાખી સ્ત્રી પુરૂષની નીતિમાં બગાડો કરે છે.”, એવો ગંભીર આરોપ ભક્તપર રોપ્યો. ચુસ્ત શૈવધર્મી મંડળિક આ નીતિઉચ્છેદકને સભામાં આણ્યો ને પ્રાચીન વહેમી રીતિએ ન્યાય તોળ્યો: દામોદરની પાષાણની પ્રતિમા સ્વયં ફૂલહાર નરસિંહને પહેરાવે તો એને નિર્દોષ ગણી બંધનમુક્ત કરવો, નહિ તો યોગ્ય શાસન આપવું. સંસારના પ્રાપંચિક વ્યવહારમાં આવા અનેક પ્રસંગો નોંધાયા છે. ક્રાઈસ્ટનું વધસ્તંભપર ચ્હડવું, સૉક્રેટીસનું વિષપાન કરવું, દયાનંદસરસ્વતીને વિષ ભક્ષણ કરાવવું, સુધન્વાનું તળાવું, હરિશ્ચંદ્રનું વેચાવું ને પ્રલ્હાદનું દંડાવું; બતાવી આપે છે કે આસુરી ને દૈવી સંપત્તિનો કલહ અહોનિશ ચાલ્યાં કરે છે. એને મૈત્રીભાવ થયો નથી, છે નહિ, ને થશે નહિ. પરમભક્તરાજે વિપત્તિના વાદળને વિખેરવા વૈકુંઠપતિને વિનવ્યો. આસુરી સંપત્તિનાં બળવાન મોજાંથી ઉગરવા કેદારો આલાપી શ્રીકૃષ્ણને વિનવ્યા. પાંચાલીનાં પટકુળ પૂરનાર પરમાત્માએ અણીને સમે સહાય કીધી. ને હાર પહેરાવ્યો. દુનિયાની છેલ્લી કસોટીમાંથી વિશુદ્ધ કંચન નીકળ્યું ને બધાએ અભિનંદ્યું.

હવે વાનપ્રસ્થ ભક્તે શાંત જીવનશેષ કૃષ્ણ કીર્તનમાં ગાળ્યો. ને ૬૬ વર્ષની વયે આસ્તિક હૃદયોમાં અમૃત રેડી, નાસ્તિકોને ભક્તિયોગના ચમત્કારથી વિમૂઢ કરી, જ્ઞાનીને જ્ઞાન અંશ દેઈ, સૌરાષ્ટ્રની સુપ્રસિદ્ધ પવિત્ર ભક્તિ ભાવનાને ઉદ્બોધી ભક્તરાજ નિર્વાણ પામ્યા. એના અમર આત્માના પ્રેમમય સ્ફુલિંગો ગુજરાતના અજ્ઞાનના અંધારામાં સ્વયં પ્રકાશે છે. ને આસપાસ પવિત્ર સૃષ્ટિ રચી અનેક હૃદયોને તારે છે. ...

દંતકથા મિશ્રિત ભક્તરાજનું જીવનવૃત્ત આવું છે. એમનું શુદ્ધ ઐતિહાસિક જીવન ચારિત્ર્યલેખનના અભાવે આલેખાવું અશક્ય છે. અતએવ એના સ્થૂલ જીવનના ઉક્ત ચમત્કારોને સ્થૂલ લૌકિક વિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિએ તપાસી સત્યાસત્યનો નિર્ણય કરવા મથવું એ નિષ્ફળ છે. પરંતુ એ ભક્તરાજના હૃદયના તલસ્પર્શી થવું એ સર્વથા ફલદાયી છે.‘ છતાં એ હૃદય અમૃતનું શાંત સ્વસ્થ ચિત્તે પાન કરવું. અન્ય યોગ્ય સમય માટે

રાખી આજે તો એમના સ્થૂલ જીવનમાં પણ જે ઉચ્ચતર બોધ સમાયલો છે તે હૃદયમાં ઉતારવા યત્ન કરીશું.

નાત જાત વ્યવહાર કે રાજ્યની કિંચિત્ પણ અપેક્ષા રાખ્યા વિના પ્રભુ પ્રત્યેની અડગ શ્રદ્ધા એમના જીવનની પળેપળમાં પ્રકાશે છે. વિપત્તિની અપ્રતિહત છોળોથી આપ્તજનોના તિવ્ર વાક્ પ્રહારથી, જનમંડળના તિરસ્કારથી, દુર્જનોના ઉપહાસથી, રાજ્યભયથી કે અન્ય કોઇ પણ ઉપાધિથી એમની શ્રદ્ધા સ્હેજ પણ ડગી નથી. એટલું જ નહિ પણ સાંસારિક પ્રહારના આઘાતથી વધારે દૃઢ થઇ છે. સત્યને અસત્ય અને અસત્ય ને સત્ય માનવાની દોરંગી દુનિયાને લાંબા કાળથી ટેવ પડી ગઈ છે. પરંતુ સત્યગ્રાહી હૃદયો સંસારની પ્રસન્નતાને અનુકૂલ થવા ન્યાયપંથ તજતાં નથી.

" निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीसमाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥ "

પરિણામે એજ અડગ શ્રદ્ધા ફળે છે. ને સત્ય જય પામે છે. પ્રત્યેક કાર્યની સફળતાને માટે શ્રદ્ધા અતિ આવશ્યક છે. મહેતાની જીવનમાલાનો પ્રત્યેક મણકો એ આવશ્યક ગુણથી ભરપૂર છે, અને એ સમર્થ અવલંબનથી તેઓને અંતિમ સાધ્ય પ્રાપ્ત થયું છે.

આવી અડગ શ્રદ્ધાને જ ભક્તાધીન પ્રભુ અધીન છે. ભક્તોનાં જીવનમાં અણીને સમયે આ અસ્ખલિત શ્રદ્ધાએ પ્રભુને પ્રત્યક્ષ કીધો છે, ભક્તોને પાર ઉતાર્યા છે. "પ્રભુનાં અનેક નામો છે. અનેક વિશેષણો છે. એમાંથી અતિ ઉત્કૃષ્ટ નામ વિશેષણ આ છે: પ્રભુ 'ભક્તાધીન ભૂધર' કહેવાય છે." પૌરાણિક ગાથાઓ આપણને બોધે છે કે પ્રભુ ભક્તનું ધ્યાન ધરે છે. ભક્તોએ પ્રભુના પદકમળમાં ગતિમાન્ કરેલ પ્રેમશ્રદ્ધાના પ્રવાહનો પ્રત્યાઘાત પ્રબળ વેગથી થાય છે ને ભક્તને ન્હવરાવે છે. ભક્તાધીન ભૂધર ભક્તને અર્થે પ્રતિજ્ઞાઓને પીઇ જાય છે. ભર સેના વચ્ચે ભક્તને અર્થે શ્રીકૃષ્ણ રથચક્ર લેઇ ઉભા થયા! ભક્તના જીવનની દુર્ઘટ અણીને સમયે એ ભક્તાધીન ભૂધરની કુદરતના નિયમ રૂપી દૃઢ પ્રતિજ્ઞાઓ ખરી જ સરી ગઇ છે, ને અનેક ચમત્કારિક રીતે પ્રભુએ સહાય કીધી છે. આપણા ભક્તરાજ જ્યાં જ્યાં વ્યવહાર સાચવવા અશક્ત થયા ને 'દયાઘના'ની દયાનો આશ્રય શોધી ઉભા રહ્યા ત્યાં ત્યાં ભક્તાધીન ભૂધરનું કૃપાનાવ પ્રત્યક્ષ થયું છે ને મહેતાજીને પાર લેઈ ગયું છે. પ્રભુ પ્રત્યેની અડગ પ્રેમશ્રદ્ધાનો ને ભક્તાધીનતાનો ઉચ્ચતર બોધ આપણને બીજે ક્યાં મળવાનો હતો?

ભક્તરાજના જીવનમાં અનેક ચમત્કારો આપણે સાંભળીએ છીએ. એ પ્રત્યેક પ્રસંગોમાં શ્રદ્ધાળુ હૃદયો વિભુની કૃપાનો હાથ માને છે. અશ્રદ્ધાળુઓ તે કબૂલતા નથી ને તેમાં કલ્પિતતાના અંશને જુએ છે. વારુ ! ત્રણ વર્ષની સમસ્ત દુનિયાનું મુકુલ ટાળ-

નારે વિભુ સંતદ્વારા નરસિંહનું મહત્વ સાન કરશે ત્યારે એ શું માનવા જેમ નથી ? પ્રભુએ ઉત્પન્ન કરેલ કુદરતમાંથી અમુક નિયમો તારવી કાઢી નિશ્ચયવાન્ થવું કે વિભુ પણ અન્યથા કાર્ય કરી શકે નહિ, ને કુદરતના નિયામક વિભુની શક્તિને કુદરતને અધીન કરી દેવી એ શું આપણા હૃદયની સંકુચિતતા નથી બનાવતું?' 'શું આપણે પરમાત્માને કર્તુમ્ અકર્તુમ્ ને અન્યથા કર્તુમ્ સમર્થ નહિ માની શકીએ ?' ઇન્દ્રિયાતીત પરમાત્માની મહત્તાનો સૂક્ષ્માંશ પણ આપણી પામરતા પ્રત્યક્ષ કરી શકતી નથી. છતાં આપણે જ તારવેલા કુદરતના નિયમથી વિભુના મહાન્ શક્તિપ્રદેશની મર્યાદા સંકોચવી એ આપણા જ હૃદયની લઘુતા નથી શું ?

ઘણાઓ કહે છે કે ભક્તરાજને વિપત્તિની છેલ્લી ઘડીએ આસ્તિક વૈષ્ણવોએ કે તેમના પર પ્રેમ રાખનાર ગૃહસ્થોએ મદદ કીધી. ક્ષણવાર આ કબુલ રાખીએ તોપણ જનસમાજને પ્રેમથી વશ કરનાર મહાત્માનાના ઉદાર ચારિત્ર્યને આ શું સુંદર પ્રમાણપત્ર નથી ? ક્ષણવાર એ પણ કબૂલ કરીએ કે આ બધી પાછળથી બેગવાયલી કલ્પિત કથાઓ છે. આજ સુધીમાં અનેકાનેક કલ્પિત કથાઓ ઉદ્ભવી છે ને સંસારના મગજમાં ઉતરીને નીતરી પણ ગઈ. આ કથાઓ આપણે માટે આપણા વડવાઓએ સંચી રાખી એનું કારણ શું ? અને આપણે આપણા વંશજો માટે સાચવી રાખીએ છીએ એ શા માટે ?

આપણને પરમ પિતાની મહાન્ શક્તિમાં, ભક્તો પ્રત્યેના સ્નેહના અતિ પ્રેમાળ હૃદયમાં અને પરમાત્માભિમુખ પવિત્ર ભક્તોની અનુકંપાયુક્ત પ્રેમભાવનામાં દૃઢ શ્રદ્ધા છે. ને તે શ્રદ્ધાએ જ ભક્ત અને ભક્તાધીન ભૂધરની આવી એકતાદર્શક કથાઓ ઉદ્ભવી છે. આ દૃષ્ટિએ પણ તેમનું ભક્તિમાહાત્મ્ય શું ઓછું ભવ્યતર જણાય છે ? ગૃહસ્થો ! આમ કે આમ, ગમે તેમ જોતાં પણ એ મહાત્માના ઉદાર ચારિત્ર્યનો જીવનદીપ સતેજ છે.

મિત્રો ! ક્ષણવાર આપણે એ મહાનુભાવના જીવનપ્રદેશની કોઈ બીજી ટુંકપર દૃષ્ટિ કરીએ. હમણાં દુનિયા શાંતિયુગ બેસાડવા ને સમતા પ્રસરાવવા મથે છે. પણ તે પોતાના જ જીવનમાં ઉતારી શકતી નથી. પાખંડીઓ જનસમાજમાં સામ્ય સ્થાપવા ઇચ્છનારની રાગદ્વેષયુક્ત દૃષ્ટિને સામ્ય દેખાતું જ નથી. પણ ઉચ્ચ નીચ પ્રદેશો જ દેખાય છે; ને પોતાને ઉચ્ચ પ્રદેશપર પહોંચેલો માને છે. દાંભિક દુનિયા માત્ર બાહ્યાચારથી જ ઉચ્ચનીચતાની ગણના ગુંથે છે. અને પોતે એવી ઉચ્ચતા પ્રાપ્ત કરવા આંતરશૌચહીન બાહ્યાચાર રાખવા મથે છે. આવા બાહ્યાચારના અસત્ય પાયાને તોડી નરસિંહ હેઃ ભક્તોની સાથે બેસી ગુણકીર્તન કરવા મંડી ગયા એ શું બતાવે છે ? એમની વિશુદ્ધ વિવેકદૃષ્ટિ મનુષ્યના અંતરમાં વસેલી છે. ને સામાનું આંતર શૌચાશૌચ નિહાળી પોતાની કર્તવ્યભાવનાને તે તરફ પ્રેરે છે. ક્ષીરનીરની પરીક્ષા હંસ જ કરી શકે છે. તેમ મહત્તવની આળખણી આવા મહાત્માઓની જ વિવેકદૃષ્ટિ કરી શકે છે. એની સ્વભાવમંગુરતાને સંસારની જૂઠી પ્રીતિની ઉપેક્ષા જ છે.

બંધુઓ ! દેવ ભાવનાવાળાં હૃદયો માને છે કે એના સંસારની ઘટનામાં મહાન શક્તિનો હાથ છે. એટલું જાણી એ હૃદયો જે વર્તન પકડે છે ત્હેને ભક્તિ કહે છે. કંઇક સકામ ભક્તો સાંસારિક ઉચ્ચતાને જ ઇચ્છે છે જ્યારે ઇષ્ટ દેવનું અનુશીલન કરનાર નિષ્કામ ભક્તને આવી ઇચ્છા હોતી જ નથી એને દેવના અસ્તિત્વનો સાક્ષાત્કાર થતાં જ દેવની દયાનો સાક્ષાત્કાર થાય છે ને માનુષ દૃષ્ટિએ લાગતો ક્લેશમય સંસાર એને પ્રેમપૂર્ણ ભાસે છે સ્વર્ગ ને વૈકુંઠની ઇચ્છા એને રહેતી જ નથી નરસિંહ આવા નિષ્કામ ભક્ત હતા. બ્રહ્મમાં જ ઓતપ્રોત થયેલ એનું હૃદય કહે છે કે —

“મારૂં વૃંદાવન છે રૂડું રે વૈકુંઠ નહિ આવું,
નહિ આવું નંદજીના લાલ નહિ આવું” ’

મર્ત્ય લોકમાં જ રહી તત્ત્વને ચિંતી ભક્તિમાં જ તલ્લીન રહેવું એ ઇચ્છે છે ને માગે છે

ભક્તાધીન પ્રભુએ પ્રત્યેક અણીને સમે ભક્તોને સહાય કીધી છે પ્રતિજ્ઞા મૂકીને પણ વ્હારે ધાયા છે છાતીમાં લાત મારનાર ભક્તના ચરણ ઓળાંગ્યા છે. એના ઉચ્છિષ્ટ અન્ન ખાધાં છે ને પ્રેમથી પાદપ્રક્ષાલન કરી પાદોદક પીધાં છે. ભૂધરને ભક્તિનો ભાવ લક્ષ્મીજીથી વિશેષ છે એવા સત્‌ચિત્‌આનંદને પ્રેમભાવથી નરસિંહ ભજ્યા છે, ને આનંદને અનુભવ્યો છે જાતે જ આનંદસ્વરૂપ થયા છે એ પ્રેમસ્વરૂપને પિતા, માતા, ભ્રાતા, સખા કે આવા વિવિધ પ્રેમ સ્વરૂપે જ પૂજી, ભેદ ફોડી અભેદ કીધો છે, ને ચરણકમલમાં પડી ભાવથી યાચ્યું છે —

‘મારા નાથજી મુજને ભક્તિ દેજો સદા, દીન જાણીને મભાગ લેજો,
ભક્તિ આપી ભના ભાવથી ભૂધરા, અંતે આવી અહોનીશ રહેજો   મારા૦
ભક્તિ કારણ મારો દેહ દુરબળ હજો, દેહ કારણ રખે સ્નેહ જાયે
આજ મન સાથ જદુનાથ જો વીસરે, વળતી વને કુણ થાયે   મારા૦
કર્મ કુડાં કરી ખાણ ચારે ભરી, નાસના નીસર્યા નામ બારી,
કૃષ્ણ કીર્તન વિના જન્મ જાએ વૃથા, જેમ રહે જૂગટે રિદ્ધિ હારી   મારા૦
હું ગર્ભે નાના ક્યા, નિત્ય ઉજાગરો, નવ હવા નાથજી શરણ પાખે,
ભવ વિષે બૂડતાં વાર ને બૂમ નહિ બાંહ્ય ગ્રહી મુજને કોણ રાખે.   મારા૦
અલ્પ આયુષ્યમાં કલ્પના મનુષ્યને, આજ કીધું, વળી કાલ કરશું,
શ્વાસનો શો વિશ્વાસ નહિ નિમિષનો, આશ અધુરીને એમ મરશું   મારા૦
ઉત્તમ મધ્યમ વરણ તું વિઠ્ઠલા, પ્રગટ થઇને દરશન પમાડો,
નરસૈયા રંકને રંક કરૂણા કરો, દીન બંધુ વજો આક આડો   મારા૦”

જીવાભાઈ અમીચંદ પટેલ.

———

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અંદરની) લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફિકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ ખર્ચના આના ચાર મોકલવા કૃપા કરવી

અન્ય સર્વે માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)
છુટક નકલના રૂ ૦-૪-૦ ,, ,,

મળવાનું ઠેકાણું—જ્ઞાન દિવાકર બાપુભાઈ [illegible]
[illegible] ઑફિસ—અમદાવાદ

---

# કોઈ છે માયનો પુત જેણે આખા હિન્દુસ્થાનમાં તાવની દવા માટે એક્ષીબીશનમાંથી બબે ચાંદો મેળવ્યા હોય !

બાતલીવાલા એગ્યુમિક્ષ્ચર તથા બાતલીવાલાના એગ્યુપિલ્સથી તરેહવારના તાવો મટે છે, પણ એ તો કહેવું તો બાતલીવાલાનીજ છે પુષ્કળ તાવની દવામાંથી માત્ર ડાકતર બાતલીવાલા એકલાજ એવા, પણ ચાંદ મેળવી ગમે ચાંદીનો ફ્લેગ મેળવવા પામ્યા છે માટે ભાઈઓ તથા ગૃહસ્થો તાવનું નામ આવ્યું કે તરતજ બાતલીવાલા એગ્યુપિલ્સ અથવા બાતલીવાલાના એગ્યુમિક્ષ્ચરને યાદ કરજો તોપ મારવાનું કાંઈ કામ નથી શખ્ત જોગી તાવ એનાથી સારો થશે નહી પણ તરેહવાર જાતની તાવો ઉપરાંત નરમ પ્રકારના પ્લેગના પુષ્કળ કેસો એનાથી સારા થયા છે, કીમત રૂ ૧)

બાતલીવાલાની અકસીર શક્તીની ગોળીઓના મારે મોઢે વખાણ કરવા ગમતું નથી પણ જો તમને બાતલીવાલા એગ્યુમિક્ષ્ચર તથા પિલ્સમાં ભરોસો હોય તો તેવોજ ભરોસો બાતલીવાલાની અકસીર શક્તીની ગોળીઓપર રાખજો ઘણો અભ્યાસ કીધાથી ઉત્પન્ન થતી થાક, મનની ઉદાશી, ફીકો ચેહેરો, નામરદી, શરીરને નબળાઈ, ઉંઘમાં ધાતનું જવું, ઘડીની શરૂઆત, પાચન શક્તિની નબળાઈ, તથા સાંધાઓને લાગુ પડતા નબળાઈના બીજા ઘણાક રોગો માટે બાતલીવાલાની અકસીર શક્તીની ગોળીઓ અસરકારક છે કીમત રૂ ૧॥

**કોલેરાનો અકસીર ઉપાય બાતલીવાલાની કુ. કોલેરોલ છે કીં. રૂ. ૧**

**એકલા બનાવનાર, ડાકતર હો. લી. બાતલીવાલા.**

ઠેકાણું વરલીનું દવાખાનું તથા સરવે ઠેકાણે મળશે

Reg No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૪, અંક ૩. [ માસિક ] ચૈત્ર, સંવત્ ૧૯૬૧.

## દિગ્દર્શન

**ધીરો.** * ગુજરાતના પ્રાચીન કવિઓના જીવનનું અને કાવ્યોનું વખતો વખત સંસ્મરણ કરવું એ આ સભાએ પ્રચલિત કરેલી જયન્તીઓનો ઉદ્દેશ છે; અને ધીરા સંબન્ધે આ ઉદ્દેશ રા. કૌશિકરામના આજના લેખે બહુ સારી રીતે સફલ કર્યો છે, તે માટે એ વિદ્વાનનો આપણે ઉપકાર માનવો ઘટે છે. રા. કૌશિકરામે, ધીરાનું જીવન કેવી રીતે સંસ્કાર પામ્યું તથા એના જીવનનું સત શું હતું અને તદનુસાર એણે કવિતામાં કેવા વિષયો ગાયા છે ઇત્યાદિ બતાવ્યું છે. આ જ વસ્તુનું પુનરવલોકન ન કરતાં, એને લગતા એક બે સામાન્ય મુદ્દા લઈ એ વિષે ચાર શબ્દો બોલીશ.

૧. આપને વિદિત છે કે આપણો પ્રાચીન સંપ્રદાય ધીરા ભોજા વગેરેને 'કવિ' ન કહેતાં 'ભગત'=ભક્ત કહેવાનો છે. આપણે હવે એમને 'કવિ' કહેવા લાગ્યા છીએ એ કેટલું યથાર્થ છે એ વિચારવા જેવું છે. આ વિચાર સંપૂર્ણપણે થવા માટે તો 'કવિ'-શબ્દના અર્થનો

* ગુજરાતસાહિત્યસભામાં રા. કૌશિકરામનો "ધીરાજયન્તી" ને પ્રસંગે લખાએલો લેખ વંચાયો તે વખતે મેં પ્રમુખ તરીકે કહેલા શબ્દોનું તાત્પર્ય.—તન્ત્રી.

સૂક્ષ્મવિવેચનપુર સર નિર્ણય કરવો પડે. એ નિર્ણય પાચ દસ મિનિટમાં કરવો અશક્ય છે. અત્યારે તો માત્ર છેવટનો સિદ્ધાન્ત જ ઉચ્ચારી શકાશે

કવિતા કોને કહેવી ? કવિતા એ બુદ્ધિનો વ્યાપાર નથી, પણ હૃદયનો ઉભરો છે એમ હાલના વિવેચકો તરફથી ઘણીવાર કહેવામા આવે છે. આ ઉક્તિમા કેટલુક સત્ય રહેલુ છે, પરન્તુ કવિતાના સ્વરૂપનો એમા અપર્યાપ્ત અને ખડિત નિર્દેશ થાય છે એમ મ્હારો નમ્ર અભિપ્રાય છે. અને તેથી જ્યારે જ્યારે મ્હારે એ સબન્ધી કાઈ કહેવાનો પ્રસગ આવ્યો છે ત્યારે ત્યારે મે કવિતા આત્માનો આવિર્ભાવ છે એમ કહેવુ વધારે પસન્દ કર્યું છે કવિતા એટલે અલૌકિક જ્ઞાન અને આનન્દ દાયી શબ્દાર્થ રૂપે આત્માનો આવિર્ભાવ. આ લક્ષણમાથી એક પરિણામ તો એ ફલિત થાય છે કે—આત્મામા જેમ મગજ હૃદય વગેરે સર્વ વૃત્તિઓ આવી જાય છે તેમ કવિતામા પણ એ સર્વને અવકાશ હોવો જોઇએ, અને આ રીતે કવિતાનુ લક્ષણ બાધીએ તો જ એમા હૅમ્લેટ, ફાઉસ્ટ, ડિવાઇન કૉમેડિ, પૅરેડાઇઝ લૉસ્ટ કે મહાભાગત જેવા ગ્રન્થોનો સમાવેશ થઈ શકે. આ લક્ષણમાથી એક બીજી કવિતાની કસોટી પણ ફલિત થાય છે—અને એનો જ હુ પ્રકૃત પ્રસગે ઉપયોગ કરવા ઇચ્છુ છુ. આત્માનો આવિર્ભાવ એ લક્ષણ જેમ કવિતાના સ્વરૂપનો યથાર્થ નિર્ણય કરવામા ઉપયોગી છે, તેમ તે કવિતાના પ્રદેશ ઉપર—એના વિષયની મર્યાદા ઉપર—પણ ઘણુ અગત્યનુ અજવાળુ નાખે છે. આ વિશ્વની જે જે વસ્તુમા મનુષ્યઆત્મા રસ લઈ શકે છે તે સર્વ કવિતાનો વિષય છે, અને રસ ઉપજાવનાર વસ્તુ તે આત્મામા બહારથી આવીને પડતી નથી પણ આત્માનું પોતાનુ સ્વરૂપાનુસન્ધાન જ છે, એટલે આત્મા પોતે જ—એની સપૂર્ણ વિશાલતામા, અગાધતામા, અને ઉચ્ચતામા—કવિતાનો વિષય કરે છે, કવિતામા પ્રકટતા પામે છે, કવિતામા રૂપ ધરે છે એમ કહી શકાય જેમ કવિના આત્માની વિશાલતા, તેમ તેની કવિતાનો પ્રદેશ મ્હોટો અને જેટલુ કવિનુ વિશ્વ—રસાત્મક વિશ્વ—મ્હોટુ, તેટલો એના આત્માનો વિસ્તાર. આમ આત્મા અને કવિતાનો પ્રદેશ બને એક જ અખડ પદાર્થની બે બાજુઓ છે

હવે આ સામાન્ય વિચાર—પૂર્વોક્ત કસોટીઓમાની બીજી કસોટી—આપણે ધીરાની કવિતાને લગાડી જોઇએ.

ધીરો અને ધીરાની તરેહના બીજા વગેરે કવિઓ તે કવિઓ ખરા, પણ તે કવિ શબ્દના બહુ ન્હાના અર્થમા જે વિશાળ અર્થમા આપણે શેક્સપિયર વ્યાસ અને વાલ્મીકિને કે ટેનિસન કાલિદાસ અને ભવભૂતિને—બલ્કે પ્રેમાનન્દને અને છેવટ જતા સામળને, કવિ કહીએ તેટલા અર્થમા પણ ધીરાને કવિ કહેવો કઠણ છે. કારણ કે ધીરાનો આત્મા એ કવિઓના જેટલો વિશાળ ન હતો, એનુ વિશ્વ ન્હાનુ હતુ. એનું ગુજરાત જ જુઓ. જે સમયે ગાયકવાડ પેશવા અને અગ્રેજના લશ્કરો ગુજરાતમા ઘૂમી રહ્યા હતા તે વખતે માણેકઠારી ને કાર્તિકી પૂનેમ ઉપર ડાકોરમાં ભરાતી મડળીઓએ એનુ લક્ષ રોક્યુ હતુ—તે એટલે સુધી કે જો હુ ભૂલતો ન હોઉં તો તોપના ધડાકાથી ગુજરાત ગાજી રહ્યુ હતુ તે વખતે એનુ વર્ણન તો શુ પણ એની ઉપમા સરખી પણ એના કાવ્યમા પ્રવેશ પામી

નહોતી. આથી હું એનાં જ્ઞાન ભક્તિ અને વૈરાગ્યને હલકાં પાડવા નથી માગતો : બતાવવા માગું છું તે એટલું જ કે આપણો જુનો સંપ્રદાય એને 'કવિ' ન કહેતાં 'ભક્ત' કહેવાનો હતો એમાં બહુ યોગ્યતા રહેલી છે.

હું ધીરા સંબન્ધે આ જે કહું છું તે પ્રેમાનન્દ જેવા એક બે કવિઓ બાદ કરતાં ગુજરાતના સર્વ કવિઓને લાગુ પડે છે. અને જેઓએ સંસ્કૃત સાહિત્ય તથા પાશ્ચાત્ય સાહિત્યનું પરિશીલન કરેલું છે તેમને ગુજરાતના કવિઓમાં આ એક મ્હોટી ખામી બહુ સ્પષ્ટ રીતે લાગે છે. ગુજરાતના કવિઓનો આત્મા બિલકુલ વિશાળ નથી—એમનું વિશ્વ ઘણું જ અલ્પ છે : જે અર્થમાં આપણે બીજા કવિઓને 'કવિ' પદ લગાડીએ છીએ તે અર્થમાં એમને કવિ કહેતાં પણ આંચકો આવે છે. શું ગુજરાત એ હિન્દુસ્તાનનો ભાગ નથી કહેવાતું ? એનાં નદી નાળાં પર્વત સમુદ્ર ક્ષેત્ર વૃક્ષ આદિમાં મનુષ્ય આત્માને આકર્ષે, રસ ઉપજાવે, કાંઇક અલૌકિક ભાન કરાવે એવું કશું જ નથી ? એનાં પશુ પંખીઓ—જેના ઉપર ગુજરાતના લોકોનો દયાભાવ થોડો નથી—એનું અવલોકન, એના ઉપર પ્રેમના ઉદ્‌ગારો, તે આપણી કવિતામાં ક્યાં? ટુંકામાં 'નવ નવ ઉન્મેષ શાલિની બુદ્ધિ'રૂપ પ્રતિભાની ગુજરાતી કવિતામાં ઘણી ખામી છે. આ ખામીનું કારણ શું ? આ વિશાળ રસમય વિશ્વનું પ્રતિબિમ્બ ઝીલવામાં, આપણો આત્મા મૃત્તિકા જેવો અસમર્થ કેમ થઈ પડ્યો ? આનો ઉત્તર મને તો એ સમજાય છે કે આપણા આત્માના ઘણાખરા ભાગમાંથી જીવન જ જતું રહ્યું હતું : એની અવલોકનશક્તિ લુપ્ત થઇ ગઈ હતી, એનો સંસારનો સ્વાદ મરી ગયો હતો, ગૃહ રાજ્ય આદિ મનુષ્યજાતિએ ઉપજાવેલી ભાવનાઓ અને સંસ્થાઓમાંથી એનો રસ ઊડી ગયો હતો. માત્ર એનો એક ભાગ કાંઈક સચેત રહ્યો હતો : અને તે ધર્મ. આપના જોવામાં આવ્યું હશે કે આ વર્ષે વરસાદની ખેંચ છતાં કપાસના છોડ લાંબો વખત ટકી રહ્યા હતા; એનું કારણ એમ બતાવવામાં આવે છે કે એ છોડનાં મૂળ ઊંડાં હોય, ઊંડાણમાંથી એ પાણી ખેંચી શકે છે. આ જ પ્રમાણે આપણે ત્યાં ધર્મનું થયું જણાય છે. જે સમયે આપણામાંથી બધું જીવન ગએલું હતું તે વખતે પણ માત્ર ધર્મની નાડીમાં ચૈતન્ય ભરાઇ રહ્યું હતું, અને તેથી માત્ર એ વિષયની કવિતા આપણે ત્યાં રચાએલી જોવામાં આવે છે. આ પ્રમાણે કવિતાનું આત્માના આવિર્ભાવ રૂપે મનન કરતાં, ગૃહરાજ્ય આદિ મનુષ્યસંસ્કૃતિના સકલ પદાર્થો સાથેનો એનો આન્તર અને અનિવાર્ય સંબન્ધ આપણા સમજવામાં આવે છે. અને આ જ સિદ્ધાન્તને આધારે હું અત્રે એટલું ઉમેરવાની છુટ લઉં છું કે જ્યાં સુધી આપણું સકલ જીવન અંદરથી ઉત્થાન નહિ પામે, અને એની પ્રવૃત્તિઓમાં વિવિધતા અને પ્રબળતા નહિ આવે, ત્યાંસુધી વિશાળ અર્થમાં કવિતાનો સંભવ દૂર છે.

૨. એક બીજો સામાન્ય પ્રશ્ન પણ થોડોક ચર્ચીએ. રા. કૈશિકરામે 'ગુરુતત્ત્વનું પ્રતિપાદન' એ ધીરાનાં કાવ્યોનું મુખ્ય સૂત્ર બતાવ્યું છે. અને ગુરુનો મહિમા સમજવતાં એમણે યોગ્ય જ કહ્યું છે કે મનુષ્યના અન્તરમાં મહાપુરુષો પ્રતિ પૂજ્યભાવ કરતાં કોઈ આર્યતર અને દિવ્યતર લાગણી નથી એ કાર્લાઇલનું કહેવું યથાર્થ છે. હાલના સમયમાં નવીનોની દૃષ્ટિમાં ગુરુભક્તિ એ અન્ધ શ્રદ્ધાની પર્યાય રૂપ થઇ પડી છે અને

તેથી તેવા જનોની શંકાના સમાધાન અર્થે રા. કૈશિકરામે આ પ્રશ્ન બહુ ઊંડા ઊતરીને ચર્ચ્યો છે, અને છેવટે એમણે સારાખોટાનો વિવેક કરી એવો સુપરિશુદ્ધ સિદ્ધાન્ત બાંધ્યો છે કે જે સ્હામે લેશ પણ વાંધો લઈ શકાય એમ નથી. રા. કૈશિકરામે ધીરાનાં કાવ્યોમાંથી ઊતારા આપીને બતાવ્યું છે કે ધીરો આંખ મીંચીને ગુરુભક્ત થયો નહોતો. એણે ઢોંગી ગુરુઓને ઘણા સખ્ત શબ્દોમાં નિન્દ્યા છે, અને પોતે જે મહાપુરુષને ગુરુરૂપે સ્વીકાર્યો હતો એ પુરુષની યોગ્યતા કેવી હતી એ એણે બતાવ્યું છે. સર્વ ઉપકારમાં જ્ઞાનનો ઉપકાર શ્રેષ્ઠ છે, અને જેની સહાયતાથી આ ભવસાગર તરી શકાય એની તન મન ધનથી સેવા કરવી એમાં કાંઈ જ અનુચિત નથી. મુશ્કેલી માત્ર ખરો ગુરુ શોધી કાઢવાની છે, અને એ મુશ્કેલીમાં વધારો આથી થાય છે કે શ્રદ્ધા વિના ગુરુ મળવો અશક્ય છે, અને શ્રદ્ધા રાખતાં ઘણીવાર છેતરાવાનો પ્રસંગ આવે છે. છતાં, વિવેકદૃષ્ટિ આ મુશ્કેલીમાંથી સૂક્ષ્મ માર્ગ કાઢી શકે છે. આ પ્રશ્ન સંબન્ધે રા. કૈશિકરામે એવી યોગ્ય દૃષ્ટિ જાળવી છે કે એમની સાથે હું સંપૂર્ણ રીતે મળું છું એમ કહેવામાં બાધ નથી. છતાં, આ વિષયમાં થોડુંક સ્પષ્ટીકરણ ઉમેરવાની રજા લઉં છું. હિન્દુસ્તાનના અજ્ઞાનકાળમાં ગુરુ માટે જે ભાટકાં મરાતાં જુઓ છો, એ આપને એના પ્રાચીન ગ્રન્થોમાં માલુમ પડે છે? મને પાછલા કાળની વિહ્વલતા એ પ્રાચીન વર્ણાશ્રમધર્મની કેળવણીના લોપનું પરિણામ લાગે છે. જે કાળે આ દેશમાં વર્ણાશ્રમધર્મની કેળવણીની સંસ્થાઓ પ્રચલિત હતી, તે વખતે ગુરુ એ કેળવણીનો પ્રદાતા માત્ર હતોઃ કોઈક એવો ગુપ્ત મન્ત્ર જાણનાર ગુરુ મળવો જોઈએ કે જે મળવાથી વગર મહેનતે ક્ષણવારમાં સિદ્ધિ મળી જાય. એ ભ્રાન્તિ પાછલા સમયના તમોગુણની—પ્રમાદ, આલસ્ય અને મોહની—નિશાની છે. અસલ 'શ્રોત્રિય' એટલે વિદ્વાન, અને 'બ્રહ્મનિષ્ઠ' એટલે પરમાત્મામાં સ્થિત થએલા ગુરુ પાસે જઈ પરમાત્મજ્ઞાન પામવાનો વિધિ હતો; તદનુસાર લાંબો વખત એવા ગુરુ પાસે કેળવણી લેવામાં આવતી, અને એ કેળવણીને પ્રતાપે ક્રમે ક્રમે પરમાત્મપ્રાપ્તિ થતી. એવા ગુરુઓ દેશમાં અસંખ્ય હતા, અને તેઓનું કામ વર્ણાશ્રમધર્મની કેળવણીનો લોકને લાભ આપવાનું હતુંઃ ફૂંક મારીને દિવ્ય દૃષ્ટિ આપવાનો તેઓ ઢોંગ ન કરતા. એ વાસ્તવિક શક્તિ તો પરમાત્માના અવતારોમાં જ હતી, અને એવા અવતારો ગણ્યા ગાંઠ્યા જ થતા. દેશમાંથી જ્યારે સર્વ પ્રકારની વ્યવસ્થા દૂર થતી ચાલી, ત્યારે જેમ વ્યવહારમાં ખરી જાતમહેનતથી કમાવાનું જતું રહ્યું અને જડીબુટ્ટી અને કીમિયાનો શોખ થવા લાગ્યો, તેમ પરમાર્થમાં વર્ણાશ્રમધર્મને માર્ગે મોક્ષની નીસરણીએ ચઢવાને બદલે ગુરુમન્ત્ર માટે ભાટકાં શરૂ થયાં. સામાન્ય રીતે આપણી અજ્ઞાનકાળની ભૂલભરેલી ગુરુભક્તિનું આ ઐતિહાસિક કારણ જણાય છે.

છેવટમાં, રા. કૈશિકરામે ધીરા ઉપર આપણને જે ઉત્તમ લેખ લખી આપ્યો છે તે માટે ગુર્જરસાક્ષરસભા તરફથી હું એમનો આભાર માનું છું.

---

# " ઇતિહાસની આરસી."

( અનુસન્ધાન વર્ષ ૨ જાના પૃષ્ઠ ૪૬૬ થી )

## ૩.

### યુરોપનો અર્વાચીન યુગ.

ઉપરના મથાળા નીચે આ પત્રમાં પૂર્વે બે લેખ પ્રસિદ્ધ થયા છે. એમાંનો પહેલો લેખ " ગ્રીસ અને રોમ " સંબન્ધી, અને બીજો " ક્રિશ્ચૅનિટિ: પ્રાચીન અને અર્વાચીન." સંબન્ધી હતો. એમાં પ્રતિપાદન કરવામાં આવ્યું કે સ્વાતન્ત્ર્યપ્રેમ એ ગ્રીક પ્રજાનું અને અધિકારમાન રોમન પ્રજાનું લક્ષણ હતું. ગ્રીક પ્રજા આત્મસંયમને અભાવે પડતીમાં આવી. રોમન પ્રજામાં આ ખામી ન હતી, તેથી તે રાજ્ય વિસ્તારવામાં અને ચલાવવામાં ફતેહમન્દ નીવડી. પરન્તુ એક મહાપ્રશ્ન—પ્રાકૃત જનોનુ અર્થાત્ સામાન્ય જનમંડળનું કલ્યાણ કેમ કરવું ?—એનું સમાધાન એ બેમાંથી એકે કરી શકી નહિ. મનુષ્યજાતિનો અભ્યુદય પ્રાકૃત જનોના અભ્યુદય શિવાય અશક્ય છે : જનતા એ એક જીવન્ત સંઘાત-દેહ—છે, અને એનું કોઈ પણ અવયવ જડ નિર્બળ કે દુઃખી રહેવા દેવામાં આવે તો એ ઉપેક્ષાની અસર સમસ્ત દેહમાં વ્યાપી જાય છે. ગ્રીસ અને રોમ જેવાં બુદ્ધિમન્ત અને પરાક્રમી રાજ્યો આ દોષને લીધે પડી ભાગ્યાં, અને ક્રિશ્ચૅનિટિને માટે એમને માર્ગ કરવો પડ્યો. ક્રિશ્ચૅનિટિએ બન્ધુભાવના સાદા ઉપદેશથી આખા જનમંડળને એક સૂત્રમાં પરોવવા માંડ્યું, અને ઉપેક્ષામાં ડુબેલા જનોનો ઉદ્ધાર કરી આખા જનસમાજમાં વ્યવસ્થા આણી. પણ નવો જનસમાજ જ્યાં કાંઈક વ્યવસ્થિત થયો કે તુરત એમાં પણ રાજા અને પ્રજાનો ભેદ શરૂ થયો : સર્વ સત્તા રાજા અને પોપમાં એકત્રિત થઈ, અને એમના આશ્રય નીચેના અધિકારીઓએ પ્રજાના હિતની અવગણના કરી સ્વાર્થ તરફ જ લક્ષ આપવા માંડ્યું. જતે દહાડે આ અનર્થ સ્હામે કેટલાકે પોકાર ઉઠાવ્યો, તેઓએ વિચાર અને કર્તવ્યના સ્વાતન્ત્ર્યની ભાવના ઉપજાવીને પોપની સત્તાને તોડી. પણ પોતામાં વ્યવસ્થા કરવાનો વખત આવ્યો, એટલે આ નવા-પ્રોટેસ્ટન્ટ-પન્થે પણ તુરત વિચાર-સ્વાતન્ત્ર્યને બેડીઓ પહેરાવવા માંડી—ન પહેરાવી શકાઈ એટલે અવ્યવસ્થા શરૂ થઈ, અને ઐહિકતા અને વ્યક્તિદૃષ્ટિ એ બે વર્તમાન યુગની પ્રબળ શક્તિઓએ, પોતાની સત્તા બેસાડી. આ દુનીઆની પાર કોઈ પદાર્થ નથી, હોય તો પણ ભલે—આપણે તો આપણો સઘળો વ્યવહાર આ દુનીઆના લાભાલાભની દૃષ્ટિએ જ ચલાવવાનો છે, એવા દૃષ્ટિબિન્દુને ઘટતું જે વર્તન તે ઐહિકતા; અને એમાં પણ જનમંડલ ( સમષ્ટિ ) માં પોતાની જાત ( વ્યક્તિ ) ડુબાવવાને બદલે આખા જનમંડળનું મધ્યબિન્દુ દરેક જણ પોતાની જાતને માને એ વ્યક્તિદૃષ્ટિ. મુખમાં ભલે ઈશ્વર અને પરલોકનો સ્વીકાર હોય, પણ જ્યાં વર્તન પૂર્વોક્ત દૃષ્ટિબિન્દુથી થવા માંડે એટલે એને ઐહિકતા સમજવી; તેમજ, જનહિતવાદ સ્વીકાર્યો એટલે વ્યક્તિદૃષ્ટિ મટી ગઈ એમ પણ ધારવું નહિ:

જનહિત શેમાં રહેલું છે એનો નિર્ણય દરેક વ્યક્તિએ પોતપોતાના હાથમાં જ રાખ્યો એટલે વ્યક્તિવાદનું દ્વાર ઉઘડયું; અને પોતાનું સ્વાતન્ત્ર્ય સ્વતઃસિદ્ધ રાખી, એના ઉપર જનમંડળનો જરૂર પડતો જ કાબુ કબૂલ કર્યો, એટલે એ વ્યક્તિદૃષ્ટિ થઈ. આ ઐહિકતા અને વ્યક્તિદૃષ્ટિ સારાં છે કે ખોટાં એ વિષે વિચાર કરવાનો પ્રસંગ છેવટે આવશે. અત્યારે તો આપણે એ એને વર્તમાનયુગની માત્ર લક્ષણભૂત શક્તિઓ તરીકે જ લઇશું, અને એના વિકાસક્રમની રેખા દોરીશું.

( ૧. )

ઈ. સ. ૧૬ મા અને ૧૭ મા સૈકામાં સઘળા રાજકીય પ્રશ્નો હજી ધર્મ સાથે જોડાએલા રહેતા. પરન્તુ આ જ અરસામાં તત્ત્વચિન્તકોએ અને રાજ્યપુરુષોએ એમને ઐહિક દૃષ્ટિથી વિલોકવાનું શરૂ કર્યું. મેકયાવેલિના રાજ્યશાસ્ત્રમાં કાંઈપણ ધાર્મિક કે નૈતિક દૃષ્ટિબિન્દુ ન હતું. રાજ્યતન્ત્ર તે એ એક બુદ્ધિનો વ્યાપાર છે, અને એમાં ભાગ લેનાર જનોના પોતાના લાભ માટે જ છે એમ એ સમજે છે. અને આ સમજણથી જ તે સમયના નિપુણમાં નિપુણ રાજ્યપુરુષો વર્તતા. રાજ્યશાસ્ત્રમાંથી ધાર્મિક દૃષ્ટિ તેઓએ કાઢી નાંખી હતી એટલુંજ નહિ, પણ ધર્મને પણ તેઓ રાજ્યનું સાધન માત્ર માનતા. આ ઐહિકતાએ ઇંગ્લંડમાં રાજાનું બળ વધાર્યું, અને મધ્યમ વર્ગના લોકનું પોપ ઉપરથી મન ઉઠાડી નાંખ્યું. ઇલિઝાબેથ ખરા અન્તઃકરણથી પ્રોટેસ્ટન્ટ ધર્મની ન હતી, એના મનમાં એક પ્રકારનો રોમન કૅથૉલિક ભાવ કાયમ હતો, પણ રાજ્યમાંથી ધર્મદૃષ્ટિ ખશી જવાને લીધે, એની રાજકીય પ્રવૃત્તિ રોમન કૅથોલિક ન હોતાં પ્રોટેસ્ટન્ટ રાજ્યના અગ્રણી તરીકેની હતી. વળી, આ સમયમાં મધ્યમ વર્ગના લોકોમાં લક્ષ્મીનો અને બળનો ઘણો વધારો થયો હતો, અને તેઓમાં પણ ઐહિકતાએ પ્રવેશ કર્યો હતો. રોમન કૅથોલિક પન્થને બદલે નવો પ્રોટેસ્ટન્ટ પન્થ વેપારી અને વચલા વર્ગના શ્રીમન્તોમાં દાખલ થયો હતો, અને વેપારના વહેણની સાથે જ નવા વિચારોનું વહેણ પણ ચાલવા લાગ્યું. રોમન કૅથોલિકપન્થનું બળ માત્ર અમીર વર્ગમાં હતું, પણ અમીરોને તોડી પાડવામાં રાજાને મધ્યમ વર્ગે મદદ કરી. ધર્મના ઊંચા ઊંચા વિચારોને બદલે ઐહિક લાભની દૃષ્ટિ તેઓએ વિસ્તારી. અને આ નવો વર્ગ અને એમના વિચારો એવા જામી ગયા કે આગળ જતાં કેટલાક રાજાઓએ રોમન કૅથોલિક પન્થનું પુનરુજ્જીવન કરવા યત્ન કર્યો ત્યારે તેઓ નિષ્ફળ ગયા.

આ ઐહિકતાની એક અસર જેમ મધ્યમ વર્ગનું બળ વધારવા તરફ થઈ, તેમ એની બીજી અસર ધર્મની બાબતમાં પરસ્પરસહનતા ઉત્પન્ન કરવામાં જણાઈ. કોઈપણ ધર્મમંડળ સઘળા મતમતાન્તરોને સરખા ગણી શકે નહિ, પણ જ્યાં લોકોમાં ધર્મને બદલે રાજ્યની સ્વતન્ત્ર ભાવના ઉત્પન્ન થઇ અને રાજ્યતન્ત્રમાં જુદા જુદા પન્થના લોકોએ સાથે ભાગ લેવા માંડયો ત્યાં તેઓને એક બીજાના ધાર્મિક ભેદ સહન કરતાં આવડયું. ઑલિવર ક્રૉમ્વેલના લશ્કરમાં વિવિધ ધર્મના માણસો હતા, છતાં તેઓ એકજ રાજકીય પ્રવૃત્તિમાં ઉત્સાહથી એકઠા થઈ શક્યા હતા. આ રીતે દરેક જણને પોતપોતાનો ધર્મ પાળવાની છૂટ હોવી જોઇએ એ વિચાર જન્મ પામ્યો. અને ઑલિવર ક્રૉમ્વેલના હાથમાં સત્તા આવી તે વારે એણે, પોતે પોતાના ધર્મમાં પૂર્ણ ઉત્સાહવાળો અને દૃઢ હોવા છતાં, બીજાના ધર્મને કાંઈ જ અડચણ કરી નહિ.

સત્તરમા સૈકામાં પ્રોટેસ્ટન્ટ પન્થે સાંપ્રદાયિક ધર્મની સ્હામે કેવળ બાઇબલનું પ્રામાણ્ય સિદ્ધ કર્યું હતું. અરાઢમા સૈકામાં વિચારશીલ પુરુષોએ બાઇબિલ પણ કોરાણે મૂક્યું—અને બાહ્ય પ્રમાણને સ્થળે સ્વતન્ત્ર મનુષ્યબુદ્ધિ અને મનુષ્યભાવનું સામ્રાજ્ય સ્થપાવા લાગ્યું. મનુષ્ય દોષથી ભરેલો-'પાપી'—છે એવો સિદ્ધાન્ત ક્રિશ્ચેનિટિના પ્રોટેસ્ટન્ટ અને રોમન કૅથોલિક ઉભય પન્થમાં ચાલ્યો આવતો હતો, એ સ્હામે એવું પ્રતિપાદન થયું કે મનુષ્ય સ્વભાવ થકી પવિત્ર અને સારો જ છે. અને તેથી બ્હારથી એના ઉપર કૃત્રિમ પ્રમાણસત્તાનું દબાણ મૂકવાને બદલે, એને સ્વાભાવિક ઇચ્છાનુસાર વર્તવા દેવાની છૂટ આપીએ તો તેથી એનામાં પરિપૂર્ણતા આવવાનો અધિક સંભવ છે. જનસમાજમાં જે કાંઈ અનિષ્ટ દેખાય છે એ ખોટી સંસ્થાઓનું, અને રાજ્ય તથા કેળવણીનું કામ ચલાવનારા માણસોના ભૂલભરેલા વિચારોનું પરિણામ છે. માટે, ચાલતી સંસ્થાઓને સુધારીને વા તદ્દન કાઢી નાંખીને મનુષ્યે પોતાની નૈસર્ગિક (સ્વાભાવિક) સ્થિતિ પ્રાપ્ત કરવા યત્ન કરવો અને તે સારૂ મનુષ્યના સ્વાભાવિક હક વિષે અને સ્વાભાવિક સારાઈ વિષે વિશ્વાસ અને માનની દૃષ્ટિ રાખી એ ધોરણે કાયદા ઘડવા જોઇએ—એમ આ નવીન વિચારકોએ માગણી કરી.

. . .

આ વિચારકો પૈકી રૂસોએ (૧૭૧૨-૧૭૭૪) લોકના મન ઉપર ઘણી અસર કરી. એણે મનુષ્યની સ્વાભાવિક સ્થિતિનાં મનોહર વાણીમાં વખાણ કર્યાં, અને રાજ્યદ્વારી પુરુષો તથા પ્રાદરી લોકો મનુષ્યના સુખ માટે જે જે કાયદા જરૂરના માનતા હતા તેમાંના કેટલાક કેવી નિર્દયતા અને મૂર્ખતાના ભરેલા છે, એ એણે જગજાહેર કરી આપ્યું; અને એવી રીતે એણે કેટલોક લાભ કર્યો. બહારથી વાપરવામાં આવતી સત્તાથી મનુષ્યસમાજ સુધરી શકતો નથી, કારણ કે એથી લોક પોતાના ઉચ્ચતર સ્વભાવ ઉપર વિશ્વાસ રાખી વર્તવાનું અને એ સ્વભાવ વિકસાવવાનું ભૂલી જાય છે. આ કહેવું પણ ઠીક છે. પણ તે સાથે એટલું યાદ રાખવું જોઇએ કે 'મનુષ્ય સ્વભાવ થકી સારો જ છે' એમ માનવું સર્વથા ખરૂં નથી, અને આ ભ્રાન્તિનાં જગતના રાજકીય ઇતિહાસમાં ઘણાં જ માઠાં પરિણામ નીવડ્યાં છે. દરેક માણસમાં જેમ દૈવી પ્રકૃતિ છે તેમ આસુરી પ્રકૃતિ પણ છે. તેમાંના એકને વિકસવા દેવા માટે સ્વાતન્ત્ર્યની જરૂર છે, અને બીજાના નિરોધ માટે કાયદાના નિયન્ત્રણની પણ તેટલી જ જરૂર છે. આવા નિયન્ત્રણ વગર માત્ર સ્વાભાવિક બલથી પ્રમાદ મોહ લોભ વગેરે દુર્ગુણોનો નાશ કરવો અશક્ય છે. રૂસોના ઉપદેશને પરિણામે લોકો એવી ભ્રાન્તિમાં પડ્યા કે જાણે આ આસુરી પ્રકૃતિના જય માટે કાંઈ શ્રમ કરવાની જરૂર જ ન હોય; અને જાણે સમાજમાં કૃત્રિમતા છે તે દૂર કરી એટલે સર્વ સુધરી ગયું!

ફ્રેંચ રેવોલ્યુશન (૧૭૮૯) ના અનુભવથી સૌજન્યવાદીઓનો—મનુષ્યની સ્વાભાવિક સુજનતાનો—સિદ્ધાન્ત ખંડિત થયો. ફ્રેન્ચ વિદ્વાનોએ સામાજિક સંસ્થાઓ તોડી સ્વાભાવિક સ્થિતિમાં લોકહિત મેળવવા યત્ન કર્યા; એ યત્નમાં તેઓ નિષ્ફળ ગયા ત્યારે કેટલીકવાર એમ ખુલાસો આપવામાં આવ્યો કે હજી સામાજિક સંસ્થાઓનું જોઇએ તેટલું નિકન્દન થયું નથી! રાજાને ફાંસીએ ચઢાવ્યો, અમીર વર્ગને દેશપાર કર્યો, અને દેવસ્થાનધર્માદા ખર્ચ બંધ કર્યું, દુશ્મનોને કાપી નાંખ્યા, અને માંહે માંહે પણ કાપા

કાપી ચલાવી–પણ છેવટે એટલું જ સિદ્ધ કર્યું કે તેઓએ અશક્ય વસ્તુ હાથ ધરી હતી! એમણે અપૂર્ણ મૂકેલું કામ નેપોલિયનને હાથ ગયું. નેપોલિયન પણ કાંઇક ઉપરના વિચાર ધરાવતો હતો, પણ એ વિચારને તે પોતાના કામમાં આડા આવવા દેતો નહિ.

મનુષ્યનું સ્વાભાવિક સૌજન્ય અને એની સહજસાધ્ય પરિપૂર્ણતા—એ સિદ્ધાન્ત હજી પણ પ્રજાસત્તાક રાજ્યબન્ધારણમાં અને લિબરલ પક્ષમાં પ્રસરેલો છે. પણ ખરૂં જોતાં મનુષ્યસ્વભાવનું પૂરેપૂરૂં અવલોકન કરી સિદ્ધાન્ત બાંધવાની જરૂર છે. કેટલાક રાજ્યદ્વારી પુરુષો હજી પણ જણાવે છે કે કાયદાઓ ખોટા હોય, અધિકારી વર્ગ દુષ્ટ હોય, પણ 'લોક તો કદી ખોટા ન જ હોય'! પણ લોકમાં આવો નિરવધિ વિશ્વાસ મૂકવાનું કહેવામાં આવે છે તે સર્વથા બરાબર નથી. એટલું સ્મરણમાં રાખવા જેવું છે કે લોક તે આપણે પોતે જ છીએ. અને આપણા દોષ આપણે પોતે સારી પેઠે જાણીએ છીએ. આંખો મીંચીને પોતાની સારાઇ ઉપર વિશ્વાસ રાખવાથી આત્મસંયમને અવકાશ રહેતો નથી. દૈવીપ્રકૃતિ ઉપર બેશક વિશ્વાસ રાખવો, પણ તે જ સાથે આસુરી પ્રકૃતિથી ચેતતા પણ રહેવું. અને એના નિરોધ માટે કાયદા વગેરેની યોજના કરવી. જનસમાજે કાયદાનું નિયન્ત્રણ નાખવાનું છે તે એક અંગે બીજા અંગ ઉપર નહિ પણ આખી પ્રજાએ પોતાના ઉપર જ છે; કારણ કે કાયદાનું ખરૂં પ્રયોજન આખી પ્રજાને આત્મસંયમ વડે ઉન્નત બનાવવી એ છે–નહિ કે પ્રજાના એક વર્ગ બીજા વર્ગ ઉપર જુલમ ગુજારવો કે સ્વાર્થ સાધવો. આ પ્રમાણે સૌજન્યવાદીએ વ્યક્તિનું નિરર્ગલ સ્વાતન્ત્ર્ય સ્થાપવા યત્ન કર્યો એ ભૂલ કરી–પણ દુષ્ટ જુલમની બેડીઓ તોડી એ એની મનુષ્યઉન્નતિના ઇતિહાસમાં કદી ન ભૂલાય એવી સેવા છે.

( અપૂર્ણ )

[ વસન્ત ઑફિસ. ]

---

# જાપાની ધર્મ અને નીતિ.

( અનુસન્ધાન પૃ. ૭૧ થી )

## ૪.

પરમ પૂજ્ય નિવેદિતા બહેન એક સ્થલે લખે છે કે જાપાની પ્રજાની દેશભક્તિ અનન્ય છે; એની સાથે બીજી કોઈ પણ પ્રજાની દેશભક્તિ મુકવી એ જાપાની દેશભક્તિદેવીનું અપમાન કરવા જેવું છે. જાપાની દેશભક્તિને પોતાની એક ફરજ તરીકે ગણુતો નથી. તેના હૃદયમાં દેશભક્તિનો આવેશ એક પ્રબલ કુદરતી લાગણીની માફક સદૈવ સ્ફુરે છે. જનસ્વભાવની ત્રણ જુદી જુદી બલિષ્ટ મનોવૃત્તિઓ સંગમ પામીને જાપાનીની દેશભક્તિની વૃત્તિ રચાઈ છે. એક તો મિકાડો તરફ વફાદારીની અને દરેક જાપાની હૃદયમાં ઉછળતા તેના ઉપરના પ્રેમની લાગણી; બીજી સ્થલાનુરાગની એટલે જન્મ આપનાર અને ઘરગામમાં સમાસ દેનાર ધરતીમાતા ઉપરના સ્નેહની લાગણી; અને ત્રીજી પૂજ્ય પૂર્વજોના અસ્થિફુલને પોતામાં શમાવી લેનાર સ્થલ માટેની લાગણી. પણ આ પ્રમાણેના પૃથક્કરણથી સંતોષ ન થાય એ કુદરતી છે. જાપાની દેશભક્તિ એ કેવી શુદ્ધ, પ્રબલ, મરદાની, સ્વાર્પણશીલ, અને જડ બલ ઉપર નીતિબલનો વિજય સ્થાપનારી ભાવના છે, એ આપણે જાપાનના અર્વાચીન ઇતિહાસના દરેક મહત્વના બનાવમાં જોઈ શકીએ છીએ. અને બીજી કોઇ પણ પ્રજામાં દેશભક્તિને નામે નથી થઈ શક્યાં એવાં અતર્ક્ય સ્વાર્પણના કામો અસંખ્ય જાપાની સ્ત્રીપુરુષો ડગલે ડગલે કરે છે તે જગત સાનંદાશ્ચર્યથી જુવે છે. ત્રણ પુત્ર પડ્યા ત્યારે એ ખપમાં આવ્યા તે માટે નહીં પણ યુદ્ધમાં જવા પોતાને ચોથો પુત્ર ન હતો એ કારણથી ઓછું આણી રોવા બેઠેલી ડોશીની લાગણી એ દેશભક્તિ. રખેને છોકરો મારી રાંડની આડખીલીને લીધે યુદ્ધમાં જતો અટકે એ વિચારથી પ્રાણત્યાગ કરનાર માતાની લાગણી એ દેશભક્તિ. સૈકાઓથી ભોગવતા આવેલા માંડલિક રાજાઓના અધિકાર સેંકડો ન્હાનામોટા ડાઇમિયોએ[૧૬] મિકાડોના ચરણકમલમાં જોતજોતામાં મુકી દીધા, અને પોતે માત્ર સમુરાઈ બની રહ્યા એ દેશભક્તિ. જીવ કરતાં, નાક કરતાં, સર્વસ્વ કરતાં પણ વધારે વહાલી પોતાની બે તરવારો દરેક સમુરાઇએ છોડી દીધી અને જાપાની રાષ્ટ્ર અને સંસાર સમુરાઈ શાસનનાં હતાં તેને બદલે પ્રજા—

---

૧૬ ડાઇમિયો=વંશપરંપરાના સૂબા, ઘણા પ્રાચીન વખતથી પ્રાન્તોનો રાજવહીવટ આ સૂબાઓ કરતા; એમનો અધિકાર ખંડણી ભરનાર રાજાઓના જેટલો કે કેટલીક બાબતમાં તેથી પણ વધારે હતો; અને એક પ્રદેશમાંના ઘણાખરા ડાઇમિયો એક કુળના હોવાથી જાપાનના મોટાં કુળો વચ્ચે સૈકાઓ સુધી ચાલતી સ્પર્દ્ધામાં ડાઇમિયો ઉતરતા અને દેશમાં સર્વત્ર મારફાડ અને કાપાકાપી ચાલી રહેતી. આ સૂબાઓમાં ધીરે ધીરે ન્હાના મોટાના ભેદ પડયા અને ઈ. સ. ૧૮૬૯ ના ઑગસ્ટ માસની ૭ મી તારીખે મિકાડોએ ડાઇમિયોના અધિકાર લઈ લેવામાં આવે છે એવો હુકમ પ્રસિદ્ધ કર્યો ત્યારે ન્હાના મોટા બધા મળીને બસોઆઠથી વધારે હતા.

શાસનનાં[૧૭] બનાવવાનું ભગીરથ કાર્ય સમુરાઈ વર્ગે[૧૮] ઉપાડી લીધું. અને તેમાં પોતાના સમુરાઈપણાનો સર્વ પુરુષાર્થ વાપર્યો એ જાપાની દેશભક્તિ.

જાપાની સાહિત્ય દેશભક્તિ અને સ્વામિભક્તિનાં આખ્યાનોથી ભરપૂર છે. તેમાંનું ન્હાનામોટા દરેક જાપાનીને અતિ વહાલું એક ન્હાનકડું આખ્યાન અહીં ઉતારીએ. મીચીઝાને* નામે આગલા વખતમાં એક પ્રખ્યાત રાજ્યમંત્રી થઈ ગયો. તેના દુશ્મનો ફાવ્યા અને મીચીઝાનેને રાજદરબાર અને રાજધાની છોડવી પડી. પણ તેના દ્વેષી દુશ્મનોએ તેના કુટુંબનો પણ નાશ કરવાનો નિશ્ચય કર્યો. મીચીઝાનેના આશ્રિત સમુરાઈઓમાં એકનો પુત્ર ગેન્ઝો તેના મુખ્ય દુશ્મનનો આશ્રિત હતો. એ ગેન્ઝો એક ગામડામાં નિશાળ ચલાવતો હતો અને તેના બાપ ઉપરના વિશ્વાસને લીધે મીચીઝાનેએ પોતાના એકના એક કુમળી વયના છોકરાને ગુપ્ત રીતે એની દેખરેખ તળે રાખ્યો હતો. પરંતુ દુશ્મનોએ આ વાત જાણી, અને છોકરાનો વધ કરી તેનું માથું પોતાના એક માણસને સોંપવા માટે ગેન્ઝોને તેમણે ફરમાવ્યું. ગેન્ઝોને માથે મોટું સંકટ આવી પડ્યું. પોતે મીચીઝાનેના દુશ્મનોનો તાબેદાર હતો એટલે તેમનો હુકમ બજાવવાની તેની ફરજ હતી. પણ તેનો પિતા મીચીઝાનેનો તાબેદાર હતો અને વંશપરંપરાથી તેનું કુટુંબ મીચીઝાનેના કુટુંબનું આશ્રિત હતું. એટલે મીચીઝાનેના વારસને મારી નાખી તેના કુટુંબનો અંત આણવો

---

૧૭. પ્રજાશાસન=democracy: જે રાજ્યબંધારણમાં સર્વોપરિ સત્તા પ્રજામતની હોય તે.

૧૮. જાપાનીઓ પ્રજાના ચાર વર્ગ ગણે છે: સૌથી ઉંચો લડાયક વર્ગ, એ સમુરાઈ; એથી ઉતરતો ખેડુત વર્ગ; એથી પણ ઉતરતો કારીગર વર્ગ; અને સૌથી નીચો વેપારી વર્ગ. જાપાની ઇતિહાસના મધ્યકાલમાં ત્રણ ચાર સૈકા નિરંતર લડાઈઓ ચાલી તે દરમિયાન આ વર્ગ બીજા વર્ગોથી જુદો પડ્યો અને ચીનાઈ સાહિત્ય મારફત ચીનાઈ અને બૌદ્ધ ફિલસુફીનું જ્ઞાન મેળવી તેવડે પોતાની કુદરતી ઉચ્ચ ભાવનાઓ કેળવીને અનુપમ નીતિબલ તેમ જ જાપાની પ્રજાનો પૂજ્યભાવ મેળવવા શક્તિમાન થયો.

* આ પુરુષ નવમા સૈકામાં થઈ ગયો. એ પાછળથી ઘણા નામાંકિત પુરુષને જન્મ આપનાર અને અદ્યાપિ વિદ્યમાન જાપાનના સુગાવારા નામના પ્રાચીન અમીર કુટુંબનો હતો. એ રાજાધિરાજ ઉદા ( ઈ. સ. ૮૮૮–૮૯૮ ) નો ગુરુ હતો અને ચીનનાં સાહિત્ય તથા ફિલસુફીનું તેનું જ્ઞાન પંકાયલું હતું. ઉદાએ રાજ્યપાટ છોડી દીધું અને એનો પુત્ર દાઇગો ( ઈ. સ. ૮૯૮–૯૩૧ ) રાજાધિરાજ થયો ત્યારે તેણે મીચીઝાનેને પોતાના સલાહકાર તરીકે પાસે રાખ્યો, અને ઉપપ્રધાનનું પદ આપ્યું. પણ ફુજિવારા કુટુંબના અમીરો અને અમલદારો અને તેમાં ખાસ કરીને ટોકીહીરા એના દુશ્મન થયા. તેઓએ એને દેશનિકાલ કરાવ્યો અને એ ઈ. સ. ૯૦૩ માં મુવો. મોત પછી જાપાનમાં એ ખરા વિદ્વાનના નમૂના તરીકે પૂજ્ય ગણાવા લાગ્યો અને જાપાનની દરેક નિશાળમાં એની છબી રાખવામાં આવે છે તથા દરેક માસની પચ્ચીશમી તારીખે એનો તહેવાર પળાય છે; અને દર વર્ષે જૂનની પચ્ચીશમી તારીખે આખી પ્રજા એનો ઉત્સવ પાળે છે.

એ તેને સ્વામિભક્તિથી વિરુદ્ધ લાગ્યું. હાલના સ્વામિના હુકમને તે ન માને તોએ સ્વામિદ્રોહી બને અને એ હુકમ માથે ચ્હડાવે તોએ સ્વામિદ્રોહી બને એવી વિષમ સ્થિતિમાં તે આવી પડ્યો. તેને હારાકિરિ[૧૯] કરીને દેહનો અંત આણવાનો વિચાર થયો, પરંતુ, એટલામાં એના ધર્મસંકટનો એક અણધારેલો ખુલાસો તેને મળી આવ્યો. ગેન્ઝોનો પોતાનો એકનો એક પુત્ર મીચીઝાનેના પુત્રની જ ઉમ્મરનો હતો, અને એ છોકરાએ મોટા ઉમંગથી પોતાના માબાપને કહ્યું કે હારાકિરિ કરતાં પણ વધારે મોટો અને દુઃખદ સ્વાર્થત્યાગ થઇ શકે તો સ્વામિદ્રોહના મહાપાતકમાંથી ઉગરવાનો એક રસ્તો છે. ગેન્ઝોએ અને તેની સ્ત્રીએ બધો વિચાર કરી જોયો અને તેમને પોતાના છોકરાએ યોજેલો રસ્તો જ ઉત્તમ લાગ્યો. ગેન્ઝોના સ્વામિનો માણસ આવ્યો અને તેની આગળ ગેન્ઝોએ માથું રજૂ કર્યું. તે એને બારીકીથી તપાસવા લાગ્યો તે દરમિયાન ગેન્ઝોનો હાથ પોતાની તરવાર ઉપર જ રહ્યો. પણ તે માણસની ખાતરી થઇ કે એ માથું મીચીઝાનેના પુત્રનું જ હતું. અને એ ગયો એટલે ગેન્ઝો ઘેર આવ્યો અને ઉમરામાં પેસતાં આતુરતાથી વાટ જોતી બેઠેલી સ્ત્રી પ્રતિ બોલ્યો, "દેવી, વધામણી! નિશ્ચિંત થાઓ, આપણા વ્હાલા દીકરાની સ્વામિને કામ લાગવાની હોંસ પાર પડી છે અને એની યોજના આબાદ નીવડી છે. આવેલો માણસ એના માથાથી સંપૂર્ણ છેતરાયો છે અને એને જ મીચીઝાનેના પુત્રનું માથું સમજીને સાથે લઈ ગયો છે."

આવાં આખ્યાનની ટીકા કરવી અશક્ય છે, અને વ્યર્થ પણ છે. અને આપણું હાલનું કર્તવ્ય તો જાપાનીઓની સ્વામિભક્તિના નમૂના તરીકે એનું મનન કરવાનું જ છે. પણ એ બાબતમાં ગેરસમજ ન થાય અને જાપાનીઓ તરફ જાણે અજાણે અન્યાય ન થાય તે માટે સ્પષ્ટ કરવાની જરૂર છે કે સ્વામિભક્તિની ખાતર પુત્રનું ખુન પણ કરવું એવો આ આખ્યાનનો બોધ છે જ નહીં. પુત્રે સ્વામિભક્તિની ખાતર પોતાની મેળે મોત માગી લીધું છે, આ પ્રસંગમાં મારૂં મોત કર્તવ્ય છે કે નહીં એનો નિર્ણય પુત્રે જાતે જ કર્યો છે અને માતાપિતાએ તે સ્વીકાર્યો છે, અને પુત્રનું આવું સાર્થક અને યશસ્વી

---

૧૯ હારાકિરિ=પેટું ચીરીને મરવું (હારાકીરિ). મનુષ્યો સ્વામિભક્તિની ખાતર કે ટેક કે આબરૂ બચાવવાની ખાતર કે પોતાથી થઈ ગયેલાં પાપ માટે પસ્તાવો થાય છે એની સાબીતી દાખલ કે સામા પક્ષને પોતાના પક્ષમાં પોતે અડગ છે એવી ખાતરી આપવા માટે કે પોતાના નિર્દોષપણાના છેવટના પુરાવા તરીકે આ રીતે પ્રાણત્યાગ કરતા. પેટું ચીરી આંતરડાં દેખાડવાનું મોત પસંદ કરવાનાં ઘણાં કારણો હશે. એ ભાગ આત્માનું નિવાસસ્થાન મનાતું હતું, એ રીતે મરવામાં દુઃખ ઘણું થતું તે સહન કરી મુખ કે અંગ ઉપર બીલકુલ વિકાર જણાવવા ન દેવા માટે શાંતિ અને દઢતા અત્યંત જોઈતાં અને એ ક્રિયાનું દરેક અંગ યથાવિધિ તથા ધર્મક્રિયા કરતો હોય એવી પવિત્ર લાગણીથી કરવામાં મરનારની સાવધાની પરખાતી. એ હત્યા કરનાર, પોતાના આચરણથી જાણે એવો દાવો કરતો કે, "જુવો, હું હિંમતવાનને ઘટે એવું મોત સ્વીકારૂં છું. ખરી હિંમતના દરેક અંશ હું તમને સંપૂર્ણપણે બતાવું છું."

મૃત્યુ પણ માબાપને-આત્મહત્યા કરતાં બહુ વધારે દુઃખદ છે એ ગેન્ઝો તેમ જ જાપાની લોકમત સ્વીકારે છે.

## ૫.

આપણે જાપાની ધર્મ અને દેશભક્તિનું દર્શન કર્યું. પણ એમનું પ્રૌઢ નીતિબલ આત્માની સ્વસ્થતા અને દેશભક્તિની ભાવનાઓનું જ બનેલું નથી. હવે આપણે એમના સમુરાઇ વર્ગના ક્ષાત્રત્વનું, એમના ટેક, સ્વાર્પણ, અને અમીરપણાનું, એમની "શિવલ્રી"[૨૦] નું દર્શન કરીએ. હેલમ પોતાના મધ્યકાલીન યુરોપના ઇતિહાસમાં લખે છે કે,

"ત્રણ પ્રબલ ભાવનાઓ સંસારસાગરના જલો ઉપર જુદેજુદે વખતે ફરફરી રહી છે, અને માનવ જાતના નીતિપર આદર્શો અને પ્રવૃત્તિઓને ઉશ્કેરતી અને ગતિમાન કરતી ગઈ છેઃ આ ત્રણ ભાવનાઓ તે સ્વતંત્રતા, ધર્મ, અને "શિવલ્રી" યાને "ઑનર"નો ટેક."[૨૧].

પરંતુ ખરી સ્વતંત્રતા ખરા નિયમનનું જ પરિણામ છે,[૨૨] સત્યનો જીવનમાં સ્વીકાર અને પ્રકટીકરણ એ જ ખરો ધર્મ છે, અને શુદ્ધ મોટાઈ અથવા ટેક સ્વાર્પણની કાયમની આદતની જ બ્હારની બાજુ છે. આ જો ખરૂં હોય તો હેલમના સિદ્ધાંતનો ગર્ભિત અર્થ એવો છે કે માનવ જાતના બધા આદર્શો અને સકલ નીતિસૂત્રનાં મૂલ નિયમન, સત્ય, અને સ્વાર્પણમાં છે. જુદી જુદી પ્રજાઓમાં અને જુદે જુદે વખતે રચાયલા માનવ જીવનના ઉન્નત આદર્શો જોશો તો તે સર્વમાં સત્ય, સ્વાર્પણ, અને નિયમન અસાધારણ પ્રમાણમાં મળેલાં અને ઝગઝગતાં માલુમ પડશે. ભીષ્મ અને બુદ્ધ, એકિલિસ અને એલેક્ઝાંડર, સોક્રેટિસ અને એપિક્યૂરસ, સીપિઓ અને કેટો, માર્કસ ઓરીલિઅસ

---

૨૦. Chivalry. હેલમના વાક્યમાં—Honour.

૨૧. "There are, if I may say so, three powerful spirits, which have from time to time moved on the face of waters, and given a predominant impulse to the moral sentiments and energies of mankind. These are the spirits of liberty, of religion, and of honour. It was the principal business of chivalry to animate and cherish the last of these three. And whatever high magnanimous energy the love of liberty or religious zeal has ever imparted was equalled by the exquisite sense of honour which this institution preserved."

—Hallam, *Europe in the Middle Ages*,
Chapter 9th, Part II.

૨૨. "the full-grown will
Circled thro' all experiences, pure law,
Commeasure (s) perfect freedom."—Tennyson: *Œnone*.

અને એપિક્ટીટસ, લુથર અને કેલ્વિન, નોક્સ, ક્રોમ્વેલ અને મિલ્ટન, મેટસીની અને લેયોલાઃ એ સર્વ મહાનુભાવોમાં સત્ય, નિયમન, અને સ્વાર્પણનાં જ—બાહ્યદૃષ્ટિથી અત્યંત ભિન્નભિન્ન, પરંતુ રસદૃષ્ટિ અને પૂજ્ય શિષ્યવૃત્તિથી જોતાં તાજુબીભરેલું તાદાત્મ્ય પ્રકટ કરતાં—સ્વરૂપ માલુમ પડશે. જાપાને બીજું કંઈ ન કર્યું હોય અને એનો ઇતિહાસ આટલેથી જ અટકવાનો હોય, તોપણ એણે પોતાના સમુરાઈ વર્ગનું દર્શન જગતને કરાવ્યું છે, તે જ એને માનવસંસ્કૃતિઇતિહાસમાં સનાતન પદ આપવાને માટે બસ છે. જાપાનના સમુરાઈમાં સત્ય, નિયમન, અને સ્વાર્પણનાં અસાધારણ મિશ્રણનું એક નવું જ સ્વરૂપ આપણને મળે છે. વળી એ વર્ગ ન્હાનો નથી. જાપાનની પાંચ ક્રોટિ વસતિમાં સમુરાઇ કુટુંબોની વસતિ પચીશ લાખની છે. અને બીજા સર્વ જાપાનીઓ સમુરાઈનીતિરીતિને જ પોતાના આદર્શ રૂપ ગણે છે, તથા વત્તા ઓછા પ્રમાણમાં અનુસરે છે. એટલે સમુરાઈ વર્તન જ જાપાનીઓનું શિષ્ટવર્તન છે. '**महाजनो येन गतः स पंथाः**' એ નિયમ બીજા દેશોમાં તેમ જાપાનમાં પણ લાગુ પડે છે. અને જાપાની નીતિબલનો ખ્યાલ આવવા માટે સમુરાઇઓનો આદર્શ કયા પ્રકારનો છે એ જાણવું આવશ્યક છે.

એ જાપાનના ક્ષત્રિય માટે આત્માની સ્વસ્થતાનો આદર્શ તો જાપાની ધર્મમાં જ હતો. એ સાધવામાં અને એથી આગળ જવામાં તેણે બૌદ્ધ મતનાં ચીનદ્વારા મળેલાં જ્ઞાનનો ઉપયોગ કર્યો. આ એક જીવન રહે તોએ ઠીક છે, જાય તોએ ઠીક છે, એ વિષે અને એ દરમિયાન ભોગવવા પડતાં સુખદુઃખાદિ વિષે માણસે સમદૃષ્ટિ અને તિતિક્ષા રાખવી, ઇચ્છા માત્ર બાધક છે, પણ તથાપિ નૈષ્કર્મ્ય અશક્ય છે, જે સમયે જે કર્મ આવી પડે તે પૂર્ણ આસંગથી કરતા હઇએ એમ કરવું અને તો પણ આસંગ મુદ્દલ રાખવો નહીં, આત્માની વિશુદ્ધિ, આત્માની સ્વસ્થતા, આત્માની ઉન્નતિ, એ શિવાયની કશી ફ્લેચ્છા રાખવી જ નહીં, ઇત્યાદિ હિંદુ અને બૌદ્ધ ફિલસુફી સમુરાઇને તેના પૂર્ણ રૂપમાં મળી નહીં. પણ જે મળી તેમાંથી એણે એ સાર કહાડયો કે જગતની લાલસાઓ અને એષણાઓ તુચ્છ છે, પોતાનો સમર્થ ટેક જાળવવો અને દુનિયા જેને સ્વાર્થ કહે તેને સર્વથા ભૂલી જવો એ જ પુરુષાર્થનું શિખર છે, અને એ જ ખરાં પૌરુષની પર્યાપ્તિ છે. આ શુદ્ધ સ્વાર્પણના ગૌરવની દૃષ્ટિથી એણે કોન્ફ્યૂશિયસે ગણાવેલા પાંચ સંસારસંબંધ જોયા, અને તેમાંથી ઉન્નત જીવનની અનેક વ્યાવહારિક રૂઢિઓ નિપજાવી. એ પાંચ સ્થાયિ સંબંધ તે સ્વામિ અને સેવકનો, પિતા અને પુત્રનો, પતિ અને પત્નીનો, મોટા ભાઈ અને ન્હાના ભાઇનો, અને મિત્ર અને મિત્રનો એ પ્રમાણે હતા દુનિયાની દરેક ફરજ આ પાંચમાંથી કયો સંબંધ એને સૌથી વધારે બંધબેસતો છે એ ધોરણથી નક્કી થઈ. જાપાની લોહીમાં જે હિંમત કુદરતી હતી તેને કોન્ફ્યૂશિયસ અને મેન્સિયસના શિક્ષણે ઘડી અને કેળવી, અને રુધિરના ઉછાળામાંથી હૃદયનો સદ્‌ગુણ ઉત્પન્ન કર્યો. કોન્ફ્યૂશિયસ હિંમત વિષે લખે છે કે "કોઈ પણ સંધિમાં યોગ્ય આચરણ શું છે તે જાણવું, છતાં તે ન કરવું, એનું નામ હિંમતનો અભાવ." મેન્સિયસનો એક શિષ્ય લખે છે, કે "રણક્ષેત્રની કચ્ચાકચ્ચિમાં ધાયી જવું અને પડવું એ તો કુતરો પણ કરી શકે, પરંતુ જીવવું કર્તવ્ય હોય ત્યાં સુધી જીવવું અને

મરવું કર્તવ્ય થાય ત્યારે જ મરવું, એનું નામ હિંમત." સ્પાર્ટન કિશોરોને હિંમત અને દ્રઢતા અને સહનશક્તિ અને ટેક અને ખરા ગૌરવની કેળવણી કેવી રીતે આપવામાં આવતી એ પ્લૂટાર્ક અને પ્લેટોમાં વાંચીને હજી આપણાં રોમ ઉભાં થાય છે. જાપાની કિશોરોની કેળવણી આજ પણ એ પ્રકારની છે. અપવાસ અને ઉજાગરા, પાંછલી રાતનાં અંધારાંમાં અને બરફમાં ઉઘાડે પગે અને એકલા જવું, કબરસ્તાનો; ફાંસી દેવાની જગાઓ, અને ભૂતવાળાં મકાનોમાં રાતો ગાળવી, વિચિત્ર વ્રતો કરવાં અને ટેકને તથા સ્વાશ્રયને કેળવવો, એવાં એવાં અનેક કામો આજ પણ કુમળી વયના છોકરા છોકરીઓ માથે જાપાની વડીલો નાખે છે, અને તે તેઓ એમાં કશી વિચિત્રતા કે મહત્તા છે એવા લેશ પણ ભાન વગર બજાવે છે.

સમુરાઈ વીરો હિંમત અને ન્યાયના કઠિન માર્ગને સેવે છે પણ તેની સાથે અનુકંપાને પણ કેળવે છે. "क्षतात्किल त्रायत इत्युदग्रः क्षत्रस्य शब्दो भुवनेषु रूढः"[૨૩] એ ખરા ક્ષાત્રતેજનું પાણી એમનામાં પણ વિલસે છે. ચીન સાથેની લડાઈમાં, બોક્સરોના બંડ વખતે, અને હાલ ચાલતી લડાઈમાં અસંખ્ય વાર સિદ્ધ થયું છે કે જાપાની સિપાહ જેવો બહાદૂર છે તેવો જ દયાળુ અને કોમલ વૃત્તિનો છે. અને કુદરતી પ્રેરણાની સાથે સામાન્ય પ્રજાગત ફિલસુફી પણ પાશવ બલ કરતાં પ્રેમ અને દયાનું બલ કેટલું ઉંચું છે તે અનેક રીતે એના મનમાં ઠસાવે છે. જાપાની સાહિત્યમાં ટુંકાં પણ અસરકારક સુભાષિતો ઘણાં છે. જાપાની સ્ત્રીપુરુષોના મુખમાંથી એ જ્યાં ત્યાં વપરાય છે, અને વાતચિત કે લખાણમાં સોનાના તારની માફક વણાઈ તેને દીપાવે છે. ઘણાં નવાં નવાં પણ જોડાતાં જાય છે અને એક મંડલમાંથી બીજામાં અને એમ ધીમે ધીમે આખી પ્રજામાં પ્રસરે છે. જાપાની લશ્કરમાં એક ટુકડી પણ એવી નહીં હોય કે જેમાં આવા પ્રાસંગિક કવિઓ ન જ હોય. અને આ સુભાષિતોનું વલણ હમેશાં સ્નેહ, દયા, અનુકંપા, ઉદારતા, અને એવી એવી વૃત્તિઓને—ગર્ભિત શબ્દોમાં અને તેથી ઓર વધારે અસરકારક રીતે—ગૌરવ આપવાનું હોય છે.

સમુરાઇઓ અને આખી જાપાની પ્રજા તેના સભ્યતા અને વિનય માટે પ્રસિદ્ધ છે. સભ્યતાને સ્વતંત્ર ટેકીપણું અને મનોનિગ્રહ અને અનુકંપા સાથે કેટલો નિકટનો સંબંધ છે એ જાણીતું છે. એક જાપાની ફિલસુફ લખે છે કે, "સભ્યતા અને હૃદયનિગ્રહ[૨૪] સગાં ભાઈ બ્હેન થાય. સભ્યતાબ્હેનના મુખ ઉપર સદા સ્મિત ફરકે એ માટે હૃદયનિગ્રહ પોતાની સહનશક્તિ વધારવાનો પુરુષાર્થ આચરે છે. સભ્યતાથી વિખૂટો હૃદયનિગ્રહ કઠોર છે; હૃદયનિગ્રહથી વિખૂટી પડેલી સભ્યતા તુચ્છ છે."

---

૨૩. ક્ષતથી–કોઇ પણ જાતના ઘા, દર્દ, દુઃખથી–ત્રાણ–રક્ષણ–કરે તે જ ખરો ક્ષત્રિય; પ્રજાનો ખરો પાલક. આ કાલિદાસના રઘુવંશમાં છે. એ કવિના શાકુન્તલમાં પણ હરણનો શિકાર કરવા નીકળેલા દુષ્યંત રાજાને આશ્રમવાસીઓ કહે છે કે "आर्त्तत्राणाय वः शस्त्रम्." આપનું શસ્ત્ર દુઃખાર્તના પરિત્રાણ માટે જ છે.

૨૪. મૂલ અંગ્રેજી લેખમાં "stoicism" શબ્દ છે.

સમુરાઈના ટેક વિષે, તેના શરમ અને અવમાનનાના ભય વિષે જે કહીએ તે ઓછું છે. આ લાગણી હદમાં રહેવી મુશ્કેલ છે, અને જ્યાં જ્યાં એ કોઇ વર્ગમાં કે કોઇ પ્રજામાં મરદાનીપણાના આત્મા તરીકે પૂજાઈ છે, ત્યાં ત્યાં એને નામે અનેક અત્યાચાર અને દુરાચાર પ્રવર્ત્યા છે. જાપાનમાં પણ એમ થયા વગર રહ્યું નથી. પણ શ્રેષ્ઠનો અ-ધઃપાત થતાં તે કનિષ્ઠમાં કનિષ્ઠ થઈ જાય એ કુદરતી છે.[૨૫] આપણે "શિવલ્રી"ના બગાડ તરફ જોવાનું નથી. એના બગાડમાં એનો આત્મા નથી અને સડતું તથા ગંધાતું શબ માત્ર રહ્યું હોય છે. જાપાની "શિવલ્રી"ની ભાવના હજી સુધી ઘણે ભાગે શુદ્ધ રહી શકી છે એ નિઃસંશય છે. અને એ ઉપરથી આપણને જાપાની ધર્મની સ્વરૂપાનુસંધાનની ભાવના કેટલી પ્રબલ હશે તેનો આડકતરો પુરાવો મળે છે. સ્વાભિમાની પ્રકૃતિમાંથી મદ અને ગર્વ અને નિર્દયતા અને ગધેડાપણું ન ઉત્પન્ન થતાં ઉલટી હૃદયની કુમાશ અને સુવાસ વધતી જાય, એ પરિણામ ત્યારે જ આવે કે જ્યારે અભિમાની પુરુષ પોતાનો ટેક પોતાની જાતનાં દૂષણો નિરખવામાં અને દૂર કરવામાં વાપરતો થાય. આત્મજ્ઞાન, સ્વાર્પણ, સત્યપ્રીતિ, અને ટેકનો વત્તોઓછો અન્યોન્યાશ્રય જામે ત્યારે જ ટેક શુદ્ધ રહી શકે. ખરી દીનતા અને શુદ્ધ ટેક પરસ્પર વિરોધી નથી એટલું જ નહીં પણ એક બીજાને પોષે છે. જાપાની સાહિત્યમાં અને આગળ જણાવેલાં સુભાષિતોમાં આ આત્મશોધનનો ટેક વારંવાર જણાય છે. એમનાં ઘણાં ટુંકાં અને કહેવત જેવાં થઇ ગયલાં વાક્યો બૌદ્ધ અને "સ્ટોઈક" ફિલસુફીનાં સૂત્રોનું સ્મરણ કરાવે છે.

ટુંકામાં પ્રોફેસર ઇનાઝો નિતોબે સમુરાઇની ફિલોજાન તરવારનું જે શબ્દોમાં વર્ણન કરે છે, તે શબ્દો સમુરાઇના પૌરુષને, તેના જાતિસ્વરૂપને પણ આબાદ લાગુ પડે છેઃ–

*"એનું ઠંડું પાનું, જે ઉપર મયાનમાંથી નીકળતાંની વાર હવામાંની ઓસનાં ટીપાં ઠરવા માંડે છે; એનું પાણીદાર પોલાદ, જેમાંથી આસમાની સુરખના કિરણો ઝળકે છે; એની બેનમૂન ધાર, જે પરાક્રમ અને મહિમાભર્યા ઇતિહાસો સરજવા સમર્થ છે; એની પીઠનો વાંક, જેમાં લોકોત્તર વીર્ય અને લોકોત્તર સુંદરતાની અખંડ જોડ રચાઈ છે; એ સર્વથી જોનારના મનમાં આદર અને આશ્ચર્યના, ઉલ્લાસ અને અધીનતાના, ભય અને દીનતાના અનેક ભાવો સ્ફુરે છે."*[૨૬]

૬.

એ તરવાર, એ સમુરાઈપણું, એ જાપાનનું તલપદું ક્ષત્રિયત્વ જ જાપાનનો આત્મા છે. એ એનું પરંપરાગત નીતિબલ છે. જાપાન યુરોપ અમેરિકા પાસેથી ઘણું શીખ્યું છે અને હજી ઘણું શીખશે. એની ગુણગ્રાહકતા અને અનુકરણશક્તિ મોટી છે. પરંતુ

---

૨૫ "The corruption of the best is the worst."

૨૬ *"Its cold blade, collecting on its surface the moment it is drawn the vapours of the atmosphere; its immaculate texture, flashing light of bluish hue; its matchless edge, upon which histories and possiblities hang; the curve of its back, uniting exquisite grace with utmost strength;—all these thrill us with mixed feeling of power and beauty, of awe and terror."* —*Bushido, the Soul of Japan*, pp 90–91.

તે ઉપરથી એનામાં સ્વતંત્ર કુદરતી શક્તિ ઓછી છે એમ ધારવાનું નથી. બીજા પાસેથી શું શીખવું અને શું નહીં તે વિષે એ જે વિવેક બતાવે છે, અને તે શીખી લઈ પોતાનું કરી લેવામાં તથા એ બાબતમાં બનતાં સુધી અને સંપૂર્ણ રીતે સ્વાવલંબી થઇ જવામાં એ જે ઝડપ અને જે આગ્રહ બતાવે છે, તે આ સમુરાઈપણાનો જ મહિમા છે. હિંદથી જે સો વર્ષમાં[૨૭] પણ ન થયું તે જાપાને ત્રીશ વર્ષમાં કરી બતાવ્યું છે એ એનો જ પ્રતાપ છે. જાપાન એશિયાટિક છે અને હિંદની નિશાળે ભણ્યું છે માટે આજ જે જાપાનથી થાય છે તે કાલે કે પરમદિવસે એશિયા અને હિંદ કરી શકશે એવા સર્વ તર્ક મિથ્યા છે. સમુરાઇનું વીરત્વ જ્યાં પાકે ત્યાં જ જાપાનના જેવી ઉન્નતિ સિદ્ધ થાય.

છેવટ, ચીનમાં "બોકસરો" નું બંડ હતું તે વખતે, અને આ વિગ્રહમાં જાપાન ઉપરાઉપર વિજય મેળવતું જાય છે તે જોઇને યુરોપમાં ઘણા ઉતાવળિયા લોક કહેવા લાગ્યા છે કે આ તો પીતવર્ણ લોક જાગ્યા; હવે આપણું અને આપણી સંસ્કૃતિનું આવી બન્યું; એ કોટયાવધિ લોક ઉલટશે, અને એટિલા, જંઘિસખાન, અને તૈમૂરનો સમય પાછો આવશે. પરંતુ આમ વ્યાકુલ થવાનું લેશ પણ કારણ જણાતું નથી. ચીનાઓ હજી જાગ્યા નથી, એટલે એઓ જાગશે તો શું થશે એ સવાલ માટે અત્યારે અવકાશ નથી. જાપાનીઓ જાગ્યા છે, પણ એમની જાગૃતિ, આપણે ભૂલતા ન હઇએ તો સમુરાઈ નીતિબલનું પરિણામ છે. એ નીતિબલમાં લોભના, કીર્તિલાલસાના, કે અમર્યાદ યુદ્ધપ્રીતિના અંશ અત્યંત થોડા છે. યુરોપના સંસર્ગથી વધતી જતી વસતિના દબાણથી, કદિ ન જાણેલી અને ન જીરવેલી એવી શક્તિ અને ખ્યાતિની ચળવળથી જાપાની જીવન–આદર્શોમાં શા શા ફેરફાર થશે એ કંઇ આગળથી જાણી શકાતું નથી. પરંતુ સમુરાઈ ભાવના એકાએક બદલાઇ જાય એવું પોચું સત્ત્વ નથી જ. અને એમાં મહાભારત વિપર્યય થાય નહીં ત્યાં સુધી જાપાન તરફથી અમર્યાદ વિજયલોભ અને રાજ્યલોભનો ભય રાખવો એ જાપાની નીતિબલનું કેવલ અજ્ઞાન બતાવે છે. બાકી જાપાનનું નવું બલ જોઇને યુરોપીય પ્રજાઓનો મદ કંઇક હડે, એમનો લોભ કંઇક મર્યાદામાં આવે, પોતાના શિવાયની બીજી પ્રજાઓમાં પણ માણસાઈ અને માનનીય સદ્ગુણો હોઈ શકે છે એવું એમને ભાન થતું આવે, તથા તેને પરિણામે કોઇ કહી કે અટકાવી શકનાર ન હોવાને લીધે જ હાલ એમને હાથે થતા અનેક ન્હાનામોટા અન્યાયો કંઇક ઓછા થતા આવે, તો તેથી તો એમને પોતાને તેમ આખા જગતને લાભ જ છે. સ્વાર્થીને સ્વાર્થત્યાગ કરવો પડે કે *આપમતીલાને બીજાનું સાંભળવું પડે એ કડવું લાગે છે ખરૂં, પરંતુ એ કડવું ઓસડ* પીનારને ગુણકારી અને લાગતાંવળગતાંને લાભકારક છે. ઇશ્વિરના રાજ્યમાં ક્રમે ક્રમે બધી પ્રજાઓ સબલ થાય, સ્વાવલંબી થાય, અને ન્યાયમાર્ગને જાણતી અને અનુસરતી થાય એવો પરમ સંકેત છે. એ સંકેત સ્વીકારવામાં જ રાજ્યો અને પ્રજાઓની સંસ્કૃતિ છે, અને એમની સ્થિરતા છે. બીજું બલ તો આજનું કાલે કામ આવતું નથી; અને વારાફેરા તો સૌને માથે આવે છે. ધર્મ વગર શીલ નથી, વિશ્વાસ નથી, સ્થિતિ નથી. **"यतो धर्म स्ततो जयः".**

**બલવંતરાય ક. ઠાકોર.**

---

૨૭. એટલે ઈ. સ. ૧૭૪૮ થી ૧૮૪૮ સુધીમાં.

# પશ્ચિમના સુધારાનો દાવો.

## ૨.

### ઉત્ક્રાન્તિવાદ-અને સમાજવિદ્યા.

( અનુસન્ધાન પૃ. ૬૬ થી. )

ઉત્ક્રાન્તિવાદ પ્રમાણે એમ મનાય છે કે મનુષ્ય કરોડો વર્ષ સુધી કેવળ જંગલી હતું. અને જંગલનાં ક્રૂર પ્રાણીઓની સાથે હરીફાઇમાં ફાવવું એ જ એનું મોટું કામ હતું. એ દરમીયાન એ કામ વધારે ને વધારે સહેલાઇથી અને ફતેહથી થઇ શકે તેવી રીતે તેની બુદ્ધિમાં વધારો થયાં કરતો હતો. તેનાં હથીયારો વધારે ને વધારે સારાં અને કુશળ થયે જતાં હતાં અને તે પ્રાણીઓનો ત્રાસ દૂર કરવામાં તેની હુંશીયારી વધતી જતી હતી. પણ હજી સુધી એની રહેણી કરણી જંગલમાં વસનાં પ્રાણીઓના જેવીજ હતી.

આ સ્થિતિમાં ઘણા વખત સુધી મનુષ્યજીવન ચાલ્યા પછી સુધારો, એક પ્રકારનો 'ઉદ્‌ભાસ' દાખલ થાય છે. ધીમે ધીમે મનુષ્ય આખી પૃથ્વીને વશ કરે છે. મોટા સમાજો બાંધે છે, ક્રૂર પશુનો સહવાસ છોડે છે, અને અત્યારે આપણે જોઇએ છીયે કે વધતા જતા જ્ઞાનની સાથે જગતને એણે મ્હોટું કારખાનું બનાવ્યું છે, અને કુદરતની શક્તિઓ પાસે મરજી પ્રમાણે પોતાના ઉપયોગનું કામ કરાવે છે. આપણી પાછળ જ્યારે આપણે નજર કરીએ છીએ ત્યારે એમ પણ સમજાય છે કે આ સ્થિતિ અનેક પ્રજાઓ અને કોમોના સુધારાઓની ચડતી પડતી અને વિનાશદ્વારા પ્રાપ્ત થઇ છે. ત્યારે એ ચડતી પડતી વિનાશ, અને નવા નવા સુધારાનું શું વક્તવ્ય છે એ સમજવું જરૂરનું છે. વિચાર કરતાં જણાશે કે માનવ સમાજ મનુષ્યવ્યક્તિની પેઠે જ એક અવયવી શરીર છે, અને મનુષ્યની પેઠે જ તે ઉગે છે, ઉછરે છે. અને તેની પણ તનદુરસ્તી અને વૃદ્ધિના ચોક્કસ નિયમો છે.

આ નિયમો જીવવિદ્યામાંથી લેવાના છે. બીજાં પ્રાણીઓની પેઠે મનુષ્ય પણ પોતાનાં જેવાં પ્રાણીઓ ઉત્પન્ન કરે છે, અને તે પ્રાણીઓ મળી શકે તેટલા પોષણના પ્રમાણમાં વધારે થાય છે ત્યારે તેમાં જીવવા માટે મારામારી ચાલે છે. તે મારામારી દરમીયાન તેમના રૂપગુણમાં સુધારા વધારા થાય છે. અને આખરે જે લાયક હોય છે તે જીવે છે, બાકીનાં મરી ફીટે છે. આ સ્થિતિ પ્રાણી માત્રમાં માલુમ પડે છે તેથી ઉત્કર્ષ Progress ( રૂપગુણમાં વધારો ) એનો આ જ નિયમ હોય એમ આપણને સમજાય છે. સરખે સરખી વ્યક્તિઓમાં જો વ્યક્તિઓ બીજા કરતાં કોઇ પણ એક બાબતમાં વધારે ઉંચી હોય તે ઉંચી વ્યક્તિઓ પોતાના ઉંચાપણાનો અમલ કરે છે અને તેથી

જીવતી રહે છે. અને તે ઊંચાપણું પોતાની પ્રજાને વારસામાં આપે છે. મિ. કિડ્ના મત પ્રમાણે આ નિયમ સમાજવિદ્યાનું પહેલું પગથીઉં છે. એટલુંજ નહિ પણ મિ. કિડ્ એવો પણ સિદ્ધાન્ત બતાવે છે કે અમુક જાતની અમુક જમાનાની બધી વ્યક્તિઓ સરખી સંખ્યામાં સંતાન ઉત્પન્ન કરે તો એક જમાનાની વ્યક્તિના રૂપગુણની સરાસરી કરતાં તે પછીના જમાનાની વ્યક્તિના રૂપગુણની સરાસરી ઓછી આવવાની. એટલે તે સ્થિતિમાં ધીમી ધીમી પણ અસંશય અવનતિ શરૂ થવાની. આ સિદ્ધાન્ત પણ જીવવિદ્યા ( Biology )નો છે. અને આ બે સિદ્ધાન્તને એકઠા કરવાથી ઉત્કર્ષનું નિમિત્ત કારણ એવું તરી આવે છે કેઃ—

"જીવવાની મારામારીમાં ગુંથાયલી દરેક જાતિને માટે તે કાળની સ્થિતિમાં પોષણ કરવું મુશ્કેલ પડે તેટલી ભારે સંખ્યામાં સંતાનની ઉત્પત્તિ કરવાની શક્તિ જરૂરની છે. જેમ તે સંખ્યા વધારે તેમ તેના સંસારની ભીંસ વધે છે, અને ભીંસમાં દરેક વ્યક્તિને વધારે ને વધારે મહેનત કરવી પડે છે, જેથી તેના રૂપગુણની ઉન્નતિ વૃદ્ધિ–થાય છે."

અને તેથી ઉલટું,

"જ્યાં સંખ્યા ઓછી હોવાથી પોષણ માટે મુશ્કેલી નથી એટલે જ્યાં ભીંસ નથી અને આરામ છે ત્યાં રૂપગુણમાં અવનતિ થાય છે."

આટલું મનુષ્ય કરતાં બીજાં પ્રાણીઓના અવલોકનથી સમજાયું. હવે મનુષ્યના સંબંધમાં આ સિદ્ધાન્તો લાગુ પાડવામાં શું પરિણામ આવે છે તે તપાસીએ.

મનુષ્ય બીજાં પ્રાણીથી બે વાતમાં જૂદું પડે છે. એક બુદ્ધિ, અને બીજી સંપીને રહેવાની શક્તિ. મનુષ્ય પ્રાણી આવતાં જીવસૃષ્ટિમાં આ બે નવીન વાતો ઉમેરાઇ. અને તેને લીધે જે કુદરતી ક્રમથી ઝીણામાં ઝીણા પ્રાણીથી મનુષ્ય સુધી પહોંચાયું તે ક્રમમાં તફાવત પડ્યો. અણુમાત્રથી મનુષ્ય સુધીના જીવનના રૂપગુણની ઉન્નતિ–અવનતિના નિયમો તે જીવવિદ્યા ( Biology )નો વિષય. મનુષ્યના પોતાના મનુષ્યસમાજમાં ઉત્કર્ષ અપકર્ષના રૂપગુણની ઉન્નતિ–અવનતિના નિયમો તે સમાજવિદ્યા ( Sociology )નો વિષય.

મનુષ્યમાં આ નિયમો પુરા પાડનારૂં સાધન ઇતિહાસ છે. બેન્જામિન કિડ્ જીવવિદ્યાનાં ચશ્માંથી પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ કેવી રીતે વાંચે છે તે હવે જોઇએ. તે કહે છે કે જુદી જુદી પ્રજાઓના વર્તન ઉપર દૃષ્ટિ કરતાં માલુમ પડે છે કે ઉત્કર્ષશાલી ( Progressive ) પ્રજાઓ દરેક ઠેકાણે અમુક ખાસ લક્ષણો ધરાવે છે. ઉત્સાહી (Energetic), તેજદાર ( vigorous ), અને વંશવિસ્તાર કરી શકનાર ( virile ) વર્ગનું જીવન ઉંચામાં ઉંચી ટોચે પહોંચેલું હોય છે. એક એકની સરસાઈ ( Emulation ) કરવાના તે વર્ગમાં ઉંચામાં ઉંચા હેતુઓ હોય છે. તે વર્ગમાં વ્યક્તિને સહુથી

વધારે સ્વતંત્રતા હોય છે, લાયકતનો નિર્ણય પણ સંતોષકારક રીતે થાય છે, અને તેમાં હરીફાઈ ન્યાયવાળી હોય છે. તેની સાથે જ તે વર્ગમાં મારામારી ( conflict ) સહુથી વધારે સખ્ત હોય છે, મગજનો ઉકળાટ વધારે તીક્ષ્ણ હોય છે, અને ભીંસ આકરી હોય છે. તેમજ પાછળ રહેલી પ્રજાઓમાં આપણે જોઈશું તો તેઓમાં આ ગુણો અને જીવનની આ રીતની ગેરહાજરી આપણા જોવામાં આવશે. યુનાઈટેડ સ્ટેટસની ગોરી અને કાળી પ્રજાઓની સ્થિતિ રીતિનો મુકાબલો કરતાં આ વાત આપણને સ્પષ્ટ થશે. જ્યારે ગોરા લોકો અવિશ્રાન્ત પ્રવૃત્તિમાં મચ્યા રહે છે ત્યારે કાળી પ્રજાઓ બેદરકાર લાચાર અને થોડાથી સંતોષ માનનારી દેખાય છે. એટલુંજ નહિં પણ ગોરી કોમોની અવિશ્રાન્તિ અને તેમનું આત્મોત્કર્ષક ઉચ્ચલક્ષી જીવન તેમને ગમતું નથી; તેમ તે સહન કરવાની શક્તિ પણ તેમનામાં નથી. બીજું એ પણ જોવાનું છે કે જે સ્થાનોમાં જીવતા રહેવા સારૂ કુદરત સાથે કસાકસી કરવી પડે છે તેવા સ્થાનોમાં એટલે જ્યાં ઉત્સાહ હિંમત પ્રામાણિકતા વિગેરે ઉંચી સાંસારિક લાયકાત આપનારા ગુણોની ખીલવણી વધારે થાય છે તેવાં સ્થાનોમાં—ઉત્તર દિશાના દેશોમાં–રાજ્યમાં કરનારી પ્રજાઓ રહે છે. આવા પ્રદેશોમાં રહેનારી ઇંગ્લંડ અને રૂશિયાની પ્રજાઓના કાબુમાં દુનીઆની વસતિની છેતાળીસ ટકા જેટલી પ્રજા છે.

આ ઉપરથી એવો સાર નીકળે છે કે જ્યાં ભીંસ વધારે હોય ત્યાં મનુષ્યની કસોટી વધારે નીકળે છે અને તેવી પરિસ્થિતિમાં ઉત્કર્ષ છે. તેથી ઉલટી પરિસ્થિતિ એટલે આરામ અને ચેનમાં જ્યાં નિર્વાહ થઈ શકતો હોય તેવી સ્થિતિમાં અપકર્ષ છે. આ વાત પ્રાણી માત્રના ઇતિહાસમાં એક સરખી માલુમ પડે છે. મનુષ્યના ઇતિહાસમાં પણ બુદ્ધિ અને અંતઃકરણના ધર્મમાંથી જેટલો ફેરફાર થવો સ્વાભાવિક છે તેટલા ફેરફાર સાથે તે જ 'ભીંસ અને કસોટી' ઉત્કર્ષનું નિમિત્ત કારણ માલુમ પડ્યું છે. આ વાત સમજ્યા પછી કિડનો બીજો સિદ્ધાન્ત સમજી શકાશે.

## મનુષ્યનો ઉત્કર્ષ માત્ર બુદ્ધિની દિશામાં નહિ પણ ધર્મવૃત્તિની ઉન્નતિમાં છે.

આ બીજો સિદ્ધાન્ત મનુષ્યના આંતરજીવનના ઇતિહાસમાંથી કિડે ઉપજાવ્યો છે. તે ઉત્ક્રાન્તિવાદી છે એટલે આખું વિશ્વ અને તે વિશ્વમાં આવેલું મનુષ્ય ઉત્તરોત્તર ઉત્કર્ષ પામતું જાય છે એમ માને છે. અને તેની સાથે ઉપર જણાવ્યું તેમ 'મારામારી અને લાયકાત'ના તર્કને તે ઉત્કર્ષની કુંચી માને છે. પણ મનુષ્યજીવનનો ઉત્કર્ષ કઈ દિશામાં થતો જાય છે તે સવાલના સંબંધમાં કિડ એમ માને છે કે તે બુદ્ધિની ઉન્નતિની દિશામાં નથી. તેના અભિપ્રાય પ્રમાણે મનુષ્યનો ઉત્કર્ષ બુદ્ધિને ગૌણ કરવામાં અને અંતઃકરણને વધારે ને વધારે ઉદાર કરવામાં, એટલે અહંતાને ગૌણ કરી સામાજિક વૃત્તિને બળવાન કરવામાં સમાયલો છે—આ સિદ્ધાન્ત ઉપર એ કેમ આવે છે તે આપણે જોઈએ.

કિડ્ કહે છે કે કોઈ પણ જાતિને-જ્યારે એમ સમજાવા માંડે કે જીવનની મારામારીમાં-ઘણા ખપી જાય છે અને થોડાક જ બચે છે ત્યારે જો પોતાનું ચાલતું હોય તો તે એવી યોજના કરે કે જેથી ઘણા ખપી જતા અટકે અને મારામારી દૂર થાય. રૂપગુણની ઉન્નતિ-ઉત્કર્ષ માટે મારામારી અવશ્યની હોય તોપણ તેમાં તેમનો કાંઈ સ્વાર્થ નથી, કારણ કે રૂપગુણના જે ફાયદા થવાના તે ભવિષ્યના જમાનાઓને થવાના. અને દેખીતી રીતે મારામારી (વિગ્રહ)ની પીડામાંથી દૂર રહેવું એ સર્વનો સ્વાભાવિક ઉદ્દેશ હોવો જોઈએ. પણ બીજી જાતિઓ જેને આ સ્થિતિ કેવી રીતે સંપાદન કરવી તે શોધી કહાડવાની બુદ્ધિ નથી તેઓ આવા પ્રકારનું કંઈજ કરી શકે નહિ, અને તેમને તો સૃષ્ટિના ઉત્કર્ષના નિયમોને મને કે કમને વશ રહેવું જ પડે. પણ મનુષ્ય બુદ્ધિવાળું છે. જરાક સમજણું થાય ત્યાંથી તે સમજે છે કે જીવનની મારામારીમાં સંપ કર્યાથી વધારે સારી રીતે ફાવી શકાશે. એ બુદ્ધિથી એ ટોળીઓ બાંધે છે. આ પ્રમાણે બંધાયલી ટોળીઓ એક બીજા સાથે હરીફાઇ કરે છે, અને તેમાં નબળી ટોળીઓ વધારે કુશળ ટોળીઓની સામે ટકી શકતી નથી. આ પ્રમાણે વિગ્રહનું જીવન ચાલ્યું જ જાય છે, જેને પરિણામે આખરે મોટાં લશ્કરી રાજ્યોનાં બંધારણો થાય છે. અને આ સ્થિતિમાં મનુષ્યનો ઉત્કર્ષ ઘણો આગળ વધે છે. જીવનની હરીફાઇને તેજીમાં રાખવા સારૂ વ્યક્તિનાં સાધનોનો વધારે ને વધારે ઉપયોગ થાય છે. ફતેહ પામતી લશ્કરી પ્રજાઓ ધીમે ધીમે નબળી પ્રજાઓનો નાશ કરે છે; અથવા જબરી પ્રજાઓના સંસર્ગમાં આવી નબળા લોકો અદૃશ્ય થતા જાય છે. અને આ લશ્કરી કાળમાં આગળ વધતી માનવસૃષ્ટિનું મુખ્ય લક્ષણ અકુશળ પ્રજાઓને તાબે કરવી અને પાછળ પાડવી એ જ રહે છે. બીજી બાબતોમાં સરખાપણું હોય ત્યાં આ નવી લશ્કરી પ્રજાઓમાં બે પ્રકારની હરીફાઇ થાય છે. એક તે પ્રજા સાથે બીજી પ્રજાની, અને બીજી તે પ્રજાની અંદર વ્યક્તિ વ્યક્તિની. અને આટલું આપણને સાફ સમજાય છે કે જે સમાજની રચનામાં સમાજશરીરના હિતની અપેક્ષાએ વ્યક્તિનો સ્વાર્થ ગૌણ ગણાતો હોય, અને તેની જ સાથે વ્યક્તિનો પોતાનો ઉત્કર્ષ ઉંચી ભૂમિકાએ પહોંચી શકતો હોય તે રચના સહુથી વધારે તેજદાર કહેવાય. આવી ઉત્કર્ષશાલી પ્રજાઓમાં સવિશેષ લક્ષણ એ રહે છે કે લોકમાં જીવનની હરીફાઈ અત્યંત સખ્ત હોય છે, આ હરીફાઇના પ્રસંગોમાં અત્યંત સ્વતંત્રતા રહે છે, હરીફાઈનાં કાર્યોમાં અત્યંત ઉત્સાહ અને કામ કરવાની શક્તિ હોય છે, તથા સંકટ અને કસોટી પણ બરાબર જોવામાં આવે છે. અને તેની જ સાથે વ્યક્તિઓની મોટી સંખ્યાને માટે પરાજય અને જીવનની ઉંચામાં ઉંચી ભૂમિકાએ પહોંચવાની અશક્તિ પણ દૃષ્ટિગોચર થાય છે. અત્યારે પણ કિડ્ કહે છે કે જીવનની ઉંચામાં ઉંચી ભૂમિકાએ પહોંચેલી પશ્ચિમની પ્રજાઓમાં આ જ **વસ્તુસ્થિતિ** છે.

એક તરફથી આમ છે. બીજી તરફ નજર કરતાં મનુષ્યબુદ્ધિને આ સ્થિતિ બહુ જ ગેરવાજબી લાગે છે. માનવજાતિના ઉત્કર્ષને તે જરૂરની છે એમ કહો પણ તે દલીલ મરણને સમીપ જોનારા લોકો આગળ કાંઈ જ કામની નથી. તેમને તો પોતાને બચવું છે, તેમને સંસારનાં સુખ ભોગવવાં છે, અને તેમ કરવામાં પોતાને ગેરલાભ છે. અને

પોતાની કોમને જ ભવિષ્યમાં નુકસાન છે તે જોવાનું તેમની બુદ્ધિને કંઈ પણ પ્રયોજન નથી. છતાં આપણે જોઈએ છીએ કે 'સ્વાતંત્ર્ય અને સમાનતા'ના અમલથી જ્યાં વ્યક્તિ માત્રને પોતાનો સ્વાર્થ રજુ કરવાની અને અમીરોની મગરૂરી તોડવાની પુરતી તક છે ત્યાં પણ જનસમૂહનો મોટો ભાગ મારામારીના કષ્ટમાં જ પોતાનું જીવન ગાળે છે. અને ઘણો ભાગ જીવનનો હેતુ સિદ્ધ કરવાને અશક્ત નીવડે છે. આવા સમાજોમાં જનસમૂહનો સ્વાર્થ તો ચોખ્ખી રીતે પોતાની આસપાસ વાડ બાંધવામાં, સમાજમાંથી હરીફાઈનો નાશ કરવામાં, જીંદગીને સખ્ત અને ભારરૂપ કરનાર વ્યક્તિ વ્યક્તિની કસાકસીને દાબી કઢાડવામાં, મીલકત માત્ર સાર્વજનિક છે, એવા 'socialistic'—સામાજિક સત્વના—ધોરણ ઉપર પૈસો ઉત્પન્ન કરવામાં સર્વે સાધનોની રચના કરવામાં, અને સહુનું આરામથી પોષણ કરી શકાય તેવી રીતે પ્રજાના વિસ્તારની હદ બાંધવામાં જ સમાયલું છે. આમ જનસમૂહનો સ્વાર્થ ઉત્ક્રાન્તિવાદે માનેલાં ઉત્કર્ષનાં નિમિત્તોનો નાશ કરવામાં છે. તે નિમિત્તો સાચાં હોય તો માનવ સમાજ—જેમાં ભવિષ્યની પ્રજાનો પણ અંતર્ભાવ થાય છે—તેનાં અને દેશકાલાવચ્છિન્ન વ્યક્તિના સ્વાર્થો સ્વભાવથી જ એક નથી અને સર્વથા એક થઇ શકે તેવાં પણ નથી.

તેમ છતાં આપણે જોઈએ છીએ કે મનુષ્યો દિવસે દિવસે પોતાના ખાનગી સ્વાર્થોને સમાજના હિતને અર્પણ કરે છે, અને સમાજના સ્વાર્થોને તડકે મૂકીને પોતાનો સ્વાર્થ સાચવી શકે તેવી સ્થિતિમાં છે છતાં કોઈ અનિવાર્ય સામાજિક પ્રેરણાથી (Social instinct ) આત્મસુખને બાજૂ ઉપર મૂકીને માનવજાતિના ઉત્કર્ષમાં વૃદ્ધિ કરે છે. મનુષ્યનો ધર્મ સાથે સંબંધ એ આ વસ્તુસ્થિતિનો ખુલાસો છે. દરેક પ્રજામાં, ઉત્ક્રાન્તિની નીચી દરેક ભૂમિકામાં ધર્મ અને ધર્મસંસ્થાઓ સર્વત્ર દેખાય છે; અને જો કે ધર્મને નામે થતી ક્રિયાઓ અને તેનાં લક્ષણોમાં અનન્ત ભિન્નતા હોય છે તોપણ ધર્મ એ શ્રદ્ધાવાળી, બુદ્ધિનાં મન્તવ્યોને બાજુ ઉપર મૂકનાર, અને બુદ્ધિના વિષયની બહાર રહેલી, અને શ્રદ્ધાને આશ્રય કરીને રહેલી, કોઈ વસ્તુ સર્વત્ર આબાદ જોવામાં આવે છે. બેન્જામિન કિડ્ કહે છે કે મનુષ્યોનો ઉત્કર્ષ આ ધર્મદ્વારા સધાય છે: ધર્મે જ, મનુષ્યને બુદ્ધિના પ્રદેશની બહાર લઈ જઈ બુદ્ધિના દોરની અવગણના કરાવી, વ્યક્તિના સ્વાર્થોને સમાજશરીરના સ્વાર્થોના તાબામાં મૂકયા છે, અને તે સ્થિતિમાં ઉત્પન્ન થતાં દુઃખોની સાથે વ્યક્તિનાં મનનું સમાધાન કરાવ્યું છે. ટુંકામાં, વ્યક્તિ અને સમાજના પરસ્પરવિરોધી સ્વાર્થોમાં ધર્મ એ જ સમાધાન કરાવનાર વસ્તુ છે. આ અવલોકનથી કિડ્ કલ્પના કરે છે કે બુદ્ધિના વિષયની બહાર શ્રદ્ધાને આશ્રય કરીને રહેલાં મનુષ્યના મન્તવ્યો, જેને ધર્મ એવું નામ આપવામાં આવ્યું છે, તેનો મુખ્ય ઉદ્દેશ જ વ્યક્તિના અને સમાજના પરસ્પર વિરોધી સ્વાર્થોનો સમન્વય કરીને બુદ્ધિની બહિસ્રથી અટકી પડતા મનુષ્યના ઉત્કર્ષના રથને ચાલતો કરવાનો. બીજા શબ્દોમાં કહીએ તો મનુષ્યસૃષ્ટિમાં બુદ્ધિરૂપી એક બળ ઉત્કર્ષને અટકાવી પાડનારૂં ઉત્પન્ન થયું, તેમ શ્રદ્ધાશ્રયી ધર્મરૂપી બીજું ઉત્કર્ષને આગળ ધપાવનાર બળ પણ ઉત્પન્ન થયું.

## કિડ્‌ના વિશેષ નિયમો.

અહીંયાં આપણે ક્ષણવાર થોભીશું. આ સ્થળ કિડ્‌ કૉમ્ત અને સ્પેન્સર બન્નેનાથી જરા જૂદો પડે છે. કૉમ્તે તેના વખતમાં ચાલતા આધિદૈવિક અને આધ્યાત્મિક ધર્મને મનુષ્યના ઉત્કર્ષની ત્રણ ભૂમિકાના નિયમ પ્રમાણે હલકા દરજ્જાના માની અવગણના કરવા લાયક માન્યા હતા. પરંતુ 'માનવભક્તિ' (Humanitarianism) 'મનુષ્યજાતિ રૂપી પરમપુરુષની સેવા' એ નામથી આધિભૌતિક ધર્મ તેણે સ્વીકાર્યો હતો, અને તે દ્વારા વ્યક્તિના સ્વાર્થે માનવજાતિના સ્વાર્થને વશ થવું જોઇએ, તેવો ઉપદેશ કરી તેમાં મનુષ્યવ્યક્તિનું પરમકર્તવ્ય તેણે ઉપદેશ્યું હતું. કિડ્‌ પણ ધર્મનું કર્તવ્ય વ્યક્તિસ્વાર્થ અને માનવજાતિના સ્વાર્થનું સમાધાન માને છે, પરંતુ કૉમ્તથી જૂદો પડીને ધર્મને બુદ્ધિના વિષયની બહાર અને કેવળ શ્રદ્ધાશ્રયી જ માને છે. કૉમ્ત જ્યારે મનુષ્યનો ઉત્કર્ષ બુદ્ધિના પ્રદેશમાં માને છે, ત્યારે કિડ્‌ તે આશ્રય હૃદયના પ્રદેશમાં જ માને છે, અને શ્રદ્ધાશ્રયી ધર્મદ્વારા તે સાધે છે.

હર્બટ સ્પેન્સર અને કિડ્‌ વચ્ચે તફાવત એટલા અંશમાં છે કે તે મનુષ્યના ઉત્કર્ષનું પરમસાધ્ય **'સત્તાને અર્થે વિગ્રહ અને શ્રેષ્ઠનું સંસ્થાપન'**ની રીતનો નાશ કરવામાં, સામાજિક વૃત્તિ વધારે ને વધારે કેળવવામાં, અને પરિણામે કોઇ પણ પ્રકારના વિગ્રહ વિનાની શાન્ત દૈવી પ્રજાની ઉત્પત્તિમાં માને છે. અને આ સ્થિતિ કેવી રીતે સિદ્ધ થશે તેના સંબંધમાં એ એવા નિર્ણય ઉપર આવ્યો છે કે મનુષ્યનો ઉત્કર્ષ વધતી જતી સમાજભાવનાથી ઉંચી સામાજિક પ્રેરણાશક્તિમાં થશે. અત્યારની મારામારી એ શક્તિને કેળવે છે. અને વંશપારંપર્યના નિયમથી ઉત્તર વિસ્તારમાં વધારે ને વધારે ઉતરતી જશે. એટલે જેમ હલકી સૃષ્ટિમાંથી બુદ્ધિવાળું એક ઉંચું પ્રાણી ઉત્પન્ન થયું, તેમ મનુષ્ય સૃષ્ટિમાંથી ઉંચી સમાજભાવનાવાળી કોમ જન્મ પામશે. પરંતુ કિડ્‌ વંશપરંપરાના નિયમને માનતો નથી. (આ બાબતમાં કિડ્‌ પાછળથી કંઇક જૂદો અભિપ્રાય ઉપર આવ્યો છે તેથી તેની સામાન્ય સિદ્ધાન્તોમાં બહુ ફેર પડતો નથી.) વિસ્‌માન વિગેરે જર્મન અને બીજા જીવનશાસ્ત્રીઓને અનુસરીને એ એમ કહે છે કે જીવનની મારામારીમાં ઉત્પન્ન થયેલી રૂપગુણની વિશેષતાઓ એવી ચોક્કસ રીતે વંશમાં ઉતરતી નથી કે જેથી તેને ઉત્કર્ષના નિયમમાં સ્થાન આપી શકાય. એટલે એના અભિપ્રાય પ્રમાણે અચળ શાન્તિવાળી કોમ ઉત્પન્ન થવી અશક્ય છે, પરંતુ સામાજિક વૃત્તિની વૃદ્ધિમાં એ જગતનો ઉત્કર્ષ માને છે, અને તે વૃત્તિ બુદ્ધિબાહ્ય શ્રદ્ધાશ્રયી ધર્મને અવલંબીને રહી છે એમ એનું માનવું છે. નીચેના ત્રણ નિયમો એનો મત સ્પષ્ટ કરશે.

૧. માનવ સમાજની ઉત્ક્રાન્તિમાં મનુષ્યવ્યક્તિને સામાજિક વર્તનમાં દોરવા સારૂ બુદ્ધિબાહ્ય ન હોય એવા મતો, ધર્મનું કામ કરી શકે નહિ.

૨. કોઈ ચોક્કસ ધર્મમતના પાયા ઉપર રચાયલું સુધારાનું સ્વરૂપ અથવા સમાજતંત્ર એ જ જીવનશાસ્ત્રોના નિયમને વશ રહીને ઉપચય પામતું સમાજવિધાનું ચોક્કસ ધોરણવાળું અવયવી શરીર છે.

૩. આ સમાજતંત્રની હયાતી દરમીયાન તેમાં બે સામસામાં બળો વચ્ચે વિરોધ ચાલુ રહે છે. એક મનુષ્યવ્યક્તિના આત્મોત્કર્ષક બુદ્ધિવ્યાપારરૂપ વિયોજકબળ; અને બીજું સામાજિક વર્તન સારૂ હેતુ પુરા પાડનાર અવશ્યમેવ બુદ્ધિના પ્રદેશની બહાર રહેતું ઉત્ક્રાન્તિની ભીંસમાં લાંબા જીવનવાળા સમાજતન્ત્રના સ્વાર્થની અપેક્ષાએ મનુષ્યના સ્વાર્થને ગૌણ કરનાર ધર્મરૂપી સંયોજક બળ.

અને ધર્મને એ એવું લક્ષણ આપે છે કે;—

ધર્મ એટલે વ્યક્તિ અને સમાજ શરીરના સ્વાર્થોના પરસ્પરવિરોધના પ્રસંગોમાં વ્યક્તિના સદાચાર માટે બુદ્ધિ બહારના હેતુઓ આપનાર, અને વ્યક્તિના આચારને માનવજાતિની ઉત્ક્રાન્તિના લાભમાં સમાજશરીરના લાભના તાબામાં મુકનાર એક મત સંગ્રહ.

આટલે સુધી આવ્યા પછી કિડ્ના મત પ્રમાણે પશ્ચિમનો સુધારો જે દાવો રાખે છે અને જેના ફલરૂપે ગોરી કોમો આખા જગતને એક અથવા બીજા સ્વરૂપમાં વશ કરશે એવી ભવિષ્ય વાણી ઉચ્ચારે છે તે સુધી પહોંચવાને એક જ પગથીઉં બાકી છે—પણ તે ઉપર જતાં પહેલાં ઉપરના નિયમોનો આપણે જરાક વિચાર કરીશું.

( અપૂર્ણ.

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

---

# 'ઠગાયલી વિધવાનો ન્યાય.'

## ( એક અન્યાયમય આક્ષેપનો ઉત્તર. )

( અનુસંધાન ગયા અંકના પૃ. ૫૬ થી.)

હવે પેલાં બાકીનાં બે કાવ્યો તરફ વળિયે.

હેમાં તો, જોવાની ઇચ્છા રાખનારને, તરત જણાય હેવી રીતે, લગ્નના પવિત્ર સંબન્ધની પ્રતિજ્ઞાના છળની વાત દેખાડીછે:—

"અહો મુજ પાપ નિષ્પાપ,
સરલતા સાક્ષી છે આપ.
વચન પ્રેમનાં વદ્યો મધુરાં
હું શું જાણું જશે અધુરાં?
વચન શાં પવિત્ર દઈ મુજને,
વદ્યો–'મ્હારી કરું તુજને.
જગજનોનો ન ભય ધારું,
વચન ટાળું હું નવ મ્હારું."

આમ લગ્નના વચનથી છેતરાઈને 'ફ્રસી પડેલી બાળવિધવા' ને સંયમ તજવાનો પ્રસંગ આવ્યાથી પતન થયુંછે.

'વિધવાબાલાશ્રમ'ની પાસે દીઠેલી યુવતીને પણ યુવકે આ રીતે સમઝાવીને ઠગીછે:—

"મધુર સુન્દરિ! ત્હેં મુજ ચિત્તને
હરી લીધું સહસા અલિ! તે દિને
ઉપવને મીઠું ગાન મચાવીને,–
રહીં છૂપો પીધું મ્હેં અમિપાનને;
સુખનું પાન પૂરું મીઠી! દે હવે,
નવ તજું તુજને કદિ કો ભવે.
કર મનોહર કંકણ શોભશે;
નયન અંજન સુન્દર ઓપશે;
વિમલ ભાલ વિશે શુભ ચાંદલો
રસીલિ! કુંકુમથી કરિયો ઝીણો
વિમલ આ હૃદયે સ્થિર પ્રેમ જે
અચલ ચિહ્ન જ ત્હેનું ભલે રહે."

§ આ રીતે જ ત્યારે આ બધી વિધવાઓ દગાયલી બતાવીછે. અલબત હેમનો નબળાઈનો દોષ તો ખરો જ; પરંતુ પ્રધાન ભાગ એ પાપમાં ઉઘાડી રીતે પેલા છેતરનાર પુરુષનો જ—એ વાતની કિયો ન્યાયી ના કહેશે? માટે જ 'નિર્દોષ દોષિત,' 'મલિન નિર્મલ મૂર્તિ' 'નિષ્પાપ પાપ' ઇત્યાદિ વિરોધાભાસી પણ સહેતુક વિશેષણો વગેરે એ કાવ્યોમાં આવેલાંછે.

એ વિધવાઓનાં કૃત્યને પાપના નામથી અનેકવાર કહ્યાંછે, તેમ જ હેમને એ કૃત્યની સજા હેમના હૃદયમાં અનુતાપાદિક સ્થિતિથી જણાવેલીછે. કારાગૃહમાંની વિધવાના હૃદયમાં એ સજા તીવ્રતમ છે તે હેના પાપની તીવ્રતાના પ્રમાણને લીધે, તે ઉપર બતાવ્યું છે. તેથી ઉતરતે દરજ્જે પડી પડેલી બાલવિધવાની પાપની અને પરિતાપની સ્થિતિ છે. પેલી કારાગૃહમાંની વિધવાની પેઠે હાને શિશુવધ અથવા શિશુત્યાગની ગુપ્ત વ્યવસ્થાનો કાલિમા નથી લાગ્યો. પરંતુ સંયમત્યાગ કરીને પોતાની ઇચ્છાને લગ્નની પૂર્વે શરણ થઈ તે મૂળ પાપ તો આવ્યું જ; અને તે ઉપરાંત હેનાં ફળનું દર્શન ખમવાની અશક્તિ, લોકભય, ઇત્યાદિ વૃત્તિયોથી ઉશ્કેરાઈ આત્મઘાતનું પાપ કરી તે સાથે ગર્ભસ્થ શિશુનો પણ પરોક્ષરૂપે ઘાત થવાનું પાપ—એમ પાપનું દબાણ હેના હૃદય ઉપર છે. અને ત્હેના પ્રમાણમાં હેના હૃદયમાં ક્ષોભરૂપે સજા પ્રવર્તે જ છે. પરંતુ આત્મઘાત અને તે દ્વારા અજાતશિશુનો પરોક્ષ ઘાત એ કૃત્યના રૂપમાં આવતા પ્હેલાંની સ્થિતિ હોવાને લીધે (એ ભાવિ પાપ હોવાને લીધે) હેનું શાસન તો તે કૃત્ય થયા પછી ન્યાયમૂર્તિ પરમેશ્વર આપવાનો છે, ત્હેનું પ્રતિબિમ્બ આ કાવ્યમાં આવી સકે જ નહિં. હેની માત્ર પૂર્વછાયા કાંઈક હેના હૃદયની અન્ધમોહથી ભ્રમિત થયેલી સ્થિતિમાં અપાઈછે,—તેથી જ નદીકિનારે આવતાં પ્રથમ તો હેને અનિશ્ચિત વૃત્તિ થઈને એ પોતાને પૂછે છે—

"હદય કેમ તું ધબકાર
કરતું ઉછળે આ વાર?"

પણ ક્રમેક્રમે હૃદયની સ્થિતિ,—આત્મઘાતથી રોકનારી ગૂઢ વાણીની અવમાનના કરીને—ગુંગળાઈ ગયેલી થાયછે. તેથી જ એ કહેછે.—

"રગેરગ એહ વિષ ફેલ્યું
ભમે શિર એ વિષે ઘેર્યું."

---

§ પ્રસ્તુત માસિકના તન્ત્રી બળાત્કારથી પતિત થયેલી વિધવાઓ હામાં કલ્પે છે તે ઉઘાડી રીતે ભૂલ્ય છે. બળાત્કાર હોય તો પછી વિધવાને પક્ષે પાપનો ભાગ કલ્પવો રહ્યો? અને ઉપરનાં બધાં કાવ્યોમાં તો વિધવાનું પાપ અંશતઃ—અપ્રધાન અંશતઃ પણ—ચીતરાયું જ છે.

વળી—

"રગેરગ ઊંડું વિપ રેલ્યું,
નયન મુજ આંજ તિમિર ઘેર્યું."

તો બાકી રહ્યું મૂળનું પાપ,—સંયમના ત્યાગનું.' અને તે હેના દોપના વિશિષ્ટ સ્વરૂપને લીધે કમી દરજ્જાનું છે ત્હેના પ્રમાણમાં હેના હૃદયને પણ ક્ષોભની છાપ તેટલી જ છે; છતાં

"હવે શો વિનાશ બાકી રહ્યો ?
વિમળ મણિ, આત્મ, કાળો થયો."

આ હેનું વચન કાંઈક એ પ્રમાણ કરતાં પણ વધારે જ સજ્ઞ હૃદયમાં થતી સૂચવેછે.

"વળગિયાં શ્યામ ઇતર કરથી
લીંપ્યાં કજ્જલો હૃદય ધરતી."

એ વચનથી પેલા પુરુષનો દોપ વિશેષ સૂચવેછે, છતાં પોતાને કાલિમા લાગ્યો છે તે સ્થિતિ તો ઢંકાતી નથી જ, અને તેટલે દરજ્જે હેના હૃદયની વ્યથા પણ જણાઈ આવેછે.

વિધવાબાલાશ્રમની પાસે ઊભેલી વિધવાનો વૃત્તાન્ત આ કરતાં પણ કાંઈક ઓછો ભયંકર છે. હેને સંબન્ધે તો શિશુવધ કે આત્મઘાત કે હેવો પાતકનો સ્પર્શ નથી એટલું જ નહિં; પણ માત્ર શિશુની સલામત ઠેકાણે વ્યવસ્થા કરવાનું જ કૃત્ય એ કરેછે. એટલે શિશુત્યાગનું પણ નરમમાં નરમ સ્વરૂપનું દોપતત્ત્વ આવ્યુંછે. તેમ જ હેનો સંબન્ધ પુરુષ સાથે અકાલ સંયમત્યાગથી થયેલા અનાચારનો હશે કે કેમ તે પણ સંશયની વાત છે. હેને છેતરનારે લગ્નનું વચન આપેલું તે તો ઉપર જોઈ ગયા છિયે ('કર મનોહર કંકણ શોભશે'—ઇત્યાદિ પંક્તિયોમાં). અને વખતે ગુપ્ત રીતે લગ્ન કરીને પછી પેલો હેને તજીને જતો રહેલો, એમ પણ હશે એમ ભાસ થાયછે. એ વિધવા પોતાને લગ્ન સંબન્ધથી સંધાયલી જ માનેછેઃ—

"શુચિ પ્રેમનું તું તો ફળ છે;
તુજ જનકની હું છું સાચે
પત્ની સાચી હજી આજે;
જગત ભૂંડું ભલે ભસતું,
મ્હને મુજ ચિત્ત નથી ડસતું."

વળી,—

"અહો તારલા ! તમે દીઠી
મુજ શુચિ પ્રેમસરિત મીઠી;"

પરંતુ,—આમ ના હોઈને, લગ્નસંબન્ધ શુભ પણ થયો નથી એમ કલ્પિયે તોપણ, હેના હૃદયની આ આત્મશુદ્ધિ વિશે ખાતરીથી એમ તો જણાયછે કે એ કેવળ કામવાસનાને વશ થઈને નહિં, પણ લગ્ન થવાની અણી ઉપર આવીને સાચી પત્ની થઈ જ એમ માનીને (છેતરાઈને પણ માનીને) પુરુષની ઇચ્છાને શરણ થઈછે. અલબત તે ક્ષણે તો—

"રગેરગ જો ! રુધિર ઊછળ્યું,
હૃદય ધળક્યું,—ન મ્હેં કંઈ કળ્યું."

એમ સ્થિતિ થઈને શરણ થયેલી. પરંતુ તેથી જ પોતાને તેટલે અંશે દોષિત થયેલી માનીને હેને અનુતાપનું શાસન મળેછે:—

"કર્યું વિષપાન અમી માની.
યુવકની કંઈ ન પિછાણી;
વિષજ્વાળ આ હૃદય માંહિં
ઊંડી રેડી ગયો ક્યાંહિં."

અને હેના પાપના માપના પ્રમાણમાં જ હેને શાસન મળેછે તે ઉપરની ચર્ચાથી જણાશે.

'જનમ્યું' તિમિરે બાળ મ્હારું,

એમ કહે છે તે વચનમાં તિમિર એટલે ભૌતિક અન્ધકાર નહિં, પણ એ જન્મનું મૂળ કારણભૂત સંયમત્યાગ કરાવનાર ક્ષણિક વૃત્તિ ઉદ્દિષ્ટ છે,

તેમજ,

"મૂઢ અભાગણી તુજ માત—
કેરી ગૂઢ કાળી વાત."

એ વચનમાં પોતાની વાત કાળી માનીછે, માટે એ વિચારતાં જણાય છે કે પોતાના કૃત્ય માટે એ સંપૂર્ણ શુદ્ધતાનો દાવો તો નથી જ કરતી.

આમ સર્વ કાવ્યોમાં પાપના પ્રમાણમાં યથાઘટિત શાસન હૃદયની સ્થિતિમાં તો પ્રતિબિમ્બિત કર્યુંછે.

આ સર્વ પરીક્ષાથી જણાશે કે પતિત વિધવા ઉપર જે કાંઇ અનુકમ્પાનો અંશ આ કાવ્યોમાં છે તે હેમનાં પાપને માટે નહિં, પરંતુ હેમની જાત્યને, વિલક્ષણ સ્થિતિને, માટે: Hate sin, but pity the sinner,—'પાપને ધિક્કારો પણ પાપી તરફ અનુકમ્પા રાખો,' એ વચનનું ઊંડું રહસ્ય સત્ય ધર્મના દર્શનથી જ સમજાશે. એ વચનમાં તો પ્રધાનરૂપે પાપ કરનાર વિશે ઉદ્દેશ છે. તો આ વિધવાનું પાપ તો અપ્રધાન ભાગે લઈને થયેલું અને કેટલેક અંશે હેમની જવાબદારી વિશિષ્ટ કરનારું હોવાથી હેના ઉપરની અનુકમ્પા કોઇ રીતે અયુક્ત નહિં ગણાય. વિધવાના પાપનું કારણ શું? અલબત પ્રથમ અંશે હેની નિર્બળતા તે જ. પણ શેની આગળ નિર્બળતા? પ્રલોભનની આગળ; અને પ્રલોભન કિયું? અનાચારનું નહિં, પરંતુ પરણવાના વચનનું. કેવળ કામવાસનાની તૃપ્તિ માટે જ, અન્ય કોઇ પણ સદ્ભાવનો સ્પર્શ પણ ન હોઈ, એ પાપવાસનાના પ્રલોભન આગળ એ ના ટકી એમ નથી; પણ લગ્નનો પવિત્ર સંબન્ધ બાંધવાના વચનથી, પોતાની સરલતાને લીધે છેતરાઈછે.

'અહો મુજ પાપ નિષ્પાપ,
સરલતા સાક્ષી છે આપ.'

દોષ ફક્ત એટલો જ કે લગ્નના નિશ્ચયથી પણ લગ્નની પવિત્ર ગાંઠય બંધાતા પહેલાં પેલા વંચકની ઇચ્છાને વશ એ થઈ. હામાં તાત્કાલિક કામવૃત્તિનો અણુમાત્ર અંશ આવેછે એટલે અંશે દોષ. પરંતુ આ જગતમાં કોનો હક છે કે હાવા સંકુલ કૃત્યને વિશે પાપપુણ્યની નિર્વિકલ્પ ભાગવ્યવસ્થા કરીને ન્યાય કરશે ? તો પછી તે કૃત્યને કેવળ પાપરૂપ, અનુકમ્પાને પણ પાત્ર નહિં હેવા પાપરૂપ, ઠરાવી દેવાનો અધિકાર લેનાર માનવ ઇશ્વરનો પણ હક છીનવી લેવાની ધૃષ્ટતા કરેછે એમ કહેવું પડશે. ખરે, રૂઢિના પૂજક માનવમંડળના 'ન્યાય'થી ત્રાસીને જ પેલી વિધવા કહેછે:—

"જગત્ મુજને તજે દમ્ભી
ન હેમાં હું હવે થંભી.
દયાળીના જગપિતાની
તૃષા છે સમીપ જાવાની."

અને આત્મઘાતનું પાપ કરવાને એ તત્પર થઈછે તે વાત જો ભૂલી જવાય, તો આ હેની ઉત્કંઠાની ખરી કીમત સર્વ ખરી દયાવૃત્તિવાળા માણસો કરી સકશે.

આમ કહેવાનો હેતુ એ નથી કે આ વિધવા પાપરહિત છે. 'નિર્દોષ દોષિત.' 'મલિન નિર્મલ,' 'નિષ્પાપ પાપ' ઇત્યાદિ શબ્દગણમાં દોષનો બચાવ નથી; નિર્દોષ ઇત્યાદિ

વિશેષણો દોષનો બચાવ ના કરતાં, લગ્નનો સંબન્ધ બાંધવાની પવિત્ર વૃત્તિ એ વિધવામાં હતી તે તરફ જ વિવેચક વાચકનું લક્ષ ખેંચેછે. એ વિશેષણોને સાપેક્ષ એ પવિત્ર અંશ જ છે. તે સાથે 'દોષિત,' 'મલિન,' 'પાપ' ઇત્યાદિ ભાગનું કરનિદર્શન વિધવાના પાપરૂપ અંશ તરફ જ છે.

આ વિધવાના દોષાન્વેષણમાં હજી એક ક્રમ આગળ જવાનુંછે. પ્રલોભન કામવાસનાનું નહિં, અનાચારનું નહિં, પણ લગ્નના વચનનું, એ તત્ત્વ વિધવાને જેમ અનુકમ્પાની યોગ્યતામાં મૂકેછે, તેમ જ, તેથી પણ વિશેષ, હેની સ્થિતિનું પરતમ, પરાત્પર, કારણ તપાસવાથી પ્રગટ થતું સત્ય અનુકમ્પાપાત્રતા ઉત્પન્ન કરેછે. વિધવાની આ સ્થિતિનું કારણ, અન્તિમ કારણ, શું? હેને લગ્નનું વચન આપી પછીથી પુરુષ તજી ગયો તે શા માટે? લગ્ન કરવાને શો વાંધો હતો? (કેવળ કામવાસનાની તૃપ્તિ માટે જ પાપી પુરુષ પ્રવૃત્ત થયેલો એ કલ્પના બાજૂ ઉપર મૂકીશું.) અણુતમ અંશે પણ લગ્નની પૂર્વે કામવાસનાથી પ્રેરાવાનું વિધવાને પણ કારણ શું મળ્યું? એક જ ઉત્તર; કે વિધવાના લગ્નનો પ્રતિબન્ધ, અને તે પ્રતિબન્ધ વિરુદ્ધ લગ્ન કરનારને જનસમાજ તરફથી થતો ત્યાગ વગેરે વિષમ પ્રસંગ એક શબ્દમાં કહિયે તો—રૂઢિ!

'આ સર્વ પાપ તુજ જો! શિર ક્રૂર રૂઢિ!'

એમ કવિ કહેછે તે વિધવાના પાપના સમર્થન માટે નહિં, બચાવ માટે નહિં, પણ, પ્રલોભન આગળ નિર્બળતાથી પતન, હેનાં પરિણામ જગતથી સંતાડવા માટે આત્મઘાત (ભાવિ શિશુની સાથે આત્મઘાત કરવાથી 'ઘાત એક નહિં' એ જણ કેરી ઘાત' થઈ ઉપરાઉપરી પાપ સંચય), બાલહત્યા, ઇત્યાદિક વળી પાપપુંજ, એ સર્વના આદિકારણ તરીકે રૂઢિની જવાબદારી ઉત્કટ રૂપે બતાવવા માટે જ. અર્થાત્ જ વિધવાએ કરેલા અનાચાર તરફ લગાર પણ ઝોક નથી, પરંતુ એ અનાચારને ઉત્પન્ન કરનાર રૂઢિ તરફ ત્રાસવૃત્તિ છે. તો આ કાવ્યોમાં નીતિશૈથિલ્ય તરફ દોરવાની પ્રવૃત્તિ કિયે ઠેકાણે આવી?

હજી એક ક્રમ આગળ વધીશું. પતિત વિધવાનો અનુકમ્પા માટે હક માત્ર ઉપરનાં કારણોથી ઉત્પન્ન થાયછે એમ નથી. જનસમાજ હેનાં આચરણને શાસન આપવામાં વિષમ ન્યાયતુલના કરેછે તે વળી અનુકમ્પાના કારણોમાં ઉમેરો કરેછે. આ પાપ એક જણનું કૃત્ય નથી; પરંતુ સ્ત્રી અને પુરુષ બંને મળીને એ માટે જવાબદાર છે; હેમાં પુરુષનો અત્યન્ત પ્રધાન ભાગ હોવાથી, પ્રથમ અને વિશેષ શાસનનો પાત્ર પુરુષ છે. તેમ છતાં બહુધા પુરુષ પકડાવાનું કાંઈ બાહ્ય સાધન નથી હોતું, તેમ જ જનસમાજનું બંધારણ પુરુષોના હાથમાં હોવાને લીધે સ્ત્રી અને પુરુષની વચ્ચેના પ્રશ્નમાં પુરુષને પક્ષપાતી લાભ મળનારી યોજના છે, વગેરે કારણોને લીધે, મુખ્ય અને વિશેષ અંશે ગુન્હેગાર પુરુષ શાસનનો વિષય નથી બનતો, ન્યાયપરીક્ષાનો પણ વિષય નથી બનતો, અને માત્ર અપ્રધાન ભાગિયણ અભાગણી અબલા, બંનેના એકઠા પાપનું ફળ એકસામટું એકલી ભોગવેછે. આ અન્યાયના દર્શનથી અનાથ વિધવા વળી વિશેષ અનુકમ્પા મેળવેછે.

'સુન્દરીને સુંઈ આલિયા કરવા માનવન્યાય.'

એ ખેદ, અનુકમ્પા, અન્યાય તરફ અસહિષ્ણુ ક્રોધ, વગેરે ભાવના વ્યંજક વચનનો કટાક્ષ આ સ્થિતિ તરફ જ છે;–મુખ્ય અપરાધીને પકડતા નથી અને નિર્બળ અને ગૌણ અપરાધિનીને સજા કરોછો, તેમ જ હેના વિશિષ્ટ પાપની પરીક્ષા હેની આસપાસની સ્થિતિ,—રૂઢિના જુલમથી ઉત્પન્ન થયેલી સ્થિતિ તેમજ પવિત્ર લગ્ન સંબન્ધના પ્રલોભનનું તત્ત્વ—વિચાર્યા વિના જ કરવા બેસોછો;—એ અન્યાયદર્શનને લીધે અબળાનાં અશ્રુ અનુકમ્પાની યોગ્યતા આપેછે;—હેનું પાપ નહિં.

આ બધું સવિસ્તર સ્વરૂપાવલોકન કર્યા પછી જણાશે કે અનીતિ તરફ દોરનારી રચનાના ઉપર જણાવેલા ત્રણમાંથી એકે વર્ગમાં આ વિધવા સંબન્ધી કાવ્યો આવી સકશે નહિં. એ ત્રણે વર્ગનું સ્વરૂપ તદ્દન જૂદું છે–અને આ કાવ્યોનું જૂદું છે. અને અનીતિ તરફ દોરવાનો સંભવ બીજા કોઇ પ્રકારે તો ઉત્પન્ન થતો નથી. પતિત વિધવાને અનુકમ્પાને પાત્ર ગણવામાં નીતિશૈથિલ્યને પક્ષપાત મળેછે, એ મતનું પણ ઉપરની ચર્ચામાં નિરાકરણ થાયછે. કવિત્વદૃષ્ટિથી જનસમાજમાંની સંસ્થાઓનું અવલોકન કરવામાં, પાપને ઉત્તેજન * આપ્યા વિના પાપનું સ્વરૂપ કવિત્વદૃષ્ટિથી કરવામાં, જે રહસ્ય રહ્યું છે હેની કદર ખરા વિવેચકો કર્યા વિના નથી રહેતા.

સહૃદય ન્યાયદૃષ્ટિ.

---

* Bridge of Sighs નામનું અસાધારણ લાગણીનું કાવ્ય, અથવા ટેનિસનકૃત The Forlorn નામનું કાવ્ય કે કવિ વર્ડ્સવર્થ કૃત ' Her eyes are wild, her head is bare' એમ આરમ્ભ થતું કાવ્ય, જે માણસ જુવે અને હેનું રહસ્ય વિચારે હેને જણાશે કે પાપને ઉત્તેજન આપ્યા વિના પાપી તરફ સમભાવ–અનુકમ્પા–કવિજનને શી રીતે ઉત્પન્ન થઇ સકેછે. સ. ન્યા.

# એક સેનાપતિનું મધ્ય રાત્રે ચિન્તન.

ભીમરાવ ભોળાનાથના પૃથુરાજરાસાના આઠમા સર્ગના આરમ્ભમાં "આ શાં અણુગણુ તારાવૃન્દ રે દીપે શ્યામ નિશામાં" એમ શરૂ થતા સંગીતકાવ્યની ટીકામાં કડી ૧૯ ના અર્થની અવિશદતા વિશે ઉલ્લેખ કર્યોછે. હાલ વિચાર કરતાં કાંઈક એ કડીનો અર્થ સમજાતો હોય એમ જણાયછે માટે તે બતાવવો ઇષ્ટ ધારુંછું.

એ કડી નીચે પ્રમાણે છે:—

"શાન્તિ વિશે ચૈતન્ય નહિં રે, ચૈતન્ય શાન્તિ ન એક,
જ્ઞાન વિશે ગમ્ભીરપણું નહિં, પ્રભુ રાખે ક્ષત્રીનો ટેક રે."

અર્થ આમ સંભવેછે:—

ઉત્સાહપ્રધાન, યુદ્ધબળ પ્રેરનાર, વીરરસનો વિરોધી શાન્ત રસ છે. તે રસની ઉત્પત્તિ કરનાર શાન્તિ, નિર્વેદ વગેરે બધા શાન્ત ભાવની અંદર વસ્તુસ્વભાવથી જ ચૈતન્ય,—વીર રસાનુકૂલ સજીવપણું, ઉત્સાહ વગેરે જાગૃત જીવંત ભાવ,—ના હોઈ સકે: કેમકે ચૈતન્ય અને શાન્તિ એ બે સ્વભાવતઃ પરસ્પરવિરોધી વૃત્તિયો છે, એ બે એક નથી. માટે રજપૂત બળની આ ક્ષણુની દશાને માટે શાન્તિનો બોધ અનિષ્ટ છે. જ્ઞાનનો ઉપદેશ આપે—શ્યા મનુષ્યનું રુધિર વ્હેવડાવનાર યુદ્ધમાં પાપ છે ઇત્યાદિ જ્ઞાનનો ઉપદેશ કોઇ આપે,—તો ભલે પણ હેવા જ્ઞાનમાં ગમ્ભીરપણું નથી,—ખરું હૃદયનું, હૃદયભાવનું, શૂરતા, પરાક્રમ, દેશપ્રીતિ વગેરે ઊંડા ભાવોનું ગમ્ભીરપણું નથી. માટે હેવી શાન્તિ કે હેવા જ્ઞાનથી તો હાલ ક્ષત્રીનો ટેક રૂહેવો અશક્ય છે;—એ ટેક તો વીરતા પ્રેરનાર અદ્ભુત દેશાનુરાગ વગેરેથી જ સાધ્ય છે અને તે ટેક તો ફક્ત પ્રભુની કૃપા હશે તો જ રૂહેશે; માટે-પ્રભુ રાખે ક્ષત્રીનો ટેક.

આમ અર્થ કાંઈક બેસશે એમ લાગે છે.

આ કાવ્ય વિશે બોલવા માંડયુંછે તો હેમાં રસાનુકૂલતા સાચવવા માટે કેટલાક ફેરફાર ઇષ્ટ છે તે જણાવુંછું. પ્રત્યેક કડીને અન્તે "દીપે શ્યામ નિશામાં"—એમ ધ્રુવ-પદ આવેછે, તે, તે તે કડીના સંદર્ભની જોડે ન સંકળતાં, અર્થક્ષતિ, અને રસક્ષતિ ઉત્પન્ન કરેછે. માટે 'દીપે' ને બદલે જૂદા જૂદા શબ્દો યથાસંબન્ધ કલ્પીને નીચે પ્રમાણે કાવ્ય વાંચ્યાથી રસપૂર્તિ સંપૂર્ણ થશે એમ ધારુંછું.—

"આ શાં અણુગણુ તારાવૃન્દ રે દીપે શ્યામ નિશામાં,
સહુ હળીં મળીં જાતાં સંગ રે દીપે શ્યામ નિશામાં.
ઘનતિમિરે નભ ઘેરિયું રે ધસતું પૂરવ પાસ,
તેજ રવિનું અસ્ત થયે તે ઊગ્યું, પશ્ચિમ કીધો આવાસ રે;
ધસ્યું શ્યામ નિશામાં. ૧.

પવન પણ હાલે નહિં, ને હાલે ન અંધારુ ઘોર,
ગ્રહગણ પણ હાલે નવ ચાલે, હાલે ચોરગ્રાહક ને ચોર રે;
મ્હાલે શ્યામ નિશામાં. ૧૩.

પશુ પખી બોલે નહિં, ને બોલે ન જળ સ્થળ કાંઇ,
મૃત અમૃત નિદ્રાએ ઘેર્યું, તમરું તમતમ કરતું આંહિં રે,
તીનું શ્યામ નિશામાં. ૧૪.

એ અવસર અલબેલડી રે, હીંચી હિંચોળાખાટ,
આંસુ ઢાળે, ઉર સંભાળે, રણ પડિયા પિયુને માટ રે;
રોતી શ્યામ નિશામાં. ૧૫.

કોક મળે કો ટળવળે રે, કો રણ જાતી સાથ,
કોક સૂતી સ્વપ્નામાં જોતી આવી અડિયો પિયુનો હાથ રે,
જોતી શ્યામ નિશામાં. ૧૬.

ઉડુગણ ચાલ્યા જીતવા રે ધાયું તિમિર ચોપાસ,
ધર્શી ધર્શીને કાઢ્યું પછવાડે, કીધાં કેસરિયાં તનુવાસ રે,
લીધાં શ્યામ નિશામાં. ૧૭.

ગ્રહમંડળ પડ્યુ નીરમાં રે ધરી તરુવરનાં શિર,
વીર જુવે ચિન્તામાં ફરતો સહુ શમિયું સરસ્વતીતીર રે,
સૂતુ શ્યામ નિશામાં. ૧૮.

શાન્તિ વિશે ચૈતન્ય નહિ રે, ચૈતન્ય શાન્તિ ન એક,
જ્ઞાન વિશે ગમ્ભીરપણુ નહિં, પ્રભુ રાખે ક્ષત્રીનો ટેક રે;
હાવી શ્યામ નિશામા. ૧૯.

સત્ય સનાતન રાખવી રે કુલભૂમિની મરજાદ,
સહજ જતી સંભાળવી તે મોંઘી માતપિતાની લાજ રે,
ઊડી શ્યામ નિશામાં. ૨૦.

તા. ૨૫ માર્ચ, ૧૯૦૫. §નરસિંહરાવ ભોળાનાથ.

---

§ આ 'દાપે' ને બદલે કરેલા ફેરફાર મ્હારા બન્ધુ રા. કૃષ્ણરાવની સૂચનાથી તથા મહાયતાથી પ્રેરાયલાછે. ન. ભો.

## હુન્નરકળાનાં પ્રદર્શનો.

આપણા દેશમાં જે હુન્નરકળાનાં પ્રદર્શનો ભરાય છે તેનો સહુથી દેખીતો લાભ એ છે કે કઈ કઈ ચીજો સરસમાં સરસ રીતે આ દેશના કયા કયા ભાગોમાં બનાવવામાં આવે છે, અને તે શી શી કીંમત સુધીની મળી શકે છે તે એ પ્રદર્શનના જોનારા જાણનારાના જાણવામાં આવે; અને તેમ થયેથી તે ચીજો વધારે ખપે; જેને પરિણામે તે તે ચીજ સંબંધોના ધંધાને ઉત્તેજન મળે અને આ દેશનો ધંધો ઉદ્યોગ જે લગભગ નાશ પામી ગયા જેવો થઈ ગયો છે તે ફરીથી જીવતો થઇ લોકોની આબાદાની વધે.

પ્રદર્શનો ભરાવાથી કઈ કઈ ચીજો ક્યાં ક્યાં સારી થાય છે તે તો જે લોકો તે જુવે તે જાણી શકે એમ બને; પરંતુ એટલેથી જ ઉપર ગણાવેલા પરિણામ રૂપી ફાયદા સારે અંશે થાય છે એમ મ્હારા માનવામાં આવી શકતું નથી; એટલું જ નહિ, પરંતુ ફાયદા થવા જોઇએ તેથી ભાગ્યે જ રૂપીયે એક આના જેટલો ફાયદો થતો હશે; અને કાંતો સરકાર પોતાની બિનજકાતી પોલીસી તદ્દન ફેરવી નાંખે અગર તો જે લોકો પ્રદર્શનમાં મુકાતી અગર તે જાતની ચીજોના વાપરવા વાળા છે તેઓ જો તેતે જગોએ બનેલી અગર બને ત્યાં સુધી હિન્દુસ્તાનમાં જ બનેલી ચીજો વાપરવાનો સોગન પૂર્વક જેટલો આગ્રહ રાખે તો જ ઉપરનાં પ્રદર્શનોથી યોગ્ય પ્રમાણમાં ફાયદો થાય એવી મ્હારી માન્યતા છે. અને તે માન્યતા થવાનાં ક્યાં ક્યાં કારણો છે તે તથા આ વિષય સંબંધમાં બીજું શું શું હાલની બાબતમાં ફેરફાર કરવા જેવું છે તે સંબંધે મ્હારા વિચારો બતાવી તેમાં ભૂલ ચૂક થતી હોય તો સુધરાવવાના હેતુથી તથા જો તેમાં કંઈ સત્ય હોય તો જેટલે દરજ્જે સત્ય હોય તેટલે દરજ્જે અમલમાં શા માટે ન મૂકવું અને અમલમાં મુકતાં શી શી મુશીબતો આવે છે અને તે કેવી રીતે દૂર થાય એ જાણવા જણાવવાના હેતુથી આ લેખ લખવામાં આવેલ છે.

આ સંબંધનો વિષય રીતિસર શરૂ કર્યા પહેલાં નીચેની બાબત વિષે અહીં જ ટુંકામાં નોંધ લેવી જરૂરની જણાતાં તેમ કરેલ છે; જો કે તે સંબંધે વિસ્તારથી પાછળથી કહેવામાં આવશે. તે બાબત એ છે કે હિન્દુસ્થાનનાં હુન્નરકળા પડી ભાંગવામાં જવાબદાર કોણ છે? આવી સ્થિતિ થવાનાં કારણમાં પ્રથમ તો આપણી નામદાર સરકારની જ પોલીસી ઘણે અંશે જવાબદાર છે, પરંતુ તે વિષે વિવેચન પાછળને માટે રાખી તેટલે જ દરજ્જે અગર મ્હારી સમજ પ્રમાણે તેથી ઘણે વિશેષ દરજ્જે હિન્દુસ્તાનની પ્રજાનો અમુક ભાગ જ છે એમ મ્હારે આ જગોએ કહેવું જોઇએ. ખેતીવાડીથી ઉત્પન્ન થતી ચીજો બાદ કરતાં નવઘરાંથી માંડીને સામાન્ય તથા હલકી જાતનાં કપડાં, તથા તેલ, બીજી તમામ ચીજો, અને ખાવાની ચીજોમાં પણ સાહે ખાંડ વિગેરે ચીજો તે પ્રથમ અહીંની જ વપરાતી; અને હાલ પરદેશથી આયાત કરવામાં આવે છે તે આયાત કોને માટે થાય છે? એ તો દેખીતું જ છે કે લોકો જે વાપરે નહિ અગર જેના વાપરનારાં દેશમાં હોય નહિ તે ચીજ આયાત થાય જ નહિ, એટલે કે કોઈ કરે જ નહિ. (પરબારી નિકાસ કરવાને માટે

જ. આયાત કરવામાં આવે તે જુદી વાત છે). તમામ ખેડુ વર્ગ તમામ દેશી ચીજ જ વાપરે છે; એટલે એંશી ટકા જેટલી વસ્તી તો તેને માટે જવાબદાર નથી. બાકી રહેલા સટમાંથી પાંચ ટકા ગ્રામણ વર્ગના કાઢી નાંખવા જોઇએ, કારણ તેમને તો જે દઇએ તે લેવું રહ્યું; અને સાધારણ રીતે ચાર પાંચ માણસનું એક કુટુંબ ગણાય તેને બદલે ત્રણનું ગણીયે તો પાંચ ટકા જેટલી વસ્તી એવી રહી કે જે પરદેશી માલ મંગાવે છે, અગર વેચાતી લે છે. આશરે ત્રીશ કરોડની વસ્તી ગણીએ તો દોઢ કરોડની વસ્તી આ પરદેશી ચીજો લે છે, એટલે કે તેમને માટે આયાત થાય છે. જો આ દોઢ કરોડ તે લેવાની ના પાડે, અગર તેમને તમામને ના પાડવાની જરૂરીઆત જ રહે એવી નીચે બતાવેલાં કારણસર સ્થિતિ આવે, તો સરકાર પોતાનાં લશ્કરો વિગેરે માટે અગર પરદેશી લોકો પોતાને માટે જે ચીજો મગાવે તે સંબંધે તો આપણે કંઇ કહી શકીએ નહિ, પરંતુ હિન્દુસ્તાનની વસ્તીને માટે તો એક પાઈની પણ ચીજ બહારથી મંગાવવી રહે નહિ; અલબત આ વાત જે ચીજો અહીં થઈ શકે તેવી છે તથા થાય છે પણ પૂરતા ચળકાટ (ફીનીશ) વાળી વિગેરે નહિ હોવાને કારણે જે બહારથી મંગાવવામાં આવે છે તેને માટે છે. જે ચીજો અહીં બની શકતી નથી જેવાં કે બારીક હથીઆરો, સાંચા કામ વિગેરે તે ચીજો જ્યાં સુધી અહીં બનાવી શકાય નહિ ત્યાં સુધી પરદેશથી આયાત કરવાં જ જોઇએ એ દેખીતું છે.

આ દોઢ કરોડ હિન્દીઓએ એક સામટા અને એકી વખતે જ પરદેશી માલ ન લેવા સંબંધમાં ઉપર પ્રમાણે નિશ્ચય કરવો જોઇએ એવી માગણી કોઈ કરે અગર કરે છે એમ ગણવાનું નથી. પરંતુ જો તેમાંના એક હજારે એક જ માણસ આજથી બાર માસ સુધીમાં આવા નિશ્ચય ઉપર આવે તો બાર માસે પન્નર હજારની સંખ્યા થાય અને તેની અસરથી બીજા પાંચ વર્ષમાં આવા નિશ્ચયવાળાઓનું પ્રમાણ દર સોએ એક આવે અને તે પ્રમાણ વધતું જાય તો થોડાં વર્ષોમાં જ આપણું ધાર્યું થાય; અને તેમ થવા માટે પછી દરેકે એવા નિશ્ચય ઉપર આવવાની જરૂર જ રહેશે નહિ કારણ જો ખાસ કેળવાએલા લોકો તથા સારી સ્થિતિના લોકોથી આ કામમાં શરૂઆત થાય તો તેટલા વખતમાં તો તે પણ એક "ફેશન" થઈ પડે, તેમજ આવા નિશ્ચય વાળાના વર્તન રૂપી મદદથી આપણા ઘણા ખરા ધંધાઓને જોઇતી શરૂઆતની મદદ પણ મળી જાય.

જ્યાં સુધી હિન્દુસ્તાન યુરોપના દેશો, અમેરિકા, જાપાન વિગેરેની માફક શોધ ખોળ વિગેરેમાં તેટલે દરજ્જે પહોંચે નહિ, તેમ કાંતો જ્યાં સુધી સરકાર પોતાની પોલીસી ફેરવે નહિ, કે ઉપર બતાવેલા લોકો સ્વદેશી ચીજ વાપરવાનું પણ લે નહિ, ત્યાં સુધી હિન્દુસ્તાનની ચીજો કે બહારની ચીજો માટે હિન્દુસ્તાનમાં પ્રદર્શનો ભરવાથી કે બહારનાં પ્રદર્શનો ભરવાથી કે બહારનાં પ્રદર્શનોમાં હિન્દુસ્તાનની ચીજો મોકલવાથી મ્હને તો ફાયદાને બદલે ઉલટું અમુક અંશે પણ સરવાળે નુકસાન હોય એમ લાગે છે, અને તેમાં હિન્દુસ્તાનમાં પ્રદર્શનો ભરાય તે કરતાં બહારનાં પ્રદર્શનોમાં અહીંની ચીજો મોકલવામાં સરવાળે કંઇક વધારે જોખમ રહેલું હોય એમ જણાય છે.

આવાં પ્રદર્શનો બે રીતે લાભકારક નીવડી શકે: (૧) આપણા દેશની ચીજો આપણા

દેશમાં જ તથા બીજે જાહેરાતમાં લાવી તે લેવા સહુને લલચાવવા અને જાહેરાતમાં આવવાથી તથા તેના તેથી થતા વિશેષ ઉપાડથી તેતે ધંધાને ઉત્તેજન મળે અને દેશમાં રોજી જાગે તથા દેશનો પૈસો જતો અટકે અગર બહારથી આવે, અને (૨) બહારની ચીજો આપણા દેશમાં પ્રદર્શનોમાં મૂકી તેવી ચીજો બનાવવા આપણા કારીગરો ધંધાધારીઓ વિગેરેને કહેવા જેવું કરવું, અને તેઓ તેવી ચીજ બનાવે એટલે પરદેશથી તેવી ચીજો ઓછી મગાવવી પડે, અને આખરે તે તે ચીજોના મૂળ દેશ તરફ તથા બીજે અહીંથી તેવો માલ બનાવી મોકલી શકીએ. સરકાર અને સારે દરજ્જે દેશી રાજાઓ શું કરી શકે તે વાત હાલ એક તરફ રાખતાં આવા લાભ મેળવી શકાય તેને માટે બે શરતો આવશ્યક છે. એક તો આપણા મધ્યમ તથા ઉંચ વર્ગના લોકોએ જ્યાં સુધી સોંઘી મોંઘી પણ દેશી ચીજ મળી શકે ત્યાં સુધી પરદેશી ચીજ ન જ લેવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ; અને આપણા કારીગરો સાંચા કામ શીખે અહીં બનાવી શકે તેવા કેળવાએલા તથા અનુભવી તૈયાર થવા જોઇએ.

આમાંની પ્રથમની શરત પૂરી કરવી તો આપણા જ હાથમાં છે, અને બીજી શરત એવી છે કે જો પહેલી શરત પૂરી પડે તો અમુક અંશે તે આપોઆપ પૂરી પડે, અને સંપૂર્ણ અંશે પૂર્ણ પડવા માટે કાંતો લાંબો કાળ જોઇએ, અગર સરકારની મદદ જોઇએ.

**'महाजनो येन गतः स पन्थाः ।'** એ ધોરણ સારી બાબતોમાં સર્વત્ર લાગુ થતું જોવામાં આવતું નથી, પણ ખોરાક તથા પોશાક તથા સામાન્ય શણગારની તથા મોજ શોખની બાબતમાં તો તેનો અમલ બરાબર કરવામાં આવે છે; અને એ એક મ્હોટા ફાયદાનું કારણ થઈ પડે જો આપણો **'महाजन'** આ બાબતમાં યોગ્ય રસ્તે ચાલે તો.

હાલ **'महाजन'** કોણ કહેવાય તે બહુ તકરારી બાબત નથી. સારી અંગ્રેજી કેળવણી પામેલા અને તેઓના સહવાસમાં આવનારા, આ લોકો આવી બાબતોમાં ધોરણ પાડનારા છે. જે ખોરાક પોશાક તેઓ પસંદ કરે તે પોતે તેવી કેળવણી કે સોબતવાળા ન હોય છતાં તેના જેવા ગણાવા તેથી ઉતરતી પંક્તિના લોકો પસંદ કરતા જોવામાં આવે છે, અને તેથી પણ ઉતરતી પંક્તિના લોકોને છેક અભણ રખડતા ઉગતાં જુવાનીઆ સુધી તમામ મોજ લાલચે, અગર તેમાં જ ફાયદો છે, તેથી જ રૂપાળા લાગીએ, અગર હૃષ્ટપુષ્ટ થઇએ વિગેરે કારણસર તે તમામ એ જ ધોરણ પકડે છે. કોટ પાટલુન તથા બુટ મોજાંનો શોખ, પરદેશી કપડાંની સફાઈ જેવી સફાઈ વાળાં જ કપડાં પહેરવાનો શોખ, પરદેશી સાબુએ ન્હાવાનો શોખ, ચાહે બરફ અને સોડા વૉટરથી મદ્ય માંસ સીખેનો ખાવા પીવાનો શોખ, અહીં જ ઉત્પન્ન થતાં અત્તર ગુલાબજળને બદલે લવન્ડર જેવાં સેન્ટોનો શોખ, પાન સોપારીને બદલે અગર સાથે બીડી ચીરૂટનો શોખ વિગેરે ( ધર્મ, નીતિ વિગેરે આપણા વિષયમાં ન હોવાથી તે બાબતના દાખલા અહીં અલગતા છે ). આ શોખો ઉત્પન્ન કરનાર કોણ છે અને આટલા બધા તે તમામ કેમ પ્રસર્યા તે જોતાં જણાશે કે ઉપર બતાવેલો ઉત્તમ પ્રકારનો **'महाजन'** જ તેનું કારણ છે. કારણ તેની દેખાદેખીએ તે શોખો પ્રસર્યા જણાય છે. તેથી વિપરીત રીતે, જો તે જ **'महाजन'**નો અમુક ભાગ જૂદી રીતિનો દાખલો

થઇ પડે; પણ આવી રીતિનો બધે બંદોબસ્ત કરાતો જોઈ સરકારે પણ તેમને શાબાશી આપ્યા વિના ચાલવાનું નહિ.

જો રાજા લોકો પોતે દેશી કપડાં ચીવટથી મંગાવી પહેરવા લાગે અને દેશી ચીજ વાપરવા લાગે તો આસપાસના હજુરીઆઓ તો હોય જ પરંતુ તે રાજ્યના તમામ ન્હાના મ્હોટા નોકરો પણ (જુદો મત ધરાવનારા ભલે કહે પરંતુ દુનિઆમાંથી હજુ ખુશામતીઆની સંખ્યા ઓછી થઈ નથી) એમ કરવા લાગશે, અને થોડા વખતમાં તે રાજ્યની તમામ વસ્તી પણ એ જ રસ્તે ચાલશે એ સ્હેજ સમજી શકાય તેવું છે.

*'યથા રાજા તથા પ્રજા'* એ જો કોઈ અર્થમાં સર્વાંશે ખરેખરૂં જ વાક્ય હોય તો ખોરાક પોશાકમાં તે પૂરેપૂરૂં સત્ય બતાવી આપે છે. તે પ્રમાણે થતું આપણે જોઇએ છીએ અને તે જ થતું અટકશે એમ માનવા કારણ નથી. કહેવાની ભાગ્યે જ જરૂર છે કે પ્રથમ અહીં સહુ ધોતીયાં પહેરતા ઓઢતા. પછી મુસલમાની રાજ્ય થતાં ચોરણા, પછેડી, ઝુરડી, બંડીઓ વિગેરે સહુ પહેરતા થયા; અને હાલ શર્ટ, કોટ, બુટ, પાટલુન, ટોપી એ સર્વમાન્ય થયાં છે. ખાવા પીવાનું પણ તેમ જ. મુસલમાનો આવ્યા પહેલાં જેમને મદ્યમાંસ ખપતાં તેમણે પણ તે મૂકી દીધેલ. મુસલમાનો આવ્યા પછી માંસની પાછી શરૂઆત થઇ, અને હાલ દારૂ પણ દીલગિરી ઉપજે તેટલો ઘણી જગોએ હમેશનું પેય થઇ પડેલ છે. આવા વિચારો તેમના મન ઉપર ઠસાવવા એ સમય સમજી શકે એવા કારભારીઓ, ઉંચી પ્રતિના હજુરીઓ (પ્રાઇવ્હેટ સેક્રેટરીઓ) તથા ધર્મગુરૂઓનુ કામ છે. અને હાલના રાજાઓમાંના કેટલાએકને માટે તે વખત ગયો હોય તો પણ બાકીનાને માટે તેમ થઇ શકે; અને સહુથી પહેલી જરૂરીઆત રાજકુમાર કોલેજના પ્રોફેસરો, શિક્ષકો, ખાનગી ટ્યુટરો, અને મુસાહેબોએ આ વાત ગળે બાંધવાની છે. જો આ લોકો આ સંબંધમાં કંઇ કરવા ધારે તો ધારે તે કરી શકે તેમ છે એમ મનુષ્યપ્રકૃતિ જોતાં સમજાય તેવું છે. જે શિખામણ દેવી તે જો ઉગે તેમ કરવું હોય તો શિખામણ દેવાવાળાએ બિનકસુરે તે પ્રમાણે વર્તતા રહેવું જોઇએ. આ ધોરણની સારી અગર માઠી બીજા ઉપર અસર થાય છે તેના કરતાં રાજા લોકો ઉપર તુરત થાય છે એમ ઘણાના જોવામાં આવ્યું હશે.

રાજાઓ ઘણું કરી શકે તો મ્હોટા પૈસાદાર કુટુંબીઓ તેથી ઓછું પણ જોઈ શકાય તેવું પરિણામ જો તેઓ ધારે તો લાવી શકે, અને છેવટ એક સાધારણ ગૃહસ્થથી પણ પોતે આ ધોરણે વર્તી એકાદ પડોશીને જ પોતાના મતનો કરી શકે, અને તેમ પણ નહિં તો છેવટ પોતે જેટલે માસ લે તેટલે દરજ્જે તો દેશનુ હિત કરી શકે જ. મતલબ હરકોઇ પોતપોતાનાં ગજા જોગ આ કામમાં મદદ કરી શકે તેમ છે.

બીજાઓ તરફથી મદદ આવતાં વાર લાગે તેને પહોંચાશે, જો ફક્ત પ્રીન્સીપાલો-પ્રોફેસરોથી માંડી વર્નાક્યુલર સ્કૂલના આસિસ્ટન્ટો તથા ખાનગી ટ્યુટરો સુધીનો શિક્ષક વર્ગ તથા લેખક તથા ભાષક વર્ગ આ વાત ગળે બાંધી કમર કસી કામ શરૂ કરી દે તો આમ મુખેથી પાંચ વર્ષે જ અમુક ફેરફાર દેખાશે અને ત્રીસ વર્ષે તો જમાનો બદલાતાંની

સાથે આ પણ સામાન્ય ધોરણ જેવું થઈ જશે. જો તેઓ ઢીલ દઈ મંડશે તો આમ થશે જ એવી મ્હારી ખાત્રી છે. નહિતર તો શેખશલ્લીના વિચાર જેવું થાય છે એ દેખીતું છે.

હિન્દુસ્તાનને બ્રાહ્મણોથી પીડાતો, રીબાતો, દોરવાતો દેશ કહેવામાં આવે છે, અને તે ખોટું નથી; પરંતુ બીજા દેશોની પણ આ જ સ્થિતિ છે અને હોવી જ જોઇએ. બીજી સ્થિતિ કલ્પી પણ શકાય નહિ. પરંતુ આંહી આ સંબંધમાં બ્રાહ્મણનો અર્થ ખરેખરો કરવો જોઇએ; અને તે એ કે જન્મથી બ્રાહ્મણ એવો નહિ પરંતુ જે વખતે બ્રાહ્મણ શબ્દ વપરાવા લાગ્યો તે વખતે તેનો જે અર્થ હતો તે અર્થ લેવો જોઇએ. સાવ શબ્દાર્થ મૂકી દઇએ તો "ભણેલા" "વિદ્વાન" એવો સામાન્ય શબ્દમાં તે શબ્દનો પર્યાય આપી શકાય. અને ભણેલા અને વિદ્વાન લોકો કયા દેશમાં આખી પ્રજાને નાક ઝાલીને દોરતા કે "જે અખે" કહેવરાવતા કે મદારીનાં પુતળાંની માફક નચાવતા નથી ? જાત ગમે તે હોય તો પણ બ્રાહ્મણનો ધંધો કરતા હોય તે આવા પ્રસંગ માટે બ્રાહ્મણ ગણાવો જોઇએ. મૂળ બ્રાહ્મણો શિક્ષકો તથા બોધકો હતા, તેઓ જ રાજદ્વારી લોકો હતા: તેઓ જ શોધ કરતા; અને તેઓ જ લડાઇની બાબત શીખેમાં સહુને રસ્તે ચડાવનાર હતા; પછી ભલે ક્યાંઇક લોકો તરી ગયા અને ક્યાંઇક ખાડામાં પડયા: પણ સર્વત્ર દોરનાર તો તેઓ જ હતા. અને આજ પણ અને અંહી પણ તેમ જ છે. જેટલે દરજ્જે આપણા રાજ્યકર્તાઓએ બ્રાહ્મણોનો પાઠ ભજવ્યો અને ભજવે છે તેટલે દરજ્જે તેઓ હજી પણ આપણને સહુને વગરજાણ્યે દોરે છે. અને તે શિવાય બીજા દોરનારા રહ્યા તે હાલના જમાના પ્રમાણે ભણેલા તથા બીજી રીતે કેળવાએલા છે તે જ છે.

ઉપરની સ્થિતિએ જોતાં પણ ન્હાનો મ્હોટો શિક્ષક વર્ગ, પોલિટિકલ સોશ્યલ ધર્મ સંબંધી વક્તાઓ, કથાકારો, કવિઓ, નાટકકારો, એડીટરો અને સબએડીટરો અને સર્વ પ્રકારના બીજા લેખકો; આ આપણા બ્રાહ્મણો છે. અને તે ધારે તે કરી શકે તેમ હજુ પણ છે. આપણા આગલા દાખલાઓ, યુરોપના જેસવીટો વિગેરેને બધાને એક તરફ રાખીએ તો પણ એક જ સંસ્થાનના સ્થાપનાર તથા તેમાં કામ કરનાર પૂનાની ફર્ગ્યુસન કૉલેજવાળા એકલે હાથે કેટલું કરી શક્યા છે એ જ દાખલો બસ થવો જોઇએ.

દેશની દાઝની લાગણી ઉત્પન્ન કરી કાયમ રાખવી હોય તો અમોઘ હથિઆર તરીકે ગદ્યનાં ભાષણો કે લેખો નથી; કે લખનારા પોતે જેનો અર્થ વખતે ભૂલી જાય એવી, કે વખતે જેનો અર્થ પોતે જ ન સમજ્યા હોય એવી, કે બીજાઓ કેમ ન સમજે એવા જ જાણે આશયથી લખાએલી હોય તેવી, કવિતા પણ નથી; પરંતુ વારાફરતી નવા ગંઠાવેલા હન્ટરનું કામ કરે તેવી, તથા બચ્ચાંને શાબાશી આપનાર કોમળ (કઠોર હોય તો પણ કોમળ થઈ જાય છે) માયાળુ હાથ—જે હાથ ઉપરથી જ વગર જોયે તે હાથવાળાની આંખો જુદા જ તેજથી પ્રકાશી રહી છે એમ બચ્ચું પણ સમજી શકે એવા—હાથનું કામ કરવાવાળી, અને સહુથી સાંભળતાં વેંત જ સમજી શકાય તથા તુરત જ હૃદયમાં કોતરાઈ જાય તેવી શૈલીથી બનાવાએલી, ઠેરઠેર ગવાતી, કવિતા છે. પોતામાં કવિત્વશક્તિ છે એમ ધારતા હોય તેમણે તે તરફ હાથ અજમાવવો જોઇએ.

આ વિષય હાલ આટલેથી જ, લખાણભયથી, બંધ રાખવો પડે છે. તે સંબંધમાં જે વિશેષ કહેવાનું હશે તે તથા આના પ્રદર્શનોની અસર આ દેશ ઉપર તેની હાલની સ્થિતિમાં કેવી વિપરીત પ્રતિની થવાનો સંભવ મ્હને લાગે છે તે હવે પછીના ભાગમાં આપવા વિચાર છે.

શંકરપ્રસાદ નવલશંકર ધોળકીઆ.

---

## ઉદ્બોધન*

જાગો જાગો ભારત માતા !
ચરણ તલે તવ અભિનવ ઉત્સવ
કરીશુ, રચીશુ નવગીત

અગણિત જનની ધાત્રિ,
અવર્ણ્યમહિમા, અશેષગરિમા,
અનન્ત સંપદ દાત્રિ !

મંગલયુત તુજ કીર્તિ
તવ ગુણગૌરવ તવ યશસૌરભ-
વ્યાપ્ત વિશાલ પૃથ્વી

નવ જગત ઇતિહાસે,
અકિંચિત્ તુ મા ! અગણ્યમહિમા,
વિસ્મૃત દેશ વિદેશે

જાગો જાગો ભારત માતા !
ચરણ તલે તવ રોદન ઉત્સવ
કરીશું, રચીશુ નવગીત §

નરહરિ દ્વારકાદાસ.

---

* કલ્યાણના લયમાં ગાઈ શકાશે

§ સુકવિ વિજય ચન્દ્ર મઝમદારના એક બંગાળી ગીત ઉપરથી

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે.)

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ: નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ ખર્ચ ॥ આના ચાર મોકલવા કૃપા કરવી.

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)
છૂટક નકલના રૂ. ૦-૪-૦ „

મળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
વસન્ત ઑફિસ—અમદાવાદ

---



---



---

Reg. No. B. 463

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૪, અંક ૪. [ માસિક ] વૈશાખ, સંવત્ ૧૯૬૧.

## રસસુન્દરી અને તત્ત્વાનન્દ સ્વામી.

( અનુસન્ધાન પૃ૦ ૫૮ થી. )

### ૨. ઐરાવત-અંજન.

રસ૦—×" ધારી સેની સમાધિ, યતિ, એ ઘડી જો !
" હવે નાખું છું શક્તિ એ અમોવડી જો ! ધારી૦ ૧

" ઇડા પિંગલા એ પાસ વહે જંગમા જો !
" મધ્યે દેવી ભુજંગી સુતી તોરમા જો ! ધારી૦ ૨

" ઇડા દેખી સે પુરાતની હરિદ્વારમાં જો,
" ભરતવર્ષમા એ પિંગલા પ્રદીપ્ત આ જો ! ધારી૦ ૩

' મહાનીનિધિમધ્ય સુષુમ્ણાસમો જો,
" ફટાટોપ જેનો કંટકોના કારમો જો ! ધારી૦ ૪

દેખાડે નભનું ભણિત,
ઋતુ ઋતુનું શાસ્ત્ર રચાવે,
નવી યાન્ત્રિકબુદ્ધિ આપે,

આ ઐહિક વિભૂતિ ઘણી ઘણી નદીમાત લોકમાં ભરતી,
એ ઉષ્ણપવનના વાસી લોકપાળનું શીતળ ઉર કરતી. ૧૨

રસસુન્દરી નદીમાં તરતી,
તરણિ વણ પટપર સરતી,
નિજ હસ્ત ઉશીકે ધરતી,
મૃદુ મીન સમા પગ કરતી,
અંગુલિદલ સૂક્ષ્મ નચવતી,
જળપર કચભાર તરાતી,

શુક્લપક્ષની રાત્રિરાણી તે રમતી કાલઘટનાને,
નભગંગામાં ચંદ્રકળામય મર્મો જતી ઉડુગણ માંહે. ૧૩

એ બાળાના અંગઅંગથી પ્રકટ્યા ભૂપતિવંશ,
પ્રથમ પિતામહ રવિથી જેવા ગ્રહઉપગ્રહના અંશ. ૧૪

એ બાળાનાં જ્ઞાનેન્દ્રિયથી પ્રથમ અવતર્યા પાંચ
રાજવંશ ઐન્દ્રિય નગરીમાં, આવી ન કોને આંચ. ૧૫

ઇન્દ્રિય એક તણા જ પ્રબોધથી જાગી, એક જ વંશ
શમી જાય, ત્યાં બોધ બીજાનો જગવે બીજો વંશ. ૧૬

કાળપ્રદીપ તણા એ અંશો, જાગે ને હોલાય,
" આજ " જાગી હોલાયા પણ નવ જાગે કોમ જ " કાલ. " ૧૭

પાંચ ઇન્દ્રિયો જાગી શમી ગઈ, પછી પાંચે ના ભોગ,
રૂપભોગ, રસભોગાદિકથી બન્યો વંશનો યોગ. ૧૮

રાજવંશ દશ વહી ગયા પછી રસસુન્દરીએ ખાસ
વીસ અંગુલિઓના નખમાંથી કર્યા પ્રકટ તત્કાલ. ૧૯

નખે નખે એ સુન્દરીને નવનવા ભૂપતિવંશ,
પ્રકટ થઈ થઈ ખરી પડતા મડ પામી ઉરના દંશ. ૨૦

રસસુન્દરી કલસોદરમાં ઉર્મી કરતી સામનું ગાન,
ચાર પાસની સૃષ્ટિમાં એ ચલવતી વાયુ ઉદાન. ૩૪

ઉદાન વાયુ સર્વ જગતને શિરે ભરાતાં આજ
પવન, તડિત, અગ્નિ સરખામાં નીકળે દુન્દુભિનાદ. ૩૫

રસસુન્દરીનો રસ જામે,
ત્યાં પવન દેવરૂપ ધારે;
ઘન મધ્ય ગર્જતો વજ્રી,
અગ્નિ પણ સુર-સેનાની
થઈ અન્ય દેવને જગવે,
ત્રિભુવનપણું ભુવને મચવે,
બધું વ્યોમ વાજું બની ગાતું,
નરનારી જગત થઇ જાતું;
યમ નરક વિનાને સ્વર્ગે,
મૃત જીવને લેતો ગર્વે:
પર્જન્ય દેવરૂપ પામે,
જીવ વનસ્પતિમાં લાવે;
ઘન-પૃશ્નિ ધેનુ જગ-શિરે,
ઉર્મી ભરતી જગતને ક્ષીરે.

ચમકી ચમકી નરનારી જુવે, "આમ શિર વ્યોમ કે શ્રુતિ
" પ્રકટી રહ્યાં આ કોણ? દિગન્તે કોની આ વિભૂતિ? ૩૭

" કોણ ગાઈ ચોપાસ રહ્યું આ અદ્ભુત મધુરું ગાન?"
ચળકતું ચમકતું ત્યાં આકાશે ચન્દ્ર સમું નવું નાવ! ૩૮

નાવ ન્હાનું પણ નભસાગરપર કાળ-તરંગો કાપે,
મીનસમાં સાગરતળનાં સત્ત્વ ચેતન ઝુલતાં આપે! ૩૯

લ્હેરીયાંની બાનથી રંગેલા નાવનું ઝાલી સુકાન,
કંઈક ચિત્તને પરવશ કરવા ગાતી કોમળ ગાન, ૪૦

એકલી બેઠી, એકલી ગાતી, લલિત કરતી ચાળા,
જોતી ન કોને, લીન સ્વ-રસમાં, રસસુન્દરી ત્યાં બાળા. ૪૧

એ બાળાને છાયા દેવા રવિને મેઘે છાયો,
એ બાળાને જોવા રવિ જૂ-નભ-સાંધે સંતાયો. ૪૨

એ બાળાને જોવા ગિરિશૃંગ વ્યોમતિલક સુધી ચ્હડતા,
એ બાળાને શીતળ કરવા અબ્ધિતરંગ ઉછળતા. ૪૩

એ બાળાનો સ્પર્શ જ કરવા પવન મન્દ પડી જાતો,
ચીરછિદ્રોમાં પેસી કોમળ અંગો પર સરી જાતો, ૪૪

એ બાળાને લઈ ઉત્સંગે નભ આલિંગન દેતું,
શબ્દગુણ એ એ બાળાને શ્રવણે કંઈ કંઈ કહેતું. ૪૫

એ બાળા કંઈ જોતી ન, જાણતી નહી, સ્વરસમાં લીન;
એના રસને પરવશ પડ્યું જગમાત્ર થઈ ગયું દીન. ૪૬

દીન થયેલાં, રસ-મદિરાથી ભૂતમાત્ર લચી રહેતાં,
રસસુન્દરીનો રસાનન્દ ઓપાસ દ્રવે, તે લેતાં. ૪૭

અંજન ગજપર રસ રેડતી એ નદીનીરમાં તરતી,
ઐરાવતને રસમય કરતી નભસાગરમાં સરતી;

ચલાવતી નાવ નિજ ન્હાની,
બની એ એની સુકાની. ૪૮

સરિતામાં સુતી બાળાના જડ શરીરથી સૃષ્ટિ વ્હેતી,
નભમાં સરતી બાળાનાં ઉર-મેધાથી પણ વ્હેતી. ૪૯.

સમૃદ્ધ શારીરક શક્તિથી અંજનગજને દેશે
પત્થર, માટી, ને રેતી પણ જીવતાં રમણીય વેશે. ૫૦

સમૃદ્ધ માનસ શક્તિથી ઐરાવત ગજને દેશે
સમર્થ ઋષિમુનિની બુદ્ધિઓ જીવની સુધામય વેશે. ૫૧

અંજન દેશે ચૈલ સંઘનાં સુતા પિતૃગણ પ્રેત,
દેવ વસ્યા મન્દિરોમાં, ને નૃપો થયા ચિત્રેશ. ૫૨

પિતૃલોક, દેવો, ને ભૂપો ઝગઝગ્યા આગીયા પેઠ,
રસસુન્દરીના નખથી ઉપજ્યા ખરી. પડ્યા નખ પેઠ. ૫૩

પણ ચૈત્યો, મન્દિરો ને કંઈ જંગમ ભંગુર પાત્ર,
દીર્ઘકાળના તરંગ પર તરી રહ્યાં બાળપી ગાત. ૫૩

યતિ-સભા ત્યાં ઉભા પિશાભિદ-તિતિક્ષુ ને તપમૂર્ત્ત,
ભંગુર સૃષ્ટિમાં મૃત્યુંજય, જડતામાં મન મૂર્ત! ૫૪

સવ્યાપસવ્ય જગમાં દૈવી સૃષ્ટિ આવી,
સ્ફાટિક મૂર્ત્તિ તરતી નદીં ફિર માંહીં,
આકાશમાં ચલવતી રમણીય નાવ,
બાળા સર્વ જગતમાં ભરતી જ ગાન. ૫૫

ગંભીર એ મધુરતા રસથી ભરાય,
દેખે ન હોય યતિનું ફિર ઉભરાય;
પ્રસ્વેદને ઝરતું પ્રાણ-યતિ-શરીર,
કમ્પે ધરાથીં મ્હડીં શિર સુધી શરીર! ૫૬

કોમળ કમળ-કરથીં લ્હોતી ત્યાં બાળા એ પ્રસ્વેદ,
મદન-વહ્નિથી તપ્ત રમણનો ભાસીં ઉતારતીં ખેદ. ૫૭

કમ્પદાન કરીં કરીં એ કરતી યતિ-કમ્પને શાંત,
મદન દમન પામે છે કે યતિ? જગત થાય એ ભ્રાંત! ૫૮

ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.



તા. ક.—ગયા અંકમાં આવેલા આ કાવ્યનો ભાગ મ્હોટે ભાગે ઈ. સ. ૧૮૮૯ માં રચાયો હતો. બાકીનો ભાગ આ વર્ષમાં રચાયલો તે સર્વ આ અંકમાં છપાઈ ગયો છે. કાવ્ય અપૂર્ણ છે, પણ પૂર્ણ કરવાનો વિચાર તરતમાં નથી. તન્ત્રીની સૂચનાથી તેમને વસંત માટે આપ્યું છે.

ગો. મા. ત્રિ.

# કળી.

-દ્રુતવિલમ્બિત-

ફૂળ થઈ પરિપક્વ લચી રહે,
તરુથી શું પડશે ભૂમિ ઉપરે!
યમ શું તે જ સમે નહિં આવશે?
ધરિ જ માન સ્વશક્તિ શું દાખશે? ૧

નહિં, નહીં;—પણ તે યમરાજ તો,
કળી તરુ તણી ડાળીથી તોડતો;
વળી પ્રફુલ્લિત પુષ્પ શું જોઇયે,
મધુર તે પણ ત્હાંથી ચુંટી લિયે. ૨

અહિં તહીં ફરિ તેહ તપાસતો,
ખરી પડે પણ એક જ પર્ણ તો—
નવ રખે ભૂમિ દિવ્ય મહીં જશે—
નવ રખે પ્રભુને કર પ્હોંચશે! ૩

અતિ વિશાળ મહા પ્રભુપ્રેમ તો,
સકળને, સમ તે ગણિ, ઇચ્છતો;
પરમ તે જ પિતાજ્ઞનિદેશથી,
અહીં જ આ કળી *શીતળ હસ્તથી,
મૂકી સુરક્ષિત છે લઇને યમે,
હૃદય તાત તણે;—નહિં, જો, રમે! ૪

અમર.

---

* ઉમેગ ઉપરથી.

# પશ્ચિમના સુધારાનો દાવો.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૦૩ થી. )

ઉપરના નિયમોમાં આપણે જોયું કે કિડ્ ચોક્કસ ધર્મમતના પાયા ઉપર રચાયલા સુધારાને એક શરીર માની તેવા ધર્મસમાજમાં શરીરના ધર્મો જુએ છે અને ઘટાવે છે. જો કિડ્નું આ દૃષ્ટિબિંદુ ખરૂં હોય તો એવો એક સામાન્ય નિયમ તરી આવે છે કે અમુક ધર્મમતમાંથી જન્મેલો ધર્મસમાજ જ્યાં સુધી તે મત તે ધર્મસમાજના શરીરનું પોષણ કરે છે ત્યાં સુધી વધે છે, ટકે છે, અને જ્યારે પોષણ બંધ થાય છે ત્યારે તે ધર્મ અને તે ધર્મસમાજ કોઈ બીજાની છાયામાં ડુબી જાય છે. ગ્રીસ અને રોમના સુધારાના ઇતિહાસ ઉપરથી તેણે એવું અનુમાન કાઢ્યું છે કે જ્યાં સુધી તે સુધારાઓમાં ધર્મવૃત્તિ સતેજ હતી ત્યાં સુધી તેઓ વધ્યા અને ટક્યા. ધર્મવૃત્તિ નબળી પડવાની સાથે તેની અવનતિ શરૂ થઈ; અને પરિણામે વ્યક્તિરૂપે એમનું અસ્તિત્વ અદૃશ્ય થયું. એક ઐતિહાસિક સત્ય તરીકે, આમાં આપણે બહુ વાંધો લેવા જેવું નથી. આ સુધારાઓ નબળા પડવાની સાથે ક્રિશ્ચયાનિટિનો પ્રચાર શરૂ થયો. અને તે સુધારો કિડ્ના મત પ્રમાણે એટલો સંગીન છે કે તે એક અથવા બીજા સ્વરૂપમાં આખા જગતને વશ કરશે. ક્રિશ્ચયન ધર્મનાં ઓગણીસેં વર્ષ દરમીયાન ક્રિશ્ચયન આચારવિચારમાં જે ફેરફારો થયા છે તે બધાંને તે સુધારાના જુદીજુદી કળાઓ જેવા માને છે, અને દેખીતા પરસ્પરવિરોધી આચારવિચારોનો એક લાંબા કાળના ઐતિહાસિક દર્શનથી સમન્વય કરે છે. પૂર્વના સુધારાઓનું મુખ્ય લક્ષણ લશ્કરી જીવન હતું. અને તેના ઉત્કર્ષ-અપકર્ષનો લશ્કરી જીવનની સામગ્રી ઉપર આધાર હતો. અને તે કાળની સંસ્થાઓ પણ તેને યોગ્ય રચાતી હતી. ક્રિશ્ચાનિટિએ એ સ્થિતિ ફેરવી. અહંતાનો ક્ષય કરી પરોપકારવૃત્તિને સબળ કરવાનો એ ધર્મનો ખાસ ઉદ્દેશ હતો. તેણે સામાજિક વૃત્તિ વધારેને વધારે કુશળ કરી, અને તેનું લાંબું જીવન અને વધારે લાંબું ભવિષ્ય તેને જ ટકીને રહે છે.

એક બીજું એ પણ જોયું હશે કે કિડ્ ધર્મને શ્રદ્ધાશ્રયી માને છે. જે ધર્મમાં અતીન્દ્રિય વિચારોનું બળ વધારે છે, જેના જુદા જુદા આચારોની અનુકૂળતા બુદ્ધિસંમત હો વા ન હો પણ અદૃશ્ય ફળને અવલંબે છે, તે ધર્મમાં કિડ્ હમેશાં વધારે બળ વધારે તેજ—એક શબ્દમાં વધારે સંસ્થાપક તત્ત્વનો સદ્ભાવ—જુએ છે. આ શ્રદ્ધાવલંબી આચારોનો ઉદ્દેશ કિડ્ના મત પ્રમાણે વ્યક્તિના સ્વાર્થને સમાજના સ્વાર્થમાં ડુબાવવાનો જ હોય છે. જંગલી પ્રાણીઓથી તે બુદ્ધિવૈભવની પરાકાષ્ઠાએ પહોંચેલા મનુષ્યો સુધી સદાચારનાં અમુક અમુક સાધારણ ધોરણો હોય છે. ઉંચા જનસમાજો તે ધોરણોને કાયદા કે નીતિનાં ધોરણો તરીકે સ્વીકારે છે, અને જંગલી પ્રજાઓમાં તે રીવાજ રૂપે રહે છે. આવા રીવાજોદ્વારા જ મનુષ્યસમાજની ઉત્ક્રાન્તિ થઈ છે એમ હુબર્ટ સ્પેન્સર બતાવે છે. ઉંચા સમાજોમાં કાયદા અને નીતિ તરીકે સદાચારનો અમલ થાય છે, ત્યારે જંગલી પ્રજાઓમાં અદૃષ્ટ ફલથી થાય છે. ઇશ્વરનો વિચાર ન હોવાથી

તેથી પ્રજાઓમાં ધર્મ નથી એ કહેવું ધર્મશબ્દના એક આંતર લક્ષણથી ખરૂં હો; પણ નહિસુધરેલી પ્રાચીન પ્રજાઓમાં તો સામાજિક અર્થ ( significance ) વાળાં કાર્યોનાં અનુષ્ઠાન માટે અદષ્ટનો હેતુ દેખાતો હોય તો તેટલાથી તેઓમાં ધર્મ છે એમ માનવું જોઇએ. સમાજવિદ્યામાં સામાજિક અર્થનાં કાર્યોને માટે અદષ્ટ હેતુનું અસ્તિત્વ એ ધર્મના લક્ષણને માટે બસ છે. સામાજિક અર્થવાળાં કાર્યો અને તેને માટે અદષ્ટ ફળનો હેતુ–એ બે વસ્તુ દુનીઆની જંગલીમાં જંગલી પ્રજાથી માંડીને તે ઉંચામાં ઉંચી પ્રજા સુધી એક સરખી રીતે જોવામાં આવે છે. આનું નામ ધર્મ અને બધી પ્રજાઓના ધર્મોમાં આ સ્થિતિ જોવામાં આવે છે. માટે ધર્મનું આ લક્ષણ સમાજવિદ્યાને સંમત છે. ધર્મમાં ઇશ્વર સંબંધી વિચાર ઇશ્વર અને મનુષ્યના સંબંધનો વિચાર વિગેરે બાબતો ધર્મવિદ્યાનો ( Theology ) વિષય છે. સમાજવિદ્યાને માટે તો સમાજ અને વ્યક્તિનો સંબંધ જ તપાસવાનો છે. અને મનુષ્યકર્તવ્યને સહાય કરે એવો સંબંધ 'ધર્મ'માંથી ઉત્પન્ન થાય છે.

આ બે કિડ્ના સિદ્ધાન્તના સ્તંભો છે તેમાં સ્થિર થયા પછી હવે આપણે કિડ્ની તર્કમાલા આગળ ચલાવીએ. ક્રિશ્ચયન ધર્મ ઉત્પન્ન થયો તે વખતે રોમન સુધારો પૂર જોસમાં હતો પણ વધતો બંધ થયો હતો અને જનસમાજ છિન્નભિન્ન થતો હતો. કિડ કહે છે કે સીઝરના વખતથી જ જૂના ધર્મો, અને મનુષ્યસમાજની જે ધોરણો ઉપર રચના થઇ હતી તે ધોરણો નષ્ટ થયાં હતાં. તે પછીના રાજાધિરાજોના જૂનાં ધોરણો અને આચારોને સજીવન કરવાના યત્નો નિષ્ફળ થયા હતા. પણ ક્રિશ્ચયન ધર્મના પ્રચારની સાથે એકદમ ફેરફાર થયો, અને મનુષ્યજીવનના હેતુઓ જ જાણે ફરવાઇ ગયા હોય એમ જણાયું. ક્રિશ્ચાનિટિએ સ્વદેશભક્તિના જેવું જ તેજદાર સમાજભક્તિનું નવુંન ઉત્પન્ન કર્યું. તેથી જનસમાજમાં એ નવું બળ ઉમેરાયું. અને નવાં ધોરણો ઉપર એક નવો સુધારો અનેક વિરુદ્ધ દેખાતા પ્રસંગોમાંથી, અને તે જ પ્રસંગોદ્વારા વિજય સાથે, પોતાનો માર્ગ આગળ કરતો ચાલ્યો. આવી રીતે જન્મેલો, વિજયથી આગળ આવતો, કોઈ એક પ્રજા અથવા દેશથી અનવચ્છિન્ન અને ક્રિશ્ચયન ધર્મનાં મહાન્ તત્ત્વો ઉપર રચાયલો સુધારો તે પશ્ચિમનો સુધારો. અને તેને માટે આ લેખના આરંભમાં વખતો વખત જણાવેલું આપણને ચાનક આપનારૂં ભવિષ્ય.

## પશ્ચિમના સુધારાના તત્ત્વભૂત સિદ્ધાન્તો.

આ સુધારો શરૂ થયા પછી થયેલા મોટા ફેરફારોમાં વ્યક્તિનાં કર્તવ્યોમાં વધારો અને કુટુંબને બદલે વ્યક્તિને ઉદ્દેશ્ય ગણી કાયદા તથા નીતિમીમાંસાની યોજના એ મુખ્ય ફેરફાર છે. અત્યારે દરેક વ્યક્તિને પોતે કંઈક હિસાબમાં છે એમ માનવાને કારણ છે, અને જીવનયાત્રામાં અમુક પ્રકારનો વિજય મેળવવા દરેક ઉત્સુક છે. આ અંશમાં ચાલતા સુધારાની પૂર્વના સુધારાઓની અપેક્ષાએ વિશેષતા છે. ચાલતા વૈશ્યયુગમાં આપણા સમાજનો દરેક વર્ગ અને તે વર્ગની દરેક વ્યક્તિ ગુંથાયલી છે. પહેલાં ( ક્ષાત્ર યુગમાં ) જ્યારે લશ્કરી સમાજ હતો ત્યારે એક અથવા વધારે વર્ગો મુખ્ય ગણાતા, અને બાકીના તમામ

વર્ગો તેના તાબામાં રહેતા. અત્યારે વ્યાપાર-ઉદ્યોગના યુગમાં રાજાથી રંક સુધી તમામ સમાન છેઃ સહુ પોતપોતાના હક્ક સમજે છે, અને આગળ કરે છે, સહુને પોતાનું વ્યક્તિ-સ્વાતંત્ર્ય સંપાદન કરવામાં સાચવી રાખવામાં સરખો રસ છે. રોમન સુધારાને ડુબાવી ક્રિશ્ચન સુધારો બહાર નીકળ્યો ત્યારે તે નવા સુધારામાં આટલું બધું બળ હશે એવું કોઈના-તે વખતના મોટા તત્ત્વચિંતકોના પણ કળવામાં આવ્યું નહતું. ક્રિશ્ચાનિટિના આરંભમાં સર્વત્ર પ્રસરેલો સંસારત્યાગનો ઉપદ્રવ ( Epidemic of Asceticism ) પણ નવા અવતરેલા અતીન્દ્રિય બળની અને આત્મસંયમના પ્રધાનપણાની જ સાક્ષી પુરે છે. આ અતીન્દ્રિય બળની વૃદ્ધિની સાથે ક્રિશ્ચન ધર્મની સંસ્થાઓ સ્થપાતી જાય છે. અને તેમાં (૧) મનુષ્યબુદ્ધિ તે અપ્રત્યક્ષ બળને ઇચ્છાપૂર્વક અધીન થાય છે અને (૨) દરેક પ્રકારનો સ્વતંત્ર નિર્ણય નાશ પામે છે. આનું સહજ પરિણામ એ આવે છે કે અદૃશ્ય ભાવનાના બળવાન પ્રવાહથી બુદ્ધિની સર્વ હીલચાલો નબળી પડે છે.

કિડ્ કહે છે કે બારમા સૈકા સુધી બુદ્ધિના અદર્શનની દિશામાં જ પશ્ચિમના સુધારાની પ્રવૃત્તિ છે. અને ધાર્મિક સત્તાને તદ્દન વશ રહેવું, બુદ્ધિ બહારના વિચારોમાં પૂર્ણ શ્રદ્ધા રાખવી, અને એમાં શંકા રાખવી કે ગફલત કરવી એમાં ગુન્હો માનવો, એ એ જમાનાની મુખ્ય માનસિક સ્થિતિ હોય એમ આપણુ જોઇએ છીએ. આ વસ્તુસ્થિતિ એટલે સુધી પહોંચે છે કે પૂર્વના સુધારાના બુદ્ધિવૈભવનાં તમામ પરાક્રમો જાણે હતાંજ નહિ એવી સ્થિતિ થાય છે. નવો યુગ પૂર્વના સુધારાથી કેવળ છુટો પડી જાય છે, અને પછી નવો સુધારો પોતાનું પરાક્રમ બતાવવા સમર્થ થાય છે.

સમાજના ઉત્કર્ષ માટે જરૂરનું અતીન્દ્રિયતત્ત્વ આટલા કાળ સુધીમાં પ્રકટ થયું, ખીલ્યું, જામ્યું. તેણે મનુષ્યબુદ્ધિનો પરાભવ કર્યો, અને દરેક વર્તનમાં, દરેક સંસ્થાઓમાં પારલૌકિક ભાવનું સામ્રાજ્ય સ્થાપ્યું. મનુષ્યમાત્રનું મન વર્તમાનને બાજુ ઉપર મૂકી ઔર્ધ્વદૈહિક વિચારોમાં ગુંથાયું. આ પારલૌકિકતાએ વ્યક્તિના સ્વાર્થની ભાવના સમાજના સ્વાર્થની ભાવનામાં ડુબાવી દીધી. સમાજનું હિત સાધવાની ક્રિશ્ચન સુધારાની ચઢતા દરજ્જાની કુશળતા આ પારલૌકિક જીવનની પરાકાષ્ઠામાંથી ઉત્પન્ન થઈ છે.

કિડ્‌ના મત પ્રમાણે સામાજિક જીવનનાં બે અંગોમાંના એક અંગનું આ પ્રમાણે સંસ્થાપન થયા પછી બીજા અંગની સિદ્ધિના પ્રયત્નોની શરૂઆત થઈ. પહેલા કાળમાં વ્યક્તિ સમાજને અધીન થઈ. બીજામાં વ્યક્તિ-વ્યક્તિની હરીફાઈ સિદ્ધ થવા સારૂ વ્યક્તિ પાછી તરી આવવા માંડી. રોમન સુધારો એક વિજયી કોમના સામ્રાજ્યમાં પરિણામ પામ્યો, અને પછી નષ્ટ થયો. સાર્વત્રિક વિજય રૂપી પરાક્રમની ભાવના નવા સુધારામાં પણ જીવતી રહી હોય એમ જણાય છે. નેપોલીયનના વખતમાં આખા જગતના સામ્રાજ્યની ભાવના સર્વને સ્વાભાવિક રીતે જ જાણે વાજબી લાગતી હતી. લડી શકે તેવી અમુક જ્ઞાતિઓના ધણીપણા નીચે બાકીની સર્વ જાતો પાછલા સુધારામાં ગુલામ જેવી હતી. ગ્રીક સમાજમાં જ્ઞાતિના જેવું બંધારણ હતું. જ્ઞાતિમાં સમભાવ, પણ એક બીજી જ્ઞાતિઓમાં મારામારી એ ગ્રીક સમાજના બંધારણનું લક્ષણ હતું. કેટલેક ઠેકાણે અમીર

ઉમરાવોના હાથમાં સત્તાનો જમાવ, તો કેટલેક ઠેકાણે લોક સભાઓના હાથમાં; પણ એ બધામાં સર્વસાધારણ જીવન લશ્કરી પ્રકારનું હતું. ગુલામગિરી મશહુર હતી અને નીતિના વિચારો સાંકડા અને અહંતાપ્રધાન હતા. ગ્રીક લોકોએ માનવ જાતિની એકતાનો વિચાર ગ્રહણ કર્યો જ ન હતો. રોમન સમાજમાં પણ ગુલામોનાં રોળેરોળાં, લશ્કરી જીવનનું પ્રાધાન્ય, અને નબળા લોકો પાસે મજુરી કરાવી પોતાનો સ્વાર્થ સાધવાની રીત આ તે સુધારાનું લાક્ષણિક જીવનતંત્ર હતું. લશ્કરી જીવનનું માન અને વેપાર વણજનો અનાદર અને અભાવ એ એક વાકયમાં સુધારાનું ખાસ લક્ષણ હતું. આમાં એક રાજ્ય કરનાર જાતિ આબાદ થતી. બાકીની પ્રજા તેમનો સ્વાર્થ સાધતી અને તેમની આબાદીના સાધન રૂપે રહી મનથી હૃદયથી કે શરીરથી ઊંચી આવવા પામતી જ નહિ.

ચાલતા સુધારામાં આથી વિરુદ્ધ જ વસ્તુસ્થિતિ છે. એકવાર સમાજભાવના પ્રધાન થઈ. તે સમાજભાવનામાંથી પણ વ્યક્તિને ઉંચી લાવવાનું દુર્ઘટ કામ આ સુધારાએ કર્યું. અને સમાજનું હિત વ્યક્તિના ઉત્કર્ષ દ્વારાજ સધાયું. વ્યક્તિ અને જાતિ વચ્ચે વ્યક્તિની ફતેહ થઈ, અને પહેલાં જ્યાં માણસનાં હકો અને કર્તવ્યો જન્મથી નિર્ણીત જ હતાં, તે સ્થિતિ ફરીને, મનુષ્યની સ્વેચ્છાથી જ તે નિર્ણીત થવા માંડયાં. આથી લશ્કરી સમાજના જીવનતંત્રનો વિનાશ થયો. રાજ્યમાં અને સમાજમાં લોકસમૂહને હકો મળવા લાગ્યા. અને અમીર ઉમરાવોએ જાણે - જાણી જોઇને જ પોતાની સત્તા જનમંડળના હાથમાં મૂકી.

પૃથ્વીતલ ઉપરથી ગુલામગિરીનો વિનાશ એ આ સુધારાનું મગરૂર થવા જેવું પરાક્રમ છે. અને ફિર્ કહે છે કે વર્તમાન અને ભવિષ્યમાં કરોડો રૂપીયાનો ભોગ આપી આ સ્થિતિ સંપાદન કરનાર 'સુધારો' મનુષ્યની સ્વાભાવિક સમાનતા સ્વતંત્રતા તથા ભ્રાતૃભાવના ધર્મોપદિષ્ટ સિદ્ધાન્તથી જ દોરવાયો છે. અત્યારનો જનસમાજ 'સરખા હક અને સરખી તક' ના ઉદાર સિદ્ધાન્ત ઉપર બંધાયલો છે. પહેલાંની પેઠે હવે 'નબળાની મજુરી અને સબળાનો લાભ' એ જીવનતંત્ર નથી. અને સહુ પોતપોતાની મરજીથી જીવનયાત્રામાં જોડાઈ પોતપોતાનો ઉત્કર્ષ સાધવા પોતાનાથી બને તેટલો પ્રયત્ન કરે છે. અને આ વસ્તુસ્થિતિએ માનવ જાતિના ઉત્કર્ષને માટે શ્રેષ્ઠ પ્રસંગ આણ્યો છે.

આ શ્રેષ્ઠ ઉત્કર્ષપ્રસંગ સંપાદન કરવાનું માન ક્રિશ્ચયાનિટિના 'પ્રેમ, ઔદાર્ય, અને પરોપકાર' ના સિદ્ધાન્તને ઘટે છે. પહેલેથી જ આ સુધારાની એ પરમભાવના હતી, અને હજી સુધી તે ભાવનાજ આ સુધારાનું પોષણ કરે છે. પરોપકાર એ સહુથી વધારે આગળ પડતું લક્ષણ છે. પરોપકારવૃત્તિ પહેલાં પણ નહતી એમ કહેવાનું તાત્પર્ય નથી. પણ ગ્રીક અને રોમન સુધારામાં એ વૃત્તિ વધારેમાં વધારે સ્વદેશભક્તિ અથવા સ્વરાષ્ટ્રભક્તિ સુધી પહોંચી હતી. આ સુધારામાં એ વૃત્તિ દેશ કાલ જાતિ કુલ ઇત્યાદિ મર્યાદાઓથી સંકુચિત નથી. પૂર્વના અર્થની સ્વદેશભક્તિ દિવસે દિવસે નબળી પડતી જાય છે એ આ વસ્તુસ્થિતિનો પુરાવો છે. એટલું જ નહિ પણ હાલની માનવજાતિનું ભલું કરવાની લાગણી ધરાવનારી અનેક સભાઓ, મનુષ્યજાતિ ઉપર ગમે તે પ્રકારના પડતા દુઃખથી બીજી સર્વે

પ્રજાઓના મત ઉપર થતી અસર, સ્વાર્થવૃત્તિ ઉપર વધતો જતો અનાદર, ભૂખમરાથી મરણ નીપજે તેમાં સમાજની જવાબદારીની સમજણ, પરની માનસિક અને નૈતિક અવનતિને માટે પણ થતી લાગણી, જીવતાં પ્રાણીઓને ઔષધના ઉપયોગ સારૂ મારી નાંખવાની રીત વિરુદ્ધની સભાઓ, માંસાહારનો નિષેધ, એ અને એવી એવી બીજી અનેક સંસ્થાઓ, અને તેની પાછળ ખરચાતી અસાધારણ રકમો એ પણ આ 'સુધારાની' પરોપકારવૃત્તિની પ્રધાનતાનો અપૂર્વ અને અચૂક પુરાવો છે. ગુલામગિરીનું લશ્કરી તંત્ર નષ્ટ થયું, સર્વને સમાનતા અને સ્વતંત્રતાના સહજ હકની બક્ષીસ મળી, અને આજના ઉદ્યોગયુગમાં લક્ષ્મી અને મંજુરી વચ્ચેના વિગ્રહોમાં મજુરોને વધારેને વધારે સગવડ કરી આપવામાં આવે છે.—આ બધી બાબતો આ 'સુધારા'નો પાયો પરોપકારવૃત્તિ જ છે એમ સ્પષ્ટ રીતે બતાવી આપે છે. આજ ગમે તે જાતિમાં ઉત્પન્ન થયેલો માણસ ઉંચામાં ઉંચી સ્થિતિએ પહોંચી શકે છે, અને સત્તાધીશ વર્ગો નીચેના વર્ગોને પોતાની સામે ટક્કર ઝીલવાને વધારે શક્તિવાન કરવા સારૂ જ જાણે કેળવણી આપતા હોય એવો દેખાવ નજરે પડે છે. આ બધાનું પ્રયોજક તત્ત્વ બુદ્ધિમાં નથી પણ ક્રિશ્ચયન સુધારાના તત્ત્વભૂત સિદ્ધાન્તોમાં,—એટલે પ્રેમ ઔદાર્ય અને પરોપકારમાં, મનુષ્યમાત્રની આહજિક સમાનતામાં, અને પરલોકશ્રદ્ધામાં છે.

## પ્રાચીન ગ્રીક, અર્વાચીન હિંદુ, અને ટયુટોનિક લોકોનો મુકાબલો.

પશ્ચિમની પ્રજાઓનું મોટામાં મોટું પરાક્રમ મનુષ્ય માત્રની સમાનતા અને સ્વતંત્રતાના સિદ્ધાન્તનો ઉદ્ભવ મનાય છે. સામાન્ય ઇતિહાસ આ સિદ્ધાન્તને ફ્રેન્ચ રેવોલ્યુશનમાંથી જન્મેલો માને છે, ત્યારે કિડ્ લાંબા ઐતિહાસિક દર્શનથી ક્રિશ્ચયન સુધારાની સાથે જ એને જોડે છે. આ દર્શનની વાસ્તવિકતા તપાસવાનો અત્યારે આપણો હેતુ નથી; અને આટલે અંશે તો આપણે નિર્વિવાદ કબુલ કરીએ કે એ સિદ્ધાન્તો પ્રમાણે સમાજની રાજ્યતંત્રની રચનાના મ્હોટા દેશોને ઉદ્દેશીને અને મોટા પાયા ઉપર કરવાના પ્રસંગો હમણાંની તે તરફની પ્રજાએ જ કર્યા છે. અને કિડ્ ખરૂં કહે છે કે ગ્રીક અને રોમન પ્રજાઓમાં ગુલામો જ્યારે સર્વત્ર વ્યાપી રહ્યા હતા, ત્યારે અત્યારની પશ્ચિમના સુધારાવાળી પ્રજાઓમાં ગુલામનું નામ નથી એટલું જ નહિ પણ ગરીબ તવંગર સમાનતાના હકો ભોગવે છે. આમાં કિડ્‌ને સમાજવિધાના તત્ત્વનો પુરાવો માલુમ પડે છે. તેનો એવો સિદ્ધાન્ત છે કે મનુષ્યનો ઉત્કર્ષ બુદ્ધિવૈભવની દિશામાં નથી થતો પણ સામાજિક જીવન ગાળવાની શક્તિમાં, હૃદયબળમાં, ધર્મમાં, થાય છે: અને દલીલ કરે છે કે ગ્રીક સમુદાયનો બુદ્ધિવૈભવ બહુ ઉંચી કોટિએ પહોંચ્યો હતો એ ખરી વાત છે અને હજી સુધી સર હેન્રી મેઇન કહે છે તે પ્રમાણે તે બુદ્ધિવૈભવનાં શુભ ફળોનો આપણે ઉપભોગ કરીએ છીએ. પરંતુ તે મહાન્ અસાધારણ બુદ્ધિવૈભવે તે સુધારાને અદૃશ્ય થતો અટકાવ્યો નથી. માનવ સમાજનો ઉત્કર્ષ સામાજિક જીવનની યોગ્યતાની દિશામાં જ થાય છે, અને તેમાં સમાજનો બુદ્ધિવૈભવ પણ પ્રકાશ પામે છે એ ખરૂં છે, પણ તે આગન્તુક—બીજા દરજ્જાનો છે, અને સામાજિક જીવનની યોગ્યતા કુશળતા એજ મનુષ્યોત્કર્ષની ખરી

દિશા છે. કિડ્ના મત પ્રમાણે કોઈ ચોકસ મનુષ્યસમુદાયનું સંસ્થાપનબળ એના બુદ્ધિવૈભવમાં સમાયલું નથી પણ એના હૃદયવૈભવમાં, સ્વભાવવૈભવમાં જ છે. અને પોતે અત્યારના રૂસો-જપાનિસ યુદ્ધના બનાવોનું જાણે ભવિષ્ય ભાખતો હોય તેમ કહે છે કે જે પ્રજાઓને આપણે અત્યારે હલકી ગણીએ છીએ તે પ્રજાઓ પણ બુદ્ધિવૈભવ ખીલવવાનાં સાધનો હાથમાં આવ્યાથી પશ્ચિમની પ્રજાઓની સાથે સરખાઇ ભોગવશે અને એવો પણ વખત કદાપિ આવે કે જીવનની હરીફાઇમાં પશ્ચિમની કોમોની વિરુદ્ધ બુદ્ધિથી પ્રાપ્ત કરેલાં બધાં સાધનો જગતની હરકોઈ પ્રજા ફતેહની સાથે વાપરી શકે. વળી આગળ વધીને કહે છે કે બુદ્ધિવૈભવ જ જો કોઇ પ્રજાની શ્રેષ્ઠતાનું લક્ષણ હોય તો આફ્રિકાની પ્રજાઓ ઈંગ્રેજ પ્રજાથી બહુ ઉતરતી નથી. ગાલ્ટન કેટલીક પ્રજાઓના બુદ્ધિબળની સંગીન રીતે પરીક્ષા કરી એવા સિદ્ધાન્ત ઉપર આવ્યો છે કે ગ્રીક લોકોની પ્રજાની બુદ્ધિવૈભવના પ્રમાણમાં ઈંગ્લંડની પ્રજાનો બુદ્ધિવૈભવ જેટલો કમ છે તેથી વધારે ન્યૂન આફ્રિકાની પ્રજાનો બુદ્ધિવૈભવ ઈંગ્લંડની પ્રજાની બુદ્ધિવૈભવના પ્રમાણમાં નથી. અને એક ઠેકાણે કિડ્ ઇગ્લંડ અને હિંદુસ્તાનની પ્રજાઓના બુદ્ધિવૈભવનો મુકાબલો કરતાં જણાવે છે કે જ્યારથી સિવિલ સર્વિસની પરીક્ષા ઉઘડી છે ત્યારથી હિંદના જુવાનો ઈંગ્લંડના ચુનંદા જુવાનો સાથે બુદ્ધિવૈભવમાં સરખાઇ અને વખતે સરસાઈ પણ ભોગવે છે. છતાં કિડ્ કહે છે કે મુઠીભર અંગ્રેજો હિંદમાં રાજ્ય કરે છે તે બતાવી આપે છે કે ઈંગ્રેજો હિંદના વતનીઓ કરતાં શ્રેષ્ઠ છે.

ઉપર બતાવ્યું છે કે કુદરતી છાંટણ (natural selection)ની રીતે જે ઉત્કર્ષ થાય છે તેમાં પહેલે દરજ્જે સામાજિક જીવનમાં કુશળતાનો વધારો એ ગુણોની વૃદ્ધિમાં થાય છે. હાલમાં ટયુટૉનિક લોક બીજી બધી પ્રજાઓ ઉપર સરસાઇ ભોગવે છે એ પ્રત્યક્ષસિદ્ધ વાત છે. અને તે લોકો સામાજિક જીવનની કુશળતા સંપાદન કરનારા—વ્યક્તિના સ્વાર્થને સમાજના સ્વાર્થમાં ડુબાવનારા પ્રેમ અને પરોપકારના ગુણોની વૃદ્ધિને લીધે જ ભોગવે છે એમાં કાંઈ શક નથી. તેની સાથે એ પણ સ્પષ્ટ છે કે ઉંચામાં ઉંચો બુદ્ધિવૈભવ પણ આ ગુણોની ખોટ પુરી પાડી શકે તેમ નથી. એટલું જ નહિ પણ એથી વધારે આગળ જઇને એટલું પણ કહી શકાય કે આ ગુણો વિનાના બુદ્ધિવૈભવનું વલણ હમેશાં સામાજિક કુશળતા ઓછી કરવા તરફ જ છે.

## તે ઉપરથી સિદ્ધાન્ત.

આ ઉપરથી કિડ્ એવો સિદ્ધાન્ત દરેક વાંચી શકનારી પ્રજાની આગળ ધરે છે કે જે પ્રજામાં બળવાન અને ઉત્સાહી ચારિત્ર્ય, દયા, પ્રમાણિકપણું, અને સત્યનિષ્ઠતા હોય, તથા મોટું તેજસ્વી ફળ પ્રાપ્ત કરવા તરફ મન ન રાખતાં પ્રસંગે પ્રસંગે ઉત્પન્ન થતાં નાનાં કર્તવ્યોમાં એક ભક્તિ હોય તે પ્રજા ઉત્ક્રાન્તિની ઊંચી ભૂમિકાએ પ્હોંચી છે એમ ગણાય. એજ ગુણે કિડ્ કહે છે કે ઇંગ્રેજોને હિંદુસ્તાનની ભૂમિમાં સામ્રાજ્ય અને ઇજિપ્તમાં નિયન્તૃત્વ આપ્યું છે. અને એજ ગુણોએ જગતની સર્વ પ્રજામાં તે અથવા તે વર્ગની બીજી પ્રજાઓ સર્વ દેશોમાં પ્રત્યક્ષ કે પરોક્ષ અમલ સંપાદન કરશે.

પશ્ચિમના સુધારામાં સહુથી વધારે આગળ પડતી પ્રજાઓના-અને ખાસ કરીને ઇંગ્રેજોના સર્વ દિશામાં વૃદ્ધિ પામતા વિજયના ખુલાસા તરીકે કિડ્ તે પ્રજાઓનો ઉંચો બુદ્ધિવૈભવ નહિ પણ ઉંચું ચારિત્ર્ય, ઉંચું શીલ રજુ કરે છે. અને જગતના ભવિષ્યનો વિચાર કરતાં તે એવા નિર્ણય ઉપર આવે છે કે પશ્ચિમના સુધારાવાળી પ્રજાઓ હમેશાં આગળ વધતી જશે, પોતાનું કુળ વધારતી જશે, અને જે દેશો તેમને વસવા લાયક છે તે દેશોમાં પોતાનાં સંસ્થાનો જમાવતી જશે. તેવા દેશોમાં કોઇ વતની પ્રજાઓ હશે તો તેઓ તે નવા તેજસ્વી લોકોના બાહુબળ આગળ અથવા તેમના ઉંચા સુધારાના જીવન વિગ્રહમાં વિશેષ લાયકાત આપનાર આગળ અનાયાસે જ વિનાશ પામશે, અથવા ડુબી જશે. જે દેશોમાં પશ્ચિમના લોકો આબોહવાના કારણસર રહી શકે તેમ નથી તે દેશોમાં તે લોકો બીજી રીતે પોતાનો હાથ ઘાલશે.

કિડ્ છેવટે માને છે કે;—

(૧) સમશીતોષ્ણ પ્રદેશો કરતાં ઉષ્ણકટિબંધમાં આવેલા દેશો વધારે ફળદ્રુપ છે. ત્યાં જમીન ઘણી ઊંચા પ્રકારની હોય છે, અમુક પાકો ઉષ્ણ પ્રદેશ વિના પાકે જ નહિ તેનો પણ તે દેશોને લાભ છે, તેમજ સ્થળે સ્થળે ખનિજ સમૃદ્ધિઓ પણ મ્હોટા જથામાં માલુમ પડે છે. પછી કહે છે કે—

(૨) તેમજ તે ઉષ્ણ દેશના લોકોની સામાજિક વૃત્તિ હલકી છે. અને તેથી તેઓ કોઈ દિવસ તે ફલદ્રુપતાનો અને બીજી સમૃદ્ધિઓનો ઉપયોગ પોતે જેવી રીતે અને જેવા ફલ સાથે કરી શકે તેવી રીતે કદી પણ કરી શકવાની નથી.

(૩) તેમજ આવાં રસભર્યાં કુદરતી સાધનોને પશ્ચિમની ઉંચી સામાજિક વૃત્તિ ફોકટ જવા દે એ કદી બને નહિ.

(૪) તેથી તે સાધનોનો ઉપયોગ કરવા તે ફલદ્રુપ પ્રદેશો અને હીરા માણેક લોખંડ કોલસા વિગેરેની ખાણોમાંથી ફળ લેવાની પશ્ચિમની પ્રજાઓ પોતાની ફરજ સમજશે.

(૫) અને જ્યાં પોતાના જેટલી કુશળતાથી ફળો લેવાતાં નહિ હોય ત્યાં પોતાની હાજરીથી વધારે ફળો ઉત્પન્ન કરવાનું તેઓ યોગ્ય વિચારશે.

(૬) અને આ કારણથી જ્યાં અગાડી એમને રહેવા લાયક પ્રદેશો માલમ પડશે ત્યાં અગાડી અને,

(૭) જ્યાં ફળ લેવાની શક્તિનો ઉપયોગ કરવાનો અવકાશ હશે ત્યાં અગાડી, પશ્ચિમના સુધારાની પ્રજાઓ એક અથવા બીજા સ્વરૂપમાં—આપણે ઉમેરીએ કે વેપારી તહનામાથી લડાઈથી અથવા હુકમથી—પોતાનો કાબુ કર્યા વિના રહેવાની નથી.

(અપૂર્ણ.)

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

# ૮. કિન્ડરગાર્ટનનો ઉદ્દેશ.

ઘણી ખરી શાળાઓમાં હાલ કિન્ડરગાર્ટનનો વિષય દાખલ કરવામાં આવ્યો છે; શિક્ષણ સંબંધી માસિકોમાં તેની બક્ષિસોની વિગતો પણ પ્રકટ થવા માંડી છે, અને તે સંબંધનાં કેટલાંક પુસ્તકો પણ પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે, આવે સમયે તેના ઉદ્દેશ સંબંધી ચર્ચા કરવી એ આવશ્યક લાગે છે. બક્ષિસોની વિગતમાં ઉતરતાં પહેલાં તેનો ઉદ્દેશ શો છે, શા આશયથી એ વિષયની યોજના કરવામાં આવી છે, એ શોધવાની ખાસ જરૂર છે. એકલા કિન્ડરગાર્ટનમાં જ નહીં, પણ દરેક વિષયમાં તેનો ઉદ્દેશ શોધવાની પ્રથમ જરૂર છે. કારણ કે કોઈ પણ વિષયનો ઉદ્દેશ જાણ્યા સિવાય તેને શીખવવાની રીત કદાપિ સમજાય નહીં. ક્યાં જવું છે એ નક્કી કર્યા વગર ચાલવા માંડવાથી જેવું પરિણામ આવે, તેવું જ ઉદ્દેશ નક્કી કર્યા વગર કામ કરવા માંડવાથી પરિણામ આવે. તેટલા માટે તેની છુટી છુટી બક્ષિસો કેમ શીખવવી, તેની હકીકત જાણતાં પહેલાં તે દરેકનો આશય શો છે, એ જાણવાની અને હૃદયમાં ઉતારવાની પહેલી જરૂર છે. આશય જાણવામાં હશે તો તે ઉપરથી તેને પાર પાડવાની કળા સહેજે શીખી શકાશે.

શિક્ષકોને બાળકો ઉપર કામ કરવાનું છે; બાળકોની શક્તિઓ ઉપર કામ કરવાનું છે; અથવા તો ભવિષ્યની પ્રજા ઉપર કામ કરવાનું છે. તેથી તેઓ જો પોતાના કામની દિશા-પોતાના કામનો ઉદ્દેશ-સમજતા નથી હોતા, તો તેઓ અવળે રસ્તે ચડી જઈ અનેક પ્રકારનાં એવાં નુકસાન કરી શકે છે, કે જેનો બદલો કોઈ પણ પ્રકારે વળી શકે નહીં. એક જમાનાની ભવિષ્યની પ્રજાને જ અવળે રસ્તે ચડાવી દેવાય, તેઓનામાં નાનપણથી જે ઇશ્વરદત્ત શક્તિઓ હોય, તેનો કશો ઉપયોગ જ ન થાય; જે શક્તિઓ ખીલી શકે તેમ હોય તેને દાબી દેવામાં આવે, શુષ્ક કરી નાખવામાં આવે, તો તેથી ભવિષ્યની પ્રજાને કેટલું બધું નુકસાન થાય? શું એ નુકસાનનો કશાથી પણ બદલો વાળી શકાય અથવા એને કોઈ પણ રીતે માપી શકાય? એ નિર્વિવાદ છે, કે એ નુકસાન બેહદ છે અને તેથી તેવું નુકસાન ન થાય, તેને માટે શિક્ષકોએ તો શિક્ષણના વિષયોનો ઉદ્દેશ ખાસ કરીને સમજવો જોઇએ.

જ્યારે દરેક વિષયનો ઉદ્દેશ સમજવાની આ પ્રમાણે આવશ્યકતા સાબીત થાય છે, ત્યારે કિન્ડરગાર્ટનનો પણ ઉદ્દેશ સમજવાની આવશ્યકતા સાબીત થાય છે. વધારે કરીને એનો ઉદ્દેશ સમજવાની આવશ્યકતા એટલા માટે છે, કે એ વિષય માનસશાસ્ત્રને અનુસરે છે, બાલકોની સ્વાભાવિક પ્રકૃતિના વિકાસના ક્રમને અનુસરે છે, તેથી એનું બંધારણ અને ઉદ્દેશ સાધારણ રીતે ધારી શકાય તેના કરતાં વધારે ગહન છે. આ ગહનતા જ્યારે આપણે એ વિષયમાં ઊંડા ઉતરીએ છીએ, અને જે સમર્થ અને દુનિયાનાં લાયકમાં લાયક શિક્ષકે એ વિષય ખોળી કહાડ્યો છે, તે જે પ્રમાણે કામ કરતો હતો તે પ્રમાણે કરવાની જ્યારે આપણે શરૂઆત કરીએ છીએ, ત્યારે આપણને ભાસી આવે છે. આ ગહનતા ઉપર નજર કરતાં એ ઉદ્દેશ સમજવામાં બેશક વધારે પ્રયત્નની, વધારે અવલોકનની, વ-

ધારે વિચારની અને એ ઉપરાંત ઘણું કેટલીએક બાબતની જરૂર છે. એ બધું જેનાથી ન થઈ શકે, તેનાથી એ ઉદ્દેશ સમજવામાં ભૂલ થાય, એ સ્વાભાવિક છે.

હવે એ ઉદ્દેશ શો છે તે આપણે જોઇએઃ—

કિન્ડરગાર્ટનની યોજના યૂરોપખંડમાં નીકળી છે. ત્યાં ત્રણસો વરસ પહેલાં, આપણે ત્યાં હાલમાં કેટલેક ઠેકાણે ચાલે છે તે પ્રમાણે, અથવા પહેલાં ત્યાં પણ ચાલતો હતો તે પ્રમાણે, કેળવણીમાં કેટલોક અંધકાર ચાલતો હતો. વિદ્યાર્થીઓ પુસ્તકો પાઠે કરી જતા હતાઃ અંદર શું છે તે સમજતા નહોતા. પદાર્થોના ગુણો મોઢે બોલી જતા; પણ પદાર્થનું અવલોકન કરીને તે જાણતા નહીં. ખગોળમાં તારા, ગ્રહ, નક્ષત્ર વગેરેનાં નામો ભણી જતા, તેની ગતિ વગેરેનો અભ્યાસ કરતા, પણ આકાશમાં તે કયે ઠેકાણે છે તે જાણતા નહીં. અર્થાત્ ભણતા ખરા પણ ગણતા નહીં. પુસ્તકો ઉપર શ્રદ્ધા એટલી બધી રાખવામાં આવતી કે તે બહારનું જાણે કશું સાચું હોય જ નહીં! મૂળ જે પદાર્થ માટે તે પુસ્તક હોય તે પદાર્થમાં પણ હોય નહીં, એમ સાધારણ ગણના રહેતી! બેકન એ સમયની પ્રવૃત્તિને કરોળિયાની જાળ સાથે સરખાવે છે. અને ગેલેલીઓ ફરીઆદ કરે છે કે "હું પંડિતોને મારી દૂરબીનમાંથી જોવાને વિનવતો, પણ તેઓ મારૂં માનતા નહીં. તેમને નિશ્ચય હતો કે જૂદી જૂદી (પુસ્તકોની) પ્રતો મેળવીને તેમને સરખાવવાથી જ સત્ય નીકળી શકે." સૂર્ય ઉપર ધાબાં છે એ શોધ જ્યારે પહેલવહેલી પ્રસિદ્ધ થઈ, ત્યારે એક વિદ્યાર્થીએ તેના શિક્ષકને એ હકીકત વિદિત કરી. તેના શિક્ષકે ત્યારે તેને જવાબ આપ્યો કે "સૂર્ય ઉપર ધાબાં હોઈ શકે નહીં; કારણ કે હું પહેલેથી છેલ્લે સુધી બે વાર એરિસ્ટોટલના ગ્રંથો વાંચી ગયો છું, અને તે લખે છે કે સૂર્ય દોષરહિત છે. માટે તમે તમારા કાચ સાફ કરજો, અને તમારી દૂરબીનમાં ધાબાં નહીં હોય, તો તમારી આંખમાં હશે."

આ એક સાધારણ દાખલો છે, પણ તેથી પુસ્તકો ઉપર શ્રદ્ધા કેટલી બધી હતી એ જણાઈ આવે છે. આથી પરિણામ થોડું સારૂં આવવાની સાથે ઘણું ખોટું આવતું. માત્ર પુસ્તકો એ જ કેળવણીનું સાધન રહેતું. અને તે સિવાય કુદરતમાંથી કે સમાજમાંથી જાણે કશું શીખવાનું જ ન હોય! આની સાથે મનુષ્યમનમાં શિક્ષણને માટે અમુક યોગ્યતા હોય છે, અને તેના ઉપર લક્ષ આપવાથી તથા તેને અનુસરવાથી ઘણું ઘણું અને સારી રીતે શીખવી શકાય છે, એ વિચારનો પણ ઉદ્‌ભવ થયો ન હોતો. માણસને માત્ર પુસ્તકો ભણનારૂં પ્રાણી ગણવામાં આવતું; અને તેથી આત્મવિકાસ, આત્મકેળવણી કે સ્વતંત્ર શક્તિનો કેવળ અભાવ રહેતો.

આ નુકસાન કંઈ ઓછું ન હોતું. તે વખતના ડાહ્યા અને વિચારશીલ માણસોને તે ભાસવા લાગ્યું હતું. અને તેથી તેને માટે જૂદે જૂદે સ્થળેથી પોકાર ઉઠવા લાગ્યો. ધીરે ધીરે એ પોકાર વધી જતાં એક સમર્થ પુરુષ એવો ઉત્પન્ન થયો, કે જેણે આ પ્રવૃત્તિને છેક જ નિરસ્કારી કહાડી, એનાં નુકસાનો વિસ્તારથી બતાવી આપ્યાં. અને પણ જુસ્સા

તથા આવેગથી એવું સાબીત કરવા પ્રયત્ન કર્યો, કે પુસ્તક જેવા સાધન વગર માત્ર કુદરતમાંથી બધું શીખવી શકાય. આ પુરુષ તે રૂસો હતો. અઢારમી સદીમાં તેણે પોતાની આ નવી પ્રવૃત્તિથી આખા યુરોપને ગજાવી મૂક્યું હતું. ઘણે સ્થળે તેના વિચારો પસંદ થયા હતા, અને પોતાની ભૂલો જણાઈ આવી હતી. પરિણામ એથી એ થયું કે કુદરતમાંથી પણ મનુષ્યને અમુક કેળવણી મળે છે, એ વિચાર દાખલ થયો. અને મનુષ્ય એ માત્ર પુસ્તકોનું જ્ઞાન યાદ કરનારૂં પ્રાણી છે; અને તેને શીખવવાનાં બીજાં કોઈ સાધન નથી, એ ભૂલભરેલો વિચાર દૂર થયો.

પણ, આ વિચારમાં પણ અપૂર્ણતા હતી. કેળવણી કુદરતમાંથી મળવી જોઇએ, એટલાથી બસ નથી; કુદરતમાંથી તે મળવાની સાથે માનસિક વિકાસનાં ક્રમ પ્રમાણે મળવી જોઇએ; ક્રમ પ્રમાણે જ આપી શકાય: અને તે પ્રમાણે આપવાથી જ ખરૂં અને સારૂં પરિણામ લાવી શકાય. આવો વિચાર હજુ દાખલ થયો ન હોતો. એ વિચાર **પેસ્ટેલોટ્સી** અને **ફ્રબલે** દાખલ કર્યો. તેમને માલુમ પડ્યું કે શિક્ષકો બાળકના મનનાં સ્વાભાવિક ક્રમને અનુસરતા નથી. ગમે તે રીતે પાઠ આપે છે, અને માત્ર શબ્દો શીખાવી ગોખાવી ગોખાવી પોપટ બનાવે છે. આમ થવાથી બાળકોની ખરી શક્તિ ખીલતી નથી, પણ ઉલટી દબાઈ જાય છે, અને સ્વતંત્રતા કશી રહેતી નથી, દેશની આવી દશા જોઈ આ સંમર્થ શિક્ષકોને ઘણી જ દાઝ થઇ, અને કેળવણીને માટે સ્વાર્પણ કરવા તેઓ તૈયાર થયા. ન્હાનાં બાળકોની સાથે જ રહેવું, અને તેમને સ્વાભાવિક રીતે શીખવી, યોગ્ય મનુષ્યો બનાવવા તેમણે ધારણા કરી. મૂળ આ પ્રમાણે વિચાર કરનાર **પેસ્ટેલોટ્સી** હતો અને તેણે તેના કેટલાક પ્રયોગો કર્યા હતા. પછી તેના વિચારો, તેના પ્રયોગોનાં પરિણામો અને તેમાં થયેલી કેટલીક ભૂલો એ બધું જાણી **ફ્રબલે** તે કામ શરૂ કર્યું. તેણે જોયું કે છોકરાઓ પણ માણસો છે, તેમને મન છે, અને તે મનમાં પરમેશ્વરે જૂદા જૂદા પ્રકારની શક્તિઓનાં બીજ મૂકેલાં છે. આ બીજને, તેને ખીલવાના ક્રમ પ્રમાણે કુદરતમાંથી પાણી તથા ખોરાક જો આપવામાં આવે, તો તે ખીલે છે: વધારે સારી રીતે ખીલી શકે છે. પોતાની મેળે પણ આ બીજો જોઇતો ખોરાક લઇને વિકસે છે, પણ પોતાની મેળે તે પ્રમાણે વધવામાં તેને હમેશાં અનુકૂળતા મળતી નથી હોતી. એ અનુકૂળતા આપવી, અને યોગ્ય દિશા આપવી, એ શિક્ષકનું કામ છે. એટલે શિક્ષકોનું કામ અનેક પ્રકારનાં સાધનોને અમુક ક્રમમાં વખતસર ગોઠવવાનું છે. શિક્ષકે કંઇપણ શીખવી દેવાનું નથી, કે નવું બીજ ઉમેરવાનું નથી એટલું જ નહીં, પણ કોઇપણ જાતનું નવું બીજ મૂકી શકાતું જ નથી. ઇશ્વરદત્ત જે શક્તિઓ બાળકમાં હોય છે, તે જ ખીલવી શકાય છે. તેને જ યોગ્ય સાધનોથી ક્રમપુરઃસર ખીલવવી એ શિક્ષકનું કર્તવ્ય છે.

**ફ્રબલે** આ વિચાર પાયા તરીકે લઇને તે ઉપર પોતાના કામની ઇમારત ચણી. આપણે જોઈ શકીએ છીએ કે તેનો આ વિચારો કેવળ સ્વાભાવિક છે. શિક્ષણનો જે ક્રમ છોકરાઓની કુદરતી ખીલાવટને અનુસરે છે, કુદરતી ખીલાવટને શોધે છે, અને તે પ્રમા-

ણે જ કામ લે છે, તે કોનાથી નાપસંદ કરી શકાય? તેનો ક્રમ ઉત્તમમાં ઉત્તમ હતો અને તેથી કરીને આખી સુધરેલી દુનિયાં ઉપર તેણે અત્યારે વિજય મેળવ્યો છે. ખરેખર! એ પણ તેની શિક્ષણની યોજનાના જેટલું જ સ્વાભાવિક છે!

પણ તેની યોજનાનું ખરૂં રહસ્ય, તેણે કેવી રીતે એ યોજના ખોળી કહાડી, કેવાં કેવાં તેણે અવલોકનો કર્યાં, એ જ્યારે આપણે જોઇશું, ત્યારે બરાબર સમજાશે.

(અપૂર્ણ)

કુસુમ.

---

## હિંદની ખેતી સંબંધે કાંઇક વિચારો.

આધુનિક સમયમાં ચોમેર એમ માનવામાં આવે છે—અને તેમ માનવામાં ઘણું સત્ય પણ સમાએલું છે—કે દરકોઈ દેશની સમૃદ્ધિનો મુખ્ય આધાર તે દેશનાં કળા કૌશલ્ય અને વેપાર ઉદ્યોગ ઉપર જ છે. પશ્ચિમ તરફના દેશોમાં અહર્નિશ વૃદ્ધિંગત થતાં જતાં કારખાનાંઓ અને ઉદ્યોગો હિંદમાં પણ ફતેહમંદ નીવડે કે કેમ, અને તેમને ફતેહમંદ કરવામાં આંહિ શાની શાની જરૂર છે તે એક નિરાળોજ પ્રશ્ન છે. પરંતુ તે પ્રશ્ન આજ ચોમેર એટલો બધો ઘૂમી રહ્યો છે કે ખેતીનો વિષય તદન અંધારામાં જ રહી જાય છે, અને જેમ બીજી બધી બાબતોમાં આપણે હિંદવાનો કરીએ છીએ તેમ આમાં પણ ઉત્સાહના પ્રેર્યા આ એકજ બાબત ઉપર લક્ષ દેતાં બીજી બધીને અંધારામાં રાખી દઇએ એવો સંભવ છે; તેથી જો કે આ લેખમાં કોઈ પણ નવો વિચાર દેખાશે જ નહિ તો પણ ખેતી સંબંધે કંઇક વિચારો એકત્ર મૂકવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

કુદરતે આપેલી સર્વ બક્ષિસો તરફ લક્ષ કરતાં એટલું તો સહજ જણાશે કે હિંદ પશ્ચિમના જેવા ઉદ્યોગો અને કારખાનાંઓ કરતાં ખેતીને માટે ખાસ લાયક છે. તેની રસકસથી ભરપૂર જમીન, વિશાળ નદીઓ, તેની જૂદી જૂદી જાતની હવા—આ સર્વ અનેક જાતની પેદાશો માટે હિંદને ખાસ લાયક બનાવે છે. છતાં ખેતીની સ્થિતિ દિન પ્રતિદિન નબળી થતી જાય છે તેનાં કયાં કયાં કારણો હશે અને તેના કંઈ ઉપાય છે કે કેમ તે વિષે આપણે આંહિ કંઇક વિચાર કરીશું.

૧

પ્રથમ તો આપણે કુદરતી કારણો તરફ નજર કરીએ. વરસાદ ખેતીનું મુખ્ય સાધન છે; પરંતુ હમણાં કેટલાંક વર્ષો થયાં ઋતુઓમાં કંઇક વિચિત્ર ફેરફાર થઈ ગયો હોય અને

થતો જતો હોય એમ જણાય છે. અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ અને અકાળ વૃષ્ટિ આ ત્રણ દોષો સાધારણ રીતે ખેતીને નડે છે. આમાંથી પહેલી અને છેલ્લીનો કંઈ ઉપાય નથી એમ કહીએ તો ચાલે. પરંતુ અનાવૃષ્ટિ માટે એક ઉપાય છે જે નહેરોથી પાણી પાવાનો છે; આ ઉપાય ઘણાં સ્થાનોમાં ગ્રહણ કરાયો છે અને ફતેહમંદ નીવડયો છે. રાજાઓ પોતાનું અને રૈયતનું ભલું ઇચ્છતા હોય તો, પોતાના સુખમાં જ બધો પૈસો ખરચી નાખવાના કરતાં આવી બાબતો ઉપર ખર્ચ કરવાને નિયમિતપણે રકમ જૂદી રાખતા જાય તો, વગર હરકતે થઈ શકે એવો આ ઉપાય છે. નદીઓનાં વહી જતાં પાણીનો આ ઘણો જ સારો ઉપયોગ ગણાય. તે ઉપરાંત બની શકે તો ભૂસ્તરવેત્તાઓની મદદથી જમીન તપાસાવીને (રાજસત્તા તરફથી) કૂવા કે ઝરાઓ નીકળી શકે તેવી જગ્યાએ કૂવાઓ વીગેરે ખોદાવી ખેતરોને પોષણ આપવામાં તેમના માલેકોએ સહાય આપવી જરૂરની છે. ખેડુતો કોઇ આવા ઉપાય પોતાની મેળે કદિ લેશે જ નહિ, કેમકે તેમનું અજ્ઞાન અને પૈસાની તંગી એ બે મુખ્ય હરકતો તેમને નડે છે. આ સંબંધમાં બીજો ઉપાય પણ એક લક્ષમાં રાખવા જેવો છે. મોટા ઝાડપાલાથી ભરપૂર જંગલો વરસાદ લાવવામાં સહાયભૂત થાય છે એ કુદરતી નિયમ શાસ્ત્રીય છે એમ અત્યારે પણ મનાય છે, જેથી તે વિષે સાબીતી આપવાપણું રહેતું નથી. જો આવાં જંગલો જે અત્યારે ઘણે ઠેકાણે નાશ કરવામાં આવેછે તેમ કરવાને બદલે વધારવામાં આવે તો એ પ્રયોગ પણ કરવા જેવો છે, કે જેથી અનાવૃષ્ટિ માટે શાસ્ત્રીય રીતે આપવામાં આવતું કારણ દૂર થાય. પાકને માટે એક મુસ્કેલી તીડની છે, તે પણ કંઇક કુદરતી ગણીએ તો ગણાય. તીડનો નાશ કરવાના અને તેમનાથી થતું નુકસાન અટકાવવાના કેટલાક માર્ગ છે જે છાપીને ચોમેર ખેડુવર્ગમાં ફેલાવવામાં આવ્યા હોય અને વાંચી દેખાડવામાં આવ્યા હોય અને તેને માટે બને તેટલી ત્વરાથી તે ઉપાયો લેવામાં આવે તો ઘણું નુકસાન થતું અટકે. આ ઉપાય હરકોઈ જાણતું હશે પણ તેને માટે પગલાં લેવાનુ હજી સુધી થયું હોય એમ જાણવામાં નથી; તેનું કારણ માત્ર એટલું જ જણાય છે કે જે કામ સઉનું ગણાય તે કોઈ ન કરે. કોઈ પૈસાપાત્ર માણસ આ બાબત હાથમાં લેવાનું ધારે તો બહુ ખર્ચ વિના દેશની ઘણી સારી સેવા બજાવી શકે.

હવે આપણે રાજકીય સ્થિતિ અને ખેતીનો સંબંધ તપાસીએ આપણે જાણીએ છીએ કે કંઇ પણ ચીજ પોતાની થાય ત્યારે તેને વિષે માણસને ખાસ ખંત રહે છે, અને તેથી જ ખેડુવર્ગને તેમનાં ખેતરોમાં કંઈ પોતાનાપણું રહે એમ કરવાની જરૂર છે, કે જેથી તે ખેતરોની સ્થિતિ બને તેટલી સારી રાખવાનો અને પાક સારો લાવવાનો તે પ્રયત્ન કરે. આમ કરવાને ઘણે સ્થળે વિઘોટીનું ધોરણ દાખલ થઈ ગયું છે, પરંતુ આ ધોરણ દાખલ કરતી વખત એટલું તો લક્ષમાં રહેવું જ જોઇએ કે જે વરસમાં પાક ન થાય તે વરસ વિઘોટી માફ કરવી જોઇએ, કે જેથી ખેડુવર્ગને તેનો તે ધંધો કરવામાં કંઈ સ્વાર્થ રહે; નહિ તો ખેડુવર્ગ ખેડ મૂકીને મજૂરીએ લાગે છે અથવા બીજે ધંધે પણ ચડી જાય છે. જે સ્થળોએ વિઘોટી માફ કરવાના દાખલા હશે ત્યાં ખેડુવર્ગે જમીન મૂકી દીધાના દાખલા બહુ જોવામાં નહિ આવે. દિવસે દિવસે ખેડુવર્ગની સંખ્યા ઘટે છે કે વધે છે તે

જોવાનાં સાધનો તો સરકારનાં દફતરો છે પરંતુ એક સાધારણ વર્ગના માણસની દૃષ્ટિએ જોતાં તે ઘટવી જ જોઇએ એમ લાગે છે. કેમકે કેટલાક ખેડુના દીકરા ભણવા લાગ્યા છે. અને અત્યાર સુધી અમારા જાણવામાં એવા કોઇક જ છે-કે જેણે ભણ્યા પછી નોકરી ન લીધી હોય. દસ રૂપૈયામાં કારકુન રહી, સફેત કપડાં પેહેરી, બરમ ભારી અને ખીસા ખાલી એ સ્થિતિ અનુભવી આખી જીંદગી કાઢવી પડે તો તે પણ કબુલ કરે છે પણ ભણીને પોતાના બાપના ખેતરમાં કામે લાગે એવો કોઇ ખેડુનો ભણેલ છોકરો અમારા જાણવામાં આવ્યો નથી; તેથી જેઓ કેળવણી લે છે તેઓ નોકરીએ ચડે છે, અને કેટલાક દુકાળ અને અમલદારોના જુલમથી કંટાળી એ ઉત્તમ ધંધો કરતા બંધ થાય છે. તેથી એ સંખ્યા—જેના ઉપર આપણો સઉનો, રાજા રજવાડાનો, અને પૃથ્વીના ઘણા ભાગનો—આધાર છે, એવા વર્ગની સંખ્યા આવી રીતે દિનપ્રતિદિન ઘટવા લાગી છે અને પરિણામે સઉ વેપાર ઉદ્યોગ પાછળ જ લાગશે તો જમીન અને સાધનો છતાં સઉને અનાજના સાંસાં પડવાનું ભવિષ્ય દેખાય છે. કેટલાકનું કહેવું એવું છે કે ખેડુવર્ગ અજ્ઞાન હોવાથી તેઓ આજની નવી નવી પ્રવૃત્તિઓ અને રીતોથી અજાણ રહે છે તેથી તેમને કેળવણીની જરૂર છે; પણ આમ કહેવામાં આવે છે તેનો અર્થ સાતમી ચોપડી ગુજરાતી અને મેટ્રીક્યુલેશનના ધોરણ સુધીનો અભ્યાસ એ જ સમજાય છે; જો એ અર્થ થાય તો ઉપર કહ્યું તેમ હરકોઇ ખેડુનો છોકરો ભણીને કારકુન જ રહેવાનો. તેને માટે તો એમને લાગે છે કે રાજ્ય તરફથી પ્રયોગ માટે અમુક જમીનનો ભાગ રહેવો જોઇએ; અને એવી જમીન ઉપર જૂદા જૂદા પાકના, ખાતરોના, યંત્રોના અને એવા એવા બીજા પ્રયોગો ખેડુવર્ગના છોકરાઓને કામે લગાડી તેમની પાસે કરાવવા જોઇએ કે જેથી પોતાના છોકરાઓને નિશાળોમાં નકામું નકામું શીખવી આપણા ખેતરના ધંધા માટે તેમને નાલાયક બનાવી દે છે એવી તેમનાં માબાપોની લાગણી દૂર થાય અને નવીન રીતો પોતે જાતે જ અજમાવેલી હોવાથી અને તેનાં પરિણામોથી વાકેફ હોવાથી પોતાનાં અજ્ઞાન માબાપને તે નવી રીતો ગ્રહણ કરવાનું તેઓ સમજાવી શકે; અથવા છેવટ પોતે તે સ્થિતિમાં આવે ત્યારે તો તેમ કરેજ. ટુંકામાં એવાં વિશાળ પ્રયોગક્ષેત્રો ( Experimental farms ) ખેડુવર્ગના છોકરાઓ માટે તેમને અનુકૂળ નિશાળની ગરજ સારે એવા બધા ઉપાયો લેવા જોઇએ, કે જેમાં ખેતીની નવી કેળવણી પામેલા માણસોની દેખરેખ નીચે તેઓ નવું નવું જોય, અને શીખે, અને ભવિષ્યમાં ઉપયોગ કરે. દુકાળ અને કેળવણી એ બે વિષે વાત કર્યા પછી અમલદારોના જુલમ વિષે કંઈ કહેવાનું રહે છે. જ્યાં સુધી માણસ જાત રહેશે ત્યાં સુધી આવો જુલમ તદન અટકાવવો એ અશક્ય જ છે. કંઈ પણ થઈ શકે તો તેવો જુલમ કંઈ ઓછો કરી શકાય. તેને માટે સર્વોપરી રાજકીય સત્તાએ જાતે ફરીને ખેડુવર્ગના સંસર્ગમાં રહેવાની અને હમેશાં બારીકીથી ત્વરાથી અને ચોકસપણે તેઓ ન જાણે તેમ તપાસ રાખવાની જરૂર છે. કોઈ બેચાર છુપા જાસુસો રાખવાથી કામ સરતું નથી, કેમકે એ તો વળી એટલા હોદ્દી ખાનાર વધુ થયા એમ સમજવું. અસલના કેટલાક નામાંકિત રાજાઓ નગરચર્યા જોવા રાત્રે નીકળતા એવી દંતકથાઓ હજી પણ ચાલે છે. તેવા કંઈ ઉપાયો જાતે જ લેવાય તો જ તેમાં રાજા પ્રજા બન્નેનું હિત છે. લોકોથી અળગા રહી, બીજા માણસો દ્વારા ખબર મેળવવાની કેટલાકની હાલની રીત બદ્દ. હાથદાર-

રક તો નથી જ પણ ઘણી બાબતમાં ગેરફાયદો જ કરે છે. આ ઉપરાંત નવી રીતો ફેલાવવાનો બીજો પણ એક રસ્તો છે. અત્યાર સુધીમાં લેવામાં આવેલો એક રસ્તો ખેતીવાડી સંબંધી સભાઓ ભરવાનો છે. પરંતુ વરસે કે બે વરસે એક દિવસ સહુને ભેગા કરી ભાષણ કરવાની બહુ અસર થતી હોય એમ અમારૂં માનવું નથી. દરેક રાજ્યમાં એવો એક કેળવાએલો માણસ રાખવો જોઇએ કે જેની ફરજ એ હોય કે રાજ્યના બધા ભાગોમાં ફરવું, દરેક ખેડુને જાતે મળવું, તેનાં ખેતરો અને કામથી વાકેફ થવું, નવી નવી રીતો માટે વાતચીત અને ચર્ચા કરવી અને બને તેમ તેને સુધરેલી રીતોમાં વિશ્વાસ બેસાડવાના પ્રયત્નો કરવા. આમ દરેક ગામના દરેક ખેડુત સાથે જૂદું જૂદું મળવા હળવાથી જો કે વખત ઘણોજ જશે તોપણ વખતો વખત એની એ બાબત અને વિચારો કાને પડવાથી કંઇક પણ ફેર પડ્યા વિના નહિ રહે. બીજો રસ્તો જે અત્યાર સુધી લેવાએલો છે તે ખેતીવાડીનાં પ્રદર્શનો છે. પરંતુ એ પણ બહુ અસરકારક હોય એમ અમારૂં માનવું નથી. પ્રદર્શનોની સામેનો આ વિચાર આ આગળ વધેલા જમાનામાં ઘણોજ પછાત ગણવાનો પૂરો સંભવ છે, તોપણ કહેવું જોઇએ કે પાંચ દશ વરસે મોટા ખર્ચ અને ડોળથી એ દિવસ ખોલેલાં આવાં પ્રદર્શનો કેળવાયેલા માણસોને પણ માત્ર તમાશા રૂપજ હોય છે તો પછી બિચારા અભણ ખેડુનું તો પૂછવું જ શું? કયા ખેડુતે ઈનામ મેળવવાની ખાતર પોતાનો બળદ સારી રીતે ઉછરેલો હોય છે? કયો ખેડુત ત્યાં આવેલાં ખાતરો કે યંત્રો માટે તપાસ કરવાની કે તપાસ કરી દાખલ કરવાની તરદી લે છે? ટુંકામાં તેમની જે ઉપયોગિતા જેટલે દરજ્જે ગણવામાં આવે છે તેટલે દરજ્જે આંહી તો તે ઉપયોગી નથી જ નીવડયાં એમ કહેવામાં અમે કશો ભય વહોરી લેતા હોઇએ એમ અમને લાગતું નથી. તેને બદલે ઉપર કહ્યાં તેવાં પ્રયોગક્ષેત્રોમાં નવા નવા પાક ખાતરો અને યંત્રો વાપરી થતા ફાયદાઓ 'Object lesson'=પ્રત્યક્ષબોધ રૂપે ખેડુ-વર્ગ પાસે મુકવામાં આવે તો તેઓ નજરે જોઈ શકે કે ખરેખર એમ થઈ શકે છે. કોઈ કહેશે ખેડુતો પોતે એમ શા માટે પ્રયોગ ન કરે? જવાબમાં એટલું જ કહેવું બસ થશે કે તેમને પોતાના પેટ માટે ભાગ્યે જ પૂરતું રહે છે ત્યાં જેનું પરિણામ અનિશ્ચિત છે એવા પ્રયોગો કરવાની તેમની હિંમત ન જ ચાલે એ સ્વાભાવિક છે; પણ રાજ્ય પોતે પ્રયોગ નિષ્ફળ થાય તો તેટલો ગેરફાયદો ખુશીથી ખમી શકે, અને નિષ્ફળ ન થાય તો બીજા ખેડુને પ્રત્યક્ષ બતાવી પોતાની ઉપજમાં વધારો કરી શકે. દષ્ટાંત તરીકે કોઈ અનાજનાં બીનો પ્રયોગ, ખાતરનો પ્રયોગ, ઢોરને ઉછેરવાનો અને સારાં પુષ્ટ રાખવાનો પ્રયોગ આ બધા પ્રયોગો જોઇને સારા લાગશે તો ખેડુ વર્ગ તે ગ્રહણ કર્યા વિના નહિ જ રહે.

ખેડુ વર્ગ પ્રત્યે બીજી પણ કેટલીક ફરજો રાજ્યની છે. ખેડનો ધંધો પડી ભાગવાનું એક મુખ્ય કારણ તેમની પૈસા સંબંધી સ્થિતિ પણ છે. આના સંબંધમાં સાધારણ રીતે એવું કહેવામાં આવે છે કે ખેડુ વર્ગનાં અજ્ઞાન માણસો વિવાહ વગેરે તેમનાં વ્યાવહારિક ખર્ચમાં ઘણું જ નકામું ખર્ચ કરે છે તેથી તેમને સાહુકારના પંજામાં ફસાવું પડે છે. પરંતુ અમારે અમારો અનુભવ આ બાબતમાં જણાવવાની રજા લેવી જોઇએ. ખેડુ વર્ગના જેટલો કરકસરથી અને સાદી જીંદગી ગાળનાર બીજો કોઈ વર્ગ નથી. તે-

મનાં કપડાં જુઓ, તેમનો ખોરાક જુઓ, અને તેમનાં ઘર જુઓ; તો તમને ખ્યાલ આવશે કે તેમનું આવું મહેનતવાળું છતાં કેવું સાદું જીવન છે. આખું વરસ રાત દિવસ અથાગ મહેનતે બળદની સાથે બળદની માફક જ કામ કરીને તે તેમની જીંદગી પૂરી કરે છે. તેનાં અમુક વરસે ઘણા જ ઓછા ખરચથી કરેલા વિવાહ પણ આમ વગોવાય એ શોકજનક છે. એક મધરાસીનું રાતું કપડું, કે એક સોનાના ધુંસનું ઘરેણું, અને ગોળ ને ચોખા: આ તેમના વિવાહના ઉપભોગ, મોજમજા અને આનંદનાં સાધનો! શું તેમના જેવી સખત જીંદગીમાં આવો નિર્માલ્ય, નહિ જેવો આનંદનો વખત આવે તે પણ આપણને ભારે લાગે છે? તેમની ગરીબીનું મુખ્ય કારણ રાજ્યનું મહેસુલ, અને અમલદારોનો જુલમ છે. એક વખત મહેસુલ ચુકવવાને વાણીઆ પાસેથી પૈસા લેવા પડ્યા હોય તો જીવતાં સુધી તે અનેક કરજનું કારણ થઈ પડે છે; કરજદાર માણસ વ્યાજ અને કરજમાંથી તરત મુક્ત નથી થઈ શકતો તેનું કારણ એજ છે એક વખત કરજ કર્યું હોય તેનું વ્યાજ ન દેવાતું હોય ત્યાં અચાનક બીજું ખરચ આવી પડે છે એમ એક પછી ચાલ્યું જ જાય છે તેથી તેનું ઉપર કહ્યું તેવું વિવાહ જેવું નિર્માલ્ય ખરચ પણ વગોવાવાનો વખત આવે છે. આનો માત્ર એકજ ઉપાય છે કે દરેક રાજ્યે ખેડુઓને માટે એક જૂદી જ પેઢી રાખવી જોઇએ કે જેમાંથી ઘણે જ ઓછે વ્યાજને દરે તેમને પૈસા ધીરવામાં આવે અને તે ધીરધાર ઉપર પોતાની ખાસ નજર રહેવી જોઇએ કે જેમાં દુરુપયોગ થવા ન પામે. તે ઉપરાંત બીજો એક રસ્તો એ છે કે ખેડુને રોકડ ન આપતાં જે જોઇએ તે આપવું—જેમકે બીને માટે રૂ. માગે તો રૂપિયા નહિ આપતાં બી આપવાં; રાજ્યમાં બી, ખેતીનાં સાધનો, ઢોર ઢાંખર વગેરેની એક ડીપો જેવું રાખવું જેમાંથી રોકડને બદલે તે ચીજોની લોન મળે; અને પાકમાંથી, જે લીધું હોય તે તે પાછું આપે. રોકડ આપવાનું કહેવું એ કેટલીક વખત તેમને ભારે પડે છે. આમ કરવાથી વ્યાજખાઉ સાહુકારોના પંજામાંથી તેઓ મુક્ત થશે અને તેમની પૈસા સંબંધી સ્થિતિ કંઈ સુધરશે.

ખેતી સુધારવાનો એક બીજો રસ્તો એ છે કે કેળવાએલ વર્ગને જમીન ખેડવાના ધંધાની બને તેટલી સગવડો કરી આપવી કે જેથી એક કેળવાએલ જમીનદાર વર્ગ ઉભો થાય, જેના ઉપર અમલદાર વર્ગ જુલમ કરતાં વિચાર કરે અને રાજ્યને અભણ ખેડુ વર્ગ સાથે કામ પાડવાને બદલે કેળવાએલા માણસો સાથે જ કામ રહે. વળી તેથી કેળવાએલ વર્ગ માત્ર નોકરી તરફ જ વળે છે તે નહિ વળતાં ખેતી તરફ વળશે તો દેશને તથા રાજ્યને બન્નેને ફાયદો છે.

ખેતીના સંબંધમાં બોલતાં ગોવધ સંબંધે પણ બે બોલ કહેવાની જરૂર છે. ગોવધ હિંદની પ્રજાના મોટા ભાગની ધર્મની લાગણી દુઃખાવે છે એટલું જ નહિ પણ અર્થશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં તે એક મોટું નુકશાન છે. ખેતરમાં અનહદ કામ કરનાર ઉત્તમ પ્રાણી વર્ગની સંખ્યામાં આથી કેટલો ઘટાડો થાય છે તેના આંકડાઓ સરકારી

દફતરોમાંથી મળી આવે. આ વધ પ્રજા અને રાજા બન્નેને અહિતકર છે. બળદની સંખ્યા ઘટવાથી કિંમત વધે છે અને તે પણ ખેતીને ધક્કો પહોંચાડવામાં મદદ કરે છે.

આના જ સંબંધમાં એક વાત યાદ આવે છે કે ગાયનું છાણ એક અમૂલ્ય ખાતર છે. આ છાણ આપણા દેશમાં છાણાંના રૂપમાં બાળી નાખવામાં આવે છે. તેમ નહિ બાળતાં જો તેનું ખાતર બનાવવામાં આવે તો ઘણો જ ફાયદો થાય. આ વાત તો અત્યાર સુધી હરકોઇ એ કહે છે; પરંતુ તેને માટે શું કરવું એ પ્રશ્ન થાય છે. તો તે સંબંધમાં કહેવું જોઇએ કે આમાં પણ રાજ્યે જ ભાગ લઈ આગળ પડવાનું છે. છાણાંની કિંમત આવતી હોય તે કરતાં છાણની કિંમત વધુ આપીને રાજ્ય છાણ લઈ લે અને તેનું ખાતર સારી દેખરેખ નીચે કરાવે તો જ કંઈ તેનું પરિણામ આવે. નહિ તો જેમ અત્યાર સુધી છાણાં વેચાઈ જાય છે તેમજ હમેશાં વેચાઇ જવાનાં. માટે એ બાબતનો વિચાર કરવા જેવો છે.

ટુંકામાં ખેતી સુધારવી કે બગાડવી તેનો ઘણોખરો આધાર રાજ્ય જે ઉપાયો લે તેના ઉપર છે. આપણે ત્યાં કારખાનાં વગેરેમાં પણ લોકો પોતાની મેળે કંઇ કરી શકે એ બહુ સંભવિત લાગતું નથી. નુકસાન થાય તોપણ ભલે એમ ગણી, સંપૂર્ણ સ્વાર્થત્યાગથી રાજ્ય કરનાર વર્ગ જ્યારે પોતાની ફરજ સમજતાં શીખશે ત્યારે જ ખેતીનો કંઇક ઉદ્ધાર થવાનો; અને એટલું પણ યાદ રાખવાની જરૂર છે કે જે રાજ્યના ખેડુ સુખી તે રાજ્યની આબાદાની વધારે; કેમકે આપણે ત્યાં તો તેના ઉપર જ આધાર છે. આપણે ત્યાં વેપાર રોજગાર તો બહુ છે નહિ, અને ભવિષ્યમાં પણ ઉદ્યોગો તરફ હાલ જે પ્રવૃત્તિઓ થાય છે તેવીને તેવી જ કાયમ રહેશે તો પણ ઉદ્યોગમાં હિંદ પહેલું આવવા કદિ નહિ પામે. આમ કહેવાનાં કેટલાંક કારણો છે જે કોઈ બીજે વખતે વિચારીશું. અત્યારે તો એટલું જ કહેવું બસ થશે કે પરમેશ્વરે આપણને આપેલી કુદરતી બક્ષિસોનો ઉપયોગ આપણે નહિ કરીએ અને આપણે ભૂખમરાથી અને દુકાળોથી પીડાશું તો તેમાં દોષ કોનો ?

સાકરલાલ વિ. મોતીલાલ.

# હિન્દુસ્તાનનાં ઉપજ-ખર્ચનો આંકડો.

૧૯૦૪ ના માર્ચમાં ૧૯૦૪-૫ નુ બજેટ પ્રસિદ્ધ કરવામાં આવ્યુ હતું તેમાં ૬૧૮,૭૦૦ પાઉંડનો વધારો અટકળવામા આવ્યો હતો; હવેની ગણતરી પ્રમાણે ૩,૪૮૫,૫૦૦ પાઉંડનો વધારો પડશે એમ જણાય છે. ધાર્યા કરતાં ૨,૫૬૬,૮૦૦ પાઉંડનો વિશેષ વધારો પડશે. તેની વિગત નીચે પ્રમાણે:—

| ઉપજ | પાઉંડ | ખર્ચ | પાઉંડ |
|---|---|---|---|
| રેલવે | + ૨૩,૮૧,૫૦૦ | રેલવે | + ૪,૮૧,૨૦૦ |
| અફીણ | + ૧૦,૮૮,૯૦૦ | લશ્કર | + ૧,૨,૦૦,૦૦૦ |
| મીઠું | + ૨,૧૮,૪૦૦ | બીજી બાબતો | − ૯,૯૦,૨૦૦ |
| સ્ટાંપ | + ૧,૦૫,૯૦૦ | પ્રાન્તિક સરકારને | + ૧૨,૯૨,૭૦૦ |
| એકસાઇઝ્ (આબકારીવગેરે) | + ૨,૫૨,૦૦૦ | | |
| કસ્ટમ્સ્ (જકાત) | + ૪,૪૪,૨૦૦ | | |
| જંગલ | + ૧,૩૨,૯૦૦ | | |
| વ્યાજ | + ૧૦,૭૦૦ | | |
| પોસ્ટ | + ૯૫,૪૦૦ | | |
| તાર | + ૫૪,૮૦૦ | | |
| સિવિલ(લશ્કરીસિવાયના)ખાતા | + ૮૯,૯૦૦ | | |
| પરચુરણ | + ૨૮,૫૦૦ | | |
| પાણી કામ (નહેર વગેરે) | + ૬૮,૭૦૦ | | |
| પાબ્લિકવર્ક્સ(બીજા બાંધકામ) | + ૫૪,૮૦૦ | | |
| લશ્કર | + ૬૭,૩૦૦ | | |
| જમીનની મહેસૂલ | − ૬૨૮,૭૦૦ | | |
| બીજી બાબતો | + ૯૭,૮૦૦ | | |
| કુલ | + ૪,૫૫૦,૫૦૦ પાઉંડ | કુલ | + ૧,૯૮૩,૭૦૦ પાઉં |

પ્રથમ ધાર્યા કરતા વધારે ૨,૫૬૬,૮૦૦ પાઉંડ એટલે કે ૪$\frac{3}{4}$ કરોડ રૂપીઆનો વધારો પડ્યો.

નોંધ—ઉધાર બાજુ બાબતમ

૧. લશ્કરી ખાતામા પહેલાંનાં [illegible]જેટમાં આંકેલી રકમ કરતાં તિબેટની સ્વારીમાં એડનની સરહદ નકી કર[illegible] મોકલેલાં માણસોના ખર્ચમાં તથા સીસ્તાનની સરહદના કમિશન ખાતે ૪૧[illegible],૦૦૦ પાઉંડ વધારે; તેમજ, લશ્કરને નવાં હથિયાર આપવા ખાતે બજેટમાં ૫[illegible]૦,૦૦૦ પાઉંડ માંડેલા તેને બદલે લશ્કરી સુધારા ખાતે ૧,૧૯૧,૫૦૦ પાઉં[illegible] થયા.

૨. પ્રાન્તિક સરકાર પાંસેથી ૧;૩૧૬,૮૦૦ પાઉંડ લેવાના ઠરાવેલા; તેને બદલે ૨૪,૧૦૦ પાઉંડ જ લીધા. એટલે બાકીની રકમ પ્રાન્તિક સરકાર ખાતે ઉધારી. આમાંની ૬૬૭,૦૦૦ પાઉંડ મુંબાઇ અને પંજાબ સરકારને વડી સરકારે બક્ષીસ કર્યા હતા.

નોંધ—જમેબાજુ બાબતમાં:—

૧. આટલો બધો વધારો પડ્યો તેમાં મુખ્ય રકમ રેલવે ઉપજની. (નોર્થવેસ્ટર્ન—વાયવ્ય પ્રાન્તની રેલવે ઉપર ઘઉંનો વેપાર પુષ્કળ ચાલ્યો હતો.)

૨. બંગાળાના અફીણનો ભાવ બહુ આવ્યો.

૩. પરદેશથી સુતરાઉ કાપડની અને પરદેશી બનાવટની ચીજોની આયાત ઘણી થવાથી જકાતની રકમ મ્હોટી ઉપજી.

૧૯૦૫–૬ ના બજેટમાં નીચે મુજબ કરમાં ઘટાડો કરવામાં આવ્યો છે, તથા પ્રાન્તિક અને સ્થાનિક ઉપયોગ માટે ખાસ રકમો આપવામાં આવી છે:—

## નવા બજેટમાં.

| | પાઉંડ | રૂપીઆ |
|---|---|---|
| ૧. મીઠાના કરમાં ૨૫ ટકા ઘટાડો. (એટલે કે, બંગાળી મણે બે રૂપીઆને બદલે દોઢ રૂપીઓ થયો) | ૧૨,૨૦,૦૦૦ | |
| ૨. સંયુક્ત પ્રાન્ત, મધ્ય પ્રાન્ત, પંજાબ અને વાયવ્ય સરહદ—એ ઠેકાણે લેવામાં આવતો દુકાળનો લાગો છોડી દીધો. | ૧,૫૧,૦૦૦ | |
| ૩. અડધા આનાની ટિકિટમાં $\frac{1}{4}$ તોલા વજનનો કાગળ જતો તેને બદલે $\frac{1}{2}$ તોલા સુધી જાઇ શકશે, તેથી પોસ્ટ ખાતાની ઉપજમાં ઘટાડો. | ૪૭,૦૦૦ | |
| ૪. પોલિસ ખાતાના સુધારા માટે પ્રાન્તિક સરકારને આપવાના. | ૩,૩૪,૦૦૦ | =૫૦ લાખ રૂ. |
| ૫. પ્રાથમિક શિક્ષણના સુધારા વધારા માટે પ્રાન્તિક સરકારને. | ૨,૩૩,૦૦૦ | =૩૫ લાખ રૂ. |
| ૬. ખેતીની અભિવૃદ્ધિ માટે પ્રાન્તિક સરકારને. | ૧,૩૩,૦૦૦ | =૨૦ લાખ રૂ. |
| ૭. ડિસ્ટ્રિક્ટ અને લોકલ બોર્ડોને. | ૩,૭૭,૦૦૦ | =૫૬$\frac{1}{2}$ લાખ રૂ. |

ઉપર પ્રમાણે કરમાં ઘટાડો તથા નવાં ખર્ચ ગણતાં ( જે વિના ૩,૩૯૮,૮૦૦ પાઉંડનો વધારો પડત ) ૯૦૩,૮૦૦ પાઉંડનો વધારો પડશે.

૧૯૦૪-૫ ના સુધારેલા અડસટ્ટા કરતાં નવા બજેટમાં ૨,૫૮૧,૭૦૦ પાઉંડ ઓછો વધારો માંડવામાં આવ્યો છે. તેનું કારણ નીચે પ્રમાણે ઉપજ તથા ખર્ચમાં વધારો-ઘટાડો છે:—

| ઉપજ | પાઉંડ | ખર્ચ | પાઉંડ |
|---|---|---|---|
| મીઠું | − ૧૦,૯૧,૭૦૦ | સિવિલ કામ | + ૭,૧૯,૭૦૦ |
| અફીણ | − ૫,૬૬,૩૦૦ | પોલિસ | + ૪,૦૨,૫૦૦ |
| રેલવે | − ૧,૪૦,૯૦૦ | કેળવણી | + ૩,૬૫,૫૦૦ |
| જમીનની મહેસૂલ | + ૫,૦૫,૮૦૦ | સાયન્સ્-ખાતાં | + ૨,૧૭,૧૦૦ |
| બીજી બાબતો | + ૨૭,૦૦૦ | રેલવે | + ૧,૫૦,૪૦૦ |
| | | લશ્કર | + ૨,૩૨,૯૦૦ |
| | | તાર | + ૧,૧૯,૧૦૦ |
| | | હિન્દુસ્તાનના રક્ષણ માટે ખાસ યોજના. | + ૧,૦૫,૩૦૦ |
| | | અફીણ | − ૧,૩૪,૧૦૦ |
| | | પ્રાન્તિક સરકાર | −૧૩,૪૬,૨૦૦ |
| | | બીજી બાબતો | + ૪,૮૩,૪૦૦ |
| | કુલ ૧,૨૬૬,૧૦૦ | | કુલ + ૧,૩૧૫,૬૦૦ |

એકંદર કમી વધારો—૨,૫૮૧,૭૦૦ પાઉંડ

લશ્કરખાતા માટે ૨૦,૩૧૪,૭૦૦ પાઉંડ, અને દુકાળકામ માટે ૨૧૧,૭૦૦ પાઉંડ કાઢયા છે.

| ૧૯૦૫-૬ માં અમુક અમુક કામમાં નાંખવાની મૂડી:— | પાઉંડ |
|---|---|
| રેલવેમાં રાજ્ય તરફથી નાંખવાની મૂડી રકમ. | ૬૮,૬૨,૦૦૦ |
| રેલવે કંપની તરફથી નાંખવાની રકમ. | ૧૫,૮૮,૩૦૦ |
| પાણી કામ ( નહેર કુવા ) માં ખર્ચવાની રકમ. | ૮,૩૩,૪૦૦ |
| બંગાળા સેન્ટ્રલ રેલવે ખરીદી લેવા માટેની રકમ. | ૫,૦૦,૦૦૦ |
| દેવાની પતવણીની રકમ. | ૮,૯૩,૦૦૦ |
| થાપણ મૂકવાની, નાણાં ધીરવાનાં, વગેરે બાબતની રકમ. | ૧૧,૯૮,૯૦૦ |
| | ૧,૧૮,૭૫,૯૦૦ |

૧ —સરકારે પ્રસિદ્ધ કરેલી ટુંક નોંધ ઉપરથી.

*** પહેલી ઊર્મિએ ઉપરના આંકડા ઉપર લક્ષ દેવાનું ભાગ્યેજ કોઇકને મન થશે. પણ અમારી અમારા વાચકોને નમ્ર વિનંતિ છે કે આ વિષય કંટાળો લાવી ઉપેક્ષા કરવા જેવો નથી: આ આંકડા આપણા દેશની ઉપજમાંથી સરકારે ગયા વર્ષમાં કરેલા અને નવા વર્ષમાં કરવાના ખર્ચ સંબંધી છે, અને આપણા ઘરની ન્હાની ન્હાની નજીવી ખર્ચની રકમો જેટલી કાળજીથી તપાસીએ છીએ તે કરતાં ઘણી વધારે કાળજીથી તે તપાસવાની દરેક હિન્દી જનની ફરજ છે. આવા આંકડાના સૂક્ષ્મ અધ્યયનમાં આપણા પૂજ્ય સ્વદેશબન્ધુ દાદાભાઇ નવરોજજી અને મહાદેવ ગોવિન્દ રાનડે એમણે પોતાનું સમસ્ત જીવન ગાળ્યું છે, અને જો કે એ મહાપુરુષોના પ્રકૃત વિષયના જ્ઞાનનો શતાંશ પણ પ્રાપ્ત કરવો આપણે માટે અશક્ય છે, તથાપિ આ વિષયમાં વિચારશીલ અને પ્રામાણિક લોકમત ઉપજાવવામાં અને એ મતમાં ભાગ લેવામાં આપણે દરેક જણ કાંઇક કરી શકીએ એમ છે. આ કાર્ય યોગ્ય રીતે કરવા માટે, આ સ્થળે, પ્રજામતનો માત્ર અનુવાદ જ ન કરતાં, સરકાર તરફથી વાળવામાં આવેલા જવાબમાં કાંઈ મત્ત્વ છે કે કેમ એનો પણ વિચાર કરીશું.

૧

આપણા ઘરના સરવૈયાની માફક, દેશના સરવૈયામાં વધારો પડે એ બેશક આબાદીનું ચિહ્‌ન છે. એમાં માત્ર જોવાનું એટલું જ છે કે આ વધારો એક તો (૧) કૃત્રિમ ન હોવો જોઇએ, અને (૨) બીજું, તે કરનો બોજો વધારીને ઉપજાવેલો ન હોવો જોઇએ. હિન્દુસ્તાન આબાદી ભોગવતું નથી એ પ્રજાપક્ષના હિમાયતીઓ અનુભવસિદ્ધ માને છે, અને દર વર્ષે આયાત કરતાં નિકાસના વધારા રૂપે પરદેશ દ્રવ્ય ચાલ્યું જાય છે તેથી એ અનુભવનો ખુલાસો થાય છે એમ તેઓ જણાવે છે. છતાં, સરકારનાં પત્રકોમાં આબાદીનાં કાંઈ સ્પષ્ટ ચિહ્‌ન જણાતાં હોય તો તે નિષ્પક્ષપાત રીતે તપાસવાની આપણી ફરજ છે.

ઉપરના આંકડામાં ખર્ચ કરતાં ઉપજ વધારે જોવામાં આવે છે તેનાં સરકાર તરફથી ત્રણ કારણો બતાવવામાં આવ્યાં છે:—

(૧) રેલવે ઉપજ; (૨) અફીણની ઉપજ; અને (૩) પરદેશી માલ ઉપરની જકાતની ઉપજ. આ ત્રણમાંની એકે ઉપજથી આબાદી સિદ્ધ થતી નથી.

(૧) હિન્દુસ્તાનના જુદા જુદા ભાગોમાં લોકની જરૂરિયાતો સારી રીતે પૂરી પડીને પરદેશ માલ ચડે, અને તેમાં પણ કાચા માલ કરતાં બનેલી ચીજો ચડે, અને એને પરિણામે રેલવેની ઉપજમાં વધારો દેખાય, અથવા તો સામાન્ય રીતે લોકમાં જાઆવ વધીને રેલવેકંપનીઓ ભારે નફો કમાય તો—તો રેલવેઉપજને લોકની આબાદીનું ચિહ્‌ન માની શકાય. (રેલવેથી હિન્દુસ્તાનને લાભ છે કે હાનિ એ એક જુદો પ્રશ્ન છે. ઈ. સ. ૧૮૪૯થી પચાશેક વર્ષ સુધી રેલવે ખાતે દેશના હિસાબમાં ૬૦ કરોડની ખોટ ગઈ છે. હવે નફો થવા માંડ્યો છે. પણ તે ઉપર એક પત્રકાર ઉક્ત રેલવે વકીલના રિપોર્ટને આધારે ટીકા કરે છે કે ઘણી ખરી રેલવે તો હજી પણ ખુવે છે,

અને રેલનેથી એકંદર નફો છે કે નુકશાન એ નક્કી કરવા માટે દરેક રેલવે જુદી જુદી લઇને હિસાબ ગણવો જોઇએ.)

(૨) અફીણની ઉપજ એ કાંઈ દેશની આબાદીનું ચિહ્ન નથી તેમ હાલનો ઊંચો ભાવ કાયમ રહેવાનો નથી. અને તેથી નવા બજેટમાં ઓછો આંકડો માંડ્યો છે.

(૩) પરદેશી માલ દેશમાં વધારે આવી જકાતની ઉપજ વધે, એનો અર્થ સરકાર એવો કરે છે કે દેશ સુખી છે અને વધારે ઉપભોગનાં સાધન ખરીદી શકે છે, આ દેશની મ્હોટી વસ્તી જમીન ખેડીને ગુજરાન કરે છે, અને જમીનની મહેસૂલમાં તો ગયા વર્ષના આંકડામાં (-) ઘટાડો દેખાય છે. તો પછી દેશને વધારે સુખી શી રીતે માનવો એ સમજી શકાતું નથી. વચલા વર્ગમાં અને તવંગર વર્ગમાં પરદેશી માલની વધારે ખરીદી થયેલી હોવી જોઇએ. પણ તેનું પરિણામ એ કે તેટલો દેશી ધન્ધાઓને ધક્કો, અને પરદેશમાં પૈસો જવાનો વધારે.

પણ પ્રજાપક્ષ તરફથી પૂર્વોક્ત વધારાનાં બે કારણ બતાવવામાં આવે છેઃ—

(૧) કૃત્રિમ રીતે રૂપીઆની કિંમત ચઢાવી દઈ, વિલાયતમાં ભરવાની રકમમાં સરકારે બચાવ કર્યો તેથી વધારો દેખાય છે. એથી લોકની આબાદી વધીને સરકારની તીજોરીમાં વધારે પૈસો આવ્યો છે એમ અનુમાન નીકળતું નથી. બેશક, જેટલાં નાણાં વિલાયત ઓછાં મોકલવાં પડે છે તેટલો એક રીતે ફાયદો છે. તો પણ આ કૃત્રિમ નાણાંથી ખેડૂતને નુકશાન છે. રૂપીઆ મોંઘા થયા અને વીઘોટી તરીકે ભરવાના રૂપીઆ તો એટલા ને એટલા રહ્યા; એટલે કે આડકતરી રીતે વીઘોટી વધી એમ કહીએ તો ચાલે. કૃત્રિમ ચલણથી જે વધારો પડે છે એ વધારો દેખીતોજ છે એમ કેટલાક જણનું કહેવું છે. મિ. ગોખલેનું પ્રતિપાદન વિશેષ ચોકસ છે કે-વધારો છે તો વાસ્તવિક; પણ તે ખેડૂતને નુકશાન કરીને થયો છે, અને તેથી ખેડૂતના લાભમાં એનો ઉપયોગ થાય તો જ ખેડૂતને નુકશાનનો બદલો વળે. પ્રજાપક્ષ તરફથી મિ. બેકરે તેને વાળેલા જવાબમાં જણાવ્યું કે ખેડૂત જે કાંઈ કરકસર કરીને બચાવે છે તેની કિંમત સરકારની ચલણી નીતિથી (રૂપીઆ મોંઘા થવાથી) ઘટી ગઈ છે એમ કહેવું ભૂલભરેલું છે, કારણ કે ખેડૂત કાંઈ રૂપું બચાવતો નથી, પણ રૂપીઆ બચાવે છે; અને રૂપીઆની કિંમત ઘટી નથી; બીજું,—પહેલાં કરતાં અનાજના ભાવ વધ્યા છે એટલે વીઘોટીનો દર પણ વધ્યો ન ગણાય. મિ. બેકરનો આ ઉત્તર સન્તોષકારક નથી. ટંકશાળ બંધ થતા પહેલાં ખેડૂત લોક પાસે જે રૂપાનું ઘરેણું હતું તેની કિંમત ઘટી ગઈ એ એક સ્પષ્ટ નુકશાન; બીજું, ખેડૂત રૂપીઆ બચાવે છે રૂપું બચાવતા નથી એ ખરૂં, પણ રૂપીઆ બચાવવામાં મુશ્કેલી કેટલી બધી! રૂપીઆ બચાવવા એનો ખેડૂતને માટે તો અર્થ એવો કે અનાજના બદલામાં મોંઘી મળતી ચીજ બચાવવી. ત્રીજું—પાકના ભાવ વધેલા કહેવામાં આવે છે એમાં પણ એનું ખરૂં કારણ વિચારવાનું રહી જાય છે. દુકાળથી ભાવ વધે એથી ખેડૂતને લાભ નથી. વરસ થોડું પાકયું એ ખુલ્લું નુકશાન જ છે. પરદેશ રૂનો ખપ જાગે, અથવા તો અહીં જ કાપડનાં કારખાનાં વધવાથી રૂનો ભાવ વધે-એ રીતે ચઢેલા ભાવ જ ખેડૂતને ખરેખર લાભકારક છે.

(૨) પ્રજાપક્ષ તરફથી વધારાનું બીજું કારણ કરનો બોજો વધ્યો છે એ બતાવવામાં આવે છે. ૧૮૮૨ માં લૉર્ડ રિપનના વખતમાં ત્રણ કરોડ રૂપીઆ જેટલો કર કમી કરવામાં આવ્યો, અને તે છતાં ત્યાર પછીનાં ત્રણ વર્ષમાં સ્વાભાવિક રીતે લોકની આબાદીથી સરકારની તીજોરીમાં ૨.૧૬ કરોડ રૂપીઆનો વધારો પડ્યો એ ખરો વધારો. ૧૮૮૪–૮૫ પછીથી કર વધતો ચાલ્યો. અફઘાનિસ્તાનની સરહદ બહાર રૂશીઆથી ભડકીને અને બ્રહ્મદેશ ઉપર સ્વારી કરીને લશ્કરી ખર્ચમાં સરકારે વધારો કર્યો. સર ઑકલંડ કૉલ્વિન અને ઇશ્બર્ટ ઉઠાવેલો વાંધો ગણકારાયો નહિ, અને તેઓએ કરેલું વાંધાનું ટિપ્પણ અક્ષરે અક્ષર ખરૂં પડ્યું: ઇન્કમટેક્સ ફરી નાંખવામાં આવ્યો; મીઠાના કરમાં આઠ આના વધારો (રૂ. ૨–૮–૦) થયો; પેટ્રોલિયમ (કેરોસીન તેલ) ઉપર જકાત નંખાઈ; તથા પરદેશી સુતરાઉ કાપડ ઉપર તથા દેશી બનાવટના કાપડ ઉપર પણ જકાત દાખલ થઈ.

૨.

હવે આપણે પૂર્વોક્ત વધારાનો સરકારે કરેલો **વિનિયોગ** જોઇએ. આની વિગત ઉપર જણાવાઈ ગઈ છે. એના સામાન્ય સ્વરૂપ માટે એટલું કહેવું જોઇએ કે ગઈ કોન્ગ્રેસની બેઠકમાં પ્રો. ગોખલેએ એનો જે ઉપયોગ સૂચવ્યો હતો તે આ યોજનામાં કેટલેક અંશે નજરે પડે છે અને તે માટે સકલ પ્રજાએ લૉર્ડકર્ઝન અને એમના આર્થિક મન્ત્રીનો ઉપકાર માનવો ઘટે છે. એક પત્રકાર લખે છે તેમ, આપણાં નાણાંનો આપણા સુખ માટે ઉપયોગ કરવામાં આવે એમાં એક રીતે જોતાં ઉપકાર કશો નથી, પણ જે દુરૂપયોગ કરવાની સ્વતન્ત્ર સત્તા ભોગવે છે તે જ્યારે સદુપયોગ કરે ત્યારે તેનો ઉપકાર માનવો પણ અસ્થાને નથી.

પ્રો. ગોખલેએ આ વર્ષની બજેટની યોજનાને સામાન્ય રીતે "liberal and statesmanlike"="ઉદાર અને રાજ્યનીતિજ્ઞને શોભતી" કહી, અને મીઠાના કરમાં કરેલા ઘટાડાથી માંડી લોકલબોર્ડને કરેલી બક્ષીસ સુધીની સર્વ વિગત માટે પોતાનો આનંદ જાહેર કર્યો. મીઠાના કર વિષે બોલતાં પોતે જણાવ્યું કે હજી પણ મીઠું વધારે સોંઘું કરવું જોઇએ: ગયે વર્ષ સરકારે આઠ આના કર ઘટાડ્યો એને પરિણામે લોકમાં મીઠાનો વાપર વધ્યો અને જેઓ એમ ભય રાખતા હતા કે આનો લાભ મીઠાના વેપારીઓ લઈ જશે તેઓ ખોટા પડ્યા. આ પરિણામ સ્વાભાવિક છે: બ્રહ્મદેશમાં—જ્યાં મીઠા ઉપરનો કર આપણા કરતાં ઓછો છે,—ત્યાં માણસદીઠ ૧૭ શેરનો ઉપાડ છે, અને આપણે ત્યાં ૧૦ શેરનો છે, એ જ બતાવી આપે છે કરની મીઠાના ઉપયોગ ઉપર ઘણી અસર છે. સરકારે ડિસ્ટ્રિક્ટ લોકલબોર્ડોને (૫૬ રૂ. લાખની) બક્ષીસ આપી છે એ વિષે બોલતાં પ્રો. ગોખલેએ મ્યુનિસિપેલિટિઓને પણ એવી બક્ષીસ આપવાની જરૂર બતાવી. સરકારે પ્લેગની શરૂઆતમાં મ્યુનિસિપેલિટિની સત્તા પોતાના હાથમાં લઈ આંખ મીંચીને બેહદ ખર્ચ કર્યું એથી એ મંડળો દેવામાં ડૂબી ગયાં છે, અને લોકના આરોગ્ય માટે જે જે યોજનાઓ કરવી જોઇએ તે કરવાને તેઓ અશક્ત થઈ ગયાં છે એ ઉપર પ્રો. ગોખલેએ પુનાનો દાખલો ટાંક્યો. મિ. બેકરે, ઉત્તર વાળતી વખતે જણાવ્યું કે બીજા ઇલાકાઓમાં ઇલાકાસરકારે આવે

પ્રસંગે મદદ આપેલી છે, અને મુંબાઇસરકારને મિ. ગોખલેએ વિનંતિ કરવી જોઇએ: મુંબાઇ સરકારને છેલ્લાં ચાર પાંચ વર્ષ પૈસાની તાણ હતી, પણ હવે હિન્દી સરકાર તરફથી એમની સાથે સારી ગોઠવણ કરવામાં આવી છે, તે મિ. ગોખલેની સૂચના ઉપર ધ્યાન આપી શકશે: 'જે સત્તા બીજા ઇલાકાને છે, તે મુંબાઈ સરકારને પણ છે જ.' ઇચ્છીએ છીએ છે કે મિ. બેકર બતાવેલે આ માર્ગે પ્રો. ગોખલેની માગણી સિદ્ધ થશે.

આ સર્વે "ઉપકાર" ઉપર પ્રજાનો હક ઘણાં કાળથી શરૂ થઇ ચૂક્યો હતો-એમ પ્રો. ગોખલેએ છેલ્લાં સાત વર્ષના ઉપજ ખર્ચના આંકડા લઇને બતાવ્યું. વાચક સરળતાથી ગ્રહી શકે તેટલા માટે પ્રો. ગોખલેની ગણતરી અત્રે જમેઉધારના હિસાબને આકારે નીચે મુજબ ગોઠવીશું:—

| જ | ઉ |
|---|---|
| ૩૨॥ કરોડ સાત વર્ષમાં સરકારની ગણતરી પ્રમાણે પડેલો વધારો. ( પ્રાન્તિક સરકારને બક્ષેલી રકમ તે આ ઉપરાંતની ) | ૧૬) કરોડ દુકાળ અને લશ્કર ખાતામાં ખર્ચેલા તે પ્રજાને પાછા આપ્યા ગણીએ. ( લશ્કરખાતાનું ખર્ચ કેટલું વાજબી છે એ જુદો પ્રશ્ન છે અને તે નીચે ચર્ચાશે) |
| ૧૨॥ કરોડ. સિક્કા પાડયા તેમાંથી થએલો નફો. (સોનાના રિઝર્વ ફંડમાં નાંખ્યો.) | ૨) કરોડ. રેલવે અને નહેર ખાતામાં ખર્ચેલા તે પણ પ્રજાને પાછા આપ્યા ગણીએ. |
| ૧૬) કરોડ. દુકાળ અને લશ્કર બાબતનું ખર્ચ (ઉપજમાંથી કર્યું ) | |
| ૨) કરોડ રેલવે અને નહેર ખાતામાં ખર્ચ્યા. | |
| ૩¾ કરોડ દુકાળના વીમાખાતામાં, દેવું ઘટાડવામાં વાપર્યા. | |

આ પ્રમાણે છેલ્લાં સાત વર્ષમાં લગભગ ૪૯ કરોડ રૂપીઆ સરકારને ત્યાં પ્રજાના જમે રહ્યા અને તેથી એવડી ભારે રકમમાંથી સરકારે આ વર્ષે કરેલો 'ઉપકાર' તે બિલકુલ થોડો છે એમ પ્રો. ગોખલેનું કહેવું છે. સરકારે આ વર્ષે ૩¾ કરોડ રૂપીઆ ( ૨ કરોડ કર ઘટાડવામાં અને ૧¾ કરોડ લોકહિતની યોજનામાં ) ઉધાર બાજુએ લખ્યા છે. એ સંબન્ધમાં બોલતાં લૉર્ડ કર્ઝને જણાવ્યું કેઃ—

"My view has always been that as the revenue of this country comes in the main from the people of the country, it is to the people that the disposable surplus, if there be one, should return. And who are the people of whom I speak? They are the patient, humble millions, toiling at the well and at

the plough, knowing little of budgets, but very painfully aware of the narrow margin between sufficiency and indigence. It is to them that my heart goes out. They are the real backbone of our economic prosperity. They give us nearly 20 millions sterling per annum in land-revenue alone, or about one-fourth of our entire receipt.

And alongside of them are the artisan, the petty trader, the small shop-keeper, the minor official, the professional man of humble means, numerically much smaller than the cultivating classes, but relatively poor, and all entitled to some return when the State has the wherewithal to give."*

વિચાર ઉમદા છે. માત્ર એને અમલમાં કોણ વધારે મૂકે છે એ જ સવાલ છે. પ્રો. ગોખલેએ તો નવા બજેટમાં કરેલી યોજના કરતાં પણ આગળ વધી માગણી કરી હતી કે સરકારે, આ મળેલી તકનો લાભ લઇ, મદ્રાસ, મુંબાઇ, મધ્યપ્રાન્ત અને સંયુક્ત પ્રાન્તની વીઘોટીમાંથી સેંકડે વીસ ટકા કાઢી નાંખવા જોઇએ. આમ કરવામાં સરકારને વર્ષે દહાડે ત્રણ કરોડની ખોટ ખમવી પડશે પણ તેનો બદલો લોકની સમૃદ્ધિ રૂપે અને એને પરિણામે બીજાં દ્વારે આવતી ઉપજ રૂપે દસ ગણો વળી જશે.—એમ જણાવ્યું હતું: અને છેવટે ખેડૂત વર્ગને માથે આજ કાલ કેવા કઠણ દહાડા આવ્યા છે એનો ઉલ્લેખ કરી, આ દેશની અને બીજા દેશોની વીઘોટીના દર સંબન્ધી મુલહોલની ડિક્ષનેરીમાંથી નીચે પ્રમાણે આંકડા ટાંક્યા હતા:—

| દેશ | પાકની કિંમતના પ્રમાણમાં વીઘોટીનો દર. |
|---|---|
| યુનાઇટેડ કીંગ્ડમ | ૮·૩ |
| ફ્રાન્સ | ૪·૮ |
| જર્મની | ૩·૬ |
| ઑસ્ટ્રીઆ | ૪·૬ |
| ઈટાલી | ૭·૬ |
| બેલ્જીઅમ | ૨·૮ |
| હોલૅંડ | ૨·૯ |

ઉપર આપેલા આંકડામાં સ્થાનિક વેરો અને સ્ટૅાંપની કિંમત અને ફ્રાન્સમાં રસ્તા-વેરો આવી જાય છે. હિન્દુસ્તાનમાં—દર ઇલાકામાં લેવાતા વેરા અને સ્ટૅાંપની કિંમત બાદ કરીએ તો પણ, ૧૯૦૨ માં પ્રસિદ્ધ કરેલા સરકારના પોતાના જ સિદ્ધાન્ત પ્રમાણે ઘણા

* લોર્ડ કર્ઝને જે અભિપ્રાયને "my view"="મ્હારો અભિપ્રાય" કહ્યો છે એ જ પ્રો. ગોખલેએ વર્ષાવર્ષ એમની સમક્ષ મૂક્યો છે, અને આ વર્ષના એમના ભાષણમાં પણ ખેડૂતની જ હિમાયત આદિથી તે અન્ત સુધી વ્યાપી રહી હતી. છતાં ત્યાર પછીના પોતાના ભાષણમાં આ અભિપ્રાયને "મ્હારો" કહીને લોર્ડ કર્ઝને પ્રકટ કરેલી અહંતા કાંઇક unconscious humour અણધાર્યું હાસ્ય ઉપજાવે છે.

ખરા ભાગમાં ૧૫ ટકા ઉપરાંત અને કેટલેક ઠેકાણે તો ૨૦ ટકા જેટલી વીઘોટી લેવામાં આવે છે.

પરન્તુ અત્રે પ્રશ્ન થશે કે આટલી બધી વીઘોટી માફ કરવા જેટલી સરકારને ઉપજ કયાં છે? આ પ્રશ્ન નિવારવા માટે પ્રો. ગોખલેએ નીચે પ્રમાણે આંકડા ટાંકી બતાવ્યાઃ—

૧ કરોડ ૩૬ લાખ—નવા બજેટમાં સરકારે કબુલ કરેલો વધારો.
૩ „ ૬૬ „ —નવા બજેટમાં લશ્કરી ખર્ચ માટે આંકેલી રકમ.
૨॥ કરોડ —સિક્કા પાડવા તેમાંથી દર વર્ષે થએલો સરેરાશ નફો
——— ——— (જેમાં, ભવિષ્યમાં, વેપાર વધશે તેમ જરૂર વધારો થશે).

કુલ ૭॥ કરોડનો વાર્ષિક વધારો.

ઑ. મિ. બેકરે જવાબ વાળતી વખતે છેલ્લી બે રકમોને વધારા તરીકે નાકબુલ કરી. એમણે જણાવ્યું કે સિક્કાનો નફો તો "પવિત્ર" ગણી જુદો જ રાખવો જોઇએ. કારણ કે તે વિના સરકારે ઠરાવેલો વિલાયતની હુંડીયામણનો દર ટકાવી શકાય નહિ. પરન્તુ આનો જવાબ પહેલેથી જ પ્રો. ગોખલેએ લૉર્ડ કર્ઝનના પોતાના શબ્દોને આધારે કરી મૂક્યો હતો કે-"ગયા વર્ષ સુધીમાં સિક્કા પાડવાનો નફો ૭૫ લાખ પાઉંડ થઈ ચૂક્યો છે, અને કુલ એક કરોડ પાઉંડ થાય એટલે હુંડીયામણનો ભાવ ટેકવી રાખવા માટે એ બસ છે"—પરન્તુ મિ. બેકર તરફથી આનો કાંઈ જ ઉત્તર આપવામાં આવ્યો નથી.

બે પક્ષ વચ્ચે બીજો મ્હોટો વિવાદ લશ્કરી ખાતાના ખર્ચ બાબત છે. સરકારે આ ખર્ચ (૩ કરોડ ૬૬ લાખ રૂ.) ચાલતી ઉપજમાંથી કાઢયું છે.

મિ. ગોખલે આ યોજનામાં, કર ભરનારા હાલના જમાનાને અન્યાય થતો જુએ છે. એમનું એમ કહેવું છે કે થોડીક રકમ દેવું પતવવા ખાતે કાઢી બાકીના વધારાનો લોકને લાભ આપવો જોઇએ. અને લશ્કરી ખર્ચ જેવી રકમ માટે લોન કાઢવી જોઇએ. લૉર્ડ કર્ઝને અને બેકરે પ્રજાહકના હિમાયતી તરફથી આ બીજી સૂચના થતી જોઈ આશ્ચર્ય બતાવ્યું હતું. તેઓનું એમ કહેવું હતું કે જે દેશમાં લોકને, સરકારને દેવું કરતી અટકાવવાની સત્તા નથી, ત્યાં સરકારને ઉપજના વધારામાંથી ખર્ચ કરવાને બદલે દેવું કરીને ખર્ચ કરવાની સૂચના કરવી એ તો ઉલટું ભયંકર છે. અમને લૉર્ડ કર્ઝનના આ વિચારમાં કેટલુંક સત્ય લાગે છે, પણ કદાચ ગોખલેનો આશય એવો હશે કે—સરકાર ધારશે તે ખર્ચ કરશે જ, માટે સામાન્ય ઉપજનો સામાન્ય ખર્ચમાં જ વિનિયોગ થાય તો ઠીક; જેથી, "**યો ધ્રુવાણિ પરિત્યજ્ય**" એ ન્યાયે આપણને જે લાભ મળ્યો તે જ ખરો; સામાન્ય ઉપજ ઉડાવી દેતાં સરકારને જે આંચકો આવતો નથી તે કદાચ દેવું કરતાં આવે; સરકાર બહુ દેવું કરવા માંડશે તો આ દેશના લોક વધારે લોન ભરતા એની મેળે અટકશે, અને ઇંગ્લંડની પ્રજામાં ભરાવવામાં આવશે તો સરકારના લશ્કરી ખર્ચ ઉપર સ્વાભાવિક રીતે ત્યાંની પ્રજાનું ધ્યાન ખેંચાશે.

લશ્કરી ખર્ચ ૧૮૮૪—૮૫ માં ૧૭.૭ કરોડ હતું તે વધી ૧૯૦૫-૦૬ના બજેટમાં આવતાં ૩૨.૬ કરોડ અંકાયું છે, એ માટે પ્રો. ગોખલેએ ઘણો પોકાર કર્યો. લશ્કરી બાબતમાં પોતે અનિપુણ છે એ ખરી વાત, પણ એ બાબતના નિપુણ પુરુષોમાં પણ કેવા બે મત છે એ જણાવ્યું, અને આ સંબન્ધમાં એમણે ઠીક કહ્યું કે રક્ષણના યત્નને પણ આર્થિક શક્તિની હદ હોવી જોઇએ:—

"National safety is of course, the first and most paramount consideration in a country's administration. But no people can bear indefinite and ever-increasing burdens practically without limit, and absorbing the greater part of every financial improvement—even in the name of such safety." *

વળી, ગયે વર્ષે સર એડમન્ડ એલિસે (લશ્કરખાતાના મેમ્બરે) જાપાનનો દાખલો લઇને જણાવ્યું હતું કે જાપાન પહેલેથી ચેત્યું હતું તો રશિયા સામે ટક્કર લઇ શક્યું, પણ જો એ દેશમાં મિ. ગોખલે અને મિ. શ્રીરામ જેવા સલાહકારો હોત તો આજ એ દેશનું શું થયું હોત! આ ટીકાનો ઉત્તર આ વર્ષે પ્રો. ગોખલેએ બહુ સારી રીતે વાળ્યો અને જાપાનનો દાખલો એક કરતાં વધારે બાબતમાં અનુસરવા સરકારને વિનંતી કરી!

---

* સરખાવો:—

"He (Cobden) opposed war, because war and the preparation for it consumed the resources which were required for the improvement of the temporal condition of the population. Sir Robert Peel had anticipated him in pressing upon Parliament the danger to European order arising from military expenditure. Heavy military expenditure, he said, meant heavy taxation, and heavy taxation meant discontent and revolution. That wise statesman had courageously repudiated the old maxim, *Bellum para si pacem velis.* A maxim that admits of more contradiction, he said, or one that should be received *with greater reserve, never fell from the lips of man.* What is always still more important, Peel was not afraid to say that it is impossible to secure a country against all conceivable risks. *If in time of peace you insist on having all the colonial garrisons upto the standard of complete efficiency,* and if every fortification is to be kept in a state of perfect repair, then no amount of annual expenditure can ever be sufficient. If you accept the opinions of military men, who tell a Minister that they would throw upon him the whole responsibility in the event of a war breaking out, and predict the loss of this or that the other valuable possession, then the country must be overwhelmed by taxation. It is inevitable that risks should be run. Peel's declaration was, and must at all times remain, the language of common sense, and it furnishes the key to Cobden's characteristic attitude towards a whole class of political questions where his counsels have been most persistently disregarded."

—*Morley's Life of Cobden.*

"I do not think the reference to Japan was quite a tactful thing. For Japan's destinies are guided by her own sons, whose one thought and aspiration is the greater glory of their country, furthering by every means in their power the moral and material advancement of their people. Is the Hon'ble Member prepared to adopt Japan as a model for all branches of the country's administration? If so, let him induce his colleagues in the Government to treat the people of India as the Japanese Government treats the people of Japan in matters of education, of industrial development, of military and naval service, of appointment to high and responsible office, and I, on my part, humble as I am, undertake to see that no Indian publicist raises any objection to such military expenditure as the Hon'ble Member think it necessary to incur."

છેવટે આ વિષયમાં પ્રો. ગોખલેએ કહ્યું કે હિન્દુસ્તાનને એશિયા ખાતેની બ્રિટિશ સલતનતનું કેન્દ્ર માનવામાં આવે છે તો મુનાસબ છે કે બ્રિટિશ પ્રજાએ બ્રિટિશ સલતનતને ખાતર અત્રે થતા ખર્ચમાં ભાગ આપવો જોઇએ. આનો ઉત્તર કરતી વખતે મિ. એકરે જણાવ્યું કે આ પ્રશ્ન ઘણો વિકટ છે, અને વેલ્બી કમિશને ઇંગ્લંડ અને હિન્દુસ્તાન વચ્ચે જે ભૂગોલરેખા દોરીને ખર્ચના વિભાગનું ધોરણ બાંધી આપ્યું છે તેમાં ફેરફાર કરવો અશક્ય* છે. બીજું, નૌકાસૈન્યનું ઇંગ્લંડને ૩⅔ કરોડ પાઉંડ ખર્ચ થાય છે, એમાં હિન્દુસ્તાન માત્ર એક લાખ પાઉંડ જ આપે છે. જો હિન્દુસ્તાનના ખર્ચમાં ઇંગ્લંડ પાસે ભાગ માગવો તો ઇંગ્લંડના ખર્ચમાં હિન્દુસ્તાને પણ ભાગ આપવા તૈયાર થવું જોઇએ. બીજું આ બાબતનો નિર્ણય હિન્દુસ્તાનસરકારના હાથમાં નથી પણ ક્ષણવાર ધારો કે પૂરેપૂરો વાજબી ઠરાવ કરવામાં આવે—તો થાય એ કે આખી બ્રિટિશ સલતનતના રક્ષણ માટે જેટલું જળ અને સ્થળનું સૈન્ય રાખવામાં આવે તે સર્વમાં હિન્દુસ્તાને ભાગ આપવો પડે, અને તે રીતે કરવા જતાં હિન્દુસ્તાનને હાલના કરતાં વધારે ભાર ખમવો પડે એ સ્પષ્ટ છે.

મિ. એકરનું કહેવું ઉપર ઉપરથી જોતાં ઘણું સંગીન લાગે છે. પણ ખરું જોતાં મિ. ગોખલેને આ વાજબી જવાબ નથી. હિન્દુસ્તાનસરકારને આવી બાબતમાં બ્રિટિશ સરકારનો ઠરાવ માન્ય કરવો પડે છે એ ખરૂં અને એડમંડએલિસ ( લશ્કર ખાતાનો મેમ્બર ) "બ્રિટિશ હાઉસ ઑફ કૉમન્સની ભૂમિ ઉપર આ પ્રશ્ન માટે લડાઈ લડવા"ની બલામણ કરે છે એ પણ ઇશ્વરકૃપા અને મનુષ્યબળ તો કોઇવાર કરીશું. પણ હિન્દી સરકાર બ્રિટિશ સરકાર આગળ આપણો પક્ષ જોઇએ તેટલી મજબુતીથી રજુ કરે તો આ બાબતમાં ન્યાય થવાનો ઘણો સંભવ છે, છતાં બ્રિટિશ પ્રજા એ ઉપર લક્ષ નહિ આપે તો તે માટે મિ. ગોખલે કદી પણ લૉર્ડ કર્ઝનને દોષ દેનાર નથી.

બ્રિટિશ સલતનતના સ્વાર્થની સઘળી લડાઇમાં એવા દરેક અવયવનું હિત મનાતું હોય તો કૉલોનીઝ ( બ્રિટિશ સંસ્થાનો )ની પ્રજાઓએ પણ એના ખર્ચમાં ભાગ આપવો

જોઇએ. પણ તેઓ તો હિન્દુસ્તાન જેટલું પણ આ ખર્ચ ઉપાડવામાં સાહાય્ય કરતાં નથી, અને જે દલીલ હિન્દુસ્તાન સામે સહેલાઈથી વાપરવામાં, બલ્કે અમલમાં પણ મૂકવામાં, આવે છે—એવું કૉલોનીઝને તો સ્મરણ આપવાની પણ ભાગ્યે જ કોઈકની હિંમત ચાલે છે. હાલમાં મિ. બાલ્ફરે (પ્રધાન મન્ત્રીએ) સંસ્થાનોને પોતપોતાના પ્રમાણમાં નૌકાસૈન્ય રાખવાની ભલામણ કરી છે, એ કેટલી અમલમાં આવે છે એ જોવાનું છે. વળી ક્ષણવાર આપણે માની લઇએ કે ભલે કૉલોનીઝ પોતાનું કર્તવ્ય કરવામાં ચૂકે, પણ હિન્દુસ્તાને તો બ્રિટિશ સલતનતના રક્ષણ માટેના ખર્ચમાં ભાગ આપવાની ના નથી, પણ હાલની વ્યવસ્થા પ્રમાણે તો સઘળું ખર્ચ હિન્દુસ્તાનને જ વહેવું પડે છે. અને એટલું ખર્ચ વ્હોરીને, નવી ભૂમિમાં પ્રવેશ કરીને, બ્રિટિશ વ્યાપારનો પ્રદેશ વધારવામાં આવે છે એનો લાભ પણ બ્રિટિશ પ્રજા જ લે છે: હિન્દુસ્તાન એ લાભ લઈ શકે એવી સ્થિતિમાં નથી. વળી, આજકાલની સઘળી લડાઇઓ મુદ્દે વ્યાપારી સ્વાર્થની જ લડાઇઓ હોય છે, અને તેથી એ સ્વાર્થમાં હિન્દનું કેટલું હિત સમાએલું છે એ મ્હોટો અને વાજબી પ્રશ્ન છે. વાજબી રીતે સમસ્ત બ્રિટિશ સલતનતના રક્ષણ માટેના ખર્ચમાં હિન્દે ભાગ આપવાનો ઠરે તો તે પણ એને ભારે પડવાનો નથી. કારણ કે એને નિશ્ચય છે કે બ્રિટિશ પ્રજા લડાઇના ખર્ચનો બોજો કદી પણ પસન્દ કરતી નથી, અને એ બોજો એની પીઠ ઉપર પડશે કે તુરત આવી લડાઇઓ સામે ઇંગ્લંડમાં પ્રબળ લોકમત જાગશે અને પરિણામે હિન્દુસ્તાનને લાભ જ થશે.

છેવટે, બજેટ ઉપર બોલતાં, પ્રો. ગોખલેએ ખાસ ખેદ દર્શાવ્યો કે સરકારી નોકરીઓના સબંધમાં લૉર્ડ કર્ઝનના ઠરાવથી દેશીઓના હક ઉપર હંમેશની છરી વાગે છે: એમના ઠરાવમાં, (૧) જ્યાં સુધી બ્રિટિશ રાજ્ય છે ત્યાં સુધી રાજ્યપદ્ધતિ ઉપર બ્રિટિશ છાપ બેસાડવા માટે યુરોપિયનોની જરૂર છે, અને (૨) અમુક કામ માટે યુરોપિયનો જ લાયક છે, દેશીઓ લાયક નથી—એમ સ્પષ્ટ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. અને એ દેશીઓના હકમાં બહુ જ હાનિકારક છે. રૂ. ૫૦૦ ઉપરના પગારની સરકારી નોકરીમાં દેશીઓની સંખ્યા યુરોપિયનોની પ્રમાણમાં કેવી જૂજ છે, અને ૧૮૯૭ અને ૧૯૦૩ વચ્ચે (લૉર્ડ કર્ઝનની પોતાની જ કારકીર્દીમાં) આ બાબતમાં દેશીઓને કેવો અન્યાય થયો છે એ બતાવનારાં ખાતાવાર કોષ્ટક રજુ કર્યાં, અને એ અવકાશે વાંચવાનું સરકારને સોંપી, ગંભીર જુસ્સાથી નીચે પ્રમાણે નિવેદન કર્યું:—

"My Lord, this question of appointment to high office is to us something more than a mere question of careers. When all positions of power and of official trust and responsibility are the virtual monopoly of a class, those who are outside that class are constantly weighted down with a sense of their own inferior position, and the tallest of them have no option but to bend in order that the exigencies of the situation may be satisfied. Such a state of things, as a temporary arrangement, may be accepted as inevitable. As a permanent arrangement it is impossible. This question thus is to us a question of a national prestige and self-respect, and we feel that our future growth is bound up with a proper solution of it."

આ પ્રહાર લૉર્ડ કર્ઝનથી સહેવાયો નહિ. આંકડા બહુ પ્રબલ હતા; એનો ઉત્તર તો વાળી શકાયો નહિ. ૧૮૫૬ ના રાણીના ઢંઢેરામાં દેશી પરદેશીને સરખા ગણવા એમ વચન આપેલું નથી, સર્વની લાયકાત જોવાની છે—એવો વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્ત એ શ્રુતિમાંથી ઉપજાવી કાઢ્યો ! છેવટે કહ્યું કે 'દેશી-પરદેશીના ભેદની વાત જવા દો. હું તો સર્વ ખાતામાં દેશીઓના હિમાયતી તરીકે પ્રસિદ્ધ છું.' આ ભેદ જવા દેવો જેટલો લૉર્ડ કર્ઝનના હૃદયને સરલ હશે તેટલો આપણને નથી. દેશીઓની હિમાયત પણ શબ્દ માત્રથી સિદ્ધ થવાને બદલે પ્રત્યક્ષ સંખ્યાથી સિદ્ધ થાય તો વધારે સારૂં. લૉર્ડ કર્ઝન જેવા પ્રબલ અમલદારની ઇચ્છા એક હોય અને અમલ જુદો થાય—એ સ્થિતિ લોકથી સહજ સમજાઈ શકે એવી નથી.

[ વસન્ત ઑફિસ.

---

અને આત્મારૂપી તારલાઓ, પણ પોતાનું ઉત્કટ અહંતાભર્યું તેજ સહુ, કૃષ્ણચન્દ્રના તેજમાં પોતે ન્હાયાં છે. આ પ્રમાણે પ્રકૃતિ-પુરુષ અને પરમાત્માના સંબન્ધનું જ્ઞાન, એક ભૂમિકા આગળ ચ્હડે છે.

હજી એક ભૂમિકા આગળ વધીએ. દૃષ્ટિ તો માત્ર જુવે જ. ભક્તિદૃષ્ટિ કૃષ્ણચન્દ્રની શીતળતા જ અનુભવે. **ભક્તિરસ** વિશેષ નિકટ સંબન્ધ માગે છે. એને 'આકાશે ચન્દ્ર' જોઈ સન્તોષ થતો નથી;—એને તો ઇન્દ્રિયો અને આત્માઓ રૂપી જે "વ્રજ", તેના "નાથ" ને ઝુલાવવાનું મન છે. તેથી એ રસમય જીવન ઉછળી ગાય છેઃ—

**" વ્રજનાથ ઝુલાવું સારી રેન."**

એ "વ્રજ" ના "નાથ" ને ઘડી બે ઘડી ઝુલાવ્યે સન્તોષ વળતો નથીઃ આખી રાત ઝુલાવું એમ થાય છે.

આનો સાર કે—

(૧) સંસાર એ પરમાર્થ સત્ય નથી એ વાત સંસારના સઘળા વ્યવહારો વચ્ચે રહીને પણ ભૂલવી નહિ.

(૨) સંસાર પરમાર્થ સત્ય નથી એટલું જ સમજ્યે બસ નથી. સંસારમાં પણ પરમાત્માનો વાસ છે એ જાણવાનું છે વેદાન્તની પરિભાષામાં, ચોતરફ માયા વિસ્તરી રહી છે એટલું જ નહિ, પણ એ માયામાં બ્રહ્મનો અનુપ્રવેશ છે, અને એથી જ માયા પણ "છે" એટલા અસ્તિત્વવાચક શબ્દની અધિકારિણી બની છે.

(૩) સર્વત્ર પરમાત્માનો વાસ છે એવું પરોક્ષજ્ઞાન પણ બસ નથી. પરમાત્માને પોતાની પાસે લેવાનું મન હોવું જોઇએ. ગોપિકાઓ કૃષ્ણચન્દ્રના ચરણો કુચસ્થળ સાથે ચાંપતી, ચાંપી રાખતી, તો પણ હજી રાખું, હજી એને ઊંડા ઉતારૂં એમ એમને થતુંઃ આપણી વૃત્તિઓ સાથે પરમાત્માનો પરિષ્વંગ એ રીતનો થવો જોઇએ.

(૪) સંસાર બહાર ઊડીને પરમાત્માને ખોળવા જવાતું નથી. પરમાત્માને આપણી પાસે લેવાનો છે, અનુભવવાનો છે. પરમાત્મા સંસારની બહાર હોય, તો બહાર ઊડવાની જરૂર રહે. જે "પ્રાણનો પણ પ્રાણ છે" એવો નિકટ છે, એની શોધ માટે બહાર શું કરવા ઊડવું જોઇએ? જ્યાં જુઓ ત્યાં એ છે સંસારમાં પણ એ છે, માટે આ કહેવાના સંસારમાં પણ જ્યાં ત્યા એને જ "ઝુલાવ્યાં" કરો—આપણે સર્વ સાથે રહી ઝુલાવીએ, અને કૃતકૃત્ય થઇએ.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂ. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ ખર્ચના આના ચાર મોકલવા કૃપા કરવી.

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છુટક નકલના રૂા ૦-૪-૦ „

મળવાનુ ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
વસન્ત ઑફિસ—અમદાવાદ

---



---

### એક ભૂલ.

પૃ૦ ૧૬૩ મે, છેલ્લી લીટીમાં 'વિશુદ્ધ' ને બદલે 'વિરુદ્ધ' વાંચવું

---

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम्
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्

વર્ષ ૪, અંક ૫. [ માસિક ] જ્યેષ્ઠ, સંવત્ ૧૯૬૨.

## સાહિત્ય-પરિષદ્.

આપણા પ્રસિદ્ધ વિદ્વાન રા. રા. રમણભાઈ મહીપતરામથી અધિષ્ઠિત "ગુજરાત સાહિત્ય સભા" નામના એક ન્હાના પણ ઉત્સાહી મંડળના સ્તુત્ય પ્રયાસને પરિણામે અત્રે તા. ૩૦ જૂન તથા તા. ૧-૨ જૂલાઈ એમ ત્રણ દિવસ આખા ગુજરાતના વિદ્વાનોનો મેળાવડો ભરાવાનો છે. તે પ્રસંગે ગુજરાતના સાક્ષરશિરોમણિ રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી પોતાના નિવૃત્તિસ્થાન નડિયાદથી અત્રે આવી પ્રમુખસ્થાને બિરાજવાના છે, અને કેટલાક સાક્ષરો તરફથી નીચેના વિષયો ઉપર લેખ વંચાવાના છે.—

(૧) જોડણી
(૨) લિપિ
(૩) લોકકથા
(૪) લોકગીત.
(૫) ઇતિહાસ અને સાયન્સનું સાહિત્ય શી રીતે ઉત્પન્ન કરવું
(૬) સાયન્સની પરિભાષા ગુજરાતીમાં શી રીતે ઉતારવી.
(૭) પ્રાચીન કાવ્યોની ખોળ-શોધન અને પ્રસિદ્ધિ.
(૮) પ્રાચીન શોધ ખોળ
(૯) સસ્તું સાહિત્ય.
(૧૦) નાટકો અને રંગભૂમિ
(૧૧) વાગ્વ્યાપાર
(૧૨) વર્ણવિજ્ઞાન એક નવીન વ્યંજન (ર ને મળતો ઉચ્ચાર.)
(૧૩) સાહિત્યની ઉન્નતિનું એક સાધન.
(૧૪) આપણું નવીન કાવ્ય સાહિત્ય.
(૧૫) ગુજરાતી સાહિત્યના વિસ્તીર્ણ ઇતિહાસની અગત્ય.

આપણા સાક્ષરમંડળનો આ પહેલો મેળાવડો છે, એટલે હાલ તો પૂર્વોક્ત વિષયની માત્ર પ્રસ્તાવના જેવું જ કાંઇક થઇ શકશે એમ લાગે છે. પણ આ સંબન્ધમાં હાલના ઉત્સાહને અનુરૂપ ખત વ્યવહારકુશલતા અને 'કાંઇક કરવું છે' એવો નિશ્ચય રાખવામાં આવશે તો હવે પછીના મેળાવડામાં ઘણું કાર્ય સિદ્ધ થએલું રજુ કરી શકાશે એમ આશા છે. આવાં જ બીજમાંથી ભવ્ય વૃક્ષો ઉત્પન્ન થયાં છે, અને તેથી ભવિષ્યના સર્વ યશના અધિકારી એવા આ યુવકમંડળને અમારી સૂચના છે કે આજ એમણે "સાક્ષર-પરિષદ્" રૂપી જે મહાપુસ્તકની પ્રસ્તાવના માંડી છે એનાં હવે પછી આવવાનાં વિવિધ પ્રકરણો પણ સારી દૃઢતાથી અને ડહાપણથી રચવાં-જેથી ગુજરાતના સાહિત્યને ઘણી ઉપયોગી સેવા થશે.

પૂર્વોક્ત વિષયો ઉપર પરિષદ્‌માં શી ચર્ચા થાયછે એ જોઇ એ ચર્ચા ઉપર અમારા શા વિચારો છે એ અમે હવે પછીના અંકમાં જણાવીશું. પણ અત્યારે ઉપોદ્‌ઘાતરૂપે એ સંબન્ધી થોડુંક કહેવાનું શરૂ કરવાની ઇચ્છા રાખીએ છીએ.

**૧. જોડણી.**

પરિષદ્‌ના કાર્યક્રમમા પહેલો વિષય જોડણીનો છે. આ અત્યન્ત વિકટ પ્રશ્ન છે અને એ સંબન્ધી કાંઇ પણ તાત્કાલિક નિર્ણયો થવા અશક્ય છે. હાલ થઈ શકે એમ છે તે એટલું જ કે આજ સુધીમાં આ વિષય ઉપર લખાએલા સર્વ લેખોનો સંગ્રહ પ્રસિદ્ધ કરવો, સર્વ વાદીઓ અને થોડાક તટસ્થ વિદ્વાનોની એક કમિટી નીમવી, એમણે પુખ્ત વિચાર કરી જોડણી સંબન્ધી એક "ડ્રાફ્ટ બિલ" એટલે કે ખરડો તૈયાર કરવો, એ બહાર પાડવો, એ ઉપર લોકની ચર્ચા સાંભળવી, અને છેવટે તેની દરેક કલમ ઉપર હવે પછીની પરિષદ્‌માં વધુમતે ઠરાવ કરવા, અને એ ઠરાવ પ્રમાણે પરિષદ્‌ના સભાસદો વર્તશે એમ આશા રાખવી. ચાલતી અન્ધાધુનીમાંથી કાંઇ પણ વ્યવસ્થા ઉત્પન્ન કરવી હોય તો બહુમાં બહુ આટલુ જ થઈ શકે એમ છે. દરમિયાન, આ પ્રશ્નની વર્તમાન સ્થિતિ શી છે, અને એમાંથી ભવિષ્યમાં શું થવાનો સંભવ છે એ વિષે અમારા વિચાર અત્રે ટુંકામા જણાવીએ છીએ.

સર્વને જાણીતુ છે કે આ વિષયમા હોપવાંચનમાળાના નિયમો એ સત્રસ્થાને છે. અને એ ઉપર રા. નવલરામે "જોડણીના નિયમનુ અર્થગ્રહણ" એ નામે એક અતિ પ્રૌઢ અને વિચારશીલ વાર્તિક લખેલુ છે. દેખાતી રીતે તો એ વાંચનમાળાના નિયમોનુ સ્પષ્ટીકરણ જ છે. પણ વસ્તુતઃ એ લેખ આ વિષયના ઇતિહાસમાં એક મૂલગ્રન્થ જેટલી પ્રતિષ્ઠાને યોગ્ય છે. આ લેખમાં શબ્દનાં ઉચ્ચાર અને વ્યુત્પત્તિ એ બે ધોરણ સ્વીકારવામાં આવ્યાં છે, અને ઉચ્ચારને અંગે 'accent' (અમુક સ્વર ઉપર દેવાતો ભાર) અને 'quantity' (માપ)નાં તત્ત્વ પણ એમના સૂક્ષ્મવિચારમાં આવી ગયાં છે. આ જ સમયમાં નર્મકોશની મુખમુદ્રામાં કવિ નર્મદાશંકરે જોડણી સંબન્ધી નિયમો પ્રસિદ્ધ કર્યા તેમાં ઉચ્ચારને માન આપી અનુનાસિક, હકાર અને ચિહ્નયોજના એ ત્રણ બાબતો ખાસ કરીને સ્વીકારીછે. રા. નવલરામપછી કેટલેક વર્ષે રા. નરસિંહરાવે-એક ઉત્સાહી અને તેજ ઑફિસર જૂનો તુમાર નિકાલ માટે કઢાવે એમ-આ ચર્ચા ઉપાડી, અને એમાં એમણે લોકની સગવડની તથા ચાલતા વહીવટની દરકાર

ન કરતાં સપ્ત કાયદા પ્રમાણે ન્યાય શો છે એનો જ વિચાર કર્યો. રા. નવલરામના વિચારો આજે સુધી કેમ અમલમાં નથી આવ્યા એ માટે આશ્ચર્ય બતાવ્યું, અને જે વિચાર રા. નવલરામે હોપવાંચનમાળાના નિયમોને માન આપતાં આપતાં સંકોચથી પ્રકટ કર્યા હતા, તેને વિશેષ ધાર ચઢાવી હોપવાંચનમાળાના નિયમોનું ખંડન કરવામાં વાપર્યા. રા. નરસિંહરાવે ઉચ્ચારનું ધોરણ મુખ્ય માન્યું, અને વ્યુત્પત્તિ પણ ઉચ્ચારને અનુસરતી જ છે એમ વિગતવાર સિદ્ધ કરીને વ્યુત્પત્તિનું ધોરણ પણ સ્વીકાર્યું. અને જૂના નિયમોમાં આ બંને તત્ત્વોની કેવી અવગણના થઇ છે એ સવિસ્તર બતાવ્યું. અને ખાસ કરીને હકાર, યકાર, અને અમુક વર્ણોના બે બે ઉચ્ચાર એ ઉપર ભાર મૂક્યો. ત્યાર પછી કેટલેક વર્ષે મિ. પાઠકની અંગ્રેજી–ગુજરાતી ડિક્શનેરી રચાવા માંડી તે વખતે એ ડિક્શનેરીના ગુજરાતી શબ્દો માટે રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે નિયમો રચ્યા. એમાં એમણે રા. નરસિંહરાવ પ્રમાણે એ, ઓ, ૬, ૯, ૯, ય, અનુસ્વાર વગેરેના બે બે ઉચ્ચાર, તથા હકાર જોડવાની સૂચના પણ સ્વીકારી, અને એક જ વર્ણના ઉચ્ચારભેદ દર્શાવવા માટે ચિહ્નોની જરૂર બતાવી ( ચિહ્નભેદની યોજના ડિક્શનેરી માટે હતી એટલો પ્રસંગ અત્રે યાદ રાખવા જેવો છે. ) આ અરસામાં પ્રોફેસર ગજ્જરે " જ્ઞાનમંજૂષા " માટે " કલાભવનના જોડણીના નિયમ " પ્રસિદ્ધ કર્યા એમાં Accent ('અક્ષરભાર') નું તત્ત્વ અને તજ્જન્ય હ્રસ્વ–દીર્ઘનો નિયમ સ્વીકાર્યો છે, અમુક હકાર માટે એપોસ્ટ્રોફીનું ચિહ્ન દાખલ કર્યું છે ( ઉદા૦ મો'ટું: કા'હ્યું. ), કેટલેક સ્થળે ગુંચવણ નિવારવા તથા રૂઢિને માન આપીને ચાલતી પદ્ધતિ કાયમ રાખી છે ( ઉદા૦ કહે છે; દોરડું; ખાંડણી; ગળણી; વિદ્વાન ), કેટલેક ઠેકાણે ય્ વ્ નો આગમ દાખલ કરવાની વ્યવસ્થા કરી છે ( ઉદા૦ ખડિયો; પણ સ્ત્રીઓ, કરીએ. ), તથા અનુસ્વારને બદલે જરૂર પડે ત્યાં અનુનાસિક કબુલ કર્યો છે, પણ એ લેખમાં ખાસ ધ્યાન ખેંચનાર ત્રણ બાબત છે : ( ૧ ) 'થએલું' કે 'થયેલું' ને નિષેધીને સરતી 'થયલું', 'જોયલું', 'પાયલું' નો સ્વીકાર; અને ( ૨ ) બે અક્ષરના શબ્દોમાં પણ દીર્ઘ ઊ ( ઉદા૦ બાજૂ, લાડૂ. ) દાખલ કરવાનો વિધિ, તથા (૩) અક્ષરાન્ત્ય અ નહીં બોલાવાને લીધે તેની પૂર્વના અક્ષરમાંનો ઊ દીર્ઘ કરવાનો વિધિ ( ઉદા૦ ફૂળ, પૂર. ) ત્યાર પછી કેટલેક વર્ષે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિએ એક શબ્દસંગ્રહ બહાર પાડ્યો અને એની જોડણી ઉપર વિદ્વાનોના અભિપ્રાય માગ્યા. એના જવાબમાં રા. માધવલાલ હરિલાલ દેસાઇએ એક ટિપ્પણ પ્રસિદ્ધ કર્યું અને એમાં 'એ' 'ઓ' ના બે બે ઉચ્ચાર માટે જુદાં ચિહ્નો યોજવાની, તથા અનુસ્વાર અને અનુનાસિકના ઉચ્ચારનો ભેદ પણ ટપકું અને વર્તુલાકાર મીંડું એમ જુદાં ચિહ્નોથી દર્શાવવાની ભલામણ કરી. વળી તે વખતે સુદર્શનમાં રા. મણિલાલે પણ એક ટુંકો લેખ લખ્યો, એમાં એમણે ઉચ્ચારવાદની અને નવાં ચિહ્નો યોજવાની સ્હામે મત દર્શાવ્યો, અને જોડણીનો નિર્ણય કરતા પહેલાં વ્યાકરણ શુદ્ધ કરવાની જરૂર બતાવી, એક વિષયની સુશીબત બીજા વિષયમાં ઉતારી. આ જ અરસામાં વિવિધ પ્રાન્તજનોના સંગ્રહસ્થાન રૂપ મુંબાઈ નગરીના નિવાસી અને 'factum valet' ના તત્ત્વનો નિત્ય પરિચય ધરાવનાર રા. ગોવર્ધનરામ–એમણે જોડણીના નિયમો ઘડ્યા, તેમાં ખાસ મુદ્દા આ હતાઃ–
(૧) જે જોડણી ગુજરાતના સર્વ પ્રાન્તના ઉચ્ચારથી વિરૂદ્ધ હોય તે, અત્યારે રૂઢ હોય

તો પણ, ત્યજવી; (૨) જે એકદેશી ઉચ્ચારથી વિરુદ્ધ હોય તે સાક્ષરરૂઢિ પ્રમાણે કરવી; (૩) જે એકદેશી ઉચ્ચારથી વિરુદ્ધ હોય, છતાં જેમાં સાક્ષર રૂઢિ જામેલી ન હોય, ત્યાં વિકલ્પ સમજવો; (૪) તત્સમ શિવાયના શબ્દોમાં દીર્ઘ ઇ અને હ્રસ્વ ઉ અને ષકારને સ્થાને શકાર, એમાં કોઈ પણ તરેહના તર્કવિતર્ક કરવા નહિ'; અને (૫) હકાર સર્વાનુમતે સંભળાતો હોય તો તે પ્રમાણે લખવો, નહિ તો ચાલતી રીત ચાલવા દેવી. રા ગોવર્ધનરામ જોડણીમાં વ્યુત્પત્તિ-વિચાર અસ્થાને ગણે છે, અને એમાં વ્યુત્પત્તિવાદી એમના ઉપર 'આલસ્ય'નો દોષ મૂકે છે તો તે 'આલસ્ય'ને પ્રકૃત વિષયમાં શાસ્ત્રીય અને કર્તવ્ય ગણી ઇષ્ટાપત્તિ જણાવે છે.

ત્યાર પછી હાલમાં રા. કમળાશંકરે શાળાપત્રમાં જોડણી સંબન્ધી કેટલીક મુશીબતો બતાવી છે. તથા 'વાંચનમાળા રિવિઝન કમિટી'એ કેટલાક નિયમો ઘડ્યા છે. આ નવા નિયમોમાં ક્વચિત્ અતિસરલતા ખાતર અને ક્વચિત્ અતિશાસ્ત્રીયતા ખાતર હોપવાંચનમાળાના નિયમો ત્યજવામાં આવ્યા છે. ઘણે ભાગે એ જૂના નિયમોને અવલંબે છે.

આ પ્રમાણે જોડણી પરત્વે વર્તમાન સ્થિતિ છે. એમાં ઉચ્ચાર, વ્યુત્પત્તિ, રૂઢિ, સરળતા, શાસ્ત્રીયતા આદિ અનેક ગ્રહોની અસરો માંહોમાંહ્ય અથડાય છે. સર્વના બલાબલનો વિચાર કરી નિશ્ચય પૂર્વક ભવિષ્ય ભાખી શકે એવો જોશી તો કોઇ જ નથી. છતાં એ સર્વ શક્તિઓ ધ્યાનમાં રાખી તર્ક બાંધતાં અમને જે ભવિષ્ય સૂઝે છે તે અત્રે જણાવીએ છીએ. અમને અવકાશ હોત તો દરેક વિષય ઉપર જુદા જુદા વિદ્વાનોના શા શા મત છે એ દૃષ્ટિ નાંખતાં વાર જણાઈ આવે એવું એક પત્રક રચી એ ઉપર વિચાર ચલાવત. પરંતુ આવું પત્રક સાહિત્યસભા ઉપર જણાવેલો લેખસંગ્રહ પ્રસિદ્ધ કરતી વખતે તૈયાર કરશે એમ આશા રાખીએ છીએ. અમે આ સ્થળે સૂત્રસ્થાનીય હોપવાંચનમાળાના નિયમો અને ર. નવલરામનું વાર્તિક—એમાંથી થોડાક અગત્યના મુદ્દા લઇ એ ઉપર ચર્ચા કરીશું.

૧. મૂળ શબ્દમાં થોડોજ ફેર થઇ ગયો હોય તો મૂળ રૂપ વાપરવું. ઉદા૦ 'દાશી' નહિ, પણ 'દાસી', 'પરમાણે' નહિ, પણ 'પ્રમાણે'; 'મારગ' નહિ પણ 'માર્ગ'; 'વના' નહિ, પણ 'વિના'.

આ નિયમનો અર્થ નવલરામ એવો કરે છે કે જ્યાં તકરાર હોય એટલે જ્યાં એક ભાગના અથવા એક વર્ગના લોકો એક શબ્દનો ઉચ્ચાર એક રીતે અને બીજા બીજી રીતે કરતા હોય ત્યાં જ આ નિયમ વાપરવાનો છે. બાકી જ્યાં સર્વાનુમતે ફેરફારવાળું રૂપ જ સ્વીકારાતું હોય ત્યાં તો તે જ રાખવું. નહિ તો (ઉદા૦) 'હુકમ' ને બદલે 'હુક્મ' લખવાનો પ્રસંગ આવે.

આ નિયમ અને એની મર્યાદા હમેશાં ચળ જ રહેશે. **'विरोधे त्वनपेक्षं स्यात्'** (ઋષિઓએ રચેલી સ્મૃતિઓમાં પરસ્પર વિરોધ પડે ત્યારે શ્રુતિ—જે સ્મૃતિઓનું મૂલ હોઈ જેને બીજા પ્રમાણની અપેક્ષા નથી—તેનો સ્વીકાર કરવો.) એ મીમાંસાના ન્યાયનો

અત્રે યોગ્ય ઉપયોગ થયો છે, અને એનો ઉદ્દેશ વિરોધને પ્રસંગે મૂળ ઉપર જઈ સમાધાન કરવાનો અને એકરૂપતા પ્રાપ્ત કરવાનો છે. પરન્તુ જે લેખકોને પોતાના પ્રાન્તનાં વિકૃત રૂપો માટે ખાસ મમત્વ હશે તેઓ એ રૂપો પકડી રહેશે, અને તેથી પરિણામે આ નિયમ વૈકલ્પિક નીવડી ઉભય રૂપો પ્રવર્ત્યા કરશે. વળી જેમને મૂળ રૂપનો રાત દિવસનો પરિચય હશે તેમને એ રૂપો કઢંગાં નહિ લાગે, અને પ્રચલિત રૂપોની સાથે એ હરીફાઇમાં ઉતરશે. રા. નવલરામને જે રૂપો નિર્વિવાદ રીતે ત્યાજ્ય લાગતાં હતાં, તે અત્યારે ભાષામાં દાખલ થઈ ગયાં છે :,—જેમ કે,—માલિક, યવ, જાતિ, કાલ, બલ, ક્ષાર વગેરે. ધ્યાનમાં રાખવાનું છે કે આ નિયમ સર્વત્ર સરખી રીતે લાગુ પાડવામાં આવે એમ પણ સંભવતું નથી. મોચીને આપવાનું તે જોડાનું 'પરમાણું' જ કહેવાશે; ('પ્રમાણું' કે 'પ્રમાણુ' નહિ) અને 'ઘરુણી' શબ્દમાં પૂરતો ફેરફાર કરી મૂળનું 'ગૃહિણી' જ વપરાશે.

૨. અસલ (મૂળ) અને ચાલતા ઉચ્ચારમાં ઘણો ફેર હોય તો ચાલતા ઉચ્ચાર પ્રમાણે શબ્દ લખવા.

રા. નવલરામ કહે છે કે આનો અર્થ એવો ન કરવો કે સર્વત્ર 'અચરજ' શબ્દ વાપરવો અને 'આશ્ચર્ય' ન જ વાપરવો. વાંચનમાળામાં સરળતા જોઇએ એ ઉદ્દેશથી શબ્દપસન્દગી માટે આ નિયમ છે, ખરું જોતાં જોડણીનો આ નિયમ નથી. એટલે પરિણામે—આ નિયમ વૈકલ્પિક જ રહેશે. 'નાચ' પણ લખાય અને 'નૃત્ય' પણ લખાય; તે જ પ્રમાણે સૂરજ અને સૂર્ય ઇત્યાદિ. ભાષાનું હાલનું વલણ સર્વથા 'ઘર ગથ્થુ' કે 'સંસ્કૃતમયી' શૈલી તરફ નથી, અને તેથી આ નિયમ પણ વૈકલ્પિક જ રહેશે. અને વિવેકી લેખકોમાં એ વિકલ્પ પ્રસંગની ગંભીરતા આદિના ઔચિત્યવિચારથી નિયમાશે : સામાન્ય પ્રસંગે વિકૃત રૂપ ઠીક લાગે અને મૂળનું સ્વરૂપ ચાંપલું લાગે, અને જ્યાં પ્રૌઢ વાણીનું પ્રયોજન હોય ત્યાં કેટલીકવાર મૂળ સંસ્કૃત રૂપ વાપરવાથી જ અર્થ સરે.

૩. શુદ્ધ સંસ્કૃત કે ફારસી શબ્દ આવે તે અસલ પ્રમાણે લખવા. જેમ કે, સૂક્ષ્મદર્શક, દૂરબીન.

અત્રે નવલરામ પ્રશ્ન ઉઠાવે છે કે અસલ જોડણી પ્રમાણે કે અસલ ઉચ્ચાર પ્રમાણે ? જોડણી અને ઉચ્ચાર વચ્ચે સંસ્કૃતમાં ભેદ પડતો નથી એ સુપ્રસિદ્ધ છે, અને ફારસીમાં પણ 'લિપિના નિયમ ચોખ્ખા છે અને તે બરાબર ઉચ્ચારને અનુસરતા છે' એમ રા. નવલરામ કહે છે. એટલે એમણે ઉઠાવેલી શંકા માત્ર અંગ્રેજી શબ્દોને જ લાગુ પડે છે. અને એ સમ્બન્ધમાં એ એવો નિર્ણય કરે છે કે ત્યાં 'ઉચ્ચાર પ્રમાણે લખવું.' અત્રે એટલું ઉમેરવું જોઇએ કે આ નિયમનો આશય એવો નથી કે 'કલાક' ને બદલે 'કલૉક' લખવું. એટલે આ નિયમ પણ કેટલેક દરજ્જે લોકમત ઉપર જ આધાર રાખશે. વળી આ નિયમ પ્રમાણે, 'વિદ્વાન્,' 'બુદ્ધિમાન્', 'જગત્' વગેરે શબ્દો હલન્ત ('વ્યંજ-

નાન્ત) લખવા જોઇએ. પણ એ બાબતમાં બુકકમિટિનો ઠરાવ એવો છે કે 'વ્યંજનાન્ત શબ્દો શુદ્ધ રૂપે બોલાતા હોય, તો એ તેમાં 'અ' મેળવીને જ લખવા—જેમકે વિદ્વાન ઇત્યાદિ.' આ રીતે લખવાની તરફેણમાં એક દલીલ એ છે કે 'દેવ' 'રામ' આદિ શબ્દો અજન્ત (સ્વરાન્ત) છતાં ગુજરાતીમાં હલન્ત જેવો ઉચ્ચારાય છે તેજ રીતે 'જગત' અને 'વિદ્વાન' લખ્યા છતાં ઉચ્ચાર 'જગત્' અને 'વિદ્વાન્' એ પ્રમાણે એની મેળે થવાનો. તો પછી છેવટે ખોડો અક્ષર લખવાની ગુંચવણ શા માટે પેસ કરવી ? આના ઉત્તરમાં રા. નવલરામ ભવિષ્ય એવું બતાવે છે કે "હવે પછીના લોકો આ ધારણા કબુલ કરશે કે નહિ એ શકભરેલું છે. વ્યુત્પત્તિજ્ઞાન દેશમાં દિન પર દિન વધતું જાય છે, અને વખતનું વળણ શુદ્ધ સંસ્કૃત શબ્દો લખવા તરફ સ્પષ્ટ જણાય છે." .

શુદ્ધ સંસ્કૃત કે ફારસી શબ્દ આવે તો તેને અસલ ઉચ્ચાર મુજબ લખવાનો આગ્રહ બરાબર છે. એક સારો કોષ રચી એમાં આ શબ્દોના અસલ ઉચ્ચાર આપવામાં આવે અને એ કોષ લોકમાં સારી પ્રસિદ્ધિ પામે તો આ નિયમ પળાવાનો સંભવ પણ છે. પરંતુ તેમ થતા પહેલાં શુદ્ધ સસ્કૃત કે શુદ્ધ ફારસી ઉચ્ચાર શો છે એ સંબન્ધી સામાન્ય વાચક કે લેખક વર્ગને જ્ઞાન હોવું અશક્ય છે. અને તેથી આ નિયમ સંપૂર્ણ રીતે અમલમાં આવે એમ લાગતું નથી. કદાચ આ નિયમનો અર્થ એવો કરવામાં આવે કે ગુજરાતીમાં અસલનાં જે શુદ્ધ રૂપો ઉચ્ચરાતાં હોય તેને માટે જ આ નિયમ છે. પણ આમ અર્થ લેવાથી આ નિયમ અકિંચિત્કર-નિષ્પ્રયોજન-થઈ જાય છે. કારણ કે ગુજરાતીમાં અસલના જ ઉચ્ચાર કાયમ છે તો લખવામાં બીજાં રૂપો આવવાનું પ્રાપ્ત જ થતું નથી. સંસ્કૃતનો અભ્યાસ દિન પર દિન વધતાં 'વિદ્વાન્' એવી હલન્ત જોડણીનો વિજય થશે એમ નવલરામ ધારે છે. પણ સંસ્કૃતનો અભ્યાસ વધ્યા છતાં આવી જોડણી સ્હામે એક દલીલ ઊભી રહે છે. વાંધો એવો છે કે 'વિદ્વાન' 'મહાન' વગેરે શબ્દો મૂળ સંસ્કૃત છે, પણ તે જ ગુજરાતીમાં દાખલ થઈ ગુજરાતી થઈ ગયા છે, સંસ્કૃત રહ્યા નથી: અને તેથી એમને મૂળરૂપ માનવા એ ઉચ્ચારસાદૃશ્યથી ઉત્પન્ન થતો ભ્રમ છે. 'વિદ્વાન બાઇ' એ પ્રયોગ 'વિદ્વાન્' (પુલ્લિંગ પ્રથમાન્ત એકવચન) શબ્દને સંસ્કૃત ગણતાં ઘણો કઢંગો લાગવો જોઇએ, અને 'વિદુષી બાઇ' એવો પ્રયોગ પ્રચલિત થવા લાગ્યો છે તેનું બીજ પણ આ જ છે. છતાં હજી પણ 'એ બાઈ ઘણી વિદ્વાન છે' એમ સર્વત્ર બોલાય છે. અને 'મહાન સ્ત્રીઓ' એ પ્રયોગ મટી હજી 'મહતી સ્ત્રીઓ' એવો પ્રયોગ શરૂ થયો નથી. આનું કારણ 'વિદ્વાન' 'મહાન' આદિ શબ્દોનું ગુજરાતીપણું છે. અને તે છેલ્લો અક્ષર ખોડો ન કરીને જણાવી શકાય છે. 'જગત્ ક્ષણભંગુર છે' એ સ્થલે 'જગત' લખો તે પણ ઠીક છે; સંસ્કૃત આકાર ('જગત્') રાખતાં પણ કાંઈ વિચિત્રતા ઉત્પન્ન થતી નથી. 'કદાચિત્,' 'અર્થાત્' વગેરે શબ્દો—જેનો સંસ્કૃત ગન્ધ હજી ગયો નથી—તેમાં 'ત્' (છેલ્લો વર્ણ) ખોડો કરવો જ જોઇએ. જતે દહાડે એ શબ્દો ઘણા રૂઢ થઈ જશે તોપણ એક વખત દાખલ થએલો 'ત્' ખોડો લખવાનો રિવાજ ફરવાનો નથી. ગુજરાતીમાં એટલે અંશે 'હલન્ત' શબ્દ(છેડે ખોડા અક્ષરવાળા શબ્દ)નું નવું તત્ત્વ દાખલ થયું ગણાશે. હાલમાં આ વિષયમાં આમ

એ પક્ષો પ્રવર્ત્યો છે, અને સંસ્કૃતનો અભ્યાસ વધ્યા છતાં પણ 'મહાન' 'વિદ્વાન' આદિ શબ્દોમાં છેલ્લો 'ન' ખોડો જ લખાશે એમ નિશ્ચય થતો નથી; ઉલટું, સંસ્કૃતનો અભ્યાસ, ખોડા નકારવાળો 'મહાન્' શબ્દ જોતાંજ, એના સંસ્કૃત ધર્મનું ઉત્કટ રીતે ભાન કરાવે છે; અને એની સાથે બહુવચન કે સ્ત્રીલિંગનું વિશેષ્ય પ્રયોજતાં આંચકો ખવરાવે છે.

૪. 'ગુજરાતી શબ્દો ગુજરાતના ઘણા ભાગમાં જે પ્રમાણે બોલાતા હોય તે પ્રમાણે લખવા.'

રા. નવલરામ સ્પષ્ટીકરણ કરે છે કે 'ગુજરાતી' એટલે 'ઘણા ફેરફાર થએલા શબ્દો.' શુદ્ધ સંસ્કૃત નહિ, અને થોડા ફેરફાર વાળા સંસ્કૃત જેને મૂળ રૂપે લખવાનું પહેલા નિયમમાં કહ્યું છે તે પણ નહિ.

આમ વધુ મતને જોડણીનો નિયામક કરી એકરૂપતા સાધવા યત્ન કર્યો છે. પણ જ્યાં વધુ મતને માન આપી પ્રાન્તિક ઉચ્ચારથી સ્વતન્ત્ર અને સર્વત્ર એકાકાર એવી સાક્ષર રૂઢિ સ્થપાઈ નથી, ત્યાં ઉચ્ચારમાં અને તેથી જોડણીમાં વિકલ્પ જ ચાલવાનો. રા. ગોવર્ધનરામે પોતાના નિયમોમાં આ સત્ય સ્વીકાર્યું છે.

૫. "કહે, રહે વગેરે હકારવાળા ધાતુઓ આવે ત્યારે પાછલા અક્ષર સાથે હ ને ન જોડી દેવો."

આ મૂળ નિયમ નથી, પણ મૂળ નિયમને અર્થરહિત બતાવી તેને સ્થાને રા. નવલરામે રચેલો નિયમ છે. રા. નવલરામ પોતે આમ 'હ' છૂટો પાડવાનું પસન્દ નથી કરતા. રા. નરસિંહરાવ, ગોવર્ધનરામ, અને કેશવલાલ પણ 'હ' જોડવાની તરફેણમાં છે. 'હ' છૂટો પાડવાની પક્ષમાં એક કારણ એ છે કે મૂળ વ્યુત્પત્તિમાં ( कथ्=कह ) માં 'હ' છૂટો છે. પણ વ્યુત્પત્તિમાં છૂટો છે માટે ગુજરાતી શબ્દસ્વરૂપમાં પણ સર્વત્ર છૂટો જ રહેવો જોઇએ એ આવશ્યકતા સર્વ સ્વીકારે એવી નથી. 'હ' જળવાઈ રહે છે એટલું જ તેઓને મતે બસ છે. પણ, આ "હ" છૂટો પાડવાની તરફેણમાં બીજું મ્હોટું કારણ એ છે કે 'કહ્યું' 'કહીએ' વગેરે રૂપાખ્યાનમાં 'હ' છૂટો પડે છે—એટલે કેટલાંક રૂપ 'ક' સાથે 'હ' જોડીને, તો કેટલાંક એને છૂટો પાડીને કરવાં પડશે. એટલે આ સંબન્ધી વ્યાકરણમાં એક ગુંચવણ ઉમેરવી પડશે. પણ રા. નવલરામ પાણિનિ જેટલા ઉત્સાહથી કહે છે કે—"સંસ્કૃત ભાષાના રૂપાખ્યાનમાં આટલું બધું અનિયમિતપણું છે તે છતાં તેના વ્યાકરણકારો થાક્યા નહિ તો આપણે આટલી હરકતથી કેમ ડરી જવું જોઇએ?"

રા. નવલરામનો ઉત્સાહ સ્તુત્ય છે, ગુજરાતી ભાષાના વ્યાકરણ માટે પાણિનિનો દાખલો કેવી રીતે લેવો ઘટે છે એ અમે આગળ જણાવીશું. અત્રે તો એટલુંજ કહીએ છીએ કે ગુજરાતી ભાષાનું વ્યાકરણ આવા અટપટા નિયમો ભરીને કઠિન કરવું એ ગુજરાતી ભાષાના લાક્ષણિક સ્વરૂપથી ઘણાને ઉલટું લાગે છે. સંસ્કૃતમાંથી પ્રાકૃત આદિ ભાષાએ ઉત્પન્ન

થઇ એ સંસ્કૃતને વધારે શાસ્ત્રીય કરવાના પ્રયત્નમાંથી ઉત્પન્ન થઈ નથી, પણ સંસ્કૃત નિયમો ન-સહન થવાથી ઉપજેલી છે. સરળતા તરફ વળણ એ એ ભાષાઓનું ખાસ લક્ષણ છે. કદાચ એમ કહેવામાં આવશે કે ગુજરાતી ભાષાનું નિમ્નગામી વહન પૂરૂં થયું; અને હવે સમય એની ઉત્ક્રાન્તિનો અને તેથી વિવિધ નિયમોની સંકુલતાનો છે. પરંતુ અમને તો હાલની ગુજરાતી ભાષાના સ્વરૂપનું આ યથાર્થ ગ્રહણ લાગતું નથી. આપણી વર્તમાન ભાષાનું ઉત્ક્રાન્તિ તરફ વળણ છે એ ખરી વાત; પણ એ ઉત્ક્રાન્તિ શબ્દોની સંખ્યામાં, એમની વાક્યરચનામાં, તથા એમાં પ્રતીત થતા પ્રૌઢત્વ સૌકુમાર્ય આદિ ગુણોમાં—ઇત્યાદિમાં દેખાવ દે છે. વ્યાકરણમાં બાધક કડાકૂટ દાખલ કરવી એમાં ગુજરાતી ભાષાનો ઉત્કર્ષ મનાય એવો સંભવ જણાતો નથી. પૂર્વોક્ત મુશીબતમાંથી નીકળવા માટે—'કહે છે' અને 'કહીએ' એમ રૂપાખ્યાનમાં 'કહ્' અને 'કહ્' એમ બે રૂપ સ્વીકારવાં ન પડે તે માટે-કેટલાક 'ક્હે છે' અને 'ક્હઇએ' 'ર્હે છે, અને 'ર્હઇએ' એમ સર્વ રૂપોમાં ક્ કે ર્ સાથે હ્ જોડવાની સૂચના કરે છે. આ યોજનાથી સર્વત્ર એકરૂપતા આવશે. પણ સર્વ સુધારકો એ ઉપર એકમત થશે? વળી 'ક્' કે 'ર્' સાથે 'હ્' જોડેલો બતાવવો કઠણ છે. લખવામાં એ સૂક્ષ્મતા જાળવવાનો સંભવ નથી. અને પગલે પગલે ખોડા અક્ષરનું ચિહ્ન ( ् ) સ્વીકારાય કે નર્મદાશંકરની માફક નીચે નુક્તો મુકીને 'ક઼ે છે' લખવાની રીત દાખલ થાય એ પણ અસંભવિત લાગે છે. ઉચ્ચારમાં સ્પષ્ટ સંભળાતા 'હ' ને નેત્રગોચર કરવાને બદલે માત્ર એક નુક્તાની નિશાની કરીને લેખક સન્તોષ માનશે? અમને તો આ સંભવ દૂરાપાસ્ત લાગે છે. જેઓ ગુજરાતીમાં ઉચ્ચાર પ્રમાણે જ લેખન માગે છે તેમને બેશક 'કહે છે' માં 'ક' અને 'હ' છૂટા પડેલા જોઈ કંપારો આવે, પણ ઉચ્ચાર અને લેખનનો વિસંવાદ ઘણીવાર નજરે પડતો હોવાથી લોકની આંખ એ વિષમતા પ્રત્યે ટેવાઈ ગઇ છે, અને જ્યાં સુધી કોઈ વિદ્વાન ઉચ્ચાર અને લેખનનું સર્વત્ર મળતાપણું કરી ન આપે ત્યાં સુધી ચાલુ માર્ગમાંથી ખસવાને લોકને પૂરતું કારણ રહેતું નથી. અને તેથી લાગે છે કે ભવિષ્યમાં આ સંબન્ધી વિકલ્પ જ ચાલવાનો—બલ્કે ઘણે ભાગે ચાલુ પદ્ધતિ જ ('ક' અને 'હ' જુદા લખવાની) કાયમ રહેવાની.

૬. હવે આપણે 'ઇ'–'ઉ' સંબન્ધી મહા ચર્ચાનું અવલોકન કરીએ.

" ઉ પ્રત્યયમાં ઉકાર બધે ઠેકાણે હ્રસ્વ જ છે " એ રા. નવલરામે રચેલા નિયમમાં કોઇને વાંધો નથી : જેમ કે, હું, તું, રાયતું, વાંચ્યું ઇત્યાદિ.

" શબ્દના છેડાનો ઇકાર દીર્ઘ અને ઉકાર હ્રસ્વ લખવા, પણ એકાક્ષરી શબ્દમાંનો ઉકાર દીર્ઘ લખાય છે. "

જેઓ સરળતા ખાતર ગુજરાતી (પૂર્વોક્ત અર્થમાં ગુજરાતી) શબ્દોમાં સર્વત્ર દીર્ઘ 'ઈ' અને હ્રસ્વ 'ઉ' ઇચ્છે છે તેમને આ નિયમનો પૂર્વાર્ધ અનુકૂલ છે. 'તેમજ ઘણા ઇકારાન્ત શબ્દમાં વ્યુત્પત્તિ તરફ જોતાં ઈ દીર્ઘ જ છે' એમ નવલરામ કહે છે.

એટલે આ બાબતમાં કોઈ પક્ષનો વિવાદ રહેતો નથી. પણ શબ્દને છેડે ઉકાર હ્રસ્વ લખવાનો આ નિયમ કલાભવનને ગ્રાહ્ય નથી—એની નિયમાવલિમાં ' બાજૂ ' ' લાડૂ ' એમ દીર્ઘ ઊ લખવાનો જ વિધિ છે.' ઉત્તરાર્ધ અપવાદ રૂપે છે. એમાંના ( એકાક્ષરી શબ્દોમાંના) ' કેટલાએક શબ્દોમાં, ' રા. નવલરામ જણાવે છે કે ' વ્યુત્પત્તિ પ્રમાણે ઊ દીર્ઘ જ છે, અને વળી તેઓ પ્રથમ અક્ષર હોવાને લીધે તેના ઉપર જે ભાર આવે છે તેથી બોલવામાં પણ દીર્ઘ જેવાજ સંભળાય છે. ' આ રીતે અપવાદને વ્યુત્પત્તિ અને ઉચ્ચારનો આધાર છે. પણ જ્યાં ઉચ્ચાર સંદિગ્ધ હોય અને વ્યુત્પત્તિ જડે નહિ ત્યાં શું કરવું ? બીજા ' ઉકારાન્ત એકાક્ષરી ' શબ્દોની માફક, ત્યાં પણ 'ઊ' દીર્ઘ કરવું કે, સામાન્ય નિયમ ઉપર જઈ ઉ હ્રસ્વ રાખવું ? આવી મુશીબતોમાંથી બચવા સરળતાવાદી સર્વત્ર હ્રસ્વ ' ઉ ' નો ઉપદેશ કરે છે; અને ઉચ્ચાર અને વ્યુત્પત્તિને માન આપનાર દીર્ઘ 'ઊ' પસન્દ કરે છે જ્યાં ઉચ્ચારમાં દીર્ઘતા સ્પષ્ટ છે ત્યાં સરળતાવાદી કૃત્રિમતા ( સરળતા ખાતર, સકારણ કૃત્રિમતા એમ કબૂલ કરવાને બાધ નથી ) ધારણ કર્યા વિના હ્રસ્વ 'ઉ' લખી શકશે નહિ. અને ઉચ્ચાર ઘણીવાર સંદિગ્ધ હોય અને વ્યુત્પતિ જડે નહિ તેવે પ્રસંગે સરળતાવાદીને વિજય સહજ છે. આવા શાશ્વત વિરોધમાંથી પરિણામ શું થશે એ જોવાનું છે. પ્રથમ દૃષ્ટિએ સરળતાવાદનો વિજય નક્કી લાગે છે, પણ જરા ઊંડો વિચાર કરતાં જણાય છે કે સરળતા પણ જ્યાં કૃત્રિમ હોય ત્યાં તે અ-સરળ—એટલે કે કઠિન—થઈ પડે છે, અને સરળતાની દરકાર ન કરતાં ઉચ્ચાર પોતાનું પ્રતિબિમ્બ લેખનમાં પાડી લે છે.

અત્રે એક બાબત નોંધવા જેવી છે. દીર્ઘ ઈ સંબન્ધી આ વિધિ પૂર્વે જણાવ્યું છે તેમ માત્ર ઘણા ફેરફારવાળા ગુજરાતી શબ્દોને જ લાગુ પાડવો જોઇએ. છતાં—રિવિઝન કમિટિએ હરિ, મણિ, શાન્તિ આદિ સ્ત્રીઓનાં વિશેષ નામો દીર્ઘ ઈ થી લખવાં એમ ઠરાવ કર્યો છે. પુલિંગ હરિ મણિ વગેરે શબ્દોને સ્ત્રીલિંગ ગણતાં કઢંગું લાગે છે, તેથી એમને ગુજરાતી આકાર આપવો એમ કમિટિનો આશય હશે. પણ હ્રસ્વ ઇકાર સ્ત્રીલિંગમાં ચાલે છે એમ વિચાર કરી મૂળ સંસ્કૃત રૂપોને જ ગુજરાતીમાં નભાવી લીધાં હોત તો ચાલી શકત. રિવિઝન કમિટિનો આ નવો નિયમ અકારણ નથી, પણ તે ચાલતા રિવાજને ઉથલાવી શકે એમ લાગતું નથી.

" શબ્દને છેડે નહિ આવ્યા હોય એવા ઇકાર કે ઉકાર લખવાનો નિયમ એ છે, કે જો તેની પછી લઘુ અક્ષર આવે તો દીર્ઘ, અને ગુરુ અક્ષર આવે તો લઘુ લખવા; પણ બે અક્ષરના શબ્દમાં પછીનો અક્ષર ગુરુ હોય તોપણ એ ઘણું કરીને દીર્ઘ જ લખાય છે. " ઉદા૦ દૂધ, રીસ; દુધાળું; રિસાળ; મૂક; ચૂનો.

આ નિયમને રા. નવલરામ ઉચ્ચારણનો " સ્વાભાવિક નિયમ " કહે છેઃ સ્વાભાવિક એટલા માટે કે બોલનાર પોતાની મેળે એક ઉચ્ચારણ લઘુ હોય છે તો બીજાને ગુરુ કરે છે, અને એક ગુરુ હોય છે તો બીજાને લઘુ કરે છે. અને આ છેવટે આપેલો અપવાદ—( ઉદા૦ ચૂનો ) " વ્યુત્પત્તિ ઉપર નજર રાખીને કહાડ્યો હશે " એમ કહે છે

પણ છેવટે નિયમની એકરૂપતા ખાતર " તકરારી ઉપવાક્ય જ મૂકી દેવું અને સઘળે ઠેકાણે એ નિયમને લાગુ પાડવો. " એમ સૂચના કરે છે. ઉપરનો નિયમ " accent " (ભાર) અને " quantity " (માપ) ના તત્ત્વ ઉપર રચાએલો છે અને ગુજરાતી ભાષામાં આ તત્ત્વ સ્વીકારાય છે એમાં પણ સંશય નથી. જ્યાં સુધી એ ભાષા ઘણે ભાગે માત્ર બોલાતી જ અને લખવાનું આજના જેટલું નહોતું, તેમજ જ્યાં સુધી ઉચ્ચારનું સ્વરૂપ સ્વાભાવિક રીતે ઘડાયાં જતું અને એ તરફ પાછી ડોક ફેરવીને જોવામાં આવતું નહિ, ત્યાં સુધી " accent " નું તત્ત્વ નિશ્ચલ હતું. પણ આજ તો હવે, ઉચ્ચાર પ્રમાણે જોડણી થાય છે એટલુંજ નહિ પણ, લખેલી જોડણી ઉચ્ચાર ઉપર અસર કરે છે, અને ઉચ્ચાર તપાસવા જતાંજ સન્દેહમાં પડી જવાય છે કે—આ ઇ–ઉ હ્રસ્વ બોલાય છે કે દીર્ઘ ? આ વસ્તુસ્થિતિ ધ્યાનમાં લેતાં, પૂર્વોક્ત નિયમને સિદ્ધ કરવો કઠિન છે. આ નિયમ જોડણીમાં બરાબર પળાશે તો તદનુસાર ભવિષ્યમાં ઉચ્ચાર થયાં જશે—પણ અત્યારે કેવળ ઉચ્ચારને આધારે એનું સમર્થન કરવું અશક્ય છે. આ નિયમના એક ભાગનું બીજ વ્યુત્પત્તિમાં છે ( ઉદા૦ दुग्ध=દૂધ. ) એમ બતાવવામાં આવે તો એ દલીલ વાજબી છે, અને તદનુસાર ઉચ્ચાર થાય છે વા થવા જોઇએ એમ કહેવામાં બાધ નથી. પણ આ નિયમના બીજા ભાગમાં ( ઉદા૦ રિસાળ ) વ્યુત્પત્તિનું નહિ, પણ ભાર અને માપનું—એટલે કે ઉચ્ચારનું—ધોરણ આવે છે. અમને લાગે છે કે આ સ્થળે ઉચ્ચારાનુસાર લખવાનું ધોરણ ઉપયોગી થાય એમ નથી : એ ધોરણ સ્વીકારતાં, આ વર્ગના દરેક શબ્દની એક સર્વસંમત જોડણી સ્થપાવી અશક્ય છે. ઉચ્ચારને જ આધારે કોઇ ઇ–ઉ હ્રસ્વ તો કોઈ દીર્ઘ લખશે. અત્રે એકલું વ્યુત્પત્તિનું ધોરણ લેવાથી સર્વસંમત જોડણી કરી શકાય, પણ વ્યુત્પત્તિ પણ બધા શબ્દની હાથ લાગવી મુશ્કેલ છે, એટલે કેટલેક ભાગે તો ઉચ્ચારનો જ આધાર લઈ ત્યાં—ઉચ્ચાર પ્રમાણે જ—એટલે જુદા જુદા ઉચ્ચાર લાગતા હોય તો જુદી જુદી રીતે લખવાનું રહેશે. જે શબ્દમાં ઇ–ઉ નું રૂપ વ્યુત્પત્તિથી નક્કી થઈ શકે એમ છે, ત્યાં વ્યુત્પત્તિનું ધોરણ સ્વીકારવું, અને એટલે દરજ્જે સર્વસંમત એકરૂપતા પ્રાપ્ત કરવી. આ બની શકે એમ છે. પણ તે એટલા થોડા અંશમાં કે રા. ગોવર્ધનરામ વ્યુત્પત્તિની માથાકૂટ મૂકી દઇ, સર્વત્ર દીર્ઘ ઈ અને હ્રસ્વ ઉ એવી સરળ વ્યવસ્થા સ્વીકારવાનું ઉપદેશે છે. આ રીતે પ્રકૃત વિષયમાં ત્રણ ધોરણોની હરીફાઇ ચાલે છે :—

(૧) કેવળ ઉચ્ચારનું ધોરણ; એનું ભવિષ્ય અવ્યવસ્થા.

(૨) વ્યુત્પત્તિ જોઇને લખવું. પણ વ્યુત્પત્તિ બધે મળવી મુશ્કેલ, એટલે બાકીને સ્થળે ભવિષ્યમાં અવ્યવસ્થા જ.

(૩) સર્વત્ર દીર્ઘ ઈ અને હ્રસ્વ ઉ–એવો વ્યુત્પત્તિ અને ઉચ્ચાર ઉભયથી સ્વતન્ત્ર એવો એક કૃત્રિમ–સરલતા અને એકરૂપતા ખાતર ઉત્પન્ન કરેલો એટલા અર્થમાં કૃત્રિમ–નિયમ. આના પરિણામમાં વ્યવસ્થા ખરી, પણ ઘણીવાર ઉચ્ચાર અને વ્યુત્પત્તિ ઉભયને અવગણીને. આ બાબતમાં વાજબી એ દેખાય છે કે

જ્યાં વ્યુત્પત્તિ સ્પષ્ટ છે ત્યાં એને માન આપવું, અને અન્યત્ર રા. ગોવર્ધનરામનું " શાસ્ત્રીય આલસ્ય " પ્રવર્તવા દેવું. રા. ગોવર્ધનરામ આટલો પણ નિરોધ નહિ સહન કરે, અને જોડણી (વર્તમાન) ની બાબતમાં વ્યુત્પત્તિ ( ભૂત ) નો વિચાર સર્વથા અસ્થાને છે એમ કહે છે. પણ આ ઇવોલ્યૂશનવાદના યુગમાં જ્યારે મનુષ્યની ઉત્પત્તિ વિષેનો વિચાર મનુષ્યના સ્વરૂપનો નિર્ણય કરવામાં કામે લગાડાય છે, તે વખતે ભૂત અને વર્તમાનને તદ્દન અલગ રાખવાની રા. ગોવર્ધનરામની સલાહ સર્વથા કેમ માન્ય થશે એ સમજાતું નથી. કેટલાક તત્ત્વચિન્તકોની માફક રા. ગોવર્ધનરામ એમ માનશે કે–ઉત્પત્તિ ઉપરથી વર્તમાન સ્વરૂપ વિષે વિચાર કરવો એ ભૂલભરેલી પદ્ધતિ છે. પરન્તુ એ પદ્ધતિ મનુષ્યવિચારમાં રૂઢ છે એ સ્પષ્ટ છે, તો પછી રા. ગોવર્ધનરામ–જેઓ પ્રકૃત વિષયમાં વસ્તુસ્થિતિને માન આપે છે, અને દર્શનવાદી છે, તેમનાથી એ પદ્ધતિની તદ્દન અવગણના કેમ થઈ શકશે ?

વળી બીજો મહાચર્ચાનો વિષય નીચેનો નિયમ છેઃ—

૭. "મૂળ શબ્દ ઉપર પ્રત્યય અથવા સામાસિક શબ્દ આવવાથી તેની મૂળ જોડણીમાં કોઈ નિયમને અનુસરી ફેર પડવા દેવો નહિ; પણ ઈકારાંત શબ્દની પછી સ્વર પ્રત્યય આવે તો તે "ઇ" ને મરજીમાં આવે તો હ્રસ્વ કરીને જોડના સ્વરમાં "ય" ઉમેરાઈ શકે, અને તેમજ મમાં "ઇ" કે "ય" મળતો હોય ત્યાં તેને ઠેકાણે "શ" થાય છે." ઉદા૦ ગાડીવાન; નદીઓ અથવા નદિયો; આશી; પીરસ્યું.

" પહેલા ભાગમાં તેના બે અપવાદ બતાવ્યા છે. નવી વાંચનમાળાની જોડણી કમિટિએ આ બંને અપવાદો રદ કર્યા છે.

પહેલો અપવાદઃ— નદીઓ અથવા નદિયો. રા. નવલરામ નદિયો રૂપ વધારે પસન્દ કરે છે. અને એના સમર્થનમાં લખે છે કે "ઉચ્ચારમાં ઈ બેશક હ્રસ્વ થઈ જાય છે, અને તેની ખાત્રી કરવી હોય તો કવિતા કે જેમાં લખનારાઓ કાને પરખાતાં ઉચ્ચારણો ઉપર જ ધ્યાન આપીને લખે છે, તેમાં આપણે જોઇશું તો ઘણે ઠેકાણે નદિયે, કરિયે, બોલાવિયે વગેરે જોડણી જ માલમ પડશે." પરન્તુ તે સાથે પોતે કબુલ કરે છે કે " કેટલાએકનો એવો વિચાર છે કે ભાષણની ત્વરાથી ટુંકા થઇ ગએલા રૂપને વ્યાકરણ નિયમે સ્વીકારવા ન જોઇએ, અને એક પક્ષે એ કહેવું ખરૂં છે." વિશેષમાં, "નદીઓ" લખવાના પક્ષમાં એકરૂપતાની દલીલ છે. આવી સ્થિતિમાં **"लोपः शाकल्यस्य हर याहि, हरयेहि"** એ ન્યાયે ઉભય રૂપ સ્વીકારવાં ઠીક છે.

બીજો અપવાદઃ—ગુજરાતના મ્હોટા ભાગમાં ડોશી, પીરસ્યું વગેરે રૂપો એવાં રૂઢ થઈ ગયાં છે કે વ્યાકરણની સરળતા ખાતર પણ આ નિયમ ખસે એમ નથી. જ્યાં ઉચ્ચાર અસ્પષ્ટ, અને એનો બીજો ખુલાસો સંભવે છે,ત્યાં વ્યાકરણની સરળતાનો વિચાર કામમાં

આવે; પણ જ્યાં ઉચ્ચાર ઉત્કટ રીતે જુદો છે ત્યાં વ્યાકરણે ઉચ્ચારને નમ્યા શિવાય છુટકો નથી. રિવિઝન કમિટિએ અતિસરલતાને ખાતર આ અપવાદ સ્વીકાર્યો છે. પણ રા. નરસિંહરાવે બતાવ્યું છે તેમ વ્યુત્પત્તિ અને ઉચ્ચાર ઉભય વિરુદ્ધ છતાં અને લેખનની કાંઈ પણ કટાકૂટ વધવાનો સંભવ ન છતાં—"ડોશી" નહિ પણ "ડોસી" એવી આજ્ઞા કાઢવી વૃથા છે. આથી અમારૂં એમ કહેવું નથી કે ગુજરાતના જે ભાગમાં સકાર બોલાય છે ત્યાં "ડોસી" રૂપ નહિ માન્ય થાય. વાંચનમાળાના એકાન્તિક નિયમ છતાં પરિણામે વિકલ્પ ચાલશે એમ કહેવાનું તાત્પર્ય છે.

૮. ત્રીજો મહાચર્ચાનો વિષય કેટલાક શબ્દોમાં થતી હકારશ્રુતિ અને તદનુસાર લેખનવિધિ છે. આ સંબન્ધમાં જૂની વાંચનમાળાનો નિયમ (રા. નવલરામે આપ્યો છે તે પ્રમાણે) નીચે મુજબ છેઃ—

"ઘણા અપભ્રંશ શબ્દોમાં હનું કાંઇક ઉચ્ચારણ થતું હોય તો પણ તેનો લોપ થયો છે એમ સમજી તેને જોડાક્ષરમાં લેવો નહિ." ઉદા૦ 'મ્હારૂં' નહિ પણ 'મારૂં.'

આ "સ્વચ્છન્દી" દેખાતા નિયમનું રા. નવલરામ નીચે પ્રમાણે નિદાન બતાવે છેઃ—

"મી. હોપ, જેના નામથી આ વાંચનમાળા ઓળખાય છે, અને જેના સકત ઉપરીપણા નીચે લખાએલી છે, તે સાહેબના સમજવામાં કાંઈ એવું આવી ગયું હતું કે ઘણા શબ્દોમાં હકારનું ઉચ્ચારણ થાય છે તે ફક્ત સુરતી લોકો જ કરે છે, અને બીજા ભાગમાં એમ બોલાતું નથી, અને એ ટેવ મુસલમાનોના સહવાસથી સુરતીઓને પડી. બાકી એ વિચારૂ કેવળ ખોટો છે. મુસલમાનોએ હિંદુસ્તાનમાં પગલુંએ નહોતું મૂક્યું અને તેનો ધર્મ પણ સ્થાપન થયો નહોતો તે પહેલાં જે પ્રાકૃત ભાષા આ દેશમાં બોલાતી હતી તેમાં નિઃસંશય અહો, તહો વગેરે લખાતું હતું અને વળી એ હકાર પ્રાકૃત બોલનારાની ગાંઠનો નહોતો, પણ સંસ્કૃતમાંના સ વગેરે કેટલાએક અક્ષરોનો બરાબર ઉત્સર્ગાનુસાર અપભ્રંશ હતો. એ હકારનો ગૂજરાતી ભાષાએ કોઈ વખત પણ ત્યાગ કીધો નહોતો."

આ પ્રમાણે ઉચ્ચાર અને વ્યુત્પત્તિ ઉભયના કારણથી રા. નવલરામ "હ"કારની હિમાયત કરે છે. આ "હ"કાર શ્રુતિ લેખનમાં બતાવવાની આપણા વિદ્વાનોએ જુદી જુદી રીતો બતાવી છે. નર્મદાશંકર 'હમારૂં' કેટલાક 'અ્હારૂં' અને રા. નરસિંહરાવ 'હમારૂં' લખવા કહે છે, અને કેટલાક નીચે એક ટપકું મૂકીને 'હ'કારનો ભાવ બતાવવા માગે છે. તેમજ 'મ્હારૂં'માં હકાર દાખલ કરવાની પણ વિવિધ રીતો છે. તેમાં મુખ્ય 'માહારૂં' (અસલ રીત ચાલતી તે પ્રમાણે) અને 'મ્હારૂં' એ બે રૂપ છે. વળી કેટલાક 'હ'ને બદલે એકાદ ચિહ્ન લખવાની (ઉદા૦ મા'રૂં, માૢરૂં) ભલામણ કરે છે.

આ પ્રમાણે ઉચ્ચારાનુસાર લખવા જતાં, જ્હેને યા જે'ને, જ્હાં યા જ'યાં ઇત્યાદિ રૂપો લખવાં જોઇએ. આમાં બે વાંધા છે. એક તો, મૂળરૂપ 'જે'–'તે' હોય અને એને પ્રત્યયો લાગતાં 'જ્હેને' 'ત્હેને' એમ હકાર દાખલ થાય, એવો નિયમ કરવો પડે. જેઓને

ઉચ્ચારથી થોડુંક ભિન્ન લેખન સહન કરવાની ટેવ પડેલી છે ( અને ગુજરાતના દરેક ભાગમાં એ ટેવ ચાલે છે* ) તેમને આ નિયમ વધારે પડતો લાગે છે. બીજું–સામાન્ય લખાણમાં 'જ્હાં' 'ત્હાં' જેવા સ્થળે સ્થળે જોઇતા શબ્દો ત્રણ જોડાક્ષરથી લખવા એ આજ્ઞા અમલમાં આવવી કઠિન છે. હકારના હિમાયતીઓને એમ લખવામાં કાંઈ જ મુશ્કેલી લાગતી નહિ હોય, પણ અમારૂં એમને એટલું જ નિવેદન છે કે સામાન્ય પ્રજાને એમની કે એમના હકારની સ્હામે કાંઈ જ વેરભાવ નથી. આજ સુધી આવે સ્થળે હકારનો અસ્વીકાર રહ્યો છે એ જ બતાવી આપે છે કે આ લેખનમાં કેટલી મુશીબત છે. આમ હોવાથી, હકારને ઉપર જણાવેલે બધે ઠેકાણે તો લખી શકાતો નથી, માત્ર 'મ્હારૂં,' 'ત્હારૂં' વગેરેમાં એ દાખલ થવા લાગ્યો છે, અને આ વલણ દિન પર દિન વધતું જાય છે. માટે અમે ધારીએ છીએ કે અમુક શબ્દમાં 'હ' ખરો અને અમુકમાં–સંગતિ ખાતર, ન્યાયખાતર, હોવો જોઇએ છતાં–નહિ, એવો અન્યાયી નિયમ હજી પ્રવર્ત્યાં કરશે. આ વસ્તુસ્થિતિ સ્વીકારીને જ રા. ગોવર્ધનરામે નિયમ રચ્યો છે કે "જે શબ્દોમાં હ સર્વત્ર બોલાતો હોય ત્યાં લખવો અને હ પ્હેલાંનો સ્વર ન બોલાતો હોય ત્યાં તે સ્વર ન લખવો જેમકે ત્હારું, રહેવું, ઇત્યાદિ. તેમજ મ્હે', ત્હે' વગેરેમાં 'હે' ને ઠેકાણે "એ" કરી નાંખવાનો પ્રચાર ઉચ્ચારવિરુદ્ધ છે તે ન સ્વીકારતાં ( અ ) નિયમથી મ્હે', ત્હે' લખવું. પણ અમારા, અમ્હારા એવા બે ઉચ્ચાર થાય છે તો (આ) નિયમ પ્રમાણે 'અમારા' લખવું."

હકારની બાબતમાં બીજો એક નિયમ એવો છે કે–હકારની પહેલાના અક્ષરનો સ્વર કહાડી લઇને અથવા ત્યાં રહેવા દઇને હકાર ઉપર તે લખવો:–જેમ કે શહેર, વાહાલો વગેરે. રા. નવલરામ કહે છે કે "આ બંને રીતિઓ ખરૂં જોઇએ તો ઉચ્ચારની વિરુદ્ધ છે. 'શહેર' નથી બોલાતું, પણ 'શેહર' બોલાય છે, તેમજ 'વાહાલો' નહિ, 'વાહ્લો.'" વાંચનમાળાના નિયમની ઉચ્ચારવિરુદ્ધતા નવલરામને એટલી બધી લાગી છે કે તેઓ કહે છે કે "કોઇપણ કવિ 'શહેર' ની ચાર માત્રા અને 'વાહાલા'ની છ કે ગમે તો પાંચ પણ ગણી હોય એમ અમને કોઇ બતાવી આપે તો અમે અમારો વાદ છોડી દેવાને કબુલ છઇએ." રા. નવલરામનું આ કહેવું બરાબર છે. પરન્તુ અત્રે પાછો ઉચ્ચારવાદની મર્યાદાનો પ્રશ્ન આવીને ઊભો રહે છે. અને ઉપર 'કહેવું'–'રહેવું' ના સંબન્ધમાં જે ટીકા કરી છે એ ઘણીખરી આ પ્રશ્નને પણ લાગુ પડે છે.

હકારને લગતો ઢકારનો એક પ્રશ્ન છે: 'મોઢું' લખવું કે 'મ્હોડું'? 'કહાડવું' કે 'કાઢવું'? 'મોહોડું' લખવાનો પક્ષ તો હવે જતો રહ્યો છે. પણ ઉપરના બે પક્ષ હજી ચાલે છે. જૂની વાંચનમાળાનો નિયમ નવલરામે આ પ્રમાણે બતાવ્યો છે:–

"એવા હકારની જોડે ડકાર આવ્યો હોય તો હ કહાડી નાંખીને ડ નો ઢ કરવો:–જેમકે કાઢવું, વઢવું વગેરે." અને રિવિઝન કમિટિએ પણ એ જ નિયમ પાળ્યો છે. પણ રા. નવલરામ હકાર રાખવાનો મત ધરાવે છે; અને જ્યાં વ્યુત્પત્તિમાં પણ હ સ્પષ્ટ છે ત્યાં 'દદાને ખોળવા જવું એ દદાના જેવું જ કર્યું છે' એમ કહે છે.

* બંગાળામાં ઓકાર જેવો ઉચ્ચાર કર્યો છતાં અકાર લખાય છે. ઉદા૦ બસ.

રા. નવલરામ 'મોઢું' આદિનો ઢકાર ઉચ્ચાર અને વ્યુત્પત્તિ ઉભયથી વિરુદ્ધ છે એમ કહે છે. રા. નરસિંહરાવ ઢકારના બે ઉચ્ચાર ગણી 'મોઢું' અને 'મ્હોડું' એમાં એક સરખો (મૂર્ધન્યતર ઢકારનો) ઉચ્ચાર થતો માને છે-પણ વ્યુત્પત્તિનું ભાન કરાવવા 'મ્હોડું' 'ધ્હોડું' એમ લખવું પસન્દ કરે છે. અને જ્યાં 'વ્યુત્પત્તિથી જ વારસામાં ઢ મળેલો હોય' (જેમકે૦ પઢવું, વઢવું) ત્યાં ઢ રાખે છે. અત્રે નર્મદાશંકર નુકતો દાખલ કરે છે (ઉદા૦ કાડવું) કલાભવનની નિયમાવલિ એપોસ્ટ્રોફી વાપરે છે (ઉદા૦ કા'ડવું). અમને લાગે છે કે માત્ર ચિહ્નથી હકાર દર્શાવવાની પદ્ધતિ નિર્બળ છે-ઉચ્ચાર સ્વાભાવિક રીતે હકારનું સ્પષ્ટ લેખન માગી લે છે. જ્યાં ઢ લખાય છે ત્યાં હકાર એની મેળે આવી જાય છે. હ અને ડ વિરુદ્ધ ઢ ના વાદમાં ઢ ના પક્ષમાં અક્ષરલાઘવ છે. અને તેથી વ્યુત્પત્તિનો હકાર જાળવવા માટે ખાસ યત્ન કરવામાં આવે તો જ તે ડ ની સંગતિમાં ઢ માં ભળી જતો અટકે છે.

૯. અનુસ્વાર અને અનુનાસિકનો પણ જાણવા જેવો વાદ છે. એમાં એક છેડે અનુનાસિકવાદી (ઉદા૦ દન્ત, દાંત) અને ચિહ્નભેદવાદી રા. માધવલાલ છે. અને બીજે છેડે ચાલતી અપાણિનીય પદ્ધતિ (સર્વત્ર અનુસ્વારથી ચલાવી લેવાની) છે. અપાણિનીયપદ્ધતિ ઘણીવાર સંસ્કૃત લેખમાં પણ જોવામાં આવે છે-એનું કારણ ઙ્ ણ્ ઞ્ આદિ જોડવાની મુશ્કેલી, અને અનુસ્વાર લખવાની અતિ સરલતા છે. રા. નરસિંહરાવનો તેમજ મણિલાલનો નિર્ણય ઉચ્ચાર અને સરળતા ઉભયનો ઘટતો સત્કાર કરવાનો છેઃ અર્થાત્ જ્યાં ઉચ્ચારમાં ભ્રાન્તિ થવાનો સંભવ હોય ત્યાં જ અનુસ્વાર અને અનુનાસિકનો ભેદ રાખવો, અન્યત્ર નહિ.

૧૦. હજી એક વિવાદનો વિષય નોંધવો રહે છે. આંખ કે આંખ્ય ? આવ કે આવ્ય ?

રા. નરસિંહરાવ 'આંખ્ય' 'આવ્ય' એ પ્રમાણે લખે છે—અને ઉચ્ચાર અને વ્યુત્પત્તિ ઉભય એ જોડણીને અનુકૂલ છે એમ બતાવે છે. વ્યુત્પત્તિ અનુકૂલ છે એમાં કોઇનો વાંધો નથી. પણ ઉચ્ચાર માટે મતભેદ છે. કેટલાક-તેમાં ખાસ કરીને સુરતી લોકો-'આંખ' 'આવ' એ પ્રમાણે બોલે છે, અને કેવળ ઉચ્ચારનું ધોરણ લઇએ તો તેઓને રા. નરસિંહરાવની જોડણી ન સ્વીકારવાને પૂરતું કારણ છે. આ રીતે પ્રાન્તભેદને લીધે ઉચ્ચારભેદ અને તેથી જોડણીનો ભેદ ઉપજે છે. વળી જેઓ ઉચ્ચારમાં કાંઇક યકારનું અસ્તિત્વ કબુલ કરે છે તેઓમાંના પણ કેટલાક આ 'ય' માં કાંઈ વિશિષ્ટતા જુવે છે અને તેથી બીજા 'ય' ની માફક લખવા ના પાડે છે, અને તેને બદલે એક નુકતો મૂકીને ચલાવી લેવા માગે છે. ય કાંઇક સંભળાયા છતાં છેક ઉડાવી દેવો એમ પણ કેટલાકની સૂચના છે-અને તેઓની દલીલ એવી છે કે આપણે 'આંખ' બોલતા નથી તેમ 'આંખ્ય' પણ બોલતા નથીઃ ત્યારે ચાલતું રૂપ 'આંખ' શું કરવા ન રહેવા દેવું? રા. નરસિંહરાવ કહે છે કે આપણે 'આંખ્ય' જ બોલીએ છીએ, પણ યકાર 'લઘૂચ્ચારણ' હોવાથી આપણને ભ્રમ થાય છે. આ લઘુચ્ચારણ યકારને બીજા યકારથી જુદો પાડવા ભલે કાંઈ ટપકું કે એવું બીજું ચિહ્ન યોજો પણ યકાર બોલાય છે અને તેથી તે જોડણીમાં દર્શાવ્યા વિના ચાલશે નહિ.

નની નિયામક થઈ શકતી નથી, અને તેથી જ રા. નરસિંહરાવને પણ ઉચ્ચારનું શરણ લેવું પડયું છે. ઉચ્ચાર વિચારતાં–વિકલ્પ પ્રાપ્ત થાય છે. એક તો સાક્ષરલેખમાં 'આંખ' વગેરે રૂપો રૂઢ થઈ ગયાં છે, અને સુરતમાં પણ એવો જ ઉચ્ચાર હજી પ્રચલિત છે, એટલે આ પક્ષને તદ્દન પ્રલગણી શકાય એમ નથી. પણ આ બે કરતાં પણ એક વધારે પ્રબલ દલીલ 'આંખ' ની તરફેણમાં છે: જુઓ કે ગુજરાતીમાં આ તરેહના શબ્દો કેટલા બધા છે! શું એ બધે સ્થળે યકાર લખવો? ' લઘુચ્ચારણ ' સંભળાતા યકારને ખાસ શ્રમ લઈ આટલા બધા શબ્દોમાં પ્રકટતા આપવાનો વિધિ ગ્રાહ્ય થાય એમ લાગતું નથી. રા. નરસિંહરાવ કહે છે કે ' આવ્યો, ' ' લખ્યું ' 'માર્યો ' એમાં યકાર લખતે અડચણ નથી આવતી તો 'આવ્ય,' 'લખ્ય,' 'માર્ય,' 'આંખ્ય' એમાં શા માટે આવવી જોઇએ ? રા. નરસિંહરાવે આ વસ્તુ બીજે છેડેથી તપાસવી જોઇતી હતી. 'આવ્ય' ' લખ્ય ' એમ યકાર લખતે અડચણ આવે છે એ વસ્તુસ્થિતિ છે–જો કે ' આવ્યો ' 'લખ્યું' એમાં કોઇને નથી આવતી: આ ભેદનું સ્વચ્છન્દ અને રૂઢિપૂજા (જો કે રૂઢિપૂજા પણ મનુષ્યનો સ્વાભાવિક ધર્મ હોઈ છેક તિરસ્કારને પાત્ર નથી) શિવાય કાંઈ અન્ય કારણ છે? આ વિષે વિચાર કરતાં જણાય છે કે—એકમાં યકાર એવો તો સ્પષ્ટ છે કે તે દર્શાવ્યા વિના ચાલે એમ નથી, બીજામાં લઘૂચ્ચારણ હોઈ અધ્યાહૃત માની લેવાય એમ છે. અને જેમ વ્યુત્પત્તિના અમુક નિયમાનુસાર 'અક્ષિ'નું 'આંખ્ય' થયું, તેમજ બીજા નિયમાનુસાર (ઉચ્ચારણશૈથિલ્યથી) 'આંખ્યનું' 'આંખ' થયું. જેમ વરસાદ અને પવનની અસરથી બચવા માટે દિવાલને વાછંટીઆની જરૂર છે–તેમ શબ્દના છેડાના વર્ણને લુપ્ત થતા અટકાવવાને સંરક્ષક વર્ણની જરૂર છે: ગુજરાતીમાં અન્તનો અકાર લગભગ અનુચ્ચરિત જેવો હોય છે અને તેથી આંખ્ય શબ્દ આંખ્ય્ જેવો થઈ રહે છે–અને છેલ્લા 'અ'ને અભાવે ય્ અસંરક્ષિત (unprotected) ઉઘાડો (exposed) પડી જાય છે અને કાલક્રમે એ ખરી પડે છે. આ રીતે આંખ્ય=આંખ્ય્=આંખ્=આંખ થાય છે. જેમ 'અક્ષિ'માંથી 'આંખ્ય' થવાનો વ્યુત્પત્તિનો નિયમ છે તેવો જ આ 'ય' ઘસાઈ જવાનો પણ વ્યુત્પત્તિશાસ્ત્રનો જ નિયમ છે એ વાત ભૂલવી જોઇતી નથી.

આ પ્રમાણે જોડણીના કેટલાક મહત્ત્વના મુદ્દા ઉપર અમારો નમ્ર અભિપ્રાય બતાવી હવે ઉપસંહાર કરીએ.

પણ અમે અમારો અભિપ્રાય જ કયાં બતાવ્યો? અમે તો માત્ર સ્હામસ્હામા પક્ષ લઈ એના ગુણદોષ જ વિચાર્યા! આ કહેવું કાંઈક ખરું છે. પણ એમાં જ અમે અમારો અભિપ્રાય સમાવ્યો છે. જુદા જુદા મતની પાછળ જોડણીનાં શાં શાં ધોરણો રહ્યાં છે એ તારવી કાઢયાં, અને તે તે જોડણી ઉપરનો મતભેદ એ ધોરણોના મતભેદ રૂપે નિરૂપણ કર્યો. પણ એમાંથી એકે ધોરણને અમે સર્વથા અમારૂં ધોરણ માન્યું નહિ. એનું કારણ એમ નથી કે બધાનું થોડું થોડું મન (Ecclecticism) રાખ્યું હોય તો ઠીક. ખરી વાત એવી છે કે ભાષા એ નિર્જીવ પદાર્થ નથી અને તેથી અનેક શક્તિઓની અસર તળે એનો દેહ બંધાતો જાય છે, અને એ સર્વ શક્તિઓને માનવાથી જ યથાર્થ વસ્તુગ્રહણ થાયછે. એમાંથી એકનો જ અંગીકાર કરવો, વા સર્વત્ર એકને જ પ્રધાન સ્થાને સ્થાપવી, એ ત-

ત્વજ્ઞાનની પરિભાષામાં જેને 'abstraction' (ખંડગ્રહ) કહે છે તે છે. ભાષાનું સ્વરૂપ ઉચ્ચારથી, વ્યુત્પત્તિથી, તેમજ સગવડથી ઘડાય છે. ઉચ્ચાર વ્યુત્પત્તિની દરકાર ન કરે અને લખાણમાં કલમને પોતાનું ઇષ્ટ પ્રતિબિમ્બ પાડવા તરફ દોરે; વ્યુત્પત્તિ પોતાની મેળે જ ઉચ્ચારનું સ્વરૂપ રચે, અને વ્યુત્પત્તિ સંબન્ધી મીમાંસા કરીને જે સિદ્ધાન્ત બાંધવામાં આવે એ પણ ઉચ્ચાર ઉપર અસર કરે; તેમજ સરલતા અને સગવડ ખાતર વ્યુત્પત્તિની અવગણના પણ થાય, અને ઉચ્ચાર અને લેખન વચ્ચે સહજ વૈષમ્ય રહે તો તે પણ વૈયાકરણો કેટલીકવાર એકમાત્રાભેદ સહી લે છે એમ સહી લેવાય. સર્વત્ર અમુક જ શક્તિ નિયામક ઠરે એવો સાર્વત્રિક નિયમ બાંધી શકાતો જ નથી. અને તેથી ભાષામાં સ્વાભાવિક રીતે વિકલ્પ ઉપજે છે. આ વિકલ્પ તે અવ્યવસ્થા નથી. પણ અનેકતાનો યથાર્થ સ્વીકાર છે. પાણિનિ જેવા ઉદાર અને સર્વસંગ્રાહી મનથી ગુજરાતી ભાષાનું વ્યાકરણ રચો: **इति 'शाकल्यस्य,' इति 'शाकटायनस्य,' इति 'गालवस्य'** એ ન્યાયે ચાલી વિકલ્પને પણ સંગ્રહો અને નિયમમાં આણો.

**हरे+एहि=हरयेहि** ની સન્ધિમાં યકાર એવો ઉચ્ચારાતો હશે કે **हर एहि** જેવું જ સંભળાય અને તેથી શાકલ્ય મુનિએ આ બીજી જ જોડણી સ્વીકારી. શું પાણિનિએ આ મતને ભૂલભરેલો ગણી એની ઉપેક્ષા કરવી? તે જ પ્રમાણે 'આવ્ય' માં યકાર કેટલાકને મન્દ લાગતો હોય કે ન જ સંભળાતો હોય ત્યાં યકારના પક્ષને જ યથાર્થ માની બીજા પક્ષને સ્થાન ન જ આપવું? જોવું એટલું જ જોઇએ કે ઉપર જણાવેલાં ધોરણમાંથી કોઈ પણ ધોરણનો એ પક્ષને આધાર છે કે નહિ. જોડણી સ્વચ્છન્દી ન હોવી જોઇએ; સકારણ હોય તો બસ—સકારણ હોય તેને વિકલ્પમાં દાખલ થવાનો અધિકાર. આ અમારી **વિકલ્પવાદની**—અને ભગવાન પાણિનિનો અર્થભર્યો શબ્દ વાપરીએ તો **'વિભાષા'વાદની**—વ્યવસ્થા.વિકલ્પમાં સ્વીકાર્યા છતાં જતે દહાડે એક પક્ષ લુપ્ત પણ થઈ જાય;પાણિનિએ સ્વીકારેલા ઘણા વિકલ્પો પછીના સાહિત્યમાં વિકલ્પ રહ્યા નથી. એજ પ્રમાણે આપણા વિકલ્પો પણ કેટલાક ખરી જશે. તે પ્રસંગે તેવી વ્યવસ્થા થશે. આજથી પચાસ વર્ષ ઉપર જે ઉચ્ચાર થતા તેમાંના કેટલાક આજ ખરી ગયા છે. રા. નરસિંહરાવ જેને પ્રાકૃત ઉચ્ચાર કહે છે (ઉદા० 'ચ' વર્ગના બે ઉચ્ચાર) તેમાંના કેટલાક સંસ્કૃતના પરિશીલનને પરિણામે બદલાઈ પણ ગયા હશે. હોપવાંચનમાળા જેવી શક્તિએ પણ આપણા ઉચ્ચારમાં કેટલા ફેરફાર કર્યા છે એ રા. નરસિંહરાવને જાણીતું છે. પચીસ વર્ષ ઉપર જે શબ્દો બહુ ભારે સંસ્કૃત લાગતા, તેનો સરલ પ્રવાહ આજ કોઇની દૃષ્ટિ પણ ખેંચતો નથી. આજ 'શકવું' પ્રયોગ જરાપણ આડમ્બર વિના થઈ શકે છે, તો પછી 'સકવું' લખવાનો આગ્રહ—અને અત્યારની દૃષ્ટિએ તો આડમ્બર એમ પણ કહી શકાય—તે શા માટે જોઇએ?

આવતા દસકામાં ફારસીનો શોખ જાગે અને એ ભાષાથી ભરાએલા પ્રૌઢ વિદ્વાનો 'એહ્‌વાલ' લખવાનું પસન્દ કરે અને એમનાં પુસ્તકો લોકપ્રિયતા મેળવે તો 'હેવાલ'ને વ્યુત્પત્તિના નિયમાનુસાર બતાવ્યા છતાં પણ એ રૂપ કોણ પસન્દ કરશે?

આ સર્વ વસ્તુસ્થિતિ સ્વીકારીને નિયમો રચો અને ભાષામાં જે ફેરફાર થાય તે સ્વીકારતા જાઓ એટલી જ અમારી વિનંતિ છે.

---

# કિન્ડરગાર્ટનનો ઉદ્દેશ.

( અનુસન્ધાન પૃ૦ ૧૩૯ થી. )

આપણે ઉપર જોયું છે, કે દેશની અવદશા જોઇને ફ્રૉબલને ઘણી દાઝ થઈ હતી; અને તેથી તે સ્થિતિ પલટાવવાનો તેને વિચાર થઇ આવ્યો હશે. દેશની સ્થિતિ બાળકો દ્વારા જ સારી થવાની હતી, એ એવો જાણતો હતો, જેથી બાળકોની શી દશા છે તે તેણે જોવા માંડયું. તેણે જોયું કે બાળકોની કેળવણીની ઘણી અધમ દશા છે, અને તેમાં સ્વાભાવિક ક્રમ પ્રમાણે નહીં, પણ અસ્વાભાવિક ક્રમ પ્રમાણે વર્તવામાં આવે છે. આથી તેમણે કેળવણીનો સ્વાભાવિક ક્રમ કયો તે ખોળવા માંડયું. આ ખોળવા માટે તેણે ન્હાનાં રમતાં બાળકોનું અવલોકન કરવા માંડયું. તે માનતો હતો કે ન્હાનાં બાળકોનું અવલોકન કરવાથી કેળવણીનો સ્વાભાવિક ક્રમ તેને મળી આવશે. ત્યારે તેણે કેવી રીતે અવલોકન કર્યું, શું અવલોકન કર્યું. અને તે ઉપરથી શાં અનુમાનો ઉપર તે આવ્યો, એ આપણે જોઇએ. આપણે ધારો કે તે અત્યારે રમતાં બાળકોનું અવલોકન જ કરે છે; તેમ ધારવાથી જ આપણે ખરી રીતે તેને સમજી શકીશું.

ધારો કે એક વિશાળ સ્વચ્છ મેદાનમાં કેટલાંક બાળકો રમે છે, હરે છે, ફરે છે, આનંદ લે છે. ફ્રૉબલ તેને જુએ છે, બે ઘડી જોઇ રહે છે. અચાનક બોલી ઉઠે છે; "કેવું ઉછળતું જીવન! શો અગાધ આનંદ! શી નિસ્સીમ પ્રવૃત્તિ! કેવો શારીરિક શક્તિનો આવિર્ભાવ! કેવો બાહ્ય અને આંતર જીવનનો સુયોગ! શું સુખ, શું આરોગ્ય, શું બળ!"

પછી તે જરા બારીકાઈથી જુએ છે. "પણ આ બાળકો કરે છે શું? હવા તેમના કોલાહલ અને હર્ષનાદથી ગાજી રહે છે. કેટલાએક એક દડાની પાછળ દોડે છે અને કૂદે છે; કેટલાએક લખોટાની કમાનમાંથી લખોટા પાડવાને મથે છે; કેટલાએક પોતાની લાકડીઓ સહિત સરત ચાલતી હોય તે પ્રમાણે દોડે છે; અને કેટલાએક એક બીજાના ખભા ઉપર હાથ નાખીને ધીમે ધીમે ફરે છે; અને કંઈ બહુ જ રસિક વિષય ઉપર વાતચિત કરે છે."

ફ્રૉબલ તે બાળકના શબ્દો સાંભળે છે. તેમાં સરલતા, આનંદ, બુદ્ધિ અને પ્રસંગોપાત્ત પરિહાસ પણ સ્ફુટિત થાય છે.

હજી પણ વિશેષ નિરીક્ષા કરે છે. "પણ પેલી તરફ એક છોકરાંનું ટોળું મળેલું દેખાય છે. તેઓ કંઇક વસ્તુ આતુરતાથી તપાસતા હોય એમ લાગે છે. તે શું છે? હવે દેખાયું. એક છોકરો પોતાના ગજવામાંથી કંઈક ફળ કહાડે છે, અને પોતાના સોબતીઓને બતાવે છે. બીજાઓ તે જુવે છે અને પ્રસન્ન થાય છે. એ ફળ નવું છે. તેઓ તેને દાબી, સુંઘી અને ચાખીને તે સંબંધી વધારે માહિતી મેળવવાને ઉત્સુક છે. માલેક તે તેમના હાથમાં આપે છે, તેઓ દાબે છે અને સુંઘે છે. પણ ચાખતા નથી. માલેકને તેઓ તે પાછું આપે છે; તેનો હક બધા સ્વીકારે છે. તે તે ચાખવા માંડે છે; અને

બીજાઓ તેના તરફ આતુરતાથી જોઈ રહે છે. તેના ચહેરાપરથી જણાય છે કે સ્વાદ સારો છે; તેની આંખમાં સંતોષ ઝળકે છે. બીજાઓ એ સંતોષ મેળવવાની ઈચ્છા કરે છે."

"તે તેમની ઈચ્છા જુએ છે. ફળના કકડા કરે છે, અને તેમને વહેંચી આપે છે. તેમના આનંદથી પોતાનો આનંદ પણ વૃદ્ધિ પામે છે; એકાએક મેદાનના બીજા ભાગમાં કંઇ કોલાહલ થતાં બધાનું ધ્યાન તે તરફ ખેંચાય છે અને તેઓ વીખેરાઇ જાય છે."

આ પ્રમાણે છોકરાઓની પ્રવૃત્તિ **ફ્રૂબ્લ** જુએ છે. દેશના હિતને માટે બાળકોનો જેણે અભ્યાસ કરવા માંડયો હતો, જનસ્વભાવનું પણ જે સારૂં જ્ઞાન ધરાવતો હતો, અને શિક્ષણવિષયનાં શાસ્ત્રોનું પણ જેણે અધ્યયન કર્યું હતું, એવા **ફ્રૂબલને** આ રમતનું તાત્પર્ય શું લાગ્યું ?

૧. તેને જણાયું કે રમતમાં બાળકોનાં શરીર બુદ્ધિ અને નીતિ ત્રણેને કસરત મળે છે. ફરતાં ફરતાં શરીર કસાય છે; વાતચિત ઇન્દ્રિયાનુભવ વગેરેમાં બુદ્ધિ કસાય છે. અને પરસ્પર સંબંધ જાળવવામાં તથા શીખવામાં નીતિ કસાય છે; એટલું જ નહીં, પણ શરીરનાં તમામ અંગો, તમામ અવયવો, ઇન્દ્રિયો, ફેફસાં, જિહ્વા એ બધાં પ્રવૃત્તિમાં રહે છે અને બધાં દ્વારા કેળવણી મળ્યા કરે છે.

૨. ચંચળતા અથવા ક્રિયા એ તમામ પ્રવૃત્તિનું સામાન્યલક્ષણ છે. ચંચળતાને લીધે જ આ રમત અને તેમાં લાગલાગટ પ્રવૃત્તિ રહ્યા કરે છે, તથા જે અનેક બાબત જોવામાં આવે છે તેના ઉપર વિચાર પરંપરા ચલાવાય છે. બાળકને બાળપણમાં જે કંઈ જ્ઞાન મળે છે, અને જે કંઈ શક્તિઓની ખીલાવટ થાય છે, તે આ ચંચળતાને લીધે છે. ચંચળ બાળક ઘણું જ શીખે છે. સુસ્ત કે પડી રહેતું બાળક કશું પણ શીખતું નથી. બાલ્યાવસ્થા દુનીઆને શીખવાની અવસ્થા છે. અને તે અવસ્થામાં બીજી અવસ્થા કરતાં પ્રમાણમાં ઘણું શીખવાનું હોય છે. જેથી તેને માટે પરમેશ્વરે બાળકોમાં ચંચળતા મૂકેલી છે કે જે અનિવાર્ય છે.

૩. પણ આ ચંચળતા તેની રમતની સ્વતંત્રતાથી ઉત્પન્ન થાય છે. પોતાની જાણે જ પોતાની મરજીમાં આવે તેમ રમવાની તેને છૂટ હોવાથી અને કોઇ પણ પ્રકારનો તેમના પર અંકુશ ન હોવાથી આ ચંચળતા જાગ્રત થાય છે. જો આ વખતે કંઈ અંકુશ હોત, તો આટલી ચંચળતા, આટલી જાગૃતિ, આટલી પ્રવૃત્તિ અને આટલો આનંદ ન હોત! સ્વતંત્રતા અથવા સ્વપ્રવૃત્તિ અને નિરંકુશતા એ આ ચંચળતાનું પ્રેરક કારણ છે.

૪. આ સ્વતંત્રતા અને ચંચળતાના શુભ યોગને લીધે સુખનો પ્રાદુર્ભાવ થાય છે. પરતંત્રતા અથવા અંકુશની સ્થિતિમાં ચંચળતા રહેતી નથી અને તેથી સુખનો પ્રાદુર્ભાવ થઈ શકતો નથી. સુખ કે આનંદ તો જ્યાં સ્વતંત્રતા અને ચંચળતાનો શુભ યોગ થાય

ત્યાં જ ઉદ્ભવે છે. કરવાની ઇચ્છામાંથી ક્રિયા ઉત્પન્ન થાય છે અને ક્રિયા કરવાથી ફરી કરવાની ઇચ્છા ઉત્તેજિત થાય છે.

૫. જે સુખ ઉત્પન્ન થાય છે તેના ગૌરવનો આધાર ઉત્પાદક સાધન ઉપર નથી. રમતમાં બહુ હલકી કિમ્મતનાં સાધનો વાપરવામાં આવે છે પણ એથી બાળકોને જે સુખ થાય છે તે બહુ ઉંચી કિમ્મતનાં સાધનો વાપરવામાં આવે તેના કરતાં કંઈ પણ ઓછું હોતું નથી. કારણ કે જે કંઈ સુખ થાય છે તે તેના સાધનને જોવાથી થતું નથી, અથવા સાધનનો તેમાં કંઈ આધાર નથી. તે સાધનો ઉપર જે ક્રિયા થાય છે, સ્વતંત્રતા અને ચંચલતાના શુભ યોગથી જે પ્રવૃત્તિ થાય છે, તેથી સુખ થાય છે. અને એક લાકડીના કકડા કે એક પથર કે એક સક્કરજન કે એક લખોટાથી પણ એટલી પ્રવૃત્તિ થાય છે કે જાણે તે પરમ મૂલ્યવાન વસ્તુ હોય. અર્થાત્ તેના ઉપર જે ક્રિયા થાય છે, તેથી જ તે આનંદદાયક થઈ પડે છે.

૬. સ્વપ્રવૃત્તિથી સંતોષ થાય છે, તે એટલા માટે કે તે બાળકોના પોતાના પ્રયાસનું પરિણામ છે. જે કંઇ તેઓ પોતે પોતાને માટે કરે છે, તેમાં તેમનો અનુભવ હોવાથી તેમને રસ લાગે છે. બીજાઓ તેમને માટે જે કંઇ કરે છે, તેમાં તેમને તેવો રસ પડતો નથી. ગમે તેવા હેતુથી પણ કોઇપણ માણસ જો તેમની સ્વપ્રવૃત્તિમાં પ્રતિરોધ કરે, તો તેમની શક્તિઓ જડ થાય છે, અને તેઓ નાખુશ થાય છે.

આ પ્રમાણે અનુમાનો પોતાના અવલોકન ઉપરથી તેણે કર્યાં. આપણને ખાત્રી થાય છે કે તેનાં આ અનુમાનો કેવળ ખરાં છે. તેને લાગ્યું કે રમત એ બાળકની સ્વપ્રવૃત્તિ છે અને સ્વાભાવિક રીતે જ બાળકને તેથી સુખ થાય છે. સ્વતંત્ર રીતે બાળકને છૂટું મૂકવામાં આવે તો તરત જ તે રમવા માંડે છે. કારણ કે બાળકનું તે સ્વાભાવિક અને યોગ્ય કર્તવ્ય જ છે. જો બાળક રમતું નથી હોતું, તેનામાં કંઇક ખામી જ હોવી જોઇએ. નીરોગી બાળક રમ્યા કરે છે; હમેશાં રમ્યા કરે છે; તેનાથી રમ્યા વગર રહેવાતું જ નથી.

પણ આ રમતની યોજના પરમ સમર્થ નિયામક પરમેશ્વરે કંઈ વ્યર્થ વખત ગાળવાને અથવા નિષ્ફળ કસરતને માટે જ નથી કરી. આપણે જોયું કે તે બાળકની બધી શક્તિઓના વિકાસનું સાધન છે. રમતથી જ બાળક પોતાના અવયવોનો ઉપયોગ કરતાં શીખે છે. અને એ ઉપયોગથી જ આરોગ્ય અને બળ મેળવે છે. રમતથી જ તે બાહ્ય પદાર્થોના ગુણો, તેમનો અને પોતાનો સંબંધ, ઇત્યાદિનું જ્ઞાન મેળવે છે; અને એ જ્ઞાન તેના બધા જ્ઞાનનો પાયો છે. બીજા છોકરાઓ સાથે રમત રમતાં બાળક નીતિ પણ શીખે છે. તેને સમજણ પડે છે કે તેનાથી સમાજમાં એકલા રહેવાય તેમ નથી; અને પોતાના હક્ક જાળવવા હોય તો બીજાના હક્ક જાળવવાની જરૂર છે. વળી રમતમાં અને રમત દ્વારા તે ઉદ્દેશને ઘટે તેવાં સાધનો યોજતાં અને શોધતાં, જોડતાં, બાંધતાં અને શબ્દો વાપરતાં શીખે છે. રમત એ આ પ્રમાણે બાળકોની તમામ શક્તિઓને ખીલવે છે.

પણ ત્યારે જે સાધન બાળકોની તમામ શક્તિઓને ખીલવે છે; અને તેના જેવું બીજું કોઈ શ્રેષ્ઠ સાધન નથી, તે ત્યારે કેળવણી કેમ ન ગણાય? ખરેખર રમત એ એક પ્રકારની કેળવણી જ છે કે જેવી કેળવણી સાધારણ શિક્ષણમાંથી મળતી નથી. એ કેળવણી બાળક પોતાને માટે અને પોતાની મેળે મેળવે છે.

આ પ્રમાણે તેના સમગ્ર અવલોકનનું તત્ત્વ એ છે કે બાળક પોતે જ પોતાની સ્વાભાવિક શક્તિઓને સ્વપ્રવૃત્તિથી તેમના ભવિષ્યના ઉપયોગને માટે ખીલવે છે, અને સમર્થ કરે છે. અર્થાત્ બાળક પોતે પોતાને કેળવે છે.

પણ, ત્યારે આમાં શિક્ષકનું શું કામ? શિક્ષકે રમતની આ પ્રવૃત્તિ જોઈ શું શીખવું? એજ કે શિક્ષકે બાળકોની સ્વાભાવિક પ્રકૃતિને અનુસરીને કેળવણી આપવી જોઇએ. રમતમાં જે પ્રવૃત્તિઓ શરૂ થાય છે તે જારી રાખવી જોઇએ, અને તે ઉપરથી જણાઈ આવતા સિદ્ધાન્તો સ્વીકારવા જોઇએ, અને શિક્ષણના નિયમો તેને અનુસરીને નક્કી કરવા જોઇએ. વિશેષે કરીને જે ચંચળતા બધા લાભનું મુખ્ય કારણ છે તેને અક્ષત રાખવી જોઇએ, અને તેને માટે નવા પ્રદેશો અને દિશાઓ તૈયાર કરીને ઉત્તેજિત કરવી જોઇએ.

પરન્તુ, રમતમાં જ કાંઈ બધી કેળવણીની પર્યાપ્તિ થતી નથી. તેની જીંદગી કંઈ રમતોથી પુરી થવાની નથી. ત્યારે હાલ બાળકો જે રમતો રમે છે, તેમાંથી ભવિષ્યની કેળવણીને માટે તેઓ લાયક થાય એવું કાંઈ કરી શકાય કે નહીં? આપણે તેને એવું રૂપ આપી શકીએ કે તેને રમતને રમત લાગે; અને છતાં તેની શક્તિઓને કસરત મળે, તથા તેનો વિકાસ થાય. રમત એ કેળવણી છે, પણ ઉદ્દેશ વગરની અનિયમિત કેળવણી છે. એનાથી પાયો નખાય છે, પણ ઉપરની રચના થતી નથી, ત્યારે ફ્રૂબલ એવી વ્યવસ્થા હવે કરે છે, કે જેથી તેની ઉપરની રચના મૂળના પાયાને અનુરૂપ થાય. અર્થાત્ આ રમતના પાયા ઉપર કેળવણીની ઈમારત થાય.

ત્યારે તેણે શું કર્યું? બાળકોની રમતને કયું યોગ્ય રૂપ આપ્યું? તેણે જોયું કે બાળકને ચલનવલન ગમે છે, તેઓ નિરંતર ચાલતાં અથવા દોડતાં, કૂદતાં અને ચોતરફ અવયવો ફેરવતાં હોય છે. આ તેમના ચલનવલનની સાથે જો તેમને તાલબદ્ધ ગતિ આપી હોય, તો તેને તેમાં વળી વિશેષ મઝા પડે છે. તો તેને માટે એવાં સાધનો બનાવી શકાય, કે જેથી પરિણામે તેની શારીરિક શક્તિ વધે, તેમને અવયવોનો ઉપયોગ કરતાં આવડે, અને તેથી કોઈ વાધનું આકર્ષણ પણ યોજી શકાય.

બીજી વાત તેણે એ જોઈ, કે તેઓ પોતાની ઇન્દ્રિયો વાપરે છે; પણ આસપાસની હકીકતો અને જરૂરીઆતો પરથી જરૂર પડે ત્યારે જ તે વાપરે છે, અને તેટલા માટે જોઇએ તેટલી નહીં પણ અપૂર્ણ રીતે વાપરે છે. તો આપણે તેની એવી યોજના કરી શકીએ, કે જેથી તેની ઇન્દ્રિયોને નિયમિત અને પૂર્ણ કેળવણી મળે, અને તેમની

આંખ કાન અને સ્પર્શની શક્તિ વધારે ચપળ થાય. તેની સ્થૂળ આંખને રંગના બારીક ભેદો આપણે ઓળખાવી શકીએ; અને તેના જડ કાનને સ્વરના બારીક ભેદો પણ સમજતાં શીખવી શકીએ.

ત્રીજી વાત તેણે એ જોઈ, કે તેઓ અવલોકનો કરે છે. પણ તેમનાં અવલોકનો બહુધા ક્ષણિક, અસ્પષ્ટ અને પ્રમાણમાં નિષ્ફળ હોય છે. આપણે તેમની આ જિજ્ઞાસા, અવલોકનની ઇચ્છા અને કુતૂહલવૃત્તિને ઉત્તેજિત કરી શકીએ; અને અમુક વસ્તુપર હાલ જે ક્ષણિક ધ્યાન તેઓ આપે છે, તેને બદલે તેનાપર વધારે ધ્યાન આપતા કરી શકીએ, અને સારી રીતે અવલોકન કરાવી શકીએ. અવલોકન પરથી ઉઠતી કલ્પના તેમનામાં સ્પષ્ટ કરાવી શકીએ, પૂર્ણ કરાવી શકીએ, અને તેના ભેદ પણ સમજતાં શીખવી શકીએ.

ચોથી વાત તેણે એ જોઈ કે તેઓ શોધ કરે છે, અને કેટલીક બાંધછોડની ક્રિયા કરે છે; પણ તે ઘણીવાર ખરાબ રીતે અને કશા પણ નિયમ વગર કરે છે. આપણે આ વૃત્તિનો પણ લાભ લઈ શકીએ, અને તેને માટે પ્રદેશ આપી શકીએ. તેને શોધ કરવાને આપણે ઉશ્કેરી શકીએ, અને તેની બાંધછોડની વૃત્તિને પણ આપણે ઉત્તેજી શકીએ. છેક સાદાં સાધનો આપીને પણ આપણે તેની પાસે અમુક ઉદ્દેશને માટે આકૃતિ કરાવી શકીએ. આથી જૂદા જૂદા ભાગોને અમુક હેતુને માટે સંયુક્ત કરતાં તેને આકૃતિનું જ્ઞાન થશે; અને આકૃતિથી શું શું થઈ શકે તેની પણ તેને કલ્પના થશે ઘણી ઘણી રીતે આપણે તેમને શોધવાને બાંધવાને તથા યોજના અને અનુકરણ કરવાને ઉશ્કેરી શકીએ; અને એ પ્રમાણે તેની સુંદરતાની વૃત્તિને ખીલવી શકીએ.

આ પ્રમાણે ફ્રૉબલે બાળકોની રમતના અવલોકન ઉપરથી અનુમાનો કર્યાં. તેને લાગ્યું કે આવી રીતે જ્યારે બધી રમત કામના રૂપમાં પરિણત થાય, ત્યારે જ ખરી કેળવણી શરૂ થઇ શકે. આ કલ્પના બાળકોની પાસેથી મળી શકે છે. બાળકો જ આપણને તેમને કેમ કેળવવાં એ શીખવે છે.

કિન્ડરગાર્ટનની ફ્રૉબલે જે યોજના કરી તેની મૂળ ઉત્પત્તિ આ છે. આ સમગ્ર ઇતિહાસ ઉપરથી ફ્રૉબલે તેનો મૂળ ઉદ્દેશ શો રાખેલો છે, તે આપણે જરા તેના પર ઊંડા ઉતરતાં સમજી શકીએ છીએ. આપણે જોઈ શકીએ છીએ કે આ સત્યો ઉપર જ તેણે પોતાની સોળે ભેટોનો પાયો રચ્યો છે. આપણે જોઇએ છીએ કે તેમાં તાલ પ્રમાણે ચાલવાનું છે, કેટલીક કસરતો કરવાની છે, ગીતો ગાવાનાં છે, ઇન્દ્રિયોનો હેતુપૂર્વક ઉપયોગ કરવાનો છે, પદાર્થોના ગુણોનું અવલોકન કરવાનું છે, કેટલીક ગણતરી કરવાની છે, રંગ અને આકૃતિઓ સમજવાનાં છે, કેટલીક ચિત્રકામ કરવાનું છે, કાષ્ઠના ઘનોથી કેટલુંક બાંધકામ કરવાનું છે, મીણ અથવા માટીથી કંઈ પ્રતિમાઓ બાંધવાની છે, રંગબેરંગી કાગળના નમૂનાઓ ગૂંથવાના છે, કાગળમાં ભિન્નભિન્ન આકૃતિઓ કોરવાની

છે, કાગળોને આકૃતિઓ પ્રમાણે કાપવાના છે, વાળાને જૂદા જૂદા આકારમાં વાળવાના છે, કાગળો વાળતાં ભૂમિતિનાં કેટલાંક મૂળતત્ત્વો શીખવાનાં છે, વાર્તાઓ કહેવાની છે, સાંભળવાની છે, ને તે દ્વારા સ્વભાષામાં પરિચય કરવાનો છે, નાટકનું કેટલુંક રૂપ કરવાનું છે, કેટલાક કોયડા પણ છોડવાના છે, અને વાડીમાં પણ કેટલુંક કામ કરવાનું છે.

રોજે બેરાની લગભગ તમામ ક્રિયા આમાં આવી જાય છે. અને તેનો મૂળ પાયો—તે બેરા શા ઉપર રચવામાં આવી છે તે—ઉપર આવી ગયો છે; હવે આપણે એ બેરાની બારીક વિગતોમાં અત્યારે ઉતરતા નથી. પણ તેનો ઉદ્દેશ શો છે તે આપણે જોઈ ગયા છીએ. ફરી ટૂંકામાં જોઇએ તો તેનો ઉદ્દેશ આ છેઃ—

નાનાં બાળકો ઉપર તેઓ નિશાળે જવા યોગ્ય થાય ત્યાં સુધી દેખરેખ રાખવી, સ્વભાવને અનુસરીને તેમનામાં યોગ્ય ગુણોનું અધિષ્ઠાન કરવું, તેમની શારીરિક શક્તિઓને સમર્થ કરવી, તેમની ઇન્દ્રિયોને કસરત આપવી, તેમના ખીલતા મનને વ્યાપાર આપવો, તેમને મનુષ્ય અને ઇતર પ્રકૃતિની પિછાન કરાવવી, અને તેમના હૃદય અને આત્માને યોગ્ય દિશા બતાવવી.

આ પ્રમાણે કિન્ડરગાર્ટનનો મૂળ ઉદ્દેશ છે; આ તેમની મૂળ દિશા છે. આપણે તેને કેવી રીતે સમજ્યા છીએ, અને કઈ દિશાએ દોરાયા જઇએ છીએ, એ હવે આ ઉપરથી સ્પષ્ટ થઈ શકે તેમ છે. પણ આપણે તેને જૂદી રીતે સમજ્યા હોઇએ, અથવા ખોટી રીતે સમજ્યા હોઇએ, તેમાં બિલકુલ નવાઇ નથી. એ વિષય માનસ શાસ્ત્રને લગતો છે, અને તેને સમજવા ઇચ્છનારમાં જનસ્વભાવનું સારૂં જ્ઞાન તથા શિક્ષણશાસ્ત્રના સિદ્ધાન્તોનું સારૂં જ્ઞાન જોઇએ. આ બધું કંઈ સહજ નથી. અથવા દરેકથી બની શકે તેમ નથી. ખાસ યુરોપમાં પણ આવી ટીકાઓ થાય છે, કે કિન્ડરગાર્ટન એ કેળવણીની દુનીઆમાં પ્રકટ થયેલી બીજી બધી યોજના કરતાં વધારે અપૂર્વ, વધારે મનોહર અને વધારે સ્વાભાવિક છે; પણ જેઓ તેનો ઉદ્દેશ સમજે છે, તેઓ તેમાંથી સારાં પરિણામ નીપજાવી શકે છેઃ જેઓ નથી સમજતા તેઓ તેને યંત્ર તુલ્ય બનાવી દે છે. વળી એક બીજો વિદ્વાન દીલગિરીની સાથે ટીકા કરે છે કે નિશાળની ખરાબ ટેવોએ એટલાં ઊંડાં મૂળ નાખ્યાં છે કે દરદથી ફ્રૂબલે ઠરેલી કિન્ડરગાર્ટનની યોજના પણ એ ટેવો છોડવવાને બદલે તેનો ભોગ થઈ પડે છે. આ ટીકા કંઇ ઓછી ગંભીર કે ઓછી અર્થસૂચક નથી. પણ એ ખરૂં જ છે કે ફ્રૂબલની આ યોજનામાં વિચાર અને ક્રિયા બન્ને સાથે કરવાનાં છે. આમાંનો વિચાર થવો અથવા કરાવવો એ કાંઇ સહજ નથી. માત્ર ક્રિયા એ થોડી મહેનતે અથવા દેખાદેખીથી થઈ શકે તેમ છે. પણ એ દેખીતું જ છે કે વિચાર વગરની ક્રિયાની કિમ્મત જીવ વગરના શરીરના જેટલી જ છે. ફ્રૂબલે પોતે પણ, તેની આ યોજના બધા બરાબર રીતે તુરત સમજી જશે અને તેનું ખરી રીતે અનુકરણ કરશે, એવી આશા રાખી નથી. તેણે ચોખ્ખું જણાવ્યું છે કે બાળકમાં પ્રદર્શિત થતા જનસ્વભાવની મારી કલ્પના અને શિક્ષણયોજનાનો સાર્વત્રિક અંગીકાર થતાં પહેલાં તો કદાચ સૈકો વીતી જશે.

એની તો આપણાથી ના નહીં કહી શકાશે, કે આપણે કેળવણીમાં હજુ યૂરોપ કરતાં પશ્ચાત છીએ; અને તેને પગલે પગલે જ ચાલીએ છીએ; હવે જ્યારે યૂરોપને માટે જ આટલી ટીકા ચાલેલી છે, ત્યારે ખરેખરી રીતે આપણે કેટલી ટીકાને પાત્ર હઈશું, તે આ ઉપરથી જ આપણે સમજી શકીશું. આપણને એ ટીકા પૂર્ણ અંશે લાગુ પડતી હોય એમ આપણને લાગતું હોય, તો તે ઉપરથી આપણે નાહિમ્મત થવાનું નથી. પણ વધારે સારી તૈયારી કરવાની છે. અર્થાત્ વધારે પ્રયત્નથી આપણે તેને સમજવાનું છે અને ખરો રસ્તો પકડવાનો છે.

કુસુમ.

---

## તાંબુલ-ખંડિતા.

પદ.

તાંબુલ ત્યાંથી લહો—
દક્ષિણવર! તાંબુલ ત્યાંથી લહો!

જેથી રમ્યા રસિયા રજની, ધસિયા,
હસિયા હા બહુ હો!
દક્ષિણવર! તાંબુલ ત્યાંથી લહો! ૧

જે કરથી કર રસભર પરસ્યા
તે કરથી તે ગ્રહો!
દક્ષિણવર! તાંબુલ ત્યાંથી લહો! ૨

તરસ્યા અધર પર વરસ્યા અધર જે
તે અધરો સુખચો!
દક્ષિણવર! તાંબુલ ત્યાંથી લહો! ૩

નયન ઘુમ્યાં ચુમ્યાં તેનો કુસુંબી રંગ
આપ ઉરથી પીઓ!
દક્ષિણવર! તાંબુલ ત્યાંથી લહો! ૪

જો એ હૃદયે હૃદયે ઘનઘન થયું તે
તો, શી ગરજ કહો!!
દક્ષિણવર! તાંબુલ ત્યાંથી લહો! ૫

આ નહિ રસ, ભેદજત નહીં આપે,
એ બીડું નવલું અહો!
દક્ષિણવર! તાંબુલ ત્યાંથી લહો ૬

જાઓ જાઓ વ્હાલા ખોટી થાઓ છો,
કાં કળપાવો એ જુઓ !
દક્ષિણવર ! તાંબુલ ત્યાંથી લહો ! ૭

ના, ના, કરી ઠીક તેં એ પરીક્ષા ! !
હરિ, હરિ ભુલી, ના રૂસો !
રસિકવર, તાંબુલ મુજ આ લહો ! ૮

૧૬-૧૨-૧૮૯૫. હરિલાલ હર્ષદરાય ધ્રુવ.*

---

## પશ્ચિમના સુધારાનો દાવો.

( અનુસન્ધાન પૃ. ૧૩૬ થી )

### અવલોકન અને બોધ: અવતરણ.

પશ્ચિમના સુધારાનો આ દાવો કિડ્ ઉપર બતાવેલી રીતે સિદ્ધ કરે છે. આનું અવલોકન અનેક રીતે કરી શકાય તેમ છે. તે વિદ્યાના પૂર્વાચાર્યો સાથે મુકાબલો, તેનાં પોતાનાં ઐતિહાસિક અનુમાનો અને સિદ્ધાન્તોની તપાસ, વગેરે દૃષ્ટિબિન્દુથી પરીક્ષા કરતાં, સમાજવિદ્યા એવી વિદ્યા સંભવે છે એમ માનીને આગળ ચાલીએ; તો પણ એવું બતાવવા યત્ન કરી શકાય કે પશ્ચિમના સુધારાને માટે એ જે દાવો કરે છે તે દાવો સાબીત કરવા પુરતો પુરાવો નથી. પણ અત્યારે આ દિશામાં સવિસ્તર વિવેચન કરવા મારો ઇરાદો નથી. તેમ કેટલેક ઠેકાણે તો એની દલીલોની નબળાઈ સમજી શકાય તેવી છે. ક્રિશ્ચન સુધારામાં જે પરોપકારવૃત્તિ ( altruism ) કિડ્ને ઓગણીસેં વર્ષથી જગતમાં સામ્રાજ્ય ભોગવતી જણાય છે તે આપણને તો બહુ જ જૂ જ જણાય છે. અને જેટલી દેખાય છે તે પશ્ચિમના સુધારાના ખાસ લક્ષણ કરતાં ઉદ્ભાસિત ( civilized ) મનુષ્યસ્વભાવમાં સાધારણ રીતે રહેલી પરોપકારવૃત્તિ તરીકે વધારે બંધ બેસે છે. એ પરોપકારવૃત્તિના ફાયદાઓનો કોઈ પણ રીતે લઘુભાવ કરવો એવો મારો ઇરાદો નથી. હું કબુલ કરૂં છું કે તેની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે, પણ એનો અર્થ હું એવો કરૂં છું કે તે 'સુધારામાં' તે મનુષ્યસ્વભાવગત પરોપકારવૃત્તિ અમુક દિશામાં સારી ખીલી છે. એ સુધારાને સ્પર્શ કરતી પ્રજા માત્રનું એ લાક્ષણિક સ્વરૂપ છે એવું સ્પષ્ટતાથી સિદ્ધ થતું નથી. દરેક સ્થળે દરેક પ્રજામાં એ વૃત્તિ ઉપલબ્ધ છે, અને સાધનના પ્રમાણમાં થોડે ઘણે અંશે બધા કાળમાં દેખાતી આવી છે. વળી હર્બર્ટ સ્પેન્સરના સિદ્ધાન્તો ખરા હોય તો પરોપકારવૃત્તિ

---

* રા. રા. નરસિંહરાવ હરિલાલ ધ્રુવ પાસેથી મળેલું.

સુધારાનું મૂળ નથી પણ પરમ કોટિનું પરિણામ છે. અને એ એવો સિદ્ધાન્ત બાંધે છે કે જીવનવિગ્રહના નિયમો આખરે પરોપકારવૃત્તિમાં ડુબી જશે; અને મનુષ્યસ્વભાવનું એ અંગ કેળવાતાં કેળવાતાં આખરે એવો વખત આવશે કે જ્યારે તે સ્વાભાવિક, અને સાધારણ થઈ જીવનવિગ્રહની અસહ્ય પીડાનો અંત સિદ્ધવત્ થશે. કિડ્‌ની દલીલો સાંભળીને આપને એમ પણ સમજાયું હશે કે ઉત્કર્ષનું ફલ એણે અમુક કોમની રાજકીય અને વ્યાપારની સર્વવ્યાપકતામાં માન્યું છે. 'ઉચ્ચ શીલ' એનો અર્થ પણ રાજકીય અથવા વ્યાપારની કુશળતા—એટલો જ માન્યો છે. અને મનુષ્યઆત્માનું તો તેમાં 'ધર્મ' ને અંગે જે પારલૌકિક ફળ મળે એટલું જ શુભ સ્વીકાર્યું છે. પોતાના ઉત્કર્ષમાં મનુષ્યઆત્મા કેટલો ભાગ લે છે અને તે ઉત્કર્ષનું શું સાધ્ય છે એનું કંઈ પણ ભાન આપણને થતું નથી, અને મનુષ્યે હમેશાં સમાજના ગુલામ તરીકે જ રહેવું જોઇએ એવો ગર્ભિત અર્થ તેના સિદ્ધાન્તમાંથી તરી આવે છે. વળી 'સુધારા' ને એક ધર્મના અથવા ધર્મસમાજના ઇતિહાસનું જ સ્વરૂપ આપવામાં પણ આપણને કંઇક ન્યૂનતા લાગે છે. જો મનુષ્યસમાજ એક શરીર છે તો ઉત્પત્તિથી તે પ્રલય સુધી એ એક જ શરીર છે. અને દરેક 'સુધારો' શરીર છે એમ માનીએ તો પણ જ્યાં સુધી તેના પહેલાંના બીજા સુધારા હજી પોતાનું લાંબું જીવન ભોગવે છે, અને કેટલેક ઠેકાણે તો વૃદ્ધ થવાને બદલે ચડતી જુવાનીનાં ચિહ્‌ન બતાવે છે, ત્યાં સુધી એ એક જ સુધારો એ જગતનાં એ કાળનું લાક્ષણિક ચિહ્‌ન છે એમ કહી શકાતું નથી. એથી પણ આગળ જઇએ તો એમ પણ કહી શકાય એવું છે કે 'જીવનવિગ્રહ અને યોગ્યનું સંસ્થાપન' એ નિયમ હજી કલ્પના–તર્ક ( hypothesis )ની કોટિમાં છે. ઘણામાં ઘણું એટલું જ કહી શકાય એવું છે કે એ નિયમ પ્રમાણે સૃષ્ટિની વિવિધતા થઈ હોય તો તે સંભવે છે, પણ સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિનું એ જ ધોરણ છે એમ આત્યંતિક સિદ્ધાન્ત તરીકે હજી સ્વીકારી શકાય તેમ નથી. વળી વિગ્રહમાં સંપાદન કરેલા ગુણો વારસામાં નથી ઉતરતા એ સિદ્ધાન્ત અને તેના ઉપરની રચના પણ નબળી જણાશે, કારણ કે ચોકસ અંશમાં તો ગુણો વારસામાં ઉતરી શકે છે એ બાબત સર્વ ઠેકાણે અનુભવાય છે.

પરંતુ આ દિશામાં કિડ્‌ના સિદ્ધાન્તોનું નિરીક્ષણ કરવાની મને ગમે તેટલી ઇચ્છા હોય તો પણ મને અત્યારને માટે તો વધારે અગત્યની દિશા બીજી જણાય છે. 'કોમનું આરોહણ' ( Race-ascendancy ) એ એના સિદ્ધાન્તનો જે દાવો છે તે દાવો પંડે સાચો હોય કે નહિ પણ તેનું સૂચક બળ એટલું બધું છે કે થોડાં વર્ષોથી યુરોપની પ્રજાઓ એ ધોરણે કામ લેતી હોય એમ જણાય છે. અને તેથી, આપણે માટે આત્મસંરક્ષણનો કદી નહિ ઉત્પન્ન થયેલો એવો મોટો સવાલ નવેસરથી ઉત્પન્ન થયો છે એમ હું માનું છું.

જીવનવિગ્રહમાં પ્રતિષ્ઠા સારૂ ધર્મની અગત્ય કિડ્‌ની સાથે આપણે સ્વીકારીએ છીએ. ધર્મ એ જ માનવજાતિના ઉત્કર્ષનું સાધન અને સાધ્ય એ બન્ને છે એ અભિપ્રાયને પણ

આપણે ટેકો આપીશું. કિડ્ આ બાબતમાં તે દિશાના સમાજવિદ્યાના આચાર્યોથી કંઇક અંશે જૂદો પડે છે, અને તે તરફ ચાલેલા Socialism અને Anarchist ના પંથોના સ્હામી એક દલીલ તરીકે આ સિદ્ધાન્તનો મુખ્ય ઉપયોગ કરે છે. પણ આપણને તો તેમાં આપણા દેશનું અનાદિ સત્ય પશ્ચિમના લોકોના સંરક્ષણ સારૂ પ્રકટ થતું હોય એમ જણાય છે. અને આપણે એવો વિશ્વાસ સંપાદન કરી શકીએ છીએ કે આપણા ધર્મને આપણે બરાબર સમજીશું અને બરાબર પાળીશું તો આ નવીન જીવનવિગ્રહમાં આપણી પ્રતિષ્ઠા માટે આપણને ભય નહિ રહે.

સમાજવિદ્યા કહે છે કે મનુષ્યસમાજ એક શરીર છે. 'સહસ્રશીર્ષા પુરૂષ'માંથી આપણી કલ્પનાએ આખા વિશ્વને ઉપજાવ્યું છે. અને બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રને અનુક્રમે મુખ બાહુ ઉરૂ અને પાદને સ્થાને કલ્પી માનવસમાજનું એકશરીરત્વ નિઃશંક શબ્દોમાં ઉપદેશ્યું છે. માનવસમાજની ઉત્ક્રાન્તિનું સાધન ધર્મ છે એમ કિડ્ કહે છે. બૃહદારણ્યકશ્રુતિ શું કહે છે તે સાંભળો.

" અગ્રે આ બ્રહ્મ-( બ્રાહ્મણ જાતિના અભિમાનવાળું અગ્નિરૂપે ) એક જ હતું. તે
" એકલું હોવાથી વિકાસ પામ્યું નહિં. એટલે તેણે શ્રેષ્ઠરૂપ ક્ષત્રિય જાતિ ( જેનું કર્મ પરિ-
" પાલનાદિક છે ) તે ઉત્પન્ન કરી દેવતાઓમાં ઇન્દ્ર, વરુણ, સોમ, રુદ્ર, પર્જન્ય, યમ,
" મૃત્યુ અને ઈશાન, એ ક્ષત્રિય વર્ગના ઉત્પન્ન કર્યા. તેથી ક્ષત્રિયથી બીજું કાંઈ વધારે
" નથી. અને તેથી જ રાજસૂય યજ્ઞમાં બ્રાહ્મણ નીચે ઉભો રહીને ક્ષત્રિયની ઉપાસના
" કરે છે. અને તેનો યશ ક્ષત્રિયને આપે છે. એમ આ ક્ષત્રિયનું ઉત્પત્તિસ્થાન બ્રહ્મ છે.
" અને તેથી રાજા મોટા બળને પામે તો પણ આખરે બ્રહ્મનો આશ્રય લે છે.

૧-૪-૧૧.

" આમ કર્યા છતાં, બ્રહ્મનો વિકાસ થયો નહિ. તેથી વિટ્, વૈશ્ય જાતિને ઉત્પન્ન
" કરી. જે દેવતાઓ ગણથી વ્યવહાર્ય છે, જેવા કે વસુ રુદ્ર આદિત્ય વિશ્વેદેવા મરુત,
" તેમને ઉત્પન્ન કર્યા.

૧-૪-૧૨.

" આમ કર્યા છતાં પણ બ્રહ્મ વિકાસ પામ્યું નહિ. તેથી તેણે શૌદ્ર વર્ણને ઉત્પન્ન
" કર્યો: એટલે પૂષન્ નામની દેવતાને—જે આ બધાનું પોષણ કરે છે."

૧-૪-૧૩.

" તો પણ તે બ્રહ્મ વિકસ્યું નહિ. એટલે તેણે શ્રેયોરૂપ ધર્મ રચ્યો. તે ધર્મ જે
" ક્ષત્રનો પણ ક્ષત્ર છે. તે રીતે ધર્મથી બીજું કાંઇ પર નથી. જેમ રાજાની સહાયથી
" બળવિનાના બળવાનનો પરાભવ કરે છે તેમ ધર્મની સહાયથી પણ બળહીન હોય. તે
" બળવાનનો પરાજય કરે છે. તે ધર્મ છે. તે જ સત્ય છે. તેથી 'ધર્મ' બોલનારાને

---

* ब्रह्म वाइदम् आसीत् ઇત્યાદિ બૃ૦ ઉ૦ ..

" સત્ય બોલ્યો એમ કહે છે અને સત્ય બોલનારને ધર્મ બોલ્યો એમ કહે છે. તે રીતે
" **ધર્મ** અને **સત્યનો** અભેદ છે.

૧ ૪ ૧૪.

" તે જ આ બ્રાહ્મણ ક્ષત્ર વૈશ્ય અને શૂદ્ર,—ઇત્યાદિ.

ઉપરની શ્રુતિઓમાં બ્રહ્મના વિકાસનું—અંતર્ભાવથી માનવજાતિના વિકાસનું સાધન **ધર્મ** છે અને બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચારે તેના વિકાસ સારૂ આવશ્યક છે એ બે વાતો બતાવાઇ છે. દેવસૃષ્ટિથી આરંભ કરી પછી મનુષ્યસૃષ્ટિ રચી એવો ભાવ છે. પણ તેથી આપણી દલીલને કાંઈ બાધ આવતો નથી. વિકાસ પામવા માટે પૃથગ્ભાવ (differentiation) અને એકીભાવ (integration) એ બન્ને જરૂરનાં છે એ આ શ્રુતિ સ્પષ્ટ રીતે ઉપદેશે છે. એકમાંથી અનેક: બ્રાહ્મણમાંથી કર્મભેદે કરી ક્ષત્ર, વૈશ્ય અને શૂદ્રની ઉત્પત્તિ અને તે બધાનું ધર્મમાં એકીકરણ: એ આનો સ્પષ્ટ બોધ છે. વિકાસ ક્રમમાં કુશળતા સંપાદન કરવા સારૂ કર્મનો વિવેક (division) વૈશિષ્ય (specialization) અને તેની ધર્મમાં એકતા (synthesis). વિકાસનો આ સિદ્ધાન્ત ઉપરની શ્રુતિઓમાંથી નિર્બાધ ઉપજી આવે છે.

જગતની સ્થિતિ વૃદ્ધિમાં **ધર્મનું** આ ખાસ કામ છે. શ્રીમન્ મહાભારતમાં એક માર્મિક પ્રસંગે ધર્મનું લક્ષણ આપતાં વ્યાસ ભગવાન્ કહે છે કેઃ—

धारणाद्धर्ममित्याहुर्धर्मो धारयति प्रजाः ।
यत्स्याद्धारणसंयुक्तं स धर्म इति निश्चयः ॥
कर्णपर्व । ६९ ६८ ।

'**धृ धारणे**' એ ધાતુ ઉપરથી ધારણકર્મવાળો હોય તે ધર્મ છે. ધર્મ પ્રજાઓનું ધારણ કરે છે. જે ધારણગુણથી સંયુક્ત હોય તે ધર્મ છે એમ નિશ્ચય છે.

ઉપરનાં વચનો **ધર્મના** સામાજિક ગૌરવનો ખ્યાલ આપણને બરાબર આપે છે. અને આપણા સંખ્યાબંધ વિધિ નિષેધો તેના અપવાદો તથા વ્યવસ્થાઓ આ તત્ત્વમાંથી ઉત્પન્ન થયેલી છે. ઉપરની બૃહદારણ્યક શ્રુતિમાંથી ધર્મનું આંતર અંગ પણ બરાબર ઉપજી આવે છે. કારણ કે કર્મવિવેકથી વિકાસહેતુવાળી વર્ણવ્યવસ્થા થઈ સ્પષ્ટ ઉલ્લેખથી સ્વસ્વ-કર્તવ્યપરાયણતા અને કાર્યનિષ્ઠાની આવશ્યકતા નિઃસંદેહ તરી આવે છે. આપણી આશ્રમવ્યવસ્થામાં પણ સમાજના અને આપણા પોતાના કલ્યાણની માગણીઓનું નિર્વિવાદ સમાધાન છે એ પ્રત્યક્ષ છે.

આપણી વર્ણવ્યવસ્થા વ્યક્તિના સ્વાતંત્ર્યના ઉપરોધરૂપ છે અને આપણા ઉત્કર્ષમાં અનેક રીતે વિઘ્નકર્તા છે એમ માનનારા એમાં સમાયલી વ્યવહારની અનુકૂલતાની આવ-

સ્યકના અને વંશપરંપરાના નિયમોથી ઉપજતી ઉપયોગિતાનો બરાબર સાક્ષાત્કાર કરતા નથી. જ્યાં અગાઉ સર્વને સર્વકામ કરવાની છૂટ છે ત્યાં અત્યારે વૈશેષ્યનું ધોરણ (specialization) દાખલ કરવાનો અને પારંપર્યના કુદરતી નિયમોનો લાભ લેવાનો પોકાર ઉઠ્યો છે. 'સાંપ્રત રાજ્યતંત્રમાં પદાર્થવિદ્યાનું કામ' એ નામના નિબંધમાં—એન્સાઇકલોપિડિયા બ્રિટનિકામાં મિ. કાર્લ પિયર્સન લખે છે કેઃ—

"નાત જાત ( caste and class) નો અત્યાચાર એટલો બધો થઈ શકે કે જે શુભ કરતાં હાનિ વધારે કરે; પણ કેટલેક અંશે કોમની અંદર કર્મવિવેક કરવામાં એ બહુ ઉપયોગમાં આવે. પ્રજાને ખેડુતની, કારીગરની, વેપારીની, વિદ્વાનોની તેમ જ અગ્રણીઓની બધાની સરખી જરૂર છેઃ અને અમુક વ્યક્તિ કયા કામ માટે લાયક છે તે નક્કી કરવા માટે પ્રાગ્ પહેલા પગથીયાનું ( preliminary) ધોરણ હોય તો તે બહુ ઇષ્ટ છે. એક તરફ સમાજને કોઈ વિષયમાં ખાસ ઉપયોગમાં આવે એવી દરેક પ્રકારની શક્તિવાળા પુરુષોને તે શક્તિથી સમાજસેવા કરવાની દરેક તક મળવી જોઇએ એ જેટલું ઇષ્ટ છે તેટલું જ બીજી તરફ પ્રજાની દરેક વ્યક્તિને દરેક ધંધા માટે લાયકાતની કસોટીમાં નાંખવી એ અનિષ્ટ છે અને અશક્ય પણ છે. જાડી વ્યાવહારિક કુશળતા જોતાં માણસનું કર્મ તેની નાત જાતથી નક્કી થાય છે. આ નાત પહેલે દરજ્જે જેટલી લાગે તેટલી વાસ્તવિક રીતે અનિષ્ટ નથી."

પ્રજામાં અનાયાસે કર્મ વિવેક કરવાનું એ સાધન છે. અને કેટલા થોડા જમાનામાં ખાસ સંપાદન કરેલી વિશેષતા અમુક જાનમાં સિદ્ધ થઇ પડે છે એ આપણે જ્યારે

---

Caste and clan may be exaggerated so much that they do far more harm than good; but to a certain extent they may serve for defferentinting workers within the community. The nation stands equally in need of its ploughman, its draftsman, its traders, its brain workers, its leaders; and its is desirable to have some priliminary classification of what work an individual is best suited for While on the one hand it is most important than all capacity which will be of special social service in performing a special social function shall find that function within its reach, it is on the other hand not only undesirable but impossible to subject every individual to a test-for fitness for every posible calling. With rough practical efficiency a man's work for life is settled by his caste or class. This is not so undesirable as it might at first sight appear; it is a largely unconcious differentiation of the nation into workers of different types, who marry within their caste and—if we remember how few generations are needful for a special human group to breed true, thus preserve to a large extent their special usefulness.

*Enc Br. Vol. XXXII; Prefatory Essay.*

વિચારીએ ત્યારે પોતાની જાતમાં પરણીને. આવા લોકો સમાજનું કેટલું શુભ કરી શકે છે તે સમજી શકાશે."

એ જ પ્રમાણે આપણી આશ્રમવ્યવસ્થાનું પણ છે. એમાં ધર્મનું સામાજિક (Social) અને આત્મિક (individual, subjective) બે અંગોનું એકીકરણ કરવામાં આવ્યું છે. છાન્દોગ્ય શ્રુતિ કહે છે કેઃ—

"ધર્મના ત્રણ સ્કંધ છે. યજ્ઞ અધ્યયન અને દાન એ પહેલો; તપ એ બીજો; અને બ્રહ્મચર્ય એ ત્રીજો. પહેલો ગૃહસ્થાશ્રમને માટે, બીજો વાનપ્રસ્થ અને સંન્યાસી માટે, અને ત્રીજો બ્રહ્મચારી માટે. (પ્રપાઠક ૨ ખંડ ૨૩ મંત્ર.૧). ઉપરનાં અને એવાં બીજાં વચનોને અનુસરતી મન્વાદિક સ્મૃતિઓનાં વચનો સુપ્રસિદ્ધ છે.

આ પ્રમાણે વર્ણ અને આશ્રમને ધોરણે બંધાયલા તથા વંશપરંપરા વિગેરેના વ્યાવહારિક નિયમોએ રચાયલી આપણી સંસ્થાઓનાં મૂળતત્ત્વોમાં જીવનવિગ્રહ સારૂ સમસ્ત સમાજ માટે કુશળતા સંપાદન કરવા રૂપી ફળ જેટલે અંશે સિદ્ધ થઈ શકે તેવું છે તેટલે અંશે સારી રીતે સિદ્ધ થાય છે. પશ્ચિમ તરફની અત્યારની સ્થિતિ જાણનારા સારી પેઠે જાણે છે કે ધનસંવિભાગ (distribution of wealth) નો પ્રશ્ન ત્યાં મોટામાં મોટો થઈ પડ્યો છે. સમસ્ત સમાજને સમાનતાના હક્કો આપ્યા, રાજ્યવહીવટમાં ભાગ આપ્યો, તો પણ ગરીબ વર્ગ ત્યાં તો કાયમ જ રહ્યો છે. બલ્કે ગરીબાઈ વધતી જાય છે. અને સમાનતા અને સ્વતંત્રતાના સિદ્ધાન્તના અમલને પરિણામે જગતને સ્વર્ગ બનાવવાનાં સ્વપ્નો જ રહ્યાં. અને સોશ્યલિઝમ અને એનાર્કિસ્ટ જેવા સંપ્રદાયોનો વાસ એ જોવામાં આવે છે. અને એ ફીલસૂફીના ફળરૂપે દુઃખદારિદ્રનો વધારો અને આપણે સદ્ભાગ્યે આપણી સામાજિક સંસ્થાઓ અને ધર્મબળના પ્રતાપથી આપણા દેશમાં હજી એવા પ્રકારની દુર્વ્યવસ્થા શરૂ થઈ નથી એ જોવા જેવું છે.

(અપૂર્ણ.)

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

---

# ગિરનારને ચરણે.

Sermons in stones.

Shakespeare.

ઉગ્યું સ્હવાર સુખરૂપ સખી ! અમારૂં,
યાત્રા હજો શુભમુખી અમ ઉર્ધ્વગામી:
માંડી સિંહાસન રવિ ગિરનારશૃંગે
યાત્રાળુને કનકઅંગુલિથી નિમન્ત્રે.

આકાશમાંથી ઉડુમંડલ સંચર્યું'તું,
આતિથ્યઅર્ધ્ય રવિ એક જ અર્પતો'તોઃ
તે લેઈ લેઈ નમણું ઉર નામતું'તું,
લીલાવિમુગ્ધ પડતું લચી દેવપાદે.

પ્રાચી વિશે વિચરતા અમ સૂર્યદેશે,
જ્યહાં તેજનાં ઝરણુ કોટિક ફૂટતાં'તાંઃ
જ્યહાં ઊડતા અમિત ભાર્ગવના ફુવારાઃ
આત્મનતૃષા છીપવવા લીધ પન્થ ત્ય્હાંના.

ન્હોતી સીમા ગગનની ય રચન્તી બાધા,
ન્હોતી સીમા જગત કે જગબન્ધનોની:
ન્હોતાં જ સંકલન તે સ્થલકાલ કેરાંઃ
નિઃસીમ એમ વહતા પ્રભુના પ્રવાહે.

લેતા વિરાટ પગલાં સખી ! વિશ્વગોલે,
વર્ષો સહસ્ર કૂદતા મૃગલાની ફાળે;
ઊભા પુરાણુતીર, લોચન વર્તમાનઃ
એવું હતું બલ વિભુ નવ પ્રેરણાનું.

હા ! કાલરાશિ સરિખા ગિરિ રાજતા તે,
ને એક ભૂતકણુ ત્ય્હાં ચરણે પડેલોઃ
રાજેન્દ્ર કો થઇ ગયા સખી ! ધર્મગોપા,
તે ગાય વંશવિધુની ગુણવન્ત ગાથા.

શું સ્થૂલસૂક્ષ્મલહરી નથી એક પૂરે ?
શું સ્થૂલ નેત્ર નવ ચેતનમન્ત્ર વાંચે ?
શું સૂક્ષ્મની ન વસી સુન્દરતા સ્થૂલોમાં ?
શું સ્થૂલમાં ન ઉભરે સ્થિર ચેતનત્વ ?

જોયું અમે ગિરિકણે, સ્થૂલની શિલામાં,
જોયું અમે ઉંડું ઉંડું, અદ્‌ભુત દીઠું:
ને એક શૈલકણના ઉરમાંહિ જોતાં
ઇતિહાસવાહી લીધ દર્શન ત્‍હાં પ્રભુનાં.

આદ્યન્ત આ જગત્ જીવનને ભરીને
ઘેરે અઘોરનીર સાગર કાલ કેરો:
ને તે મહાકમલની દલપાંદડીમાં
મેંઘો સખી ! પરમ બ્રહ્મપરાગ ઉડે.

મારી છલંગ સખી ! સાગર એક કુદ્યાઃ
નિહાળ્યું ભારત સુસાત્ત્વિક વન્દનીયઃ
નિહાળી શ્વેત ગિરિમાળની હિમભૂમિ,
ને સાધુસાધ્વીની દીઠી મહિં શિવ રેખાઃ
ઓળંગી એ હિમભૂમિ, જલધિની ઝાડી,
આહ્લાદિની વિચરતી દીઠી ધર્મધેનુઃ
ત્‍હાં નિરખી સુભગરાઘવપાદ લંકા,
ને વીરવીરી બટુકો મહિં સ્તોત્ર ગાતંઃ
સિદ્ધાર્થદેવ દીધ ભારતી એક વત્સા,
ચોથી સહર્ષ ગુરુનન્દિની ચન્દ્રગુપ્તે;
દે ખંડ ખંડ દુધ રાજર્ષિ અશોકઃ
સૌ એક શૈલકણમાં ગૂઢ આણું ! દીઠું.

ગાલે હજી નમણી પાંપણ અર્ધ મીંચી,
દાકિ પુનઃ પુનઃ પાલવ ઉરદેશ;
સંદારી કાર્ય સરતી કરવેલડીએઃ
ત્‍હેના નથી રસિક શાસ્ત્રીય ભાષ્યકારો !

દીઠી શિલા મંદિરે સાગરની સમૃદ્ધિ,
દીઠો સ્થૂલે મહત્ ચેતનબોધ વ્હેતો:
તો શૈલને જડ.પછી વદવું સખી! કાં?
તો શૈલને જડ કદી સખી! નિન્દવું શે?

જ્યોતિ ઝીલી મહત્ભાવ દિનેશ કેરી,
સત્કારી સપ્રભ વિશાલ કૃપાની ધારા,
ચાલ્યા અમે પછી પીતા જ વરેણ્ય ભર્ગ
આતિથ્ય દેવકુલનું સખી! યાચવાને.

ન્હાનાલાલ દલપતરામ કવિ.

---

# "જડ અને ચિત્."

## ( સર ઑલિવર લૉજે કરેલું પ્રોફેસર હૅકલના સિદ્ધાન્તનું ખંડન. )*

પ્રોફેસર હૅકલ, જીવવિદ્યા( Biology )ના એક ઉત્તમ શાસ્ત્રી તરીકે, તથા જર્મનિમાં ડાર્વિનના સિદ્ધાન્તનું વિવરણ કરનાર તથા પ્રસિદ્ધ કરનાર તરીકે, ખરેખર બહુ ઊંચી પ્રતિષ્ઠા ભોગવે છે. એમનું " The Riddle of the Universe "=" વિશ્વરહસ્ય " જેવું એક વિશાળ વિષય ઉપર લખાએલું અને સાધારણ રીતે કઠિન પુસ્તક લોકમાં આટલો બધો પ્રચાર પામે અને ઘણા વિચારશીલ વાચકોના સમૂહો-તેમાં પણ મુખ્યત્વે કરીને નિપુણ કારીગર વર્ગ-એને સત્કાર આપે, એ એમની લેખક તરીકેની શક્તિને થોડું માનદાયી નથી. તો પણ, પ્રોફેસર હૅકલની પ્રકૃત વિષય માટે આટલી બધી યોગ્યતા છતાં, સમસ્ત વિશ્વના પદાર્થને પોતાના જ્ઞાનનો વિષય ગણી, એ સંબન્ધી પ્રમાણભૂત અને ભવિષ્યમાં કદી પણ ન ચળે એવા રૂપમાં સિદ્ધાન્તો ઉચ્ચારવાનો એમને પણ અધિકાર છે કે કેમ એ શંકાપદનું છે.

જેઓની એમ સમજણ હોય કે પ્રોફેસર હૅકલે પ્રતિપાદન કરેલી " Monism "=" અદ્વૈતપ્રકૃતિવાદ " નામની સાયન્સની ફિલસૂફીથી ધાર્મિક શ્રદ્ધાનો પાયો ખોદાઈ ગયો છે અને ધર્મની સકલ ઈમારત ઉથલપાથલ થઈ ગઈ છે, તેઓને માટે રસ્કિનના શબ્દોનું રૂપાન્તર કરીને આટલું કહેવું પડશે કે:—"ન માનશો કે તમારા હાથમાં એવું પુસ્તક આવ્યું છે કે જેમાં વિશ્વસંબન્ધી છેવટનું સત્ય ઉચ્ચારી દેવાયું હોય, અને જેમાં સઘળા પૂર્વ જમાનાની ભૂલોમાંથી શુદ્ધ સત્યને વિમુક્ત કરવામાં આવ્યું હોય."

---

આ " Monism" "અદ્વૈતવસ્તુવાદ" તે શું છે ? પ્રોફેસર હેકલ, આ વાદ જાણે કોઇક નવીન શોધ હોય એ રીતે લખે છે. પણ ખરૂં જોતાં એનાં ઘણાં રૂપો થઈ ગયાં છે, અને એક કે બીજા રૂપમાં એ છેક પ્રાચીનકાળમાં પ્લેટોના કરતાં પણ આ વાદ જૂનો છે, છેક પાર્મિનાઇડીઝના વખતનો છે. વાસ્તવિક રીતે જોતાં, થતા અનુભવનો ખુલાસો કરવા માટે એ એક માની લીધેલી કલ્પના છે, તત્વજ્ઞાનનો એ એક તર્ક છે, વિશ્વમાં એકતા ગ્રહણ કરવાનો એક પ્રયત્ન છે—જે એકતા તરફ મનુષ્યબુદ્ધિ અનિવાર્ય રીતે ઠેલાતી દેખાય છે. સન્માત્ર એટલે કે સકલ વિશ્વ માંહ્યથી અખંડ અને એકરસ છે, એમાં કાંઈ પણ અન્ય પદાર્થનું મિશ્રણ નથી, જે છે તે કેવલ એકાકાર છે, એમ અનુભવમાં લેવા માટે એક અધિષ્ઠાનસતમાં સકલ વિશ્વનો સમાવેશ કરવામાં આવે છે, અને આ પરિદૃશ્યમાન ભેદમય પ્રપંચને આભાસતો સમૂહ—મિથ્યા—ગણવામાં આવે છે.

વિશ્વનો ખુલાસો કરવા માટે—એમાં ઝળકતી એકતાને ઘટાવવા માટે—આ કલ્પના ઘણીજ યોગ્ય છે, અને કોઇને કોઈ તરેહનો અદ્વૈતસિદ્ધાન્ત છેવટે સ્વીકારવો જ પડશે એમ કોઈ કહે તો તેની પુષ્ટિમાં બેશક ઘણું કહી શકાય તેમ છે. પ્રોફેસર હેકલના સિદ્ધાન્ત ઉપર જે કાંઈ આક્ષેપ કરવામાં આવે તે આ તત્વજ્ઞાનના અદ્વૈતસિદ્ધાન્તને પણ લાગુ પડે છે એમ સમજવું નહિ. પ્રોફેસર હેકલનું અદ્વૈત અને તત્વજ્ઞાનનું અદ્વૈત એ બે એક બીજાથી સ્વતન્ત્ર છે: આપણે યાદ રાખવાનું છે તે એ કે તત્વજ્ઞાનનું અદ્વૈત તે (સાયન્સની રીતિએ) સિદ્ધ થઈ ચૂકેલું નથી, પણ સાધ્ય છે, તત્વજ્ઞાનની ભવિષ્યની ભાવના—સાયન્સથી સિદ્ધ થવાનો ગ્રાહ-છે; જે અન્તિમ સાધ્ય સિદ્ધ કરવા માટે તત્વજ્ઞાન ( Philosophy ) યત્ન કરે છે, પણ જેને પોતાની રીતિએ સિદ્ધ કર્યાનો ભૌતિક શાસ્ત્ર ( Physical Science ) જરા પણ દાવો કરી શકે એમ નથી. ભૌતિક શાસ્ત્રે હજી તો રાસાયનિક તત્વો Chemical elements)ની એકતા પણ ભાગ્યે જ સિદ્ધ કરી છે, અને હજી એ શાસ્ત્ર ધીમે ધીમે આગળ વધશે. પણ તત્વજ્ઞાનની દૃષ્ટિએ જોઇએ છીએ તો, દ્વૈતવાદ આપણને સન્તોષ આપી શકતો નથી; છેવટે વસ્તુસ્થિતિમાં અદ્વૈત જ હોવું જોઇએ એમ આગળ દૃષ્ટિ નાંખીને માનવાનું આપણ સર્વને મન થાય છે. આ દૃષ્ટિ ખરી રીતે તત્વજ્ઞાનની છે, સાયન્સની નથી; સાયન્સના માણસે આ હદ ઓળંગી જવી, અને આજ સુધી જે પ્રદેશમાં તત્વજ્ઞાનનું જ સામ્રાજ્ય ચાલ્યું છે, તેમાં સાયન્સને હકે રાજ્ય કરવાનો દાવો કરવો—એ તો સાયન્સના 'બન્ધનની' ખીલી ઉખેડી નાંખી, લગામ સુદ્ધાં નાસી જવા જેવું થાય છે; આનું પરિણામ એ નીપજે છે કે કાંતો એ અનિર્વાચ્ય અને ગૂઢ પ્રદેશમાં—જ્યાં સાયન્સ્ જઈ શકતું નથી—એમાં એ ભૂલો પડે છે, અથવા તો એ તત્વજ્ઞાનની પરિભાષાનો દુરુપયોગ કરે છે અને એને ભ્રષ્ટ કરે છે; અને પછી પોતાની હદમાં પાછા આવી જગતને પોતાની લૂંટ બતાવે છે. દેખાવ એવો કરે છે કે જાણે કોઈક મહાન સત્ય જે પોતે જ સ્પષ્ટ રીતે જોઇ શક્યો છે એનું પ્રતિપાદન કરવાને પોતે સમર્થ છે ! ભલે એ પોતાની જ્ઞાનરચનામાં એને સુવ્યવસ્થિત રીતે ઘટાવવા માગે; પણ ખરૂં જોતાં એ જુદી જ વસ્તુવ્યવસ્થિતિના કટકા છે, અને એમનું ખરૂં સ્થાન ઓળખ્યા વિના પોતાના સાયન્સ્-ચિત્રમાં ગોઠવવા જતાં, બધા અવયવોને ફેરવવાની, મરડવાની, અને બન્ધબેસતા

ન આવે તો ફેંકી પણ દેવાની એને જરૂર પડે છે. માટે, આવા કાચા અને સોધા-વિના-શ્રમે સિદ્ધવતમાની લીધેલ-સાયન્સ્‌ના અદ્વૈતવાદ કરતાં તો, અદ્વૈતવાદ ન જ હોય એ વધારે સારૂં.

દ્વૈતવાદ આપણને કાયમ સન્તોષ ન આપી શકે એ ખરૂં; પણ જેમ એક પાસ અતિ ચોકસ થવાનો ભય છે તેમ બીજી પાસ ઉતાવળ કરી ધસી પડવાનો પણ સંભવ છે. કેટલાક એમ સમજતા દેખાય છે કે અદ્વૈતવાદમાં દેહ અને જીવ, અને ઈશ્વર અને આત્મા તથા જગદ્‌વ્યવસ્થા-આદિ સર્વ ભેદ નિરવકાશ થઇ જાય છે! આનો અર્થ તો એ થયો કે સર્વ પદાર્થો છેવટ જતાં એક, એટલે જાણે અત્યારે વ્યવહારમાં પણ કોઈક રીતે એક બતાવી શકાય! તત્ત્વજ્ઞાનની ભાવનામાં સર્વ પદાર્થ એક, માટે શું એનો અર્થ એવો છે કે રાસાયનિક તત્ત્વોને અથવા તો વ્યવહારમાં ઉપયોગી થતા તે તે પદાર્થોને જુદા ન કહેવાય?

તેમજ વળી, કેટલાક વિચારકો "કાલ"ને માનસ-આન્તર-પદાર્થ માને છે. અને એ સિદ્ધાન્તની એમના વિચાર ઉપર એટલી બધી અસર થઇ ગઇ છે કે પ્રકૃતિની પરિણામ-ક્રિયામાં યા બીજા કોઇ પણ વ્યાપારમાં "કાલ" એવો કોઇ ખરેખરો પદાર્થ છે એમ ગા-નવાને પણ તેઓ બાગ્યે જ ખુશી હોય છે. તેઓ કહે છે-અને કદાચ યથાર્થ જ કહેછે--કે "કાલ" એક ભ્રમ જ છે. આ સિદ્ધાન્તને છેક સુધી ખેંચી જાય તો, તેઓને કદાચ રેલવે ટ્રેઇન ઉપર વખતસર પહોંચવાનો કે કેટલા વાગ્યા છે એમ કોઇને પૂછવાનો અર્થ જ નહિ લાગે! લંબાઇ પહોળાઇ વગેરે પ્રસિદ્ધ પરિમાણો ઉપરાંત કોઇક ચતુર્થજ પરિમાણનું એ રૂપ છે એમ મને લાગે છે, પણ તેમ હો વા ન હો-પણ "કાલ" છે, આપણે માટે પૂરતા અર્થમાં છે, અને આપણા પરિદૃશ્યમાન અનુભવના જગત્‌માં-એટલે કે આ વ્યાવહારિક જગત્‌માં-એ જરૂરનું તત્ત્વ છે.

તેમજ વળી, ઘણું કરી આપણું જીવન અને પશુઓનું જીવન એકજ મૂલભૂત જીવનની શાખાઓ છે, એથી કાંઇ એમ ફલિત થતું નથી કે મનુષ્યની જુદી જુદી જાતિઓ ગણાવવી કે મનુષ્યને પશુ પંખી અને માછલાથી જુદો પાડી ઓળખાવવો એ ભૂલ છે. અન્તિમ એકતાની આપણને ભાવનાત્મક વિચારના પ્રદેશમાં ઝાંખી થાય છે એથી કાંઇ દ્વૈતવાદની કે બહુવાદની ભાષા નિરર્થક અને અયોગ્ય થઇ જતી નથી: અને આ અન્તઃસ્થિત એકતા હાલના કરતાં વધારે સ્પષ્ટ અને પૂર્ણ રીતે સમજવામાં આવે તો પણ એ ભાષા એટલી જ યથાર્થ રહેવાની. જડ એ ચિત્‌નું સ્વરૂપ હોય, વા ચિત્ જડનું સ્વરૂપ હોય, વા જડ અને ચિત્ બંને કોઇક ત્રીજા જ પદાર્થનાં સ્વરૂપો હોય-પણ બંને છે એમાં સંશય નહિ, અને વ્યવહારમાં બંનેને ચોખ્ખી રીતે એક બીજાથી જુદા પદાર્થો લેખવામાં જરા પણ બાધ નથી.

જેમ વિજ્ઞાનમય જીવ અને મનુષ્યદેહ બંને એક દેવદત્ત તરીકે વ્યવહરાવાથી પ્રકૃતિ-પુરુષના ભેદનો લોપ થઈ જતો નથી, તેમ ઈશ્વર અને પ્રકૃતિ વિષે એક બીજાથી જુદા પદાર્થો તરીકે બોલવાથી દ્વૈતવાદ આવી જતો નથી. વળી, જેમ જડમાં વિવિધતા છે, તેમ ચિત્‌ની પણ વિવિધતા હોય એમાં કાંઈ અસંભવિત નથી. તેમજ એ પણ

સંભવે છે કે ઇશ્વર જડથી પર છે છતાં જડમાં—આ ઇન્દ્રિયગ્રાહ્ય જગત્ જે આપણામાં સત્ય સૌન્દર્ય અને સાધુતા માટે તીવ્ર રસ અને ઉત્સાહ પ્રેરે છે—એમાં પણ રહેલો—જડ ઇન્દ્રિયગ્રાહ્ય જગત્ રૂપે મૂર્તિમન્ત થએલો—છે.

આ છેલ્લે ગણાવેલા ત્રણ મહાન ગુણો (૧) **સત્ય** (Truth) (૨) **સૌન્દર્ય** (Beauty) અને (૩) **સાધુતા** (Goodness) એથી ગેટેની માફક હેકલને પણ આનન્દ આશ્ચર્ય અને ભક્તિ ઉત્પન્ન થયાં છેઃ એ ત્રણને એ "દેવીઓ" કહે છે. પણ આ ત્રણ અને કાન્ટની ભક્તિ પ્રેરનાર ઇશ્વર ( God ) કૃતિસ્વાતન્ત્ર્ય ( Freedom ) અને અમૃતત્વ (Immortality) એ ત્રિપુટી વચ્ચે હરીફાઈ કે વિરોધ હોવો જ જોઇએ એમ કાંઈ નથી; આમાંની એક ત્રિપુટી સ્વીકારવી એનો અર્થ એવો પણ નથી કે બીજી તજવી; સર્વ એક સરખાં નિત્ય અને સમાન હોય; એટલું કે, પ્રકૃતમાં ઇશ્વર શબ્દનો અર્થ સન્માત્ર એવો ન કરવો, પણ આપણા ગ્રાહ્ય રૂપી ઉપાધિના પરિચ્છેદવાળો કોઇક પદાર્થ, પરિપૂર્ણતાની મનુષ્યભાવનાને મળતો કોઇક પદાર્થ, ઉચ્ચતર સત્‌નું મનુષ્યબુદ્ધિએ કલ્પેલું કોઇક સગુણ સ્વરૂપ—એવો અર્થ સમજવો. આથી એ સર્વવ્યાપક પણ થશે, અને બીજા કોઈ પદાર્થની સાથે એની ગણના કરવી પડશે નહિ. વળી ક્રિશ્ચયન ધર્મમાં જે ત્રિપુટી માની છે એની સાથે પણ આ ત્રિપુટીઓ બન્ધબેસતી કરી શકાય એમ છે. કૃત્સ્ન (સર્વ) નિરવચ્છિન્ન મત એટલું બધું વિશાળ છે કે એવું એક પણ સત્ કે શબ્દની તરેહ નથી કે ખાસ કરીને જેમાં એ સર્વનો સમાવેશ થઇ શકે.

(૧) **"સત્ય"** વિષે તો કહેવાની જરૂર જ નથીઃ દરેક સાચા સાયન્સના ભક્તનો તો એ પ્રાણ જ છે. જે ખરૂ નથી, અર્થાત્ જેમાં "સત્ય" નુ તત્ત્વ જ નથી, એ વિગુણ અને વિરૂપ, સદ્ગુણ અને સૌન્દર્ય વિનાનું, હોવું જ જોઇએ. પણ એના સત્ય સંબન્ધી વિચારો એટલા વિશાળ હોવા જોઇએ કે જેમાં, જે સિદ્ધાન્તોની એને હજી ખાતરી નથી થઇ પણ જે ભવિષ્યમાં સિદ્ધ થવાનો સંભવ એને લાગે છે, એનો પણ સમાવેશ થઇ શકેઃ અને તેથી જે પ્રદેશમા પેસવાની હજી એને કૂંચી મળી નથી તે સંબન્ધમાં એણે સિદ્ધાન્ત બાંધી બેસવા ન જોઇએ અને નવું શીખવાને હમેશ તત્પર રહેવું જોઇએ.

(૨) **સાધુતાનો**, નીતિના સમસ્ત પ્રદેશનો, અને સંતદશાની જે ઉચ્ચતર ભૂમિકાઓ સંપાદન કરવાની મનુષ્યઆત્માએ શક્તિ બતાવી છે એ સર્વનો, અર્થ હજી સાયન્સના પ્રદેશની બહાર છે. અને જો કોઈ સાયન્સનો વિદ્વાન હૃદયના ભાવ અને સંકલ્પશક્તિ વિષે આમ છે અને આમ નથી એવા આગ્રહી મત પ્રતિપાદન કરવા યત્ન કરે, અને એ સર્વ વૃત્તિઓ અણુઓની શક્તિ અને ગતિરૂપે નિરૂપી શકાય છે એમ કહે, તો એથી એના વિચારો કેવા ન્હાના છે એટલું જ જણાય છે, અને ભવિષ્યના જમાના આગળ પોતે ઉપહાસાસ્પદ બને છે.

(૩) **"સૌન્દર્ય"** નો પ્રદેશ અને એનો પૂર્ણ અર્થ પણ એ ઝાંખો ઝાંખો જ ગ્રહી શકે છે. સ્ત્રી-પુરુષની પસન્દગીમાંથી, અથવા તો એવો જ બીજો કોઇક આ ભૂગોલ ઉપર થતી જીવનક્રિયા સંબન્ધી, એકાદ ક્ષુદ્ર નિયમ ઉપજાવી કાઢી એ વડે, "સૌન્દર્ય" નો ખુ-

લાસો કરવા યત્ન કરતો હોય તો તે વૃથા છે. એનાથી કાંઇ જ છેવટનો ખુલાસો થતો નથી. એ તો માત્ર અમુક સ્થળે સૌન્દર્ય કેવી રીતે ગ્રહાય છે એટલું જ બતાવી શકે છે; પણ સૌન્દર્યનું આન્તર સ્વરૂપ શું છે, અને તેને ગ્રહણ કરનાર શક્તિ શી છે-એ વિષય તદ્દન એની હદની બહાર છે. ઊંડા અન્તરમાં, અને શાન્તિને સમયે, એને પ્રતીતિ થવી જ જોઇએ કે-ખેતરો વાડો વગેરે સૃષ્ટિના દેખાવો જોઇ એના મનમાં સૌન્દર્યનું જે અણચિન્ત્યું અને સહજ રીતે ભાન થાય છે એ મનુષ્યઆત્માની કોઇક આદ્યશક્તિ જેનું વિશેષ પૃથક્કરણ અશક્ય છે એવી શકિતમાંથી ઉદ્ભવે છે. એથી, મનુષ્યઆત્મામાં રહેલી કોઇક સ્વાભાવિક ઇચ્છા સંભળાય છે, કોઇક ઉચ્ચ અલૌકિક અભિલાષા સંતોષાય છે. અને જો કોઇ કવિ, નિર્જન દેશમાં કે આ પૃથ્વી ઉપર મનુષ્યઆત્મા અવતરતા પહેલાંના કાળમાં સન્ધ્યા સમયનાં વાદળાંની શોભા જોઇ, અથવા આકાશ સ્હામે સૌન્દર્યથી ઉછળતા હિમગિરિઓ નિરખી,-કોઇક અપૂર્વ સત્ય આત્મા ઉપર દબાણ કરતું અને પ્રકટ થતું અનુભવે, અને એ અનુભવથી પ્રેરાઇ પરમાત્માના સ્વરૂપાનન્દને, અચિન્ત્ય પરિપૂર્ણતા તરફ પોતે જે સૃષ્ટિને દોરે છે એના વિકાસની બીજાવસ્થા જોઇ પરમાત્માને થતા આનન્દને,— એ સૌન્દર્યસમૃદ્ધિના કારણ રૂપે માને,-તો સાયન્સના વિદ્વાને એમાં વાંધો લેવો ન જોઇએઃ કારણ કે રખેને, પોતે અજ્ઞાન છતાં મૂર્ખાઇ અને નિન્દાના શબ્દો ઉચ્ચારી જવાય.

( અપૂર્ણ. )

[ વસન્ત—ઑફિસ. ]

---

# હાલના જમાનાનો કીમીયો.

આજથી ત્રીશ વર્ષ ઉપર કારખાનાવાળાઓ એક મોટી મુશ્કેલીમાં આવી પડ્યા હતા. અને આ મુશ્કેલી તેમના ધંધાને બહોળો વિસ્તાર આપવાને કારણભૂત થઇ પડી. દુનીયાને ઉપયોગી જેટલો સામાન મીલોમાં બનતો હતો તેમાંનાં દરેક ટને કેટલાક હંડ્રેવેટ કચરો નીકળતો હતો જેનું કોઇપણ ઘરાક થતું નહિ. આ પ્રમાણે દરેક માલ બનાવવાની રીતમાં એટલો બધો વ્યય થતો કે આ વ્યયનો કોઇપણ રીતે ઉપયોગ કરી શકાતો નહિ અને વળી આની સંભાળ રાખવા ખર્ચ કરવો પડતો હતો.

પણ કારખાનાવાળાઓના આ મુંઝવારાએ રસાયનશાસ્ત્રીઓને મોટા શોધની તક આપી. કોઇપણ રીતે આ કચરાને નાખી દેવા કરતાં ઉપયોગમાં લેવો એ વિચાર તેમના મગજમાં ભરાયો અને હવે કીમીયાના હાલના જમાનામાં રસાયનશાસ્ત્રીઓની કુલીઓ તથા ભઠ્ઠીઓ અને ક્ષારો તથા દ્રાવક પદાર્થો એ આ સઘળા કચરાને ઉપયોગી ખરા સોનામાં બદલી નાંખે છે.

રસાયનશાસ્ત્રી કારખાનામાંથી નીકળેલા દરેક કચરાને બારીકીથી તપાસે છે કે તેમાંથી કંઇ ઉપયોગી વસ્તુ નીકળે. આજે બજારમાં જેટલા તૈયાર રંગો જોવામાં આવે છે તેનો પોણો ભાગ તો પેટ્રોલીયમ બનાવતાં રહેલા કચરામાંથી ઉત્પન્ન કરવામાં આવે છે. સાબુના તથા મીણબત્તીના કારખાનાના કચરામાંના ગ્લીસરીનમાંથી ગાડેગાડાં ડાયનેમાઇટ બનાવવામાં આવે છે. ખાટકીખાનામાં પડેલાં શીંગડાં તથા ખરીઓમાંથી જાતજાતનાં તરેહવાર બટનો બનાવાય છે. આ પ્રમાણે મૂળ ચીજના વેપાર ઉદ્યોગને મદદ કરવાને તેમાંથી નકામી ચીજોનો એટલો બધો ઉપયોગ લેવામાં આવે છે કે કેટલેક ઠેકાણે તો તેઓનો વેપાર મુળ ચીજો કરતાં પણ વધી ગયો છે અને જે ચીજ પહેલાં નકામી ગણાતી તે હાલ ઘણીજ ફળદાયી ગણાવવા લાગી અને મૂળ ચીજ કેટલેક અંશે આને આધારભૂત થઇ પડી.

આનો દાખલો જોવો હોય તો પહેલાં કોયલા બનાવવાને લાકડાઓનો મોટો ઢગલો કરી તે ઉપર છાણાં, ઉકરડાનો કચરો વિગેરે ગોઠવી તેને સળગાવતા. અને પછી અઠવાડીયાંને અઠવાડીયાં સુધી ધીમે ધીમે ધુમાડો નીકળ્યા કરતો અને મોટો ભડકો થઇ લાકડાં સાવ બળી ન જાય માટે તે ઉપર તપાસ રાખવી પડતી. ત્યારબાદ ઢગલો વીખેરી તેમાંથી કોયલો મળતો. આ રીતે લાકડાનો પોણો ભાગ કમી થઇ જતો. તપાસ કરતાં માલૂમ પડ્યું કે જેટલો કોયલો બનાવવામાં આવે છે તેટલોજ ફ્યુએલ ગેસ ( બાળવાનો ગેસ ) હવામાં ઉડી જાય છે. અને વળી 'વુડ આલ્કોહોલ' અને 'એસીટીક એસીડ'નો એક શતાંશ ભાગ પણ ચાલ્યો જાય છે. એક શતાંશ દેખીતો તો બહુજ નાનો લાગે છે પણ ખરેખરા મહત્ત્વની તો ચીજો આ જ છે. હવેની રીત સાવ બદલી નાંખવામાં આવી છે. લાકડાને મોટા લોઢાના ગાડા ઉપર ગોઠવવામાં આવે છે તે ઉપર મોટા ચણતરના ઓરડા

કરે છે અને આ સઘળાને બઠ્ઠીથી તપાવે છે. હવે જુની રીતમાં જે કામને મહીના લાગતા તે હવે ફક્ત થોડા કલાકમાં જ થાય છે. કોયલો ગાડા ઉપર પડી રહે છે અને ઉડી જનારો ભાગ બ્હાર આવે છે. ચુનો મુકી એસીડ લઈ લેવાય છે; આલ્કોહોલને હારી દેવામાં આવે છે; અને ગેસને નળીઓ વાટે બઠ્ઠીમાં લઈ જવાય છે. હવે આ આસ જો બરાબર પુરતો નહોય તો થોડો કોયલો લઇ આ પ્રમાણે બીજા લાકડામાંથી નવો કોયલો બનાવે છે. અને આ પ્રમાણે ચાલ્યા કરે છે.

ત્યારે ખરૂં જોતાં એવું થયું કે આ નવી રીત કંઇ કોયલો બનાવવાની રીત નથી, પણ વુડ આલ્કોહોલ અને એસેટીક એસીડ બનાવવાનો હુન્નર છે. કારણ કે એકલા યુનાઇટેડ સ્ટેટ્સમાં આ પ્રમાણે દરવર્ષે ૪૦ લાખ ડોલરનો 'વુડ આલ્કોહોલ' થાય છે અને ૧૦ લાખ ડોલરનો એસીડ થાય છે. અને કોયલાના પૈસા તો ૧૦ લાખ કરતાં ઘણાયે ઓછા આવે છે. જે ઠેકાણે લાકડું ઘણું છે અને કોયલાની બહુ જરૂર નથી તે ઠેકાણે તો કોયલાની ખરી કીંમત તેમાં રહેલા પોટાશ ક્ષાર ઉપર છે એટલા માટે તેવી જગ્યાએ લાકડાની સાવ રાખ કરી નાંખે છે અને તેમાંથી જુની વનસ્પતિનો પોટાશ નવી વનસ્પતિને માટે કાઢી લેવામાં આવે છે આ પ્રમાણે કોયલા બનાવવાની જુની રીત ગઇ અને હવે લાકડાના જુદા જુદા ભાગ ખેંચી લેવાની નવી રીત થઇ.

નાની નાની મુંડી એકઠી કરવાથી કેટલાક ઉદ્યમો એકજ સ્થળે કરવામાં આવે છે. ચીકાગો, માન્ચેસ્ટર વિગેરે મોટા શહેરમાંના મોટા કારખાનાં નાનાં નાનાં હજારોની જગ્યાએ થયાં અને નાનાં કારખાનાંમાંથી થોડો થોડો નીકળતો કચરો આ મોટાં કારખાનામાં મોટા જથ્થામાં મળતો. આથી કરીને આ કચરાનો ઉપયોગ કરવાનો ખર્ચ પ્રમાણમાં ઓછો થતો અને એકંદરે ફાયદો પડતો.

પોલાદના કારખાનાંમાં બહુજ સંભાળ ને ચોકસીની જરૂર છે કારણ કે પોલાદમાં જરા વધારે ઓછો કચરો રહે તો પોલાદની જાતમાં મોટો ફેર પડે અને એને લઇને કીંમતમાં વાંધો પડે. એમ માલુમ પડ્યું છે કે જો કાર્બન, નીકલ ને મેન્ગેનીઝના એક શતાંશ કરતાં ઓછો ભાગ પોલાદમાં હોય તો તેથી તે કઠણ બને છે અને ભાર વધારે ખમે છે. પણ જો ફોસ્ફરસ કે સલ્ફર તેમાં જરા પણ વધી ગયા તો તે સાવ બરડ બને છે અને ફર્સ્ટ ક્લાસ પોલાદને બદલે તેમાંથી માત્ર તાળાં પડી શકે એવું હલકું લોઢું થાય છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં એપેલાઇન પર્વતોની હારના પ્રદેશમાં કરોડો ટન ફોસ્પરસવાળા લોઢાની મોટી ખાણો છે પણ તેનું કીંમતી પોલાદ ન બનાવી શકાય માટે સાવ નકામી પડી હતી. પણ જ્યારે એવી શોધ કરવામાં આવી કે આ કચરાવાળા લોઢામાંથી તેને ચુનાવાળા ભરડીયા કાંકરા સાથે હારમાં તપાવવાથી શુદ્ધ પોલાદ નીકળી શકે અને કચરો કાઢી શકાય ત્યારે આ મોટી ખાણોની કીંમત શુદ્ધ પોલાદ કાઢનારી ખાણો જેટલી વધી પડી. આટલેથી જ પત્યું નહિ. પણ બઠ્ઠીમાંથી આ લોઢાના કચરામાંથી ફોસ્ફેટ ક્ષારનો મોટો જથ્થો મળી આવ્યો. આ ક્ષાર વનસ્પતિને બહુજ ઉપયોગી છે. આ ક્ષાર વિના

એકે દાણો થઈ શકે નહિ. ફળ પાકી શકે નહિ. ને ખી બની શકે નહિ. આ લોઢાના કચરાને તેની રીત શોધી કાઢનારના નામ ઉપરથી "થોમ્સ સ્લેગ" કહે છે. આ થોમ્સ સ્લેગમાથી બહુજ કીમતી ખાતર બનાવવામાં આવે છે અને ખેડુતોમાં આની મોટી ખપત લાગી અને આ કચરાની ઉપજમાંથી પોલાદ બનાવવાનો મોટો ખર્ચ નીકળવા માંડ્યો.

બીજી બધીજ ચીજોની બનાવટમાં નવા વિચારે અને નવી રીતોએ ઘણા ફેરફાર કર્યા. પચ્ચીસ વર્ષ ઉપર યુનાઇટેડ સ્ટેટ્સમાં એમ મનાતું હતું કે જો સોનાની ખાણમાંથી નીકળતા દરેક ટનના મુળ પદાર્થમાંથી ૨૦ થી ને ૩૦ ડોલર જેટલું સોનું નીકળે તો તેમાં ફાયદો થાય. જો તેમાં ૧૦ ડોલર કરતાં ઓછું સોનુ હોય તો તે ખાણ સાવ નકામી કારણ કે તેટલો તો ખર્ચ સોનુ કાઢવામાં જ થાય. હવે એવું માલૂમ પડ્યુ કે જો પાણી પુષ્કળ હોય તો "સાયેનાઇડ પ્રોસેસ" થી એક ટનમાંથી ૩૫ સેન્ટનુ સોનું હોય તો તેમાથી પણ ફાયદો પડે. પાણી ત્થા તેલમાં પલાળીને સોનું કાઢવાની ઇસ્મોરની રીત તો એક ટનમાં ૧૦ સેન્ટ કરતાં ઓછું સોનુ હોય તોપણ તે કામ લાગે ત્યારે હવે આજે જો બે ડોલર જેટલું સોનુ એક ટનમાંથી નીકળે એવી ખાણ જડે તો જોઇએ તેટલી મુડી આ લાલચમાં નાંખી શકાય. સોનુ કાઢવાની આ રીતનું આટલેથી પત્યું નહિં. જુની રીતમાં તો ૨૦, ૩૦ શતાંશ જેટલું સોનું કચરામાં ચાલ્યું જતું પણ નવી રીતમાં તો માંડ બે ટકા જેટલુ જતું હોય તો વળી સાયેનાઇડ રીતમાં સાયેનાઇડનો મોટો ખપ લાગ્યો અને જે અત્યાર સુધી કચરામાં ચાલ્યું જતું તેનો ઉપયોગ લેવામાં આવ્યો. અઢી લાખ ડોલરના જોડા વગેરેના ચામડાના નકામા કટકા, એક લાખ ડોલરના ખરી, શીંગડાં વીગેરે. દશ હજાર ડોલરનું સ્ક્રેપ આયર્ન, ૩ લાખ ડોલરનો રાખમાંથી નીકળેલો પોટાશ, કોયલા ને મેશ થયું. આટલાં વાનાં આવ્યાં કે તેને ભઠ્ઠીમાં બાળવાથી ૧૦ લાખ ડોલરનું સાયેનાઇડ તૈયાર અને તેમાથી તેના કરતાં કેટલી કીમતી ધાતુ કાઢવાની આ હાલના જમાનાનો કીમીયો.

( અપૂર્ણ. )

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

Reg No. B

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्

વર્ષ ૪, અંક ૬. [ માસિક ] આષાઢ, સંવત ૧૯૬૧.

Reg. No. B. 463

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૪, અંક ૬. [ માસિક ] આષાઢ, સંવત્ ૧૯૬૨.

## સાહિત્ય–પરિષદ્

( પ્રમુખ રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનું ભાષણ. )

( પ્રાચીન ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ. )

સાક્ષર બન્ધુજનો,

આ સભાનો ઉપક્રમ આપણા મન્ત્રીએ વિસ્તારથી દર્શાવેલો છે, તે ઉપક્રમનો નિર્વાહ સભ્ય જનોએ કરી બતાવવાનો છે, અને તે પછી તેનો ઉપસંહાર યથાશક્તિ યથા મતિ મ્હારે શિર છે; તો આ આરંભસ્થાને તે વિષયોથી તટસ્થ રહેવામાં અને અન્ય વક્તાઓના મધુર ગુઞ્જારવથી પ્રસન્ન થઈ તે પછી તેમનું અનુસરણ કે તેમના વિષયોનું અનુસ્તવન કરવામાં તેમના પ્રતિ મ્હારો ધર્મ વધારે સચવાશે એમ ધારી, આ સ્થળે મને તમારા પ્રમુખસ્થાને પ્રતિષ્ઠા આપવા માટે તમારો ઉપકાર માનું છું અને હવે પછી જે વિષયો ચર્ચાવાના છે તેના શિવાય કોઈ અન્ય વિષયોમાં ચઞ્ચૂપાત કરવાની રજા માગું છું.

બન્ધુજનો, આ યુગ રાજકીય, સામાજિક અને અન્ય વિષયના સમાજોનો છે. કોઈ સ્થાને કોન્ગ્રેસો તો કોઈ સ્થાને કોન્ફરન્સો, કોઈ સ્થાને ક્લબ નામે તો કોઈ સ્થાને

એસોસિયેશન નામે સમાજો, આ તેમ અન્ય દેશોમાં ભરાય છે. જ્યાં સર્વે પાસ આવા સતારના રણકારા સંભળાય છે ત્યાં આપણા એકતારાનો ધ્વનિ પણ તેમાં ભળે અને સામાજિક પ્રવૃત્તિના લયમાં કાંઇક વૃદ્ધિ કરે તો તે ચિત્ર દેખીતું સુન્દર જ છે. જ્યાં ચારે પાસ ગાન તાન મચી રૂહેતું હોય એવા પ્રદેશમાં ઉભું રહેલું પ્રાણી ગાનાદિકમાં કુશળ નહિ હોય તો બોલ્યા વિના હૃદયમાં ગાન ઉતારવા મંડશે, તેનાં હાથપગ તેની પ્રેરણા વિના તાલ આપતાં હોય તેમ નૃત્ય કરશે, અને પ્રસિદ્ધપણે વર્તતા ગાનમાં અપ્રસિદ્ધપણે આ હૃદય અને શરીર લય પામશે. જો ગાનમાં કુશળ ન હોનાર આવો લય પામશે તો ગાનમાં પ્રવીણ સત્વો પ્રકટપણે એવા ગાન ભેગું ગાન કરવા મંડી જશે. આવી જાતના લયનું કારણ આ સૃષ્ટિમાત્રનો જડચેતનવ્યાપી એક નિયમ છે અને તે નિયમનું નામ Rhythmic Law-તાલબન્ધ અથવા અનુપ્રાસયોજના-આપીએ તો સમજાય એવું છે. આપણી સાહિત્યપરિષદ્ આખા આર્યવર્તના એક સમાજપ્રવર્તક નૃત્યમાં આવા તાલબન્ધનિયમના બળથી ઉભી થઇ છે. જે સરસ્વતીદેવીને આપણા ઋષિમુનિઓએ વીણાધારિણી ગણેલી છે તે દેવીના ભક્તો આવા નિયમને પાળે તો દેવીની પૂજા ફલદાયિની થશે એવી આશા કેવલ શુષ્કવાદ જેવી નથી.

આ "આશા શુષ્કવાદ જેવી નથી" એ શબ્દોનો ઉચ્ચાર કરૂં છું ત્યાં એક શંકા મારા હૃદયમાં ઉભી થાય છે. આવા તાલબન્ધ એકપાસથી દૃષ્ટિગોચર થાય છે તો બીજી પાસથી તાલભંગનાં કઠોર ચિત્ર પણ દૃષ્ટિગોચર થયા વિના રૂહેતાં નથી. કોન્ગ્રેસમાં ઐક્યની ગર્જનાઓ જે કાળે થાય છે તે જ કાળે તેમાં નૃત્ય કરનારાઓના ચરણો ઉપર કોઈ ગુપ્ત રીતે તો કોઇ પ્રકટ રીતે લાકડીઓ મારી તેમને લુલા લંગડા કરી દેવાના પ્રયત્ન કરનારાઓનાં ચિત્ર પણ જોઉં છું. સોસ્યલ કોન્ફરન્સને પણ એવા જ ઘાત થાય છે અને તમે જે કાંઈ સામાજિક કામ કરશો તે સર્વમાં પણ એક પાસથી તાલબન્ધ તો બીજી પાસથી આવા જ તાલભંગ પણ જોશો. આવે પ્રસંગે તાલબન્ધના પક્ષનાં કોઇંક હૃદયો નિરાશ થાય છે તો કોઇક હૃદયોમાં વધારે શૌર્ય સ્ફુરતું દેખું છું, કોઇક પગ ભાગી જઇ નૃત્ય કરનારમાંથી એક જણને ઓછો કરે છે તો કોઇ સ્થાને તો એકને સ્થાને બીજા બે નૃત્ય કરનાર ઉભા થાય છે, કોઇક સ્થાને પૃથ્વીપરથી પડતી લાકડીયોના પ્રહારને બળે ભાગી પડવાને સટે કેટલાકના ચરણ વધારે વધારે ઉંચા ઉછળી ઉછળી વધારે વધારે નૃત્ય કરે છે. આ સર્વ જોઈ હું નિરાશ થતો અટકું છું. ધીમે ધીમે તાલભંગમાં પણ તાલબન્ધની જ સાંકળો દેખુંછું, ને તાલબન્ધ અને તાલભંગ ઉભયને પ્રેરનાર એક પરમ તત્ત્વને જોઇ તેનામાં શ્રદ્ધા પામુ છું. એ પરમ તત્ત્વને બળે જેમ દાંડીઆ રમનારા એક બીજાના હાથના દાંડીયાને પોતાના હાથના દાંડીયાવતે ઝાપટે છે તે જ રીતે તાલભંગવાળાના પ્રહારથી ઝપટાતા તાલબન્ધમાં અને તાલબન્ધને પ્રેરતા તાલભંગમાં હું કોઈ મહત્તર તાલબન્ધ દેખું છું. ગણિતશાસ્ત્રીઓ વત્તા અને ઓછાનાં ચિહ્ન-plus અને minus-વાળી સંખ્યાઓ એકઠી કરી એક કૌંસમાં મુકી તેનો ઉપયોગ કરે છે તેમ સંસારના ગણિતનો પરમ શાસ્ત્રી પણ આ તાલબન્ધ અને તાલભંગને આવા જ કૌંસમાં મુકી કોઈ પરમ સાધ્યને સાધે છે. તેને પાશ્ચાત્ય શાસ્ત્રીઓ evolution કહે છે.

ગુજરાતી સાહિત્યનો વિસ્તાર વધારવો અને એ સાહિત્યને લોકપ્રિય કરવું એ ઉદ્દેશ આ સભાનો છે, તે ઉદ્દેશના વિષયમાં તાલભંગ થવાનો સંભવ દેખાતો નથી; કારણ આ સભાના સભ્યજનો સાક્ષર હોવાથી આ વિષયના નિર્વાહમાં તાલબન્ધ કરે એવું જ અનુમાન થાય છે. બાકી સભાથી બ્હાર નીકળશો તેની સાથે જ એવાં મનુષ્યો મળશે કે જેઓ ગમે તો ગુજરાતી સાહિત્યને દેશકાળના ઉદય માટે નિરર્થક ગણશે, ગમે તો સાહિત્ય માત્રને વેદીયાં ઢોરને માટે ગામ આંગણે કહાડેલી ગોચર જમીન જેવું ગણશે, કોઇ વળી એવું ગોચર કહાડી નાંખી ખેડાણ જમીનમાં ભેળવી દેવું યોગ્ય ગણશે, અને ગમે તો કોઇ વ્યવહારકુશળ અને દેશાભિમાની મનુષ્યો એટલે સુધી કહેશે કે આવી સભાઓમાં આપણે કાળક્ષેપ અને શક્તિનો વ્યય કરીયે તેના કરતાં કોઇ વધારે લોકોપયોગી કામમાં ચિત્ત ધાલીયે તો દેશનું કલ્યાણ થાય. આ સર્વ ચર્ચાઓ લોકમાં સભાબ્હાર ઉઠે અને આપણી સભામાં તેથી ભય પ્રાપ્ત થાય ત્યાં સુધી સાક્ષરસભામાં આ અક્ષરવિરોધનો પ્રતીકાર કરવાનું કારણ નથી હું આ વાત ઉપર આજથી ધ્યાન એટલા માટે ખેંચું છું કે આવતા વર્ષની સભાને પ્રસંગે આવું ભય જણાય તો તેને માટે સભ્યજનો સજ્જ રહે. આ સભાના તાલબન્ધને વિસ્તાર આપવાના ઉદ્દેશનો ફલોદય આપણે જે સાધનો વાપરીશું તેના ઉપર વધારે આધાર રાખશે, માટે બ્હારનાં વિઘ્નો કરતાં આપણી અંદર અંદરના વિઘ્નો ઉપર અને તે દૂર કરવાનાં સાધનો ઉપર તેમ આપણા ઉદ્દેશના ફલોદયનાં સાધનો ઉપર હું બે શબ્દ કહેવા ઇચ્છું છું

આપણાં અંતર્વિઘ્નોથી પ્રાપ્ત થતા તાલભંગના ભય તો સમીપ જ છે. ગુજરાતી લેખનપદ્ધતિનો વિષય આપણા ઐક્ય અથવા તાલબન્ધના સંબંધમાં **પ્રથમગ્રાસે મક્ષિકા** જેવો થઇ પડે એમ છે. કેઇ પદ્ધતિની કવિતા શિષ્ટ ગણવી એ વિષયમાં મતભેદ તો એટલો થઇ ગયો છે કે **तत्र युद्धं कचाकचि.** એ યુદ્ધમાં પડનારા તો એક બીજાથી રીસાઇને જ બેસે છે. ધર્મવિષય, રસવિષય, સંસારસુધારાનો વિષય, ઇત્યાદિ સર્વ વિષયોની ચર્ચા સાક્ષરવર્ગમાં સમુદ્રમન્થન જેવું મન્થન પામે છે અને દેવદાનવો જેવા હ્રદયભેદ ઉત્પન્ન કરે છે. આ છેલ્લા વિષયો એક રીતે સાહિત્યના વિષયો છે ને બીજી રીતે નથી. રાજકીય સાહિત્ય, ધર્મવિષય સાહિત્ય, ઇત્યાદિ નામો જોઇએ તો વિષયમાત્ર સાહિત્યગમ્ય છે. આવા બાહ્ય વિષયોની અપેક્ષા રાખનાર સાહિત્યને બાદ કરી તેના શીવાયના સાહિત્યને જ સાહિત્ય કહીયે તો ઉક્ત વિષયો સાહિત્ય નથી. આમને સાહિત્ય કહેવું કે ન કહેવું એ ચર્ચામાં ન પડતાં આવા બાહ્ય વિષયોની અપેક્ષા રાખનાર સાહિત્યને આપણે **સાપેક્ષ સાહિત્ય** કહીશું અને તે વિનાના શુદ્ધ કેવળ સાહિત્યને **નિરપેક્ષ સાહિત્ય** કહીશું. આ સભાનાં કાર્યની યાદી જોતાં **શાસ્ત્રસાહિત્ય** અને કલ્પ્યાદિક કેવળ સાહિત્ય એવા બે ભેદ સ્વીકારતાં ઘણી અનુકૂળતા થશે. આટલા ચાર શબ્દોની પરિભાષા શુદ્ધ જ છે એમ હું કહેતો નથી. માત્ર મને આ પ્રસંગે તે જરૂરી આવે છે અને એ તમારાથી સમજાય એવા શબ્દો છે એમ ગણીને અનુકૂળતાનો વિચાર કરી એ શબ્દો હું વાપરૂં છું. આટલો મ્હારો આશય ધ્યાનમાં રાખશો તેને મ્હારી સાથે તાલભંગની વાસના નહી થાય.

હવે આ સભાના યોજેલા વિષયોમાંથી સાપેક્ષ સાહિત્ય દૂર રાખેલું છે એટલે તેના અન્તર્વિઘ્નનો એક પ્રદેશ દૂર રહેશે છે. પરંતુ કેવળ નિરપેક્ષ સાહિત્યને અંગે પણ આવાં વિઘ્ન-આવા તાલભંગ-નાં દૃષ્ટાંત હવણાં જ દર્શાવ્યાં છે. હું "હવણાં" લખું છું, કોઈ "અહુણાં" લખશે, કોઈ "હમણાં" લખશે, અને કોઈ "અધુના" લખશે. આ મહાન તાલભંગ થાય છે અને આ એક શબ્દ લખવામાં કીમા કીમા અક્ષર ભેગા કરતા તેને માટે સાક્ષરો પુષ્કળ અક્ષરયુદ્ધ કરે છે, "મગજમારી" થાય છે, અને કલેશ અને કલહ પણ જાગે છે. આ સર્વ તાલભંગ વચ્ચે હું પોતે એવો તાલબન્ધ રાખું છું કે એ સર્વ જુદી જુદી લેખનપદ્ધતિઓ સાથે સમભાવ રાખું છું, તેમના લેખકોના ઉદ્દેશોનું ગ્રહણ પ્રીતિથી કરૂં છું, અને એ સર્વ પદ્ધતિઓ ઉપર દ્વેષ કે તિરસ્કારની દૃષ્ટિ કરવાથી મુક્ત રહી, મને અનુકૂળ પડતી પદ્ધતિનો પક્ષપાત કરી તેને વળગી રહું છું. આવી રીતે મ્હારી લેખનપદ્ધતિ અન્ય પદ્ધતિઓ સાથે તાલબન્ધ રાખતી નથી ત્યારે મ્હારૂં હૃદય તે સૌની સાથે તાલબન્ધ રાખે છે. કેટલાક ચોપટ અને શેતરંજ રમનારાઓ રમતાં રમતાં જાતે લ્હડી પડે છે ત્યારે કેટલાક રમનારાઓ બાજી પરનાં દાંતનાં અને લાકડાનાં રમકડાંને રમાડતાં એ રમકડાંના જયપરાજયથી પોતાનાં હૃદયને જયપરાજયની વૃત્તિઓથી પરાભવ પમાડતાં નથી. ડાહ્યા વકીલો અસીલોને માટે યુદ્ધ કરવામાં આગ્રહ રાખે છે અને તે કાળેજ એક બીજાના સ્નેહભાવને હીન કરતા નથી. એક પાસથી તેઓ અસીલને માટે લ્હડે અને બીજી પાસથી તેમનાં હૃદય હસી હસી અન્યોન્યની પ્રીતિ કરે એવો ધંધાનો અનુભવ છે. તમે પરસ્પર સાથે પુરા આગ્રહથી ચર્ચા ચલાવો તેની સાથે જ એ ચર્ચા કરતાં પ્રીતિ અને બન્ધુતાની ચન્દનઅર્ચાથી ચર્ચાવ અને તમારાં હૃદય વધારે વધારે સંધાય એ કળા તમે પામશો તો આ સભામાં હૃદયના તાલભંગનો સ્પર્શ નહી થાય. ઉત્તરરામચરિત નાટકમાં લવ અને ચન્દ્રકેતુ શસ્ત્રયુદ્ધ કરતાં કરતાં હૃદયપ્રીતિ પામી ગયા એ આર્યોની પદ્ધતિનું અનુકરણ આપણી સભાના સભ્યજન ધારશે તો કરી શકશે.

એવી પ્રીતિથી જોવા જેવા ગુજરાતી સાહિત્યવૃક્ષનાં પાંચ **પર્વ** ( પેરાઇઓ ) છેઃ—

### પર્વ. ૧. મૂળ અને થડ.

૧. ગુજરાતમાં ગુજરાતી સાહિત્યના ઉદય પ્હેલાં કેવું સાહિત્ય હતું ? કેઈ ભાષામાં હતું ? રાજકીય સ્થિતિ કેવી હતી ? ગુજરાતી સાહિત્યનાં મૂલ થડની જનની-ભૂમિની ઓધે ( Heredity ) શુ ઉતર્યું ?

**( અ ) રજપુત રાજાઓનો કાળઃ—ઇ. સ. ૭૪૬—૧૨૯૮ વનરાજથી કર્ણદેવ** વાઘેલો. અણહિલવાડ પાટણમાં—**સંસ્કૃત સાહિત્યનો યુગ.**

ઇ. સ. ૮૨૫ યાદવોએ દ્વારકાં છોડયું અને તેઓના નાયક દૃઢપ્રહાર રાજાની સાથે દક્ષિણમાં ચન્દ્રાદિત્યપુર અથવા શ્રીનગરમાં જઇ વસ્યા.

ઈ. સ. ૧૦૧૦–૪૧ ધારાના વિદ્વાન રાજા ભોજે અણુહિલવાડ લાટ વગેરે ઉપર ચઢાઈ કરી. તેણે રચેલાં પુસ્તકો—સરસ્વતીકંઠાભરણ, રાજમૃગાંકકરણ વગેરે.

ઈ. સ. ૧૦૧૦. આનંદપુર (વડનગર)ના ઉવ્વટે અવન્તિમાં વાજસનેયિસંહિતા ઉપર ભાષ્ય લખ્યું.

ઈ. સ. ૧૦૨૪ જિનેશ્વર નામના જૈન યતિએ ખરતર ગચ્છ સ્થાપ્યો અને અષ્ટવૃત્તિ તથા લીલાવતી લખ્યાં.

ઈ. સ. ૧૦૫૦–૫૫ વિક્રમાંકદેવચરિત. (૧૦૫૦ માં લખાએલું; તેમાં સોમેશ્વર ચાલુક્યે ધારાના ભોજ ઉપર મેળવેલી જીતનું વર્ણન છે.)

ઈ. સ. ૧૦૫૦ ત્રિલોચનપાલ ચાલુક્યનુ લાટ દેશ ઉપર રાજ્ય હતું એ સંબંધી સુરતનો તામ્રલેખ.

ઉપરનાં તમામ પુસ્તકો સંસ્કૃત ભાષામાં રચાએલાં છે.

ઈ. સ. દશમા શતકથી ભાષાસાહિત્યની શરૂઆત થાય છે.

ઈ. સ. ૧૦૫૧ તામિલમાં હાલાસ્યમાહાત્મ્યનું રૂપાન્તર મધુરાપુરાણ લખાયું.

ઈ. સ. દશમા શતકમાં હીંદી ભાષા હતી પણ એનું સાહિત્ય નહોતું.

ઈ. સ. ૧૩ મું શતક–મલ્લિનાથ ટીકાકાર, અને તેમના પુત્ર નરહરિ—કાવ્યપ્રકાશના સરસ્વતીતીર્થ નામના—ટીકાકાર થયા.

ઈ. સ. ૧૨૬૦ દેવગિરિના યાદવરાજા મહાદેવે ગુજરાત ઉપર ચઢાઈ કરી અને વિશળદેવ ઉપર વિજય મેળવ્યો. તેનો મુખ્ય અમાત્ય હેમાદ્રિ: એણે ચતુર્વર્ગચિન્તામણિ નામનો ગ્રન્થ તથા વાગ્ભટ પર ટીકા લખી. હેમાદ્રિનો આશ્રિત બોપદેવ હતો. તેણે હરિલીલા, શતશ્લોકી વગેરે ગ્રંથો લખેલા છે–બધા સંસ્કૃતમાં છે.

આ વખતમાં તામિલ વ્યાકરણ લખાયું.

ઈ. સ. ૧૨૯૨. સંસ્કૃત ગ્રંથો ઉપર વાર્તિક લખનાર જિનપ્રભસૂરિ અને હેમચંદ્રની સ્યાદ્વાદમંજરી ઉપર ટીકા લખનાર મલ્લિષેણસૂરિ હતા.

ઈ. સ. ૧૨૯૩. કાવ્યપ્રકાશ ઉપર જયન્તી ટીકા લખનાર જયન્ત–ગુજરાતના સારંગદેવના રાજ્યમાં હતો.

**ઉપસંહાર**—સુરત સહિત આખા ગુજરાત કાઠીયાવાડમાં રજપુત રાજાઓનો અમલ હતો અને સાહિત્ય સંસ્કૃત હતું. જૈન વિદ્વાનોમાં પણ ઘણું ખરૂં સંસ્કૃત સાહિત્ય હતું. ગુજરાત બ્હાર પણ એ જ સાહિત્ય હતું, પણ હીન્દી ભાષાનો અને તામિલ સાહિત્યનો ઉત્તર–દક્ષિણમાં જન્મ થયો હતો. રજપુત રાજાઓ વિષયે ભાટચારણોના રાસા વગેરે–રાસમાલા–ગુજરાતી ભાષાની બ્હેનપણી પ્રાકૃત અને અપભ્રંશ ભાષા એમાં લખાયા. કંઇક મારવાડી, કંઇક વ્રજ અને કંઇક બીજી ભાષામાંથી મિશ્રણ–તે રાજકવિઓની ભાષા હતી. અને બ્રાહ્મણ જૈન વિદ્વાનોના સાહિત્યની ભાષા સંસ્કૃત હતી. **ગુજરાતી એ સર્વના મિશ્રણરૂપે બોલાતી હોવી જોઇએ.** હાલની કચ્છી ભાષા જેવી ભાષા કદાચ તે વખતની ગુજરાતી ભાષા હશે. કચ્છી ભાષામાં સંસ્કૃત શબ્દો ઘણા થોડા ફેરફાર સાથે બોલાય છે, (જેમકે, દોત્રો, પોત્રો વગેરે), પણ તેમાં સાહિત્ય નથી.

**(આ) ૧૨૯૮-૧૪૨૦.**

(અણહિલવાડ પાટણ અલાઉદ્દીન તરફથી સર થયા પછી મુસલમાન સુબાઓ વગેરેની હાડમારીમાં પડ્યું ત્યાંથી તે ૧૪,૦૭ માં અમદાવાદ બંધાતા સુધી.)

| રાજકીય. | ધર્મસાહિત્ય. | અન્ય સાહિત્ય. |
|---|---|---|
| ઈ. સ. ૧૨૯૮ સોમનાથ, અણહિલવાડ અને ખંભાત અલાઉદ્દિનના મોગલ સુબાઓએ સર કર્યાં. | ૧૩૦૦ મેરુતુંગ (જૈન.) | ૧૩૦૦ કૈય્યટઃ પતંજાલિના મહાભાષ્યઉપરભાષ્યપ્રદીપનો કર્તા. |
| ૧૩૦૮ અલાઉદ્દિને ઝાલાવાડ જીત્યું. | ૧૩૩૨ સાતમા મધ્વગુરુ વિદ્યાતીર્થનું મૃત્યુ. | ૧૩૧૦ ગુજરાતના રાજા સારંગદેવ (કર્ણઘેલાનો બાપ)ના મન્ત્રી વિક્રમનોપુત્ર તેજઃસિંહ તે દૈવતાલંકૃતિનો કર્તા. |
| ૧૩૧૫ ગુજરાતમાં બંડ. | ૧૩૩૪ હરિભદ્રસૂરિની જમ્બુદ્વીપસંગ્રહિણી ઉપર પ્રભાનન્દસૂરિની ક્ષેત્રસંગ્રહિણી વૃત્તિ. | ૧૩૧૦ અલંકારનો ગ્રંથ–પ્રતાપરુદ્રીય તેનો કર્તા વિદ્યાનાથ ઓરંગલમાં થયો. |
| ૧૩૨૦ કાઠીઆવાડમાં લાખા ફુલાણીનો વિજય. | ૧૩૩૯ આઠમા મધ્વગુરુનું મૃત્યુ. | ૧૩૩૬ જયવલ્લભ કૃત પ્રાકૃત વજ્જાલયનામનાગ્રન્થ ઉપરછાયાકાર રત્નદેવ. |
| ૧૩૩૯ મહમદ તઘલખ દીલ્હીને સટે દૌલતાબાદને (દેવગિરિને) રાજનગર કરે છે. | ૧૩૪૩ નવમા મધ્વગુરુનું મૃત્યુ. | ૧૩૪૩ રુદ્રપાલીય ગચ્છના જિનપ્રભની ષડ્દર્શની |
| ૧૩૪૫ ગુજરાતમાં બંડ. | ૧૩૪૮ જૈન કર્તા મેરુતુંગ. (૧૩૦૦ ના મેરુતુંગથી ભિન્ન). | ૧૩૪૯ રાજશેખર સૂરિનો (દિલ્હીમાં) પ્રબન્ધકોશ. |
| ૧૩૪૬ " | ૧૩૫૩ તપાગચ્છના કુલમંડનનો જન્મ. | |
| ૧૩૪૭ ગુજરાતમાં બ્હામણી શાહીનો આરંભ. | ૧૩૫૮ સોમતિલકસૂરિ (શીલતરંગિણીના કર્તા)નું મૃત્યુ. | |
| ૧૩૪૯ મહમદ તઘલખે જુનાગઢ લીધું. | ૧૩૭૩ વિમલચન્દ્ર સૂરિની | |

૧૩૫૦ મહમદ તઘલખ ગોળમાં.
(પછી ગુજરાતમાં સુબાઓનો કાળ)
૧૪૭૬ ગુજરાતના સુબાનું બંડ.
૧૩૯૧ ગુજરાતમાં બંડ.
૧૩૯૪ સુબો ઝાફરખાન ઈડર જીતે છે.
૧૩૯૬ એજ સુબો સોમનાથ દેવાલયનો નાશ કરે છે અને પોતે સ્વતંત્ર થાય છે.
૧૩૯૮ તૈમુર.
૧૪૦૫ તૈમુરના મરણના સમાચાર ગુજરાતમાં આવે છે.
૧૪૦૭ ગુજરાત અને માળવા વચ્ચે વિગ્રહ (મુસલમાનો એ પાસ).
૧૪૧૩ "
૧૪૧૭ પ્હેલા અહમદશાહે ૧૪૦૦ માં બંધાવવા માંડેલું અમદાવાદનું કીલ્લાકામ સંપૂર્ણ થયું.
૧૪૨૦ અહમદશાહે ગુજરાતમાં શાંતિ પ્રવર્તાવી.

પ્રશ્નોત્તર-માલા ઉપર દેવેન્દ્રની ટીકા.
૧૩૭૬ને ૧૩૮૪ } દશમાને અગીઆરમા મધ્યગુરનું મૃત્યુ.
૧૩૯૧ અભયદેવ સૂરિનું તિજયપહુત્ત સ્તોત્ર.

અને અન્યત્ર શ્રીધરની ન્યાયકન્દલી ઉપર "પંજિકા" રચ્યાં.
૧૩૫૦ સાયણાચાર્ય અને માધવાચાર્ય (વિજયનગર મન્ત્રીઓ.)
૧૩૬૬ સંઘતિલકાચાર્યનુ કુમારપાળચરિત્ર.
૧૩૭૨ રત્નશેખરસૂરિનું શ્રીપાલચરિત.

**ઉપસંહાર**—અણહિલવાડ પાટણ પડ્યા પછી સવાસો વર્ષ પાછી ગુજરાતના સાહિત્યનાં મૂળ નરસિંહમ્હેતા વગેરેએ રોપવા માંડ્યાં ને પ્હેલાંના આ સવાસો વર્ષનો આ **મુસલમાન યુગ**—તેમાં

(ક) ગુજરાતની બ્હાર કૈય્યટનું ભાષ્યપ્રદીપ (૧૩૦૦), વિદ્યાનાથનું પ્રતાપરુદ્રીય (૧૩૧૦), અને સાયણાચાર્ય અને માધવાચાર્ય (૧૩૫૦) ના સંસ્કૃત સમર્થ ગ્રન્થો રચાય છે ત્યારે તેજઃસિંહના એક ગ્રન્થ (૧૩૧૦) વિનાના સર્વ ગ્રન્થો ગુજરાતમાં માત્ર

જૈન સાધુઓના રચેલા છે. એ ગ્રન્થો પણ મ્હોટા ભાગે ધર્મસાહિત્યના અને સંસ્કૃત સાથે પ્રાકૃતમાં પણ છે. એ સાધુઓએ તેમના "ગચ્છો" નો આશ્રય પામી આટલો સાહિત્યવૃક્ષ ઉગવા દીધો છે. ત્યારે બ્રાહ્મણાદિક અન્ય વર્ગનું સાહિત્ય જે રજપુત રાજાઓના કાળમાં સ્ફુરતુ હતું તે કેવળ અસ્ત થયું અને એ સાહિત્ય કેવળ અસ્ત થયા પછીના કાળમાં ગુજરાતી સાહિત્યનું મૂળ પ્રથમ રોપાયું.

(ખ) દીલ્હીના બાદશાહો, ગુજરાતના સુબાઓ, અને અન્ય ન્હાના મ્હોટા સરદારોના વિગ્રહ આ યુગના આરંભથી તે ૧૩૫૦ સુધી ચાલ્યા અને તેનો ક્ષોભ ઝાલાવાડ, જુનાગઢ, ગોંડળ વગેરે કાઠીયાવાડના ભાગોમાં અને બાકીના ગુજરાતમાં ચાલી રહ્યો હતો, તેવામાં જૈન ગચ્છોના ચાર પાંચ સાધુઓ ઉક્ત સાહિત્યના એકલા આધારરૂપ હતા. તે પછીનાં પચીશેક વર્ષમાં એટલે ૧૩૭૬ સુધીમાં રાજકીય શાંતિ જેવું પ્રમાણમાં હતું તેમાં પણ બીજા પાંચેક જૈન સાધુઓ જ એવા આધારભૂત હતા. અને તે પછી લગભગ પચાસ વર્ષ સુધીમાં તો જૈન સાહિત્ય પણ લગભગ શાંત થઈ રહી ગયું. અનેક બંડ, ઈડર અને સોમનાથ ઉપર મુસલમાન સરદારોની ચ્હડાઇઓ, તૈમુરલંગે આખા હિંદુસ્થાનમાં વર્તાવેલો ભયકમ્પ, અને અંતે ગુજરાત અને માળવાના સુલ્તાનો વચ્ચેના વિગ્રહ—એ બનાવો ગુજરાતમાં આ પચાસ વર્ષોમાં ક્ષોભનાં વમળ વિસ્તારે છે અને સાહિત્યને કેવળ અસ્ત કરી દે છે.

(ગ) પણ પ્રશ્ન એવો ઉઠે છે કે જૈન સાધુઓ જેટલી સાહિત્યધારા ટકાવી શક્યા તેનો કાંઈ અંશ પણ અન્ય વિદ્વાનોમાં કેમ ન દેખાયો ? તેઓ ક્યાં ભરાઇ પેંઠા હતા ? આના ઉત્તરમાં દન્તકથામાંથી એવો ઉત્તર નીકળે છે કે તેઓ ઘરબાર છોડી અન્ય ઘરબાર શોધવાના વમળમાં પડ્યા હતા. વાણીયા બ્રાહ્મણોના ઉદ્યોગ અણહીલવાડ પાટણમાં અશક્ય થતાં તેઓ પોતાનાં સર્વસ્વ લેઇ અન્ય સ્થાનો શોધવા લાગ્યા. આજના કાળમાં ગુજરાત કાઠીઆવાડમાં અનેક સ્થાનોમાં વાણીયા બ્રાહ્મણની અનેક જાતિઓ જોવામાં આવે છે, તેમાંની કેટલીક અણહીલવાડ પાટણની આસપાસ આવેલાં એક વેળાનાં નગરોમાંથી આવી છે. કોટીશ્વર અથવા કોટયર્કને ઇષ્ટદેવ ગણનારા ખડાયતા બ્રાહ્મણ વાણીયાનું મૂળસ્થાન ખડાલ કે ખડાત જે હો તે; હાટકેશ્વરને ઇષ્ટદેવ ગણનાર નાગર બ્રાહ્મણો અને નાગર વાણીઆઓનાં મૂળસ્થાન વડનગર અને વીસનગર; ઝારોળા વાણીઆઓનાં ઝારોળ ગામ અને હીમજામાતા; દેશાવળ વાણીઆઓનાં દીસા અને સિદ્ધેશ્વરી; શ્રીમાળી બ્રાહ્મણ વાણીયાઓનાં સ્થાન શ્રીમાળ અને ભિન્નમાળ અને ઇષ્ટદેવી મહાલક્ષ્મી; અને મોઢ બ્રાહ્મણ વાણીયાનું મોઢેરા; આ સર્વ જ્ઞાતિઓનાં આ મૂળસ્થાનો અને ઇષ્ટદેવોનાં દેવાલયો અણહીલવાડ પાટણની આસપાસના પ્રદેશમાં આવેલાં છે અને રજપુત રાજાઓને આશ્રયે ઉદય પામેલાં ઉદ્યોગ અને વિદ્યાઓમાં વળગેલી આ જ્ઞાતિઓ આશ્રયભંગ થયે અન્ય આશ્રય શોધવા નીકળી પડેલી દેખાય છે. અમદાવાદ એ શતકમાં બંધાયું નહોતું. ચાંપાનેર, સુરત, ભરુચ, કાશી વગેરે સ્થાનો સુધી આ ન્હાસની ભાગતી જ્ઞાતિઓ

માટે ભ્રમણયુગ હતો અને એવા યુગમાં ગચ્છોના આશ્રયમાં રહેલા જૈન સાધુઓ જેટલું સાહિત્ય ટકાવી શક્યા તેનો અંશ પણ આ સંસારીઓ કેમ ન જાળવી શક્યા એ એમના આટલા ઇતિહાસથી સ્પષ્ટ થાય છે. જૈન ગ્રંથકારોની ભાષા તેમના અસંગ જીવનને બળે શુદ્ધ અને સરળ રૂપે તેમના સાહિત્યમાં સ્ફુરે છે ત્યારે આખા દેશના પ્રાચીન ભીલ આદિ અનાર્ય જાતિઓ અને રાજકર્તા મુસલમાન વર્ગ એ ઉભયના સંસર્ગથી પ્રાકૃત વાણીઓ-ઓની નવી ભાષા કેવી રીતે જૂદું ધાવણ ધાવી બંધાઇ તે પણ તેમના આ ભ્રમણના ઇતિહાસથી જ સમજાશે. એ સાધુઓની અને આ સંસારીઓની ઉભયની ગુજરાતી ભાષા આમ જુદે જુદે રૂપે બંધાવા પામી તેની સાથે ઉક્ત યુગને અંતે ઉક્ત કારણોથી સંસ્કૃત વિદ્યા અને સાહિત્ય લોપ પામી ગયાં, અને જે કોઇ નવું સાહિત્ય ઉગવા સરજેલું હોય તો તેની ભાષા લોકની આ નવી ગુજરાતી જ હોવી જોઇએ એવું અનુમાન આટલા ઇતિહાસમાંથી ફલિત થાય છે. ઇ. સ. ના દશમા શતકમાં હીંદી ભાષા ઉત્તર હીંદુસ્તાનમાં જન્મી તે કાળે ગર્ભરૂપે સ્ફુરવા પામેલી ગુજરાતી ભાષાના અસ્થિપંજરમાં ચારસો પાંચસો વર્ષોની ગર્ભસ્થિતિએ પરિપાકદશા આણી, સંસ્કૃત સાહિત્યનો લોપ થતાં ગુજરાતી ભાષામાં સાહિત્યજીવન સ્ફુરવા લાગ્યું હોય એમ સમજાય છે. કારણ આપણા આદિ કવિઓની ભાષા તેવા પરિપાકને પામેલી સ્થિતિમાં પ્રકટ થાય છે.

( ઘ ) આ જ યુગમાં ગુજરાત બ્હાર અને શંકરાચાર્યના દેશમાં જ તેમના અદ્વૈત-માર્ગના વિજયઅંશોને પાછા હઠાવે એવો મધ્યમાર્ગ પ્રવર્તે છે અને દશ ગુરુ એક પછી એક આ પ્રવર્તનના આધાર બને છે. મધ્વાચાર્ય અને રામાનુજ ઉભય ધર્મગુરુઓ દક્ષિણમાં બારમા શતકમાં ઉદય પામ્યા હતા, પણ તેમના પન્થ ગુજરાત સુધી હજી સુધી આવ્યા નહતા. એમના પૂર્ણોદયનો કાલ કાંઇક આ યુગમાં જ હતો અને તેમના સાધુઓ ગુજરાતમાં અને ઉત્તર હિંદુસ્થાનમાં કાંઇક આ યુગને અંતે આવવા લાગ્યા હશે એમ હવેના યુગના ઇતિહાસથી સમજાય છે. ગુજરાતની ઉક્ત પ્રકારની ભૂમિમાં અને ઉક્ત પ્રકારના ઋતુમાં બ્હારથી ઉક્ત પ્રકારનો પવન વાવા લાગ્યો તેવામાં આપણા આદિકાળના કવિઓની શક્તિથી આપણા સાહિત્યવૃક્ષનાં બીજ રોપાયાં.

## ( ૨ ) આદિ ગુર્જર સાહિત્ય. ૧૪૦૦-૧૫૦૦ સુમારે.

આ બીજ આખા ગુજરાતમાં રોપાયાં નહી, પણ જુનાગઢ, દ્વારકા, પાટણ, અને સિદ્ધપુરમાં પ્રથમ પ્રકટ થયાં. આ **બીજયુગ** લગભગ પંદરમા શતકના અંત સુધીનો છે.

આ યુગમાં રાજકીય ઇતિહાસ:—

(અ) અમદાવાદના સુલતાનોની ચ્હડાઇઓ–માળવા-ઉજ્જયણ વગેરે પર (૧૪૨૨), ઇડરનાં રાજા પુંજાનું યુદ્ધમાં મરણ (૧૪૨૮), ઝાલાવાડના રાજાની હાર (૧૪૩૦), સુરત પામેલું અગલાન (૧૪૩૨) તથા ચાંપાનેર પર ચ્હડાઇ (૧૪૪૮), માળવાવાળા મહમદની કપડવણજ આગળ હાર (૧૪૫૧).

(આ) અમદાવાદમાં જુમામસ્જીદ બંધાઇ રહી (૧૪૨૪), હાતમતી ઉપર અહ્‌મદનગરનો પાયો (૧૪૨૭), અહમદશાહનું મરણ (૧૪૪૨) અને મહમદ કરીમશાહને ગાદી.

(ઇ) માળવા અને ગુજરાતની સંયુક્ત સેનાઓ ઉપર મેવાડના રાણા કુંભાનો વિજય (૧૪૨૩), કુંભાની ગુજરાતપર ચ્હડાઇ (૧૪૫૮), મહમદ બેગડો—ચાંપાનેર પર (૧૪૮૩ થી ૧૪૮૫), શીરોહી રાજા ગુજરાત પર (૧૪૮૭), કુંભાનો પુત્ર ગાદી પર (૧૪૮૯) ઇડર પર બેગડો (૧૪૯૬).

(ઉ) ગીરનાર ઉપર પાંચમા રા મંડળિકનો લેખ (૧૪૫૯). રા મંડળિક હાર્યો ને વટલાયો (૧૪૭૧).

(એ) લાહોરમાં શિખ ગુરુ નાનકનો જન્મ ૧૪૬૯) અને મરણ (૧૫૩૮), વલ્લભાચાર્યનો જન્મ (૧૪૭૭). બંગાળાના નદીયામાં વૈષ્ણવ ગુરુ ચૈતન્ય (૧૪૮૫ જન્મ). કબીરજીનો ઉદય (૧૪૯૦).

(ઐ) ગીતગોવિન્દના કર્તા જયદેવ (૧૨ મું શતક) બંગાળામાં; રામાનંદ આગ્રામાં: કબીર બનારસમાં; વિદ્યાપતિ બહારમાં (મોઘલના સમયમાં); મીરાંબાઇની ગીતગોવિંદપરની ટીકા; વલ્લભાચાર્ય બનારસમાં; આગ્રામાં સુરદાસ, અને તુલસીદાસ અકબરના રાજ્યમાં, તેઓએ આધ્યાત્મિક રહસ્ય વિષે લખ્યું. તેમાં તુલસીદાસે રામસીતા વિષે (રામાયણ) લખ્યું અને સુરદાસે રાધાકૃષ્ણ સંબંધે લખ્યું. તુલસીદાસે ઉત્તર હિંદુસ્તાનમાં રામની ભક્તિનો ઉપદેશ કર્યો, તેવો ઉપદેશ અમદાવાદમાં દાદુએ અને તેના શિષ્યોએ રજપુતાણામાં કર્યો બંને જહાંગીરના વખતમાં થયાં.

(ઓ) નરસિંહમ્હેતો (૧૪૧૫–૮૧); મીરાં (૧૪૦૩–૧૪૭૦); પાટણનો ભાલણ (૧૪૩૯–૧૫૩૯); સિદ્ધપુરનો ભીમ મોઢ બ્રાહ્મણ. (૧૪૮૪ માં હયાત), જાતે ઉદીચ્ય.

આ શતકના પૂર્વાર્ધમાં નરસિંહ અને મીરાં અને ઉત્તરાર્ધમાં ભાલણ અને ભીમ થઈ ગયા.

પૂર્વાર્ધ=અમદાવાદમાં પ્રથમ સુલતાનીનો પાયો નંખાયો અને આખા ગુજરાતમાં તેમના તરફનો ક્ષોભ વ્યાપી રહ્યો હતો તે વખતે માત્ર બે સ્થાને શાંતિ અને ઉદય હતાં: નરસિંહના જુનાગઢમાં અને મીરાંબાઇના દ્વારકામાં—જેની ઉજ્જડ સ્થિતિએ કોઇ રાજાને કે સુલ્તાનને આઠમા સૈકા પછી આકર્ષ્યો નથી. કુમ્ભો ગુજરાત ઉપર ચ્હડાઇઓ કરતો હતો પરંતુ તેના બીજા ખુણામાં પડેલી દ્વારાવતીમાં એ જઈ શકે તેમ નહોતું. ને દ્વારાવતીએ મીરાંને શાંતિ અને આશ્રય આપ્યાં હતાં ત્યારે નરસિંહને સ્વદેશે આશ્રય

આપ્યો હતો. ગૃહકુટુંબ અને જ્ઞાતિ સાથે ઉભય ભક્તોએ સંબંધ છોડયો હતો અને શ્રીકૃષ્ણ સાથે નવો સંબંધ બાંધ્યો હતો. ઉભયની કવિતામાં અકૃત્રિમ શૈલી અને હૃદયપ્રસાદ છે. કેઇ શક્તિએ દીવાસળી બની એમનાં હૃદયમાં નવી જ્વાલાઓને પ્રકટી અને કીયા તેલથી એ જ્વાલાઓ તેમનાં મરણ સુધી હોલાઈ નહી અને તેમના ઉત્તરાધિકારીઓને દાયાદ કરતી ગઇ એટલા પ્રકરણના શોધમાં ચમત્કૃતિ હોવી જોઇએ. ગુજરાતના આ આદિ કવિઓમાં આ જ્વાલાઓ ગુજરાત બ્હારના કોઈ પ્રસિદ્ધ નવા ધર્મપ્રવર્તકોમાંથી નથી આવી, કારણ કે સર્વે આ કવિયુગના આયુષ્ય પછી જન્મ્યા અથવા ઉદય પામ્યા છે અને સર્વ પ્રવર્તકોના ઉપદેશનાં બીજ નરસિંહ અને મીરાંનાં કાવ્યોમાં છે અને આ બેની કીર્તિ ગુજરાત બ્હાર કાશ્મીર અને સમુદ્ર સુધી પ્રસરી હતી એ એ વાત ધ્યાનમાં લેઇએ છીએ ત્યારે ગુજરાતનાં આ બે રત્નની અમરપ્રભાઓથી આ સર્વ પ્રવર્તકોને ઉપદેશબીજ મળ્યાં છે એવું ભાન થવાનો પ્રસંગ છે. કોઈ નવો યુગ બેઠો હોય તેમ આખા હિંદુસ્થાનના સર્વ ભાગમાં આ ( ઉપર "એ" માં બતાવેલા ) પ્રવર્તકો નવા દીવા પેઠે પ્રકટયા હતા અને ( જયદેવ અને મીરાં શિવાયના સર્વ ) દીવાઓના મૂળ દીવા—નરસિંહ અને મીરાં ગુજરાતમાં તેમનાથી આગળ પ્રકટયા હતા.

આ મૂળ દીવાઓમાં કાંઈ પણ અન્ય જ્યોતિઃના પ્રભાવથી જ્વાલાઓ પ્રકટી હોવી જોઇએ તે વિષયે તેમની દન્તકથાઓ ઉપરાંત કાંઇ પુરાવો શોધીએ તો તેમાંથી પણ ફળ જડે તેમ છે.

(૧) મીરાંબાઇ. (જુઓ "એ")

(૨) શ્રીમદ્‌ભાગવતની અસર—આ શતકના ઉત્તરાર્ધના ભીમ ઉપરઃ—બૃ. કા. ભાગ ૪ પૃ. ૪૭. ભાગવત માહાત્મ્ય પૃ. ૪૯–૫૧ઃ ભાગવતના અધ્યાયોનો સાર અને પૃ. ૧૫૨ માં ફલશ્રુતિનો શ્લોકઃ—

"પંડિત બોપદેવ દ્વિજ એક, કીધો હરિલીલા વિવેક,
તેને આધારે કહીએ કથા, સરોવર મજ્જો કુવો યથા "

શ્રીમદ્‌ભાગવત બોપદેવનું કરેલું છે એમ આજ કેટલાક માને છે અને કેટલાક નથી માનતા. પરંતુ બોપદેવે વર્તમાન ભાગવતરૂપે અથવા અન્ય ભાગવતરૂપે કંઈ પણ ગ્રન્થ તો કરેલો જ હતો અને તે ગ્રન્થનો આત્મા આ કાળે ગુજરાતમાં સ્ફુરતો હતો એટલું આથી સિદ્ધ થાય છે. બોપદેવના દેશના રાજાએ ગુજરાત ઉપર સવિજય પ્રયાણ ઇ. સ. ૧૨૬૦ માં કર્યું હતું એ આપણે જોયું છે અને તેણે રચેલી "હરિલીલા"ને આધારે આપણા ભીમ કવિએ પણ ઉક્ત પ્રકારે હરિલીલા રચી છે ને તેમાં ભાગવતના અંશ આવે છે. એ રાજાના કાળથી તે ભીમના કાળસુધી જે બોપદેવની ભાગવતકથા ગુજરાતમાં કીર્તિમતી હતી તે જુનાગઢના રજપુત રાજ્યમાં અપ્રસિદ્ધ નહી હોય અને

એ કથાનાં બીજ અને રહસ્ય આપણા નરસિંહ મ્હેતાના હૃદયની જવાળારૂપ થયાં હતાં એમ એના ગ્રન્થોમાં સ્પષ્ટ સ્ફુરે છે.

મીરાંને ગમેલું ગીતગોવિંદ અને નરસિંહને ગમેલી રાસલીલાવાળું ભાગવત એ ઉભય ગ્રન્થોનું પૃથક્કરણ કરીયે તો દેવકથા અને દેવરહસ્ય એવા અંશ એમાંથી નીકળે છે અને તે ઉપરાંત ભાગવતમાંથી અધ્યાત્મજ્ઞાન, યોગ વગેરે પણ નીકળે છે અને એ સર્વ અંશોનું શિખરસ્થાન પરાભક્તિમાં આવે છે.

આ યુગનાં ચારે કવિજન સંસ્કૃતનાં સંસર્ગી હતાં. તીર્થસ્થાન સિદ્ધપુરમાં આ શતકના પાછલા ભાગમાં રાજ્યકીય શાંતિ રહેલી જણાય છે, અને અણહિલવાડ પાટણમાંથી ઉગેલા અંકુર જેવા પાટણ નગરમાં જૈનસાધુઓ પ્રથમની પેઠે પાછા સંસ્કૃત પ્રાકૃત સાહિત્યને રચવામાં લાગ્યા હતા અને રાજકીય સ્થાન મટી એ પણ તે કાળે તીર્થ નહી તો તીર્થ જેવું જ આ સાધુઓએ કરેલું જણાય છે. અન્ય વર્ણોનો ભ્રમણયુગ સમાપ્ત થતાં ભીમ અને ભાલણને આ સ્થાનોમાં સંસ્કૃત અભ્યાસનો યોગ થયો અને ઘણા કાળથી સુકી દેવાયલા સંસ્કૃત સાહિત્યને સ્થાને ગુજરાતી સાહિત્ય તેઓ રચવા લાગ્યા. એ સાહિત્યમાં દેવકથાથી ઉપક્રમ થયો અને ભાલણે કાદમ્બરી જેવી માનુષી કથાનું સંસ્કૃતમાંથી ભાષાંતર કર્યું. પણ તેમણે તો જ્યારે ભીમની ભાષા બોલીને કહીયે તો સરોવર કાંઠેના કુવાનું પાણી પાયું છે, ત્યારે નરસિંહે અને મીરાંયે પોતાનાં હૃદય-પાતાલના ઝરાઓમાંનું પાણી પાયું છે-દેવકથા ઉપરાંત દેવરહસ્યના ચમકારા ઉભય હૃદયમાં થઈ રહ્યા છે. મીરાંબાઈ એમ જાણતાં હતાં કે વ્રજમાં તો એક જ પુરુષ છે અને સ્થૂલ શરીરના સર્વ પુરુષો તો ભક્તદૃષ્ટિએ સ્ત્રીઓ જ છે. આવું જ દેવરહસ્યજ્ઞાન અને તે ઉપરાંત અધ્યાત્મજ્ઞાન એ ઉભયના સંયોગ-લિંગ નરસિંહની કવિતામાં સ્ફુરે છે. આથી તેનાં જ્ઞાન-ભક્તિનાં પદ સમજી તેમાંથી મળેલા પ્રકાશની ભાવનાથી તેની દેવકથા વાંચનારનેજ એ કવિની અન્ય કવિતાઓનું માહાત્મ્ય સમજાશે.

રાસલીલાને અંતે શ્રીમદ્ભાગવતકાર પૂર્વપક્ષ કરી પૂછે છે કે "ગોપીઓ કૃષ્ણસાથે રાસ રમવા આખી રાત ગઈ હતી છતાં તેમના સ્વામીઓએ તેમની અસૂયા કેમ ન કરી ?" તેના ઉત્તરમાં એ સમાધાન કરે છે કે "એ સ્વામીઓએ તો પોતાની સ્ત્રીઓને પોતાની પાસે જ દીઠી છે એટલે ગઇ દીઠી નથી તો અસૂયા શાની થાય ?" અર્થાત્ ગોપીઓનાં સ્થૂલ શરીર તેમના સ્વામીઓ પાસે જ રહેલાં હતાં અને તેમને વ્યભિચારદોષ થયો ન હતો. માત્ર તેમનાં સૂક્ષ્મ શરીર શ્રીકૃષ્ણ સાથે રાસલીલા રમવા ગયાં હતાં, અને એ કૃષ્ણ તો ગોપીઓનાં તેમ તેમના સ્વામીઓનાં સર્વનાં હૃદયમાં અધ્યક્ષ હતા, અને તેમની સાથે સમાગમ પામેલાં ગોપીઓનાં સૂક્ષ્મ શરીરને એ રાસલીલાનો સમય તે "બ્રહ્મરાત્રિ" નો સમય હતો. અન્ય ભૂતોની નિશાને કાળે આ ગોપીઓનો આ જાગરકાળ તે તેમની બ્રહ્મરાત્રિ. વલ્લભપંથમાં પુરુષો પ્રતિજ્ઞા લે છે કે "હું વ્રજની ગોપી છું" તે આવી રીતની બ્રહ્મરાત્રિના આવા ભક્તિરસના રાસને ઉદ્દેશીને કહેવાય છે, અને નરસિંહનો "સુરતસંગ્રામ" પણ એ જ બ્રહ્મરાત્રિની સૂક્ષ્મ શરીરભાવનાઓને ઉદ્દેશે છે.

નરસિંહનાં અધ્યાત્મપદની સંગતિ કરીયે છીયે ત્યારે તેના આવા આશય સ્પષ્ટ થાય છે. "નિર્ગુણનાથને નીરખી નવ શકો, સગુણ સુરતી ત્હારે કેમ જાણે ?" એ પંક્તિમાં કવિ સ્પષ્ટ કહે છે કે નિર્ગુણનાથનું અધ્યાત્મજ્ઞાન થયા પછી તેના સ્વરૂપ-પ્રત્યયના દ્દઢીકરણ માટે "સગુણ સુરતી" અર્થાત્ ભક્તિયોગ છે, અને એ નિર્ગુણની ઉપેક્ષા કરી કેવળ સગુણને સાધનાર તો, કવિના મત પ્રમાણે "ચૈતન્યનિન્દા કરે, જડનું વન્દન કરે, અચેત ભુલ્યો તે ભિન્નભાવ આણે." એ નાથ ક્યાં છે એ પ્રશ્નના ઉત્તરમાં કવિ કહે છે કે "નેત્રમાં નાથ છે" અને તે ઉત્તરમાં છાન્દોગ્ય ઉપનિષદ્‌ના **एष तेऽक्षिणि पुरुषो दृश्यते** " એ વાક્યનો આશય છે. એ દર્શનથી એક "અંદર અનુપમ મૂર્તિ" ભાસશે, વિશ્વ તે રાસના સંગીતથી ઉભરાયલું ભાસશે અને "ભાસશે બ્રહ્મ વ્રજવનવેલી"-બ્રહ્મરૂપ વ્રજવનની વેલી આ રાસમાં પ્રત્યક્ષ થશે. વળી યોગદૃષ્ટિ પામી કહે છે કે "નીરખીને ગગનમાં કોણ ઘુમી રહ્યો, તે જ હું તે જ હું શબ્દ બોલ્યે" ત્યારે "તે જ હું" ના સંસ્કૃત "**सोहम्**" સંભારી એક બીજા કવિનું વાક્ય સ્મરણમાં આવે છે કે "સોહં જાપ જપનાં પામે બ્રહ્મને પળમાં યોગી." એ બ્રહ્મ—એ હરિ—પાસે છે, પોતાનામાં છે, પણ તેની અને મનુષ્યની સ્થૂલ દૃષ્ટિની વચ્ચે "ઓંકાર આડો પડેલો છે" એવું કવિ ગણે છે. આ "ઓંકાર" કીયો ? માણ્ડૂક્યોપનિષદ્‌માં વર્ણવેલા ચતુષ્પાદ બ્રહ્મના ત્રણ પાદ-જાગરિત, સ્વપ્ન, અને સુષુપ્તિ-રૂપ ઓંકારના ત્રણ પાદ દૂર કરો, તો ચતુર્થપાદમાં નિર્ગુણ હરિ પ્રત્યક્ષ થાય છે. એ માત્રારહિત ચતુર્થ બ્રહ્મપાદ આ માત્રાવાળા ત્રિપાદ ઓંકારમાં વર્તે છે તે ઓંકારને ભેદી ચતુર્થપાદ જોવો, જાગરિત સ્વપ્ન સુષુપ્તિરૂપ ઓંકાર-પાદ આડા પડેલા છે તે દૂર કરી, તેમાં રહેલું નિર્ગુણ આત્મતત્ત્વ અનુભવવું, એ જ અભિપ્રાય વાળી ગોપી પાસે નરસિંહ કહેવડાવે છેઃ—

"પ્્રભુજી છે પાસે રે, હરિ નથી વેગળારે, આડડો ને પડયો છે ઓંકાર,<br>
"દિનકર રૂંધ્યોરે જેમ કોઇ વાદળે રે, થયું અજવાળું મટયો અંધકાર,<br>
"વાદળું તે મટયું રે, લાગ્યું જેમ દીસવારે, ભાનુ કાંઈ દેખાયો તે વાર,<br>
"લોકડીયાની લાજ્જરે, બાઇ મ્હેં તો નાણીયોરે, મેલી કુળતણી કંઈ લાજ,<br>
"જાદવાને માથેરે છેડો લેઇ નાંખીયોરે, ત્યારે પ્રભુ-વર પામી છું આજ."

મીરાંબાઇએ વ્રજમાં જે એક જ પુરુષ સર્વના પતિરૂપ દીઠેલો તે જ આ ગોપી જુવે છે, એ પતિની અને ગોપીની દૃષ્ટિ વચ્ચે પ્રથમ માયાનો ઓંકાર વાદળા પેઠે પડયો હતો, તે દૂર થતાં ભાનુ પ્રકાશે છે અને ગોપી પ્રભુવરને પામે છે. નિર્ગુણ અમાત્ર આત્મતત્ત્વ વિના ગોપીનો આ બીજો વર નથી. ભક્ત માત્ર એ તત્ત્વની ઉપાસક ગોપી છે. એ ઉપાસક ગોપીરૂપ બુદ્ધિઓ અનેક છે પણ તે સર્વમાં અનેક પ્રતિબિંબોરૂપે વસેલું આત્મતત્ત્વનું વસ્તુરૂપ બિમ્બ તે સર્વ બુદ્ધિઓમાં વિલસે છે ત્યારે ભક્તિરસના રાસ મચે છે. કવિ તેને "અનંત ઓચ્છવ" નું નામ આપી તેનું ફળ ઉપાસકને પ્રત્યક્ષ થતું વર્ણવતાં કહે છે કે—

"જળહળ જ્યોત ઉદ્યોત રવિકોટમાં, હેમનો કોર જ્યાં નીસરે તોલે,
"સચ્ચિદાનંદ આનંદ ક્રીડા કરે, સોનાનાં પારણાં માંહી ઝુલે."

જ્યાં આ સોનાના પારણામાં ઝુલતા સચ્ચિદાનંદને કવિ કથે છે ત્યાં ઈશાવાસ્યોપનિષદ્ સોનાના પાત્રમાં સત્ય તત્ત્વને ગુપ્ત રહેલું ગણી કથે છે કે,

**हिरण्मयेन पात्रेण सत्यस्यापहितं मुखम् ।**
**तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥**

અધ્યાત્મદષ્ટિ સોનાના પાત્રમાં સચ્ચિદાનંદને જુવે છે તો ભક્તકવિ તેને સોનાના પારણામાં જુવે છે અને ઝુલાવે છે.

સાંપ્રત ગુજરાતી સાહિત્યવૃક્ષનાં થડ અને મૂળ પંદરમા શતકમાં આ પ્રમાણે જ્યાયાં ને રજપુત રાજાઓના કાળમાં સંસ્કૃતસાહિત્યભૂમિ ગુજરાતમાં ખેડાતી હતી તેમાં ઉગેલા વનસ્પતિઓના અંશમાંથી ગુજરાતી સાહિત્યનાં પ્રથમ મૂળમાં સત્ત્વ પ્રકટ્યું. ગુજરાતી જૈનસાહિત્ય પંદરમા શતકમાં નથી. બાકી બીજ બાલ્યમાં દેવકથા અને માનુષી કથાનાં સાહિત્યમૂળ પ્રકટ થયાં, પણ દેવરહસ્યને પ્રકટ કરનારી જ્વાલાઓ તો મીરાંમાં અને નરસિંહમાં પ્રકાશી. તેમાં દેવકથા, દેવરહસ્ય અને અધ્યાત્મવિષય એ ત્રણની રમણીય ફુલગુંથણી નરસિંહમાં જેવી પ્રકટ થઈ છે તેવી પાછળના કવિઓમાં પણ નથી થઇ. હીન્દી ભાષાની ઉત્પત્તિ અને તામિલ સાહિત્યની ઉત્પત્તિ ગુજરાતી પ્હેલાં થઈ, પણ તામિલ ભાષાનું સાહિત્ય જાણ્યા પ્રમાણે નરસિંહ જેવું હજી નથી અને હીન્દી કવિઓ તો નરસિંહના અનુયાયી જેવા કાળક્રમમાં છે.

## પર્વ ૨ સોળમું ઈસવી શતક.

મુખ્ય કવિઓ (૧) વસ્તો, (૨) વછરાજ, (૩) તુળસી.

**વછરાજ**—જંબુસર—કબીરપંથ—

| | |
|---|---|
| રસમંજરી.<br>સ્ત્રીચરિત. | } માનુષી કથા.—સામળની પદ્ધતિનું મૂળ. |
| **વસ્તો:** બોરસદ<br>**તુળશી:** જુનાગઢ, કુત્યાણા. | } દેવકથા-પ્રેમાનંદની પદ્ધતિનું મૂળ. |

વસ્તાનું ને તુલસીનું મૂળ નરસિંહ, અને વાર્તાવિસ્તાર તેમનો પોતાનો. કબીરપંથી વછરાજે દેવકથા મુકી દીધી ને વાર્તાવિસ્તાર રાખ્યો.

## પર્વ ૩. સતરમું શતક.

**અખો**, અમદાવાદ.　　**પ્રેમાનંદ**, વડોદરા.　　**સામળ**, સીંહુજ.

ગોપાળદાસ, રત્નેશ્વર, શિવદાસ, દ્વારકાદાસ, નાકર, મુકુંદ, વલ્લભભટ, વીરજી, હરિદાસ વગેરે.

પ્રેમાનંદ—દેવકથા; અખો—અધ્યાત્મ; અને સામળ—માનુષી કથા.

**પ્રેમાનંદની** દેવકથા-વાર્તાવિસ્તાર સોળમા શતકનો, પંદરમાં નરસિંહનાં બીજનો વિકાસ, સંસ્કૃત કવિયોના અલંકાર આલેખના ધ્વનિ, દેવકથામાં માનુષહૃદયનાં રસસ્થાનની પ્રતિષ્ઠા—પ્રેમાનંદની જાતશક્તિનો વિકાસ.

**સામળની** માનુષી કથા-સોળમા શતકની માનુષી કથાનો વિસ્તાર, પરંતુ તેનું અનંતશાખિત્વ, વાક્ચાતુર્ય, અનુભવબુદ્ધિ, રૂઢિભાગ વગેરે—સામળની જાતશક્તિનો વિકાસ.

**અખો**—અધ્યાત્મબીજ નરસિંહનાં, પણ દેવરહસ્યની જ્વાલાઓ શૂન્ય; કબીર વગેરેની અસરથી? વાક્યપ્રહારનાં બીજ નરસિંહમાંથી (અખાનું ગુરુઅંગ અને નરસિંહનાં "અંધગુરૂએ વળી નિરંધ ચેલા કર્યાં", "કરણી તો કાગની, હોડ કરે હંસની" વગેરે) પણ વિસ્તાર અખાની જાતશક્તિમાંથી.

## પર્વ ૪ હુરાઢમું શતક.

અખો, પ્રેમાનંદ, અને સામળની શક્તિનો અભાવ. થોડા પણ મહાન અંગારને સટે સ્ફુલિંગો, તદતદીયા ને તનખા: સુંદર ન્હાનાં રમણીય કાવ્યો.

આ અને સત્તરમા શતકમાં ફેર શાથી? આ વિષે મ્હારા Classical Poets નામના લેખમાં મેં લખ્યું છે.

કવિયો:—(અ) દ્વારકો, ધનદાસ, નરભેરામ, પ્રીતમદાસ, બ્રહ્માનંદ, ભાણદાસ, વલ્લભભટ (અમદાવાદી), શિવાનંદ, બાપુસાહેબ, દીવાળી.

(આ) જૈનકવિ—**ઉદયરત્ન.**

અધ્યાત્મ, દેવકથા, માનુષી કથા, વગેરેમાં પાછલા યુગના **તનખા;** નવું કાંઇ નહી. જૈન કવિતાનો ગુજરાતીમાં પ્રથમ ઉદય—અન્ય કવિયોથી જુદો પડતો અને ઉક્ત પ્રકારની જૈન શૈલીના અને જૈન વિરક્તિના ગુણોથી ભરેલો—પણ તનખા જેવો.

**પર્વ. ૫. ઓગણીસમું શતક. ૧૮૫૦ સુધી** (હુરાઢમાના ઉત્તરાર્ધથી).

**પ્રથમ ભાગ**—ગીરધર અને રણછોડજી દીવાન—સવિસ્તર દેવકથા.

**બીજો ભાગ—ધીરો, મનોહર, ભોજો**—અધ્યાત્મ અને યોગ: પાછલા યુગોનો વિકાસ; યોગ, નવો.

**ત્રીજો ભાગ—પરચુરણ સર્વે**—મુક્તાનંદ, નિષ્કુળાનંદ, પ્રેમાનંદ સ્વામી, બાપુ, રણછોડ ભક્ત, હરિભટ, હરિરામ, નીરાંત અને રાધાબાઇ—હરાડમા શતક જેવા તનખા.

તનખા—તે વૃક્ષને શિખરે આવેલાં ન્હાનાં ન્હાનાં ખરી પડતાં ફુલાં જેવા.

**ચોથો ભાગ**—જૈન કવિઓ બે ચારેક, હરાડમા શતક પેઠે.

**પાંચમો ભાગ—દયારામ:** દેવરહસ્ય—નરસિંહ પછી દયારામમાંજ; અધ્યાત્મ-અલ્પ; દેવકથા-વિસ્તારવાળી તેમ તનખા જેવી—બે જાતની—પણ માનુષી વૃત્તિઓથી ઉભરાતી, પણ પ્રેમાનંદના જેવી માનુષી હૃદયના ઉચ્ચ અને સ્થાયી વિકારોની પ્રતિષ્ઠાને સટે નિરંકુશ અને ઉછળતા ક્ષણિક વિકારોની પ્રતિષ્ઠા-એ પોતાની શક્તિ. વૈરાગ્ય અને ભક્તિ શુદ્ધ—પણ મનુષ્યહૃદયની નિર્બળતાને સ્વીકારીને તેમાંથી ઉદ્ધાર માગવા હરિશરણ: નરસિંહ અને મીરાંનાં હૃદયમાં વિશુદ્ધિના બળથી પ્રભુ સાથે ઐક્ય.

## ઉપસંહાર.

પાંચ પેરાઇઓ નાંખી ઉંચો ઉગેલો ગુજરાતી પ્રાચીન સાહિત્યવૃક્ષ આમ સમાપ્ત થાય છે. તે પછીનું હાલની વિદ્યાનું-અર્વાચીન સાહિત્ય એજ વૃક્ષમાંથી બીજી વડવાઇઓ પેઠે નવી ભૂમિમાં મૂળ નાંખી ઉગ્યું છે. એ નવી ભૂમિ સાથે એક પાસથી અને પ્રાચીન વૃક્ષ સાથે બીજી પાસથી જોડાયલા વડવાઇઓરૂપ વિસ્તાર પામતા આપણા અર્વાચીન સાહિત્યવૃક્ષની સ્થિતિ સુપ્રસિદ્ધ છે અને તેને માટે આજ અવકાશ નથી. પણ જે વૃક્ષ સાથે એ નવીન વૃક્ષ જોડાયેલો છે તે વૃક્ષની સુસ્થિતિ ઉપર નવા વૃક્ષની સુસ્થિતિનો પણ આધાર છે. માટે પાંચસો વર્ષથી પાંચ પેરાઇઓ નાંખી ઉગી નીકળેલા આપણા પ્રાચીન સાહિત્યના રસથી આપણે બોભીયા થઇશું તો જ તેના રસાયનનો ઉત્તમ લાભ પામીશું.

એ પ્રાચીન વૃક્ષની ભૂમિ રજપુત રાજાઓના કાળના કેવા કેવા સમર્થ સંસ્કૃત ગ્રંથોથી બંધાઈ હતી, અને એ ભૂમિમાંથી આપણા આદિ કવિઓએ કેવી રીતે બીજ અને પોષણ લીધાં છે, તે નરસિંહના દર્શનથી આપણે જોયું. એ આદિ કવિઓના સાહિત્યમાં મ્હડેલાં તત્ત્વ, કથાભાગ, રસભાગ, રહસ્યભાગ અને જ્ઞાનભાગ-થડમાંથી સ્ફુરતા રસ પત્ર પુષ્પાદિકમાં મ્હડે તેમ આપણા પ્રાચીન સાહિત્યની છેલ્લામાં છેલ્લી પેરાઓ અને તેમના અંશોમાં મ્હડ્યા છે તે આપણે જોયું. આપણી અર્વાચીન વડવાઇઓ ભલે નવી ભૂમિઓમાં પ્રવેશ કરે પણ તેમનું મૂળ પોષણ તો આ પ્રાચીન વૃક્ષોમાંથીજ સતત ધારારૂપે ચાલ્યાં આવશે તો જ તે આપણા લોકનાં જીવનમાં ભળી શકશે. નવા

સાહિત્યના પોષકોએ આ વાત ભૂલવા જેવી નથી અને તેમાંના કેટલાકના લેખને સામાન્ય વાંચનારાઓ ગમે તો દોષદૃષ્ટિથી જુવે છે અને ગમે તો જોતા જ નથી તે સાહિત્ય-રોગનું કારણ એક એ છે કે આ નવા સાહિત્યકારો આપણા પ્રાચીન રસોનું સેવન યથેષ્ટ કરતા નથી અને એ સેવન વિનાના પાક લોકને પચતા નથી.

બીજી પાસથી દૃષ્ટિ કરીએ છીએ તો આપણા પ્રાચીન વૃક્ષના ઇતિહાસમાં તેનાં થડમૂળની સ્થિતિ અને ત્રીજા પર્વની એટલે પ્રેમાનંદના યુગની સ્થિતિ એ બે ભાગ જેવા બળિષ્ઠ નીવડ્યા છે તેવા બળવાળા અન્ય ભાગ નીવડ્યા નથી. છેલ્લા પર્વમાં દયારામે પણ બળિષ્ટતા ઘણી દર્શાવી છે અને હાલમાં તેની કવિતાના કેટલાક અંશ નિન્દ્ય ગણાવાથી તેનું બળ હીન થઇ ગયું છે. પરંતુ આ પરિણામને માટે કેટલીક રીતે એ મહાકવિની ઉચ્છૃંખલતાને માથે મુકાયલો આરોપ યોગ્ય છે તો બીજી રીતે એ કવિની વાણીના શક્તિપાત ઝીલવામાં હાલના લોકની અશક્તિ પણ દેખાય એવી છે. નરસિંહ મ્હેતાના કાળ પછી દેવરહસ્યનો મર્મજ્ઞ વર્ગ નષ્ટ થયો છે તે રહસ્યોનો પુનરુદ્ધાર કરવા દયારામ જે પ્રયત્ન કરે છે તે તેનાં રસિકવલ્લભ આદિ કાવ્યોમાંથી જડશે. આવા મર્મજ્ઞ વર્ગ વિના ભક્તિની જ્વાલાઓ પૂર્ણ કલાથી પ્રકટ થવી કઠણ છે. આપણા જૂના વર્ગના વડીલોમાં ભક્તિની જ્વાલાઓ છે પણ તે અસમંજસ અને અપૂર્ણ હોય છે અને રહસ્યની મર્મજ્ઞતા તેમનામાં દિવસે દિવસે ક્ષીણ થાય છે. આપણા ઇંગ્રેજી સાહિત્યમાં ઉછરેલા વિદ્વાનો મોડા વ્હેલા આ મર્મજ્ઞતાને પામી શકવાનો સંભવ છે, પણ ભક્તિની જ્વાલાઓ તેમનાં હૃદયમાં શુદ્ધ સત્તાથી પ્રકટ થઇ શકવી તે ઘણા કાળ સુધી કઠણ નીવડશે. પણ કેશવચન્દ્રના જેવાં હૃદય આવા વર્ગમાં કોઈ દિવસ નીવડી શકશે એવી આશા એ જ મહાત્માના દૃષ્ટાન્તથી સાર્થક થાય છે. જ્યારે એવો કાળ આવશે ત્યારે જે સાહિત્યબળ આપણા પ્રાચીન વૃક્ષે ધારેલું છે તેવું બળ નવીન વૃક્ષ પણ ધારી શકશે.

દેવરહસ્ય અને ભક્તિરસને વિષયે આવી આશા છે તો પ્રેમાનંદની, સામળની, અને દયારામની કવિતાઓમાં સ્ફુરતા માનુષ વ્યવહારના હૃદયરસ એ કવિયોના જેવું બળ પ્રાપ્ત કરવામાં આવશ્યક છે. શેલી અને વર્ડ્ઝવર્થના ઉત્કૃષ્ટ હૃદયરસ આપણે ચાર ઇંગ્રેજી જાણનારાઓને પ્રિય લાગે તે સ્વાભાવિક છે અને તેથી આપણા સાહિત્યનો ઉત્કર્ષ સંભવે છે. પરંતુ તે જ રસનું આપણા લોકના રસની બાલભાષામાં કાંઇક અવતરણ કર્યા વિના આ ઉત્કર્ષ લોકમાં પ્રસરવાનો નથી. એ અવતરણ કેવી કળાથી કરવું તેનાં દૃષ્ટાંત નરસિંહ મ્હેતાની અને અખાની વાણીમાંથી જડશે, કારણ તેમણે તેમના કાળના લોકના હૃદયકિલ્લાઓ સર કર્યા હતા તે લોકનું કેવળ અનુસરણ કરીને નહી પણ લોક-પ્રવાહના સામા મોરચા મારીને સર કર્યા હતા.

પ્રેમાનંદ પેઠે બાલવર્ગભરેલા લોકને અનુસરી વશ કરવામાં તેમ નરસિંહ અને અખાની પેઠે તેમને સર કરી વશ કરવામાં જે જે કળાઓ શોધવાની છે તે જ શોધનમાં પ્રાચીન અને અર્વાચીન સાહિત્યવૃક્ષોનાં સાથે લાગાં પોષણ, વીર્યવૃદ્ધિ, અને ઉત્કર્ષ છે. તે શોધન આવી સાહિત્યપરિષદોથી સિદ્ધ થાય તો તેમાં જુના અને નવા સર્વ વર્ગનું કલ્યાણ સમાયલું છે.

[ વસન્ત-ઑફિસ. પ્રમુખની પોતાની નોટ્સ ઉપરથી.]

---

## મુંબાઇની ધારાસભામાં ચર્ચા.

ધારાસભામાં લોકમત જાહેર કરવાની આપણે સત્તા મેળવી છે એનો એક મુખ્ય લાભ એ છે કે એ દ્વારા આપણા લોકમતનો પ્રકાશ સરકારના વહીવટ ઉપર પાડી એ વહીવટની કેવી કેવી ખામીઓ છે એ સરકારને નેત્રગોચર કરી શકાય છે. બીજો લાભ એ છે કે લોકની વિવિધ સ્થળની વિવિધ ફરિયાદો એકત્રિત થઈ સવિશેષ પ્રકટ રૂપ ધારણ કરે છે અને તેથી સરકારને એક સામટો સુધારો કરવાની સગવડ પડે છે. અને વિવિધ સ્થળનાં સમાન દુઃખના અનુભવથી સખ્ય વધે છે અને પ્રજા તરીકેની એકતા બંધાય છે અને પોષાય છે. વળી વિવિધ દેશહિતૈષીઓને કયી કયી ખામી ખાસ નજરે પડે છે એ પણ જાણવામાં આવે છે. ગઇ ધારાસભાની બેઠકમાં ચર્ચાએલા થોડાક સર્વોપયોગી અને ખાસ મહત્ત્વના વિષયો ઉપર આ પત્રના વાચકોનું અમે ધ્યાન ખેંચીએ છીએ, અને વિનંતિ કરીએ છીએ કે એ બાબત લોકમત વધારે મજબુત કરવાનો અને બને ત્યાં અમલમાં લવરાવવાનો દરેક જણે કાંઇક કાંઇક યત્ન કરવો જોઇએ:—

ડૉ. ભાંડારકરે—

(૧) લોકલ ફંડના વેરાનો ઉપયોગ ખાસ ગામના કામમાં થવો જોઇએ, તેને બદલે ઘણે ઠેકાણે ધોરી રસ્તા બાંધવામાં થાય છે એ માટે ફરિયાદ કરી. તથા

(૨) ગામડાંઓનું આરોગ્ય જાળવવા માટે ચોખ્ખું પાણી પૂરૂં પાડવાની તથા ધીચોધીચ ઘર ન બાંધવા દેવાની જરૂર બતાવી. છેક ન્હાનાં ગામડાંમાં તો આવાં ઘર પાડી નાંખીને આરોગ્યશાસ્ત્રાનુસારે નવાં બાંધી આપવાની સૂચના કરી. ગામડાંના લોક તળાવમાં ન્હાય છે અને મેલાં લુગડાં ધૂએ છે અને એ જ પાણી પીએ છે; તળાવનું પાણી આ પ્રમાણે બગાડવામાં ન આવે એ બાબતની દેખરેખ ગામડાંની સ્થાનિક પોલિસ—જેને નવા પોલિસકાયદા પ્રમાણે વિસ્તારવાની તથા સબળ કરવાની છે—એને સોંપવી. ડૉ. ભાંડારકરે "બી. એ અને એમ એ" દેશીઓ ઉપર આક્ષેપ કરીને કહ્યું કે "બી. એ અને એમ. એને સૂર્યનો પ્રકાશ અને તાજી હવા જેમાં પેસવા ન પામે એવાં ઘરમાં રહેતા મ્હેં જોયા છે—તેઓ પીવાનું પાણી ચોખ્ખું રાખવામાં બેદરકાર છે, અને જો કે રૂઢિ પ્રમાણેની ચોખ્ખાઇ પાળે છે તથાપિ ખરી ચોખ્ખાઈ રાખતા નથી."

અમને લાગે છે કે ઘણે ઠેકાણે ગરીબાઈ એ આમાં કારણભૂત હોય છે. આપણા લોકની શારીરિક સુઘડતા (Personal cleanliness) માં ફરિયાદ કરવા જેટલી ખામી જણાતી નથી. પણ ઘર બ્હારની સફાઇ (outdoor cleanliness) માં બેદરકારી હોય છે. આ બીજી ખામી પૂરતું ડૉ. ભાંડારકરના આક્ષેપમાં ઘણું સત્ય છે. વળી, ગામડાંમાં સુઘડતા રાખવામાં મ્હોટી મુશ્કેલી ઢોર બાંધવાની હોય છે. આ મુશ્કેલીનો ઇલાજ સરળ નથીઃ ગામ બ્હાર એક તબેલામાં બાંધતાં ઢોર ચોરાઈ જવાનો ભય છે; પોતપોતાના ખેતરમાં ઝુંપડાં

બાંધીને રહેવાથી, લોકની સામાજિક ઘટના તૂટી જાય અને પંચમહાલના ભીલ જેવું જીવન થઈ જાય. વધારે જમીન ખરીદીને ઘરના વાડા મ્હોટા કરે એવી લોકની સ્થિતિ નથી. ખરો માર્ગ એટલો જ છે કે સરકાર મફત જમીન આપી ગામની વસ્તીની સીમા વધારે; અને એથી સરકારને જે નુકશાન થશે તેનો અનેકગણો બદલો લોકની સુખાકારીથી વળી જશે: હાલ રોગથી ગામડાં ને ગામડાં ઉજડ થઈ જાય છે અને એનો ઇલાજ નહિ કરવામાં આવે તો સરકારને જમીન ખેડનાર પણ નહિ મળે, આ થોડું નુકશાન નથી.

(૩) વળી, ડૉ. ભાંડારકરે ત્રીજી સૂચના એ કરી કે-પ્રાથમિક શાળામાં, આરોગ્યશાસ્ત્રનાં મુખ્ય મુખ્ય તત્ત્વો છોકરાંના મગજમાં ખૂબ ઠસાવવાં.

આ સૂચનાના ઉત્તરમાં મિ. જાઇલ્સે જણાવ્યું કે પ્રાથમિક શાળાઓમાં આરોગ્યશાસ્ત્રની ચોપડી દાખલ કરવામાં આવી છે. પરન્તુ અમને લાગે છે કે ડૉ. ભાંડારકરની સૂચનાનો હજી ઘણો વધારે અમલ થઈ શકે એમ છે. પ્રાથમિક શિક્ષણ માટે ખરા ઉત્સાહી શિક્ષકોને અભાવે, છોકરાંઓ અને તેમના શિક્ષણનો આન્તર સંબન્ધ બન્ધાતો જ નથી, અને આરોગ્યશાસ્ત્રનાં તત્ત્વો ખરાં છે અને તેને ન અનુસરવાથી ઘણું નુકશાન છે એવી પ્રતીતિ એમના મનમાં ઉપજતી નથી. વળી, આ શિક્ષકોનું કર્તવ્ય માત્ર છોકરાંઓને જ કેળવણી આપવામાં સમાપ્ત થતું નથી, પણ તેઓ તો પોતાના ન્હાના ગામડાના મગજસ્થાને છે અને મ્હોટી ઉમ્મરના લોકોને પણ આરોગ્યશાસ્ત્ર ઉપદેશવાનો અને એ સત્ય છે એવી એમને પ્રત્યક્ષ ખાતરી કરી આપવાનો એમનો ધર્મ છે. આ અને આવી ગામડાના વ્યવહારની અનેક ફરજો એમને ટ્રેનિંગ કૉલેજમાંથી જ સમજાવવી જોઇએ,—જેથી ગોલ્ડસ્મિથે વર્ણવેલા ગામડાના મહેતાજી જેવા મહેતાજીનું અત્રે દર્શન થાય તો પણ બહુ છે.

(૪) ગામડાંની શાળાઓમાં ફી લેવાનું બંધ કરવું એટલે કે ખેડૂત અને મજૂર વર્ગનાં છોકરાંઓને મફત કેળવણી આપવી.

આ ભલામણ ઘણી સારી છે. પણ અમને લાગે છે કે ફી ન લેવી એટલું જ બસ નથી. ઉપર જણાવેલા વર્ગનાં છોકરાંને ખેતરના કામમાં ગુંથાવું પડે છે, અને તેથી તેમને રીતસર નિશાળમાં કેળવણી લીધી પરવડે એમ નથી: ખરો માર્ગ એ છે કે ઇંગ્લંડમાં જેમ "University Extension Lectures" દ્વારા મજૂર અને કારીગર વર્ગને યુનિવર્સિટિશિક્ષણનો લાભ અપાય છે, તેમ અત્રે પૂર્વોક્ત વર્ગને પોતાના ન્હાના જીવનનો વ્યવહાર વધારે સારી રીતે ચલાવી શકવા માટે કેટલીક વ્યાવહારિક માહિતી નિશાળ બહાર આપવાની યોજના થવી જોઇએ. કહેવાની જરૂર નથી કે આ યોજના મ્હોટા પાયા ઉપર કરવાનું કારણ નથી—એમના ન્હાના જીવનના પ્રમાણમાં માહિતી પણ તે ચોખ્ખી અને સજડ, મળવી જોઇએ.

(૫) કન્યાશાળાઓની સંખ્યામાં વધારો કરવો. હાલ આ ઇલાકામાં છોકરાઓની પ્રાથ-

મિક નિશાળો ૮૪૫૨ છે અને છોકરીઓની માત્ર ૮૬૭ છે—અર્થાત્ કે ૧૦:૧ નું પ્રમાણ છે.

(૬) યુનિવર્સિટિ ઍક્ટમાં કૉલેજોનું શિક્ષણ સુધારવાનો ઇરાદો છે તે અમલમાં લાવવા એલ્ફિન્સ્ટન કૉલેજ અત્યારે ધીચ વસ્તીમાં છે ત્યાંથી કાઢીને એને બોરિવલી પાસે એકાન્તમાં સ્થાપવી અને ત્યાં પ્રોફેસરોની દેખરેખ નીચે વિદ્યાર્થીઓ રહે એવી ગોઠવણ કરવી.

મિ. ચિચગર (કિન્ડરગાર્ટનવાળા) એમણે—

(૧) શાળાઓમાં સુતાર લુહારનાં ઓજારો વાપરતાં શીખવવાની અને એ રીતે હસ્ત-કૌશલ્ય ખીલવવાની જરૂર બતાવી. અને એથી છોકરાઓની અવલોકનશક્તિમાં કેટલો વધારો થાય છે તથા તેઓમાં કેવું ચોકસપણું આવે છે એ સૂચવ્યું, તથા સ્વાશ્રય, પ્રમાણિકતા, છૂટાપણું વગેરે નૈતિક લાભો પણ ગણાવ્યા.

મિ. ગોકળદાસે—

(૧) ગુજરાતના જુદા જુદા ભાગના ખેડૂત વર્ગની કેટલીક ફરિયાદો રજુ કરી. મહેસૂલ માફ મુલ્તવી અને કમી કરવાની બાબતમાં ઇન્ડિયા સરકારે હાલમાં જે નવા કાનૂનો ઘડ્યા છે તે પ્રમાણે કેટલેક ઠેકાણે અમલ થતો નથી એમ જણાવ્યું. ખેડૂતની જીવન-નિર્વાહની ચીજો જે ઉપર કાયદા પ્રમાણે જપ્તી થઈ શકે નહિ તેવી ચીજો-કેટલેક ઠેકાણે જપ્ત કરવાની નોટિસો નીકળેલી પોતે વાંચી છે એમ જાહેર કર્યું. અને આ-કાર ભારે હોવાથી લાંબો વખત પડતર રહેલી જમીન (જેના પોતે દાખલા આપ્યા તે) આકાર ઘટાડીને ખેડવા આપવી જોઇએ,. અને આ દૃષ્ટાન્ત ઉપરથી સમજી લેવું જોઇએ કે આસપાસના ખેતરવાળાઓ નછૂટકે જમીન રાખે છે તેમના ઉપર આકાર કેવો ભારે પડતો હશે. વળી બ્રાહ્મણ વાણીઆ કણબી વગેરે ઊંચી જાતો જેઓ કરકસર સમજે છે તેમને પોતાની જમીન વેચાણ આપવાની છૂટ હોવી જોઇએ, અને સરકારે વેચાણના અટકાવનો જે કાયદો રચ્યો છે એનો અમલ એના મૂળ ઉદ્દેશ પ્રમાણે ફક્ત ભીલ જેવી જંગલી જાત જે કરકસર અને પોતાનું હિત સમજતી નથી તેમના ઉપર જ કરવો જોઇએ.

(૨) બીજી સૂચના એ કરી કે દારૂનાં પીઠાં ધોરી રસ્તા ઉપર હોવાથી મજૂર લોકોને દિવ-સની કમાણી દારૂમાં ગુમાવવાનું મન થાય છે. તથા મેળાઓમાં પણ દારૂની દુકાનો ઘણું નુકશાન કરે છે. આ અટકવું જોઇએ.

(૩) પ્રાથમિક શિક્ષણના ખર્ચનો બોજો હાલમાં લોકલબોર્ડ અને મ્યુનિસિપલિટિઓને માથે હોય છે, પરન્તુ હાલમાં તેઓની સ્થિતિ ઘણી દરિદ્ર થઈ ગઈ છે અને તેથી તેઓ એ બોજો રહેલાઇથી ઉપાડી શકતાં નથી, અને પરિણામે એ શિક્ષણ લોકને

અકારૂં થઈ પડે છેઃ આ શિક્ષણ જેમ બને તેમ લોકપ્રિય કરવું જોઇએ. અને તે માટે સરકારે એને દ્રવ્યની પુષ્કળ મદદ આપવી જોઇએ.

(૪) હિન્દી સરકાર તરફથી ડિસ્ટ્રિક્ટ બોર્ડને સાત લાખની રકમ આપવામાં આવી છે એમાંથી ૩૪૫,૦૦૦ રૂપીઆ રસ્તા તથા પૂલ બાંધવામાં, તથા ચોખ્ખું પાણી પૂરૂં પાડવામાં, ગંદકી દૂર કરવામાં તથા દવાખાનાંમાં વાપરવાનું મુંબાઇ સરકારે ઠરાવ્યું છે. એમાં રસ્તા તથા પૂલને બીજા સુધારા કરતાં વધારે મહત્ત્વ આપવામાં આવ્યું છે—તેને બદલે પાછળ ગણાવેલાં આરોગ્યનાં સાધનો ઉપર મુખ્ય લક્ષ આપવું જોઇએ.

મિ. ખરેએ—

(૧) પોતાના વિભાગમાં (દક્ષિણમાં) કેટલેક ઠેકાણે જમાબન્દીમાં ખોટી રીતે વધારો કરવામાં આવ્યો છે એ માટે ફરિયાદ કરી. તથા

(૨) તળાટીઓના પગાર વધારવાની ભલામણ કરી.

મિ. દીક્ષિતે—

(૧) મિ. નિકલ્સન જે છેલ્લા દુકાળ કમિશનના મેમ્બર હતા એમણે બીજા મેમ્બરોથી જુદા પડી દક્ષિણમાં જમાબન્દીનો દર પૂરેપૂરો નથી એમ પોતાનો અભિપ્રાય આપ્યો હતો, અને સર્વ મેમ્બરોમાં એમનો અભિપ્રાય વિશેષ વજનને પાત્ર છે કારણ કે એમને રૈયતવારી (મુંબાઈ ઈલાકામાં રૈયતવારીનો ધારો ચાલે છે) જમીનનો અનુભવ છે એમ સરકાર તરફથી કહેવામાં આવ્યું હતું—એનો જવાબ વાળ્યો અને બતાવ્યું કે મિ. નિકલ્સન પણ આ બાબતમાં બાકીના મેમ્બરો સાથે મળે છે. મિ. દીક્ષિતે શોલાપુરમાં જમાબન્દીમાં જે વધારો કરવામાં આવ્યો છે તે માટે પોકાર કર્યો. અને

(૨) ગોચરની જમીન પૂરતી રાખવામાં આવતી નથી એ બાબત અસન્તોષ જાહેર કર્યો.

મિ. વિઠ્ઠલદાસ દામોદર ઠકરશીએ—

(૧) સિન્ધમાં ઇજિપ્શ્યન કૉટન (રૂ) ઉગાડવાનો અખતરો ફતેહમન્દ નીવડ્યો છે અને થોડા વખતમાં બે લાખ ગાંસડી રૂ પૂરૂં પાડી શકાશે એમ ખેતીવાડીખાતા તરફથી જણાવવામાં આવ્યું છે અને આ વખત ૨૦૦૦ એકર-જમીનમાં રૂ વાવવામાં આવ્યું છે. આ બાબત હર્ષ જણાવ્યો.

(૨) પૂનામાં ખેતીવાડીની કૉલેજ મ્હોટા પાયા ઉપર સ્થાપવાની સૂચના કરી. તથા

(૩) પ્રતિવર્ષ સરકાર તરફથી ખેતીવાડીનાં પ્રદર્શનો જુદા જુદા પ્રાન્તોમાં ભરવાની ભલામણ કરી.

મિ. વિઠ્ઠલદાસની આ સૂચના અમને ઘણી અગત્યની લાગે છે. આપણા દેશના મુખ્ય ધન્ધો હાલ ખેતીવાડીનો હોવાથી એમાં સુધારો કરવા માટેના જેટલા યત્નો થાય અને સાધનો યોજાય તેટલાં થોડાં છે. પણ તે સાથે એટલું ખાસ જરૂરનું છે કે આ સુધારાનું સર્વ ફળ ખેડુતને જ મળવું જોઇએ, અને એ મળવાનું છે એમ એને પોતાને ખાતરી થવી જોઇએ—વખતો વખત સર્વે થઇ વીઘોટીનો દર વધવાનો જ્યાં સુધી ભય છે ત્યાં સુધી એને સુધારો કરવાનો ઉત્સાહ આવે એ અસ્વાભાવિક છે. ચાર દિવસ મામલતદારના યશ ખાતર આવાં પ્રદર્શનો ભરવામાં એ ભાગ લેશે, પણ ઘેર ગયા પછી આવા નકામા તમાશાથી તે કંટાળશે અને એની નિરર્થકતા બાબત પાછળ ટીકા કરશે. આ કારણથી 'રાજકાજ મૂકોની પડતાં' એ ઉપદેશ સ્વીકારવાને બદલે મિ. દત્ત વગેરેની રાજકીય હિલચાલ હિન્દની માટે જરૂરની છે એમ કહ્યા વિના ચાલતું નથી.

(૪) વેપારને લગતું શિક્ષણ દાખલ કરવાની માગણી કરી અને તે માટે પૈસાની છૂટ થયે એક ખાસ કૉલેજ સ્થાપવાની તથા નીચલી અંગ્રેજી નિશાળોમાં એ શિક્ષણ દાખલ કરવાની તથા એ વિષયની ખાનગી શાળાઓને મદદ આપવાની ભલામણ કરી.

**મિ. ચિમનલાલ સેતલવાડ—**

(૧) જણાવ્યું કે નવા યુનિવર્સિટિના કાયદાને પરિણામે, સેનેટમાં ૫૩ સરકારી નોકરો દાખલ થયા છે. અને સિન્ડિકેટમાં પહેલાં ૬ સરકારી અને ૯ સ્વતન્ત્ર મેમ્બરો હતા તેને બદલે હવે નવી સિન્ડિકેટમાં વાઇસ ચૅન્સલર બાદ કરતાં ૧૧ મેમ્બરો તેમાંના ૭ સરકારી અને ૪ સ્વતન્ત્ર છે. અને આ રીતે સરકારે યુનિવર્સિટિ પોતાના હાથમાં લઇ લીધી છે એમ ફરિયાદ કરી. તથા એલ્ફિન્સ્ટન કૉલેજ જેવી કૉલેજમાં એક પણ કેમિસ્ટ્રિ (રસાયનશાસ્ત્ર) નો પ્રોફેસર નથી એ બાબત અસન્તોષ બતાવ્યો.

(૨) ગ્રાંટ મેડિકલ કૉલેજ (મુંબાઇની દાક્તરીશાળા) માં વિદ્યાર્થીઓને રહેવા માટે ગોઠવણ નથી તે માગી; તથા ત્યાંના પ્રોફેસરો ખાનગી ધન્ધામાં ગુંથાઈ જાય છે તે અટકાવી માત્ર એમને સલાહ માટે જવા દેવાની સૂચના કરી.

(૪) ઇન્સૉલ્વન્સિ કોર્ટ (મુંબાઈમાં દેવાળીઆઓ માટે લેવાની કોર્ટ છે તે)ના કલાર્કને તથા ઍડમિનિસ્ટ્રેટર જનરલને અથાગ ફી મળે છે તેને બદલે એમનો મુકરર પગાર ઠરાવવો જોઇએ એ બાબત પોતે ઘણા વર્ષથી ઉપાડી હતી તેનું કેટલે બધે વર્ષે નિરાકરણ થયું એમ સરકારની સુધારા કરવાની બાબતમાં મન્દતા જાહેર કરી.

[વસન્ત-ઑફિસ.]

# પશ્ચિમના સુધારાનો દાવો.

( અનુસન્ધાન ગત અંકથી. )

ઉપર જે ગૃહધર્મો બતાવ્યા તેમાં યજ્ઞનો અર્થ જુવો. યજ્ઞ એટલે (૧) ધણા દ્રવ્યનો જૂદીજૂદી કોમોમાં સંવિભાગ અને ( ૨ ) ધર્મબુદ્ધિથી સંવિભાગ. દ્રવ્યસંવિભાગ એ નિઃસંદેહ સામાજિક તત્ત્વ છે; ધૈર્ય, ત્યાગ, તપ, ભક્તિ, વિગેરેની યજમાન યાજકોમાં કેળવણી ખીલવણી એ એનો આત્મિક અંશ છે. યજ્ઞને જેઓ બ્રાહ્મણોએ સ્વાર્થ માટે-દક્ષિણા માટે—ઉત્પન્ન કરેલી ક્રિયા રૂપે માને છે, તેઓ મંડપાદિકની રચનામાં, હુતદ્રવ્યાદિકની જરૂરીયતમાં, અને તેના અંગની બીજી અનેક પરચુરણ ક્રિયાઓમાં બ્રાહ્મણ સિવાયની બીજી કોમોમાં દ્રવ્યનો કેટલો સંવિભાગ થાય છે તે ભૂલી જાય છે. તેમજ બ્રાહ્મણોના સંબંધમાં પણ જરાક અનુવૃત્તિ (sympathy) થી જોવાય તો તેમાં પણ માલુમ પડે કે સામાજિક જીવનમાં અગત્યનું સ્થાન ભોગવનારા એ વર્ગ તરફ ધનવાનોની ફરજ અદા કરવાનો એ કેવો ઉત્તમ માર્ગ છે. કૉમ્ત જેનું શુભ સ્મરણ આપણે આ વિષયના આરંભમાં કર્યું છે તે ધનવાનોને માથે આવા પ્રકારની ફરજ આગ્રહથી નાંખે છે. છાન્દોગ્ય-શ્રુતિ ગૃહસ્થાશ્રમના ધર્મનું બીજું અંગ **અધ્યયન** બતાવે છે. બ્રાહ્મણ ક્ષત્રિય વૈસ્ય ત્રણે ઉપર અધ્યયનની ફરજ હતી. અને અભ્યાસાશ્રમ ઉપરાંત પણ ગૃહસ્થાશ્રમમાં એ ફરજ કાયમ રાખવામાં આવી હતી. આપણા યુનિવર્સિટિમાંથી તરી આવેલા જુવાનોને ચેન્સેલરો અને બીજા ઉપદેશકો તરફથી આખી જીંદગી સુધી અભ્યાસી રહેવાના વખતો વખત ઉપદેશો થાય છે. શૂદ્રને આમાંથી બાતલ કર્યાનો ગંભીર આરોપ મૂકવામાં આવે છે. પણ એનો જવાબ એ છે કે જેને સેવા જ કરવાની છે તેવા વર્ગને સાંગ વેદના અધ્યયનની કડાકૂટમાંથી—એની મગજમારીમાંથી—આપણે મુક્ત રાખ્યા છે. અને લેખનકલાના અપ્રચારના દિવસોમાં જ્યાં અસાધારણ ધૈર્ય, ઉંચી સ્મરણશક્તિ, તથા અસ્ખલિત વાચાશુદ્ધિ, તે અભ્યાસને માટે જરૂરનાં હતાં, અને ઉચ્ચારમાત્રથી વેદવિદ્યાના અમુલ્ય ખજાનાને સાચવી રાખવાનો હતો, ત્યાં તે વિદ્યાના અધિકારમાં તારતમ્ય રાખવું પણ આવશ્યક હતું–એ જ શ્રુતિમાં ગૃહસ્થધર્મનું ત્રીજું અંગ **દાન** ઉપદેસ્યું છે. આ પત્રના વાચક મંડળ આગળ આના ઉપર વિશેષ ભાર મૂકવાની જરૂર નથી. કેટલાક અર્ધવ્યુત્પન્ન વર્ગને બ્રાહ્મણોને ગાળો દેવાની એવી તો લાલચ થઈ આવે છે કે તેઓ દાન જેવા ઉત્તમ ઉપદેશને પણ બ્રાહ્મણોના સ્વાર્થ માટે યોજાયલો કહેવામાં આંચકો ખાતા નથી. આવા વિચારવાળાઓને દાનની પાત્રાપાત્રતાના નિયમો ઉપર પોતાની વૃત્તિ ક્ષણભર સ્થિર કરવાની હું વિનંતિ કરું છું.

**न विद्यया केवलया तपसा वापि पात्रता; यत्र वृत्तमिमे चोभे तद्धि पात्रं प्रकीर्तितम्** । યાજ્ઞવલ્કય સ્મૃતિ । ૧ । ૯ । ૨૦૦

કેવળ વિદ્યાથી કે તપથી પાત્રતા (દાન લેવાની યોગ્યતા ) આવતી નથીઃ જ્યાં વૃત્ત (શીલ) અને આ બંને—વિદ્યા અને તપ—હોય એને પાત્ર સમજવું.

**गोभूतलहिरण्यादि पात्रे दातव्यमर्चितम् । नापात्रे विदुषा किंचिदात्मनः श्रेयमिच्छता ।** યાજ્ઞવલ્ક્ય । ૧ । ૯ । ૨૦૧

ગાય ભૂમિ સુવર્ણાદિ પૂજન કરીને પાત્રને આપવું. સમજુ માણસે, જો તે આત્માનું કલ્યાણ ઇચ્છતો હોય તો, અપાત્રે કાંઇ જ દાન ન કરવું.

**विद्यातपोभ्यां हीनेन न तु ग्राह्यः प्रतिग्रहः । गृह्णन्प्रदातारमधो नयत्यात्मानमेव च ।** યાજ્ઞવલ્ક્ય । ૧ । ૯ । ૨૦૨ । **यथाशक्ति प्राणिनामन्नोदकादि दानेनार्तिपरिहारो दानम् ।**—મિતાક્ષરા.

વિદ્યા અને તપથી રહિત હોય તેણે દાન ન લેવું. જો લે તે પોતાને અને આપનારને નરકમાં નાંખે છે........યથાશક્તિ પ્રાણીઓનું અન્ન જળ વગેરે આપીને દુઃખ ટાળવું એનું નામ દાન.

**ये केचास्मच्छ्रेयांसो ब्राह्मणाः । तेषां त्वयाऽऽसनेन प्रश्वसितव्यम् । श्रद्धया देयम् । अश्रद्धयाऽदेयम् । श्रिया देयम् । ह्रिया देयम् । भिया देयम् । संविदा देयम् ।—तैत्तिरीय** ઉપનિષદ્

જેઓ આપણાથી ચઢીયાતા હોય તે બ્રાહ્મણોને આસન આપી થાક ખવડાવવો. શ્રદ્ધાથી દાન કરવું. અશ્રદ્ધાથી ન કરવું. ખુબ શોભે એમ આપવું. કાર્યાકાર્યસંબન્ધી લજ્જાથી આપવું, અધર્મથી બ્હીને આપવું—ભાવથી આપવું.

હું કબુલ કરૂં છું કે એ પાત્રાપાત્રતા બ્રાહ્મણોને માટેજ નિયત કરવામાં આવી છે. પણ એ જોયાથીજ એની નીચે રહેલો મુદ્દો સહેજ સમજાશે. પાત્રને આપવું અપાત્રને ન આપવું, તે લે તો લેનાર અને આપનાર બેનો અધઃપાત થાય છે—એ વાક્યો એવાં તો સુવ્યવસ્થિત છે કે તેમાં દોષબુદ્ધિને બહુજ થોડો અવકાશ રહેશે. જેઓ એમ કહે છે કે દાન બ્રાહ્મણોનેજ આપવામાં આવે છે અને બીજાઓને કંગાલોને તમે ભૂલી જાઓ છો તેમને ઉપર મિતાક્ષરામાંથી ટાંકેલું દાનનું લક્ષણ જોવાની મારી વિનંતિ છે. યજ્ઞ અને દાનનો સંવિભાગ એ એક અગત્યનો હેતુ હતો એ ઉપરનાં વાક્યો અને એમનો મુદ્દો જોતાં આપણને જરાપણ સંદિગ્ધ રહેતું નથી.

બ્રહ્મચર્યમાં યોગ્ય નિયંત્રણામાં રહી ગૃહસ્થાશ્રમ સફળ કરવા સારૂ વિદ્યાભ્યાસ કરવો અને ધર્મો જાણી લેવા, ગૃહસ્થાશ્રમમાં ઋષિ, દેવ, અને પિતૃનાં અભ્યાસ યજ્ઞ અને સંતાનોત્પત્તિ રૂપી ઋણથી મુક્ત થવા રૂપ ધર્મ આચરીને પછી વનમાં આત્મકલ્યાણ સારૂ વિશેષ તપ અને પરમાર્થ સાધન કરવાં, અને છેવટે પરમાત્મતત્ત્વની સાથે અનુસન્ધાન કરવાનો અને જગતના કલેશથી મુક્ત થવાનો યત્ન કરવો એ આપણી આશ્રમવ્યવસ્થાનો

મુદ્દો સમાજ તેમજ વ્યક્તિ બન્નેનાં સ્વાર્થોનું મનોરમ એકીકરણ કરે છે. વર્ણવ્યવસ્થા અને આ કામમાં જ્ઞાતિસંસ્થા જેમ પારંપર્યના નિયમે સંપાદન કરેલી યોગ્યતા અને સામાજિક જરૂરીયતોને ધ્યાનમાં રાખી મુખ્યત્વે કરીને અર્થશાસ્ત્રના કર્મવિવેક અને ધનસંવિભાગના પ્રશ્નોનાં સમાધાન કરે છે અને તે દ્વારા મનુષ્યઆત્માના આંતર ધર્મોને કેળવે છે અને ખીલવે છે, તે પ્રમાણે આશ્રમવ્યવસ્થા તે મનુષ્યશરીરની અને આત્માની જરૂરીયતો ધ્યાનમાં લઈ ધર્મઉપદેશદ્વારા મનુષ્યઆત્માના આંતર ધર્મોને મુખ્યત્વે કરીને કેળવે છે. અને ધનસંવિભાગ અને કર્મવિવેકથી પ્રાપ્ત થતાં કર્તવ્યોને એક તરફથી દૃઢ કરે છે, અને બીજી તરફથી મનુષ્યશરીરના અવધિઓ (limitations) ધ્યાનમાં રાખી મર્યાદિત કરે છે. અને આમ વર્ણાશ્રમવ્યવસ્થા બન્ને એક થઇને સમાજ અને વ્યક્તિના સ્વાર્થના વિરોધો શમાવી જગતના ઉત્કર્ષનો રથ આગળ વધારવામાં દરેક સગવડ કરી આપે છે.

કહેવાની જરૂર નથી કે આ ધોરણો અને મુદ્દાઓ ઉપર ઘડાયલી આપણી નાની મોટી સંસ્થાઓને પ્રતાપે અનેક અને અનેક તરેહના આક્ષેપો અને અભિયોગોને તરીને આપણે હજી સુધી ટકી રહ્યા છીએ. ધર્મવિદ્યાના પાશ્ચાત્ય વિદ્યાર્થીઓ શબ્દશાસ્ત્રના આધાર ઉપરથી એવું મત બાંધે છે કે પ્રાચીન આર્ય ધર્મમાંથી પાંચ મુખ્ય ધર્મો ઉત્પન્ન થયા. જેમાંના ચાર જુનો વિન્ડિક, જુનો જર્મનિક, જૂનો કેલ્ટિક અને જૂનો પેલેસ્ગિક યુરોપમાં, અને જૂનો આર્યન ધર્મ-એશિયામાં રહ્યા. યુરોપના ચાર ધર્મની નવ શાખાઓ જેના પ્રતાપ નીચે ક્રિશ્ચન ધર્મ પહેલાં યુરોપની બધી પ્રજાઓ હતી તે ક્રિશ્ચાનિટિમાં ડુબી ગઈ. જૂના આર્ય ધર્મની શાખાઓમાં ઇરાની અને જૂનો હિંદના ધર્મો પૈકી ઇરાની ધર્મ કંઇક મિશ્ર સ્વરૂપમાં થોડો થોડો દેખાય છે. અને છેક વેદના ખડક ઉપર બંધાયલો જૂનો હીંદી ધર્મ-અથવા હીંદુ ધર્મ હજીસુધી વિદ્યમાન છે. આ વાત જેમ વિસ્મય પમાડનારી છે તેમ તેનો સાક્ષાત્કાર બુદ્ધિમાં આરૂઢ કરવાની પણ તેટલીજ જરૂર છે. એમાં એવું શું હતું કે જેથી આટલા વિગ્રહો વચ્ચે એ આત્મપ્રતિષ્ઠાપન સિદ્ધ કરી શક્યો? સામાજિક સત્સંબાન એટલે મનુષ્યજાતિનું ઐકત્વ, વિકાસને માટે ધર્મની આવશ્યકતા અને કર્મવિવેક અને ધનસંવિભાગની ધર્મદ્વારા થયેલી યોજનાઓ, અને આત્મવિકાસ અને આત્મિક અભિવૃદ્ધિને માટે એ ધર્મદ્વારા પુરતો અવકાશ-અને તે મુદ્દાને અનુસરીને બંધાયલી નાનાવિધ સંસ્થાઓ-એજ આપણા ધર્મનું પ્રતિષ્ઠાપનતત્ત્વ હતું અને છે. આપણા દેશમાં ઉત્પન્ન થયેલા બુદ્ધધર્મનો ઇતિહાસ પણ આ જ સત્ય વ્યતિરેકથી સિદ્ધ કરે છે. પ્રત્યેક ધર્મયંત્રમાં આંતર અને બાહ્ય સ્વરૂપો વચ્ચેના સમતોલનો જ્યારે નાશ થાય છે, અને એક અથવા બીજી તરફ જ્યારે અતિચાર થવાથી જગત સ્થિતિભ્રષ્ટ થાય છે ત્યારે એ સમતોલનો નાશ પ્રત્યક્ષ થાય છે. તે સ્થિતિમાં તે સમતોલ પુનઃ સિદ્ધ કરવા કોઈ નવો માર્ગ નીકળે છે. તે નવો માર્ગ જો ઉચ્છેદક હોય તો સમાજમાં મોટો ખળભળાટ ઉત્પન્ન કરે છે અને થોડીવાર તો અલ્પાભાસે સ્વીકારાય છે. પણ જ્યારે જનમંડળને સમજાય છે કે ધર્મનાં આંતર અને બાહ્ય સ્વરૂપોનું એકીકરણ કરવાને બદલે તે બીજા પ્રકારની સ્થિતિભ્રષ્ટતા કરે છે ત્યારે તે નવો માર્ગ સ્વાભાવિક રીતે ઘસાઇને અદૃશ્ય થાય છે. શરૂઆતમાં બુદ્ધધર્મ બ્રાહ્મણ ધર્મના આંતરતત્ત્વનું સવિશેષ સંસ્થાપન કરવા

પુરતો પ્રયત્ન હતો. પણ પાછળથી એ એક વિરોધી ધર્મ થઈ પડયો અને ઘણે અંશે ચાલતી સંસ્થાઓનો ઉચ્છેદક થયો. આમ છતાં રાજ્યબળને લીધે તે કેટલાક સૈકા સુધી નભી રહ્યો. પણ પોતાનામાંજ પુરતાં સ્થાપક તત્ત્વો નહિ હોવાથી હિંદમાંથી તે નષ્ટ થયો. બીજા દેશોમાં તે દેશના વિદ્યમાન ધર્મોના પ્રમાણમાં વધારે સ્થિતિકુશળ હોવાથી અને તે ધર્મોમાં ખુટતાં અમુક તત્ત્વો પુરાં પાડનારો હોવાથી ત્યાં તે ટકયો અને ફેલાયો. બુદ્ધધર્મના ચિત્ર વિચિત્ર ઇતિહાસનો આ ખુલાસો પણ ધર્મમાં ઉભય અંગની આવશ્યકતાનો પુરતો પુરાવો આપે છે.

બુદ્ધધર્મનો વિશેષ આક્ષેપ આપણી વર્ણાશ્રમવ્યવસ્થા ઉપર હતો. તે આક્ષેપથી આપણા ધર્મના કર્મવિવેક અને ધનસંવિભાગના મુદ્દાઓ ઉપર સખ્ત ઘા પડયો. અને બુદ્ધ મહાત્માની કંઈ પણ અવગણના કર્યા વિના મારે કહેવું પડે છે કે તેમના ધર્મનું આ પરિણામ આપણા દેશને અત્યંત હાનિકારક નીવડયું. ક્ષત્રિયોએ મુદ્રાદિકનો સ્વાર્પણપ્રધાન ધર્મ છોડી દીધો, તેજસ્વી ગૃહસ્થાશ્રમીઓનાં રસસામગ્રીથી ઉભરાતાં ભવનોને બદલે ભિક્ષુઓના ખંડેરોથી ભૂમિ છવાઈ ગઈ, અને "ધન ધાન્ય પશુ પુત્ર લાભ સંવત્સરં દીર્ઘમાયુઃ" ના ઓજસ્વી ધર્મને બદલે શોકાવિષ્ટ વૈરાગ્યનો સાર્વત્રિક પ્રચાર થયો. આ સ્થિતિ હમેશને માટે આપણા દેશમાં કાયમ રહેવા જેવી પાકી ન થઈ તેટલામાં તે પહેલાં શ્રીમચ્છંકરાચાર્યે વર્ણાશ્રમ ધર્મની વ્યવસ્થા પુનઃ સ્થાપન કરી, બૌદ્ધ ધર્મને હિંદમાંથી ભગાડયો, અને બ્રાહ્મણ-વૈદિક ધર્મના આંતર અને બાહ્ય સ્વરૂપનો સમતોલ થવાનો વિજયી યત્ન થયો.

એ વર્ણાશ્રમ ધર્મ હજી સુધી થોડા ઘણાં તેજમાં અત્યારે પણ વિદ્યમાન છે. તેના તેજે ( influence ) અનેક પ્રકારના ધક્કાઓ સામે આપણને ટકાવી રાખ્યા છે. મનુસ્મૃતિ ખઈ કહે છે કે—

> उत्पद्यन्ते च्यवन्ते च यान्यतोन्यानि कानिचित् ।
> तान्यर्वाक्कालिकतया निष्फलान्यनृतानि च । मनु. १२ । ९६

( જે જે ધર્મશાસ્ત્રને વેદનો આધાર નથી તે તે સર્વ મનુષ્યનાં બનાવેલાં હશે. તેથી તે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, અને તે અર્વાચીન કાલમાં રચેલાં છે તેથી તે નિષ્ફળ અને જૂઠાં છે. )

મારે ફિકૂનો સિદ્ધાન્ત ખરો હોય—અને આપણી સમજણ પ્રમાણે ચાલતા વિષય પુરતો એ ખરો છે—તો ધર્મના સામાજિક અંગના સંબંધમાં આપણે નિશ્ચિન્ત રહેવા જેવું છે. જ્ઞાતિબંધન વિગેરે કેટલાક આધુનિક પ્રસંગો ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં આપણને સકારણ અને પોતપોતાના કાળમાં શુભકર જ જણાય છે.

છતાં આપણે પ્રત્યક્ષ કરીએ છીએ કે આપણા સમાજનાં કેટલાંક ચક્રો શિથિલ પડયાં છે, આપણા ઉત્કર્ષનું ગાડું અટકી પડવા જેવું જ છે એટલું જ નહિ પણ અત્યાર સુધી નહિ અનુભવેલો એવો એક બલિષ્ઠ ઔદ્યોગિક ભય ટમટમી રહેલો છે. એ ભયનો સાક્ષાત્કાર કરાવવાનો અને તેની ટક્કર ઝીલવા સારૂ સજ્જ થવાની વિનંતિ કરવાનો મારો ઉદ્દેશ છે. નવા ભય સામે આપણને ટકાવી રાખવા આપણી સંસ્થાઓ કેટલે સુધી શક્તિ-

માન્ છે તે વિચાર અત્યારે બહુ જ અગત્યનો છે. પણ તેના કરતાં પણ વધારે અગત્યનો સવાલ આપણા આંતર ધર્મોનો છે. અંતઃકરણ અને સંસ્થાઓ એક બીજાને મદદ કરે છે, અને અંદરથી નવા ભયને તરી શકવાની શક્તિ આપણે સંપાદન કરીએ તો સંસ્થાઓ પોતપોતાની સંભાળ લઈ શકશે. ઐતિહાસિક કસોટીએ સફળ નીવડેલી સંસ્થાઓને સુધારવાના સ્વપ્નમનોરથ કરતાં આપણાં પોતાનાં મનને અને હૃદયને નવા ભય સારૂ કુશલ બનાવવું એ મને વધારે યોગ્ય લાગે છે.

અને એ તરફ નજર કરીએ તો આપણને સમજાશે કે નવા સમાજભયની સ્હામે ટકી શકવા પુરતું બળ આપણામાં—આપણી મનોવૃત્તિઓમાં આપણાં હૃદયમાં નથી. કિડ્ કહે છે કે પશ્ચિમના સુધારાના તેજની નીચેની પ્રજાઓનાં આંતર લક્ષણો તેમને ભવિષ્યમાં આખા જગતના નિયંતા બનાવશે. તે આંતર ધર્મો—**સંપ, સત્ય, પ્રમાણિકતા, પરોપકારવૃત્તિ, કાર્યભાન, ક્રિયાશક્તિ, અને કર્તવ્યનિષ્ઠા.** આપણે દરેકે વિચાર કરવો જોઇએ કે આપણા ગુણોમાં આમાંના શેની શેની ન્યૂનતા છે? અને ન્યૂનતા પુરી પાડવા શું કરવું જોઇએ? નાત જાત વિગેરે આપણા ઉત્કર્ષમાં વિઘ્નકર્તા છે એમ જેઓ માને છે તેને માટે એટલું જ કહેવાનું છે કે કર્યાદનું દૃષ્ટિબિન્દુ જરાક ફેરવી જુઓ. અને એમાં 'નાત' નો દોષ છે કે આપણા પોતાના સ્વભાવનો દોષ છે તે તપાસો. નાત જાત એ બધું કર્મવિવેક કાર્યવિવેક અને આચાર વિચાર વિગેરેથી પડેલી જુદી જુદી સમાજો છે, પરંતુ તે જૂદી જૂદી હોવાથી આપણું અનુસ્યૂત ઐક્ય જરા પણ શિથિલ થતું નથી. ઇતિહાસથી, દેશથી, રાજ્યથી, સ્વાર્થથી અને ભવિષ્યના અભિલાષોથી ટુંકામાં જેટલાં તત્ત્વો આપણા જેવા મોટા દેશને એક કરવાનાં સાધનભૂત હોય તેમાંના ઘણાં ખરાંથી આપણી પ્રજા એકમેક સાથે ગુંથાયલી છે. અને એકતાના સંપૂર્ણ ભાન સારૂ ભેદના વિચારને ગૌણ કરી 'અભેદ'ની બાજુ ઉપર ભાર મૂકવાની જ જરૂર છે. જ્યાં ભેદ ત્યાં ભેદ પણ તે સારૂ જ્યાં અભેદ છે ત્યાં પણ ભેદ શા માટે રાખવો જોઇએ તે સમજાતું નથી. વ્યવહારમાં નાના પ્રકારના ભેદો ઉપલબ્ધ છે છતાં મનુષ્ય જાતિની એકતા જોનારને બધા ભેદો ઉપાધિકૃત જ લાગે છે. પરમાર્થમાં ભેદ નથી જ. આમ વિચારથી અને વિવેકથી એકતાનું ભાન કરીએ તો જે 'સંપ' આ યુગમાં આવશ્યક છે તે સંપાદન કરવામાં વિલંબ નહિ લાગે. નાતિ જાતિના ભેદ એ ઉત્કર્ષમાં વિઘ્નકર્તા છે એમ નથી પણ એની અંદર સૂત્ર જેવી રહેલી એકતાનું અપૂર્ણ ભાન એ વિઘ્નકર્તા છે એમ સાક્ષાત્કાર કરવો જોઇએ. આ નવા દેખાતા ભયમાં આ ભાન એક અત્યંત અગત્યનું પગલું છે. કાર્યભાન અને ક્રિયાશક્તિ એ બે બીજા ગુણો પણ ઘણે દરજ્જે કેળવવાની આવશ્યકતા છે. અને આ યુગમાં આપણું શું કાર્ય છે તે પહેલું સમજવું જોઇએ અને પછી ઉત્સાહથી તે કાર્ય તરફ વધવું જોઇએ. આપણા સ્વભાવમાં આંતર ધર્મમાં આટલો ફેરફાર થાય તો પછી આપણી સંસ્થાઓ એની મેળે જ તેને અનુસરીને ઘડાઇ જશે. હું માનું છું કે આપણો પ્રશ્ન પ્રથમ દૃષ્ટિએ સંસ્થા સંબન્ધી છે છતાં પણ તે છેવટે આપણા આંતરધર્મોની વિશુદ્ધિનો જ છે.

( અપૂર્ણ )

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

# હુન્નર કળાનાં પ્રદર્શનો.

## ૨.

## દેશી માલ વાપરો.

(અનુસંધાન પૃષ્ઠ ૧૨૦ થી)

જ્યારે સ્વદેશી માલ વાપરવા સંબંધે આગ્રહથી કહેવામાં આવે છે ત્યારે ઘણા લોકો પોતા ઉપરની જવાબદારી ઉડાવવા ખાતર અગર વિઘ્નસંતોષી પ્રકૃતિ પડી જવાના કે એવાં કારણસર અને કેટલાક કેસોમાં તો તે કારણો ખરા દીલથી માનવામાં આવતાં હોવાના કારણસર નીચેના મુદ્દાઓ ઉપર ભાર મેલાય છે.

(૧) કદાપિ દેશી માલ જ લઈએ તો પણ તેનો નફો તો પરદેશીઓ જ લઈ જાય છે કારણ મ્હોટી મ્હોટી મીલો તથા કારખાનાઓ બહારની મુડીથી જ તથા બહારના લોકોના "મેનેજમેન્ટ" નીચે જ ચલાવવામા આવે છે. અને એ ધોરણે જોતાં જે જે દેશી માલ તરીકે ઓળખાવવામાં આવે છે તેને દેશી માલ જ કહેવો જોઇએ નહિ.

આ સંબંધમાં પ્રથમ એટલું તો કબુલ કરવું જોઇએ કે તે તકરાર અમુક અંશે ખરી છે, પરતુ જે એટલી બધી સબળ નથી કે તેથી તે તકરાર લાવનારા દેશી માલ ન લેવાના આગ્રહ સામેના તેઓના વાંધા વાજબી છે એમ કહી શકાય. પ્રથમ તો તમામ મીલો પરદેશી મુડીથી કે માણસોથી ચલાવવામાં આવતી નથી. ઘણી ખરી ન્હાની અને થોડી એક મ્હોટી મીલો હિન્દુસ્તાનની મુડીથી કામ કરે છે. જે મીલો બહારની મુડીથી ચલાવવામાં આવે છે તેનો નફો બહાર તણાઇ જાય છે, અને નફો એ મ્હોટી વાત છે. આ વાત ખરી છે છતાં તે સંબંધેની મજુરી તો અહીં રહે છે; તેટલો ફાયદો છે. વળી જેમાં કામ કરનારા મજુરો તથા ઉંચા વર્ગના નોકરો, એજન્ટો, ઇન્સ્પેકટરો, એન્જીનીયરો વિગેરે ઘણા ખરા દેશીજ હોય છે તેથી તેમને રોજી મળવા ઉપરાંત તે તે કામ કરવાનો કરવાનો અનુભવ પણ મળે છે અને તેથી તેટલે દરજ્જે સ્વતંત્ર કામ કરવાની લાયકાતમાં ધીમે ધીમે ઉમેરો થતો જાય છે. બહારની મુડી વાળા લોકોમાંથી કેટલાએકને અહીં આવી રહેવું પડે છે તે લોકોને કંઈ ચીજો પણ અહીંની લેવી પડે છે અને અહીંનાં માણસોનો પણ મીલનાં કામ સિવાયનાં કામમાં પણ ઉપયોગ લેવો પડે છે, અને તેમની તેટલે દરજ્જે રોજી જાગે છે. અહીં તે લોકોને "ઇન્કમટેક્સ" પણ દેવો પડે છે અને તેથી તેટલે દરજ્જે અહીંના કરભરનારાઓને તે પણ મદદ મળે છે. ઉપજ ઓછી થશે તો સરકાર એની મેળે ખર્ચ ઘટાડશે એ વાત ઉપર બહુ ભરોસો રાખવા જેવું નથી કારણ હિન્દુસ્તાન ગમે તેવો ગરીબ થશે તો પણ તે એવડો અને એવો દેશ છે કે સરકારનાં ખરચ જોગું તો હમેશ તેમને મળ્યાં જ કરશે. વળી હાલની સ્થિતિમાં કરોડો રૂપીયાનો કાચો માલ અહીંથી બહાર ગામ ચડે છે, તે માલ ચડવાનું અને તે તૈયાર થઇ આવે ત્યારે અહીં પહોંચવાનું ભાડાં

નુર વિગેરેનું જે ખર્ચ થાય છે તેટલું તો ઓછું લાગે, એટલે તે પૈસા જે ઘણું ખરૂં પરદેશી કમ્પનીઓ જ લઈ જાય છે તેટલા જ જતાં અટકે તો તે પણ ફાયદાની વાત છે.

ઉપરાંત જે પરદેશી ચીજોને બદલે અહીંની ચીજો લેવાનું વિનવવામાં આવે છે તે તમામ મીલોમાં જ બનાવવામાં આવે છે એમ નથી. કેટલીએક હાથની જ કારીગિરીની હોય છે અને કેટલીએકમાં સાંચાકામનો બહુ જ જુજ ઉપયોગ કરવામાં આવે છે, તેવી ચીજો સંબંધે ઉપરની તકરાર તદન નકામી જ ગણાશે.

કદાપિ હાલ પરદેશીઓ જ નફો લઈ જાય છે તે કારણે દેશી માલ સંબંધેની હીલચાલ બહુ ઉપયોગી નહિ થાય એમ ગણીયે તો પણ તેથી એક જુદાં જ કારણસર ફાયદો છે અને તે એ કે પરદેશી મુડીથી ચાલતાં કામમાં નફો રહેતો જ્યારે જોવામાં આવશે ત્યારે અહીંના મુડીવાળાઓને પણ તેમ કરવાનું મન થશે. અહીં મુદ્દલ મુડી નથી એમ નથી પરંતુ *તેને આવાં કામોમાં રોકતાં લોકો મુંઝાય છે. સેવિંગ બેંકો તથા સરકારી લોનો*માં જે લાખો રૂપીયા રોકાઈ રહ્યા છે તે જો આવા કામમાં લાવી શકાય તો અલબત્ત ઘણી મદદ થાય; મીલોમાં થતો માલ ખપવા માંડે અને તેથી ફાયદો થશે એમ ખાત્રી થાય તો સાડાત્રણ ટકામાં પૈસા નહિ રોકતાં મીલો વિગેરેમાં પૈસા રોકાવા શરૂ થશે. સેવિંગ બેંકોમાં પૈસા ગરીબ લોકોના જ હોય છે તે વાત ખોટી છે. ગરીબ લોકોના પૈસાનો વશટ કાઢવામાં આવશે તો પ્રમાણ બહુ જ ઓછું આવશે. એટલે અહીંની મીલોમાં થતો માલ હાલ દેશી માલ ન કહેવાય તો પણ જો તેને જ ઉત્તેજન મળશે તો ઉપર પ્રમાણે કેટલાએક બીજા લાભોની સાથે આપણા મુડીવાળા લોકોને પોતાની મુડી મીલો વિગેરેમાં રોકવાને ઉત્તેજન મળશે એ પણ એક મ્હોટો લાભ ગણાવો જોઇએ.

(૨) કેટલાએકો તરફથી એમ કહેવામાં આવે છે કે જ્યાંસુધી તમામ અગર લગભગ તમામ લોકો સ્વદેશી ચીજ જ વાપરવાનો આગ્રહ રાખે નહિ (અને હિન્દુસ્તાન એ જાપાન નથી તેમ તેની તમામ વસ્તી પુના સતારાનાં બ્રાહ્મણોની બનેલી નથી) ત્યાં સુધી બહુ જ જૂજ પ્રમાણની સંખ્યાનાં માણસોના આવા નિશ્ચયથી કંઇ લાભ થશે નહિ.

આ સંબંધમાં પ્રથમ તો "લાખની પાણુ" એ હિસાબ ભૂલવો જોઇએ નહિ; વળી શરૂઆતમાં તો એમ જ હોય, અને જેટલે દરજ્જે મદદ થશે તેટલે દરજ્જે આગળ ચાલ્યા એ દેખીતું જ છે. "ચાર ચાર ગાઉ ચાલતાં લાંબો પંથ કપાય." પણ દરમીયાન જ આયુષ્ય પૂરૂં થઈ જાય તો? તો એટલું જ કે આ કોઈ વ્યક્તિની વાત નથી, અને પ્રજાઓના પ્રયાસોને આ દૂષણ લાગુ પડે નહિ. અલબત્ત તે ભરોસે બેસી રહેવાનું નથી, પરદેશી માલ જેવો જ માલ, તે જ કીંમતનો અગર તેથી પણ સસ્તે ભાવે પરવડે તેવો અને જોઇએ તેટલો જથ્થાબંધ અને તે પણ દેશની મુડીથી જ તથા દેશીઓની વ્યવસ્થા નીચે જ બનાવવાના તમામ રસ્તાઓ લેવાવા જોઇએ અને સ્વદેશી માલ સ્વદેશી હોવાના

જ કારણસર ખપશે એ બનવા જોગ નથી એમ માની એ પ્રયાસો તો સતત જારી રાખવા જ જોઇએ. પરંતુ જ્યાં સુધી તેવા પ્રયાસો જોઇએ તેટલે દરજ્જે સફળ થાય નહિ ત્યાં સુધી તો આ સ્વદેશી હીલચાલને સહુ કોઇયે પોતાથી બનતું કરી મદદ કરવી જોઇએ એ દેખીતું છે. તેથી થોડો ખોત પણ લાભ છે, નુકસાન તો નથી જ, અને પૈસા સંબંધેનો લાભ બહુ નજીવો થશે એમ માનીયે તો પણ પોતાના દેશની ઉન્નતિ ખાતર એટલું સ્વાત્માર્પણ કરતાં શીખાશે તો એ એક આપોઆપ જ મ્હોટો લાભ છે.

(૩) આપણે જોઇતી તમામ ચીજો અહીંની બનાવટની ક્યાં મળી શકે છે જે? કેટલાએક આ કારણ આગળ ધરે છે.

હાલના જમાનામાં જે હાજતો ખરાં અગર ખોટાં કારણસર વધી પડી છે તે તમામને સર્વાંશે પૂરી પડાય તેટલે દરજ્જે તમામ ચીજો અહીં હજુ બની નથી એ વાત ખરી છે. પરંતુ જો ફક્ત થોડો જ નિશ્ચય અને ખોટી હાંસી માટે સ્હેજ જ બેપરવાપણું હોય (બેપરવા હોવાપણામાં તો હાલ મ્હોટું માન સમજાય છે તેથી તે મુશ્કેલી નડવી જોઇએ નહિ) તો એવી ચીજોનું લીસ્ટ ધારવામાં આવે છે તેના કરતાં બહુ ટુંકું થઇ જશે. આ સંબંધમાં જે થોડું વિવેચન આ નીચે કરવામાં આવે છે તે બાળકો અગર અણસમજુ માટે જ યોગ્ય ગણાય તેવું છે. તથા આ માસિકના વાંચનારાઓ લગભગ તમામ સાક્ષર વર્ગના જ હોય છે એમ પણ હું સારી પેઠે સમજું છું છતાં 'અમારે જોઇતી ચીજો દેશી તે ક્યાંથી લાવવી, અને તે તે વિના તો કેમ ચાલે" વિગેરે વિગેરે જે ચારે તરફથી કહેવામાં આવે છે તેના એક સવિનય જવાબ તરીકે જરા લંબાણથી લખવાની રજા લીધી છે અને તે ખાતે વાચકવર્ગની ક્ષમા ચાહું છું.

મરેલ જનાવરોનાં હાડકાં તથા વાળનાં બ્રશને બદલે લગભગ સર્વત્ર સુલભ એવું દાતણ અગર છેવટ જન્મથી મળેલાં અને દરવખત હાજર એવાં અંગુષ્ઠ અને તર્જનીથી રાખ માટી મીઠાં વિગેરેનો ઉપયોગ; બાવળ કે લીમડાનાં તાજાં દાતણથી પેઢાંને કેટલી મજબુતી મળે છે તે વૈદ્ય દાક્તર લોકોને પૂછેથી ખાત્રી થશે; પરદેશી અને મોંઘાં પાઉડરને બદલે માયા ચાક કાથા વિગેરેનું ચૂર્ણ; પરદેશી સાબુને બદલે દેશી સાબુ, અરીઠા ખારો વિગેરે સાહિત્ય; લેવેન્ડર વિગેરેને બદલે અત્તર ગુલાબજળ; એનેમલ્ડ પ્યાલા રકાબીને બદલે પીતળનાં અને શક્તિ હોય તો ચાંદીનાં; એનેમલ્ડ ઠામોનો એક જગોએથી પતરી ઉખડી એટલે નાક આંખ વગરના મ્હોં જેવાં સદાને માટે તે કદરૂપાં બની જાય છે, અને રૂપાળાં કાચ માટીનાં ઠામ એક ફેરે પછડાયાં એટલે ભૂકા અગર નકામાં, જ્યારે ઉપરની ધાતુનાં ઠામ પચ્ચાસ વર્ષે પણ મૂળ કિંમતના ચાર આનામાંથી તો જાય જ નહિ; અમુક ઉંચી પ્રતિના માલના અપવાદ સિવાયનાં કાગળ તથા શાહી અહીંનાં મળી શકે છે; દેવનાગરી લિપિની તમામ દેશી ભાષામાં લખવું હોય ત્યારે હોલ્ડર તથા સ્ટીલને બદલે કલમ વાપરી શકાય એટલું જ નહિ પણ વાપરવી જ જોઇએ; સ્ટીલ વિગેરેનું ખર્ચ કેટલું થાય છે તે કોઇ

તપાસતું નથી: "સ્ટીલ પેનથી લખવાથી ગુજરાતી અક્ષર બગડે છે માટે ટાંક નહિ વાપરતાં" ગુજરાતની તમામ લખાણુ કલમથી જ કરવું જોઇએ એવો રિવાજ ગોંડળ સંસ્થાનમાં હુકમની રૂઇએ દાખલ કરવામાં આવેલ છે. સોઘું મોઘું એક તરફ રાખીયે તો પણ કલમથી લખાતાં અક્ષર બગડતા અટકે છે તથા રેકર્ડ વધારે સારૂં રહે એ લાભ કાંઇ ઓછો નથી. એ લાભો લેવા જતાં કાગળનું ખર્ચ વધારે થાય તો તે નુકસાન નથી પણ જતે દિવસે ફાયદા રૂપ થઇ પડે તેમ છે. રાત દિવસ લખવાનો ધંધો કરનારા પણ કલમ ઘડવાનું ભૂલી ગયા છે અગર શીખતા જ નથી, અને તે જાણવાની સાથે એ બ્હાને એક ચાકું સહુ પાસે રહે તો તે કાંઇ થોડો લાભ નથી; ચાકાં રાખવા માટે પાસ લેવો જોઇતો નથી અને તે હજાર જગોયે કામ આવે તેવી ચીજ છે છતાં બસો કે પાંચસો માણસની હિન્દુસ્તાનના લોકોના મેળાવડામાંથી કેટલા પાસેથી જરૂર પડયે એક ચાકુ મળી શકશે એ સહુ કોઇ જાણે છે; ટાંકણીઓને બદલે દોરા વાપરી જોવાથી ખાત્રી થશે કે શાથી કાગળો વધારે સચવાય છે અને સગવડ પણ વધારે શાથી થાય છે; જુદી જુદી જાતની હાથમાં રાખવાની લાકડીઓ પરદેશથી કેટલી આવતી હશે? કુતરાંને હાંકવા જતાં પણ ભાંગી જાય એવી લાકડી રાખવા કરતાં દેશની મજબુત લાકડીઓ કેટલી સસ્તી અને કેટલે પ્રકારે વધારે ઉપયોગી? ચાંકાંની માફક જ સારી સારી લાકડીઓ પણ હજુ વગર પરવાને રાખી શકાય છે ત્યાં સુધી તો તેનો ઉપયોગ થવો જ જોઇએ. "મારકણો સાંઢ ને ચોમાસું માહાલ્યો" એવા સાંઢ અને તે સાથે ચોમાસું તો હિન્દુસ્તાનને કમનશીબે અદૃસ્ય જ થઇ ગયાં છે (અને થોડા વખત પછી મારકણા સાંઢથી પણ બીહી ગયા એવા તે અખો ભગત કેવા હશે એમ શંકા થવા લાગશે) છતાં જ્યારે ઢોર કે કુતરાં રસ્તામાં લ્હડતાં આડાં આવે છે ત્યારે મજબૂત લાકડી વગરનાઓના મનની શી દશા થતી હશે એ સ્હેજ સમજાય એવું છે. નાજુક સોટીઓથી ન્હાનો સરખો પણ સર્પ વળાવી શકાય ખરો કે જોસભર દોડતાં ઘોડાથી કોઇ મકાન સાથે ભીંસાઇ જવા વખત આવે ત્યારે તેવી સોટીઓ કંઇ કામ આવે ખરી? લાખો રૂપીયાની છત્રીઓ દર વર્ષે અહીં આયાત થયાં જ કરે છે. ચોમાસાંની ખાસ છત્રીઓ જંગલી દેખાવ આપતી હોવાથી ઉનાળા તેમ ચોમાસામાં સરખી રીતે ઉપયોગી થાય તેવી છત્રીઓ વિના ન જ ચાલે તો પણ બારે માસ વાપરવા કરતાં ચોમાસાંમાં જ બે ત્રણ માસ વાપરવામાં આવે તો લગભગ સાઠ પોણોસો ટકા જેટલો આયાતમાં ઘટાડો થઇ જાય અને તેની સાથે શરીરે નાલાયક થતાં અટકાય એ વિશેષ વટાવમાં. શિઆળામાં પણ છત્રી અને ઉનાળામાં પણ છત્રી, સવારે પણ છત્રી અને સાંજે ફરવા જતી વખત પણ છત્રી તો સાથે ને સાથે તમામ ઋતુમાં છત્રીઓનો ઉપયોગ કરનારાએ વગર છત્રીએ તડકામાં જરા ચાલી અગર કામ કરી જોવું એટલે તુરત ખાત્રી થશે કે છત્રી ન રાખનારા પરંતુ બીજી રીતે સમાન સ્થિતિના લોકો કરતાં તેઓ કેટલા વધારે નકામા થઇ ગયા છો! આપણા હાથમાં હોય એવે પ્રસંગે તો નબળાઇનાં કારણો દૂર કરવાં જોઇએ, વિશેષે કરીને જ્યારે તેથી બીજો પણ ફાયદો છે. આગળના રાજાઓ જેને તેને છત્રીઓ ઓઢવા દેતા નહિ. જો સહુ છત્રી ઓઢે તો પોતે શ્રેષ્ઠ કેમ ગણાય એવી બીકથી તેમ થતું એમ કહેવાય છે. એવાં કારણસર પણ હોય, પરંતુ સાથે જે બીજો ફાયદો પણ છે એ વિષે તે લોકો અજ્ઞાન હોય એવા તે મૂર્ખ નહોતા. હાલ પણ સરકાર પોતાનાં ઘોડાંની જેટલી સં-

બાળ લે છે તેટલી આપણે. આપણી જાતની કે બચ્ચાઓની પણ ન લેવી, અને આપણા મનથી માનવું કે યુરોપની પ્રજા જેવું જ વર્તન આપણે રાખીએ છીએ! આગળના કારણોમાં હાલ એક વધે છે અને તે એ કે આગળ તે ચીજો અહીં બનતી અને હાલ તે બહારથી આવે છે. છત્રીના સંબંધમાં વધારે પડતી લપ્પ કરેલી છે પરંતુ તે ધોરણે જોતાં ઘણી ખરી પરદેશી ચીજો સંબંધે ખુલાસા થઈ જશે; ચાર પાંચ રૂપીયાના અનુસથી ૨૦-૨૫ રૂ. સુધીના રેલ્વે રગો અહીંની બનાવટના મળતા નથી પરંતુ ત્રણ રૂપીયાના ચોફાળ તથા આઠ દશ રૂપીયાના ધાબળાથી પાંચસો પાંચસો રૂપીયાની શાલો અહીંની જ બનાવટનાં જોઇએ તેટલાં મળી શકે છે. વળી બનુસો રૂપાળા હોવાથી તથા એક ફેરે ધોવાયાથી ચોથા ભાગની પણ શોભા જારી નહિ રાખી શકતા હોવાથી તેનો બીજો ઉપયોગ લેવાતો નથી, જ્યારે ચોફાળો તથા ધાબળા સામાન્ય રીતે ઓઢવાનાં કામમાં આવવા ઉપરાંત તેટલી જ છુટથી વરસતે વરસાદે પણ ઉપયોગમાં લેઈ શકાય, સાદરી શેતરંજીનું પણ કામ કરે, અને છેવટ ગાંસડી બાંધવાના પણ ઉપયોગમાં આવી શકે. આવા અસંખ્ય દાખલાઓ આપી શકાય પરંતુ દિગ્દર્શન તરીકે આટલું ટાયલું કરી તેટલેથી જ આ વિષય બંધ કરીશું.

( અપૂર્ણ )

શંકરપ્રસાદ નવલશંકર ધોળકીઆ.

---

## હાલના જમાનાનો કીમીઓ

( અનુસન્ધાન પૃ. ૨૦૦ થી. )

આખી દુનીયામાં યુનાઇટેડ સ્ટેટ્સ મોટામાં મોટો રૂ પેદા કરનારો દેશ છે એવું કહીયે તો ચાલે કે અમેરિકા દુનીયાના મોટા ભાગને લુગડાં પુરાં પાડે છે. પણ થોડાક જણ જાણતા હશે કે અમેરિકા ખોરાક પણ પુરો પાડી શકે એમ છે. રૂના છોડના એક કાલામાં રૂના તાંતણા તો માત્ર ત્રીજો જ ભાગ છે ને બાકીના બે ભાગ કપાશીયા છે. કુદરતનો ખરો હેતુ તો આ કપાશીયા પોતાની રૂની પાંખોથી પવનમાં ઉડે અને પોતાનો વિસ્તાર ફેલાવે એવો છે, પણ હવે માણસોએ કુદરતનો હેતુ ફેરવી નાંખ્યો અને કપાશીયાની પાંખોનો ઉપયોગ કરવા માંડયો. આ પ્રમાણે કપાશીયા નકામા પડયા અને તેમાંથી તેલ કાઢવા માંડયું. આ તેલ ઓલીવ ઓઇલને બહુજ મળતું આવે છે. અને ઉઘાડી આંખે ભાગ્યે એને વર્તી શકાય. માત્ર રાસાયનિક પ્રયોગથી જ ભેદ સમજાય છે. વળી આ તેલમાંથી બનાવટી માખણ બનાવે છે જે ભરવાડવાડામાં બનતા માખણ કરતાં ઘણું જ ચોખ્ખું છે, અને તેમાં બેકટેરીયાના ઝેરી જંતુઓ હોવાનો મુદ્દલ સંભવ નથી. કપાશીયા પીલીને રહેલા છોડાં ઢોરને ખવાડે છે અને વધે તો ખાતરમાં નાંખે છે. કારણ કે આ ખાતર જમીનને નાઇટ્રોજન પુરો પાડે છે. આપણા દેશમાં પણ કપાશીયા ઢોરને પરભાર્યા ખવરાવે છે અને તેના દુધનું માખણ થાય છે અને તેનો કચરો છાણમાં નીકળી ખાતરમાં જાય છે. મોટા શહેરોમાં ઘીમાં ચરબીનો ભેગ કરે છે તેને બદલે જો કપાશીયાના તેલમાંથી કાઢેલા માંખણનો ભેગ કરતા હોય તો કેવું સારૂં !

જે ઠેકાણે એક ઘઉંનો દાણો ઉગતો હોય ત્યાં બે ઉગે તો કેટલો ફાયદો થાય ! પણ જે ઠેકાણે જમીનની બરોબર શાસ્ત્રીય તપાસ થાય છે અને અમુક પાકની જુદી જુદી જરૂર જોવામાં આવે છે ત્યાં તો દરેક એકરે ચાર પાંચ ગણો પાક ઉતરે છે. હાલના ખેતીવાડીના નવા શાસ્ત્રનો મુખ્ય હેતુ એ જ છે કે અમુક જમીનમાં કયા કયા પદાર્થો છે અને અમુક પાક લેવા માટે કયા કયા પદાર્થ તેમાં ખાતર રૂપે નાખવા. માણસના સદ્‌ભાગ્યે આ પદાર્થો કચરામાંથી મળી આવે છે. મુવેલાં જનાવરોનો કચરો અને કપાશીયાનો ઉપર બતાવેલો કચરો જમીનને નાઇટ્રોજન આપે છે. અને તેલ શુદ્ધ કરતાં વધેલો એસીડ, હાડકાં, અને નકામા પથરા જમીનને ફોસ્ફોરીક એસીડ આપે છે. આ પ્રમાણે થોડી મુડીમાંથી જોઇએ તેટલો પાક લઇ શકાય. પણ આપણા દેશના બીચારા ખેડુતો આટલી થોડી મુડી પણ કયાંથી કાઢે!

આપણે જોયું તે પ્રમાણે મૂળ ઉદ્યોગમાંના કચરામાંથી કેટલોક લાભ લઇ શકાય છે. પણ કેટલીક વખતે તો આ કચરાનો ઉપયોગ આપણે પરાણે લેવો પડે છે. અને કારખાનાવાળાઓને સરકારમાંથી કાયદો કરીને કચરાનો ઉપયોગ કરાવવાની જરૂર પડે છે. અને ખરૂં જોતાં આ કાયદો તેમને કનડતો નથી પણ ઉલટો તેમનાં ગજવામાં પૈસા નાંખે છે. આ કેવું નવાઇ જેવું !

સોડા બનાવવાનો વેપાર કેવો મોટો છે ! સો વર્ષ પહેલાં આખી દુનીયાને સોડા પુરો પાડવા માટે એકજ રીત હતી. આ રીતમાં દરરોજ કારખાનાઓમાંથી એવી તો ઝેરી હવા નીકળતી કે જ્વાળામુખીમાંથી નીકળતા પદાર્થો જેટલું વનસ્પતિને હેરાન કરતા તેથી પણ વધારે આ કારખાનાં હેરાન કરતાં હતાં. દરેક કારખાનાની આસપાસ માઇલો સુધી તો લીલો પ્રદેશ ઉજ્જડ બની રહેતો. અને વીલાયત જેવા ધીચ પ્રદેશમાં તો આની અસર શહેરોમાં લાગતી અને દરેક પાણીદાર ઓજારો ઉતરી જતાં અને ધાતુના યંત્રો ધીમે ધીમે ખવાઇ જતાં. આ ઉપરથી લોકોએ પાર્લમેન્ટની મદદ લઇ કારખાનાવાળાઓ ઉપર કાયદો પસાર કરવાનું પગલું લીધું. અને કારખાનાવાળાઓએ મોટો બુમાટ ઉઠાવ્યો કે જો કાયદો થાય તો અમારાથી સોડા બનાવી શકાય જ નહિ અને અમે સૌ ભુખે મરીયે. પણ તેઓનું કંઇ ચાલ્યું નહિ. કમ્પનીવાળાઓને મોટા મીનારા ચણી પાઈપ મુકી તેમાં એ ઝેરી ગ્યાસને લઇ લેવાની જરૂર પડી. આ પ્રમાણે લાખો ટન જેને આપણે હાઇડ્રોક્લોરીક અથવા મ્યુરીએટીક એસીડ નામે ઓળખીયે છીએ તે નીકળવા માંડ્યું. પણ આનો કંઇ બજારમાં ખપ નહોતો અને વળી કમ્પનીવાળાને આ નાખી દેવાનો પણ હુકમ નહોતો કારણ કે જો ગટરમાં નાખે તો નદીની માછલીઓ મરી જાય, નદીના પાણીથી ઉગતા છોડો પણ બળી જાય, નદીનું પાણી પીવાય નહિ અને વળી કારખાનાના કામમાં પણ ન આવે. જો જમીન ઉપર ઢોળી નાંખે તો ગેસ પાછો નીકળે અને એની એ બુમ કાયમ રહે. આ એસીડનો કોઇ પણ રીતે નાશ કરવો જોઇએ અને એ નાશ થોડા પૈસામાં કેમ થાય કારણ કે બહુ પૈસા ખરચે તો તેમનો મુળ ધંધો બેશી જાય. આવી મુશ્કેલીમાં કારખાનાવાળા આવી ગયા.

થોડા વખત પછી આ એસીડનો બ્લીચીંગ સોલ્ટ થાય એવી શોધ થઇ અને આ બ્લીચીંગ સોલ્ટનો બજારમાં ખપ જાગ્યો. ત્યારે થયું એવું કે કાયદો થવાથી સોડા મોંઘો થશે એમ લાગતું પણ ઉલટો સોડા સોંઘો થયો અને બ્લીચીંગ સોલ્ટ જડયું કે જેને લઇને આજે મેલાં ને ઘેરાં કપડાંને બદલે ધોળાં પાંખો જેવા કપડાં આપણને પહેરવા મળે છે.

મોટા શહેરોમાં દીવાબત્તી માટે અથવા ભઠ્ઠીઓ માટે ગેસ પુરો પાડવા માટે કોયલો કેટલો બધો ડીસ્ટીલ કરવામાં આવે છે! કોયલામાંથી નીકળેલી ગેસમાં ઘણા ઝેરી પદાર્થો હોય છે. તેથી જો એમને એમ નળી વાટે શહેરમાં મોકલાય તો બળતી વખતે ઘણી હાની પહોંચાડે માટે આ ગેસને શહેરમાં મોકલ્યા પહેલાં શુદ્ધ કરવામાં આવે છે. જે પાણીમાં આ સઘળો ઝેરી પદાર્થ એકઠો કરાય છે તેમાંથી બહુ જ ગંધાતો ડામર થાય છે. આ ડામર વાળું પાણી પહેલાં તો ઢોળી નાંખતા, પણ તેથી પાણી બગડતું અને જનસુખાકારીને હરકત પહોંચતી. તેથી સરકારે કાયદો કરી તેમને ડામરનો બીજો ઉપયોગ કરવાની જરૂર પાડી. ડામરને તેઓ ઘણી કીંમતી ભઠ્ઠીઓમાં બાળી નાંખતા અને પાણી ઢોળી નાંખતા. પણ રસાયનશાસ્ત્રીઓએ તરત બતાવ્યું કે આ ગંધાતો ડામર તો મોટો ખજાનો છે. આમાંથી એન્ઝીન ( લોબાન )અને બીજા કેટલાએક પદાર્થો અને કાર્બોલીક એસીડ કાઢયા, અને બાકીનો કચરો આગળની પેઠે બાળી નાંખવા માંડયો.

એનઝીન જડવાથી તો કોયલાના ડામરના નશીબ ઉઘડી ગયાં. પહેલાં એનઝીનના બહુ ગુણ જણાયા નહોતા પણ પછી તો તેમાંથી કંઇ કંઇ નવી ચીજો નીકળી પડી. કોયલાના ડામરના ભંડારમાંથી આ દુનીયાને ઉપયોગી એવી તો કેટલીક ચીજો નીકળી પડી કે કોઇ માનશે નહિ કે ઘરમાં વપરાતી ચીજો અને કોયલાના કચરાને આટલો બધો સંબંધ હશે એનીલીન શું છે એ જાણ્યું હોય તો એકદમ લુગડાઓ ઉપર જે આપણે જાત જાતના રંગ જોઇએ છીયે તેની ઉત્પત્તિની ખબર પડે. એનીલીનમાંથી જ આ સઘળા તરેહવાર રંગ થાય છે અને એનીલીન બેન્ઝીનમાંથી અને બેન્ઝીન ડામરમાંથી આ પ્રમાણે પચરંગી રેશમી સાડીયોના રંગને ને ડામરને શું સંબંધ છે તે જણાશે. પચાસ વર્ષ ઉપર જીબ્રાલ્ટરથી માંડીને તે જેરૂસેલમ સુધી ભૂમધ્યસમુદ્રના કીનારા ઉપર મેડરનાં (મજીઠનાં) ફૂલો શોભી નીકળતાં હતાં અને અસલના ઇજીપ્ત દેશના લાલચોળ રંગનાં કપડાંમાં વીંટાયેલાં મમીઓ (ખુશબોદાર પદાર્થમાં સાચવી રાખેલાં મુડદાંઓ) મળી આવે છે તે મમીઓના વખતથી તે છેલ્લા પચ્ચાસ વર્ષ ઉપરના કાળ સુધી આખી દુનીયાની પ્રજાઓ આ મજીઠના મુળીયામાંથી મુખ્ય રંગો પેદા કરતી અને મજીઠના ખેતરો એ દેશોની મોટી મુડી ગણાતી. પણ કોયલાના ડામરમાંથી એન્થરેસીનની શોધ થવાથી તથા તેમાંથી જાત જાતના રંગ કાઢવાની સોંઘી યુક્તિઓથી આ સઘળાં મજીઠનાં ફૂલો કરમાઇ ગયાં. અને હવે ભાગ્યે જ તેનો પાછો ઉદય થશે. આવી જ સ્થિતિ આપણા દેશના ગળીના છોડની થવા બેઠી છે. જો કે હમણાં બનાવટી ગળીના રંગની સામે આપણા દેશની ગળી સારી ટક્કર લઇ શકે છે પણ આગળ ભવિષ્યમાં કદાચ આપણી ગળીની મજીઠ જેવી દશા થાય એવી બીક લાગે છે. પ્યુસા ખાતે મળેલી ઇન્ડીગો પ્લેન્ટર્સ એશોસીયેશન (ગળી વાવનારાની મંડળી) તરફથી લૉર્ડ કર્ઝનને આપવામાં આવેલા માનપત્રના જવાબમાં તેણે તેમને આ બનાવટી રંગ સામે ટક્કર લેવા હીંમત આપી હતી. પણ આ લાંબો વખત ચાલે એમ લાગતું નથી. કોયલાના ડામરમાંથી નેપ્થેલીન નીકળે છે ને તેમાંથી ગળી નીકળે છે આની આ પ્રમાણે એક તુચ્છકારી કઢાયેલ ડામર આપણા શેંકડો વર્ષના ગળીના વેપારને ધ્રુજાવે છે.

હજી તો જાણે કે ડામર આ પ્રમાણે આપણી આંખોને ખુશ કરવાને હજારો રંગબેરંગી રંગો ઉત્પન્ન કરીને ધરાયો નહોય તેમ આપણા નાકને તથા જીભને ખુશ કરવા માટે કંઇક નવા નવા પદાર્થો આપતો જ જાય છે. અંબર કસ્તુરીની સુગંધ કે જાત જાતના તેજાનાની ખુશબો આપણે લઇયે છીયે ત્યારે જે પદાર્થ આપણી નાસિકેન્દ્રિયને ઉશ્કેરે છે તે પદાર્થ હાલ ડામરમાંથી બનાવી શકાય છે. વળી વેનીલા, સીનામોન, વીન્ટરગ્રીન વગેરેના અર્કો પણ આમાંથી બનાવી શકાય છે. વધુ આશ્ચર્યકારક તો એ છે કે ખાંડના કરતાં ૬૦૦ ગણો ગળ્યો પદાર્થ સૅકરીન આમાંથી બને છે. ક્વીનીનની એક ગોળી જેવડી સૅકરીનની એક ગોળી ચા કે કાફીના એક પ્યાલાને જોઇએ તેટલો ગળ્યો કરવાને માટે બસ છે. ડામરમાંથી ઉત્પન્ન કરેલી ચીજોથી સ્વાદિષ્ટ સુગંધી ને રંગબેરંગી બનાવેલી મીઠાઇઓ ખાઇને જો અપચો થયો ને દવા લેવાની જરૂર પડી તો દવાખાનામાં પણ અંઘધાં વસાણાં ડામરમાંથી જ નીકળે છે. અને બેન્ઝોઇક, સાલીસીઇલીક એસીડ વગેરે કફ તથા જવરઘ્ન દવાઓ કોયલાના ડામરમાંથી જ નીકળે છે,

આ પ્રમાણે દુનીયાના વધતા જતા સુધારાની તંગીઓને પુરો પાડતો મોટો ખજાનો ઉકરડામાંથી મળી આવ્યો છે. આપણા દેશનો જે લખલૂટ ખજાનો મહમદ ગીઝનવી કે નાદીરશાહ લુટી ગયો કે જે કીંમતી ખજાનો મોટા રેમ રાજ્યની તિજોરીમાં હતો તેથી સેંકડો ગણો ખજાનો આપણી આસપાસની નકામી ગણાતી ચીજોમાં પડેલો છે. તેને માત્ર રસાયનશાસ્ત્રીની બુદ્ધિ અને વેપારીની મુડી વાપરવાની ઉંડી નજર ને હિંમતની જરૂર છે. અને જેમ જેમ પ્રજામાં અને સુધારામાં વધારો થતો જશે તેમ તેમ આ ખજાનાની વધારે જરૂર પડશે. તો પણ આ ખજાનો કદી ખૂટવાનો નથી કારણ કે નકામી ચીજોનો અર્થ એટલો જ કે જે ચીજો એકવાર વપરાઈ ગઈ છે પણ બીજીવાર વપરાઈ શકાય.

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

---

## અલેક્ઝાંડ્રિયાનું સંગ્રહસ્થાન.

ગ્રીસ દેશ તેમ જ તે સમયના લગભગ દરેક સુધરેલા દેશના વિજયકાર મહાન સિકન્દર વિષે કહેવાય છે કે જ્યારે તેને એમ કહેવામાં આવ્યું હતું કે પૃથ્વી ઉપરાંત બીજા ગ્રહોમાં પણ વસ્તી છે ત્યારે ત્હેની આંખોમાં આંસુ આવ્યાં હતાં. કારણ કે ત્હેમને જીતવાને તે અશક્તિમાન હતો. ત્હેની અગાધ તૃષ્ણાનો બીજો દાખલો જ્યારે તે ઉત્તર હિન્દુસ્તાન જીતવા આવ્યો હતો ત્યારે ત્યાંના બ્રાહ્મણોએ બતાવી આપ્યો હતો. ત્હેની સમક્ષમાં જ્યારે તેઓને લઇ જવામાં આવ્યા ત્યારે તેઓએ જમીન ઉપર પોતાના પગ ઠોક્યા અને ત્હેનું કારણ પુછતાં જણાવ્યું કે 'હાલ તો તું દેશ પછી દેશ જીતતો જ જાય છે પરંતુ ત્હારા મરણ પછી જેટલી જમીન ત્હારૂં શબ ઢાંકી શકશે તેટલી જ ત્હને મળશે.' વળી જે જે દેશો ત્હેણે જીત્યા હતા ત્યાં પોતાના નામનાં શહેરો વસાવ્યાં હતાં તેટલું જ નહીં પરંતુ એક શહેરને પોતાના એક પ્રિય ઘોડાનું તથા બીજાને પોતાના કુતરાનું નામ આપ્યું હતું! ઇજીપ્ટ દેશ જીત્યા પછી ત્હેણે ત્યાં પોતાના નામ ઉપરથી 'એલેક્ઝાંડ્રિયા' નામનું શહેર વસાવ્યું હતું. આ શહેરની સ્થાપના ઇ. સ. પૂર્વે ૩૨૮ ના શુમારમાં થઇ હતી. આશરે પાંચેક વર્ષ પછી જ્યારે સિકન્દરનું અકાળ મૃત્યુ થયું ત્યારે ત્હેના સેનાપતિઓએ ત્હેના જીતેલા દેશો અન્દર અન્દર વ્હેંચી લીધા. ત્હેમાં ઇજીપ્ટ ટૉલેમી નામના સેનાપતિને ભાગે આવ્યું હતું. એમ કહેવાય છે કે આ ટૉલેમી સિકન્દરના પિતા ફીલીપનો વ્યભિચારોત્પન્ન પુત્ર હતો. ત્હેણે પોતાની ગાદી અલેક્ઝાંડ્રિયામાં રાખી હતી. અને ત્યાં વસતા લોકોને શત્રુઓથી નિર્ભય કર્યા હતા. તેથી તે ટૉલેમી-સોટર ( Soter-Saviour-ઉદ્ધારક ) ના નામથી ઓળખાતો હતો. પેલેસ્ટાઇનમાંથી લગભગ ત્રણ લાખ યાહુદીઓ ત્યાં આવી વસ્યા હતા. અને તેઓને દરેક રીતે ઉત્તેજન અપાતું. ગ્રીસ તથા મેસીડોનીયાની પુષ્કળ પ્રજા ત્યાં આવી વસી હતી.

આવી રીતે ત્રણ પ્રખ્યાત પ્રજાઓ ત્યાં ભેગી થવાથી ટુંક સમયમાં આ શહેર વ્યાપાર-હુન્નર-વિદ્યા-કળા વિગેરે માટે આખી પૃથ્વી ઉપર નામાંકિત થયું હતું. પણ તે શહેરની વધારે વિખ્યાતિ-જેથી હાલ લગભગ ૨૨૦૦ વર્ષો સુધી અલેક્ઝાંડ્રીયાનું નામ અમર રહ્યું છે અને હજી ઘણાં વર્ષો સુધી રહેશે તે વિખ્યાતિ તે સમયમાં એક કેવળ નવી જ સંસ્થાને લીધે હતી. તે સંસ્થા તે શહેરના સંગ્રહસ્થાન રૂપે હતી.

આ સંગ્રહસ્થાનની શરૂવાત ટોલેમી સોટરે કરી હતી. અને ત્હેના પુત્ર ટોલેમી ફીલાડેલફસના સમયમાં તે પુરૂં થયું હતું. ત્હેની ઈમારત શુદ્ધ આરસપહાણની બનેલી હતી તથા વિવિધ દેશોના તત્ત્વવેત્તાઓ, ગણિતશાસ્ત્રીઓ, ખગોળવેત્તાઓ, મૂર્તિકારો, વનસ્પતિજ્ઞાનીઓ, પશુપ્રાણીજ્ઞાનીઓ તથા વિદ્યાર્થીઓને મળવા માટે તે સંગ્રહસ્થાનમાં ભાષણગૃહો તથા કુંજગૃહો સંખ્યાબંધ હતાં. તેટલું જ નહીં પરંતુ તે સંગ્રહસ્થાનના એક ભાગમાં એક અજાયબ પુસ્તકાલય હતું. આ સંગ્રહસ્થાન રાખવા માટે ટોલેમી સોટરને ત્રણ હેતુઓ હતા-(૧) તે સમયમાં પૃથ્વીપરના દરેક જાતના જ્ઞાનનું સંરક્ષણ, (૨) ત્હેની વૃદ્ધિ અને (૩) ત્હેનો ફેલાવો.

(૧) જ્ઞાનના સંરક્ષણ માટે ટોલેમી સોટરે તે પુસ્તકાલયના અધિકારીને રાજાને ખર્ચે જેટલી ચોપડીયો મળી શકે તેટલી ખરીદવાનો હુકમ કર્યો હતો. તેમજ જો કોઇ પુરૂષ પોતાની ચોપડી વેચવા ખુશી ન હોય તો ત્હેની નકલ કરી પુસ્તકાલયમાં રાખવા સંખ્યાબંધ લહીયાઓને રોકવામાં આવ્યા હતા. ટોલેમી સોટરના પૌત્ર ટોલેમી યુરજીટીસે (ઈ. સ. પૂર્વે ૨૪૭-૨૨૨) પુસ્તકોનો સંગ્રહ કરવા માટે વિચિત્ર યુક્તિઓ વાપરી હતી. તે પુસ્તકોના માલિકો પાસેથી ત્હેમને લઇ, તે પુસ્તકો પુસ્તકાલયમાં રાખી, ત્હેમની નકલો કરાવી, તે નકલો માલિકોને પાછી આપતો હતો; તેટલું જ નહીં પરંતુ ત્હેણે પોતાના જકાતખાતાના અધિકારીઓને હુકમ કર્યો હતો કે દેશમાં આવતા સર્વે લોકોની ચોપડીયો જપ્ત કરવી અને ત્હેમને પુસ્તકાલયમાં મુકી ત્હેમની નકલો કરાવી તે નકલો પાછી આપવી, ગ્રીસ દેશનાં કીમતી સાહિત્યનાં પુસ્તકો મેળવવા ત્હેણે એવી યુક્તિ કરી હતી કે જ્યારે ગ્રીસમાં દુકાળ પડ્યો અને તે દેશની પ્રજા ઇજીપ્તની-જે દેશ, હજી કહેવાય છે તેમ, આસપાસના દેશોનો કોઠાર કહેવાતો ત્હેની-ફળદ્રુપતાને લીધે અલેક્ઝાંડ્રીયામાં આવ્યા ત્યારે ત્હેણે હુકમ કર્યો હતો કે જેઓ કોઇ પણ જાતનાં પુસ્તકો લાવ્યા હોય તેઓને મફત દાણો આપવો. આવી યુક્તિઓથી ટોલેમી યુરજીટીસ તે પુસ્તકાલયમાં આશરે સાત લાખ પુસ્તકો ભેગાં કરી શક્યો હતો એમ માનવામાં આવે છે. ટોલેમીના પુસ્તકાલયની વિખ્યાતિ સાંભળી એશીયા માઇનોરમાં પરગેમસ નામના શહેરના રાજા યુમીનસે એથી સરસ પુસ્તકાલય સ્થાપવા ઇરાદો રાખ્યો હતો, તેથી ટોલેમીએ ઇજીપ્તનાં તાડપત્રો જે વ્યાપારાર્થે એશીયા માઇનોરમાં જતાં હતાં તે બંધ કર્યાં કારણ કે એશીયા માઇનોરના લોકો તાડપત્રો ઉપર પોતાના લેખ લખતા હતા.

આ ઉપરથી પરગેમસના લોકોએ ઘેટાની ચામડી (parchment) ઉપર લખવા નિશ્ચય કર્યો હતો.

દંતકથા કહે છે કે ઓલ્ડ ટેસ્ટામેન્ટનો ગ્રીક તરજુમો મેળવવા માટે ટાલેમી ફીલાડેલફસે ૨૧૬૦૦ પૌંડ જેટલી રકમ ખરચી હતી. વળી યાહુદીઓના કાયદાઓનો તરજુમો કરવા બોતેર વિદ્વાનોને બોતેર દિવસ સુધી રોકવામાં આવ્યા હતા, અને દરેકને ૪૦૦૦ પૌંડ જેટલી રકમ આપવામાં આવી હતી.

(૨) જ્ઞાનની વૃદ્ધિ માટે સંખ્યાબન્ધ શિક્ષકો તથા વિદ્યાર્થીઓને રાજાને ખર્ચે ત્યાં નીભાવવામાં આવતા હતા, અને રાજા પોતે પણ કોઇ સમયે ભાષણોમાં પોતાની હાજરી આપતો. વિદ્યાર્થીઓના ચાર વર્ગ પાડવામાં આવ્યા હતા—સાહિત્યવર્ગ, ગણિતશાસ્ત્રવર્ગ, ખગોળશાસ્ત્રવર્ગ, તથા ઔષધશાસ્ત્રવર્ગ. દરેક વર્ગ ઉપર એક વિદ્વાન અધિકારી નીમાતો અને તે વર્ગના જ્ઞાનની વૃદ્ધિ હેના હાથમાં હતી. વળી સંગ્રહસ્થાનમાં વનસ્પતિજ્ઞાન ( Botany ) તથા પશુપ્રાણી-જ્ઞાન ( zoology ) ની વૃદ્ધિ માટે બગીચાઓ તથા પશુપ્રાણિસંગ્રહો હતાં. ખગોળશાસ્ત્રની અભિવૃદ્ધિ માટે તે સમયનાં સર્વે યન્ત્રો તથા ખગોળવેત્તાઓ તે સંગ્રહસ્થાનમાં હતા, એમ કહેવાય છે કે ટાલેમીફીલાડેલફસને મરણનો બહુ ભય હતો તેથી અમૃતની શોધ કરવામાં હેનું મન બહુ હોવાથી હેણે તે સંગ્રહસ્થાનમાં રસાયનશાસ્ત્રની પ્રયોગશાળા પણ રાખી હતી. વળી, મડદાંઓની તથા મોતની શિક્ષાને પાત્ર થએલા છવતા અપરાધી મનુષ્યોની વહાડકાપ કરી ઔષધવર્ગના જ્ઞાનમાં વૃદ્ધિ કરવા એક ખાસ જગો રાખવામાં આવી હતી.

(૩) જ્ઞાનના વિસ્તાર માટે સંગ્રહસ્થાનમાં ભાષણો, વાતચીતો વિગેરે અનેક પદ્ધતિદ્વારા જ્ઞાનના સર્વે વર્ગોનું શિક્ષણ આપવામાં આવતું હતું. આસપાસના સર્વે દેશોમાંથી હજારો લોકો બુદ્ધિના વ્યાપારસ્થળ એલેક્ઝાંડ્રીઆમાં આવી રહેતા હતા. એવી માન્યતા છે કે એક સમયે આ સંગ્રહસ્થાનમાં ૧૪૦૦૦ મનુષ્યો રહેતા હતા.

મહાન્ *સિકન્દર, ટાલેમીસોટર તથા મહાન્ તત્ત્વવેત્તા એરીસ્ટોટલ્ એ ત્રણ મિત્રો હતા. તેથી સંગ્રહસ્થાનમાં એરીસ્ટોટલ્ના સિદ્ધાંતોનું શિક્ષણ બહુ સારૂં અપાતું હતું. નીતિશાસ્ત્રના શિક્ષણમાં એરીસ્ટોટલ્ તથા ઝેનોના સિદ્ધાંતો શીખવાતા હતા તથા અધ્યાત્મવિદ્યા (Metaphysics) માં પ્લેટોના સિદ્ધાંતો પણ શીખવાતા હતા.

સંગ્રહસ્થાનમાં પ્રયોગજ્ઞાનને બહુ ઉત્તેજન અપાતું હતું. પ્રખ્યાત પદાર્થશાસ્ત્રી આર્કીમીડીસના વિશિષ્ટગુરુત્વના ( specific gravity ) તથા ટાલેમીના દૃક્શાસ્ત્ર ( Optics ) ના પ્રયોગો હજી સુધી પદાર્થશાસ્ત્રના મુખ્ય સિદ્ધાંતો ગણાય છે. તે સઘળા એલેક્ઝાંડ્રીઆના સંગ્રહસ્થાનમાં કરવામાં આવ્યા હતા.

---

* સિકન્દર એરીસ્ટોટલ્ને બહુ પૂજ્યભાવથી જોતો અને હેને પિતા કરતાં પણ અધિક ગણતો અને કહેતો કે માબાપ જ્યારે છોકરાંઓને જન્મ આપી હેમને સ્વર્ગમાંથી પૃથ્વીપર ઉતારે છે ત્યારે એરીસ્ટોટલ જેવા સદ્ગુરુઓ તત્ત્વજ્ઞાનથી હેમને ફરી સ્વર્ગનો માર્ગ બતાવે છે.

વળી એમ પણ માનવામાં આવે છે કે ટેસીબીયસ નામના પદાર્થજ્ઞાનીએ અગ્નિ ઓલવવાના યન્ત્રની પણ શોધ સંગ્રહસ્થાનમાં કર્યો હતો. અને હેના વિદ્યાર્થી હીરોએ તે યન્ત્રને બે ભુંગળાં જોડી સુધાર્યું હતું તથા પાછળથી પૃથ્વી ઉપર પહેલું એક વરાળયંત્ર પણ બનાવ્યું હતું. વળી ટેસીબીયસ તથા એપોલોનીયસે એક ઉદક—કાળમાપક યન્ત્ર ( water-clock ) બનાવ્યું હતું, જેમાં પાણીનાં બિન્દુઓ પડવાથી વખતનું માપ રાખી શકાતું હતું.

ટાલેમી સોટરે પોતાના પુત્ર ટાલેમી ફીલાડેલફસને શિક્ષણ આપવાને ફાઇલેટાસ નામના એક વિદ્વાનને રાખ્યો હતો. ફાઇલેટાસ તે સમયનો એક મહા વિદ્વાન હતો. એમ કહેવાય છે કે આ ફાઇલેટાસ એક ભ્રમયુક્ત વિવાદને લીધે અત્યન્ત માનસિક શ્રમથી મરણ પામ્યો હતો. તે વિવાદ એ હતો કે ' જો કોઈ માણસ કહે કે હું જુઠું બોલું છું, તો તે ખરૂં બોલે છે કે ખોટું ? ' હેની અન્ત્યાવસ્થામાં તે એટલો પાતળો થઈ ગયો હતો કે પવનથી ઉડી ન જાય માટે પોતાના જોડામાં થોડું સીસું ભરતો !

ઉપર કહેલાં દૃષ્ટાન્તો ઉપરથી સિદ્ધ થશે કે અલેક્ઝાંડ્રીયાના સંગ્રહસ્થાનને હાલના વિજ્ઞાનશાસ્ત્ર (Science) ની જન્મભૂમિ કહીયે તો ખોટું નથી. સત્ય છે કે ચાઇના, મેસોપોટેમીયા તથા હિન્દુસ્તાનમાં વિદ્યા તથા કળાની સંસ્થાઓ હતી, પણ કોઈ ઠેકાણે કુદરતના પ્રયોગો અલેક્ઝાંડ્રીયા કરતાં વધારે ફતેહમન્દ નીવડ્યા ન્હોતા. અલેક્ઝાંડ્રીયાના સંગ્રહસ્થાનનું મુખ્ય લક્ષણ એ હતું કે હેમાં ફક્ત કલ્પનાશક્તિને ઉત્તેજન મળતું એમ નહીં પરંતુ કુદરતના પ્રયોગો ઉપર મુખ્ય આધાર રખાતો હતો.

જગવિખ્યાત ભૂમિતિકાર યુક્લિડ તે સમયના ગણિતશાસ્ત્રવર્ગનો મુખ્ય ગુરુ હતો. હેનાં કેટલાંક પુસ્તકો નષ્ટ થયાં છે અને એક અંગ્રેજી લેખક રમુજમાં કહે છે તેમ હેની સઘળી ચોપડીયો નષ્ટ થઈ હોત તો ઘણા વિદ્યાર્થીઓ ખુશી થાત 'There is no royal road to learning' ( ભણવા માટે એકે રાજમાર્ગ નથી ) એ અંગ્રેજી કહેવત ટાલેમીની સાથે યુકલીડ રહેતો હતો તે સમયની વાતચીત ઉપરથી નીકળી છે. ટાલેમીનો મહેલ એક ટેકરી ઉપર આવેલો હતો. અને ત્યાં જવાના બે માર્ગ હતા. એક માર્ગ ખડબચડો તથા મુશ્કેલીવાળો હતો અને બીજો ચોખ્ખો તથા ભયરહિત હતો અને તે રસ્તે રાજકુટુંબ મહેલમાં જતું હતું. એક સમયે યુકલીડ તથા ટાલેમી એ રસ્તે મહેલ ઉપર જતા હતા તેવામાં ગણિતશાસ્ત્ર ઉપર વાત નીકળતાં ટાલેમીએ પુછ્યું કે ભૂમિતિનું શિક્ષણ સ્હેલું કરી શકાય કે નહીં ? યુકલીડે જવાબ દીધો કે ભૂમિતિના શિક્ષણ માટે રાજમાર્ગ છે જ નહીં એટલે કે ગરીબ વા તવંગર, રાજા વા પ્રજા સર્વેએ ભૂમિતિ શીખવા સરખી મહેનત કરવી જોઇયે.

આવું એક સંગ્રહસ્થાન ઘણાં વર્ષ સુધી ટક્યું હોત તો પૃથ્વી ઉપર હાલ વિદ્યા કળાની બીજી જ દશા હોત. કમભાગ્યે જ્યારે જુલીયસ સીઝરે ઈ. સ. પૂર્વે ૪૭ માં ઇજીપ્ત ઉપર યુદ્ધ કર્યું ત્યારે હેણે અલેક્ઝાંડ્રીયાનો કાફલો સળગાવી મુક્યો અને હેના બ-

ડકાઓ સંગ્રહસ્થાનના પુસ્તકાલય સુધી પ્હોંચ્યા હતા,-જેથી આ પુસ્તકાલય ઘણે ભાગે નષ્ટ થયું હતું. ઈ. સ. ૨૭૩ માં જ્યારે રોમના મહારાજા ઓરેલીયમે ઈજીપ્ત ઉપર ચઢાઈ કરી ત્યારે પણ સંગ્રહસ્થાનનો કેટલોક ભાગ નષ્ટ થયો હતો. પરંતુ આ પુસ્તકાલયનો છેવટ વિનાશ ઈ. સ. ૬૪૦ માં આરબ લોકો અમરૂના હાથ તળે ઈજીપ્તમા આવ્યા હતા ત્યારે તેઓને હાથે થયો હતો. એમ કહેવાય છે કે અમરૂએ એ પુસ્તકાલયને શું કરવું એ વિષે ખલીફ ઓમારને પુછાવ્યાથી ત્હેણે એવો જવાબ મોકલ્યો હતો કે તે પુસ્તકાલયનો નાશ થવો જ જોઇયે. કારણ કે જે કાંઈ કુરાનમાં લખ્યું છે તે ત્યાંના પુસ્તકોમાં હોય તો તે પુસ્તકો જાળવી રાખવાની જરૂર નથી અને કુરાનમાં જે કાંઇ ન હોય તે જો તે પુસ્તકોમાં હોય તો તે બધુ ખોટું હોવું જોઇયે. માટે ગમે તે રીતે તે પુસ્તકોનો નાશ કરવો!

આવી રીતે આ અમુલ્ય પુસ્તકાલયનો નાશ થયો. આજ દીવસ સુધી જો ત્યાંના પુસ્તકો સચવાયાં હોત તો હાલ પૃથ્વી પરનાં તત્વજ્ઞાન, ધર્મજ્ઞાન વિગેરે સર્વ જ્ઞાનોનો રંગ જુદો જ હોત!

હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીઆ.

# પ્રેમાનંદ.

જ્યારે આકાશ અગ્નિ વરસે છે અને ધરતી ધગધગે છે, નદીઓ ક્ષીણ થાય છે અને નાળાં સુકાઈ જાય છે, ત્યારે ગંગા અને સિંધુમા ભૂમિને જળમય કરી દેવું બારે પૂર ક્યાંથી ? અતિદૂર ઉત્તર તરફ દૃષ્ટિ લબાવો. જુઓ પેલા આકાશને ભેટતા હિમાલયના હૃદયે ને મસ્તકે આર્દ્રતાના થરના થર જામી ગ્યા છે, તે જે અખૂટ રસ ઝરે છે, તેને લીધે જ ગંગા અને સિંધુમાં કાળે ઉન્હાળે પૂર આવે છે. સાહિત્યની સૃષ્ટિમાં પણ એવો જ દેખાવ વિક્રમની અઢારમી સદીમા આપણી દૃષ્ટિએ પડે છે. તે સમયે સંસ્કૃત સારસ્વત પ્રવાહ આ કુમારિકાક્ષેત્રમાં અદૃશ્ય થયો હતો. માત્ર બે ત્રણ પ્રાકૃત ઝરણો મંદજીવન જણાતા હતાં. પણ તેમા રસની–મીઠાશની ખામી હતી. એક તરફ પશ્ચિમ ઘાટના વહેળિયાની ચપળતાથી સામળની વાર્તાનો ધોધ ઘોઘાટ મચાવતો ચેકડા મારતો હતો. બીજી તરફ કચ્છની ખારી નદી તુલ્ય તત્ત્વજ્ઞાનના ક્ષાર યુક્ત અખાની વાણીનુ વહેણુ નિઃશબ્દ વહેતું હતું. બીજા પણ જુજ ઝરણિયાં મસાણના વટેમાર્ગુની તૃષા મહેજ છીપાવવાનુ કરતાં હતાં. આવી શુષ્કતાના સમયમા ધ્રુકડ વલ્લભ, પંડિત રત્નેશ્વર, શગારી દ્વારકાદાસ આદિની કવિતાની નદીઓ અનેકાનેક રેલછેલ કરી મૂકી તે મહાન કવિ **પ્રેમાનંદ**.

અઢારમા શતકનો અધિષ્ઠાતા કવિ પ્રેમાનંદ જ છે. ગુર્જરી ગિરાના મહદ્ભાગ્યે પ્રતિપ્રોક્ત સો વર્ષ જેટલું લાંબુ આયુષ ભોગવનાર એ પ્રતાપી કવિ, આકાશગંગાનો તેજસ્વી પ્રવાહ જેમ આકાશને માપે છે, તેમ અઢારમી સદીને માપી લે છે. આપણા અઢારણને એ દ્વિજોત્તમે શતકના આરંભની વીશીથી માંડીને સમાપ્તિની વીશી પર્યંત દિવ્ય ગાનના ઉભરા વડે શબ્દાયમાન કરી મૂક્યુ હતુ. એના સમગ્ર સાક્ષર જીવનની આલોચના કરવાનો સમય હજુ દૂર છે. અત્યારે તો એ ગુર્જરરત્નના કેટલાક મહાન આરંભનું જ નિરૂપણ કરવું બને એમ છે.

જે જે દેશકાળના સંજોગોએ ભાષાસક્ત પ્રેમાનંદ પ્રગટચો, તે જ સંજોગોએ પાખંડનું ખંડન કરનાર અખાને, વિક્રમ–ભોજ–રંભાદિકની મહિમા ગાનાર સામળને અને માતાજીની પ્રીતિમાં મહાલનાર વલ્લભ મેવાડાને જન્મ આપ્યો છે. અઢારમી સદીના ઇતિહાસનાં પાનાં ઉથલાવિયે છિયે, તો દેશની બહુ પ્રકારે અવનતિ થયેલી માલૂમ પડે છે. સૈકાંનાં સૈકાં થયા મુસલમાનોના જુલમ નીચે લોક કચરાતા આવ્યા હતા. વિદેશી ને વિધર્મી જુલમી રાજ્યકર્તાના અમલમાં રાજકીય કે ધાર્મિક ઉન્નતિની આશા કેવી? દ્વિતીય–સહસ્રાબ્દીના મધ્યકાળની તે તે ધર્મભાવનાના મહાન સંક્ષોભથી પૂર્વમા વિદ્યાપતિ, વિસ્તૃત ઉત્તરમાં કબીર ને તુલસીદાસ, દક્ષિણમાં તુકારામ અને પશ્ચિમમા નરસિંહ મહેતા જેવા પ્રજાના હૃદયરૂપ કવિઓ ઉત્પન્ન થયા હતા, તેનો ઊભરો શમી જઇ ઊલટું કહો-

વાણુ શરૂ થયું હતું. અમદાવાદની ટંકશાળના સોનીએ પુષ્ટિમાર્ગનો બેરજો કાઢ્યો, તો ધાતુવાદ અવળો ફળી કનકનું કથીર તેના જોવામા આવ્યુ. તે પોકાર મારે છે કે

ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ;
ધન હરે, ધોખો નવ હરે એવો ગુરુ કલ્યાણ શુ કરે ?

દેશી સાહિત્ય પણ દુર્બળ સ્થિતિમા હતું. ગુર્જર સાહિત્યમંદિરને નરસિંહ પદ્મનાભ ભાલણ્ને ઉદ્ધવે શોભાવવા સફળ પ્રયત્ન કર્યા તે પછીના કાવ્યશિલ્પીના ઘડેલા બાવલા તે ડોળિયા જ હતાં પ્રતાપી સિદ્ધરાજ જયસિંહના સમયના ઉત્કર્ષશાળી ગુર્જરોની પેઠે

पुत्तें जायें कवण गुणु, अवगुणु कवण मुएण,
जो बप्पोकी भूंइडी चंपिज्जइ अवरेण ?

એવું કહેનાર કે વિચારનાર કોઈ જ નહોતુ. શિવાજી મહારાજના ગુરુ રામદાસની પેઠે રાષ્ટ્રધર્મનો ઉપદેશ કોઈ કરે ને કોઈ સાભળી દિલ ધરે એમ ન હતુ. વસ્તુસ્થિતિ આમ હોવાને લીધે ધર્મ સબધી વિચિકિત્સા અખાના છપ્પામા છપાયલી છે, રાષ્ટ્રભાવનાના અભાવે કુટુબ તે જ બ્રહ્માડ માનનારની કુટુમ્બવત્સલતા વલ્લભ મેવાડાના માતાજીના ગરબામા ગાજી રહી છે છે, દાસત્વમા ઊછરેલાની ચાપલૂશી સામળની ઉપકારવૃત્તિની ભાટાઇમા ભભકી રહી છે, ઉચ્ચ કાવ્યભાવનાના અભાવે લોકની અદ્દ્ભુતપ્રિયતા વાર્તાની કથનીમા પાગરી રહી છે, ત્યમ વળી जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी એ શ્લોકાર્ધમા પ્રબોધેલી દેશભક્તિના અભાવે પ્રેમાનદ જેવા વિરલ નરનો હૃદયગગ બાળાભક્તિમા સક્રાન્ત થઈ ગયો આપણે જોઇયે છિયે.

એક રીતે સ્વભાષાના પ્રયોગનુ મમત્વ આ દેશમા પૂર્વકાળથી ચાલ્યુ આવ્યું છે. એને લીધે ચક્રવર્તી અશોકની ધર્મદેશનાને ગિરનાર ઉપરના શિલાલેખમા સ્થાનિક પ્રાકૃતનુ રૂપ ધારણ કરવુ પડ્યુ છે. વળી દેવર્ધિગણીના સમયમા જૈન અંગો વલભીપુરમાં પ્રાચીન માગધી વીસરી અર્ધમાગધીમા પત્રારૂઢ થયા તેમા પણ સ્થાનિક ભાષાનું પ્રાબલ્ય કારણભૂત હોય. સ્વભાષા પ્રત્યેના ગૌરવથી પ્રતાપી સિદ્ધરાજની પ્રેરણાથી હેમાચાર્યે અહિંની અપભ્રંશભાષાનું પ્રથમ વ્યાકરણ બાધ્યું, જેથી શિષ્ટ પ્રાકૃતોમાં અપભ્રંશભાષા પણ પક્તિ પામી. આગળ જતા સ્વભાષા ઉપરની પ્રીતિ એટલી તો દૃઢ થઈ જણાય છે કે ધારા

---

જુઓ गी. गो. ૫ ની પ્રથમ અષ્ટપદીની ટીકા
[illegible] मिष्टं ततोऽपभ्रंशमापितम्।

નગરીના વિદ્યાવિલાસી સુપ્રસિદ્ધ ભોજરાજાને **सरस्वतीकण्ठाभरण**માં લખવું પડે છે કે **अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः।** ગુર્જરોનું અપભ્રંશને માટે જે મમત્વ હતું તે મમત્વને છાજે એવી તેની સુંદરતાની **सरस्वतीकण्ठाभरण** જ **सुभव्योऽपभ्रंशः** એમ રેખ મારી સાક્ષી પૂરે છે; મેવાડનો સંગીતપ્રિય કુંભો રાણો પણ **गीतगोविन्द**ની ટીકામાં એક સ્થળે તેને વખાણે છે. વાણીની પોતાની ભવ્યતાને લીધે કે બોલનારની પ્રીતિને લીધે ગમે તે કારણથી ભાષાભક્તિનો પ્રવાહ સરસ્વતીના પ્રવાહની પેઠે કોઈ સમયે પ્રકાશ તો કોઈ સ્થળે પ્રચ્છન્ન એમ આ ભૂમિમાં વહેતો જ આવ્યો છે. પરંતુ તેનો અપ્રતિહત ગંગાવતરણ જેવો પ્રપાત તો કવિ પ્રેમાનંદના ભગીરથપ્રયત્નમાં જ ખરેખરો દૃષ્ટિગોચર થાય છે. બીજી પ્રતાપી ભૂમિમાં યશસ્વી દેશભક્ત વીરો નીપજ્યા છે, પરંતુ ભાષાભક્તિનો આવિર્ભાવ તો અહિંનો નવીન જ છે.

ગૂજરાતી સાહિત્યના ઉત્કર્ષ અર્થે પ્રેમાનંદે આદરેલા મહારંભમાં વેદાંતી બાવા રામચરણનો બોધ, સાહિત્યપોષક કવિમંડળની યોજના, સામળભટ સાથેનો ઝગડો, વ્યાસ પુરાણી સાથે વિરોધ, હિંદુસ્તાની સાહિત્યની હિમાયતી સાથે સ્પર્ધા અને સંસ્કૃત સાહિત્યની પ્રતિસ્પર્ધા, એ મુખ્ય સ્થાન ધરાવે છે. પંજાબમાં લડાયક શિષ્યભક્તિ જેમ ગુરુગોવિંદે સ્ફુરાવી, મહારાષ્ટ્રમાં રાષ્ટ્રભક્તિ જેમ રામદાસસ્વામીએ પાંગરાવી, તેમ પ્રેમાનંદમાં ભાષાભક્તિનું બીજ તે ગુરુ રામચરણે રોપ્યું. એ સંબંધમાં કુળદીપક વલ્લભ સુવિહરદ્દોદરસંવાદાખ્યાનના મંગળાચારમાં પ્રેમાનંદને જ મુખે કહેવરાવે છે કે

કવિનામધારી નથી ભક્ત અમે ભાષાતણા
ભટક્યા ભરતખંડ દેવી જોવા જાગતી;
દેશ જે વિદેશ જોયા, આશ દાસ થવાતણી,
કોઇ કહિં પહોચ્યા નહિ વાત વાંકી લાગતી;
હિંદુસ્તાન મધ્ય ભાળી ભાખા તેની ભલી જેહ
યવનથી ભ્રષ્ટ થઈ હજી નથી ત્યાગતી;
સારો શબ્દ રૂપી નર ઝડપી લે જોતા માંહિ
ભ્રષ્ટ કરે પછી તેને એમ અનુરાગતી.
કેટલાક દેશ અમે યાત્રા કરવાને ગયા,
જેવો જોયો એવો અમે સાર સમજાવિયો;
કોઇક *ભાષાદેવી દીન મલિન ને બાલ વની
કરે માલવાળી તેને; સાજ શો સજાવિયો !!!

* મરાઠી, જેની સમૃદ્ધિ શ્રીમંત પેશવા-સરકારના આશ્રયથી વધવા માંડી હતી.

નવીનતા નહી કૈંક ભાષા નાત જાત જોતાં;
પ્રીતિ કેવી પેર થાય ? વિચાર ન આવિયો.
+એવે મળી આવ્યા સિદ્ધ પૃથ્વીમાં પ્રસિદ્ધ પૂરા:
નમી પૂછ્યું તેમને મેં, ભલો ત્યારે ભાવિયો.
નિષ્કલંકી ભાષા કોઈ બતાવિયે નરવર !
પૂજક હું થાઉં તેનો વ્યગ્ર મન અતિ છે.
જોઉં જેમાં તેમાં દોષ; ગિરવાણ શુદ્ધ ભાળું;
ન કરવાનું નિહાળું; મૂઢ મારી મતિ છે.
ધનવંત જોઈ પૂરો ધન અર્પવા જવું તે
હાંસી વિશ્વ મધ્ય થાય; રાઢ એમાં રતી છે ?
ગિરવાણ જેવી નહિ, ઊતરતી એના થકી
એક પગથિયું માત્ર; ગૂઢ કે'વી ગતિ છે.
યોગિરાજ ઇશ્વર શા વધા વેણ ત્યારે તર્ત
અલ્યા કયી જાત તારી ? પૂછ્યું એમ તેમણે,
મેં કહ્યું કે ગૂજરાતી મૂલ્યવાળો શું શાં વિષે
શુદ્ધ ભાષા જેવી મારે: મૂલ્ય કર્યું એમણે
ઉંમર મૂકી અને તું ડુંગરને પૂજે કેમ ?
ગોદમાંનો સુત ભૂલે જાણ્યું નહિ જેહણે;
તારી ભાષા છે જ તેવી જાણ્યું નવ તેં જરૂર
વિચારી જો વાર વાર ગુણથી ધરે ગણે ?
કોમળતા કમળથી અધિક દેખાય એમાં,
મધુ સુધા મિષ્ટપણે હારી હારી જાય છે;
અમલતા એના જેવી નથી કોઈ ભાષા મધ્ય,
પ્રાચીનપણું તો એનું મોટરું સતાય છે;
નવરસની નાયકા સુખદાયકા છે સિદ્ધ,
જાણે નહિ તેહ એના ખોટા-ગુણ ગાય છે.
કર્કશપણું કે'શે નથી એની માંહિ રજ
વીરગ્રંથ ભાળ્યા નથી ખત્તા તેણે ખાય છે.

---

× ગૂજરાતી.

+ સરખાવો 'અષ્ટાવક્રાખ્યાન, કડવું ૫ છેલ્લી પંક્તિ:—
પ્રેમાનંદ ગુરુ પાસે આવ્યા ફરી સમજો દેથરે.

પોતે પોતાકેરી કરે અથવા પોતાનાતણી
પ્રશંસા તો પેર પેર, તે માંહિ તે માલ શો ?
પ્રશંસનીય જો પૂરા, તોય નર ધરે તેમાં;
તેણે વધુ બોલું નહિ, રૂપિયો છે રાળ શો.
ગુર્જરગિરાની તુલ્ય ઉર્વીમાં નથી;
સર્વ ગુણ સંપન્ન છે; ઉચ્ચાર રસાળ શો ?
એમ સમજાવી મને સારે પંથે વાળ્યો સિદ્ધ:
અનુભવે ખરું લાગ્યું; ટળ્યો ન્હાના બાળ શો.

રામદાસ સ્વામીના ઉપદેશની અને રામચરણના ઉપદેશની મહત્તાની પ્રતીતિ સારું જરા ઇતિહાસ તરફ દૃષ્ટિ કરવાની જરૂર છે. શિવાજી મહારાજને પ્રબોધેલી રાષ્ટ્રભક્તિએ મહારાષ્ટ્રને ઝનૂની આલમગીરના ઝપાટામાંથી બચાવી લીધો. **सिवाजी न होत तो सुनत होत सबकी** એ ભૂષણ કવિની અતિશયોક્તિમાં સત્યતા છે. સિવાજી જે શિવાજી નીવડ્યો તે રામદાસ સ્વામીના રાષ્ટ્રભક્તિના બોધથી. પ્રેમાનંદ પણ આપણા પ્રેમનું પાત્ર અને આનંદનું ધામ થયો તે રામચરણના ભાષાભક્તિપ્રદ ગુરુમંત્રથી. પ્રેમાનંદ ન હોત તો આપણા સાહિત્યમાં કેવી શૂન્યતા જોવામાં આવત તે તપાસિયે. પ્રકાશમાં આવેલું ગુર્જર સાહિત્ય પાંચ શતકનું છે. તેનો આરંભ વિક્રમના સોળમા શતકમાં થયો. નરસિંહ ભાલણ પદ્મનાભ આદિને હાથે ગણ્યાં ગાંઠ્યાં પણ સારાં આદર્શો રચાયાં. તે શતકમાં રસના ગ્રાહક શ્રોતા પણ હતા, તેની ભાલણની કાદંબરી સાક્ષી પૂરે છે. તે રસિકતા ભાલણ ઉદ્ધવ ને ભીમકવિની સાથે જ અવસાન પામી. સત્તરમા શતકમાં રસ લ્હાનાર કે લ્હેનાર કોઈ થયું નહિ–રહ્યું નહિ. કવિતા તે કાવ્ય કહિયે, તો વિષ્ણુદાસ શિવદાસ, નાકર મનોહર આદિનાં પોથાંની સત્તરમા શતકમાં ખોટ નથી: પરંતુ કાવ્યનો આત્મા જે રસ તેની એમાં ખોટ છે. ઊછરતા ગૂજરાતી સાહિત્યનો આ રીતે સત્તરમા શતકમાં અપકર્ષ જ થયો. અઢારમા શતકના ધુરંધર કવિ પ્રેમાનંદ અને તેણે સ્થાપેલા કવિમંડળમાંના વલ્લભ રત્નેશ્વર વગેરે.– એમને હાલ બાજુ ઉપર રાખી ઓગણીસમા શતકમાં ઊતરિયે, તો ત્યાં કયા મોટા કવિ આપણે ગણાવીશું ? દયારામભાઇની ગરબીઓ પંકાય છે, અને બીજા કવિનાં પણ છૂટક પદો વખણાય છે, પણ આદર્શભૂત મોટું કાવ્ય શોધિયે કોનું જડે છે ? એ શતક પણ આ રીતે ખાલી છે. વીસમું શતક તો હજુ ચાલે છે, એટલે તેની તુલના કરવી યોગ્ય નથી. હવે વિચારો કે પ્રેમાનંદ વલ્લભ રત્નેશ્વર વગેરેએ અક્ષર પાડ્યો ન હોત, તો સત્તરમા શતકથી માંડીને તે ઓગણીસમા શતકની સમાપ્તિ પર્યંત કયાં ઉચાં આદર્શો આપણે બતાવત ? એકે નહિ, એકે નહિ. ગુર્જર સાહિત્યના દુર્બળ સંગ્રહમાં અઢારમા શતકમાં જે સંગીન અને સારો વધારો થયો તે સદ્ગુરુ રામચરણના મંત્રબળથી જ. એમના સદ્ઉપદેશનું મહત્ત્વ સમજવાને આ ઐતિહાસિક નિરીક્ષાની જરૂર છે. એ ઉપદે-

શના જ મહિમાએ દ્રૌપદીહરણ આદિ કાવ્યદ્વારા કાવ્યપદાર્થ સ્ફુટ કરવા, રોપદર્શિકા આદિ નાટકદ્વારા નાટ્યશાસ્ત્રના પ્રયોગનાં મર્મ પ્રકાશિત કરવા, અષ્ટાવક્રાખ્યાન આદિ કાવ્યદ્વારા સર્વ શાસ્ત્રનાં રહસ્યનો પરિચય દર્શાવવા, નવનવાં વૃત્ત યોજી-છંદશાસ્ત્રનું કૌશલ બતાવવા, કાશી જઈ વિદ્યા ભણી આવનાર પંડિત રત્નેશ્વરનું ગુરુપદ ધરાવવા સમર્થ પુરુષે દંડી બાણ રાજશેખરના જેવી અથવા તેમનાથી ચઢિયાતી કીર્તિનો લોભ છોડયો; વંશપરંપરાની જ્ઞાતિમાં પ્રતિષ્ઠા આપનારી પૌરાણિક વૃત્તિનો ત્યાગ કર્યો; અને દુબળી-ગરીબડી ગૂર્જરાતીની સેવા કરવાનું આદર્યું. ગુર્જરી વાણીને પ્રેમાનંદ સરખો મહિમા વધારનારો ભાવિક ભક્ત મળ્યો તે પ્રતાપ સદ્‌ગુરુ રામચરણનો.

(અપૂર્ણ.)

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

---

## કુસુમની વિમાસી.

કુસુમ મ્હારૂં કરમાયઃ અરર ! હૈયું બરમાય;
ઊંડું ઊંડું શરમાયઃ સખે, શું કરૂં હવે ?

જ્વલે અન્તરમાં લ્હાયઃ નહીં હુંથી કંઈ થાય;
કશો ન મળે ઉપાયઃ સખે, શું કરૂં હવે ?

"દાવાનલમાં દેશનાં બહુ બહુ કુસુમ હણાય;
સહુ તે જીવન પામવા તાત સમીપ તણાય !"

શ્રુતિ સ્વર્ગોની લ્હોય ભુવન જેનાથી સ્હોય,
નયનધારા તે લ્હોયઃ સખે, શું કરૂં હવે ?

સૌમ્ય સ્નેહોને ધામઃ એકલાને આરામ;
કુસુમ નિરખૂં તે આમ ! સખે, શું કરૂં હવે ?

कान्त.

---

## §અસત્ય ભાવારોપણ.

## ( PATHETIC FALLACY. )

ભીમરાવના 'પૃથુરાજ રાસા'ના અવતરણમાં આ વિષય ઉપર રા. રમણભાઇયે કરેલી ચર્ચાને સંબન્ધે 'સુદર્શન'ના વિદ્વાન તંત્રી રા. આણંદશંકરે એ પત્રના જુલાઈ ૧૮૯૯ ના અંકમાં કેટલાક પ્રશ્નો ઉઠાવ્યા હતા તે બંને પક્ષ વાંચી મને કેટલાક વિચાર સૂઝેલા તે નોંધવાની રજા લઉછું. એ ચર્ચાને આજ છ વર્ષ વીતી ગયાંછે; છતાં વિષયના સ્થાયી મહત્વને લીધે આ લેખ અકાળે આવ્યો નહિં ગણાય. દરમ્યાન રા. રમણભાઇયે પણ § 'વૃત્તિમય ભાવાભાસ'ના મથાળાથી એ વિષય નિબન્ધરૂપે વિસ્તાર સાથે અને સમર્થ રીત્યે ચર્ચ્યોછે, અને તે હેમના ' કવિતા અને સાહિત્ય ' નામના સંગ્રહમાં દાખલ થયેલો છે.

એ બંને પક્ષની સારાસારતાનું સંપૂર્ણ અવલોકન કરવાની ઇચ્છા તેમ અવકાશ પણ નથી. માત્ર આ રસિક વિષય સંબન્ધે મ્હને જે કાંઇ કલ્પના અને વિચાર સૂઝેછે તે જ નોંધવાનો ઉદ્દેશ છે. તેમ કરવામાં એ ઉભય પક્ષના સ્વરૂપ વિશે પ્રસંગવશાત થોડું બોલવું પડશે તો બાધ પણ નથી.

---

§ Pathetic Fallacy શબ્દોનું ભાષાન્તર રા. રમણભાઈ આ શબ્દોમાં કરેછે. પરંતુ કાવ્યશાસ્ત્રમાં 'ભાવાભાસ'નો વિષય કાંઇક જુદો છે. અનુચિત વિષયમાં પ્રવર્તના રસ તથા ભાવનો આભાસ ગણાયછે; અહિં અનુચિતતાનો પ્રશ્ન આવતો નથી. તેમ જ 'વૃત્તિ' એ શબ્દનો અર્થ attitude મનની અથવા હૃદયની બીજા બાહ્ય પદાર્થ તરફ સ્થિતિ એમ અર્થનું પ્રથમ ભાન થાયછે. feeling, હૃદયના ભાવનું ચલન, અથવા 'ભાવ' એમ અર્થ તરત નથી સમજાતો. રા. રમણભાઇયે હેમના 'કવિતા' વિશેના નિબન્ધમાં ('કવિતા અને સાહિત્ય' પૃ. ૨૬ મામાં) કહ્યુંછે કે પંડિતરાજ જગન્નાથે રસને કે હેના સ્થાયી ભાવને 'ચિત્તવૃત્તિ'નું નામ આપ્યુંછે એ આધાર 'વૃત્તિ' શબ્દને વખતે અપાશે. પરંતુ. પંડિતરાજ તરફ સંમાનનો ભાવ મ્હારો કાયમ રાખીને પણ, કહેવાનું મન થાયછે કે 'વૃત્તિ' શબ્દનો એ અપ્રધાન અર્થ છે. તે વાત દૂર રાખીને પણ, 'વૃત્તિ' કરતાં 'ભાવ' શબ્દમાં સબળતા વિશેષ આવેછે. તેમ જ વૃત્તિ અને ભાવ એ બંને શબ્દ સાથે વાપરતાં ' વૃત્તિમય ભાવાભાસ'માં એક જાતની પુનરુક્તિ ખૂંચેછે. તેમ વળી Fallacy નો અર્થ 'આભાસ' શબ્દ કરતાં 'અસત્ય' શબ્દથી વધારે સફળ રીતે બતાવાયછે. ન્યાયશાસ્ત્રમાંના હેત્વાભાસ તે પાશ્ચાત્ય Logic માંના fallacy શબ્દનું ખરેખરું પ્રતિસ્વરૂપ નથી, એટલે એ રીત્યે પણ 'આભાસ' શબ્દ માટે પ્રમાણ નહિં મળે. આ સર્વ કારણોને લીધે 'અસત્ય ભાવારોપણ' એ નામ મ્હેં સ્વીકાર્યું ગણ્યુંછે. તેમ વળી 'વૃત્તિમય ભાવાભાસ' એ નામ કરતાં 'અસત્ય ભાવારોપણ' નામથી અર્થબોધ તાત્કાલિક અને વિશદતાથી થાયછે.

"ધ્વનિ તે પ્રસર્યો સ્થળે સ્થળે,
સુણી રોયાં વનવૃક્ષવેલિયો;
મૃગ પંખી રહ્યાં જ સ્તબ્ધ તે,
પછી રોયાં ચિત શોક તો થયો."

સંયુક્તાના વિલાપની અસર પ્રકૃતિના સજીવ નિર્જીવ પદાર્થો ઉપર આમ વર્ણવી-છે ત્હેને રા. રમણભાઈ Pathetic Fallacy કહી સત્ય વિરુદ્ધ હોવાથી સદોષ ગણે-છે. અને રા. આણંદશંકર એથી ઉલટો પક્ષ પ્રતિપાદન કરવા મથે છે. આ સંબન્ધે Pathetic Fallacy તે શું તે બાબતનો સર્વથી પ્રથમ નિર્ણય સ્પષ્ટ, નિર્વિવાદ, અને ભ્રમરહિત, થવો જરૂરનો છે. મૂળ રસ્કિને આ દોષનું સ્વરૂપ બતાવીને આ નામ ત્હેને આપ્યું છે. રસ્કિન ક્હેછેઃ—

"The temperament which is subject to the Pathetic Fallacy is that of a mind and body overcome by feeling, and too weak (for the time) to deal fully and truthfully with what is before them or upon them."

"This state is more or less noble according to the force and elevation of the emotion which has caused it; but at its best, if the poet is so overpowered as to color his description by it, then it is morbid and a sign of weakness. For the emotions have vanquished the intellect."

"It is a higher order of mind, in which the intellect rises and asserts itself along with the utmost tension of the passion, and when the whole man can stand in an iron glow, white hot, perhaps, but still strong, and in no wise evaporating; even if he melts, losing none of its weight."

[ "પોતાની સમક્ષ અથવા પોતાની ઉપર જે કાંઈ હાજર હોય અથવા બનાવ બને તે વિશે પૂર્ણ રીતે અને સત્ય સ્વરૂપે વર્ણન કરી સકવા જેટલું બળ ન હોય હેવા અને લાગણીથી અભિભૂત થઈ ગયેલા મન અને શરીર (?)માં રહેલી વૃત્તિ Pathetic Fallacy ( અસત્ય આરોપ ) ને વશ થાયછે."

"આ સ્થિતિની ઉદાત્તતાનું વધતાઓછાપણું હેને ઉત્પન્ન કરનાર લાગણીની સ-બળતા અને ઉચ્ચતા ઉપર આધાર રાખેછે; પણ, ઉત્તમ સ્થિતિમાં પણ, પોતાની લાગણીનો રંગ વર્ણનને લગાડવા જેટલી કવિની અભિભવની દશા હોય, તો તે માનસિક રોગની જ સ્થિતિ અને નિર્બળતાનું જ ચિહ્ન છે. કેમકે લાગણીઓએ બુદ્ધિનો પરાજય કર્યો એમ થાયછે."

"ભાવબળના પરમાવધિ તાણની સાથે જ બુદ્ધિબળ પોતાનો પ્રભાવ ચઢતો જ

રાખી ત્હેની અસર દર્શાવે, અને ધીકતા લોખંડની પેઠે મનુષ્યનું અખંડ સ્વરૂપ દીપ્તિમય રહે;—પછી વખતે તે દીપ્તિ શ્વેત તેજરૂપ હોય પરંતુ સબળ અને કોઇ પણ રીતે વાયુરૂપ ધરી ઉડી જવા દે નહિં હેવી હોય; યદ્યપિ એ મનુષ્ય આર્દ્ર થાય ને દ્રવીભૂત થાય તથાપિ પોતાનું વજન ઓછું થાય નહિ; હાવી ઊંચા પ્રકારની મનની વૃત્તિ છે." ]

આ ઉપરથી જણાશે કે મનુષ્ય પ્યાસ પોતાના (વ્યક્તિરૂપ) ક્ષણિક, અશાશ્વત, હૃદયભાવનો આરોપ પ્રકૃતિ ઉપર કરે ત્હારે Pathetic Fallacy ની ઉત્પત્તિ થાય છે. તેમ હું ધારુંછું, કે રસ્કિનનો પ્રધાન ઉદ્દેશ આ પ્રકારના ભાવારોપને બહુધા +આત્મલક્ષી

---

+ Subjective અને Objective માટે 'સ્વાનુભવ રસિક' અને 'સર્વાનુભવરસિક' એમ નામ મરહૂમ નવલરામભાઇયે યોજેલાં રા. રમણભાઇયે સ્વીકાર્યાંછે. પરંતુ શબ્દો દીર્ઘસૂત્રી હોઇને પણ મૂળ શબ્દોનું પૂરું રહસ્ય બતાવી સકતા નથી તેથી 'આત્મલક્ષી' અને 'પરલક્ષી' એ શબ્દો મ્હેં યોજ્યાછે અને તે વધારે ઉચિત મ્હને લાગેછે. Subject નો તત્ત્વજ્ઞાનમાં અર્થ Ego. અહમ્—આત્મા છે: અને Subjective નું દૃશ્યબિન્દુ ego અને objective નું દૃશ્યબિન્દુ ego ની બ્હારની objective world, બાહ્યસૃષ્ટિ, છે તેથી આત્મ અને પર એ બે તરફ લક્ષણ કરવાથી આત્મલક્ષી અને પરલક્ષી એ નામ સુઘટિત લાગેછે. જેમ સુશ્લિષ્ટ અને ટૂંકા તેમ બોલવામાં સરલ હેવા તે શબ્દો લાગેછે. નવલરામભાઇવાળા શબ્દો માત્ર રસપ્રમાણ વિષયોમાં જ વપરાય એમ રા. રમણભાઇ પણ સ્વીકારેછે ('કવિતા અને સાહિત્ય'--પૃ. ૫૩ ની ફુટનોટ જુવો), અને કહેછે:--"તત્ત્વશાસ્ત્રમાં 'સ્વવિષયક અને 'પરવિષયક' એ બે શબ્દના ખરા અર્થ છે." વળી 'કવિતા અને સાહિત્ય' પૃ ૩૮૭ પં. ૨૧ મીમાં 'સ્વવૃત્તિજન્ય, અને 'પરસ્વરૂપજન્ય, એમ subjective અને objective માટે નામ જુદાં યોજવાં પડ્યાંછે. તો જુદે જુદે સ્થળે જુદા શબ્દો યોજીને અનિશ્ચિતતા ઉપજાવવાને બદલે, સર્વત્ર યથાસંભવ લાગૂ પડી ઉપયોગમાં આવે હેવાં નામ 'આત્મલક્ષી' અને 'પરલક્ષી' છે તે વધારે સ્વીકાર્ય ગણાય. આ શબ્દોનો પણ સર્વ વિષયમાં ઉપયોગ થવો અશક્ય છે એમ બતાવવાને રા. રમણભાઇ કહેછે ('કવિતા અને સાહિત્ય' પૃ ૪૩૩-૩૪ ફુટનોટ):- "એ પદ પણ તત્ત્વચિન્તનના બધા વિષયમાં ચાલી શકે તેમ નથી. Emotion (અન્તઃક્ષોભ) અથવા Perception (ઉપલબ્ધિ) ને 'આત્મલક્ષી વ્યાપાર કહી સકાશે નહિં, હેમને 'આત્મનિષ્ઠ' વ્યાપાર કહેવા પડશે." શા માટે? સમઝાતું નથી. જે અર્થ 'નિષ્ઠ'થી ઉદ્દિષ્ટ છે. તેજ 'લક્ષ'થી ઉદ્દિષ્ટ થઈ સકે એમ છે. જે વ્યાપારનું લક્ષ્ય 'આત્મ' છે, અર્થાત્ તે વ્યાપારની ઉત્પત્તિ અથવા પ્રવૃત્તિ 'આત્મ' છે,—એ અર્થ અને 'આત્મ'માં સ્થિતિ છે,—એ અર્થ બંને સરખા જ છે. "ઉપલબ્ધ થતા વિષય (object) ને 'પરલક્ષી' વસ્તુ નહિં પણ 'બાહ્યનિષ્ઠ' વસ્તુ કહેવી પડશે."—આમ પણ એઓ ઉમેરેછે. પરંતુ objective object એમ તો કહેવાનો પ્રસંગ જ નથી તો 'પરલક્ષી વસ્તુ' એ પણ સંભવની બ્હાર છે; અને 'બાહ્યનિષ્ઠ' નહિં પણ 'બાહ્ય' અથવા 'બહિઃસ્થ' વસ્તુ એટલું જ કહેવાય. 'બાહ્યનિષ્ઠ' વસ્તુનો અર્થ જ નથી થતો. Object માટે બીજો શબ્દ

( subjtcive ) કાવ્યને સંબન્ધે જ નિયન્ત્રિત કરવાનો જણાયછે. આ મહત્વની વાત રા. રમણભાઈ તેમ જ પ્રો. આણંદશંકર બંનેના સ્મરણમાંથી ક્ષણભર ખસી ગઈ જણાયછે, અને તેથી ઉભય ચર્ચામાં કાંઈ કાંઇ ભ્રમને પ્રવેશ મળ્યોછે. મ્હારૂં કહેવું એમ નથી કે Pathetic Fallacy ને અન્ય સ્થળે અવકાશ જ નથી. પરંતુ નીચેની ચર્ચાથી જણાશે કે અન્ય પ્રકારની કવિતામાં પ્રવેશ પામતાં જેમ જેમ એ કવિતાનું આત્મલક્ષી સ્વરૂપ ઘટતું જાયછે તેમ તેમ આ ભાવારોપનું સ્વરૂપ બદલાતું જાયછે, અને કેટલેક ક્રમે જતાં fallacy નું સ્વરૂપ લુપ્તવત્ થાયછે.

---

યોજવો પડે માટે objective માટે 'પરલક્ષી' યોજવામાં વાંધો વાજબી રીતે ઉત્પન્ન થતો નથી. તે છતાં માત્ર એક સ્થળે બીજો શબ્દ યોજવો પડે અને બાકી બધે ઉપયોગી થાય હેવો શબ્દ યોજવો તે ઠીક ? કે પ્રત્યેક પ્રસંગે જુદા શબ્દ યોજવા પડે તે ઠીક ? ઉત્તર ઉઘાડો જ છે. "બધા વિષયોમાં વાપરી સકાય એવા અપૂર્ણ વાચકતાવાળા શબ્દોનો ઉપયોગ કરવા કરતાં દરેક વિષયમાં હેનો ખાસ વાચ્ય અર્થ પરિપૂર્ણ રીતે દર્શાવાય હેવા જુદા શબ્દોનો ઉપયોગ કરવો એ બહેતર છે."—આમ રા. રમણભાઈ કહે છે. આ સામાન્ય તત્ત્વ સર્વાંશે સ્વીકાર્ય નથી. બધા વિષયમાં ઉપયોગ થઈ સકે હેમાં વધારે લાઘવ તથા સુઘટિતપણું છે; અને જુદે જુદે વખતે જુદા જુદા શબ્દો યોજવા પડે હેમાં તત્ત્વદર્શનયુક્ત વિચારશક્તિની શિથિલતા આવેછે. અપૂર્ણવાચકતાનો દોષ પણ વાજબી નથી. 'આત્મલક્ષી' અને 'પરલક્ષી' હેમની વાચકતા પોતપોતાની હદ સૂધી સંપૂર્ણ જ છે, અને જે જે વિષયમાં હેનો પ્રયોગ થાય, ત્હાં ત્હાં વિષયના સંબન્ધની છાયા પ્રવિષ્ટ થતાં યોગ્ય વિસ્તાર એ વાચકતાનો થાયછે; ઉદા૦—કવિતાના વિષયને એ શબ્દ લગાડીશું તો અનુભવ અને રસનો સંબન્ધ જે મૂળ શબ્દમાં ભિન્ન છે તે કવિતાના જ રસસ્વરૂપપણાને લીધે આપોઆપ પ્રવિષ્ટ થાયછે. એટલે સર્વાનુભવ-રસિક હેવા દીર્ઘસૂત્રી પ્રયોગની જરૂર પણ નથી ઉત્પન્ન થતી. "'આત્મ' અને 'પર'ને લક્ષ્ય કરવામાં જ આ બે જાત્યની કવિતાનો મૂલભેદ પૂરો થતો નથી, આત્મ અને પરના અનુભવને રસિકતામાં સમાવેશ કરવામાં ભેદ રહેલો છે."—એ રા. રમણભાઈની શંકાનું નિરાકરણ ઉપરના ખુલાસાથી થઈ જાયછે. અને ખરું જોતાં એ બે પ્રકારની કવિતાનો મૂલગત ભેદ તો આત્મ અને પરને લક્ષ્ય કરવામાં જ પૂરો થાયછે, જે પછી અનુભવ રસિકતાનો અંશ આવે છે તે આત્મલક્ષણ અને પરલક્ષણથી નિરપેક્ષ જ કવિતાના અનુભવ રસસ્વરૂપને પરિણામે જ. રા. રમણભાઇ બીજો વાંધો એ કાઢેછે કે "objective કવિતા એક 'પર' નહિં પણ અનેક 'પર'ને—મનુષ્યજાતિને—ગ્રહણ કરે છે એ જોતાં 'પર' કરતાં 'સર્વ' વધારે યોગ્ય છે." પરંતુ 'પર'નો અર્થ એક જ 'પર', એમ માની લેવાનું કશું કારણ નથી. 'પર'માં આત્મભિન્ન સર્વ—બાહ્યજગતનો—સજીવ નિર્જીવ સર્વ જગતનો—અને અર્થાત્ મનુષ્યજાતિનો પણ ત્હેને અંગે—સમાવેશ થઈ જાયછે. 'સર્વ' શબ્દમાં તો 'આત્મ'નો પણ સંગ્રહ થઈ જવાનો ભય છે. પ્રસંગવશાત એક વાત નોંધુછું કે—વર્ણનાત્મક કવિતાના અર્થમાં પણ objective poetry કહેવાય-

ત્હારે આ પ્રકારનો ભાવારોપ કવિતામાં હ્હેવે હ્હેવે પ્રસંગે આવેછે તે તપાશિયે. ભાવ અને ભાવારોપની તીવ્રતાના પ્રમાણમાં અનુક્રમ લઈશું. તે ક્રમે નીચે પ્રમાણે કવિતામાં આ ભાવારોપ જોવામાં આવેછે.

(क) આત્મલક્ષી ( Subjective ) કાવ્યમાં;

(ख) પરલક્ષી ( Objective ) કાવ્યમાં:–

(૧.) કવિયે ઉત્પન્ન કરેલાં પાત્રો પોતાની લાગણીઓની છાયા પ્રકૃતિ ઉપર પાડેછે ત્હારે;

(૨.) કવિ પોતે–પોતે ઉત્પન્ન કરેલાં પાત્રોની દશા સાથે પ્રકૃતિને સમભાવ ધરતી વર્ણવેછે ત્હારે;

(૩.) વર્ણન કરેલા માનવવૃત્તાન્તોને માટે અનુકૂળ પ્રકૃતિના બનાવો તે જ વખતે બનેલા કરીને કવિ વર્ણવેછે,–મુખ્ય વૃત્તાન્તના ચિત્રને યોગ્ય પશ્ચાદ્ભૂમિ તરીકે ચીતરેછે,–અને તે જ ક્રિયામાં માનવવૃત્તાન્ત અને પ્રકૃતિના વૃત્તાન્ત વચ્ચે કાંઇક ગૂઢ અને સૂક્ષ્મ સંબન્ધની છાયા પાડેછે ત્હારે.

આ પ્રત્યેક પ્રકારનાં ઉદાહરણો તપાસ્યાથી સ્પષ્ટતા થશે. માટે તેમ કરિયે.

(क) આત્મલક્ષી કાવ્યમાં ભાવારોપઃ--

---

છે, તે અર્થમાં 'સર્વાનુભવરસિક કવિતા' એમ નામ નહિં કહેવાય; વર્ણનપર કાવ્યમાં રસનું તત્ત્વ હેવું ઉત્કટ રૂપે અને, અન્યત્ર હોયછે તે સ્વરૂપે નથી હોતું એટલે 'સર્વાનુભવ રસિક' નામ બહુ બંધ બેસશે નહિં. પછી તાણી તૂશીને ઠેકાણું પાડિયે તો પ-ડાય પણ હેમાં વિચારની સરલતા નહિં આવે. વળી, તત્ત્વશાસ્ત્રમાં 'સ્વવિષયક' અને 'પરવિષયક' એમ શબ્દો રા. રમણભાઇ ઇષ્ટ ગણેછે–તો 'વિષય' અને 'લક્ષ્ય' એ બંને એક જ અર્થનિર્દેશ કરેછે, તેથી 'આત્મલક્ષી' અને 'પરલક્ષી' શબ્દોની યોજના સહજ જ ફલિત થાયછે. 'સ્વ' કરતાં 'આત્મ' વધારે ઉચિત છે,–Subject=ego, અહમ્, આત્મા–એમ હોવાથી subjective અને objective એ નામ મૂળ તત્ત્વચિન્તનના અંગનાં હોઇ, કવિતાને સંબન્ધે લગાડતાં પણ તત્ત્વદર્શનપર ચિન્તનનો સંબન્ધ રાખનારા વિવેચનને અંગે જ એ વપરાયછે તેથી તત્ત્વચિન્તનમાં વપરાય તેમ જ રસપ્રમાણુચિન્તનમાં વપરાય હેવા એક પ્રકારના જ શબ્દો યોજવા સુઘટિત બનેછે. આ સર્વે કારણોને લીધે 'આત્મલક્ષી' અને 'પરલક્ષી' એ નામનો સ્વીકાર મ્હેં કર્યોછે.

"રે નર્મદ! અંધારી રાત્ય,
ત્હેંને મળતી ત્હારી જાત્ય:
વિવિધ તાપથી તંમર જેહ,
રાત તણાં તમમાં સમી રહે.
પડતીને અંધારી ગમે
રડતાં રડતાં બંને રમે."

( નર્મદાશંકર–'અનુભવલહરી' )

કવિ નર્મદાશંકરની આ ચોપાઈમાં કલ્પનાનું ગાંભીર્ય છે ખરું; છતાં અંધારી રાત્રિને વિશે રડતી હોવાનો અને પોતાના હૃદયની છાપ ધરવાનો આરોપ કરવામાં કવિ પોતાના ભાવની જ છાયા પ્રકૃતિ ઉપર પાડેછે; આ સ્વરૂપ શુદ્ધ આત્મલક્ષી અસત્ય ભાવારોપનું છે. પોતાની લાગણીનો પ્રબળ વેગ બુદ્ધિના બંધનમાં ન રહી પ્રકૃતિના સ્વરૂપ ઉપર પણ એ પ્રવાહ વહી હેને આત્મરૂપ બનાવી પ્લાવિત કરેછે. આ જ પ્રકારનો હૃદયાવેગ બંધનમાં રહેતાં સંમુખ રહેલા પ્રકૃતિના સ્વરૂપ તરફ યોગ્ય વૃત્તિ રાખવાથી સત્યનો ભંગ ન થતાં પ્રકૃતિને મનુષ્ય પોતાના હૃદયભાવની સાથે જૂદી જ રીતે જોડી શકેછે; દાખલાનું ઉદાહરણ જોઇયેઃ—

"રજનિ અંધકાર માંહિં જડયા
ઝીણા તારલા ચમકતા પડયા.
ચમકતા તારલા કહેવા!
ભુતાવળ કારમી જે'વા!
અહો તારલા: ત્હમો જાણો
હૃદય આ વ્યથા તણી ખાણો.
કહું કો'ને વ્યથા આ ઊંરી?
રજનિમા ઊંડી રજનિમા બૂરી."

નિશાની કરેલી પંક્તિયોમાં તારાઓને કવિ પોતાના હૃદયની વ્યથાથી માહિતગાર જ કલ્પે છે, એ વ્યથા ઉભરાવી હેમને પણ વ્યથિત માની પોતાની વૃત્તિની રેલમાં તારાઓને ડૂબાવતા નથી. તારાઓ ચેતનાયુક્ત પદાર્થની પેઠે આમ મનુષ્યના હૃદયભાવનું જ્ઞાન મેળવે એ અક્ષરશઃ સત્ય નથી. પરંતુ તેટલા માટે અસત્ય ભાવારોપ અહિં બનતો નથી.—મુખ્ય તો એ જ કે ભાવનો આરોપ કરવાની પાયરીએ જતાં કલ્પનાને બુદ્ધિયે અટકાવી જ છે. અને કવિના હૃદયની ઊંડી વ્યથાનું ઊંડાણ, અજ્ઞાતપણું, વગેરે સ્વરૂપની સબળ છાપ પાડવા માટે જ આ જ્ઞાન તારાઓને વિશે કવિની કલ્પના મૂકે છે, એ હેતુથી જ આ સજીવારોપ રૂપક જેવી રચનાનો આદર થાયછે. એ હેતુ તરીકે કવિના મનમાં પ્રત્યક્ષ નહિં હોય તે જૂદી વાત છે. ભાવનું બળ સ્વાભાવિક રીતે પ્રવૃત્તિ કરીને આમ પ્રકૃતિનું દર્શન કરેછે તેથી જ આ હેતુ તરીકેની ઉદ્દેશહીનતા સંભવેછે.

આ બંને આત્મલક્ષી કાવ્યમાં Pathetic Fallacy ના સંબન્ધમાં આમ સૂક્ષ્મ ભેદ છે. પ્રથમના કાવ્યમાં રાત્રિને કવિ આત્મરૂપ કરી નાંખી પોતાના ભાવથી લિપ્ત કરી નાંખેછે, બીજા કાવ્યમાં તેથી બીજે છેડે ન જતાં તારાઓને તદ્દન કવિ પોતાના ભાવથી અલિપ્ત, અસંબદ્ધ, ન રાખતાં, ત્હેમને લિપ્ત પણ નથી કરતો અને અલિપ્ત પણ નથી રાખતો, પોતાના ભાવની સરહદમાં પ્રવેશ કરાવેછે, પણ ત્હેમના ઉપર ભાવનું બળ વધવા દઈ પરાજય કરીને નહિં. રૂસ્કિને કહેલી વજન ખોયા વિનાની દ્રવીભૂત થવાની વાયુરૂપે ઊડી ન જાય હેવી શ્વેત દીપ્તિની સ્થિતિનું આ ઉદાહરણ ગણી સકાય. પ્રથમની પંક્તિયોમાં તારાઓને ભુતાવળ જેવા કલ્પવામાં કાંઈક કવિના હૃદયની તાત્કાલિક સ્થિતિની છાયા છે એ ખરું. પણ એથી Pathetic Fallacy બની જતી નથી. પ્રકૃતિને પોતાના ભાવના રંગથી રંગવાની કૃતિ કાંઈક થાયછે અને કાંઈક નથી થતી હેવી અધવચલી સ્થિતિ આ કલ્પનામાં છે. તેથી Pathetic Fallacy થતે થતે આ સ્થળે બચી જવાયુંછે. તોપણ જો કદી આટલો અંશ Pathetic Fallacy નો હોય તથાપિ પ્રકૃતિને મનુષ્યના હૃદયની સ્થિતિવાળી જ કલ્પવી; પોતે શોકગ્રસ્ત તો પ્રકૃતિ પણ શોકગ્રસ્ત વગેરે કલ્પના કરવી—એ પ્રકારના ભાવારોપથી જુદા પ્રકારનું આ ઉદાહરણ છે.

આ દૃષ્ટિયે જોતાં Pathetic Fallacyના હાવા બે વિભાગ થઇ સકે:—(૧) મનુષ્યના હૃદયમાંના ભાવ જેવા જ ભાવ તે જ રીતે ધારણ કરતી પ્રકૃતિ કલ્પનાર ભાવારોપ; અને (૨) મનુષ્યહૃદયના અમુક ભાવના પરિણામ તરીકે પ્રકૃતિનાં સ્વરૂપમાં તે ભાવની છાયાવાળાં પણ જૂદી તરેહનાં ચિહ્ન જોનાર ભાવારોપ.—જો ઉપરની તારાને ભુતાવળ કલ્પનાર કવિતામાં ભાવારોપ હોય તો આ બીજા પ્રકારનો છે.

પ્રકાર (૨.) વાળા આરોપ કરતાં પ્રકાર (૧.) નો ભાવારોપ ઉતરતી પંક્તિના કવિત્વનો નમુનો બતાવે એ કહેવાની જરૂર નથી.

પ્રકૃતિના સ્વરૂપમાં આત્મસ્વરૂપ જોઇને નર્મદાશંકરે કરેલા ભાવારોપ માત્ર પાત્રાન્તરમાં પડવાથી વિલક્ષણ ફેરફાર થઈ જાયછે. કવિયે ઉત્પન્ન કરેલાં પાત્રો પોતાનાં વચનોમાં પ્રકૃતિ ઉપર પોતાના ભાવની છાયા પાડતાં ચીતરાયછે ત્હારે આ રૂપાન્તર થાયછે. અને પાત્રનું પગથિયું આવ્યાથી નામનું જ રૂપાન્તર થાયછે એમ નથી. કવિ પોતે કલ્પેલાં પાત્રની પછાડી રહી પોતાનું જ સ્વરૂપ, સ્વભાવ, ચીતરતો હોય તો તો એ પ્રકારાન્તરે, પરલક્ષી ડોળમાં પણ, વાસ્તવિક આત્મલક્ષી રચના જ કરેછે. બાયરનનાં ચિત્રો આ પ્રકારનાં ઘણાં પ્રસિદ્ધ છે. પરંતુ જ્હાં કવિ માત્ર સૂત્રધાર સ્વરૂપે જ પાત્રની પછાડી પોતાનું સ્વરૂપ ગુપ્ત રાખેછે. હેવી વાસ્તવિક પરલક્ષી રચનાઓમાં જ્હારે પાત્રો પોતાના ભાવ પ્રકૃતિમાં પ્રતિબિમ્બિત કરેછે ત્હારે ઉપર કહેલું રૂપાન્તર થાયછે, આત્મલક્ષી કાવ્યમાં જે એ ભાવારોપની અસત્યતા હતી તે આ પરલક્ષી રચનામાં ભુસાઇ જાયછે. કેમકે મનુષ્યસ્વભાવની એક રેખા આંકવાની આ કૃતિ છે.

*આત્મલક્ષી કાવ્યમા કવિ પોતે પ્રકૃતિનુ સત્ય સ્વરૂપ જોવાનો ધર્મ તજવાથી અપરાધી થાયછે. પરલક્ષી કાવ્યમા મનુષ્યસ્વભાવના બળને વશ થનારા પાત્રો એ અપરાધ કરે છે તો હેમા કવિનો દોષ નથી, કવિ તો ઉલટુ એ સ્વરૂપ, એ સ્વભાવ, સબળ રીતે એ પ્રકારથી આલેખી સકેછે આ રીતે જોતા જણાયછે કે ભાવારોપને આત્મલક્ષીમાથી પરલક્ષીમા દાખલ કરવાથી અસત્યતા જઈ સત્યતા આવેછે તે કૃત્રિમ ભેદ નથી ઉદાહરણ લઇયે. ઉપર જ આપેલા

" રે નર્મદ અધારી નસ '

વગેરે કાવ્યમા જે ભાવારોપ છે તે જ ભાવારોપ નીચેના પરલક્ષી કાવ્યમા પ્રવેશ પામતા રૂપાન્તર થયેલુ સ્પષ્ટ જણાશે —

'ઊંડી રજનિ દેવી! શ્યામ'
માગુ તુજ હૃદય હુ વિરામ,
થાઉં તુજશુ એકાકાર,
માગુ એ જ ; ઉદ્ધાર

રેલાઈ હૃદય મુજ શ્યામ
ઉભરાયુ તિમિર સહુ ઠામ,
તે આ પસરિયુ આકાશ,
જળમા કીધ ઊંડો વાસ

* * * *

---

* Shairp કૃત Poetic Interpretation of Nature નામના પુસ્તકમા આ દૃષ્ટિબિન્દુનો ઇશારો કર્યો છે –

" *It will be conceded to Mr Ruskin that it is not the highest order of poet* who as he looks out on Nature, is so overmastered by his emotions as to be continually colouring it with his own mental hues It is higher to feel intensely and still think truely, than merely to feel intensely without true thought But Mr Ruskin would allow that for the poet, whether dramatic, epic, or other to represent his characters as colouring the world with their own excited feelings, is neither falsity nor weakness but is merely keeping true to a fact of human nature "—(Poetic Interpretation of Nature page 105 )

ઉપરના ઉતારામા છેલા વાક્યમા આ વિચારનુ તત્ત્વ મુકાયુછે

મ્હારા હૃદયમાં અંધાર,
મહિં અનુતાપના અંગાર;
ત્હેની આ શી ઊંડી છાય
તારાજડિત રજની માંહ્ય !"

કુલમણિ દાસીના પતિનાં આ વચન હેના હૃદયના ઊંડા ક્ષોભનું દર્શન કરાવેછે તે વખત હેણે કરેલા ભાવારોપની 'અસત્યતા' આપણે ક્ષણવાર ભૂલી જઇયે છિયે કે ગમે તેમ હો, પણ આત્મલક્ષી Pathetic Fallacy નું સ્વરૂપ હેવાં સ્થળોમાં પ્રવેશ પામતું નથી.

આ ઉદાહરણની ચર્ચાના આરંભની સાથે આપણે ઉપર કહેલા (ख) વિભાગમાં પેટા. હેના પેટા વિભાગ (૧.) નું જ આ એક ઉદાહરણ છે. એ પેટા વિભાગની અંદર ઘણા ઝીણા ક્રમ સમાય છે. તે જુદાં જુદાં ઉદાહરણોથી જોઇયે.

કવિ પ્રેમાનન્દે "રણયજ્ઞ"માં રાવણને યુદ્ધમાં જતાં રોકતી મન્દોદરીના મુખમાં–

"આજનો દહાડો લાગે ધૂંધળો,
દીસે ઝાંખો દિનકર દેવ, હો રાણાજી."

એ વચન મૂક્યું છે હેનું સ્વરૂપ જુવો. તે દિવસે વાસ્તવિક સૃષ્ટિનો દેખાવ હેવો થયો હતો કે નહિં તે આપણને કવિ કાંઇ કહેતો નથી. માત્ર મન્દોદરીની ખેદભારભરી દૃષ્ટિયે આમ જણાયછે એટલું જ આપણે જોઇ સકિયે છિયે. હામાં pathetic fallacy નો કાંઇક અંશ જણાય છે, પરંતુ પાત્રના મુખમાં એ વચન હોવાથી–માત્ર તેથી જ નહિં પણ મનુષ્યસ્વભાવનું સ્વરૂપ હેવું છે તેથી–એ વર્ણનમાં સત્યવિરોધનો દોષ નથી આવતો; ને તેટલે દરજ્જે એ કલ્પના કેવળ દોષમયતામાંથી સારી રીતે બચેછે.

શેક્સપિયરના Tempest નામના નાટકમાં દરિયાના તોફાનમાં સપડાયલા વ્હાણમાં રહેલા રાજા એલોન્ઝોના હૃદયમાં બાર વર્ષ ઉપર પોતે કરેલા પાપનો અનુતાપ ઉત્પન્ન હેવો થાય છે કે તોફાનનાં સર્વ અંગોમાં પોતે અલૌકિક ભાવ જુવે છે અને પોતાના પાપનું જ્ઞાન તથા ઠપકો દેનારી શક્તિ જુવે છે;–જાણે કે પ્રકૃતિના બધા શબ્દો તે અન્તઃકરણ ( Conscience ) ના ધ્વનિ ના હોય ! એ કહેછે:–

"Methought the billows spoke and told me of it;
The minds did sing it to me, and the thunder,
That deep and dreadful organ-pipe, pronounced

> The name of Prosper: it did bass my trespass,
> Therefore my son i' the ooze is bedded, and
> I'll seek him deeper than e'er plummet sounded,
> And with him there lie mudded."

આ દૃષ્ટાન્ત વિલક્ષણ ભાવચ્છાયાની ગૂંથણી ખડી કરેછે. એલોન્ઝો પોતાના હૃદયમાં થતા ભાવનું પ્રતિબિમ્બ પ્રકૃતિ ઉપર નથી પાડતો, પરંતુ પ્રકૃતિમાં પોતાના ભાવનું વ્હેણ હેવું પેઠું જુવેછે કે એ ભાવનો પ્રતિધ્વનિ-સમભાવરૂપે નહિં પણ ઉપાલમ્ભરૂપે પ્રતિધ્વાન-હેને અનુભવગોચર થાયછે.

આ પ્રકારનું જ ભાવના પ્રતિધ્વનિનું દર્શન 'કારાગૃહમાંની વિધવા'ને થયેલું જોઇયે છિયે. મેઘથી આકાશ ઢંકાઇ ગયું તેથી આશ્વાસન મેળવીને એ કહેછે—

> "કોટિનયની પેલી રજની જુવત આ મુજ કર્મને,
> તો નયન એ બની કોટિશર વીંધત ઊંડાં મુજ મર્મને."

પણ એક જ તારો મેઘના બાકોરામાંથી જણાયો એટલે હેને ઉપાલમ્ભક પ્રતિધ્વનિ સંભળાયછેઃ-

> "તારલા ઓ! એકલો તું ડોકિયું શિદને કરે?
> ઘનપટલમાં કરી છિદ્ર તું મુજ હૃદય પણ વીંધે ખરે;
> ઓપિયા તુજ તેજથી શીકર ઉછાળી તરંગના
> આ શ્યામ સિન્ધુ કરાલ હસતો કર્મને મુજ નિન્દતાં."

વળી—

> "આ સિન્ધુ અને આ સમીર ચંડ ધ્રુરકતા રે,
> મ્હને મારે ઉપાલમ્ભતીર ઊંડાં ખટકતાં રે.
> ક્ય્હાં જાઉં? આ વિશ્વ વિશાળ સાંકડું લાગે રે,
> શ્યામ મ્હારું કર્મ કરાળ બધું સર્વ જાગે રે."

આ એક જુદા પ્રકારની ભાવચ્છાયા છે. વળી એ જ છાયામાં કંઇ રેખાભેદ ઝીણો આણનારું ઉદાહરણ જોઇયે. એજ વિધવા પવનને સંબોધીને કહેછેઃ-

> "ઓ મત્ત ચંડ સમીરણો! ઘુઘવાટ ખૂબ કરો તમે,
> ઊંડી રાત્રિને મથી નાંખતા તમ ઘોર રવ મુજને ગમે;
> હૃદય મુજ મથી નાંખતા ઘુઘવાટ છાના થાય જે,
> આ ઘોર તમ ઘુઘુરવ વિશે મુજને બધાય જણાય તે."

અહિં પ્રકૃતિના વ્યાપારમાં *કવિરચિત* પાત્ર પોતાના હૃદયભાવનું સમરૂપ પ્રતિબિમ્બ જોઇને આશ્વાસન મેળવેછે; પણ પોતાના હૃદયભાવથી પ્રકૃતિના હૃદયને રંગવાની કૃતિ અહિં નથી થતી, પરંતુ એથી કાંઇક અડધો ઉલટો ક્રમ લઇને પ્રકૃતિના બનાવમાં પોતાના ભાવનું એક ઊંડું સ્વરૂપ જ જુવેછે.

આથી વળી કાંઇક જુદી અને મૃદુ છાયાવાળું રૂપ બીજાં કેટલાંક કાવ્યોમાં જડી આવે છે. પાત્રજન પ્રકૃતિને પોતાના હૃદયભાવની સાથે સમભાવ થનારી જોઈ પ્રકૃતિનાં દશ્ય રૂપોમાં એ ભાવને અનુકૂળ કૃતિનો આરોપ કરેછે.

"વિધવાનો વિલાપ" એ કાવ્યમાં વિધવા પોતાની બાળકીને સંબોધીને કહે છે:-

"જો આ અનિલ કૂંળા કર તુજ પર ફેરવે,
ચંદા ચૂમે તુજને પૂરા પ્રેમથી;
હાલેડાં ગાય નદી સુજર્થી મીઠે રવે."

પવનનું સહજ વાવું, ચંદ્રનાં કિરણોનો અકારણ સ્પર્શ, નદીનો સ્વાભાવિક નાદ,– એ સર્વ આ બાળકીના ઉપર જ અનુરાગથી સહેતુક કૃતિયો જાણે હોય એમ સ્વૈચ્છિક આરોપ વિધવા આ ઠેકાણે કરેછે. હામાં શુષ્ક સત્ય દૃષ્ટિયે તો અસત્યપણું હોઇ, અસત્ય ભાવારોપણ જેવું લાગેછે. પરંતુ મનુષ્યસ્વભાવનું જ એક સ્વરૂપ કવિ પોતે પરોક્ષ રહીને આલેખેછે, પોતાની લાગણીની છાયા નથી પાડતો, તેથી કવિત્વદોષ તો નથી જ થતો, પરંતુ અસત્યપણાનો અંશ પણ ખસવા માંડેછે. જગતથી કંટાળેલી, જગતના લોકો તરફથી અનુકમ્પાની પણ આશા ન રાખનારી વિધવા સ્વાભાવિક રીતેજ પ્રકૃતિનાં કોમળ સ્વરૂપોમાં પોતાની તરફ સમભાવ જુવેછે અને તે વૃત્તિને પરિણામે તદનુકૂળ કૃતિનો આરોપ કરેછે; આ કારણથી આ ભાવારોપણ અસત્યપણાના દોષમાંથી બચેછે.

આ જ પ્રકારની મનોહર કલ્પના વર્ડ્સ્વર્થના એક કાવ્યમાં છે. "Her eyes are wild, her head is bare" એમ આરમ્ભ થતું એ કાવ્ય છે. હેમાં ફસાવીને તજેલી યુવતીની દશાનું ચિત્ર છે. એ પોતાના ધાવણા બાળકને સંબોધીને કહેછે:-

"Suck, little babe, oh suck again!
It cools my blood, it cools my brain.
Thy lips, I feel them; baby they
Draw from my heart the pain away.
Oh! press me with thy little hand;
It loosens something in my chest;

About that light and deadly band
I feel thy little fingers prest.
*The breeze I see is in the tree:*
*It comes to cool my babe and me."*

છેલ્લી બે પંક્તિયો italics માં મૂકેલી છે ત્હેમાંની કલ્પના ઉપરના પ્રકારનું ઉદાહરણ છે. પવન આવીને આ યુવતીને અને હેના બાળકને સુખમય બનેછે. તે ઉપરથી આગળ વધીને એ યુવતી માનેછે કે એ હેતુથી જ પવન આર્દ્રભાવથી આવેછે. આ કલ્પનામાં અસત્ય ભાવારોપણ ના થવાનું કારણ પણ ઉપર બતાવ્યા પ્રમાણે જ છે.

બીજું એક વળી જુદી છાયારેખાનું ઉદાહરણ જોઇયેઃ—

"વિધવાબાલાશ્રમની પાસે" આવી ગગનતારકને પોતાની બાળકી સોંપતી વખતે વિધવા—અસહાય, જગતના નિષ્ઠુર અન્યાયને વશ વિધવા—એ તારાઓને સંબોધેછેઃ-

"અને આ કાળીં ઘન રાત્યે,
અબળ વર જગતના જુલમ માટે
રૂપેરી આંસુની ધારા
ત્હમે રેડજો ગગનતારા !"

કહિં પણ સમભાવ ના દેખનારી આમ સમભાવની માગણી કરે એ કેવળ સ્વાભાવિક છે—કવિત્વદૃષ્ટિયે કેવળ સત્ય છે. ગગનતારામાંથી વ્હેતો પ્રકાશ તે રૂપેરી આંસુની ધારા છે એમ આરોપ આ ઠેકાણે કર્યો નથી; આત્મલક્ષી કાવ્યમાં તો એ કેવળ અસત્યં ભાવારોપણ થાત; પરલક્ષી કાવ્યમાં પણ જરાક તરંગમય આરોપ થાત; પણ માત્ર આંસુ વ્હેવાની શકયતા માની પ્રાર્થના જ કરેછે કે હેવાં આંસુ રેડજો—તે રેડી સકે તો રૂપેરી આંસુ રેડી સકે એટલી કલ્પનાનો આશ્રય કરીને કહેછે—તેથી બારીક રીતે અસત્યતાના દોષમાંથી અહિં છૂટી જવાયછે.

હવે વધારે ઉત્કટ રીત્યે ભાવારોપ કરનારાં ઉદાહરણો જોઇયે.—

**उग्गलिअदब्भकवला मिआ परिच्चत्तणच्चणा मोरा ।**
**ओसरिअपंडुपत्ता, मुअन्ति अस्सू विअ लदाओ ॥**

અહિં કણ્વ પોતાની પાલિત પુત્રી શકુન્તલાનો વિયોગ થવાની વખતે આર્દ્ર હૃદયવાળા થવાથી પ્રકૃતિમાં પણ એ આર્દ્રતા જુવેછે. કવિ પોતે પોતાની આર્દ્રતા પ્રકૃતિ ઉપર છાપતો નથી તેથી શુદ્ધ અસત્ય ભાવારોપણ નથી થયું. પાત્રની હૃદય સ્થિતિનું જ આલેખન કરવાનો હેતુ છે. તોપણ એટલું કહેવું પડશે કે અહિં કલ્પના ( imagina-

tion ) કરતાં તરંગ ((fancy ) નું પ્રાબલ્ય વિશેષ છે, અને તેટલે અંશે—તરંગમાં જેટલે અંશે સત્યની ઊનતા આવેછે તેટલે અંશે—અસત્ય આરોપની છાયા કાંઈક આવેછે પરંતુ જરાક બારીકીથી જોઈશું તો જણાશે કે આરોપનાં વચનોમાં કવિએ ઝીણું તારતમ્ય સાચવ્યું છે;—મૃગોએ દર્ભના કોળિયા મુખમાંથી નાંખી દીધા, તે વખતે શકુન્તલાના દીર્ઘ પરિચયને લીધે બધાંનાં પ્રયાણ વખતે મુખમુદ્રા ઉપર જણાતી ગ્લાનિનું કાંઈક, પાળેલાં પશુને બહુવાર સમભાવની કૃતિ કરતાં જોઈયે છિયે તેમ, સંક્રમણ થયું હોય તેથી અથવા તો સહજ જ માનવના પગસંચારથી સ્તબ્ધ થવાને પરિણામે હોય તેથી,—પરંતુ એ વાસ્તવિક બનાવના પાયા ઉપર આરોપ ચણ્યોછે. એજ રીતે મોરની નૃત્ય તજવાની કૃતિ વિશે સમજવેછે, પરંતુ પીળાં પત્ર ખેરવાની લતાઓની કૃતિ અચેતન પદાર્થની હોઇ અસ્નૈ-ચ્છિકજ છે અને તેમાં સમભાવના હેતુનો આરોપ જો મૂકે તો અવાસ્તવિકતા સબળ જ થાય; અને એ દોષમાંથી બચવા માટે કવિયે રૂપકનો ત્યાગ કરી **મુઞ્ચન્તિ इव** એમ **इव** શબ્દ મૂકી ઉત્પ્રેક્ષા જ કરી છે, જાણે આંસુ પાડતી ના હોય!—એમ સંભાવના મૂકી છે તેથી વાસ્તવિક અશ્રુપાત નથી એ સ્વરૂપ પ્રકટ રખાયછે, અને અસત્યના દોષમાંથી છૂટી જવાયછે.

( અપૂર્ણ. )

નરસિંહરાવ ભોળાનાથ.

# પશ્ચિમના સુધારાનો દાવો.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૨૭ થી. )

હવે હુ ફિરુના સિદ્ધાન્તના દષ્ટિબિન્દુથી આપણી પરિસ્થિતિ તપાસવાની આપને વિનંતિ કરૂં છુ. જગતની જુદી જુદી પ્રજાઓ વચ્ચેના એક મહાન્ છવનવિગ્રહમાં આ પણે હવે દાખલ થયા છીએ. મિ. કાર્લ પિયર્સન જેમના નિબંધમાંથી ઉપર એક ફકરો ટાંકયો છે તેઓ કહે છે કે—

*આખો સંમાજ પોતાની પરિસ્થિતિની સાથે વિગ્રહમા પડેલો છે. જે ઘડીએ આપણે માનવસમાજના ઇતિહાસનો સાર એવી રીતે સમજીએ કે મનુષ્ય પ્રથમ દરજ્જે એકબીજી પ્રજાના વિગ્રહદ્વારા અને બીજે દરજ્જે પ્રજાની અંદર એકબીજા મનુષ્યની હરીફાઇદ્વારા ઉત્કર્ષ પામે છે, તે ઘડી આ હકીકતો આપણને એક બહુ જ સબળ માર્ગદર્શક થઈ શકશે. હીબ્રુ અને રોમન પ્રજાઓ અનેક આચારવિચારના કેટલાક રસ્તેહમદ ફેરફાર

*"The Community in its entirety is struggling against its vital and its physical environments As soon as we interpret the facts of history in the light of progress by inter-racial struggle and only in a secondary manner by inter-racial competition, those facts become deeply suggestive and significant for our guidance We see both Roman and Hebrew nations *arising from* very small beginnings, by successful variations in *tribal custom and belief*. We no longer mourn over the apparent waste of power in the continuous wars of small Greek communities We see in that strife the probable source of their rapid progress in intelligence and physique Nay, modern Europe itself once became the stage whereon the drama of evolution is being played out amid the hum of factories, the clash of armaments, and the buzz of youth in the playing field and the lecture room History has painted for us the ever present strife of nations in the lower stages we see the victory of brute force and of cunning, in somewhat higher stages we see the dominance of strength valour and discipline; at present the factors of mastery are the possession of material sources and the [illegible] account, the copious store of knowledge, the power to increase it at will, and the intelligence to apply it for the national profit The struggle of nations is the common place of history, but the realization that this struggle is a factor in human development, that big battalions or an armada are not sufficient insurance for success in it, but that organization and intelligence in every function of national life are requisite for victory—this is the special truth that dawned upon us at the close of the 19th century. × × × To stand still for a moment, to depend only on the possession of material resources of the existing trade routes, or of means of transit,—is to lose points in the game. Where all are pressing forward, not to advance is to fall behind."

દ્વારા નાનેથી મોટી થવા પામી છે..........ઇતિહાસ કાયમના પ્રજાપ્રજાના વિગ્રહનું ચિત્ર આપે છે. છેક નીચેની ભૂમિકાઓમાં શારીરબળ અને હુશીઆરી( cunning ), નો વિજય આપણે જોઇએ છીએ.—તેથી જરાક આગળ વધીએ તો બળ ઉત્સાહ અને સંયમનો વિજય દેખાય છે. અને હાલના યુગમાં આર્થિક સાધનનો સંગ્રહ અને તેનો સદુપયોગ કરવાની શક્તિના પક્ષમાં ફતેહનો જમાવ જોવામાં આવે છે. પ્રજાઓ વચ્ચે વિગ્રહો ચાલે છે તે એક ઇતિહાસની બહુ જ સાધારણ વાત છે પણ મોટી સેનાઓ અને દરીઆઈ કાફલો, વિગ્રહમાં ફતેહને માટે પુરતી જમાનગીરી નથી, પરંતુ પ્રજાજીવનની દરેક દિશામાં એકતંત્ર ગોઠવવાની શક્તિની અને બુદ્ધિવૈભવની, ફતેહને માટે, આવશ્યકતા છે એ ખાસ સત્ય ઓગણીસમા સૈકાના છેવટના ભાગમાં આપણને હાથ આવ્યું છે.×× એક ક્ષણમાત્ર શાન્ત બેસી રહેવું, આર્થિક સાધનો, વર્તમાન વેપારના દરીઆઈ ધોરી રસ્તાઓ અથવા આગબોટો વિગેરે માલ લઈ જવા લાવવાનાં સાધનોની સંપત્તિ ઉપર એક ક્ષણભર પણ વિશ્વાસ રાખવો, એનો અર્થ આ સરતમાં કેટલાક દાવ હારવા એજ છે. જ્યાં બધા જ આગળ વધે છે ત્યાં ચાલવું નહિ એ પાછળ પડવા જેવું છે"—

વર્ષોનાં વર્ષો સુધી ચોકસ ભવિષ્યના લાભ ધ્યાનમાં રાખીને ચાલવાની રીતને આ લેખક પ્રજાના ઉત્કર્ષના સાધનોમાં એક અવશ્યનું સ્થાન આપે છે. કિડે બતાવેલા ભયનો એકવાર સાક્ષાત્કાર કરો. એ ભય ચારે તરફથી આપણને ઘેરે છે. અને હજી બહુ મોડું નથી થયું ત્યાં સુધી મહેરબાની કરીને ચેતો. કુદરતને vacuum પોલાણ ગમતું નથી. જ્યાં જગા ખાલી પડે છે ત્યાં બીજા કોઇથી તે ભરાયા વિના રહેતી નથી. આપણે આપણું કર્તવ્ય ન કરીએ ત્યાં બીજું કોઈ કરે તેમાં વિમાસવું નિષ્પ્રયોજન છે. હજી વખત છે ત્યાં સુધી કંઇક કરો. આપણા દેશની ખેતી વેપાર ખાણો અને બીજા ધંધાઓ ઉપર પુરતું લક્ષ આપો 'આપણા દેશની જમીન કોઈ ઉપાડી જનાર છે?' એ સવાલ કરનારને અમે એટલું જ કહીશું કે જમાનો એવો આવે છે કે તેને માટે પણ પ્રકારાન્તરથી ભય છે. ભય પૂરો છે. તે ભયના ભણકારા વાગે છે. નવા ભયની સામે શું થઈ શકે એમ છે તેનો ગંભીરતાથી વિચાર કરો. કેટલેક અંશે તો વિચાર કરવાનું પણ બહુ કારણ નથી. આપણાં કર્તવ્યની દિશા આપણને અજાણી નથી. સવાલ મારી સમજણ પ્રમાણે તો એ કર્તવ્યની પાછળ પડવાનો જ છે.

આ સ્થળે સ્પેન્સરે એક સ્થળે આપેલા દૃષ્ટાન્તને જરા ફેરવીને મૂકીએ તો સમજો કે એક સમુદ્રને કીનારે દસ પંદર માણસો ઉભેલાં છે. આઘેથી એક મછવો ચાલ્યો આવે છે. પવન જોરથી ફુંકે છે, અને તેના સપાટામાં મછવો ઉંધો વળે છે. તેમાંના એક બે માણસો દરીઆમાં પડે છે. કિનારે ઉભેલાં માણસો જાણે છે કે કોઈ દરીઆમાં પડી ત્યાં સુધી તરીને પહોંચે તો તરત જ તે માણસો બચી શકે એમ છે. કેટલાકને તરતાં આવડતું નથી કેટલાંકને આવડે છે પણ ઉત્સાહ થતો નથી. એટલામાં એક માણસ પાછળથી કપડાં ફેંકતો ચાલ્યો આવે છે, દરીઆમાં ઝંપલાવે છે, અને તરતો તરતો મછવા આગળ જઈ પેલા માણસોને ઉગારે છે. બીજાં માણસોમાં જ્ઞાન નહોતું એમ કહી શકાય તેમ નથી. સવાલ ઉત્સાહ અને

ક્રિયાશક્તિનો જ હતો. જ્ઞાન થયા પછી પણ પાછળ પડી તેનો ક્રિયામાં સાક્ષાત્કાર કરવાની શક્તિ સત્કાર્યને માટે જરૂરની છે.

૯ આ દૃષ્ટાન્તનો બોધ સ્પષ્ટ છે. આપણે આપણી ન્યૂનતાઓ જાણીએ છીએ. આપણા ઉદય અને આપણી ભવિષ્યની પ્રજા ઉપર કેવા પ્રકારનો સર્વદેશી ભય છે તે પણ જાણીએ છીએ. તે ભય તરવાનાં સાધનોનો અભાવ નથી. પણ જે વિશેષ પ્રયત્ન કરવો જોઇએ, તે સારૂ તે સાધનોને ક્રિયામાં મૂકવા સારૂ ઉત્સાહની આવશ્યકતા છે. વિદ્યા હુન્નર કળાકૌશલ્ય વિગેરે માટે આપણે શું કરવું અવશ્યનું છે તે આપણે જાણીએ છીએ. પણ હજી તેનો ખાસ ઉપયોગ કરવા આપણે ઉદ્યુક્ત થતા નથી. એ જ અફસોસની વાત છે.

છતાં, હું નિરાશ થતો નથી. છેલ્લાં થોડાં વર્ષથી આપણામાં જાગૃતિ ઉત્પન્ન થઇ છે, તે જાગૃતિમાં હવે એક ડગલું આગળ ભરવા પુરતી મારી ભલામણ છે. સુધારાના કોઈ પણ ખાસ વિષય ઉપર બોલવાનો મારો આજે વિચાર નથી. પણ મારે કહેવું જોઇએ કે જે પદાર્થવિદ્યાના બળથી પાશ્ચિમાત્યો આપણને દરેક દિશાએ ઔદ્યોગિક હરીફાઇમાં હંફાવવા માંગે છે તેમાં આપણે નિર્ભ્રાન્ત બાળક જેવા છીએ. ચાલતો યુગ પદાર્થવિજ્ઞાનનો ( Science ) છે. પદાર્થવિદ્યાના બળથી એક પ્રજાની બીજી પ્રજા સાથે હરીફાઈ ચાલે છે. તેમાં આપણું સ્થાન ક્યાં છે તે આપણે તપાસવું જોઇએ. આપણી પરિસ્થિતિને યોગ્ય થવું એ આપણું પ્રથમ કર્તવ્ય છે. અને યોગ્યતા સંપાદન કરવા સારૂ જે જ્ઞાન મેળવવું જોઈએ તે અવશ્ય મેળવવું જોઇએ. અત્યારે આપણા અધ્યયનનો આ પ્રથમ ઉદ્દેશ હોવો જોઇએ. અને તે જ્ઞાન જ્યાં મળતું હોય જે સ્થિતિએ મળતુ હોય તે સ્થળે અને તે સ્થિતિથી આપણે જરાએ દૂર રહેવું જોઇએ નહિ. આપણા પોતાના ઇતિહાસમા વિદ્યાને મેળવવા માટે અનેક તરેહના સંકોચો દૂર મૂકી વિદ્યારૂપી સ્વાર્થ સંપાદન કરવાના પ્રયત્નો થયેલા આપણે જોઇએ છીએ. હું એટલે સુધી કહુ છું વિદ્યા એ જ ખરી વસ્તુ છે અને તે માટે કોઈ પણ પ્રકારનો ભોગ બહુ નથી. તે સંકોચો દૂર કરવાનો સ્વાર્થ એ હેતુ નથી પણ આપણા દેશનુ ભવિષ્ય સુધારવું એ હેતુ છે, એ ફળ છે. એ ફળ સારૂ કોઈ પણ પ્રયત્ન, કોઇ પણ ભોગ, અકાર્ય હોવો ન જોઇએ એવો મારો આગ્રહ છે.

રાજકોટમાં અપાએલા 'આર્ય તેજવૃદ્ધિ' ના વ્યાખ્યાનમાં મારા મિત્ર મી. શુકલે મારા એક વણિક મિત્રના સામુ જોઇને કહ્યું હતું કે વ્યાપારાદિકથી અને હુન્નર કળાથી દેશની સમૃદ્ધિ વધારવી એ તમારૂં (વૈસ્યનુ) કામ છે તે માટે વૈસ્યવર્ગ બદ્ધપરિકર થવું જોઇએ. એ ઠીક છે. પણ હું તેથી આગળ વધીને કહુંછુંકે વિદ્યાનો અભાવ એ એવું મૂળ કારણ છે. તો આપણી પ્રજાના કર્મસંવિભાગમાં વિદ્યા એ જેનો ખાસ વિષય છે તેનું આ જમાનામાં પ્રજાને આ વિદ્યા આપવાનું ખાસ કર્તવ્ય છે અને તે સારૂ બ્રાહ્મણે વિદ્યા સંપાદન કરવાની પણ જરૂર

છે. અધ્યયન કર્યા વિના અધ્યાપનનું કામ બ્રાહ્મણ શી રીતે કરી શકશે? અધ્યાપન-એ બ્રાહ્મણનું કર્તવ્ય છે એમાં કોઇને શંકા નથી. તો પછી યોગ્ય વિષયોમાં અધ્યાપન-કુશળતા સંપાદન કરવી એ આપણા દેશના ઉત્કર્ષનું અત્યારે પ્રથમ પગથીઉં છે. મારા લેખોમાં વખતો વખત આપણા બ્રાહ્મણસમાજને પોતાના કર્તવ્યનું ભાન કરાવવા મેં સાર્જવ વિનંતિ કરેલી છે. તે જ વિનંતિ હું આજે ફરીથી કરૂં છું. બ્રાહ્મણો પરાપૂર્વથી હિંદુ સમાજના માર્ગ બતાવનારા છે. અનેક પ્રકારના જય પરાજય અને દુઃખ વચ્ચે અનાદિકાળથી તે આજ સુધી બ્રાહ્મણોએ આપણા જનસમાજને જીવતો રાખ્યો છે. તે જ બ્રાહ્મણોએ અત્યારે આંખ કાન ઉઘાડી અમારી ભયાવિષ્ટ પ્રજાને માર્ગ બતાવવો જોઇએ. મિત્રો! યાદ રાખો કે પ્રજાને ધારણ કરવી એ ધર્મનું કામ છે. બ્રાહ્મણો ધર્મકોશના રક્ષક છે. તે જ બ્રાહ્મણો ઉપર અત્યારે નવીન વિદ્યા સંપાદન કરવાનો, છૂટથી શીખવવાનો અને ઉપયોગ કરીને બીજાઓને માર્ગ બતાવવાનો પણ ધર્મ આવી પડયો છે. હું તેમને આગ્રહથી, આર્જવથી, પ્રણિપાત સાથે વિનંતિ કરૂં છું કે અત્યારે તમારા જમાનાની સરદારી લો-અને કાળી ગોરી પ્રજાના અવિરત જીવનવિગ્રહમાં, અગ્ર ભાગ લઇ આપણી પુરાણી પ્રજાને, આત્મપ્રતિષ્ઠા માટે કુશળ બનાવો. આપણે કેટલે દરજ્જે તો પાછળ પડી ગયા છીએ પણ હજી જ્યાં સુધી અવકાશ છે, સગવડ છે, ત્યાં સુધી જાગો અને તમારા સમાજને જગાડો.

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

---

# હુન્નરકળાનાં પ્રદર્શનો.

( અનુસંધાન પૃ૪ ૨૩૨ થી. )

બહારની ચીજો અહીં કેમ ઓછી આવે એ સંબન્ધે તેવી ચીજો અહીંજ બનાવવી, અને તે પણ તેથી સ્હેજ પણ સસ્તી પરવડે તેમ બનાવવી એ સર્વોત્તમ રસ્તો છે, પરંતુ તેમ ન થઈ શકે ત્યાં સુધી તેમ કરવાના પ્રયત્નની સાથે બહારની ચીજો વિના ચલાવવું એ પણ એક રસ્તો છે. બિનજરૂરીયાતી હાજતો જેમ બને તેમ ઓછી કરવી એવો આપણા ઋષિમુનિઓનો આગ્રહ એ એક વ્હેમ હોય તોપણ ગોલ્ડસ્મિથે સ્વિસ લોકોનાં જે વખાણ કર્યાં છે* તેને પાત્ર થવામાં આપણને કોઈ વ્હેમી કહી શકશે નહિ. અમુક અંશે પણ મોજશોખમાં ગણાવી શકાય એવી ચીજો જ્યાં સુધી દેશમાં બનાવવામાં ન આવે ત્યાં સુધી તે વાપરવાનો પોતાને હક્ક નથી એમ હરકોઈ દેશાભિમાનીએ દૃઢ આગ્રહથી માની તે પ્રમાણે વર્તન કરવું જોઇયે.

પરદેશી ચીજો જેવી પોતે દેશમાં બનાવી શકતા નથી તેથી (ભલે જ્યાં સુધી ન બનાવી શકાય ત્યાં સુધી ) તે નહિ વાપરતા તેનુ થોડે ઘોત અંશે કામ કરનારી દેશી ચીજથી ચલાવી લેવું, અગર બને ત્યા સુધી તે વિના જ ચલવવું એવો આગ્રહ કરવો એ એક જાતની નબળાઈ બતાવે છે તે વાત ખરી છે, પરતુ તેવી નબળાઈ હિન્દુસ્તાનથી બળવત્તર દેશના લોકો પણ બતાવતા રહ્યા છે અને હાલનું જાપાન પણ એ નબળાઇમાંથી તદ્દન મુક્ત નથી. " ઑબ્ઝર્વર " પત્રમાંથી ઉતારો કરતાં તારીખ ૧૪ મી માહે ચાલુનું " કાઠીયાવાડ ટાઇમ્સ " એવો એક કિસ્સો ટાંકે છે કે કોઈ હિન્દીએ જાપાન ખાતે કેટલીક મુદત અભ્યાસ કરી પાછાં ફરતાં પોતાના બે જાપાની મિત્રોને હિન્દુસ્તાન તરફ પોતાની સાથે આવવા વિનતિ કરી. તેઓએ પ્રથમ ખુશી બતાવી પરંતુ દરરોજના વપરાશની તમામ ચીજો એશિયામા જ બનાવેલી અહીં મળી શકશે નહિ એમ જ્યારે તેઓએ જાણ્યું ત્યારે કચવાઈ જઈ તેઓએ આ તરફ આવવાનું માંડી વાળ્યું. જાપાનમાં પણ આ વિષય તરફ બહુ બારીકીથી લક્ષ અપાયુ ન હોત તો આ કિસ્સો બનવા પામત નહિ. યુરોપીય પ્રજાઓ પણ પોતપોતાનો જ માલ વાપરવામાં મગરૂર રહે છે, અને બને ત્યાં સુધી પોતાનો જ પસંદ કરે છે; પરતુ તેઓને જોઇતો માલ તમામ તેવો મળી શકે છે જ્યારે અંહી તેમ ન થઈ શકે ત્યાંસુધી આપણા વપરાશ ઉપર જરા અંકુશ રાખવા જરૂર છે.

જોઇએ તેવો માલ મળી શકતો નથી એ ફરીયાદ સ્ત્રીઓનાં કપડાં સંબન્ધે વધારે સાચી અને સબળ છે, અને પોશાકખર્ચમાં પુરુષવર્ગ કરતાં સ્ત્રીઓનાં કપડાંમાં વિશેષ ખર્ચ થાય છે તે વાત પણ ખરી છે. પરંતુ એક સારૂં કામ પૂરેપૂરૂં અને હાલ ને હાલ કે

---

* Their wants but few, their wishes all confined.
Yet let them only share the praises due,
If few their wants, their pleasures are but few;

થોડાં બોત વર્ષો સુધી પાર પાડી શકીયે તેમ નથી. તેટલા માટે જેટલું બની શકે તેટલું પણ નાહિમ્મત થઈ મૂકી દેવું એ કંઈ યોગ્ય રસ્તો ગણાય નહિ.

સ્ત્રીઓ માટે સામાન્ય રીતે જે રેશમી બરનો ખપ છે તે ઘણો ખરો હાલ પણ અહીં બની શકે તેવો છે અને કેટલીએક જગોએ તો દેશી માલ જ વપરાય છે. ઘાઘરા-પાટ, કમખા, ચોળીનો બર, તથા તે માટે જોઇતાં મોળીયાં, કોર સોનેરી વિગેરે જોઇએ તેટલા જથ્થામાં તૈયાર થઈ શકે તેમ છે અને ભરતનું કામ પણ જોઇએ તેવું થઈ શકે તેમ છે. ન્હાનાં મ્હોટાં તથા હલકાં ભારે ઘાટ, ચીર, બાંટ, ચંદ્રકળા, ગર્ભસૂતર વિગેરે પણ જોઇએ તેટલાં મળી શકે તેમ છે. ફક્ત સવાલ પારસી ફેશનની સાડીઓ તથા ગંરે-રીઓનો છે. તે સંબંધમાં સેસુનની મિલ કાંઇક મદદ કરી શકે છે; પરંતુ તે ખપ પૂરો પાડવા માટે વધારે મીલોની જરૂરીયાત ગણાય. કારણ, તેવું બારીક કામ હાથથી કરવા જતાં ખર્ચે બહુ આકરૂં પડી જાય. એટલે જો સ્ત્રીઓ માટે પણ દેશી જ સાચો માલ લેવા ધારવામાં આવે તો હાલને હાલ લગભગ સંપૂર્ણ રીતે તે તો બની શકે તેવું છે.

ખરી મુશ્કેલી સુતરાઉ કાપડની છે. સ્ત્રીઓ જોગ સુતરાઉ કાપડ હાલ લગભગ પર-દેશથી જ આયાત કરવામાં આવે છે અને અહીં તે જાતનો માલ થતો લગભગ તદન બંધ થઈ ગયેલ છે. જે મીલો વણાટકામ કરે છે તેમાંથી કોઈ સ્ત્રીઓના ઉપયોગનું કાપડ તૈયાર કરતી હોય તો તે મ્હારા જાણવામાં નથી; એટલે જે નજીવો જેટલો માલ અહીં થાય છે તે બાદ કરતાં બાકીનો તમામ માલ પરદેશથી જ આવે છે, અને જ્યાં સુધી પૈસાદાર લોકો તેવો માલ અહીં બનાવવાનો પ્રયાસ કરશે નહિ ત્યાં સુધી તો આ માલ સંબન્ધે બીજો કંઈ ઉપાય હોય એમ જણાતું નથી. છાપવાનું તથા બાંધણીનું તથા રંગવાનું કામ હજુ અહીં સારૂં થાય છે અને તે રસ્તે છાએલો બાંધણાં વિગેરે અહીંનાં બનાવેલાં મળે છે, પરંતુ તેનું પોત ઘણું ખરૂં પરદેશી જ હોય છે. એટલે જ્યાં સુધી ખત્રી વિગેરે લોકોને અહીંનું સારૂં તથા સસ્તું પોત મળી શકે નહિ ત્યાં સુધી તે સંબ-ન્ધમાં કંઈ ખાસ થઈ શકે નહિ.

રેશમી, સુતરાઉ તથા ઉનનો જે બર સ્ત્રીઓ માટે લેવામાં આવે છે તે સંબન્ધે બનતા સુધી દેશી જ પસંદ કરાવો જોઇએ. સામાન્ય રીતે સ્ત્રીઓ જે પોશાક પસંદ કરે છે તેમાં પોતાના સ્વામીઓને ગમે તેવો લેવાનો પ્રયાસ હોય છે તે વાત ખરી છે તો પણ પોતાની સરખે સરખીમાં કયો વધારે વખણાશે એ ઉપર વિશેષ ભાર મૂકવામાં આવે છે એ સ્થિતિ ધીમે ધીમે ફેરવી પ્રથમના અંશ ઉપર જ પસંદગીનો તમામ આ-ધાર રહે એમ થવા પામે એવી સ્થિતિ લાવવાના પ્રયાસની જરૂર છે.

આ બાબત તદન સ્ત્રીઓની જ પસંદગીની છે એમ ગણાવું જોઇએ નહિ. કારણ, જે કામમાં આપણે આપણાં મા બેન દીકરી વહુ વિગેરેને આપણી સાથે સંમત કરી શકીએ નહિ અને તેથી તેનાથી બનતું કરાવીયે નહિ તે કામમાં પરદેશી રાજ્યકર્તા પાસેથી

મદદ મેળવવાની આશા રાખવા આપણે હકદાર છીએ એમ શું મ્હોં લઇને કહી શકીશું? વિશેષે કરીને જ્યારે, જે પરદેશી માલ સંબંધેની આ તકરાર છે તેમાંનો પ્રમાણમાં મ્હોટો જથ્થો તે જ રાજ્યકર્તા પ્રજા તરફથી પૂરો પાડવામાં આવે છે.

કેટલાએક તરફથી એમ કહેવામાં આવે છે કે બની શકે ત્યાં સુધી દેશી માલ જ લેવો એવા સોગન લીધેથી જ દેશનું કલ્યાણ થવું દુર્લભ છે, કારણ તેવા સોગનનો અમલ કરી શકાય તે માટે સામાન્ય રીતે જોઇતો તમામ પ્રકારનો માલ તૈયાર હોવો જોઇએ અને તેમ થઇ શકે માટે પ્રથમ તો આપણા કારીગરો અને તેમાં પણ હુશીયાર કારીગરો, જે મહા આળસુ અને પ્રમાદી થઈ ગયા છે તેને જાગૃત કરી તેમનાથી કામ લેવું જોઇએ, નહિતર દેશી માલ માટેની લાગણી વધશે તો પણ તે પૂરી પાડી શકાશે નહિ અને પરિણામે દેશની સ્થિતિ તો એની એ જ રહેવાની.

હવે આપણા કારીગરો સંબંધેની આ ટીકા ખોટી નથી અને તે દોષથી તેમને મુક્ત કરવાની ઘણી જ આવશ્યકતા છે. પરંતુ તે કરવું શી રીતે તે જ સવાલ છે. "હાં મ્હારા બાઈ મંડયા રહો, બેશી કેમ રહ્યા છો" વિગેરે પડકારેથી જ કંઈ સિદ્ધિ નથી. તેમને કામ દેવું જોઇએ, અને તે વખતસર ન કરે ત્યારે ઉપર પ્રમાણે કહેવું બરાબર છે. પરંતુ જે ચીજોને માટે ખપ જ નથી ( આખા કાઠીયાવાડમાં લાકડાનું અને તેમાં પણ રંગવાળું લાકડાનું કામ ગોંડળ તાબે ધોરાજીમાં ઘણા ઉંચા પ્રકારનું થતું, તે છતાં, તથા ત્યાંના સુતાર સંઘાડીયાઓ કામ કરવે આતુર છતાં, "ટીન" તથા "એનેમલ્ડ" અડાળીયો થઇ જતાં તથા તેનો પ્રસાર વધતાં સામાન્ય અથાણાંની અડાળીયો પણ તેઓ તૈયાર રાખી શકતા નથી કે બે ચાર રોજમાં જથ્થાબંધ પુરી પાડી શકતા નથી, કારણ ધંધો હાથથી મુકાતો જાય છે. પરંતુ જો એક પછી એક ઑર્ડરો આવવા લાગતાં ખપ જામ્યાની ખાત્રી થાય તો તુરત અસલની સ્થિતિ ઉપર આવી જાય એમ હજુ પણ છે, પરંતુ જો આમને આમ લાંબું ચાલ્યું તો આવી નજીવી બાબતોમાં પણ તમારા દેશી કારીગરો ચીજો પુરી પાડી શકતા નથી એવો એક લેખે કેવળ જુઠો આરોપ તેમના ઉપર આવી લાગશે.) તે ચીજો પોતાને જોખમે તૈયાર કરી યુરોપીય માલ સાથે ચડસાચડસીમાં ઉતરી પોતાનો માલ ખપાવે એવી તેમના પાસેથી આશા રાખવી એ જ ખોટું છે. પ્રથમ તો લોકોએ તમારો માલ લેવા તૈયાર છીએ એમ તેમને જણાવવું જોઇએ અને તેમ છતાં તેઓ તૈયાર ન રહે તો તેમનો દોષ. અને જો ખપ ખરેખરો જાગશે તો આ દોષ બહુ નડશે નહિ. જો આપણામાંના બહોળી મૂડી વાળા માણસો કારખાનાં કાઢી અમુક પગાર આપી એવા હુશીયાર કારીગરોથી પોતાને જોખમે કામ લેવા માંડશે તો. મતલબ જો કે તેમનામાં ઉપરનો દોષ છે એ વાત ખરી છે, છતાં તે દોષ કાઢી બેસી રહેવાનો આપણને હજુ હક મળેલ નથી. એવા કેટલા દાખલા બન્યા કે જેમાં દેશી ચીજો લેવા વાળાને કારીગરોનાં આળસુ તથા બેપરવાપણાથી તેવી ચીજો મળી શકી નહિ ! જે ચીજની માગણી થાય તે ચીજ પૂરી પાડવા સજ્જ થયે છે અને થયશે, અને

આવાં સામાન્ય ધોરણમાંથી પણ આપણા કારીગરો જશે એમ માનવા જેટલો કડવો અનુભવ સામાન્ય માણસોને થયો હશે નહિ.

મીલમાં થતા માલ સંબંધે આ ફરીયાદ હોવા સંભવ નથી એટલે હાથની કારીગિરી (વખતે થોડાં બોત સાંચાકામની મદદથી બનતી) સંબંધે આ ફરીયાદ હોવી જોઇએ. અને તેમ જોતાં અમદાવાદની અતલસ, નાગપુરી ધોતીજોટા, કાશ્મીર તરફની શાલો, જામનગરનું સોનેરી તથા રેશમી કામ, કચ્છનું કોતર કામ, નાસિક, શિહોર વિગેરેનું પીતળનું કામ વિગેરે વિગેરે સંબંધે કેટલા ઓર્ડરો ગયા અને તે કારીગરોની બેપરવાઇને લીધે તે પડતા મુકવા પડયા તે તપાસાશે તો અસંતોષકારક પરિણામ ઘણું કરીને નહિ જ આવે. આંહી તળ માંગરોળના લુહારો કાઠીયાવાડને માટે તો એક્કા ગણાય છે. જેઓ ટ્રાઇસીકલ વિગેરે બીજી ચીજો સાથે લોઢાંની તીજોરીઓ ઘણી મજબુત તથા સારી કરામાતવાળી બનાવે છે. આમાંના એકને તો ગયા પ્રદર્શન વખતે એક ચાંદ પણ મળેલ છે. આ લોકો તેમના લાંબા વખતના પડી ગયેલા સ્વભાવ પ્રમાણે એક માસને બદલે સવા કે દોઢ માસ વખતે લગાડે, પરંતુ તેમના ઉપર ઓર્ડર કરનારામાંથી કોઇને માલ કામ આવે એવો વખતસર ન મળ્યો એમ બન્યું જાણ્યું નથી. તેમજ છીપ હાથીદાંત વિગેરેનું તથા સુખડ વિગેરેમાં કોતરકામ કરનારા માંગરોળના સુતાર સંબંધે પણ એમ જ જોવામાં આવે છે. તેઓને જોઇએ તેટલા ઓર્ડરો મળતા નથી. નહિતર મજુરો રાખીને પણ તેને પહોંચી વળવા પ્રયાસ ન કરે એમ જણાતું નથી. હડાળા (બગસરા-કાઠીયાવાડ) ના દરબારશ્રી વાલા વાજસુર વાલેરા સાહેબ, જેમના સ્વદેશી હિલચાલ સંબંધેના બીજા સ્તુત્ય અને મ્હોટા-મ્હોટા રાજાઓએ પણ અનુકરણીય પ્રયત્નો વિષે આગળ કહેવામાં આવશે, તેમણે પોતાના કારીગરોથી કેવી રીતે કામ લેવાથી સહુને ફાયદો થાય એ બહુ સારી રીતે તથા અનુભવસિદ્ધ બતાવી આપેલ છે. એ દાખલાનું અનુકરણ કરવામાં આવ્યેથી ખાત્રી થશે કે ધારવામાં આવે છે તેમ આપણા કારીગરો એકલા જ દોષપાત્ર છે એમ નથી.

કેટલાએક વળી એવી ફરીયાદ કરે છે કે દેશી લોકો જે માલ બનાવે છે તે સંબંધમાં થોડા વખત પછી મૂળને બદલે હલકો ખર બનાવી તે મૂળને બદલે આપી તેઓ દગો કરે છે. આ ફરીયાદ તદ્દન ખોટી નથી. પરંતુ જોવાનું એ છે કે પરદેશી લોકો સંબંધે પણ શી હકીકત છે. પરદેશથી અમુક પ્રકારના માલનો પ્રથમ જે જથ્થો આવે છે તે માલની પ્રતિ તેવી ને તેવી કેટલા વખત સુધી ટકી રહે છે એ બારીકીથી જોનારાઓને ખબર જ હશે કે દેશી પરદેશી વચ્ચે આ સંબંધમાં બહુ પસંદ કરવા જેવું રહેતું નથી. અલબત્ત જથ્થાબંધ કામ કરનારા અને પરચુરણીયાઓ વચ્ચે તો લગભગ તમામ દેશોમાં તફાવત હોય છે અને તેને લઇને આપણા દેશના પરચુરણીયાઓનો કડવો અનુભવ આપણને થયેલો હોઈ તે અનુભવની અસર આપણા જથ્થાબંધ કામ કરનારાઓ સંબંધે પણ આપણા મનમાં યોગ્ય કારણ સિવાય રહી જાય છે; અને પરદેશોના પરચુરણીયાઓ સંબંધે આપણું જ્ઞાન નહિ જેવું હોવાથી આપણા દેશના લોકો વિષે વખતે ખોટો પણ તદ્દન અઘટતો અભિપ્રાય બાંધવાનું બની આવે છે.

યુરોપમાં પણ " કમર્શ્યલ કન્વેન્શન " ( વેપાર પરત્વેની નીતિ ) જેવું કાંઈક છે અને તેથી પણ ઉપરની બાબતને કંઈક ટેકો મળે છે અને વિશેષમાં એક જ દાખલો આપવો બસ થશે કે જેથી ઉપરના સંબંધમાં વિશેષ કહેવાની જરૂર રહેશે નહિ; અને તે દાખલો આપણી હમેશની વપરાશની ચીજનો જ છે.

તુરતમાં જ લીધેલો અને લઈને તુરત યોગ્ય રીતે વપરાશમાં લીધેલો એવો દેખીતો સારો અને સફેદ પરદેશી બર ( ધોતીયાં વિગેરે ) ઘણીવાર સામાન્ય રીતે ટકવો જોઇએ તે કરતાં ચોથા ભાગની મુદત દરમીયાન સડી ગયેલ હોય તેમ સપાટાબંધ ફાટવા માંડી નકામો થઇ જાય છે. આનું કારણ કેટલીએકવાર એવું હોય કે હલકાં સુતરને સફેદ રંગનો "ફિનિશ" આપી ઉંચા પ્રકારનું બતાવવા માટે ફટકડીનાં પાણીમાંથી તેને પ્રસાર કરવામાં આવ્યાથી તેમ થતું હોય. આવો દગો વખતે યુરોપીયન માલ સંબંધે પણ જોવામાં આવે છે એમ કહેવાનો આશય એટલો જ છે કે જેમ દુનીયાંમાં એવી કોઇ એક પણ પ્રજા નથી કે જેમાંથી અમુક ઉંચા વર્ગની પણ તમામ વ્યક્તિઓ એક સરખી રીતે સારી નીતિ વાળી હોય. તેમ અમુક જગોએ દગો જોવામાં આવે એટલે તેના વર્ગના તમામ દગાખોર જ હોય એમ માનવું પણ યોગ્ય ગણાય નહિ.

બાકી દગાવાળો માલ પણ દેશનો છે માટે પૂરી કિંમતે લેવો જોઇએ એવો આગ્રહ કોઇ રાખે પણ નહિ તેમ રાખવાનું કહે પણ નહિ. જે માલ દગા વગરનો જણાય તે લેવો, અને પરદેશી માલ ઉપર જે વિશ્વાસ આવતો હોય ને દેશી ઉપર આવતો ન હોય તો તે જોઇને જ લેવો, પરંતુ તેટલા માટે તે માલને ઉત્તેજન આપવું જ નહિ એ યોગ્ય ગણાવું જોઇએ નહિ. વળી જો દગો ચોરોઓત તો સર્વત્ર હોય અને તેના ભોગ થવું જ પડે એમ હોય તો પરદેશીના દગા કરતાં અહીંના લોકોના દગાના ભોગ થવું એ ઉંચો પક્ષ છે, કારણ તે કમાણી અહીં જ રહેશે. દેશી પરદેશી તમામ દગો કરતા હોય ત્યારે દેશીના દગાને દાબી દેવા ને તેમનો માલ ન લેવો અને ભૂખે મરે તો મરવા દેવા અને પરદેશીઓને તેમના દગામાં રમવા દેવા; જેને પરિણામે પરદેશીઓ પોતાના પાપના ભોગ થઇ પાછા પડશે અને દેશી લોકો સુધરી વ્હેલા મોડા જય મેળવશે એ ધોરણે હાલથી જ કામ લેવું એ કેટલે દરજ્જે યોગ્ય ગણાય એ એક જબરો અને મુશ્કેલ સવાલ છે; અને તેમાં પરમેશ્વરના ન્યાયીપણા ઉપરના વિશ્વાસ અને સામાન્ય વ્યવહારદૃષ્ટિ વચ્ચે જે ધર્મસંકટ ઉભું થતું જણાય છે તેનું સમાધાન શું છે તે પણ જાણવા જોગ થઇ પડશે.

અલબત્ત દેશીઓમાંનો દગો બને તેટલો કાઢી નાંખવા પ્રયાસ કર્યા જતાં છતાં જે અવશેષ રહે તેને માટે ઉપર પ્રમાણેની દૃષ્ટિયે જોવાની વિનંતિ છે એમ સ્પષ્ટ કહેવાની ભાગ્યે જ જરૂર છે.

( અપૂર્ણ )

શંકરપ્રસાદ નવલશંકર ધોળકિયા.

# “ મારૂં સ્વપ્ન. ”

પરોઢીયાના પાંચ વાગ્યાનો અમલ હતો. મળસ્કાના પવનની ધીમી લહરીઓ આવતાં પાએક કલાક પ્હેલાં ઉઘડેલ નેત્રો ઘેરાવા લાગ્યાં અને હું અલ્પ સમયમાં સુખનિદ્રાનો અનુભવ કરવા લાગ્યો. નેત્રો મીચાતાં થએલ ભિન્ન ભિન્ન વિચારો નિદ્રાપ્રવાહના જોરમાં ઘસડાઈ, જેમ નદીતટ પરના પથ્થરો પાણીના વહનબળમાં ઘસાઈ, ગોળ થઈ, અમુક રૂપ ધારણ કરે છે તેમ એકત્ર થઈ, સંધાઈને એક સ્વપ્નસંકલના ધારણ કરવા લાગ્યા. અને હું જાણે વિશાળ સમુદ્રના તટ પર વિચારમાં મગ્ન બની ઉભો હોઉં એમ મને સ્વપ્નમાં ભાસ્યું. આકાશના મધ્ય ભાગે ચંદ્ર પૂર્ણ કળાથી પ્રકાશતો હતો અને સમુદ્રના પાણીની સપાટી પર જાણે સફેદ વસ્ત્ર પાથર્યું હોય અથવા તો સમુદ્ર ગાળેલ રૂપાના રસથી ભરેલ હોય એવો દેખાવ દૃષ્ટિગોચર થતો હતો. નૃપતિસમુહથી સેવા કરાતા ચક્રવર્તિ નૃપાલની જેમ અનેક તારાઓના ગણથી વિંટાએલ ચંદ્ર, વ્યોમ, પૃથ્વીતલ અને આ બે સ્થાન મધ્યે વ્યાપ્ત વાતાવરણને રૂપેરી ઢોળ ચડાવતો હતો અને ચોપાસ અતિશય શાન્તિ વ્યાપી રહેલ હતી. ચારે પાસ પ્રસરેલ શાન્તિથી મારો અન્તર્આત્મા આનંદોદધિમાં મગ્ન બની ચંદ્રાવલોકન કરતો હતો એવામાં ચંદ્રબિમ્બમાંથી છુટો પડેલ એક નાનો વિભાગ પૃથ્વીપર પડતો હોય તેમ ધીરે ધીરે વાતાવરણમાં અવતરણ કરવા લાગ્યો. સમુદ્રવારિ પર ઝડપથી ચાલતાં, અલ્પ કાળ સુધી વારિમાં નૌકાપથની લીટી પડી રહે છે તેમ આ તેજનો ગોળો પૃથ્વી તરફ અવતરણ કરવા લાગતાં, ક્ષણિક તેનો પથ દર્શાવતી તેજની લીટી વાતાવરણમાં ચળકતી દૃસ્યમાન થતી હતી. તેજનો ગોળો સમીપ આવતાં, કોઈ એક દિવ્યાકૃતિ સમ દેખાવા લાગ્યો કે જેના સર્વાંગમાંથી તેજના ફુવારા ઉડવાને લીધે એ આકૃતિ તેજનો ગોળો હોય એવું અયથાર્થ જ્ઞાન થતું હતું. એ દિવ્યાકૃતિએ, સફેદ ચંદની જેવાં, શુદ્ધ, પવિત્ર રેશમી વસ્ત્રો ધારણ કરેલાં હતાં અને એ જાણે કે શાંતતાની જ મૂર્તિ હોય એવું લાગતું હતું. વધુ સમીપ આવી લાગતાં મારી આંખો તેના અપૂર્વ, ચિત્રવિચિત્ર તેજમાં અંજાઈ ગઈ અને આશ્ચર્યમગ્ન થવાથી એક પણ શબ્દોચ્ચાર કરવા હું અશક્તિવાન નીવડયો. આશ્ચર્યમુક્ત થઈ, પ્રશ્ન કરવાની ઇચ્છા ઉદ્દભવતાં, ઓષ્ટ ઉઘાડું એટલામાં તો દિવ્યાકૃતિએ મને અમુક તરફ દૃષ્ટિ કરવાની આજ્ઞા કરી. આજ્ઞા સ્વીકારી તે તરફ દૃષ્ટિ ફેરવતાં જ્યાં આગળ પ્હેલાં શૂન્યકાર લાગતું હતું ત્યાં એક નૌકાને આકાશ અને પાણીની સંગમ લીટી પાસે સમુદ્રવારિ પર ગેલ કરતાં જોઈ. સમુદ્રમાં ભરતીનો સમય હતો. પવનની અનુકૂળતા હોવાને લીધે નૌકા પોતાના સર્વ સઢો પ્રસારી, અગ્નિરથ જેમ પાટાપર પૂર ઝડપથી દોડે છે તેમ પૂર્ણ ઝડપથી ચાલતી, પાણી પર નાચતી દોડતી હોય એમ લાગતું હતું. હું સાનંદાશ્ચર્ય પામી બોલી ઉઠયો. “ અહો ! આશ્ચર્ય ! કેવી સરળતાથી આ નૌકા તરે છે અને જાણે સમુદ્ર પર રાજ્ય કરતી રાણી હોય તેમ તે કેવી સઢપ્રસારણને લીધે, ગંભીર, મગરૂર, સુંદર લાગે છે. ” આ શબ્દો ઓષ્ટ બ્હાર પડયા ન પડયા એવામાં તો દૃષ્ટિમર્યાદાની પેલી પાસ દૂર; તુમુલ યુદ્ધકાળે અગ્ન્યસ્ત્રમાંથી તપ્ત લોહના ગોળાઓ એક સામટા છુટતાં ધ્વનિ થાય તેવો અથવા તો મેઘકાળે સિંહસમૂહની સામટી ગર્જનાનો ધ્વનિ થાય તેવો મેઘનાદ કર્ણપટ પર અથડાયો. દૃષ્ટિપથ ઉપર એક પછી એક કાળાં, ધુમ્રસમ, પાણીથી ભરપૂર અભ્રો, દેશ ઉપર ચ્હડાઈ લાવતા સૈન્ય માફક ઉભરાઈ

# પ્રેમાનન્દ.

( અનુસન્ધાન પૃ. ૨૫૬ થી )

ભાષાભક્તિનો મહામન્ત્ર પામી ગુર્જરગિરાના ઉત્કર્ષ અર્થે પ્રેમાનંદે પ્રાચીન વૈદિક શ્રેણીની સ્મૃતિ આપતુ બાવન અનુયાયીનુ સહકારી મંડળ સ્થાપ્યુ, જેમા કવિ જ નહિ શુ કવયિત્રીઓ પણ હોવાનુ વાંચિયે છિયે આ આપણા બાવન વીરનુ સૂચન શુભના એક *ઇંદ્રવિજય સવૈયામા કરેલુ છે. એ પૈકી જેમની કૃતિ પ્રકાશમા આવી છે એવા તો, ગાયક વીરજી, સહવાસી હરદાસ પ્રમાદકવિ દ્વારકાદાસ, અનુવાદકવિ રત્નેશ્વર, નિરંકુશકવિ વલ્લભ અને માદો સુંદર, એ ૭ જ છે. એઓમા પ્રેમાનંદનુ પ્રથમ પ્રીતિપાત્ર §વીરજી છે. ગુરુ શિષ્યનો સબંધ ક્યારે જોડાયો, તે હાલ નક્કી કહી શકાતું નથી રા. સા હરગોવિંદદાસ જણાવે છે, કે વીરજીમા ઊંચા પ્રકારની કવિત્વશક્તિ ન હતી, પરંતુ તેનો કંઠ મધુર હતો, એને લીધે પ્રેમાનન્દની એના ઉપર પ્રીતિ થઈ કહે છે પ્રેમાનંદ કાવ્ય રચતા તે વીરજી ગાતો પ્રતિભા કમી છતા ગાયક તરીકેના પક્ષપાતથી રેનાઈ ગુર્જર સાહિત્યના સમુત્કર્ષ અર્થેના મહાન સમારમ્ભમા કામની વહેંચણી કરતાં પ્રેમાનંદે તેને ફારસી-આરબી-ઉર્દુ વાર્તાને ટકોર મારે એવી અદ્ભુત વાર્તાઓ રચવાનુ સોંપ્યુ હતુ એ કામ તેણે કામાવતીની કથા આદિ વાર્તા લખી બજાવ્યુ પરંતુ તેમા વિદેશી વાર્તાસાહિત્યના જેવો ચમત્કાર અથવા પૈશાચી બૃહત્કથા જેવો રસ આવી શક્યો નહિ, તેથી પ્રેમાનન્દનુ મન માન્યુ નહિ કામાવતીની કથા અને બીજા ગ્રંથો કરતા વીરજીનુ સુરેખાહરણ વધારે લોકપ્રિય થયુ જણાય છે, કેમકે એની પ્રતો સહેલથી મળી આવે છે બધી પ્રતોમા વિ. સં. ૧૭૭૦ ની સાલ જોવામા આવે છે એ આખ્યાનના આરંભે વીરજી નરસિંહ-મહેતા વગેરેને સ્મર્યા પછી પ્રેમાનંદનુ નામ લે છે અને પ્રભુ સ્વામિન+ એવા વિશેષણ

---

* એ સવૈયો નીચે મુજબ છેઃ—

છે નવ દાસ અને ભાઈ ચાર જ, રત્ન ભલા દશ શિષ્ય કહાવે,
છે ભવ રાશ અને બાઈ બાર જ, રત્ન મળા કથ વિષ્ય વહાવે,
છે વીર પંચ જ, ૭ ગણિયે ત્રણ, નદ ચતુર્ણ નામ સુહાવે,
છે વીર વલ્લભ, શે ભણિયે ગણુ ? એક જ પ્રેમનું નામ પુલાવે.

§ વીરજીના મુદ્રાંકિત ગ્રંથોની સાલવાર ટીપ —

વિ. સં ૧૭૨૦ સુરેખાહરણ
૧૭૨૫ કામાવતીકથા
૧૭૩૦ બળિરાજાનું આખ્યાન
૧૭૪૨ દશાવતારકથા

\+ ખુલાસા સારુ જુઓ વીરજીકૃત બળિરાજાનું આખ્યાન કડવુ — ૧
પાવનરૂપ પ્રભુ પ્રેમાનંદ ગુણ ગાતા લજ્જાય.

આપી વંદના કરે છે, તે ઉપરથી ગૂજરાતી લેખક તરીકે સં. ૧૭૨૦ પહેલાં પ્રેમાનંદની સારી પ્રતિષ્ઠા જામ્યાનું અનુમાન થાય છે. ત્યાર પછી બે વર્ષે *હરિદાસે સીતાવિરહ રચ્યો તેની સમાપ્તિએ વિપ્રગુરુ એવા મભમ શબ્દે પ્રેમાનંદનો નિર્દેશ છે. રા. સા. હરગોવિંદદાસ લખે છે કે હરિદાસ પ્રેમાનંદના ઘરનું કારભારું કરનારો વણિક હતો. તે વિ. સં. ૧૭૨૧ માં પ્રેમાનંદનો શિષ્ય થયો. પ્રેમાનંદની પેઠે એણે પણ એંશીથી વધારે વરસનું આયુષ ભોગવ્યું જણાય છે; શાથી જે એની પત્નીનો કાળ થયો ત્યારે જ હરિદાસની ઉમ્મર એંશી વરસની હતી. મોટી ઉમ્મરે કવિતા કરવા માંડેલી ને તેમાં પણ પ્રતિભા તેજસ્વી નહિ, તેથી હરિદાસની કવિતા ઊંચા વર્ગમાં મૂકી શકાય એવી નીવડી નહિ. આ કારણથી જ સાહિત્યના સમુત્કર્ષના સમારંભમાં પ્રેમાનંદે તેને કંઈ કામ સોંપ્યું નહિ હોય. એના પ્રસિદ્ધિમાં આવેલા ગ્રંથો પૈકી સામળશાહના વિવાહની કેટલીક લિખિત પ્રતમાં કર્તા તરીકે આધારભટ એવું નામ જોવામાં આવે છે. હરિદાસ ને આધારભટ એકે કે ભિન્ન એ તકરારનો નિવેડો કરવો બાજુ ઉપર મૂકી એ દીર્ઘાયુ પુરુષની જ હયાતીમાં તેવો જ બીજો દીર્ઘાયુ ને તેવો જ મોટી કવિતા લખનાર જે દ્વારકાદાસ તેના વિષે કહિયે. હરિદાસ પ્રેમાનંદના ઘરમાં રહી સહવાસથી કવિતા જોડતાં શીખ્યો એનામાં ઇશ્વરદત્ત શક્તિ ન હતી. એથી ઊલટું દ્વારકાદાસમાં નૈસર્ગિક પ્રતિભા હતી, પરંતુ તે અદ્ભુત હતી. તેમની સંસ્કારી બુદ્ધિથી પ્રસન્ન થઈ પ્રેમાનંદે તેમને કવિતા કરવાને પ્રેર્યા. એ સમયે તેમનું વય પચાસ વર્ષનું હતું. નિરંકુશ વલ્લભ ઉપહાસ કરી બોલી ઉઠયો કે 'એ કવિતા કરશે તો પછી રાંડીરાંડો કવિતા કેમ નહિ કરે?' પ્રેમાનંદના પ્રસાદે જ+ દ્વારકાદાસે કવિતા કરી અને તે ઊંચા પ્રકારની કવિતા કરી. એ વખતે વલ્લભનું વય ઓછામાં ઓછું પંદર વરસનું ગણિયે, તો એનો વિ. સં. ૧૭૧૫ માં જન્મ થયો હોવો જોઇએ. કેમકે દ્વારકાદાસ સં. ૧૬૮૦ માં પોતાનો જન્મ થયાનું અને પંચાશ વર્ષે ગુરુનો મેળાપ થયાનું લખે છે, તે લેખે દ્વારકાદાસને કવિતાની પ્રસાદી સંવત ૧૭૩૦ માં થઈ એ અર્થાપત્ત છે. વલ્લભના જન્મકાળે પ્રેમાનંદનું વય× વીસ વરસનું લેઇયે, તો સંવત ૧૬૯૫ ના અરસામાં એટલે કે દ્વારકાદાસ જન્મ્યા પછી આશરે પંદરે વરસે અને અધૂરો મૂકેલો દશમ સ્કંધ સુંદર મેવાડે પૂરો કર્યો તે પહેલાં આશરે સોએક વરસે પ્રેમાનંદનો જન્મ થયો લેખાય. પ્રેમાનંદની પ્રસાદી પામી

---

* હરિદાસના સુગ્રંથિત ગ્રંથોની સાલવાર ટીપ:—

વિ. સં. ૧૭૨૨ સીતાવિરહ.
૧૭૨૬ સામળશાહનો વિવાહ.
૧૭૨૭ નરસિંહમહેતાના બાપનું શ્રાદ્ધ.
૧૭૩૭ ભારતસાર.

+ જુઓ દ્વારકાદાસકૃત બાર માસનો છેવટનો ભાગ:—" સોળસેં એંશીમાં જન્મ છે રે, પંચાશ વર્ષે ગુરુ મેળાપ. "

× રા. સા. હરગોવિંદદાસ પ્રેમાનંદનું વય ૩૨–૩૩ વરસનું હતું ત્યારે વલ્લભ જન્મ્યો એવું લખે છે.

દ્વારકાદાસ કવિ થયા, તેથી એમને પ્રસાદકવિ કહિયે છિયે. દ્વારકાદાસે ગુર્જર સાહિત્યમાં કીમતી ઉમેરો કરી ગુરુએ આદરેલા મહાન સમારંભમાં નિઃશબ્દ સહાયતા કરી છે.

પ્રેમાનંદનો ચોથો સહકારી × રત્નેશ્વર વ્યુત્પન્ન પંડિત હતો. એને સંસ્કૃત અને મરાઠી વૃત્તબદ્ધ સાહિત્યના જેવું સાહિત્ય ગૂજરાતીમાં ઊભું કરવા ગુરુની આજ્ઞા હતી. તેને માન આપી તેણે કઠિન વૃત્તમાં અલંકારયુક્ત કેટલીક કવિતા કરી છે. ઉપરાંત તેણે ઉત્તમ સંસ્કૃત પુસ્તકોના પંડિતમાન્ય અનુવાદ કરી ગુર્જર સાહિત્યની સારી અભિવૃદ્ધિ કરી છે. એટલા માટે એને અનુવાદકવિ એવું નામ અત્રે આપિયે છિયે. ગુરુએ વ્યાસ ભગવાનના ભારતને આધારે ગૂજરાતીમાં મહાભારત રચ્યું, તો વ્યાસશિષ્ય જૈમિનિના ભારતનો અનુવાદ શિષ્યે આદર્યો. રત્નેશ્વરનો પાંડવાશ્વમેધ સંસ્કૃત જૈમિનીય અશ્વમેધનું ભાષાંતર છે; અને રત્નેશ્વરનું §સ્વર્ગારોહણ સંસ્કૃત જૈમિનીય સ્વર્ગારોહણ ઉપરથી જ રચાયું છે. જૈમિનિનું ભારત નાશ થયું કહેવાય છે, તે વાત મને મળી આવેલી સંસ્કૃત સ્વર્ગારોહણની પ્રત ખોટી પાડે છે. જૈમિનિના ભારતનાં બીજાં પર્વ પણ કદાચ શોધ ખોળ કરિયે તો મળી આવે. બીજી તરફ રત્નેશ્વરના ભારતનાં બીજાં પર્વ પણ મેળવી પ્રસિદ્ધિમાં મૂકવાની અને તેનો વ્યાસ ભગવાનના મહાભારત સાથે સરખામણી કરવાની પણ જરૂર છે. અસ્તુ. ગુરુએ વ્યાસ ભગવાનના ભાગવત મૂળને આધારે નવું ભાગવત જ્યારે વિસ્તાર્યું, ત્યારે શિષ્યે શ્રીધરી ટીકાનું હારદ લેઈ મૂળનો અનુવાદ જ કર્યો. વળી ગુરુએ લઘુત્રયીમાં આદિ સ્થાન ભોગવતા *રઘુવંશનું ભાષાંતર લખ્યું, ત્યારે શિષ્યે બૃહત્ત્રયીમાં માન્ય મનાતા શિશુપાલવધનું ભાષાંતર રચ્યું. આ રીતે ગુરુભક્ત શિષ્ય ગુરુને પગલે પગલે ચાલી ગુરુના ભગીરથપ્રયત્નમાં સહાયભૂત થવા ઉદ્યુક્ત રહ્યો. રત્નેશ્વરે કોઈ નવીન સ્વકલ્પિત કાવ્ય રચ્યું નથી. તેવાં એક નહિ પણ અનેક

---

× રત્નેશ્વરના મુદ્રાંકિત ગ્રંથની સાલવાર ટીપઃ—

વિ. સં. ૧૭૩૯ ભાગવત દશમસ્કંધ.

૧૭૪૦ ભાગવત પ્રથમસ્કંધ.

૧૭૪૩ પાંડવાશ્વમેધ.

૧૭૪૮ સ્વર્ગારોહણ.

૧૭૭૦ મૂર્ખાવલી.

§ સંવત ૧૬૦૪ ના જેઠ સુદિ ૭ ને ગુરુવારે સમાપ્ત કરેલું કાશીલના સુરભટનું સોળ કડવાંનું સ્વર્ગારોહણ પણ મળી આવે છે.

* જુઓ વીરજીકૃત કામાવતી, છેવટની પંક્તિઓઃ—

કાલિદાસ સરખા કવિજન, રઘુવંશ કીધો પાવન;
તેહતણા પદપંકજ ભજી સેવક થઈ ઓચર્યો વીરજી.

કાવ્ય રચ્યાનું માન તો +વલ્લભને છે. તેણે નવરસનાં નવ કાવ્યો રચી સાહિત્યની સમૃદ્ધિમાં વધારો કરવા ઉપરાંત દુરારાધ્ય પ્રેમાનંદને પણ કૃષ્ણવિષ્ટિ કાવ્યથી રંજિત કર્યો. પિતાની પ્રસન્નતાના ધ્વનિ પાંચાલીપ્રસન્નાખ્યાનના નીચેના શ્લોકમાં સ્ફુરી રહ્યા છેઃ—

વલ્લભ–પ્રાણ થકી પણ વલ્લભ! સુલભ પુત્રિ પિતા શું કમાયો?
તાતતને નવ તાપ કરે તન તાપ નિવારણ તે જ વ્હવાયો.
આપથી આપ ઉગે જગ ભીતર, ધન્ય પિતા સહુ દામ મનાયો.
ભીષણ ભીમ મહા ભડ મ્હા વર, ધન્ય હું, ધન્ય હું, સુત સવાયો!

વલ્લભની પિતા પ્રેમાનંદ પ્રત્યેની અને મૈયા ગુર્જરી ગિરા પ્રત્યેની અનન્ય ભક્તિ એ જ નાટકની નીચેની ઉક્તિમાં સ્ફુટ પ્રદર્શિત છેઃ—

સુત હું શે થયો ઉત્પન્ન, નવ જનની કરી જ પ્રસન્ન–
જનકે જાણિયો ના ચ્રર—જન કહે ગૂમાવ્યું સૌ નૂર!

અથવા મને ઉત્પન્ન કરનાર આવા પણ કેમ ન હોય?

શે કાળ–કાળકતો જ સ્હાય માગે, કહો જ કિયે ઉપાય?
જો કાળ તેતણી સ્હાય થાય, કહો કયમ કરી તે કર્તા મનાય?

એ જ નાટકની પ્રસ્તાવનામાં પ્રેમાનંદે બીજા સહકારીને પણ પ્રસન્નતાપૂર્વક સંભાર્યા છે. સંબંધ ધરાવતું કવિત નીચે પ્રમાણે છેઃ—

આ તે લલિત સુમન મધુકણ આવે શકે,
વા મધુરી ગુર્જરીની મીઠાશ મોંઘી ઘણી!
કિંશુક કુસુમ રક્તપીતવર્ણું વાસ વનું
અનુદિન–આ–ગુલાબ ગુર્જરી મહામણિ!
ઉપવન કુસુમિત જોઈ મત્ત ભૃંગ ગુંજે,
અકલ પરભૃત આ વાણી કો પ્રેમ તણી!
*સુરભિએ સહકાર પ્રફુલિત પૂર્ણ કીધા,
પ્રમુદિત દ્વિજ ગિરા સુરભિ સુહામણી!

---

+ વલ્લભના મુદ્રાંકિત ગ્રંથોની સાલવાર ટીપઃ—

વિ. સં. ૧૭૬૦ મિત્રધર્માખ્યાન.
૧૭૭૧ યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાન.
૧૭૭૭ કુંતીપ્રસન્નાખ્યાન.
૧૭૮૦ દુઃશાસનરુધિરપાનાખ્યાન.
૧૭૮૧ યક્ષપ્રશ્નોત્તર.

* સુરભિ તે ગુર્જરગિરાના સંબંધમાં સુવાસ પસારનાર ધ્રુવરાતુમેદ.

આમાં વાસ વર્તું કિંશુક તે રસની ખામીવાળો વીરજી, મણિ તે રત્નેશ્વર, મત્ત ભૃંગ તે નિરંકુશ વલ્લભ; પરભૃત તે તે પ્રસાદપોષિત દ્વારકાદાસ' એ 'સહકાર કહેતાં સહકારી, અને દ્વિજ તે પ્રેમાનંદ પોતે, એવો ધ્વનિ સમાયો છે. પ્રેમાનંદે જ મત્ત વિશેષણ આપ્યું છે તેથી વલ્લભને અમે નિરંકુશ કવિ કહ્યો છે, એનાં કાવ્યો એની નિરંકુશતાની પ્રતીતિ કરાવવા બસ છે. માત્ર અવસાનકાળે જેને દશમ અધુરો પૂરો કરવાનું સોંપ્યું, તે સુંદર મેવાડાનું પ્રસ્તુત કવિતમાં સૂચન નથી; ને તે હોઈ પણ ન શકે. કેમકે સંવત ૧૭૯૬ પહેલાંની સુંદરની કૃતિ જાણવામાં નથી. સુંદરની કવિતામાં વલ્લભની ધમક કે રત્નેશ્વરની છટા છે નહિ, તેથી તેને સાદો સુંદર કહ્યો છે.

આ કવિમંડળ પૈકી કવિતા કોને કહેવી એ વિષે પ્રેમાનંદને સામળ સાથે ઊઠેલા ઝગડામાં ભાગ લેનાર રથી મહારથી તો વીરજી અને વલ્લભ એ બે છે. એ વિગ્રહનો આરંભ પ્રેમાનંદની ઊગતી જુવાનીમાં થયો જણાય છે. સંવત ૧૭૨૫ માં પ્રેમાનંદના બાવન વીરમાં આગળ પડતા વીરજીએ સામળભટની સરસાઇમાં કામાવતીની કથા રચી. એ અને કાકુરાજની કથા સુરેખાહરણની કથા વગેરે યોજી કાઢી વાતો લખવાની શક્તિથી વીરજી સામળને હંફાવી શક્યો નહિ, એટલું જ નહિ પણ તેને સોંપેલું નાકું છોડી દઈ તેને પાછા હઠવું પડ્યું. તે જોઈ ન રહેવાયાથી મહારથી વલ્લભ આગળ ધર્યો. તેણે સામળ ઉપર વાગ્બાણનો વરસાદ વરસાવી મૂક્યો. કુંતીપ્રસન્નાખ્યાનમાં તે સામળને માર્મિક વાગ્પ્રહારથી હેઠો પાડે છે. જુઓ તે શું લખે છે તેઃ—

કવીશ્વર આવ્યા એક તેમણે કવિત કર્યું;
શુભ્ર અભ્ર આ તે, હશે અંબાડી કે વીજળી?
ઘંટ કેરો ઘોર થાય ચઢવા એ લાગ્યો મેઘ?
આભૂષણું ઝૂલે એ તો રંગની રેખાવળી?
હસ્ત્યારોહ આ તો, ન્હોય ધન અટકાવનાર;
શુભ્ર અભ્ર કરનાર શંકા થઈ ને ટળી,
કવન કવિનું સુણી નૃપ દેવા લાગ્યા દ્રવ્ય
જોઇયે ન જંઈ મારે વિત્ત કવિતા કવી.
એવો જોગ જોઈ એક બ્રાહ્મણ કે ભાટ આવ્યો;
ગુણ ગાવા લાગ્યો ઝટ કવિતા નાંખી કરીઃ—
શિબિ સમ 'દાનેશ્વરી નૃપ! અમે ટેકરખી,
દા કનેથી દાન લેવું, ખરું લેઉં, ના જરી;
સાંભળો, કવિતા મારી મારે સંભળાવવી છે;
હાથી હયોડા જેવા આ દિલ જાય છે ડરી.
પૂછડાં છે સાત, અને દાંત ઊગ્યા ચાર, તહિં
એક શુંડ; પાછલીએ નહિ શે દંતૂસરી?
દશરથ અજ જેવા! દાન દીધાં મોટાં તમે,
કવિઓના કોડ પૂર્યા આપી શેર બાજરી;
ધન્ય ધન્ય લાગ્યા હાથી!' માતાનું મનાવ્યું મન!
કોઇથી કરાય નહિ તમારી બરાબરી.

રાભા રાસભાએ સુણી: કવિતા કરામતી આ!
'આપી દેશે રાય રાજ્ય! રૂપું જશે આ તરી!"
તે તો કવિ વધા સારે:—'લાડવો ખાવો નથી આ
વર્ણુની સગાઈ કેવી ચોચરણી આંતરી!'
ભીમ ભડ દાબી દાંત બોલ્યો, તોલ તોલ્યો તર્તઃ—
'કચરાવો આવો કવિ જઈ પીલો ઘાણીમાં'
યુધિષ્ઠિર કહેઃ—'ભાઈ! ભાટ જેવો બ્રાહ્મણ આ,
તોય કરવી ન નિંદા; ધૂળ હોય ધાણીમાં.
બ્રાહ્મણ ને કવિ તમે; માટે પસાયતું પાણું.'
આડી લીટીએ લખાયું; પાણી લીધું પાણિમાં,
કર્મ આવાં ધર્મ કરો! કલ્યાણ કલ્યાણ હજો!
શિવજીની સેવા સજો! વ્હાલ વધો વાણીમાં!'
એવે પેલા કવિ, જેને પસાયતું મળ્યું પૂરું,
સેતુએ ચઢવા લાગ્યા ગુણ ગાઈ રાયના.
અર્જુને સાં જોયું ઝટ, નૃપને નમન કર્યું,
સેતુ સંહારવા કહ્યું, આવા કવિ જાય ના:
આજ્ઞા આપી નરનાથઃ—'કાર્ય કરો સિદ્ધ ભ્રાત!'
ધનુબાણ લીધાં હાથ, સેતુ તોડયો, સા'ય ના.
એમ હતું નો'તું કરી ભ્રાતને નમ્યો કિરીટીઃ—
'બીજી કંઈ કરો આજ્ઞા, સેવા સાચી થાય ના.'

એ રીતે સ્વર્ગે અડવાનું કરતા બ્રાહ્મણ ભાટ કવીશ્વરને બોંય ભેગો કરી મિત્રધર્માખ્યાનમાં તેની નીચે પ્રમાણે નિર્ભત્સના કરે છે

કવીશ્વર પ્રેમ! જેવા—કોક તો—અમારા જેવા:
શામ લક્ષણવંતા કો રંધ–રંક સેવતા,
અજાચકવ્રત તજી, માગણની રીત ભજી,
યજવાનું તે ન યજી ભને મોટા દેવતા!
દ્વિજધર્મ ભૂલનારા વાસ વસ્યા, તેણે કરી,
ગૂજરાતને કલંક રેણુ વિણુ રેવતા!

યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાનમાં તો કૃષ્ણને હાથે શિશુપાળની તે વલ્લભને હાથે સામળની વલે થાય છે. જુઓ—

'ચંદ્ર સમ શીતળ જે, બળિષ્ટમાં મહાબળ,
વરિષ્ટમાં વરિષ્ટ જે કૃષ્ણદેવ તારકા,
ગુર્જરગિરાની પેરે અજાણના નવીન એ,




જાણુનાં પ્રાચીન પૂરા, રસાદિના ધારકાં;
સર્વગુણસંપન્ન છે પ્રભુ પૂરા પ્રેમવાળા,
પૂજ પૂરે માંનસે તું શામળા આ વારકા.
ભાવતું હતું અને જ્યાં વૈદે અભિપ્રાય આપ્યાં,
પૃથ્વીપતિએ ત્યાં પૂજ્યા હરિ કષ્ટહારકા.
ઉલૂકને ગમે નહિ પ્રભાકરનો પ્રતાપ,
જોવાય ન તોય કરે નિંદા, સુણનાર જ્યાં;
તેવો નર રૂપી ઘૂડ વા ઉલૂક નરપતિ,
નિંદા કરવા લાગ્યો તે મળ્યા જાણુનાર જ્યાં;
રજના ઊડાડનાર બકે અને નાંખે રજ
પ્રેમ જેવા પ્રભાકર ન કૈં આણુનાર જ્યાં;
તથાપિ ઘણું થતામાં તાર્ક્ષ્ય ભીમ જેવો કવિ,
પાદ ઠોકી ઊભો થાય છે કો, તાણુનાર જ્યાં ?

આ વિગ્રહ વિષે સામળના ગ્રંથોમાં ઝાઝો ઇસારો જોવામાં આવતો નથી. માત્ર એના છપ્પામાં એક વખત મભમ કહ્યું છે કે 'વ્હાલો રાખે વેર' 'સામળો સુદર વાદે.' વળી બૃહત્કાવ્યદોહનના પાંચમા ગ્રંથમાં મદનમોહનાની વાત છાપી છે તેની સમાપ્તિએ નીચેના દૂહા જોવામાં આવે છે:—

ભણ્યો નથી પુરાણ હું; ભણ્યો નથી કંઈ વેદ;
રસાલંકાર ન આવડે, મંન ન પામે ખેદ;
ઘર ઘર રાગ તાણું નહિ; પુત્ર ન સુજ ગુણ ગાય;
રાજદરબારે રઝળવું-મેળવી-નથી પસાય.
ભાટ બ્રાહ્મણ ને ભાંડવા લાંબી મૂકે પોક,
રીઝી ભલા ભલા કરે, તેથી થાયે શોક.
રીઝવે ગાન ને તાનથી હાથે લેઈ કરતાળ;
શિષ્યો ગુરુનો ગાંદરો, વાહવા ત્યાં શો માલ ?
જેમ તેમ શબ્દ ગોઠવી રચે ઘાટ કુંભકાર;
ઉલટ કાવ્યથી રીજશે કવીન્દ્ર ને કૂંભાર.
કઠણ કાવ્ય ને કામનીકુચ રીઝે ન રસિયો પુર્વ;
પત્થર પકડી રીઝશે રસિયો નહિ પણ મૂર્ખ.
સાદી ભાષા, સાદી કડી, સાદી વાત વિવેક,
સાદામાં શિક્ષા કથે તે જ કવિજન એક. *

* પ્રા. કા. ત્રિ. માં ઉત્તરાર્ધ નીચે મુજબ છે:—
સતવાદીપણું શાણપણુ નરપતિ કેરા નેક

પરંતુ આ વધારો શક પડતો છે. રા. રા. હરગોવિંદદાસે અનેક પ્રતો ઉપરથી સંશોધન કરી છપાવેલી મદનમોહનામાં આ વધારો છે નહિ. બૃહત્કાવ્યદોહનમાં જ્યાં તે વધારો ગોઠવાયલો જોવામાં આવે છે, ત્યાં તે પૂર્વાપર દૂહાથી નવાંધો નોંખો પડે છે, અને પ્રક્રમનો ભંગ કરે છે. સામળના પ્રસિદ્ધિમાં આવેલા કોઈ પણ પુસ્તકમાં આવી ઊઘાડી નિર્ભત્સના મળી આવતી નથી. કદાપિ કરે, તો કરીને રહે પણ ક્યાં? વગર બોલ્યે એની વલ્લભ ઝાટકણી કાઢવા ચૂક્યો નથી, તે એ આવાં ઊઘાડાં નમાલાં નિંદાવાક્ય લખે, તો વલ્લભ એની બાકી પણ રાખે કે? એ વધારો સામળની જ કલમનો છે તે સ્વીકારતાં પહેલાં પાકી પ્રતીતિ થવી અપેક્ષિત છે. વલ્લભ વાગ્બાણનો જ વરસાદ વરસાવી અટક્યો નથી. ચમત્કારી સ્વકલ્પિત વાર્તાના પ્રદેશમાં સામળને છક્કડ ખવરાવવાને પાછળથી કહેવત રૂપ થઈ પડેલાં દુંદુભિંદુની વાર્તા જોડી મિત્રધર્માખ્યાન લખ્યું છે; કાષ્ઠના ઘોડાને હંફાવે એવું જૂના પ્રસ્થાન પ્રમાણે અદ્‌ભુત રસનું કુંતીપ્રસન્નાખ્યાન રચ્યું છે; અને અંગદવિષ્ટિને મર્કટચાપલ્ય બનાવી દે એવી પ્રેમાનંદના મુખે પણ પ્રશંસા પામનારી કૃષ્ણવિષ્ટિ લખીને વીરજીની નિષ્ફળતાથી જતી કીર્તિ જાળવી વધારી છે. આ મહાન સાક્ષરયુદ્ધમાં પ્રેમાનંદે સીધો ભાગ લીધો નથી. પરંતુ પોતાના ગ્રંથોમાં પ્રસંગોપાત્ત તેણે સામળને ટકોર મારેલા જોવામાં આવે છે. સામળે મૂર્ખચટ કિંવા વિનયચટની પત્નીનું નામ વિદ્યાવિલાસિની રાખ્યું છે ને તેને બહુ વિદ્વાન વર્ણવા પ્રયત્ન કર્યો છે; એને ઝાંખી પાડવા પડછે અષ્ટાવક્રાખ્યાનમાં કહોડની પત્ની સુજાતાનું ખાસ કરીને વિદ્યાવિનોદિની ઉપનામ રાખી કહોડ સાથે શાસ્ત્રચર્ચાના દોહદથી સાર્થ કરી બતાવ્યું છે. વ્યાસ ભગવાનના મહાભારતમાં એકલું સુજાતા નામ છે. દ્રૌપદીહરણના નીચેના દોહરામાં ઉદ્યમકર્મની વાર્તામાંના દોહરામાં ઉદ્યમવાદનું તેણે ઉપહાસ કર્યું છે.

વિદુર સમા નીતિજ્ઞ જ્યાં ઉપદેશક મ્હાભાગ,  
દ્રોણ ગુરુ શા ગુરુ કર્યા, તોય ન સત્ય પર રાગ!  
હવે ઉદ્યોગ હિમાયતી! કરવો કવણ ઉપાય?  
કર્મ ખરૂં કહેવું પડે નિઃસંશય મન માંય.

એ કાવ્ય સમેટતાં પણ "કવિઓ નૃપના કે શ્રીના હળધર બળધર ત્રાસ" વગેરે શબ્દમાં સામળ ઉપર જ પ્રેમાનંદનો કટાક્ષ જણાય છે. વળી શિવપુરાણની પ્રતિસ્પર્ધામાં રચાયલા માર્કંડેયપુરાણના આરંભમાં પણ તેણે સામળભટની પતરાજી અને લડાઈની પચ્ચીસી ઊડાવી છે. જુઓ

શિવપુરાણ સમર્થ કરે કવિ કે' વાયુવશ તર્ણું;  
અગાધ ગતિ એવી નહિ મારી, ક્યાં પ્હાણો ક્યાં પર્ણું?

(અપૂર્ણ.)

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

# સાહિત્યપરિષદ્‌માં જોડણી.

જોડણીના વિષયને ગયા જુન—જુલાઈમાં મળેલી સાહિત્યપરિષદ્‌માં કાંઈક મહત્વ અપાયલું જોઈ સંતોષ થાયછે. મ્હારા નિબન્ધ ઉપરાંત રા. રમણભાઇ, રા. ગોવર્ધનભાઇ, રા. કેશવલાલ ધ્રુવ ('વાગ્વ્યાપાર'ને અંગે પ્રસંગવશાત્) અને પ્રો. આણંદશંકર—એટલા ગૃહસ્થોએ આ વિષય ઉપર ગંભીર ભાવથી ચર્ચા કરી હતી. એ વિષય માટે યોગ્ય કમિટી નીમી અન્વેષણ વગેરે કરી આખર સૂચનાઓ આવતી પરિષદ્ આગળ મૂકવાનું કામ સાહિત્યસભાને સોંપવાનો ઠરાવ આ પરિષદ્‌માં થયોછે એ પણ સંતોષની વાત છે.

પરિષદ્‌માં થયેલી ચર્ચાઓથી અને કરેલા ઠરાવથી એ તો હવે નિર્વિવાદ છે કે જોડણીના વિષયમાં વ્યવસ્થા આણવાની જરૂર છે. છે તે સારૂં છે એ આગ્રહ છોડી દઈ આટલો ક્રમ ભરાયો છે તે અભિનન્દનીય છે. પરિષદ્‌માં થયેલી ચર્ચામાં કેટલાક વિચારો ઉપસ્થિત થયાછે તે વિશે થોડીક પરીક્ષા કરવી આવશ્યક લાગેછે; અને તે બનશે તેટલા ટૂંકાણથી કરવાનું ધારું છું.

મી. પાઠકની અંગ્રેજી-ગુજરાતી ડિક્ષનરી માટે રા. કેશવલાલ ધ્રુવે રચેલા નિયમોને સંબન્ધેં પ્રો. આણંદશંકર એક ન્હાનું સરખું વાક્ય કાઉંસમાં મૂકી દઈ આડકતરો પણ પોતાનો આશય સ્પષ્ટ સૂચવી દેનારો ઈશારો કરેછે. એઓ કહેછે:—"ચિહ્નભેદની યોજના ડિક્ષનેરી માટે હતી એટલો પ્રસંગ અત્રે યાદ રાખવા જેવો છે." અર્થાત્ એમ કે સાહિત્યલેખના નિત્યવ્યવહારમાં એ ચિહ્નભેદનો ઉપયોગ એ ડિક્ષનરીના યોજકને મતે પણ ઉદ્દિષ્ટ ન્હોતો. પરંતુ આ સ્પષ્ટ રીતે વિપથ જનારો તર્ક છે. ગુજરાતી-ગુજરાતી અથવા ગુજરાતી-અંગ્રેજી ડિક્ષનરી હોત તો હજી એમ માની સકાત કે ચિહ્નભેદની યોજના માત્ર શબ્દોના ઉચ્ચાર સમઝાવવા માટે હતી. પરંતુ ઉલટા ક્રમની સ્થિતિમાં હેવો હેતુ સંભવતો જ નથી. ઉદાહરણાર્થે—અંગ્રેજી-અંગ્રેજી કોશમાં જેમ Tone (tōn); tone (tun); એ ઉચ્ચારભેદ બતાવાયછે તેમ—કોઠી=અનાજ ભરવાનું માટીનું મ્હોટું વાસણ; કોઠી (કૉઠી)=કપિત્થ ફલનું ઝાડ-એમ કરવાનું હોય તે તો ગુજરાતી-ગુજરાતી ડિક્ષનરીમાં હોય. પરંતુ પ્રસ્તુત અંગ્રેજી-ગુજરાતી ડિક્ષનરીમાં તો ફક્ત અંગ્રેજી શબ્દોના ગુજરાતી અર્થ આપતાં શબ્દોનો નિત્ય સાહિત્યવ્યવહારનો ઉપયોગ બતાવનાર જોડણી મૂકવાની હતી; જેમકે—Round=ગોળ; વર્તુલાકાર; Molasses-ગોળ; શેલડીના રસને કઢીને બનાવેલો લાલ જાડો મિષ્ટ પદાર્થ. હાવા પ્રકારમાં પ્રો. આણંદશંકર કહેછે તે પ્રસંગને સ્થાન જ નથી. તેથી હેમણે સૂચવેલી સાવચેતી અસ્થાને જ છે. અને વિપરીત અનુમાન કરાવનારી છે એમ કહેવું પડેછે. માટે ખરી સ્થિતિ તો એ જ છે કે રા. કેશવલાલ ધ્રુવના નિયમો ડિક્ષનરી માટે હતા તેથી સાહિત્યના નિત્યવ્યવહાર માટે ન્હોતા રચેલા એમ નહિં, પણ સામાન્ય ઉપયોગના જ હતા. અને રા. કેશવલાલે તથા મિ. સેટનાએ

એ વિષય મ્હારી સાથે રૂબરૂમાં ઈ. સ. ૧૮૯૩ માં ચર્ચ્યો હતો તે ઉપરથી પણ હું જાતે જાણું છું કે હેમનો હેતુ પ્રો. આણંદશંકર કલ્પેછે ત્હેવો સંકુચિત નહિં પણ નિત્યવ્યવહારના ઉપયોગની વિશાળતાનો હતો.

ઈ. સ. ૧૮૭૧–૭૨ નો બુકકમિટીનો નિયમ ૪ થો ગુજરાતના મ્હોટા ભાગમાં ચાલતા ઉચ્ચાર પ્રમાણે જોડણી કરવાનો છે તે વિશે પ્રો. આણંદશંકર કહેછેઃ—

"પણ જ્હાં વધુ મતને માન આપી પ્રાન્તિક ઉચ્ચારથી સ્વતન્ત્ર અને સર્વત્ર એકાકાર હેવી સાક્ષર રૂઢિ સ્થપાઈ નથી, ત્હાં ઉચ્ચારમાં અને તેથી જોડણીમાં વિકલ્પ જ ચાલવાનો."

આ વચનનો અર્થ પૂરેપૂરો સમઝાતો નથી. જેટલો સમઝાયછે તે જોતાં તો આ સિદ્ધાન્તમાં શંકા રહે છે. પ્રથમ તો એ જ કે જ્હાં બધા ઉચ્ચાર પ્રાન્તિક જ રહ્યા ત્હાં બહુદેશી છતાં પણ, પ્રાન્તિક ઉચ્ચારથી સ્વતન્ત્ર અને સર્વત્ર એકાકાર હેવી કશી પણ જોડણી શી રીતે સંભવે ? કદી એમ કહો કે આ વિશેષણો 'સાક્ષરરૂઢિ' ને માટે જ ખાસ છે; તો પણ સાક્ષર રૂઢિની સ્થાપના, આપોઆપ આરમ્ભ કોઈક વખત પણ થયા વિના, શી રીતે શક્ય થાય? બુકકમિટીએ નિયમ કર્યો તે એ રૂઢિની સ્થાપના કરવા માટે જ, અને હજી સૂધી જ્હાં સાક્ષરલેખમાં સ્વચ્છન્દ વ્યવહાર છે ત્હાં રૂઢિનો પ્રશ્ન ઉદ્ભવતો જ નથી; કાંઈ નહિં તો ભવિષ્યકાળમાં જેટલું પ્રાધાન્ય હેને અપાય તેટલું પામવાનો હક રૂઢિનો હાલની અવ્યવસ્થાના સમયમાં થતો જ નથી. જે નિયમની અવ્યવસ્થિત સ્થિતિ અન્વેષણ તથા સુધારાનો વિષય બને છે ત્હેને પ્રમાણભૂત રૂઢિનું સ્થાન આપવું હેમાં કાંઈક અન્યોન્યાશ્રય દોષ જ આવેછે.

ગુજરાતી ભાષામાં સંસ્કૃત જેવા વ્યાકરણના અટપટા નિયમો દાખલ કરવાની વિરુદ્ધ પ્રો. આણંદશંકર આગ્રહ બતાવેછે. અને એ અમુક મર્યાદામાં સ્તુત્ય છે. પરંતુ વ્યાકરણ અને ભાષાના સંબન્ધના સ્વરૂપને આ દલીલમાં વિસારે મૂકવા જેવું કાંઈક થાયછે એમ મ્હને લાગેછે. પ્રાકૃત ભાષાઓ સંસ્કૃત નિયમો ન સહન થવાથી ઉપજેલી છે એમ પ્રો. આણંદશંકર કહેછે; પરંતુ વ્યાકરણના નિયમોનું અસહન નહિં પણ સંસ્કૃત ભાષામાં બોલાતાં રૂપોનું અસહન–એ ખરી નિદાનકલ્પના છે. સંસ્કૃત–ને વધારે શાસ્ત્રીય કરવા ના કરવાનો પ્રશ્ન જ ઉત્પન્ન થતો નથી. સંસ્કૃત ભાષા ઉચ્ચારમાં કઠણ પડવાથી રૂપો વધારે સરળ થઈ ગયાં. બાકી વ્યાકરણ જોવા જશો તો પ્રાકૃત ભાષાના વ્યાકરણમાં પણ અટપટા નિયમો એટલા બધા છે કે હેમાં સરળતાના તત્ત્વનો દાવો કરનારની વાત ગળે ઉતરશે નહિં. અને પ્રાકૃત વ્યાકરણો તો ફક્ત સંસ્કૃતમાંથી થતાં રૂપાન્તરોનો જ બહુધા પરામર્શ કરેછે; સંસ્કૃત તેમ ગુજરાતી વ્યાકરણોના જેવી ચર્ચા હેમાં નથી. પ્રાકૃત વ્યાકરણો એ ધોરણે રચાત તો વળી અટપટાપણું વધારે થાત. "વ્યાકરણમાં અધિક કડાકૂટ

દાખલ કરવી " એ પ્રો. આણંદશંકર અનિષ્ટ માનેછે. પરંતુ વ્યાકરણ કાંઈ ભાષાને બનાવતું નથી, પણ ભાષાની વસ્તુસ્થિતિમાં પ્રવર્તતા નિયમનું જ આલેખન કરેછે—એ પ્રાથમિક તત્ત્વ યાદ રાખીશું તો જણાશે કે વ્યાકરણ અટપટું કર્યાથી ભાષા અટપટી થવાની નથી. અટપટાપણું કાંઇ કર્યું થતું નથી; ભાષાના વસ્તુસ્થિત સ્વરૂપને પરિણામે જ આવે છે. 'કહેછે' માં ક અને હ જોડાયછે અને 'કહ્યું' માં છૂટા પડેછે એ નિયમ-બતાવવામાં પ્રો. આણંદશંકરને અટપટાપણું લાગે છે, જો કે ભાષાની વસ્તુસ્થિતિનું જ હેમાં પ્રતિબિમ્બ છે; પણ 'કહેછે,' 'કહ્યું' એમ રૂપો લખશો તો પણ વ્યાકરણકારને તો બીજો અટપટો નિયમ રચવો જ પડશે કે 'કહે છે' માં ક માંનો અ અનુચ્ચરિત છે અને 'કહ્યું' માં ઉચ્ચરિત છે. આ બે પ્રકારમાં અટપટાપણું લગભગ સરખું જ છે, બલ્કે અનુચ્ચરિત અની કલ્પના અજાણ્યા લોકોને સમઝાવવી ઉલટી વધારે કઠણ છે; અને ભાષામાં થતા ઉચ્ચારનું ખરું સ્વરૂપ તો પ્રથમના નિયમમાં છે. અટપટાપણું ટાળવા જઈશું તો તો વિકારી અવિકારી વિશેષણના ભેદ, ઉકારાન્ત ઉંકારાન્ત નપુંસક શબ્દોના ભેદ, અનિયમિત રૂપો વાળાં ક્રિયાપદો વગેરે સર્વને એક તડાકે કાઢી નાંખવાં પડશે. બેસવું, બેસવુંનો ભૂતકાળ બેઠોને બદલે-બેસ્યો,-બેસ્યો-કરવો પડશે. અલબત સંસ્કૃત વ્યાકરણ જેટલું અટપટું પ્રાકૃત વ્યાકરણ તો માત્ર ભાષાના વસ્તુસ્થિત સ્વરૂપને પગલે પગલે આવેછે. અને તેથી ભાષાના કરતાં વધારે અટપટું વ્યાકરણ બની ના સકે. માટે આ અટપટાપણાનો ભય અવાસ્તવિક હોઈ દલીલને જ અટપટી બનાવેછે.

પ્રો. આણંદશંકર કહેછેઃ—"ઉચ્ચાર અને લેખનનો વિસંવાદ ઘણી વાર નજરે પડતો હોવાથી લોકની આંખ્ય એ વિષમતા પ્રત્યે ટેવાઇ ગઇછે." અને તેથી 'કહે છે' વગેરેમાં હ છૂટો રાખવાની અડચણ નથી. પરંતુ જોડણીની વ્યવસ્થાના પ્રયાસનું પ્રથમ સૂત્ર જ એ વિસંવાદ તોડવાનુ છે, તો પછી વિસંવાદના પરિચયને બચાવ તરીકે ઊભો કરીશું તો કશી પણ કૃતિ નહિ થાય. "જ્યહાં સુધી કોઇ વિદ્વાન ઉચ્ચાર અને લેખનનું સર્વત્ર મળતાપણું કરી ના આપે ત્યહાં સુધી ચાલૂ માર્ગમાંથી ખસવાને લોકને પૂરતું કારણ રહેતું નથી." એમ પ્રો. આણંદશંકર દલીલ ઉમેરેછે. પરંતુ વિસંવાદનો સર્વત્ર લોપ થતા સુધી કશામાં પણ વિસંવાદ ના ટળાય એ તો નવી વાત કહેવાય! અને કોઇ એકાદ વ્યક્તિ—વિદ્વત્તાના અધિકારબળે પણ—વિસંવાદ ટાળી આપે એ હાવા વિષયમાં કદી પણ ના બને. એક જણની આજ્ઞાને અનુસરણ થાય હેવી આ વાત નથી. માટે આ દલીલથી માત્ર સુધારાને આઘો ઠેલવાનું જ પરિણામ ગુપ્ત રીત્યે થાય છે.

'આંખ્ય', 'આવ્ય' ઇત્યાદિના લઘુપ્રયત્ન યકાર સંબન્ધે પ્રો. આણંદશંકર કહેછેઃ—"કેટલાક—હેમાં ખાસ કરીને સુરતી લોકો-'આંખ', 'આવ' એ પ્રમાણે બોલેછે અને કેવળ ઉચ્ચારનું ધોરણ લઇયે તો તેઓને રા. નરસિંહરાવની જોડણી ન સ્વીકારવાનું કારણ છે."

આ વચનમાં 'ઉચ્ચારનું ધોરણ લઇયે' એ વાક્યના અર્થ ઉપર બધો આધાર રહે છે. એક અર્થ એ થાય કે—જે લોકો—એકદેશી લોકો બોલતા હોય તે; અને બીજો મ્હોટા

ભાગમાં બોલાતો ઉચ્ચાર. પ્રથમનો અર્થ ઉદ્દિષ્ટ હોય તો તો બહુદેશી ઉચ્ચાર સ્વીકારવો એ મૂલાધારનું તત્ત્વ ઉચ્છિન્ન થાયછે; અને દરેક પ્રાન્તે પોતપોતાના સંકુચિત પ્રદેશના ઉચ્ચાર પ્રમાણે લખવાની અવ્યવસ્થાનું પરિણામ ઉપસ્થિત થાયછે. બીજો અર્થ લેઈયે-અને તે જ વાસ્તવિક અર્થ છે-તો પ્રો. આણંદશંકરના વચનમાં વસ્તુસ્થિતિ જોડે વિરોધ આવેછે. સુરતભરૂચ બાદ કરતાં બાકીના ગુજરાતના મ્હોટા ભાગમાં આ સ્થળોમાં યકાર-લઘૂચ્ચારણ રૂપે—બોલાયછે એ ખરી પરીક્ષાથી જણાયા વિના રહે એમ નથી. તેથી નથી બોલાતો એ સ્વૈચ્છિક સ્વીકાર જ છે. આ યકાર હજી સુધી તો લુપ્ત નથી થયો. 'આંખ્ય'-નું 'આંખ' થવામાં પણ વ્યુત્પત્તિનો નિયમ પ્રવર્તે છે એમ પ્રો. આણંદશંકર સારી રીતે બતાવેછે. પવનની અસરથી બચવા માટે દિવાલને વાછંટિયું તેમ શબ્દાન્તના વર્ણને લુપ્ત થતા અટકાવવાને સંરક્ષક વર્ણની જરૂર છે; અને 'આંખ્ય'માં છેલ્લો અ § અનુચ્ચરિત જેવો હોવાથી એ વાછંટિયું જતું રહીને ય્ ખરી જાય છે. આ ક્રમ તો ઠીક બતાવ્યો છે, પણ સુરત ભાગ સિવાય અન્યત્ર આ વાછંટિયું ખરી ગયું છે ? તે ખરી ગયું છે ગણશો તો તો 'આંખ' એ પણ વ્યુત્પત્તિસિદ્ધ જ છે; અને "કેવળ વ્યુત્પત્તિ જ જોઇયે તો યકારની જરૂર સ્પષ્ટ છે"-એમ પ્રો. આણંદશંકર જોરદાર વચન વાપરેછે તેહેને અવકાશ જ નથી રહેતો. અર્થાત્ એ જોરદાર વચનમાંથી જ ફલિત થાય છે કે 'આંખ્ય' એ રૂપ સુધી જ હજી વ્યુત્પત્તિ પ્રવર્તીછે અને ઉચ્ચાર અટક્યોછે, એટલે સુરતના ભાગ સિવાય અન્યત્ર હજી સુધી તો યકાર ટકયોછે—, અને એ ખરી જશે ત્યહારની વાત ત્યહારે પણ ખરી નથી ગયો તો પછી વસ્તુસ્થિતિ તરફ આંખ્ય મીંચવી એ વાજબી નથી. કેટલાક કહેછે-" આપણે 'આંખ' બોલતા નથી તેમ 'આંખ્ય' પણ બોલતા નથી; ત્યહારે ચાલતું રૂપ 'આંખ' શું કામ ન રહેવા દેવું ?"-એમ પ્રો. આણંદશંકર 'કેટલાક'નો મત મૂકેછે—આ પક્ષની પરીક્ષા કરિયે. 'આંખ' બોલતા નથી એ સ્વીકારમાંથી જ જણાયછે કે કશું બીજું બોલિયે છિયે; તે કશું બીજું તે યકાર નથી એમ ઠરાવવા માટે 'આંખ્ય' બોલતા નથી એમ કહેવામાં આવેછે-તે વખત ખ્યમાંનો ય ગુરૂચ્ચારણ બોલીને જ આ દલીલ વપરાયછે. પરંતુ 'આંખ' પણ નહિં ને 'આંખ્ય' પણ નહિ-એમ કહેવામાં જ ફલિત થાયછે કે 'આંખ્ય' (લઘુચ્ચારણ યકાર વાળો ઉચ્ચાર) બોલાયછે. તો પછી તેનો ત્યાગ કરવાનું પરિણામ એકપક્ષી થાયછે.

"એકલી વ્યુત્પત્તિ લેખનની નિયામક થઈ સકતી નથી, અને તેથી જ રા. નરસિંહરાવને પણ ઉચ્ચારનું શરણ લેવું પડ્યુંછે"-આમ કહેવામાં પ્રો. આણંદશંકર મ્હારા વિચારના ખરા સ્વરૂપનો વિપર્યાસ કરેછે. ચાલતા ઉચ્ચારને પ્રાધાન્ય આપી વ્યુત્પત્તિને બીજી પદવી મ્હેં આપીછે એ વાત એઓ આ વખતે ભૂલી જાયછે. હેમના નિબન્ધના આરમ્ભમાં પોતે જ કહ્યુંછે:—"રા. નરસિંહરાવે ઉચ્ચારનું ધોરણ મુખ્ય માન્યું, અને વ્યુત્પત્તિ પણ ઉચ્ચારને અનુસરતી જ છે એમ વિગતવાર સિદ્ધ કરીને વ્યુત્પત્તિનું ધોરણ પણ સ્વીકાર્યું." આ યાદ રાખતાં 'નરસિંહરાવને પણ ઉચ્ચારનું શરણ લેવું પડ્યું છે, ૨. વચન

---

§ અનુચ્ચરિત શબ્દ અયોગ્ય છે. અનુચ્ચરિત હોય તો લુપ્ત જ થાય; અસ્વરિત કહેવું વાજબી છે.

પ્રો. આણંદશંકરને ફેરવવું પડશે. ઉચ્ચાર અને વ્યુત્પત્તિને વિરોધને પ્રસંગે ઉચ્ચારને જ સ્વીકારવો-એટલે સુધી હું તો મ્હારા ઈ. સ. ૧૮૮૮ ના લેખમાં ગયોછું. માટે ઉપર લખેલું મ્હારા પક્ષનું ખરું સ્વરૂપનિદર્શન નથી તે તરફ પ્રો. આણંદશંકરનું ધ્યાન ખેંચું છું. §

'આંખ્ય' 'આવ્ય' વગેરેનો ઉચ્ચાર વિચારતાં પ્રો. આણંદશંકરને મતે વિકલ્પ પ્રાપ્ત થાય છે. પરંતુ બહુદેશી ઉચ્ચારના સ્વીકારનું ધોરણ મૂલગત ગણતાં એ વિકલ્પને અવકાશ મલતો નથી. સાક્ષર લેખમાં 'આંખ' વગેરે રૂપ રૂઢ થઈ ગયાંછે એ દલીલ ધારવામાં આવેછે તેટલી સબળ નથી. સંક્રાન્તિકાળ હાલમાં છે એમ કહેવામાં આવેછે તો સંક્રાન્તિકાળમાં રૂઢિ સંભવતી નથી. અને એ પ્રયોગની સ્હામે જ જ્યહાં વાંધો ઉઠાવવામાં આવ્યો છે ત્હાં રૂઢિની દલીલ આણતાં વળી અન્યોન્યાશ્રય આવે છે. રૂઢ થઇ ગયાં છે એમ પ્રથમ માની લઈને ચાલવું એ ખરો માર્ગ નથી. નિર્ણયનો વિષય જ જે છે તે સિદ્ધાન્ત ઠરાવી ના દેવાય.

પ્રો. આણંદશંકર કહેછેઃ—"'આવ્ય', 'લખ્ય' એમ યકાર લખતે અડચણ આવેછે એ વસ્તુસ્થિતિ છે. જો કે 'આવ્યો', 'લખ્યું' હેમાં કોઇને નથી આવતી." આ વચનમાં સ્વેચ્છાસ્વીકાર ( assumption ) ઉપરાંત વિશેષ હું જોઈ સકતો નથી. 'વ્ય', 'ખ્ય' લખતાં અને વ્યો, ખ્યું લખતાં બંનેમાં સરખી જ અડચણ આવે; કદી આવે તો 'વ્યો' 'ખ્યું' વગેરેમાં કાનો માત્ર અને વધતું અનુસ્વાર ઉમેરવાનો શ્રમ વધશે. વળી મ્હેં, ત્હેં, મ્હારું, ત્હારું, વગેરે રૂપો પ્રો. આણંદશંકરને મતે સંભવનીય છે ત્હેમાં જોડાક્ષર લખતે તેમ જ હાલ લખાતા કર્યું, કર્યો, વગેરે પ્રયોગોમાં ર્ય લખતે લખતે જો અડચણ નથી આવવાની તો આવ્ય, લખ્યમાં યકાર લખતે શી અડચણ પડવાની તે મ્હારી મન્દ બુદ્ધિમાં નથી ઉતરતું. 'આવો', 'લખુ' વગેરે યકાર સહિત રૂપો અસલ લખાતાં હતાં તે લખનારાઓને 'આવ્યો' 'લખ્યું' વગેરેમાં પણ અડચણ પડતી જ હોવી જોઇયે. માટે આ અડચણની કલ્પના બહુ યોગ્ય લાગતી નથી. 'આવ્ય', 'લખ્ય' વગેરેમાં યકાર અધ્યાહૃત માની લેવાય એમ પ્રો. આણંદશંકર કહેછે તે જોઈ ક્ષણભર થોભવું પડેછે. આજ સુધી હું તો એમ જાણતો હતો કે અધ્યાહારનો વિષય પ્રથમ આવી ગયેલી વસ્તુ—ઉક્ત પૂર્વ વસ્તુ—હોય; અને અહિં યકાર પ્રથમ ક્યિાં આવી ગયેલો છે કે તે અધ્યાહૃત કહેવાય?

---

§ પ્રો. આણંદશંકર એમ કદી હઠ કરશે કે ઉચ્ચારને પ્રાધાન્ય નરસિંહરાવે આપ્યું ત્હેનું નિદાન બતાવવા માટે એ હેમની હૃદયવૃત્તિની પૂર્વની સ્થિતિનું પ્રદર્શન કરવા માટે જ કહ્યુંછે કે વ્યુત્પત્તિ ઉપર હેમની મૂળ ભક્તિ, પણ તે ટકવી કઠણ હોવાથી આખરે ઉચ્ચારનું શરણ લઈ ત્હેને પ્રધાનપદ આપી વ્યુત્પત્તિની પણ અનુકૂળતા બતાવી; તો એટલું જ કહેવું બસ છે કે હેવો અન્તર્યામિત્વનો દાવો એ કરે એમ સંભવતું નથી. અને મ્હારાં અત્યાર સુધીનાં વચનોમાંથી ઉપરની કલ્પના રચવાને કશો આધાર પણ જણાતો નથી.

આ કાંઈ માત્ર ઝીણી બારીકીની દલીલ છે એમ નથી માનવાનું. કેમકે 'આવ' 'આંખ' એમ લખો અને હેમાં યકાર અધ્યાહૃત છે એમ સમઝવાનું કશું પણ સાધન નથી રહેતું. તેમ જ અધ્યાહારનો ખરો પ્રસંગ પણ આ નથી. અને કદી લાક્ષણિક રીતે અધ્યાહાર શબ્દ વાપર્યો ગણિયે તો પણ હમણાં જ કહ્યું તેમ અધ્યાહૃત છે એમ સમઝવાનો માર્ગ કશો પણ જડે એમ નથી.

ભાષાનો દેહ અનેક શક્તિયોની અસરથી બંધાયછે એ વાતની મ્હેં કદી ના કહી નથી. એ સર્વ શક્તિયોમાંથી "એકનો જ અગીકાર કરવો, વા સર્વત્ર એકને જ પ્રધાનસ્થાને સ્થાપવી", એ પ્રો. આણુંદશંકર વાજબી રીત્યે અયોગ્ય ગણેછે. પરંતુ ભૂલ્ય માત્ર એ થાયછે કે ગર્ભિત રીતે મ્હને એ અયોગ્ય કૃતિ કરતો કલ્પેછે. ઉચ્ચાર, વ્યુત્પત્તિ, તેમ જ સગવડ એ પ્રધાન શક્તિયો પ્રો. આણુંદશંકરે બતાવી છે. મ્હેં એ ત્રણે શક્તિયોનો યથાઘટિત સ્વીકાર કર્યોછે. એ મ્હારાં લખાણોથી જણાય એમ છે. એટલું જ નહિ પણ એ ત્રણે શક્તિયો બહુધા એક બીજાની સાથે વિરોધમાં નહિં પણ એકએકને સહાયભૂત થઇને રહેછે એમ પણ મ્હેં બતાવ્યુંછે ને માનુછું. માત્ર વ્યુત્પત્તિને જ હું પ્રાધાન્ય આપુંછું એમ અપવાદ મ્હારે માથે મૂકાયોછે—રા. ગોવર્ધનભાઇયે પરિષદ્‌માં ઉપસંહારક ભાષણમાં એ અપવાદ મ્હારે માથે મૂક્યો હતો—તે વસ્તુસ્થિતિથી અને મ્હારાં લખાણોના ન્યાયયુક્ત અર્થથી વિરુદ્ધ છે. હું તો આરમ્ભથી જ પ્રથમ ઉચ્ચારને અને બીજે દરજ્જે વ્યુત્પત્તિને અનુસરવું એમ કહેતો આવ્યોછું. પરંતુ તેમ કરીને માત્ર ઉચ્ચારને પ્રાધાન્ય આપ્યુંછે એમ નથી. ઉચ્ચાર બહુધા વ્યુત્પત્તિને જ અનુસરેછે એ પણ મ્હેં બતાવ્યું છે. સગવડના અંશનો પણ અનાદર મ્હેં નથી કર્યો તે 'પથ્થર' વગેરેમાં બે મહાપ્રાણ કાયમ રાખવા તરફના મ્હારા મતથી, તેમ જ પરિષદ્‌માં વાંચેલા નિબન્ધમાં મ્હે compromise (લાગસ્વીકાર, લે મૂક) નાં સ્થળો ગણાવ્યાંછે તે ઉપરથી સહજ જણાય એમ છે. છતાં મ્હને આમ અન્યાય થાયછે તેથી આશ્ચર્ય લાગેછે. રા. ગોવર્ધનભાઇ કનેથી પ્રો. આણુંદશંકરે આ અપવાદ લીધોછે કે પ્રો. આણુંદશંકર કનેથી રા. ગોવર્ધનભાઇ તે કહેવું કઠણ છે. એ અન્યાયયુક્ત ભ્રમનું કાંઈક કારણ એ હશે કે વ્યુત્પત્તિને ઉચ્ચાર અનુસરેછે એ સ્થળે સ્થળે બતાવવાનો શ્રમ મ્હેં લીધોછે. ઉદા૦—બ્હેન, પ્હેલું, મ્હોડું, હમે, વગેરેમાં હકાર બોલાયછે તેટલા ઉપર જ બેશી ના રહેતાં વ્યુત્પત્તિથી પણ હેનો હક્ક સાબીત કરવાનો મ્હેં અપરાધ કર્યો છે. એ રીતે અનેક ઉદાહરણો જડશે. ખરું જોવા જશો તો, પોતાની સ્પષ્ટ કબૂલાતથી જ, રા. ગોવર્ધનભાઇ વ્યુત્પત્તિનો તિરસ્કાર કરી, ઉચ્ચારને પણ ગૌણ પદ આપી, 'સગવડ'ને (બહુધાં પોતાની જ સગવડને) મ્હોટે સિંહાસને બેસાડેછે. એમ ના હોત તો પોતાનાં લખાણનાં ૧૦૦૦ પૃષ્ઠોનાં પ્રૂફ સુધારવાની અગવડ, તે સુધારવાં સરળ પડવા માટે સંસ્કૃતાદિકના અજ્ઞાનને લીધે અશક્ત માણસને સોંપવા માટે કરેલા સીધા પાંચ સાત 'નિયમો' વગેરેની ઘોષણા રા. ગોવર્ધનભાઇએ કરીને હેમના ઉપસંહારમાં જે હાસ્યરસ ગંભીરતાનો ઉત્પન્ન કર્યો હતો તે ન કરત. એ દલીલને માટે દાવો કોઈ પણ કરી સકશે નહિં. એ વાત કોરાણે મૂકતાં પણ

બીજી ગૌણ સગવડોને જ રા. ગોવર્ધનભાઈ માન આપી 'આલસ્યવૃત્તિ'ને ભૂષણ ગણેછે. પરંતુ એ વૃત્તિમાં તો પ્રો. આણંદશંકરે અનિષ્ટ રૂપે વર્ણવેલો abstraction (ખંડગ્રહ)નો દોષ આવેછે. પછી સર્વગ્રાહીપણાનો અમસ્તો હક કરવાથી સર્વગ્રાહીપણું આવતું નથી. કેમકે હક કરવો, પણ સ્વીકારવું માત્ર પોતાને ફાવે તે,—એ સર્વગ્રાહીપણું ના ગણાય.

અસ્તુ. પ્રો. આણંદશંકર ભાષામાં વિકલ્પના સ્થાન માટે બોલ્યાછે તે બહુ ડ્હાપણથી ચિન્તન કરેલું છે હેમાં શક નહિ; અને તે પ્રકારના વિકલ્પ ભાષામાં સંભવે ત્ય્હાં લેવાની મ્હારી ના પણ નથી. પરંતુ એ ધોરણને મૂલગત ધોરણ—મ્હોટા ભાગના ઉચ્ચારનો સ્વીકાર કરવાના ધોરણ—જોડે વિરોધ ના આવે એ સાચવવાની જરૂર છે. નહિં તો તો દરેક પ્રાન્તિકભેદને વિકલ્પનો લાભ આપી વિકલ્પના તત્વનો ઉપહાસ જ કરવા જેવું થશે. **પાણિનિયે શાકલ્ય, શાકટાયન**, વગેરેના મતો સ્વીકારી વિકલ્પ ઠરાવેલા છે તે ખરી વાત છે. પણ હેવા ખરા ચિન્તકો અને નિરીક્ષકોનાં પ્રમાણભૂત વચનો જ્ય્હારે મળે અને હેમાં સારતા હોય ત્ય્હારે જ એ વિકલ્પની યોગ્યતા પામે. ગમે તે રસ્તે જનારને **શાકલ્ય** અને **શાકટાયન** અને હેવાને આસને બેસાડવાની માંગણી પ્રો. આણંદશંકર નહિં જ કરે.

આટલી ચર્ચા પ્રો. આણંદશંકરના નિબન્ધ માટે બસ છે. બાકી હેમણે જે શાન્ત, નિર્વિકાર, તટસ્થવૃત્તિ વાપરીને ગંભીર દૂરદર્શીપણું વાપરવાનો પ્રયત્ન કર્યોછે તે જોઈને બહુ આનન્દ થાય છે. કેમકે હાવી ચર્ચામાં મમત્વ, ખોટી લાગણી, મર્યાદાનો ત્યાગ, વગેરે દુર્વિકારોને અવકાશ આપવો, એ અનિષ્ટ છે, પણ, અનુભવ બતાવેછે તેમ, દુષ્કર પણ છે.

૨.

રા. ગોવર્ધનભાઈના ઉપસંહારક ભાષણને છેક અનાદર આપવા ઉચિત નથી, તેથી કેટલીક ધ્યાન ખેંચનારી વાતો ચર્ચીશું. એઓ જોડણીના વિષય તરફની વૃત્તિમાં મ્હારી અને પોતાની વચ્ચે તફાવત મુખ્ય એ બતાવે છે કે હું વ્યુત્પત્તિનું જ સેવન કરુંછું અને પોતે હેને છોડી દેછે. આ વચનમાં મ્હારી વૃત્તિનું વિપરીત પ્રતિબિમ્બ પડાયછે તે ઉપર હું બતાવી જ ગયોછું. મુખ્ય ઉચ્ચાર, બીજે દરજ્જે વ્યુત્પત્તિ; એ બંને વચ્ચે બહુધા અવિરોધ; વિરોધ આવતાં ઉચ્ચારને પ્રાધાન્ય; અમુક પ્રસંગે વાજબી સગવડનો પણ આદર; આ સર્વ મ્હારી વૃત્તિનાં વિશેષ લક્ષણ છે, એ સવિસ્તર બતાવવાની હવે જરૂર રહી નથી. પ્રો. આણંદશંકરે પણ જોયુંછે કે:—"રા. **નરસિંહરાવે** ઉચ્ચારનું ધોરણ મુખ્ય માન્યું, અને વ્યુત્પત્તિ પણ ઉચ્ચારને અનુસરતી જ છે એમ વિગતવાર સિદ્ધ કરીને વ્યુત્પત્તિનું ધોરણ પણ સ્વીકાર્યું."

અને વ્યુત્પત્તિને તદ્દન છોડી દેવી એ તો કેવળ અશાસ્ત્રીય માર્ગ છે; ઉચ્ચારને વ્યુ-

ત્પત્તિની કસોટીથી તપાસવો એ શાસ્ત્રીયતા સર્વ કોઈ સ્વીકારે છે. આ ઠેકાણે પ્રો. આનંદશંકરના સબળ શબ્દો ઉતાર્યા વિના રહેવાતું નથી. હેમના નિબન્ધમાં એ લખેછેઃ—

"રા. ગોવર્ધનરામ આટલો પણ નિરોધ નહિ સહન કરે, અને જોડણી (વર્તમાન) ની બાબતમાં વ્યુત્પત્તિ (ભૂત) નો વિચાર સર્વથા અસ્થાને છે એમ કહેછે. પણ આ ઇવૉલ્યૂશનવાદના યુગમાં જ્યહારે મનુષ્યની ઉત્પત્તિ વિશેના વિચાર મનુષ્યના સ્વરૂપનો નિર્ણય કરવામાં કામે લગાડાયા છે, તે વખતે ભૂત અને વર્તમાનને તદ્દન અલગ રાખવાની રા. ગોવર્ધનરામની સલાહ સર્વથા કેમ માન્ય થશે એ સમઝાતું નથી. કેટલાક તત્વચિન્તકોની માફક રા. ગોવર્ધનરામ એમ માનશે કે ઉત્પત્તિ ઉપરથી વર્તમાન સ્વરૂપ વિશે વિચાર કરવો એ ભૂલભરેલી પદ્ધતિ છે. પરંતુ એ પદ્ધતિ મનુષ્યવિચારમાં રૂઢ છે એ સ્પષ્ટ છે, તો પછી રા. ગોવર્ધનરામ જેઓ પ્રકૃત વિષયમાં વસ્તુસ્થિતિને માન આપેછે, અને દૃષ્ટાર્થવાદી છે, હેમનાથી એ પદ્ધતિની તદ્દન અવગણના કેમ થઈ શકશે?"

અને ખરું જોતાં રા. ગોવર્ધનભાઈથી પણ વ્યુત્પત્તિના પાસમાંથી દૂર રહેવાયું નથી. હેમના તપનો ભંગ એ મોહનીએ કર્યોછે. એ ત્હારું, મ્હારું, વગેરે રૂપો પોતે સ્વીકારેછે હેમાંથી જણાઈ આવેછે. બાલુ દર્શને માત્ર ઉચ્ચારને જ સ્વીકાર્યાનું કહેવાશે પરંતુ હેમાં બળ રહ્યુંછે વ્યુત્પત્તિનું જ. તો પણ એમ માનીશું કે એઓ વસ્તુસ્થિત ઉચ્ચાર ઉપર જ વખતે આધાર રાખતા હશે અને વ્યુત્પત્તિના અન્વેષણનો શ્રમ નહિ લેતા હોય, તો પણ તેથી કાંઈ આખું જગત્—ચિન્તક વર્ગ—હેમના અશાસ્ત્રીય માર્ગનો આદર કરે એ આશા વ્યર્થ છે.

અને હું એકલો જ વ્યુત્પત્તિનુ સેવન કરુંછું એમ રા. ગોવર્ધનભાઈયે બતાવવાનો પ્રયત્ન હેમના ઉપસંહારક ભાષણમાં કર્યો હતો તે વસ્તુસ્થિતિથી વિરુદ્ધ છે. મરહૂમ માધવલાલભાઇ, રા. કેશવલાલ ધ્રુવ, રા. કમળાશંકર, મરહૂમ નવલરામભાઇ, કવિ નર્મદ સર્વે (તેમ જ ૧૮૭૧–૭૨ ની બુકકમિટી પણ ગર્ભિત રીત્યે) વ્યુત્પત્તિનો આદર કરનાર વર્ગમાં જ સમાશે. એકલા પડેલા માત્ર રા. ગોવર્ધનભાઇ પોતે જ છે. એમ એકલાપણામાં ખાસ અલૌકિકત્વ અને વિશેષ ગુણ સ્વતઃસિદ્ધ સંભવતા નથી એમ હું માનુંછું; કેમકે વિશેષ ગુણને પરિણામે એકલા પડવાનું પરિણામ આવે તે જૂદી વાત છે.

રા. ગોવર્ધનભાઇયે વ્યુત્પત્તિના સેવન સ્હામે એક વાંધો હેવો આણ્યો હતો કે લેખકને પગલે પગલે વ્યુત્પત્તિ શોધવી પડશે અને તે બધા લેખકો વિદ્વાન્ ના હોવાને લીધે દુષ્કર છે. પરંતુ આ વાંધામાં મ્હારી બધી ચર્ચાનો પાયો જ ઉલટાવી નંખાયછે. એકવાર જોડણીનો નિર્ણય થયો તો પછી ડગલે ડગલે વ્યુત્પત્તિ જોવાનો પ્રસંગ ઉદ્ભવતો નથી. વ્યુત્પત્તિનો ઉપયોગ નિર્ણય કરનાર સાધક વર્ગને માટે છે, સિદ્ધ થયેલી જોડણીનો ઉપયોગ કરનાર મ્હોટા વર્ગને માટે નથી, એ અધિકાર તથા વિષયની મર્યાદા પરિષદ્ આગળ વાંચેલા મ્હારા નિબન્ધમાં બતાવી છે તેથી પુનરુક્તિ હું નથી કરતો.

સરળતાને રા. ગોવર્ધનભાઇ અઘટિત મહત્ત્વ આપેછે તે વિશે એટલું જ કહેવું બસ છે કે એઓ પ્રથમ પગલે અને અન્તિમ પગલે પોતાની જ સગવડને જુવેછે. પરંતુ પોતાની જાત તે જ મધ્યબિન્દુ અને પોતાની જાત તે જ પરિઘ હેવા અલૌકિક ચક્રની બ્હારના જગતને એ આધારે રચેલી દલીલ સર્વાંશે લાગૂ પાડવી કઠણ છે.

એક અપૂર્વ ભાવિદર્શન રા. ગોવર્ધનભાઇયે પ્રસ્તુત ઉપસંહારક ભાષણમાં કર્યું હતું તે જેવું અપૂર્વ હેવું જ સંભવવિરોધી જણાયછે. ગુજરાતી ભાષાનો વિકાસ હવે હેવો થવાનો કે હેમાં સંસ્કૃત શબ્દોની ભરતી થશે એટલું જ નહિં પણ કાલરૂપે સંસ્કૃત પ્રત્યયો પણ દાખલ થશે એમ સંસ્કૃત યુગ આવશે એ હેમની ભવિષ્યવાણી evolution ઉત્ક્રાન્તિવાદનાં સબળ તત્ત્વોની વિરુદ્ધ જ છે એ કહેવાની જરૂર જ નથી. જો વલ્કલ, મૃગચર્મ ઇત્યાદિ વસ્ત્રને ઠેકાણે પ્હેરવાનો યુગ આવવો સંભવનીય હોય તો ભાષામાં સંસ્કૃત યુગ સંભવનીય છે. પ્રો. આણંદશંકરના ગંભીર શબ્દો વાપરીને કહુંછું કે:—

"આપણી વર્તમાન ભાષાનુ ઉત્ક્રાન્તિ તરફ વલણ છે એ ખરી વાત; પણ એ ઉત્ક્રાન્તિ શબ્દોની સંખ્યામાં, હેમની વાક્યરચનામાં, તથા હેમાં પ્રતીત થતા પ્રૌઢત્વ સૌકુમાર્ય આદિ ગુણોમાં—ઇત્યાદિમાં દેખાવ દેશે." સંસ્કૃત યુગ આવવાનો છે અને પ્રત્યયો પણ સંસ્કૃત દાખલ થવાના છે તો પછી ઇકાર એટલા દીર્ઘ અને ઉકાર એટલા હ્રસ્વ એમ નિયમ રા. ગોવર્ધનભાઇ પળાવવાનું કરેછે તે પણ નિષ્પ્રયોજન થાયછે એટલું જ નહિં પણ એ સંસ્કૃત યુગની જોડે આઘાત ઉત્પન્ન કરનારૂં બળ પ્રવર્તવા દેવાનું થાયછે.

વ્યુત્પત્તિના સેવનની અનિષ્ટતા બતાવવાને રા. ગોવર્ધનભાઇયે નીચે પ્રમાણે બીજાં કારણો બતાવ્યાં હતાં:—

(૧.) પ્રાકૃત ભાષાઓનો અભ્યાસ વધતો નથી; જનસમાજ તેથી અજ્ઞાન જ છે.

(૨) પ્રાકૃત ભાષા તે ગુજરાતીની માતા નહિં પણ અનેક પ્રાકૃતો હોવાને લીધે હેમાં પણ માતાની માતા હેની માતા એમ ક્રમ જશે તો ક્યહાં સુધી હેની પેઢીઓ ગણીશું ?

(૩) વ્યુત્પત્તિનું સેવન કર્યાથી હાલની જોડણીમાં અવ્યવસ્થા આવેછે; અને હેમના સરળ નિયમથી વ્યવસ્થા સર્વત્ર વ્યાપેછે.

આ વાંધા ઝડપથી તપાસી જઇયે.

(૧) પ્રાકૃતોનો અભ્યાસ પ્રથમ કરતાં વધવા માંડ્યોછે એ બાબત હું મ્હારા નિ-

અન્વયમાં ઇશારો કરી જ ગયોછું. રા. ગોવર્ધનભાઇ કહે છે, આજ સુધીમાં માધવલાલ, કમળાશંકર, કેશવલાલ ધ્રુવ, અને નરસિંહરાવ એટલા ચાર જણા જ પ્રાકૃતના અભ્યાસક નીકળ્યાં; આટલાં વર્ષમાં આટલી જ સંખ્યાને લીધે એ જ્ઞાન ફેલાવાની આશા નથી. પરંતુ—અસલ એક વ્રજલાલ શાસ્ત્રી સિવાય બીજો કોઈ પ્રાકૃતનો અભ્યાસી હોતો; અને તે પછી આમ ચાર જણા નીકળ્યા તે ઓછું છે ? કેમકે દરેક જણે પ્રાકૃતના અભ્યાસી થવાની જરૂર નથી; દરેકને એ વિષયમાં expert (નિપુણ) થવાની જરૂર નથી. જોડણીને માટે પ્રાકૃતાદિકનું અન્વેષણ સાધક વર્ગને માટે છે એ મર્યાદા હું બતાવી ગયો જ છું તે ભૂલવાની નથી. પ્રાકૃતોનું જ્ઞાન પ્રથમ કરતાં આટલું વધ્યુંછે તો આગળ જતાં વધશે. એમ. એ. ની પરીક્ષામાં હેમચન્દ્રનું પ્રાકૃત વ્યાકરણ ગુજરાતી અભ્યાસકો માટે હવે દાખલ થયેલું છે તે વાત રા. ગોવર્ધનભાઈને અજાણી હોવી ના જોઇયે; કેમકે એમ. એ. માં ગુજરાતીના પરીક્ષક એ થાયછે તે વાત હેમણે ઉપસંહારમાં બધાને કહેલી હતી, તો પછી આ મહત્ત્વની વાત કહેવી એ શા માટે ભૂલી ગયા તે સમઝાતું નથી.

(૨) આ વાંધામાં બે ભૂલ્યો થાયછે. પ્રાકૃતો અનેક છે એ ખરું, પરંતુ પ્રત્યેક પ્રાકૃતના ક્રમમાં થઇને ગુજરાતી ભાષા આવીછે એમ ખોટું માની લેવાયછે. ગુજરાતીનું સ્વરૂપ સંસ્કૃતમાંથી અપભ્રંશ ભાષા મારફત વિશેષ રીતે ઘડાયુંછે, અને બીજી પ્રાકૃતોની અસર વિરલરૂપે પડેલી છે. એ વાત ભૂલવાથી આ દોષ આવેછે. બીજી ભૂલ્ય એ થાય છે કે ગુજરાતી શબ્દનું મૂળ સોધતાં અનેક ક્રમ આવવાના; જેમકે—**गभीरम्-गहीरं** (પ્રા.)—પછીનો ક્રમ **गह+इरं-घइरं**-ઘેરું. હામાં ખરું જોતાં **गहीरं** એટલો જ પ્રાકૃતનો ભાગ છે; બાકીના ક્રમ ઉચ્ચારની ઉત્પત્તિનો પ્રવાહ બતાવવા માટે જ છે; પ્રત્યેક ક્રમને અક્કેકી ભાષા એમ માનવું એ ભ્રમ છે. અથવા તો પ્રાકૃત ભાષાઓનો સમય અનેક વર્ષોમાં વ્યાપેલો હતો, અને હેમાં કાળવિભાગ જુદા જુદા થયા તે તે વિભાગમાં ભાષા બદલાતી ગયેલી, તેથી પ્રાકૃત ખાસ તે તો દૂરની પેઢીએ ગઈ એમ ગણે તો પણ યાદ એ રાખવાનું છે કે એ ઇતિહાસ ખરો છતાં, આ વ્યુત્પત્તિના અન્વેષણમાં સ્થૂલ ક્રમ તો ત્રણ જ સંભવેછે—સંસ્કૃત—પ્રાકૃત—અને ગુજરાતી; હેમાં પછી પ્રાચીન ગુજરાતી અને પ્રાકૃત અને હેની વચ્ચેના પેટાક્રમનો સંભવ છે; પરંતુ તે માટે ઉપરના સ્થૂલવિભાગની ઉપયોગિતાનો નાશ થતો નથી. અને પ્રાકૃતને ગુજરાતીની માતા કહો કે પ્રપ્રપ્ર પ્રપ્રપ્ર—માતામહી કહો—હેમાં કાંઇં હાનિ નથી. પેઢીઓ બહુ થઈ ગઈ માટે વ્યુત્પત્તિના ક્રમનો લોપ થવાનો નથી, અથવા તે જોવી અશક્ય કે કઠણ થવાની નથી. એ ક્રમ ક્હાં સુધી જોઇશું એમ કરીને મૂળ સંસ્કૃત ઉપર જવાનું પરિણામ આણવા જઇશું તો પણ શાસ્ત્રીય અન્યાય થવાનો અને ઐતિહાસિક અસત્ય ઉત્પન્ન થવાનું; અને એ અસત્ય દર્શનને પરિણામે 'સર્જવું,' 'શોધવું' વગેરે સંસ્કૃત દમ્ભના પ્રયોગો ઉત્પન્ન થાય છે અને 'પરમાણું' ને બદલે 'પ્રમાણું,' વગેરે અર્થદોષવાળા પ્રયોગો ઉત્પન્ન થાય એ અનુભવસિદ્ધ છે.

(૩) આ વાંધા વિશે એટલું જ કહેવું બસ છે કે જે અવ્યવસ્થા રા. ગોવર્ધનભાઈના મનમાં છે તે અવ્યવસ્થા નથી. હેમણે એ અવ્યવસ્થાનાં ઉદાહરણ ઉપસંહારક ભાષણમાં આપ્યાં ન્હોતાં. પણ હેમણે ઈ. સ. ૧૮૯૭–૯૮ માં સમાલોચકમાં મ્હને પ્રત્યુત્તર તરીકે લેખ લખ્યો હતો ત્હેમાં મ્હારી જોડણીમાં અવ્યવસ્થાનાં ઉદાહરણો આપ્યાં હતાં તે જો ઉદ્દિષ્ટ હોય તો તો ખેદની વાત છે; કેમકે હેમાં ‘સંક્રાન્તિકાળ’ના પરિણામ રૂપ બહુ જ થોડાં ઉદાહરણ હોઈ, બાકીનાં બધાં ઉદાહરણો ખોટાં હતાં; કોઈ છાપવાની ભૂલ્યનાં સ્પષ્ટ રીતે હતાં, અને કોઈ તો કેવળ ખોટાં હતાં; જેમકે ‘રજનિ,’ અને ‘રજની’,—‘યુવતિ’, અને ‘યુવતી’, ઇત્યાદિ વૈકલ્પિક પ્રયોગો સંસ્કૃત ભાષામાં પ્રસિદ્ધ રીત્યે સ્વીકારાયલા છે તે વાપરવા માટે મ્હારા ઉપર અવ્યવસ્થાનો દોષ રા. ગોવર્ધનભાઈયે મૂક્યો હતો. ત્હેમના જેવા સંસ્કૃત ભાષાના વિદ્વાનને હાથે હાવા સંસ્કૃત ભાષાના કક્કા બારાખાનું વિસ્મરણ થાય એ આશ્ચર્યની વાત છે. અસ્તુ. પરંતુ આરમ્ભકાળમાં આવ્યું, લખ્યું, લખી પછી આવ લખ સ્વીકારનારી, તેમ ‘મ્હારું’—‘અમારું’ વગેરે વિરોધી પ્રયોગો વાપરનારી હેમની બ્યવસ્થામાં કેટલી અવ્યવસ્થા છે તે હેમના જેવા આત્મપરીક્ષાના અભ્યાસીને ઝટ જડવું જોઇયે.

આમ ઉપસંહારક ભાષણમાં રા. ગોવર્ધનભાઈયે જોડણીના પ્રશ્ન સંબન્ધે અનેક વિષમતાઓ બતાવી તેથી સાહિત્યસભા જે કમિટી નીમશે તે કમિટીના ગૃહસ્થો ગભરાઈ જઈને વિપથ માર્ગે નહિ જાય એમ આશા છે. પ્રાકૃતનું જ્ઞાન લોકોમાં ફેલાવાનું નથી, વ્યુત્પત્તિનું સેવન કર્યાથી અવ્યવસ્થા આવશે, લેખકો પગલે પગલે વ્યુત્પત્તિ કરવા જોવા બેસશે?,—હવે તો પ્રત્યયો પણ સંસ્કૃત દાખલ કરનારો સંસ્કૃત યુગ આવવાનો છે માટે બધી જોડણીની તપાસની માથાકૂટ કરેલી વ્યર્થ જશે:—આ સર્વ ભયાનક વાણીથી દોરાશે તો કમિટીએ તો એટલું જ કરવાનું રહેશે કે જોડણીમાં કશો સુધારો કરવાની જરૂર નથી એમ રિપોર્ટ આવતી પરિષદ્‌ને કરવો! કમિટી નીમવા માટે સાહિત્યસભાને ભલામણ કરનારો ઠરાવ જે પ્રમુખને હાથે પરિષદ્ આગળ મૂકાયો હતો તે જ પ્રમુખના મુખમાંથી આમ આત્મઘાતી વચનો નીકળેલાં જોઈને હું સ્તબ્ધ થાઉંછું. પરંતુ આશા છે કે વાદવિવાદના પ્રવાહમાં તણાઈને બોલાયલાં એ વચનોને કમિટી અઘટિત આદર નહિ આપે અને પોતાનું કર્તવ્ય નિર્વિકારતાથી અને ગંભીર ભાવથી બજાવશે.

૩.

હવે રા. કેશવલાલ ધ્રુવના ગંભીર વિદ્વત્તાથી વ્યાપ્ત અને અતિશય નવીન પ્રકાશ પાડનાર નિબન્ધમાંથી જોડણીના પ્રશ્નમાં જે નવું જ દર્શન થયુંછે તે નોંધવાનો આનન્દકારક ક્રમ લઉંછું. વાગ્વ્યાપાર ( phonetics )ની ચર્ચા કરી અનેક અપૂર્વ અને ગમ્ભીર વિચારો હેમણે બતાવ્યા ત્હેમાંથી માત્ર બે વિશે જ નોંધ હાલ લેવાનો પ્રસંગ છે; (૧) મ્હોરા, બ્હેન, પ્હેલું, વગેરેમાંનો લઘુપ્રયત્ન હકાર: અને (૨) આંખ્ય, આવ્ય, વગેરેમાંનો લઘુપ્રયત્ન યકાર.

આ બંનેમાંના લઘૂચ્ચારણ હકારને વિશે રા. કેશવલાલ એમ બતાવેછે કે એ ખરું જોતાં વ્યંજનોચ્ચાર નથી, પરંતુ હેના સંસર્ગમાં આવેલા સ્વરોમાં એક પ્રકારનો વિશિષ્ટ ધ્વનિ ઉત્પન્ન થઇને એ ઉચ્ચાર બોલાયછે; જેમ વાંસ, કાંતવું, વગેરેમાં અનુસ્વારનો નાસિક્ય ધ્વનિ છે તેમ હકારનાં સ્થળોમાં પ્રાણધ્વનિ છે; અને તેથી જેમ અનુસ્વારનું દર્શન શિરોબિન્દુથી બતાવાયછે તેમ આ ધ્વનિનું દર્શન અધોબિન્દુથી કરાવાય;–જેમકે વ઼ેલું, પ઼ેલું, બ઼ેન, વગેરે. યકાર વિશે એઓ કહેછે કે જેમ ગાંમ, કાન વગેરેમાં ગાંમ, કાંન જેવા ઉચ્ચારમાં અનુસ્વારસંસ્કાર છે તેમ આવ્ય, આંખ્ય વગેરેમાં યકાર, તે પૂર્વકાલીન ઇકારના સંસ્કાર રૂપે છે; ને તેથી માત્ર આવ઼, આંખ઼, એમ અધોબિન્દુથી પ્રદર્શન કરવું.

પ્રથમ હકાર લઇયે;—આ નવું સ્વરૂપદર્શન એક રીત્યે જોતાં ઘણું બુદ્ધિકૌશલવાળું, ગમ્ભીર શાસ્ત્રદૃષ્ટિવાળું અને બહુ રીતે બેસતું છે એમ કહ્યા વિના નહિં ચાલે. અને હકારના સ્થળ સંબન્ધી સર્વ મતભેદનું એક સપાટે નિરાકરણ આ દર્શનથી થઈ જાયછે; મ્હેલું, બ્હેન, વગેરેમાં હ ક્યહાં લખવો ? આરમ્ભના સ્વરની પ્હેલાં કે પછી ? અને પછી તો મેહલું, કે મહેલું એમ ? આ શંકા રહેતી જ નથી. કેમકે રા. કેશવલાલ બતાવેછે કે હકાર એ સ્વરની પ્હેલોએ નથી અને પછીએ નથી પરંતુ એ સ્વરમાં ઓતપ્રોત, હેના ઉચ્ચારણમાં આગ્રન્થામ ધ્વનિ રૂપે જ છે, એટલે પ્હેલોએ ના મૂકાય અને પછીએ ના મૂકાય; માટે જ એ સ્વરનું એ પ્રકારનું ધ્વનન અધોબિન્દુથી દર્શાવી શકાય. તેમ જ 'પ્હ', 'બ્હ', 'ક્હ' વગેરે સંયોગ થતાં ફ, ભ, ખ થઈ જવા જોઇયે એ વાંધાનું પણ આકસ્મિક રીત્યે સમાધાન આ ધ્વનિના ખુલાસાથી થઈ જાયછે. પરંતુ મ્હને આ માર્ગમાં બે-એક અડચણો લાગે છેઃ—

(૧). મ્હેલું, બ્હેન, વગેરે હકાર જોડીને લખવાની રીત હવે બહુ અંશે રૂઢ થઈ છે અને એ રીતમાં ઉચ્ચારણનું પ્રતિબિમ્બ (ધ્વનિના પ્રદર્શનથી બીજે દરજ્જે) બધી રીત્યો કરતાં વધારે સત્યયુક્ત છે. તો તે કાઢી નાંખી નવો માર્ગ લેવામાં અર્થ નથી.

(૨). તેમ જ, પ્રો. આણંદશંકરનાં વચનો વાપરીને કહીશું કે,–"નર્મદાશંકરની માફક નીચે નુકતો મૂકીને 'કુંઉ' લખવાની રીત દાખલ થાય એ પણ અસંભવિત લાગેછે. ઉચ્ચારમાં સ્પષ્ટ સંભળાતા 'હ' ને નેત્રગોચર કરવાને બદલે માત્ર એક નુકતાની નિશાની કરીને લોક સંતોષ માનશે ? "

(૩). ધ્વનિને અધોબિન્દુથી દર્શાવવાની પદ્ધતિ રાખ્યાથી અનેકવાર કઢંગા દેખાવનાં રૂપ લખવાં પડશે. ઉદા૦—'કહ્યું' ને બદલે 'ક઼ઉં' લખવું પડશે; (લઘૂચ્ચારણ ય માટે પણ અધોબિન્દુ રાખવાનું રા. કેશવલાલ સૂચવે છે તેથી ઉ઼ લખ્યું છે.); 'હા' (=yes) ને બદલે 'આ઼' એમ લખવું પડશે અને તેથી પણ વિચિત્ર હું ને બદલે ઉં઼. આ રૂઢ રૂપથી એટલાં બધાં દૂર અન્તરનાં છે કે નિત્ય પરિચિત આંખોને એ અનુચિત જ લાગશે તો હેમાં વાંક નહિં.

(૪). તેમ જ, આ હકાર તે લઘૂચ્ચારણ હકાર નહિં પણ માત્ર સ્વરનું ધ્વનન જ છે એ વિશે કાંઈક સંશય રહે તો છેક સ્વચ્છન્દી વાંધો નહિં ગણાય. એમ આશા છે. અનુસ્વારના ધ્વનિ જેટલો એ સ્પષ્ટ રીતે ધ્વનનાત્મક નથી લાગતો. વખતે એમ પણ કહી સકાય કે હકારનું લઘુપ્રયત્ન ઉચ્ચારણ હોવાને લીધે ધ્વનન જેવો આભાસ માત્ર થાયછે, વાસ્તવિક ધ્વનન નથી. અને આમ માનવાને પુષ્ટિ એ જ હકારનાં બીજાં સ્વરૂપોમાંથી મળી શકશે. 'કહેછે,' 'કહ્યું' વગેરેમાં હ તે વ્યંજન નહિં પણ એ તથા અ હકારધ્વનિત છે એમ કહેવાને આભાસદત્ત માર્ગ પણ છે. પરંતુ હું, હા (=yes), વગેરે સ્થળોમાં હકાર છે તે ધ્વનિ કરતાં વધારે અને ગુરૂચ્ચારણ કરતાં ઓછું હેતું લઘુપ્રયત્ન ઉચ્ચારણનું દર્શન કરાવેછે ત્હેમાં એટલો આભાસ પણ નથી. રા. કેશવલાલ આ રૂપોમાં પણ ધ્વનિ જોઈને ઉં, આ, એમ ઉપર જણાવેલાં કઢંગાં રૂપની ભલામણ ભાગ્યે જ કરશે. આ સ્થળોમાં ધ્વનન નથી એમ જો કહે તો ઇષ્ટાપત્તિ જ છે, અને હું, હા, વગેરેમાં તે હકાર છે (અને તે લઘૂચ્ચારણ જ છે) તો હમે, હમારૂં, બ્હેન, વગેરેમાં પણ હકાર હેવો જ છે.

હવે લઘુપ્રયત્ન યકારઃ—

(૧). આ યકારને સંસ્કારરૂપ માની લુપ્ત કરી માત્ર અધોબિન્દુ રાખવાથી કેટલાંક કઢંગાં રૂપ ફલિત થશે; ઉદા૦—લખ્યું, કહ્યું, ગયો, આવ્યો, થાય, વગેરેને બદલે લખુ, કહુ, ગઓ, આવો, થાઅ વગેરે લખવું પ્રાપ્ત થશે; તેમ જ હાલ જ્યાં, ત્યાં, જ્યારે, ત્યારે, લખાયછે (જ્હાં, ત્હાં, જ્હારે, ત્હારે), ત્હેને બદલે જાં, તાં, જારે તારે, લખવું પડશે. આ રૂપો પ્રચારમાં આણવાં અશક્ય છે તેમ જ અનિષ્ટ છે.

(૨). આ યકારને સંસ્કાર કહેવો છેક વાસ્તવિક પણ નથી લાગતો. હું નથી ધારતો કે 'આવ્યો', 'લખ્યું', વગેરે રૂપોમાં જ્હાં એ યકારને ટેકાવનાર, અકારભિન્ન સ્વરો છે ત્હાં યકારને સંસ્કારરૂપે રા. કેશવલાલ માનતા હોય. માત્ર આવ્ય, આંખ્ય ઈત્યાદિમાં અન્ત્ય અકાર અસ્વરિત હોવાને લીધે ટેકો ન મળવાથી લઘૂચ્ચારણ યકાર કાંઈક નબળો હેમને લાગી હેને સંસ્કાર કહેવાનું મન એઓને થતું જણાયછે. બાકી આવ્યો, લખ્યું, ગયો, વગેરેમાં એ યકાર તે પૂર્વસ્થ કાંઈ ઇકાર જેવાનો વિકાર પણ નથી પરંતુ યશ્રુતિવાળો અવર્ણ જ છે એમ પ્રાકૃત વ્યાકરણમાંથી નીકળશે; તો આવ્ય, આંખ્ય, વગેરેમાં તો ઇકાર એકારનું સ્થળ લેનાર આદેશ હોઈ સંસ્કાર નહિં પણ વિકારની જોરદાર પદવી ભોગવેછે. તો હેને ગામ, કાન વગેરેમાંના આભાસરૂપ અનુસ્વાર જેવા સંસ્કારની ઉતરતી પદવી આપવી વાજબી નથી.

આ ચર્ચા રા. કેશવલાલનો નિબંધ સાંભળતાં જે જણાયું તે ઉપર રચીછે, કાંઇ કર્ણદોષથી ઉલટું સમજાયું હોય તો ભૂલચૂક સુધારી સકાશે.

રા. કેશવલાલના વિચારો વિશે આટલું જ મ્હારે કહેવાનું હતું તે કહ્યું. હું અલબત

આ બાબતમાં મતાન્ધતાથી નથી જ બોલતો, અને બીજી રીતની ખાતરી કોઇ કરી આપે તો તે માટે હું મ્હારા અભિપ્રાયનાં દ્વાર ઉઘાડાં રાખુંછું. માટે આટલી ચર્ચા કરીને, સાહિત્યસભા નીમશે તે કમિટીને એટલું જ ચેતવુંછું કે આ સર્વ વાતોનું ગમ્ભીર ભાવથી મનન કરીને પોતાનો રિપોર્ટ તૈયાર કરશે. આશા છે કે સાહિત્યસભા રા. કેશવલાલ જેવા વિદ્વાનને કમિટીમા દાખલ કરીને હેમની પ્રૌઢ વિદ્વત્તાનો લાભ લીધા વગર રહેશે નહિં.

રા. કેશવલાલે શાન્ત અકારના વિષયમાં મ્હારા મતને જે સબળ અનુમોદન આપ્યુંછે તે માટે મ્હને અત્યન્ત આનન્દ થાયછે. સ્વર અને તે શાન્ત—એ વચનમાં ને વિચારમા જ અન્તર્વિરોધ આવેછે, અથવા રા. કેશવલાલના શબ્દો વાપરિયે તો,—**વદતો વ્યાઘાત** આવેછે. એ તત્ત્વ ઉપર અકારની શાન્તતાના પક્ષકારો યોગ્ય ધ્યાન દે તો પછી બીજી દલીલની જરૂર નથી રહેતી તેમ જ એકાર ઓકારના પ્હોળા ઉચ્ચારના સંબન્ધમાં પણ રા. કેશવલાલ તરફથી સબલ પુષ્ટિ મ્હને મળીછે તે માટે પણ હું હેમનો આભારી છું

નરસિંહરાવ ભોળાનાથ.

---

## પ્રભુપ્રાર્થના.

નમૂ. નમૂ: જગત્પિતા ' નમૂ: નમૂ: નમૂ
દયા કરો કે સર્વદા પરાઙ્મુખે રમૂ !

આજ્ઞા પ્રમાણે દિલ મહીંના દ્વેષને દમૂ,
તે હૂ નહીં હૂ તો ભવાટવી વિષે ભમૂ '

પાપોની સજા થાય તે નીચે પડી ખમૂ
જીતાડો જગન્નાથ ' શાન્તિએ પછી શમૂં !

દુનિયામા ભયે કોઇને હૂ દીન ના ગમૂ:
તમને ગમૂં જો તાત ! તો ન કાંઈ તે સમૂ

પ્રેરો પ્રભો ! પ્રસાદ તે રાજી થઈ જમૂ:
માગૂં નમી નમી આજ કે રૂસેશમાં રમૂં !

कान्त.

---

# આપણા દેશની ઉદ્યોગસંબંધી સ્થિતિ.

કહેવાની જરૂર નથી કે આપણા દેશની ઉદ્યોગ સંબંધી હાલની સ્થિતિ ઉપર આપણા જનમંડળનું જેટલું ધ્યાન ન દોરાય તેટલું ઓછું છે. ઉપર ઉપરથી જોનારને વખતે આપણી અત્યારની સ્થિતિમાં આબાદી અને આનંદ જ દેખાતો હશે પરંતુ ઉપરનું પડ જરાક ખસેડીને જોવાથી આપણી આજકાલની ઔદ્યોગિક સ્થિતિની અધમતા જણાયા વિના રહેશે નહિ. છેલ્લાં છ સાત વર્ષથી વરસાદની ખેંચને લીધે બીજી રીતના ઉદ્યોગોને અભાવે એકલી જ ખેતી આપણું પોષણ કરવામાં કેટલી નબળી છે તે આપણને સ્પષ્ટ થયું છે.

સરકારી નોકરી સિવાય બીજો કોઈ પણ એવો ધન્ધો નથી કે જેના ઉપર વરસાદની ખેંચની અસર થતી નથી. જે દેશો કેવળ ખેતી ઉપર આધાર રાખે છે તે દેશોમાં સર્વત્ર આવી જ સ્થિતિ થઈ રહે છે એ વાત પણ જગતના ઇતિહાસ ઉપર નજર કરતાં આપણને તરત સમજી શકાય તેવી છે, અને તેટલા સારૂજ કારીગરી હુન્નર વિગેરેથી ઉત્પન્ન થતાં વાણિજ્ય ઉપર હમેશાં ધ્યાન અપાતું આવે છે. આપણા ઉપર આજ કાલમાં ઉપરા ઉપરી પડતા દુકાળોના નિવારણ તરીકે કારીગરીને ઉત્તેજન એ એક સંગીન ઉપાય મનાયો છે અને તેમાં જેટલો પ્રમાદ કરીએ છીએ તેટલું આપણા દેશનો વિનાશકાળ આપણે નજીક લાવીએ છીએ. ખરૂં છે કે આપણા ઉપર એવા રાજ્યનો અત્યારે અમલ છે કે જે વાણિજ્યની બાબતમા આપણા ઉપર પૂરેપૂરો લાભ લેવા માંગે છે અને વખતે અણઘટતી ઇર્ષ્યાની નજરે જોઈ આપણી વાણિજ્યપ્રવૃત્તિઓને આગળ ન વધવા દેવાના સાક્ષાત્ ઉપાયો લે છે. પરંતુ આટલું તો સ્પષ્ટ છે કે આપણે તેવા રાજ્યમાં રહીનેજ આપણો વિનાશ થતો અટકાવવાનો છે અને તે સારૂ સર્વ તરેહનો પ્રમાદ છોડી વધારે ને વધારે ઉત્સાહથી અને કુશળતાથી કામ લેવાની જરૂર છે. નબળા માણસોને જે મુશ્કેલીઓ પાછળ હઠાવે છે તેજ મુશ્કેલીઓ સત્વશાલી પુરુષોને વધારે ઉત્સાહ આપે છે; અને જે મુશ્કેલીઓ હતી તે તેમના હાથમાં મોટી સગવડો થઇ રહે છે. ઇંગ્રેજ લોકોના આવતાં પહેલાં જો આપણી પ્રજા ઉદ્યોગના સંબંધમાં એવી પછાત નહતી તો હવે તેવી રીતે પછાત રહેવાનું આપણા પોતાના પ્રમાદ વિના બીજું કાંઇજ મુખ્ય કારણ નથી. જે જે મુશ્કેલીઓ દેખાડવામાં આવે છે, તે તે મુશ્કેલીઓને ખસેડીને આપણો માર્ગ કાપવામાંજ આપણું પરાક્રમ સમાયલું છે. હિંદુસ્તાનનાં બાળકોને—યુરોપ અને એશીઆના તમામ સુધરેલા દેશોના બજારમાં એક વખતે અસાધારણ મ્હોટાઇ ભોગવનાર પ્રજાના વંશજોને—આ શાન્તિના શુભ કાલમાં, આ વાણિજ્યની પૂર્ણ સગવડ અને છૂટના સમયમાં, બગાસાં ખાવાં પડે એ કેટલી શરમની વાત છે એ સમજવું મુશ્કેલ નથી.

ઇંગ્રેજ સરકારનું રાજ્ય શરૂ થતાની સાથેજ આપણા દેશની ઔદ્યોગિક સ્થિતિ ભ્રષ્ટ થવા માંડી હતી તે વિગેરે ઇતિહાસ આ બાબતનું જૂજ પણ જ્ઞાન ધરાવનારને હવે અગમ્ય નથી. અમદાવાદના ઔદ્યોગિક પ્રદર્શનને ખુલ્લું મૂકવાના સમારંભ વખતે સર ફીરોજશાહ અને નામદાર ગાયકવાડ સરકારે આપણી ઔદ્યોગિક પરિસ્થિતિ અવનત થવાનાં

કારણોમાં, અઢારમા સૈકામાં અને ઓગણીસમા સૈકાની શરૂવાતમાં એટલે ઈંગ્લાંડમાં નિષ્કર વાણિજ્યની નીતિ દાખલ થતા સુધીમાં, આપણા દેશની પેદાશો ઉપર ભારે કર મૂકવાનું ધોરણ, એ એક હતું એ વાત ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ કરી હતી. પરંતુ તે સિવાય વરાળયંત્ર દાખલ થયાથી અને આપણી સામાજિક સ્થિતિમાં જુદી જુદી તરેહના થયેલા ફેરફારો અને તેને અનુસરતા બીજા ઇષ્ટ ફેરફારોની ખામી પણ કેટલેક અંશે જવાબદાર છે એ વાત પણ સ્પષ્ટ સમજાય તેવી છે. ઇંગ્રેજી રાજ્ય આવ્યાથી આપણો ક્ષાત્ર વર્ગ નિસ્તેજ અને નિર્માલ્ય થઇ ગયો. એ વર્ગની સાહસિકતાનો વિજયાકાંક્ષાનો અને ઔદાર્યનો વિનાશ થયો, અને હાલમાં તેમનામાં યૂરોપીય કેળવણી ફેલાવાથી તેમની સંપત્તિનો ઘણો ખરો ઉપભોગ યુરોપના વાણિજ્ય દ્વારા જ થતો હોવાથી આપણા દેશના વાણિજ્યને મ્હોટામાં મ્હોટો ધક્કો લાગ્યો. એટલું જ નહિ પણ તે કેળવણી જનમંડળમાં પણ ફેલાતાં યુરોપીય ચીજોનો શોખ આપણામાં વધવા લાગ્યો અને પ્રમાણમાં આપણા દેશની કારીગરીને તે દેશની કારીગરીએ સ્થાનભ્રષ્ટ કરી. બીજી તરફથી વરાળબળ દાખલ થવાથી હાથકારીગરી હરીફાઇમાં ટકી ન શકી અને તેથી આપણા ઘણા કારીગરો જેઓ પ્રથમ બહુજ સમૃદ્ધ સ્થિતિમાં હતા તેઓ કાંતો હજારો વર્ષનો વંશપરંપરાનો ઉદ્યોગ છોડી ખેતીવાડીમાં દાખલ થઇ ગયા છે અથવા અત્યારે કંગાલ દશામાં કષ્ટથી પોતાનું નિરુત્સાહ જીવન પૂરૂં કરતા માલુમ પડે છે. આ બધાં કારણોના સમગ્ર બળથી ખેતી ઉપર ભીંસ વધી છે અને ખેતીનો આધાર વરસાદ ઉપર હોવાથી વરસાદની ખેંચ થતાં, પહેલાં કરતાં વધારે પ્રમાણમાં હિંદની પ્રજા કંગાલ થઇ જાય છે. તેથીજ દુષ્કાલની અસર વધારે ભયંકર નીવડે છે અને એકાદ બે વરસાદની ખેંચથી આખો દેશ, સરકાર અને થોડા તવંગર લોકોનાં મોં સામું, જોવા માંડે છે.

આ સ્થિતિમાં જેમ બને તેમ વાણિજ્યમાં વધારો કરવો—એટલે આપણા દેશમાં આપણા લોકોને હાથે અને બળે બનતા વાણિજ્યનો વધારે ને વધારે ઉપયોગ કરવો એજ એક ખરૂં સાધન છે એમ માન્યા વિના ચાલે તેમ નથી. એ સ્થિતિ સંપાદન કરવા સારૂ સમાજના અગ્રણી વર્ગ ઉપર બે મોટી ફરજો આવી પડે છે. એક તો એ કે તેમણે સ્વદેશી વાણિજ્યનો ઉપયોગ બને તેટલો વધારે કરવો અને કરાવવો, અને બીજું તેવાં વાણિજ્ય ઉત્પન્ન કરવા સારૂ શ્રમ લેવો. ખપ હોય તો છત થાય છે એ વાત જેમ ખરી છે તેમ વધતા જતા ખપને ઉત્સાહથી વધાવી લેવા સારૂ અને તે ઉપર જનસમુદાયના મનને વિના કારણ અનાદર ઉત્પન્ન ન થાય તે સારૂ છત પણ તેને અનુસરતી હોવી જોઇએ એ વાત પણ એટલી જ સ્પષ્ટ છે. સ્વદેશી ચીજો નવીન, યુગને ગમે તેવી ન થાય તેમ છતાં જનમંડળને તે જ વાપરવા ભલામણ કરવી એ મનુષ્યસ્વભાવની વિરુદ્ધ જવા જેવું છે. તે સંયોગમાં પરદેશી માલનાં જેવાં જ રૂપ ગુણ વાળી ચીજો આપણા દેશમાં પેદા કરવાની ફરજ પણ સહસા પ્રાપ્ત થાય છે. આપણા દેશની ઔદ્યોગિક સ્થિતિ સંબંધી વિચાર કરનાર સહુને એટલું પ્રત્યક્ષ થયેલું છે કે આપણા દેશનો વાણિજ્ય ભંડાર એટલો બ્હોળો અને વૈચિત્ર્યવાળો છે કે તેમાંથી કંઇપણ ચીજ બની ન શકે તેવું નથી. એટલું જ નહિ પણ જો એકવાર આપણા સમાજનું લક્ષ તે તરફ ગંભીર રીતે જાય તો યુરોપી

બજારોને પણ પુનઃ આપણા દેશની પાકી (manufactured) પેદાશોથી આપણે ભરી નાંખીએ. ખામી તે સંબંધીના જ્ઞાનની અને કંઇક અંશે ધનની પણ છે. પણ તે બધી ખામીઓની પાછળ ઉત્સાહની મોટામાં મોટી ખામી રહેલી છે જે અત્યંત શોચનીય છે.

તોપણ છેલ્લાં પચીસ વર્ષના આપણા ઔદ્યોગિક ઇતિહાસ ઉપર નજર નાંખતાં સમજાય છે કે ધીમે ધીમે પણ સંગીનપણાથી આપણે એ દિશામાં આગળ વધીએ છીએ. વિલાયતમાં સોસાયટિ ઑફ્ આર્ટ રૂબરૂ આ વિષયનું ભાષણ આપતાં મિ. ટોઝર કેટલાક અગત્યના આંકડાઓ આપી આપણી ઔદ્યોગિક સ્થિતિ આપણા આગળ બહુ સરળ રીતે રજુ કરી છે. અને આ પત્રના વાંચકવર્ગનું તે ઉપર ધ્યાન દોરાય તે સારૂ તેમાંના કેટલાક આંકડા તથા તે ગૃહસ્થે કરેલી કેટલીક સુચનાઓ અહીં ઉતારવી યોગ્ય ધારી છે.*

આપણી ઔદ્યોગિક સ્થિતિનાં હાલતો બે મોટાં પ્રશ્નો છે. એક તો એ કે આપણા દેશની પ્રાચીન કારીગરીનો નાશ ન થાય અને તે જ કારીગરી નવીન ચીજો પૂરી પાડવામાં પોતાનું ઉચ્ચ સ્થાન લે; અને બીજું એ કે પરદેશમાંથી જે માલ આવતો હોય તેવો માલ આપણે સસ્તે ભાવે અહીં બનાવી આપણા દેશની તમામ બજારોમાંથી પરદેશી માલ જેને માટે આપણે અત્યારે ઘણાં જ વધારે નાણાં ખરચવાં પડે છે તેને જેમ બને તેમ ઓછો કરી નાંખવો; છતાં પણ આપણો અભિલાષ તો અવશ્ય એ જ હોવો જોઇએ કે જેવી રીતે આપણો દેશ બીજા દેશોને પાકો માલ પુરો પાડે અને પૂર્વની પેઠે આપણે પરદેશના બજારમાં પંકાઇએ જ. હું કબુલ કરૂં છું કે આ અભિલાષની સિદ્ધિ અત્યારે ઘણી દૂર છે. પરંતુ યોગ્ય શ્રમ સાહસ અને રાજકીય તથા સામાજિક અનુકૂલતા હોય તો એ આપણા દેશને માટે અસાધ્ય છે એમ હું માનતો નથી.

પહેલું એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે આપણે દર વર્ષે પરદેશથી ઘણો માલ આયાત કરીએ છીએ. એક માત્ર ઇંગ્લાંડમાંથી જ ૪૦,૬૧૭,૦૦૦ પાઉંડ અથવા રૂપીઆમાં ગણીએ તો ૬૦૯,૨૨૫,૦૦૦, સાઠ કરોડ બાણું લાખ અથવા ગોળ મોળ આંકડે એકસઠ કરોડનો માલ માત્ર ઇંગ્લંડમાંથી આપણે વર્ષોવર્ષ લઇએ છીએ મિ. ટોઝર બતાવે છે કે સને ૧૯૦૪ માં લેન્કેશિયરે જેટલો માલ બહાર મોકલ્યો તેનો ત્રીજો ભાગ તો ફક્ત હિંદુસ્તાનમાં જ ખપી ગયો! અને આનું કારણ આપતાં મિ. ટોઝર બતાવે છે કે કેનેડામાં બ્રીટીશ માલ ઉપર ૧૭ ટકા ન્યુઝિલેન્ડમાં ૯½ ટકા ઑસ્ટ્રેલિઆમાં ૬½ ટકા અને દક્ષિણ આફ્રિકામાં ૩½ ટકા જકાત લેવાય છે ત્યારે હિંદુસ્તાનમાં ૨½ ટકા જકાત લેવાય છે. હિંદુસ્તાન સિવાયના બીજા દેશોમાં બ્રિટિશ માલનો બાધ કરવા સારૂ જકાત નાંખવામાં આવી

---

* આ લેખનો મિ. ટોઝરના આંકડાનો આ પત્રના વાંચનારને પરિચય કરાવવો એ મુખ્ય ઉદ્દેશ છે. એ આંકડામાં કેટલેક વિશેષ ફેરફાર કરવાની જરૂર આ લેખક સ્વીકારે છે પણ તે કરવા અત્યારે તેને વખત નથી. એની અંદર કંઈ સ્ખલન હોય તે તપાસવાનું પણ બન્યું નથી. આ પ્રશ્નના સંબંધને સામાજિક રાજકીય અને બીજી મુશ્કેલીઓ છે તે બાબત ઉપર કોઈ બીજીવાર વિવેચન કરવા આ લેખકનો ઇરાદો છે.

| પ્રાન્ત. | ૧-થી ૨૦ નંબર. | ૨૦ ઉપર | કુલ | કુલને હીસાબે ઉંચાના સેંકડે ટકા. |
|---|---|---|---|---|
| | રતલ | રતલ | રતલ | પ્રમાણ. |
| મુંબઈ. | ૩૨૭૪૦૦૦૦૦ | ૮૭૫૦૦૦૦૦ | ૪૧૪૯૦૦૦૦૦ | ૨૧ |
| મધ્ય પ્રાન્તો અને વરાડ | ૧૯૯૦૦૦૦૦ | ૪૭૦૦૦૦૦ | ૨૪૬૦૦૦૦૦ | ૧૯ |
| મદ્રાસ. | ૨૩૮૦૦૦૦૦ | ૪૯૦૦૦૦૦ | ૨૮૭૦૦૦૦૦ | ૧૭ |
| બંગાળા. | ૪૩૮૦૦૦૦૦ | ૨૭૦૦૦૦૦ | ૪૬૫૦૦૦૦૦ | ૬ |
| સંયુક્ત પ્રાંતો અને અજમેર. | ૨૯૫૦૦૦૦૦ | ૪૦૦૦૦૦ | ૨૯૯૦૦૦૦૦ | ૧ |
| પંજાબ. | ૧૧૬૦૦૦૦૦ | ૪૦૦૦૦ | ૧૧૬૦૦૦૦૦ | ૦.૩ |
| કુલ | ૪૫૬૦૦૦૦૦૦ | ૧૦૦૨૦૦૦૦૦ | ૫૫૬૨૦૦૦૦૦ | ૧૮ |

આપણા દેશમાં જ જ્યારે ઉંચા નંબરનું સુતર નીકળી શકે તેવું રૂ પેદા થશે ત્યારે આ આંકડા જુદું જ સ્વરૂપ ધારણ કરશે અને ત્યારે આપણે લેન્કેશીયરમાંથી આયાત થતો માલ ઘણો ઘટાડી દેવા શક્તિવાન થઇશું એ નિ:સંદેહ જેવું લાગે છે.

અત્યારે પણ હુબલી ભરૂચ અને ધોલેરાનું રૂ ૪૨ નંબર સુધી કંતાઇ શકે છે આપણા દેશનું સરેરાશ રૂ ૩૨ નંબર સુધી કંતાય છે અને મુંબઇની મીલો ૨૪ નંબર સુધી તો એટલું સારૂં કાંતી શકે છે કે તે નંબર સુધીનો માલ વિલાયતથી મંગાવવાની જરૂર પણ રહેતી નથી. નીચેનો કોઠો દેશી અને પરદેશી સુતરના આંકડા આપે છે.

| નંબર | દેશી. | પરદેશી |
|---|---|---|
| ૧ થી ૨૦ | રતલ. ૪૭૪૫૦૦૦૦૦ | રતલ. ૨૫૦૦૦૦૦ |
| ૨૧ થી ૩૦ | „ ૮૬૮૦૦૦૦૦ | „ ૪૦૦૦૦૦૦ |
| ૩૧ થી ૪૦ | „ ૧૬૫૦૦૦૦૦ | „ ૧૪૫૦૦૦૦૦ |
| ૪૦ ઉપર | „ ૯૦૦૦૦૦ | „ ૪૮૦૦૦૦૦ |
| કુલ. | „ ૫૭૮૭૦૦૦૦૦ | „ ૨૫૮૦૦૦૦૦ |

ઉપરના કોઠાથી જણાશે કે હવે આપણા દેશમાં ૩૧ થી ૪૦ નંબરનાં સુતર પરદેશથી આવે છે તેના કરતાં વધારે પેદા કરીએ છીએ. અને તેથી કરીને જ્યારે ૧૮૯૮–૯ પહેલાંના પાંચ વર્ષોની સરાસરીમાં આપણા દેશમાં ૪૮૪૦૦૦૦૦ રતલ સુતરનું આયાત થતું ત્યારે તે પછીના પાંચ વર્ષોની સરાસરી ૩૫૫૦૦૦૦૦ રતલની છે:–

સુતરના ઉદ્યોગમાં આપણે ધીમે ધીમે આગળ વધતા જઈએ છીએ એ આશા આપનારૂં ચિહ્ન છે તેમ જ ભવિષ્યમાં પણ એને માટે પુરતો અવકાશ છે તે પણ ઉપરથી સ્પષ્ટ થશે. અહીંની મીલોમાં નીચે પ્રમાણેની તરેહનો દરવર્ષે માલ પેદા થાય છે.

| તરેહ | રતલ |
|---|---|
| નેનકલાક માદરપાટ | ૩૯૨૦૦૦૦૦ |
| ધોતીઆં | ૨૬૭૦૦૦૦૦ |
| ખરચી માદરપાટ જીન વિગેરે | ૧૯૧૦૦૦૦૦ |
| ચાદર | ૧૪૧૦૦૨૦૦ |
| પરચુરણ | ૧૨૪૦૦૦૦૦ |
| | ૧૧૧૦૦૦૦૦ |

ઉપરના આંકડા ઉપર આપણી સુતરની મિલો દેશી કાપડ વાપરવાના આગ્રહવાળા-

ઓને કેટલી સગવડ કરી આપે છે તે સહેજ સમજાશે. દિવસે દિવસે માલની જાત સુધરતી જાય છે. ગયા મુંબઇના પ્રદર્શનમાં જેમણે સુતરનો માલ જોયો હશે તેમની ખાત્રી થઈ હશે જ કે છેલ્લાં ૭ વર્ષમાં સુતરના ઉદ્યોગમાં કેટલો બધો સુધારો વધારો છે તોપણ મિ. ટોઝર કહે છે કે જે માલ પેદા થાય છે તે આયાત થતા સુતરાઉ માલના ૨૫ ટકા જેટલો જ છે: અનુમાન સ્પષ્ટ છે કે **હજી સુતરનો માલ પેદા કરવા સારૂ ચારગણો અવકાશ આપણા દેશમાં છે.** નીચેના કોઠા ઉપરથી જૂદા જૂદા પ્રાંતોમાં આ ઉદ્યોગની શી સ્થિતિ છે તે જણાઈ આવશે.

હિંદુસ્તાનમાં સુતરની મિલોની સખ્યા વિગેરે દેશ વિભાગ પ્રમાણે.

| પ્રાંત. | મિલ. | તરાક. | સાળ. | રોજીંદારો. |
|---|---|---|---|---|
| મુબઈ | ૮૪ | ૨,૬૩૮,૮૩૦ | ૨૫૩૫૯ | ૮૮૪૪૬ |
| અમદાવાદ | ૩૨ | ૫૦૯૯૨૮ | ૬૬૪૩ | ૨૦૧૨૫ |
| બીજી જગાઓ | ૨૫ | ૪૮૦૫૨૮ | ૩૩૯૨ | ૧૮૫૮૪ |
| સરવાળો મુંબઈ ઇલાકાનો | ૧૪૧ | ૩૬૨૯૨૮૬ | ૩૫૩૯૪ | ૧૨૭૧૫૫ |
| બંગાળા | ૧૦ | ૪૫૦૯૬૨ | ૨૧૩ | ૧૦૨૩૦ |
| સંયુક્ત પ્રાંતો | ૯ | ૩૦૯૬૨૦ | ૩૨૧૫ | ૮૯૪૦ |
| મદ્રાસ. | ૧૨ | ૨૮૭૭૦૬ | ૧૭૪૭ | ૧૨૩૪૦ |
| મધ્ય પ્રાંતો. અને વરાડ. | ૯ | ૩૯૮૫૩૨ | ૨૬૪૯ | ૧૦૬૦૬ |
| પંજાબ અને વાયવ્ય સરહદ પ્રાંત | ૮ | ૧૧૪૦૦૮ | ૪૭૫ | ૩૨૦૧ |
| અજમેર-મેરવાડા. | ૧ | ૧૨૩૧૨ | ૩૬૯ | ૭૦૮ |
| બ્રીટીશ હિંદનો સરવાળો. | ૧૯૦ | ૫૦૦૨૪૨૬ | ૪૪૦૬૨ | ૧૭૩૩૮૦ |

પ્રાંત મિલ.

| | | | | |
|---|---|---|---|---|
| દેશી રાજ્યો. | ૯ | ૧૪૫૩૨૮ | ૧૦૨૦ | ૫૪૫૭ |
| પોન્ડીચેરી. | ૫ | ૬૫૬૦૦ | ૧૩૩૯ | ૭૬૩૪ |
| કુલ સરવાળો. | ૨૦૪ | ૫૨૧૩૩૪૪ | ૪૬૪૨૧ | ૧૮૬૨૭૧ |

આના જ સંબંધમાં હાથકારીગરીથી પેદા થતા માલની બાબતનો પણ આપણે વિચાર કરીએ. મિ. રોઝર કહે છે કે એવી ગણત્રી થયેલી છે કે **હાથે બનાવેલું કાપડ સાંચાના કાપડ કરતાં તગણું ટકાઉ છે.** અને જ્યારે સાંચાની એક સાળ રોજનું બારશેર કાપડ પેદા કરે છે ત્યારે હાથની સાળ બશેર પેદા કરે છે. વધારે ટકાઉ હોવાના કારણસર તેમ જ હાથે જે પ્રકારનું કાપડ બને છે તે સાંચાના કાપડ કરતાં વધારે ટકાઉ વજનદાર અને ગરમ હોવાથી તે કાપડ પણ હજી કેટલાક લોકોમાં પહેરવા સારૂ અને બીજા વર્ગોમાં ઓઢવાં રજાઇઓ ટગલીઓ વીગેરે કામમાં ઉપયોગમાં લેવામાં આવે છે. અને ઓઢવાં રજાઇઓ જાજમો વીગેરે વસ્તુઓમાં હાથના બનાવેલા કાપડનો જેમ બને તેમ વધારે ઉપયોગ થાય છે એ ઇષ્ટ છે અને તેથી હાથકારીગરોને પણ ઉત્તેજન આપવાની જરૂર છે.*

* આ સ્થળે અમને મિ. દત્તના "Victorian Age" માંનો નીચેનો પેરેગ્રાફ યાદ આવે છે.

"But hand-looms still survive in India to some extent, in spite of power-looms. The reasons are not far to seek. India is pre-eminently a country of small industries and small cultivation. Land in England belongs to great landlords; the agriculturists are mere farmers and labourers. But land in India belongs primarily to small cultivators who have their hereditary rights in their holdings; the landlord, where he exists, cannot eject them so long as they pay their rents. In the same manner, the various industries of the country were carried on by humble artisans in their own villages and huts; the idea of large factories, owned by capitalists and worked by paid operatives, was foreign to the Indian mind. And despite the great results which are achieved by capital, it is nevertheless true that *the individual man is at his best,—in dignity and intelli-*

જે કામ ચાર આઠ કે બાર રૂપીયાનુ એક વિલાયતી રગ કરે છે તે જ કામ રૂઇદાર રજાઈ કરે છે અને દસબાર રૂપીયાની ઉંચી 'ઉલન' વેનિસ્યન જે અર્થ સારે છે તે જ અર્થ રૂઇદાર ડગલીઓ સારે છે એ વાત જ્યારે આપણે ધ્યાનમા લઇએ ત્યારે આ દેશમા પણ ઉત્તેજનની ઉપયોગિતા આપણને સ્પષ્ટ સમજાશે.

( અપૂર્ણ. )

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

---

*gence, in foresight and independence,—when he works in his own fields or at his own looms, rather than when he is a paid labourer under a big landlord or a wage-earner in a huge factory* And every true Indian hopes that the small cultivation of India will not be replaced by landlordism, and that something of the home industries will survive the assaults of capitalism "

R. C. Dutt.

તાત્પર્ય કે મિલના મજુર કરતા પોતાના ખેતરમા અને પોતાની સાળ ઉપર કામ કરનાર માણસમા આત્મપ્રતિષ્ઠા, બુદ્ધિ, દીર્ઘદૃષ્ટિ અને સ્વતન્ત્રતાનો વધારે સભવ છે.

"In 1903-04, the trade of India reached £200,000,000 and even this high figure has certainly been much exceeded in 1904-5. In Coronation year an inscription on a cereal arch erected in Whitehall claimed that Canada was the granary of the Empire. But that position is really held by India, which is too modest or too unenterprising to advertise. During the last three years India has supplied England with 61,884,000 cwt. of wheat, while Canada has furnished only 26,52[illegible] cwt. of wheat and 6,827,000 cwt. of flour. Again if we regard the three great countries as markets for British produce, we find that in 1904 the purchases of Canada and Australia together amounted to only £2[illegible], while those of India were £40,617,0[illegible], or nearly [illegible] percent greater. In 1904 also India bought no less than one third of Lancashire's exports of cloth. One great reason why so many British goods find their way to India is to be discovered in the second fiscal Blue book of the Board of Trade (2337/04), which shows that the average duties levied on imported British manufactures are 17 percent in Canada, 9¼ in Zealand, 6¼ in Australia, and only 2¾ percent in India. The chief British import into India, viz., cotton cloth, pays only 3½ per cent, and a countervailing excise duty is imposed, but in Canada similar goods pay 17 to 23 percent and no excise duty is levied. The one duty is for revenue, the other for protection, largely against British manufacture. I can only advert to the extensive interests that England has in India owing to her investments of hundreds of millions of capital, and to the large numbers of Englishmen employed in the army and civil service and in mercantile pursuits. And last, but not least, it must be remembered that India contributes 1[illegible] men and £20,[illegible]0,000 in money to Imperial defence, an item that can not be disregarded as it is ultimately a charge on her industries."

*Mr. H. J. [illegible] Paper in the Journal of the Society of Arts (June 1905)*

Reg No B. 463.

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्

વર્ષ ૪, અંક ૯. [ માસિક ] આશ્વિન, સંવત્ ૧૯૬૧.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ્. એલ્. બી.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વે પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ ( પોસ્ટેજ સાથે.)

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ: નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ ખર્ચના આના ચાર મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં, રૂા ૦-૮-૦

અન્ય સર્વે માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ ( પોસ્ટેજ સાથે )

છૂટક નકલના — રૂ. ૦-૪-૦

મળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ
વસન્ત ઑફિસ—અમદાવાદ

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઇ પણ લેખ-"વસન્ત"મા દાખલ કરવાનો વા કર્યો હોય કે ન હોય-પણ તે લેખકને પાછો મોકલવાને અમો બંધાતા નથી.

વ્યવસ્થાપક.

---

# વૅલ્યુપેયબલ.

વર્ષ પૂરૂ થવા આવ્યું છે તેથી જે ગૃહસ્થોએ હજી સુધી લવાજમ ન ભર્યું હોય તેમણે તે મોકલી દેવા કૃપા કરવી નહિ તો તેઓએ વેલ્યુપેયબલ અક સ્વીકારવો. એજ વિનતિ.

વ્યવસ્થાપક.

---

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्

વર્ષ ૪, અંક ૯. [ માસિક ] આશ્વિન, સંવત્ ૧૯૬૨.

## દિગ્દર્શન

### * 'सन्तो मेरे, प्रेमघटा झुक आई'

( વ્યાખ્યાન. )

એક અંગ્રેજ મહાકવિ કહે છે—

Our little systems have their day
They have their day and cease to be
They are but broken lights of thee
*And thou my Lord art more than they*

---

* ઉપરની અનુભવભરી વાણીનું સમગ્ર રહસ્ય હું વ્યાખ્યાન રૂપે વાચકને આપી શકીશ એમ માનવાનું હું જરા પણ ધાર્ષ્ટ્ય કરતો નથી એ "પ્રેમઘટા" પ્રેમી હૃદય જ અનુભવી શકે છે, અને કોઈ પણ હૃદયને વ્યાખ્યાનથી પ્રેમી કરી શકાય એ સંભવતું નથી તથાપિ આ ઉપક્રમ કરવાનું મુખ્ય પ્રયોજન એટલું જ છે કે—આ મથાળાની પંક્તિ વાંચી તથા એનો મધુર આલાપ હૃદયમાં ભરી એકાદ ભાવિક વાચક પણ પરમાત્મદૃષ્ટિ પામશે એમ આ લેખકને આશા છે અને એ દૃષ્ટિ વધારે વિશદ-ચોખ્ખી કરવાના સાધન રૂપે આ ટુંકું વ્યાખ્યાન યોજેલું છે

આ પંક્તિઓ સુપ્રસિદ્ધ છે, અને પૂર્વે વસન્ત કે સુદર્શનમાં એક બે સ્થળે ટંકાઈ પણ ચૂકી છે—પણ પરમાત્માના સ્વરૂપનો વિચાર કરવામાં એ એવું યથાર્થ દૃષ્ટિબિન્દુ આપે છે, તથા જગતનો ધાર્મિક ઇતિહાસ એની દૈશિક અને કાલિક વિશાલતામાં સમજવાનું એ એવું સારું સૂત્ર છે કે એનું પુનઃ સ્મરણ કરવામાં બાધ નથી એનું તાત્પર્ય એમ છે કે—મનુષ્યના આ પ વિચારો પરમાત્માના આનન્ત્યને વ્યાપી શકતા નથી પોતપોતાનો સમય ભોગવી આખરે એ વિચારો નાશ પામે છે, એ વિચારો તે પ્રભુનો ભાગો તૂટ્યો પ્રકાશ માત્ર છે, અને પ્રભુ પોતે એ સર્વ કરતા અધિક છે ટુંકામાં કહેવાનું કે, મનુષ્યબુદ્ધિ પરમાત્માનો પાર પામી શકતી નથી પણ જે કાર્ય કરવા મનુષ્યબુદ્ધિ અસમર્થ છે, તે કરવાનું બીજું કોઈ સાધન છે? મનુષ્યહૃદય એ કરી શકે એમ ઘણીવાર કહેવામાં આવે છે જે પ્રભુ શ્રવણ મનન અને નિદિધ્યાસનમાં કાલક્ષેપ કરનાર મુનિઓને ન મળ્યા તે પ્રેમથી ધસતી વ્રજની ગોપીઓને મળ્યા, એમ ભક્તિગ્રન્થો કહે છે—અને એ જ ભાવથી થોડા દિવસ ઉપર આપણા હૃદયે અન્તરમાંથી ઊંડી માગ્યું હતું કે—' ब्रजनाथ झुलाव सारो रेन ' આજ ને દિવસના હૃદયતરંગ તરફ પાછી દૃષ્ટિ ફેરવીને જોઈએ છીએ તો એ હૃદયતરંગ પણ પરમાત્માના સ્વરૂપને યથાર્થ રીતે ગ્રહવા અપર્યાપ્ત—ઓછો પડતો—લાગે છે

શું આપણું હૃદય પરમાત્માને પ્રેમથી વળગે, સમસ્ત જીંદગીભર એને ઝુલાવું એમ ઇચ્છ્યા કરે, એટલામાં જ એ હૃદયની કૃતાર્થતા? જેઓ ધાર્મિક વૃત્તિને મનુષ્યની ફક્ત અનિવાર્ય વૃત્તિ સમજે છે—અર્થાત્ એ વૃત્તિ સત્યને ગ્રહતી નથી પણ અન્ધવત્ શૂન્ય પ્રતિ અનિવાર્ય રીતે ધસે જાય છે એમ માને છે, તેઓને તો પૂર્વોક્ત ઇચ્છાના અસ્તિત્વમાં જ કદાચ પૂર્ણ સન્તોષ થાય તેમજ, જેઓ ધાર્મિક વૃત્તિને કોઈક નિર્ગુણ પદાર્થને વિષય કરતી અને એને હિંડોળામાં અબોલ પદાર્થની માફક ઝુલાવવાની ઇચ્છામાં સમાપ્ત થતી ગણે છે, તેઓ પણ એ વૃત્તિને—મહા ઉપર સમુદ્રનું મોજું પથરાય તેમ—પરમાત્મા ઉપર પથરાતી કલ્પે પણ પરમાત્મા છે એમ જેને નિશ્ચય છે—અને એમ જેને નિશ્ચય છે તેવાનો લક્ષીને જ આ વ્યાખ્યાન છે—તેના હૃદયમાં તો શૂન્યભક્તિને અવકાશ છે જ નહિ તેમજ વળી પરમાત્માને એવો જડ વિષય જેવો પણ કેમ મનાય કે જેથી આપણા હૃદયનો ભાર એના ઉપર રડ્યા કરીએ અને છતાં એ એના નિર્ગુણત્વ અને અકર્તૃત્વમાં રહી આપણા પ્રેમનો જવાબ ન વાળે? શંકરાચાર્ય યથાર્થ માને છે નિર્ગુણની ભક્તિ સંભવતી નથી નિર્ગુણ સગુણ થઈ ભક્તને પોષે છે આવી 'પુષ્ટિ'નો અનુભવ કરતા એક ભક્તજન એના બન્ધુઓને સબોધી કહે છે કે "सन्तो मेरे, प्रेमघटा झुक आई"। ભક્તજનને અનુભવ થાય છે કે પરમાત્મા છે, વિશ્વની પાર કોઈક સ્થળે છે એમ નહિ, પણ પોતા પ્રતિ એની "પ્રેમઘટા" ઝુકી આવે છે આ અનુભવની કાંઈક ઝાંખી લેવા માટે—એકદ મેદાનમાં ઉભા રહેીને અને આકાશમાં અદ્ભુત દેખાવ વિસ્તારતી ઘનઘટા* નીરખતા તમને પોતાને કલ્પો આપણું ઐહિક જીવન એક મરુભૂમિનું રણ છે—જ્યાં સુધી એમાં પરમાત્મપ્રેમની ઘનઘટાનું જળ સીંચાયું નથી, એ જળ સીંચાતાં, એ જ ભૂમિ અલૌકિક વસ્ત્ર ધારણ કરે છે અને મનુષ્યજીવનનું 'અન્ન' પૂરું પાડે છે આપણી વિવિધ ધર્મસંસ્થાઓ—યજ્ઞ, દાન, વ્રત, અર્ચન, ઉત્સવ, વર્ણાશ્રમના

* સંસ્કૃતમાં મેઘના સમૂહને 'ઘટા' કહે છે

ધર્મ એ સર્વ—આ પરમાત્મરસથી સીંચાઈ આપણી વ્યષ્ટિ અને સમષ્ટિની હૃદયભૂમિમાં ઊગેલી વિવિધ વનસ્પતિઓ છેઃ એના થકી જ આપણા જીવનનું પોષણ થાય છે.

પણ આ "પ્રેમઘટા" ઝુકી આવતી સર્વ કોઈ કેમ દેખાતી નથી? આ પ્રશ્નનો ઉત્તર આપવો કઠણ છે. કઠણ છે એનું કારણ એમ નથી કે એના સત્યમાં કાંઈ ખામી છે, પણ એના સ્વરૂપમાં વિશિષ્ટતા છે. તે એ કે જેને એ પ્રેમનો અનુભવ છે તેને એ સિદ્ધ કરી આપવાની જરૂર રહેતી નથી, અને જેને અનુભવ નથી તેને એની પ્રતીતિ થવી કઠણ છે. છતાં—જરા પરમાત્મા તરફ હૃદય ફેરવશો અને તે સાથે કેટલાંક ચિહ્નો ઉપર દૃષ્ટિ કરશો તો એના પ્રેમની ઘનઘટા ક્ષિતિજ ઉપરથી ચઢી આવતી દેખાવા માંડશે.

૧. પરમાત્માના મનુષ્ય ઉપરના પ્રેમની પહેલી નિશાની શી? આનો ઉત્તર જરા વિરોધાભાસી લાગશે, પણ તે વાસ્તવિક છે-અને તે એ કે દુઃખ, **સંસારનાં દુઃખ**. પરમાત્માની જેના ઉપર કૃપા થાય છે તેના ઉપર જ એ દુઃખ નાંખે છે. અસંખ્ય વિકટ પ્રસંગો અને આપત્તિઓનો અનુભવ મેળવી એ અનુભવથી પવિત્ર થઈ કુન્તી કૃષ્ણ પ્રત્યે કહે છે—

"विपदः सन्तु नः शश्वत् तत्र तत्र जगद्गुरो"

હે જગતના પ્રભુ! હમેશાં અમારા ઉપર આવી વિપત્તિઓ જ હજો, જેથી અમોને તમારૂં નિત્ય દર્શન રહ્યાં કરે.

જેઓનાં હૃદય કૃપણતા અને કાયરતાથી ભરેલાં છે તેઓ સાંસારિક સુખનું એકેક ટપકું ચાટયાં કરે છેઃ કુતરૂં હાડકું ચાટયા કરે તેમ! કદી જન્મારામાં જાણે એ જોયું જ નહોય! જો કે કરોડો જન્મો ભોગવ્યાં કર્યું છે છતાં! એવા મનુષ્યોના બાયલાપણાનો ખ્યાલ લાવો, અને તે સાથે ક્ષત્રિયમાતા કુન્તીની વીરત્વભરેલી ઉક્તિ સરખાવો-અને કહો કે એમાંથી કયો ભાવ વધારે ઉચ્ચ? અરે! આવા બે વિરુદ્ધ ભાવ વચ્ચે 'વધારે ઉચ્ચ' એવી સરખામણીના શબ્દો પણ શોભતા નથી. એક ભાવ કબૂલ કરતાં પણ આપણે શરમાઈએ છીએ, અને બીજા જ આપણા પુરુષત્વને છાજતો લાગે છે.

અત્રે **સાંસારિક** દુઃખ, એમ કહેવાની મતલબ એવી છે કે દેહદમનમાં ધર્મ સમાએલો માની જેઓ વિવિધ તપશ્ચર્યા રૂપી કૃત્રિમ દુઃખો-હાથે ઉપજાવી-વેઠે છે, તેઓની એ તપશ્ચર્યા તે ખરી તપશ્ચર્યા નથી. આપણે માટે પરમાત્માએ તપશ્ચર્યાનાં અસંખ્ય સાધનો સાંસારિક દુઃખ રૂપે રચી મૂક્યાં છે, એનો અનુભવ કરી પવિત્ર થવું, એ દુઃખની 'તપ્તમુદ્રા' લઈ પરમાત્માનાં સાંનિધ્યમાં જવું એ મનુષ્યનો મનુષ્ય તરીકે પરમ ધર્મ અને અધિકાર છે. શું પશુઓ પોતાના દુઃખમાં પરમાત્માના પ્રેમનું ઝરણ જોશે? તેઓ તો પીડા પામશે અને પામીને વીસરી જશે, ફરી પામશે, ફરી વીસરશે ઇત્યાદિ. મનુષ્યમાં જ એવી શક્તિ છે કે એ દુઃખ ભોગવવાં, એટલું જ નહિ પણ એ દુઃખનો અર્થ કરવો: એટલે કે એનું

સ્વરૂપ સમજવું તથા પ્રયોજન તપાસવું; એની આગળ પાછળની કડીઓ તપાસી કાર્યકારણની સંકલનામાં એનુ ક્યાં સ્થાન છે તથા એ શી ગરજ સારે છે એ નક્કી કરવું. જેમ જગતના કોઈ પણ પદાર્થનું 'સાયન્ટિફિક' (શાસ્ત્રીય) રહસ્ય યથાર્થ સમજવા માટે એની આગળ પાછળ તથા આસપાસ જોવાની જરૂર પડે છે, તેમ આ બાબતમાં પણ છે. દુઃખમાં ગરકાવ થઈ ન જતાં, અર્થાત્ એના વર્તમાન કાળમાં જ સર્વ દૃષ્ટિ સમાવી ન દેતાં, એનાં ભૂત–ભવિષ્ય તરફ નજર ફેરીશું તો તુરત જણાશે કે દુઃખ એ ભૂતકાળની મલિનતાનું વિશોધન છે, અને ભવિષ્ય કાળની આત્મોન્નતિનો અરુણોદય છે. ખરી વાત છે કે સર્વ કોઈના જીવનમાં દુઃખ આવી ઉમદા સેવા બજાવતું જણાતું નથીઃ પણ કહો કે સંમૃદ્ધ અનાજ ઉગાડવામાં આવશ્યક એવું જે ખાતર તેનો ઉપયોગ કેટલા કરે છે? છતાં, શું ખરો ખેડુત કે કૃષિશાસ્ત્રી ક્ષણવાર પણ કબૂલ કરશે કે ખાતર એ પરમાત્માની સૃષ્ટિમાં નિરર્થક પદાર્થ છે? તે જ પ્રમાણે, જેને મનુષ્યજીવન પામી એ જીવન સફળ કરવાની ઇચ્છા છે અને જેણે એ જીવનની સુઘટિત ઘટના ઉપર વિચાર કર્યો છે–એને સાંસારિક દુઃખ તે પરમાત્માની કૃપા શિવાય અન્યરૂપે કદી પણ ભાસશે નહિ.

૨. પરમાત્માના અનુગ્રહનુ બીજું ચિહ્ન–**શુભવાસના, અને શુભ આત્મબળ છે.** મનુષ્યજીવનની ક્ષણે ક્ષણ કર્તવ્યથી ભરેલી છે, એ કર્તવ્યો કરવા માટે શુભ વાસના અને શુભ આત્મબળની અપેક્ષા છે–અને તે પરમાત્મામાથી મનુષ્યને પ્રાપ્ત થાય છે. જ્યારે જ્યારે આપણા હૃદયમાં 'દેવાસુરસંગ્રામ' થઈ દેવો જીતે છે અને અસુરો હારે છે ત્યારે નક્કી સમજવું કે–જીવાત્મા રૂપી ઇન્દ્ર પોતાના બળથી જીત્યો નથી પણ વિષ્ણુપરમાત્માના બળથી જ તે વિજય મેળવી શક્યો છેઃ શ્રુતિ યથાર્થ કહે છે કે "**एष तं साधु कर्म कारयति य मूर्ध्वे निनीषत**"=જેને એ ઉચ્ચ ભૂમિકાએ લઈ જવા માગે છે તેની પાસે એ સારું કર્મ કરાવે છેઃ અર્થાત્ કે સર્વ શુભ વાસના અને તજ્જન્ય કર્મ સ્ફુરાવનાર પ્રભુ પોતે જ છે.

" But most it is presumption in us, when
The help of heaven we count the act of men."

*All's Well that Ends Well.*

અત્રે પ્રશ્ન થશે કે મનુષ્યને સ્વતન્ત્ર કર્તૃત્વ ખરૂં કે નહિ? અને નહિ, તો એને જે સ્વતન્ત્ર કર્તૃત્વનુ ભાન છે તેનો શો ખુલાસો?

આ ભાનની દલીલ સામાન્ય પ્રવૃત્તિઓ માટે ચાલે, પણ આપણા પ્રકૃત વિષયમાં તે બહુ વજનદાર નથી. પરમાત્માને જેનું ભાન જ નથી તેને શી ખબર કે અમુક કાર્ય પોતે કરે છે કે પરમાત્મા કરે છે? જેઓને એ તેજસ્વી ભાન પ્રાપ્ત થયું છે તેમનો સિદ્ધાન્ત તો બહુધા એ જ જોવામાં આવે છે કે–'હું કરતો નથી, પણ પરમાત્મા કરે છે', કારણ કે એમનામાંથી અહંકર્તૃત્વબુદ્ધિ વિલય પામી ગઈ છે. આ સંબન્ધમાં શાંકર વેદાન્તનો સિદ્ધાન્ત ઉભય દૃષ્ટિને ઠીક ન્યાય કરે છે શંકરાચાર્ય એવો સિદ્ધાન્ત બાંધે છે

કે જીવને ઉપાધિકૃત કર્તૃત્વ છે, પણ કારયિતૃત્વ તો ઈશ્વરનું જ છે:* કરે છે જીવ, કરાવે છે ઈશ્વર; 'કરાવે છે' એટલે પ્રબલ પવન કે જળનો ઓઘ તૃણને પાછળથી ધક્કેલે એ રીતે નહિ, પણ જીવના ચૈતન્યને અનુસરીને, રાગદ્વેષાદિ એની સમક્ષ ધરીને: એ રીતે જ વિધિનિષેધમાં અર્થ રહે છે. §

ઇશ્વર પર્જન્યવત્ સર્વ પ્રતિ સમાન છે–જેવી ભૂમિ અને બીજ તે પ્રમાણે અનાજનો પાક. પણ જેમ એ પાકમાં ભૂમિ અને બીજ ઉપરાંત પર્જન્યની કારણતા છે, તેમ પ્રવૃત્તિ માત્રમાં જીવના પ્રયત્ન ઉપરાંત પરમાત્માની અપેક્ષા છે. એ પ્રયત્ન પૂર્વ સંસ્કારથી નિયમાય છે, પૂર્વ સંસ્કાર પૂર્વતર પ્રયત્નથી બંધાય છે, એમ પાછળ અનાદિ સંકલના વિસ્તરી રહી છે. કોઇ કહેશે કે આ રીતે અનવસ્થા પ્રાપ્ત થાય–તો એનો ઉત્તર કે આ અનવસ્થા પ્રામાણિકી છે એટલુંજ નહિ પણ જરૂરની છે; જરૂરની એટલા માટે છે કે સંસારની કોઇ પણ કાળે શરૂઆત માનીએ તો પ્રશ્ન ઊભો રહે છે કે તે તારીખ પહેલાંનો કાળ શૂન્ય કેમ રહ્યો અને અમુક તારીખથી સહસા સંસારનો આરંભ કેમ થયો? આમ સહસોત્પત્તિ નિવારવા માટે અનાદિ અને અનન્ત કાળ અનાદિ અને અનન્ત સંસારથી ભરેલો માનવો જોઇએ. આમ હોવાથી અનવસ્થાદોષ બાધક થતો નથી–બલ્કે સાધક થાય છે.

હજી એક શંકા સંભવે છે. જો કે જીવની વર્તમાન પ્રવૃત્તિમાં એના પૂર્વ સંસ્કારાનુસાર ઇશ્વરનું કારયિતૃત્વ છે, પણ એ પૂર્વ સંસ્કાર એના સ્વતન્ત્રપ્રયત્નજન્ય ખરા કે નહિ? ખરા, તો પછી જીવનું સ્વતન્ત્ર કર્તૃત્વ વર્તમાનમાં પણ સ્વીકારવામાં શો બાધ? આનો ઉત્તર કે પૂર્વ સંસ્કાર જીવના સ્વતન્ત્રપ્રયત્નજન્ય નહિ, (એમ હોય તો પૂર્વોક્ત અનવસ્થાની અપેક્ષા જ શી હતી?) કિંતુ એમાં પણ ઇશ્વરનુ કારયિતૃત્વ ખરૂં. કોઈ કહેશે કે ભલે સર્વત્ર ઇશ્વરનું કારયિતૃત્વ રહો, એથી જીવના કર્તૃત્વને શો બાધ આવે છે? જીવના કર્તૃત્વને બાધ નથી આવતો, પણ જીવના સ્વતન્ત્રકર્તૃત્વને આવે છે; અને એકનું કર્તૃત્વ પણ બીજાના કારયિતૃત્વમાં વિલીન થઈ જાય છે; અને આ રીતે જીવના કર્તૃત્વનો ઇશ્વરના કારયિતૃત્વમાં સમાવેશ થઈ, છેવટનુ કર્તૃત્વ ઇશ્વરનુ જ રહે છે. જીવનુ કર્તૃત્વ ઇશ્વરકર્તૃક સૃષ્ટિમાંનું જ છે—તે એવી રીતે કે જેમ અમુક મહાનિયમોથી જડ સૃષ્ટિ બંધાએલી છે તેમ અમુક મહાનિયમોથી જીવનું કર્તૃત્વ પણ બંધાએલું છે—એ કર્તૃત્વ પરમાત્માના મહાનિયમોને ઉથાપીને બનેલું નથી: ઉદાહરણ તરીકે, એક આ નિયમ સુપ્રસિદ્ધ છે કે જેમ આપણે ખોટાં કર્મો કરીએ છીએ તેમ તેમ આપણામાં ખોટી લાલચો–રાગદ્વેષાદિ–સામે ટક્કર ઝીલવાનું સામર્થ્ય ઘટે છે; તેમજ, જેમ જેમ આપણે સત્કર્મો કરીએ છીએ તેમ તેમ આપણો ઊર્ધ્વ પન્થ સરળ થાય છે. હવે કહો કે આ નિયમો આપણે પોતે રચ્યા છે?

---

* "परायत्तेऽपि हि कर्तृत्वे करोत्येव जीवः, कुर्वन्तं हि तमीश्वरः कारयति"
શંકરાચાર્ય.

§ "न हीश्वरः प्रबलतरपवन इव जन्तून्प्रवर्तयत्यपि तु तच्चैतन्यमनुरुध्यमानो रागाद्युपहारमुखेनैव चेष्टानिष्टप्राप्तिपरिहारार्थिनो विधिनिषेधावर्थवन्तौ भवतः"
વાચસ્પતિમિશ્ર.

ના જ. આપણી બહાર કોઇક શક્તિ છે જેણે રચી મૂકેલા નિયમોને અન્યથા કરીને કાંઈ પણ કરી શકવાનું આપણું સ્વાતન્ત્ર્ય નથી. એ શક્તિને લઇ પરમાત્માનું કર્તૃત્વ સર્વત્ર જ્યાં આપણું કર્તૃત્વ ભાસે છે ત્યાં પણ—સિદ્ધ છે.

આ સામાન્ય નિરૂપણ આપણે પ્રકૃત વિષયને લાગુ પાડીએ. મનુષ્યમાં જે કાંઈ શુભ વાસનાનો ઉદય થાય છે અને એ પ્રમાણે આચરવાનું શુભ બળ ઉપજે છે—તે કરનાર ઇશ્વર પોતે જ છે. આપણે એક શુભ કર્મ કરીએ એટલાથી એવી વાસના બંધાય કે બીજી વખતે શુભ કર્મ કરવામાં આપણને તે મદદગાર થાય અને આપણો પ્રયત્ન સફળ કરે, એ નિયમ—જે આપણો પોતાનો કરેલો નથી પણ ઇશ્વરનો કરેલો છે—એ નિયમ પોતે જ પ્રભુની કૃપાનું ચિહ્‌ન નથી? કર્મ અને વાસનાના પરસ્પર સંબન્ધનો મહાનિયમ લુપ્ત થએલો કલ્પો, અને પછી વિચારો કે મનુષ્યની શુભ પ્રવૃત્તિ કેટલી શક્ય રહે છે? એ નિયમને અભાવે મનુષ્યની સંસ્કૃતિ અને ઉત્કર્ષ (Civilization) સર્વથા અશક્ય થઇ જાય છે એ, વિચાર કરતાં, સહજ સમજાઈ આવશે. માટે જ, જ્યારે જ્યારે હૃદયમાં શુભ વાસનાનો અંકુર ફુટે અને તદનુસાર શુભ કર્મ કરવાનું બળ માલુમ પડે-ત્યારે એ શુભસંપતરૂપે પરમાત્માની "**પ્રેમઘટા**" ઝુકી આવતી જોવી એમ શાસ્ત્રકારો ઉપદેશે છે.

૩. પરમાત્માના પ્રેમનું ત્રીજું ચિહ્‌ન બીજા સાથે જોડાએલું પણ એથી કાંઇક વિશિષ્ટતર હોઈ પૃથક્ ગણનાને પાત્ર છે. તે એ કે જેના ઉપર પરમાત્માનો પ્રેમ ઢળે છે તેને સર્વ જન્તુ ઉપર **પોતાપણાનો ભાવ** ઉપજે છે: કોઇનું પણ હું કલ્યાણ કરૂં, કોઈને પણ હું ઉપયોગી થાઉં એવી ઉત્કટ ઇચ્છા એના મનમાં રહ્યાં કરે છે. એક હિન્દુસ્તાની કવિ ઠીક કહે છે કે જે માણસે જન્મીને કોઇનો ઉપકાર કર્યો નથી એ પશુ કરતાં પણ નપાટ છે: પશુ તો મરીને એનાં હાડકાં ચામડાં પણ કોઇકને કામ આવવા દે છે; જે માણસ જીવતાં કોઇને ઉપયોગી ન થયો તેનું જન્મ્યું તો નકામું જ સમજવું, કારણ કે એનાં તો હાડકાં-ચામડાં પણ કોઇને કામ આવતાં નથી. આ લોકોપયોગી થવાની બુદ્ધિ એ હિન્દુસ્તાનની વર્તમાન દશામાં પરમાત્માના પ્રેમનો ખાસ આવિર્ભાવ છે. આપણા દેશમાં જ્યાં નજર ફેરવશો ત્યાં અસંખ્ય રીતે લોકોપયોગી થવાના પ્રસંગો તમને નજરે પડશે-અને એ સર્વમાં કાંઇને કાંઇ કરી શકવાનું આપણું દરેકનું સામર્થ્ય છે.

આ દેશમાં આપણો જન્મ થયો છે એ આપણું અહોભાગ્ય છે. એ ભાગ્યનો લાભ લેવો કે એને વૃથા વહી જવા દેવું એ ઉપર આપણા ભવિષ્યના સ્વરૂપનો આધાર છે. ઘણા કહે છે કે હિન્દુસ્તાનમાં જન્મ લેવો એ હતભાગ્યની નિશાની છે. પણ મને તો લાગે છે કે આવું સદ્‌ભાગ્ય મનુષ્યને જવલે જ પ્રાપ્ત થતું હશે. પ્રાચીન કાળમાં હિન્દુસ્તાને જગતને કેવી અનુપમ સેવા કરી છે એ વાત બાજુપર રહેવા દો, અને વર્તમાન કાળ જ વિચારો; આપણા દેશમાં આજ કાલ આપણને જે કર્તવ્ય કરવાના પ્રસંગો પ્રાપ્ત થયા છે એવા બીજા ક્યાં છે? આને જ અનુલક્ષીને હું કહું તો પણ પૂર્ણ યથાર્થતાથી કહી શકું કેઃ—

## " सन्तो मेरे, प्रेमघटा झुक आई "

એ " પ્રેમઘટા "ને સ્વીકારવી, એને જોઈ મયૂરવત્ નૃત્ય કરવું કે કેકારવ ઉદ્ગારવા એટલું જ નહિ, પણ એક દૃઢ અને ખંતીલા ખેડૂતની માફક હરખભર્યાં નેત્ર એ ઘટા સામું જોવું અને હળ કોદાળી અને પાવડો લઈ ઉગ્ર શ્રમ ઉઠાવી ખેતી કરવી એ આપણું કામ છે. એ કામ કરતાં પરસેવો તો ઉતરશે-પણ તેટલા માટે કયો જાતવાન ખેડૂત કહેશે કે ચોમાસું ન હોય તો સારૂં?

જે બન્ધુભાવથી આપણા કવિએ એના સન્તભાઇઓને સંબોધ્યા હતા એ જ ભાવથી, જો કે મારી અલ્પતાના પૂર્ણ ભાન સાથે, હું મ્હારા વાચકોને પણ સંબોધું છું કે

## " सन्तो मेरे, प्रेमघटा झुक आई "

આ તકનો લાભ લો; મનુષ્યજન્મ સફળ કરવાના આવા પ્રસંગો ફરી ફરીને નહિ મળે.

* * * * *

**મિ જસ્ટિસ રાનડેની નિર્બળતા!**

ઉપરના દિગ્દર્શનનો અન્ત ભાગ મિ. જસ્ટિસ રાનડેનું સ્મરણ કરાવે છે. એ મહાન પુરુષ વિષે થોડાક દિવસ ઉપર રેવરન્ડ મૅકનિકૉલ નામે એક મિશનરિ ગૃહસ્થે વિલ્સન કૉલેજમાં ભાષણ આપ્યું હતું, અને તે વખતે મિ. જસ્ટિસ ચંદાવરકર પ્રમુખસ્થાને હતા. એ મિશનરિ ગૃહસ્થે મિ. રાનડેનાં કેટલાંક વખાણ કરવાની સાથે વિશેષમાં જણાવ્યું કે તેઓ સાત્વિક વૃત્તિના હોઈ કોઇનું પણ મન દુભવવા ચાહતા ન હતા અને તેથી તેઓ સુધારક તરીકે નિર્બળ નીવડયા—એમનો આત્મા " સુન્દર " પણ (" ineffectual ") " નિર્વીર્ય " હતો. મિ. જસ્ટિસ ચન્દાવરકરે પ્રમુખ તરીકે વિવેચન કરતાં, આમાં થોડોક ફેરફાર કર્યો: એમનું તાત્પર્ય એવું હતું કે મિ. જસ્ટિસ રાનડેનો આત્મા બેશક "સુન્દર" હતો, અને તે સાથે " પ્રકાશ " વિસ્તારનારો હતો. મિ. ચન્દાવરકર એમને માટે 'સુધારક' કરતાં 'ઉપદેશક' પદ વધારે પસન્દ કરે છે. સુધારક તો રાજા રામ મોહનરાય, કેશવચન્દ્ર સેન, સ્વામી દયાનન્દસરસ્વતી, પંડિત ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર, પંડિત વિષ્ણુ પરશરામ શાસ્ત્રી, શેઠ માધવદાસ રઘુનાથદાસ અને કરસનદાસ મૂળજી. આ "વીર" સુધારકો જ્યારે લોકસમુદાયને પોતાની સાથે ન ખેંચી શક્યા અને તેથી સુધારા પરત્વે લોક નિરુત્સાહ અને સાશંક બનવા લાગ્યા—તે વખતે સુધારાનું ખરૂં રહસ્ય-ખરૂં દૃષ્ટિબિન્દુ-સમજાવવાનું કામ માથે લઈ એ કામમાં ફત્તેહ મેળવનાર મિ. રાનડે હતા. મિ. રાનડેમાં દૃઢતા, હિંમત, લડવાનું બળ—એ ખરા સુધારકના ગુણો—નહતા. 'સંમતિવય' નો ખરડો ધારા સભામાં રજુ થવાનો હતો તે પ્રસંગે પ્રથમ તેઓ તેની તરફેણમાં હતા, પણ જ્યારે પ્રજામાં એ સંબન્ધે ઘણી વિરુદ્ધ લાગણી જોવામાં આવી ત્યારે મિ. રાનડે નબળા પડી ગયા. અને એમની સલાહ લેવામાં આવી ત્યારે એમણે સમાધાનીનો માર્ગ ઉપદેશ્યો.

મિ. રાનડે વિષે ઉપર જણાવેલા વિચાર બરાબર છે? અમને લાગે છે કે જેઓ મિ. રાનડેના જીવનમાં સંસાર-સુધારો મધ્ય બિન્દુએ સ્થાપે છે તેઓ એ જીવનનું રહસ્ય કદી પણ સમજી શકશે નહિ. મિ. રાનડેના સકળ આચારવિચારમાં રાષ્ટ્રીય દૃષ્ટિ પ્રધાન સ્થાને હતી, અને યદ્યપિ સંસાર સુધારાની આવશ્યકતા એ વારંવાર બતાવતા તથાપિ તેમ કરવામાં એમનું દૃષ્ટિબિન્દુ ખરૂં જોતાં રાષ્ટ્રીય હિતનું જ હતું: એમની દૃષ્ટિએ, સંસારસુધારાની કર્તવ્યતા વ્યક્તિના હક કે સ્વાતન્ત્ર્યમાંથી નહિ, પણ રાષ્ટ્રીય હિતમાંથી ફલિત થતી હતી. અને તેથી જ્યારે સંમતિવયના ખરડાએ આખા હિન્દુસ્તાનની પ્રજાને ખળભળાવી મૂકી, ત્યારે એમની સમક્ષ એ પ્રશ્ન ફુલમણિદાસીનો—સંસારસુધારાનો—મટી રાજકીય દૃષ્ટિબિન્દુએ અવલોકવાં જેવો થયો હતો; અને પ્રજાના હકથી અનિયન્ત્રિત સ્વતન્ત્રસત્તાક પરદેશી રાજા પ્રજામતને એક વાર અવગણી શકે, અને એ અવગણવો રહેલો છે એમ જાણે—એટલામાં કેટલો બધો રાજકીય અર્થ સમાએલો છે (જેનું પ્રત્યક્ષ દર્શન આજકાલ આપણને વારંવાર થાય છે) એનો વિચાર એમની વિશાળ બુદ્ધિમાં આવી ગયો હોવો જોઇએ—જે, મિ. ચન્દાવરકર જેવા કેવળ સંસારસુધારકને એના પૂર્ણ અર્થમાં સમજાવું મુશ્કેલ છે. વળી જેમ કેટલાક સુધારકો અજ્ઞાન પ્રજા ઉપર ગિરિશૃંગ ઉપરથી અભિમાન વિવિક્તતા (isolation) અને બેપરવાઇની દૃષ્ટિથી જુએ છે, તેમ મિ. રાનડેનું ન હતું. એમના હૃદયમાં પ્રજા પ્રત્યે ખરો બન્ધુભાવ અને સમાનભાવ હતો. આટલું ધ્યાનમાં રાખતાં મિ. રાનડેનું જીવન વધારે સંગત રૂપે પ્રતીત થશે. અમને તો એ જીવનમાં "સૌન્દર્ય" અને "પ્રકાશ" નજરે પડે છે એટલું જ નહિ પણ એ "પ્રકાશ" માં, અગ્નિની માફક બાળ્યા વિના, નવું ચૈતન્ય ઉત્પન્ન કરવાનું સામર્થ્ય પણ દેખાય છે.

એક અંગ્રેજ ગૃહસ્થ મિ. રાનડેની સાત્ત્વિકતાની ખરી કિંમત ન કરી શકે, તેમ આપણા માંહોમાંહેના ઝઘડા એને ઓછા અનિષ્ટ લાગે એ સ્વાભાવિક છે. પણ મિ. ચન્દાવરકર આ નિર્બળતાના આરોપમાં થોડી ઘણી પણ સંમતિ આપે એ દિલગીરી ભરેલું છે. વિશેષમાં—સત્યના નિરૂપણમાં ગુણ અને દોષ ઉભયના નિરીક્ષણને અવકાશ છે, પણ અમે ધારીએ છીએ કે મિ. રાનડેના દોષ જોઈ શકવા જેટલું સામર્થ્ય અને અધિકાર પ્રાપ્ત કરવાને હજી એક બે જમાનાની વાર છે.

---

# પ્રેમાનન્દ.

( અનુસન્ધાન પૃ. ૨૯૮ થી )

વલ્લભનું લખાણ સામળ વિરૂદ્ધ ઊધાડું અને અમર્યાદ છે, પ્રેમાનંદ સામળ વિષે લખે છે તે વિવેકની મર્યાદામાં રહી ગર્ભિત શબ્દમાં લખે છે. પ્રેમાનંદમાં શાંત સમુદ્રની ગંભીરતા છે. વલ્લભ તોફાનમાં ઊછળતા સાગર જેવો છે. સામળ પોતાને કવીશ્વર લખે છે તેથી ઉશ્કેરાઈ જઈ વલ્લભ પોતાને ધુરંધર કવીશ્વર કવિરાજરાજેશ્વર વગેરે લખે છે. સામળ પોતે રચેલી વાર્તાના મુદ્દાનાં વખાણ સમાપ્તિએ કરે છે તેનાથી સવાયાં વખાણ વલ્લભ પોતાનાં નવ રસનાં કાવ્યોમાં છેડે કરે છે. સામળ વાર્તાના આરંભે ઇષ્ટદેવની સ્તુતિનું મંગળાચરણ કરે છે, તેથી ઊલટું વલ્લભ કાવ્યની સમાપ્તિએ વ્યંગ્ય વાણીમાં દેવની વંદના કરે છે, ને નાંદી તો પ્રેમાનંદની જ કરે છે. સામળની વાર્તાની પ્રસ્તાવનામાં ભોજ વિક્રમની અન્યોક્તિથી અથવા તો પોતાના ઐતિહ્યની સીધી ઉક્તિથી રખીદાસની પ્રશંસા હોય છે; વલ્લભનાં કાવ્યોની પ્રસ્તાવનામાં સાહિત્યની અભિવૃદ્ધિ અર્થેના સમારંભના કોઇ ને કોઇ પ્રસંગનું નિદર્શન હોય છે. સામળને વ્હાલા દોહરા ચોપાઇ ને છપ્પાનો અનાદર કરી વલ્લભે કવિતામાં જ મોટે ભાગે કવિતા રચી છે.

આ સાક્ષરવિગ્રહ ક્યારે શાંત પડ્યો તે ખાતરીથી કહી શકાતું નથી. પરંતુ સહકારી વીરજી રત્નેશ્વર વલ્લભ અને દ્વારકાદાસના શ્રમથી પાંચાલીપ્રસન્નાખ્યાનમાં પ્રેમાનંદ સંતોષ દર્શાવે છે, તે ઉપરથી એ નાટક રચાયું તે પહેલાં વિગ્રહનો અંત આવ્યો હશે એવી અટકળ થાય છે. એ નાટકના નામ ઉપરથી વલ્લભે પોતાના અદ્‌ભુત રસના કાવ્યનું નામ કુંતીપ્રસન્નાખ્યાન રાખ્યું છે. એ અદ્‌ભુત રસનું કાવ્ય સંવત ૧૭૭૭ માં રચાયાનો લેખ છે. તે ઉપરથી સંવત ૧૭૭૦ સુધી ઝગડો પહોંચ્યો એવું કહેવામાં બાધ ગણાશે નહિ. એનો આરંભ તો સંવત ૧૭૨૫ પહેલાં થયો હતો. એ લેખે સમગ્ર વિગ્રહ આશરે પિસ્તાળીશથી પચાસ વર્ષ સુધી પહોંચ્યો એમ કહી શકાય. આ લાંબા વિગ્રહથી જ્ઞાની અખો તો અળગો જ રહ્યો. એ અળગાપણું જણાવવા જ તે લખે છે કે '*જ્ઞાનીને કવિમાં ન ગણીશ. કિરણ સૂરજનાં ક્યમ વરણીશ.' ઉક્ત વિગ્રહનો હેવાલ, વલ્લભઝગડો મળી આવે, તો યથાસ્થિત જાણવામાં આવે.

સામળના કવનકાળનો આરંભ વિ. સં. ૧૭૨૦ પહેલાં થયો જોઇએ. એ અરસામાં તો તેની પ્રતિષ્ઠા સારી જામી હતી. તેની વાર્તાઓ લોકપ્રિય થઈ વીરજી જેવાએ સુરેખાહરણ તથા કામાવતી કથા આદિ કથા દ્વારા તેની સરસાઇ કરવાનું આદર્યું હતું. ઉદરપૂરણની ચિંતાથી મુક્ત થઇ તે સીહુંજમાં વિક્રમભોજને રખીદાસનો જસ ગાતો હતો. પરંતુ રખીદાસનું તેડું આવતા પહેલાં અમદાવાદ પાસે વેગણપુર જેને હાલ ગોમતીપુર કહે છે તે પરામાં રહી તેણે કેટલીક કવિતા કરી હશે, જેની કીર્તિ રખીદાસને કાને પહોચતાં સામળનું સીહુંજ જવું થયું. એ લેખે સં. ૧૭૧૦-૧૫ ના અરસામાં તેણે કવિતા કરવા માંડી એવું

ધારિયે તો બહુ ખોટું નહિ ઠરે. એ સમયે એની ઉમ્મર વીશેક વરસની લેખિયે તો પાંચ વરસ પછી એ સીદ્ધુંજ જઈ રહે એવી તેની ઉમ્મર ગણાય. આ ગણતરી જો ખરી હોય તો સામળનો જન્મ સંવત ૧૭૯૦–૯૫ ના અરસામાં થયો હોવો જોઇએ. એના અવસાનકાળની અટકળ કરવાનાં સાધન નથી. પરંતુ માર્કંડેયપુરાણના આરંભમાં સામળની પેતરાજીનું ઉપહાસ કરતી નીચેની પંક્તિ છે.

'શિવપુરાણ સમર્થ કરે કવિ કે' વાયુવશ તર્ણુ'

એ આબાદ સામળભટના નીચેના છપ્પાને ઉદ્દેશીને છે.

સિંહાસનબત્રીસી તરતીબ જ કીધી તેણે,
શિવપુરાણ સમર્થ અરથ જણાવિયો જેણે;
રીઝથી રેવાખંડિ દંદ જમદૂતનો ટાળી,
ઓંકારનો હાકોર વર્ણવીને હદ વાળી;
વૈતાળ પચીસી વર્ણવી, શુકબ્હોતરી ભાવે ધરી;
વાયુને વશ છે તરણ જ્યમ, ત્યમ સામળ કવિએ કરી.

સિંહાસનબત્રીસીમાં વેતાળપચીસી આવી જાય છે. છતાં તેને ફરીને નોખી ગણાવી છે તે સામળશાઈ અનવધાનનો દૃષ્ટાંત છે. આ છપ્પામાં સામળના મુખ્ય મુખ્ય ગ્રંથોનાં નામ આવી જાય છે. એ બધા ગ્રંથો સંવત ૧૭૬૬ પહેલાં રચ્યા ઠરે છે.* શાથી જે આ છપ્પાને અનુલક્ષીને લખેલી પંક્તિ જે ઉપર આપી છે, તે માર્કંડેય પુરાણમાંની છે; ને માર્કંડેય પુરાણની રચ્યા સાલ સં. ૧૭૬૬ છે. એ ઉપરથી સામળના કવનકાળનો સંવત ૧૭૭૦ નો અડસટ્ટે અવધિ બાંધિયે તો અયોગ્ય નહિ ગણાય. આશરે અર્ધા શતકની સાક્ષર પ્રવૃત્તિ ધરાવનાર સામળે પ્રેમાનંદ જેટલું જ લાંબુ આયુષ્ય ભોગવ્યું હોય એવું ધ્યાનમાં લીધેલી હકીકત ઉપરથી સમજાય છે.

સામળ સાથેના વિગ્રહના જેટલા જ મહત્વનો પ્રેમાનંદનો પુરાણીઓ સાથેનો

* ફુદમકર્મની વાર્તા પ્રેમાનંદના દ્રૌપદીહરણ પહેલાં એટલે સંવત ૧૭૪૫ પહેલાં, અને વિદ્યાવિલાસિની કિંવા વિનેચટની વાતો પ્રેમાનંદના અષ્ટાવક્રાખ્યાન પહેલાં એટલે સં ૧૭૬૬ પહેલાં રચાયાનો ઈસારો પૂર્વે કરી ગયા છિયે. પાંચાલીપ્રસન્નાખ્યાનમાં વલ્લભની જે ગૂઢ પ્રશંસા છે તે તેની કૃષ્ણવિષ્ટિ જોઇ પ્રેમાનંદે પ્રસન્ન થઇ કરેલી ગણિયે તો અંગદવિષ્ટિ વલ્લભના કુંતિપ્રસન્નાખ્યાન પહેલાં એટલે સંવત ૧૭૭૭ પહેલાં રચાઇ ઠરે. પ્રેમાનંદનાં સર્વે નાટકોમાં કહેવતોનો બ્હોળો ઉપયોગ છે તે સામળના રાવણમંદોદરીસંવાદની સરસાઇમાં કર્યો હોય એમ રેવિયે તો તે પણ સંવત ૧૭૭૭ પહેલાં રચાયો કહેવાય. આ રીતે અમે એના કવનકાળનો અવધિ સંવત ૧૭૭૦ માં બાંધ્યો છે. અહિં કહેવું જોઇયે કે બૃ. કા. દો. અં. ૬ માં વેતાલપચાસીને છેડે સં. ૧૭૭૫ થી સંવત ૧૭૮૫ સુધીમાં સિંહાસનબત્રીશીની બત્રીસ વાર્તા પૂરી કરી એવું લખ્યું છે; અને બૃ. કા. દો. માં પદ્માવતી સં. ૧૭૭૪ માં રચ્યાનું જણાવ્યું છે.

વિરોધ છે. સંસ્કૃતમાં કથા કહેવી મૂકી ગુજરાતીમાં પોતે રચેલાં આખ્યાનથી પ્રેમાનંદ કથા કહેવા માંડી, ત્યાંથી જ વિરોધનું મૂળ રોપાયું. એની રસમય બાનીથી લોકનાં મન આકર્ષાયાં, ને પુરાણીબાવાનાં માન ઘટયાં. પ્રેમાનંદનાં આરંભનાં આખ્યાનોમાં વિષ્ણુદાસ નાકર શિવદાસના વારાથી ચાલી આવેલી શૈલી પ્રમાણે સંક્ષેપમાં કથાભાગ જ ઘણું કરીને ઉતારેલો જોવામાં આવતો; મૂળના જેવો રસ જમાવવા તરફ લક્ષ હોય એવું દીસતું નહતું. તેને લીધે પુરાણીઓ તેનો ઉપહાસ કરતા. આથી પ્રેમાનંદે સંસ્કૃતને વીસરાવી દે એવાં રસમય ઋષ્યશૃંગાખ્યાન, અભિમન્યુઆખ્યાન, માંધાતાઆખ્યાન જેવાં આખ્યાનો રચ્યાં ત્યારે મૂળનું જ્ઞાન નહિ તેથી મૂળનો અર્થ અને રસ જેવો તે તેવો જાળવી નથી શકાતો, હાવે તેમ ગપાટા મારે છે એવું કહી પુરાણીઓ પ્રેમાનંદનો અધિક્ષેપ કરવા લાગ્યા. એમનો નાદ ઉતારવા તથા તેમને જરા ઝંઝેરાખોખરા કરવા અને રત્નેશ્વરને દ્વેષથી કનડયાનો દાવ વાળવા પ્રેમાનંદે માર્કંડેય પુરાણનો અનુવાદ હાથમાં લીધો. એ પુરાણને અંતે નીચે પ્રમાણે વચન છેઃ—

> જ્ઞાત હશે તે જાણશે અજ્ઞાતને શું કહેવું
> અતિશય વૃદ્ધિંગત થયું'તું નિંદકતણું શિર દેવું
> તે આ સમયે નવ આપિયે તો પરભવ પડે આપત્ જાણ
> ઝાડ માંહે ઝાટ ભીંગી વાળી લે માગતું નિર્વાણ
> એમ જાણી આપી દીધું; વળી થાય માગણુ અન્ય કોઈ
> ત્યારે ધર્મ ચોઈશું સહુ તોળશું, કહે કોઈ શું દ્વિજ ગોઈ?
> વનમાર્જરીને ખીજવી મધ્ય મૂક્યો પુરોડાશ પાવન
> પછે માંગી રે'વું બેસી, સ્વમ પ્રસિદ્ધિપ્રાપ્તિ થાય પૂજન
> મૂર્ખજન કરતા શોચ એવો, નવ રહે ઉદય અસ્ત સમાય
> કોઇ મહાવ્યાઘ્ર આવી માર્જરી હણશે વા પુરોડાશને ઢોળી ખાય.

વેર ક્યારનુંએ એવું બારે જામ્યું હતું કે સંવત ૧૭૩૭ માં હરિદાસે ભારતસાર લખ્યો તેમાં એ શમપ્રધાન વણિકકવિથી પણ પુરાણીઓ ઉપર વાકપ્રહાર કર્યા વગર રહેવાયું નહિ. વીસમા કડવામાં તે લખે છે કે

> કહે સુણે ભારત પૂરું જી તેનું આવરદા થાય અધૂરું જી
> એ તો મૂર્ખકેરી છે વાતો જી જાણો અજ્ઞાનકેરી રાતો જી
> નવ જાણે પુરાણી બાવા જી તેથી એવા ઢોંગ મચાવ્યા જી.

---

* કદાચ આ 'જ્ઞાની' પદને અનુલક્ષી વેદાંત મર્મના અજ્ઞાવકાખ્યાનના આરંભના કડવાને છેડે નીચેની પંક્તિઓ મૂકી હોયઃ—

> અદ્વૈતકમલમકરંદ ભેરા દુર્બુદ્ધિ શું ચાખે.
> ......મારી? કુંઠિત થાય કપાટ રે,
> અલ્પજ્ઞાની શો પૂર્ણ નહિ; માનું વસમી વાટ રે...

બીજી તરફ રત્નેશ્વરે સંવત ૧૭૩૯ માં તેજોદ્વેષી પુરાણીઓની વૃત્તિ પ્રજાળવા ભાગવત આરંભ્યું, અને રેંટિયા ભાગવત પણ પાછળથી રચ્યું અને આગળ જતાં જૈમિનીય ભારતનો પણ અનુવાદ આદર્યો. શામળ સાથેના વિવાદમાં મર્યાદા જાળવી મૂંગો રહેનાર સાત્વિક પ્રેમાનંદ શાંતિ ખોઈ પુરાણીઓ ઉપર માર્કંડેય પુરાણમાં ઠેકાણે ઠેકાણે વાગ્વજ્રના પ્રહાર ઉપર પ્રહાર કરે છે, તે વૈર બહુ ઊંડું જામ્યાનું સૂચવે છે. સંવત ૧૭૩૭ માં એ વૈર જૂનું થયું જણાય છે તે ઉપરથી +સંવત ૧૭૩૦ માં એટલે કે સામળ સાથે ઝગડો ઊભો થયા પછી પાંચેક વર્ષે એ વૈરનો આરંભ અટકળી શકાય છે. સમાધાનકાળ માર્કંડેય પુરાણની સમાપ્તિના નીચેના વર્ણનમાં સૂચિત છે.

ક્ષમા કરજો પુરાણી બાવા! આવા થાશો ન; કોઈ જુએ ફરી રે.

રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ માર્કંડેયપુરાણાંતર્ગત હરિશ્ચંદ્રાખ્યાન અને દેવીમાહાત્મ્યની ગમે તે સાલ આપે, પરંતુ માર્કંડેય પુરાણ તો સંવત ૧૭૬૬ માં રચાયું એમ ફરી ફરી એ ગ્રંથમાં કરેલા સમયનિર્દેશથી ખાતરી થાય છે; અને તે ઉપરથી પુરાણી સાથેના વિરોધની સમાપ્તિ સંવત ૭૬૫ માં એટલે સામળ સાથેના ઝગડાની સમાપ્તિ પહેલાં આશરે પાંચેક વર્ષે કલ્પી શકાય છે. આ વિરોધનો વૃત્તાંત વલ્લભે પ્રેમાનંદ–કથામાં સમાવ્યો જણાય છે.

પુરાણી બાવા સાથે મચેલો ઝગડો તમઃપ્રધાન હતો; સામળ ભટ સાથેનો સાક્ષરવિગ્રહ રજોગુણી હતો; જ્યારે હિંદુસ્તાની સાથેની પ્રેમાનંદની પ્રતિસ્પર્ધા કેવળ સાત્વિક હતી. એ પ્રતિસ્પર્ધાની હકીકત હવે જોઇયે. વિક્રમના સત્તરમા અઢારમા શતકમાં હિંદુસ્તાની સિવાયની દેશી ભાષાઓ બહુ પાછળ હતી. જ્યારે સિંધી કેવળ બીજાવસ્થામાં હતી, જ્યારે બંગાળી પાંગરવા માંડી હતી, જ્યારે પંજાબીનો રોપ ઊછરી ઊંચો વધતો હતો, જ્યારે મરાઠીનો વેલો વાડની વાટ જોતો ભોંય પર પથરાતો હતો, ને જે વખતે ગૂજરાતીનું કદળીવન એક શતકથી સારા પાણી પાનારની ખોટથી નછરું સોટા જેવું જણાતું હતું, તે વખતે હિંદુસ્તાનીનો અક્ષયવડ અડાબીડ શતાવધિ થડથી અને અનેક યોજન ઘેરી લેતી ઘટાથી પ્રસિદ્ધ પંચવટીને ક્યાંએ વીસરાવી દે એવો ફાલી રહ્યો હતો. બૌદ્ધધર્મનો સહસ્રશિખાવાળો પ્રદીપ નિર્વાણ પામ્યો તે પછીના મંથનકાળમાં ધર્મમૂર્તિ રામચંદ્ર અને પ્રેમમૂર્તિ કૃષ્ણચંદ્રની ભાવના સાર્વત્રિક પ્રસાર ને પ્રચાર પામી, તેમણે સાત્વિક ધર્મરસિમાં લીન અને રાજસ પ્રેમભક્તિમાં મગ્ન તુલસીદાસ સુરદાસ આદિ અનેક કવિઓને જન્મ આપ્યો. તેમણે હિંદુસ્તાની સાહિત્યનો સાગર છલકાવી નાંખ્યો. એ હિંદુસ્તાની ભાષા આખા આર્યાવર્તમાં પસરી હતી. જ્યારે બીજી ભાષાઓ દેશવિશેષના નામથી

+ સંવત ૧૭૨૯ ના ઋષ્યશૃંગાખ્યાનમાં પુરાણીનું નીચે મુજબ ગૂઢ ઉપહાસ છેઃ–

બન્યા પુરાણી ખુલખુલા, સુસ્વરે ભાખે જ્ઞાન;
રૂપપુરાણ પુરાણનું; મેળવે બહુ માન.

ઓળખાતી હતી, ત્યારે હિંદુસ્તાની ખાસ કરીને ભાખા એવાં ગૌરવ પ્રકાશતા નામથી વિખ્યાત હતી. પ્રાચીન કાળમાં લોકભાષા કોઈ ને કોઈ પ્રાકૃત છતાં શિષ્ટમંડળમાં સંસ્કૃત જે પ્રતિષ્ઠા પામતી અને અર્વાચીન કાળમાં ઇંગ્રેજી પામે છે, તે પ્રતિષ્ઠા મધ્યકાળમાં હિંદુસ્તાની પામી હતી. તેમાં કાવ્યો આખ્યાનો અને રાસા જ માત્ર રચાયા ન હતા, પણ રસ અલંકાર છંદ સંગીત અને નીતિના શાસ્ત્રીય વિષય પણ ચર્ચાયા હતા. રાજનીતિમાં રાજ્યનાં અંગમાં કવિની ગણના થઈ હતી, અને રાજદરબારમાં હિંદુસ્તાની કવિતા પોસાતી તથા પૂજાતી હતી. હિંદુસ્તાનના પાયતખ્ત દિલ્હીમાં જ નહિ, ગંગા યમુના અને સરયૂના પવિત્ર તીરમાં જ નહિ, પણ જયપુર જોધપુર ઉદેપુર વગેરે રાજસ્થાનમાં, ગૂજરાતમાં અને છેક મહારાષ્ટ્રમાં પણ હિંદી કવિઓ સંમાન પામતા. આરબી અને ફારસીના પક્ષપાતી મુગલ શહાનશાહ શાહજહાન અને મહારાષ્ટ્રધર્મનો ઝંડો ઊઠાવનાર મરાઠીના સંગી છત્રપતિ શિવાજીએ સુંદરશૃંગારના અને શિવરાજભાવનીના કર્તાને લખપસાય આપ્યો હતો. આ રીતે હિમાલયથી માંડીને વિંધ્યાચળ અને સાતપૂડાની આડ ઓળંગી હિંદુસ્તાની દક્ષિણમાં પગદંડો ચલાવી રહી હતી. તે સમયના રાજરજવાડામાં, કવિકોવિદમાં અને સાધુસંતમાં માન પામતી ભાષા જોઇએ તો હિંદુસ્તાની જ હતી. સ્વરાજ્યના પ્રતાપે મરાઠી * મહારાષ્ટ્રમાં પૂજા પામતી થઈ હતી. પરંતુ હિંદુસ્તાનીની બરાબર તે પણ થઈ શકી ન હતી. વસ્તુસ્થિતિ આવી હતી, ત્યાં સ્વરાજ્ય રહિત ધાર્મિક અને સામાજિક જીવનમાં ચૈતન્ય રહિત ગૂજરાતની ભાષાની પદવિ ક્યાંથી ઊંચી હોય ? હિંદુસ્તાનીનું રસપાન કરવાને ટેવાયલા ગૂજરાતના સુબા સુલતાન ને નવાબો તથા રાવરાણાઓ ને રાજાઓનું મત જ એવું ભૂલભરેલું બંધાઈ ગયું હતું કે ગુર્જરગિરામાં અને ગુર્જરદેશમાં ઊંચા પ્રકારના સાહિત્યની ખીલવણી માટે યોગ્યતા જ છે નહિ ! ધાવને ધાવી ઊછરેલા રાજવર્ગની સ્વમાતા પ્રત્યેની આવી અઘટિત અવજ્ઞાને લીધે પ્રેમાનંદને ગૂજરાતના અધ્યક્ષો પ્રત્યે અત્યંત તિરસ્કાર વછૂટે, અને તે શાંત સાત્વિક વૃત્તિનો પણ ભાષાભિમાની કવિ તપતીઆખ્યાનની પ્રસ્તાવનામાં એવા અધ્યક્ષોને આ ભૂમિ ભારે મારતા વર્ણવે એમાં શી અતિશયોક્તિ છે, શું આશ્ચર્ય છે ? અફસોસ ! સત્તરમા શતકની ગણત્રીમાં ગૂજરાતી છેક તુચ્છ લેખાતી અને જે તે એમ જ કહેતા કેઃ—

अवेतबेका सोलहि आने, अठेकठेका बार,
आठ हि आने इकडंतिकडं, गुंशां पेसे चार.

આવાં અધિક્ષેપનાં વચન ભાષાભક્ત કવિ સહન કરી શક્યો નહિ. ઉદાત્ત રોષથી તે હિંદુસ્તાની સાહિત્યને ઝાંખું પાડે એવાં કાવ્યો રચવામાં પોતે ઉદ્યુક્ત થયો, એટલું જ નહિ પણ પોતે સ્થાપેલા કવિમંડળમાં અગ્રસ્થાને વિરાજેતા કુળદીપક વલ્લભને હિંદુસ્તાનીને ટકોર મારે એવાં કાવ્યો રચવા આજ્ઞા કરી. પિતાપુત્રે કર્ણચરિત્ર, દુઃશાસનરુધિરપાન

* જુઓ યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાનમાંથી પૂર્વે આપેલા ઉતારાની નીચેની પંક્તિઃ—

કોક ભાષાદેવી દીન મલિન ને માલ વની,
કરે માલ વાળી તેને; સાજશો સજાવિયો ! ! !

આદિ અનેક કાવ્યો રચી 'શુંશાં પૈસે ચાર' કહી ગુજરાતીનું ઉપહાસ કરનાર હિંદુસ્તાનીને હંફાવ્યો. કુંતીપ્રસન્નાખ્યાનની પ્રસ્તાવના શરૂ જ નીચે પ્રમાણે થાય છે.

ચંદે છંદબંદ્ધ રચ્યો રાસ આશ આણી ઉર,
પ્રેમાનંદ આગે મંદ ગતિ તેની લેખિયે;
ભારત સમું પ્રમાણ! રાસાના તમાશા બાજો!
કયાં ભારત એ ત્રણ; આરત ઉવેખિયે!
પૃથ્વીશપ્રશંસા કથી માન શેનું મોહ્યું તેમાં?
પ્રેમાનંદની કવિતા સવિતા શી પેખિયે;
બ્રાહ્મણથી ભાટ થયા; વંશજ વિધિના આ તો:
કવીશ્વરના પિતાથી ચંદ મંદ દેખિયે.
કવી જેની કવિતા નિકંદન તેનું કરાવ્યું:
પાંચ સાત નારી ભેળી નર નીપજાવિયો:
તોડ્યા શબ્દ છોડ્યા નહિ: જોડ્યા કર તોય ઝડ્યા:
રૂડા રસિકે ન જોયું ભાવ શો જણાવિયો?
પેટ કાજે વેઠ કરી કેઇ તેય પહોંચી નહિ;
ભેટ ભૂંડી મણકાજે, દેશ આ તજાવિયો!
ઝવેરી ઝવેર-જાણ! કરું શાં મુખે વખાણ?
મદ ચંદ લખી 'ચંદ છંદ' થી સજાવિયો!
ચંદે એક રાસો લખ્યો સવાલક્ષ પૂર કેરો.
એક પુત્ર શા હિસાબે? દુનિયાનો રાહ છે;
રાસા જેવડા બૃહત પૂરમાં અધિક એથી
ત્રણ ગ્રંથ લખ્યા પ્રેમે: કોની વાહવાહ છે?
સુત મારા જેવો કવિ; રવિ જોઈ ઝાંખો પડે;
ચંદનો તે છંદ કશો? મંદ સૌ ઉજાહ છે.
દામી ડોકી ઢોલ વાઈ કવીશ્વર વલ્લભ કહે
ચંદ મંદ, પ્રેમ પૂર-આનંદ અનાહ છે.
મુઓ પ્રથીરાજ અરિહાથ એ પ્રખ્યાત વાત;
કર્ણકેરી એવી ખ્યાત, જગતજન જાણ છે;
પ્રથીરાજરાસો અને કર્ણનું ચરિત્ર વાંચો;
રાસાનો તમાશો ચડે, કવિ વ્યર્થ વાણ છે.
કર્યું લાંબું પિંગળ અમંગળની વાત જેમાં;
એમાં કવિત્વ કશું છે? અન્ન તેના પ્રાણ છે.

ઉપરના ઊતારામાં સવાલક્ષ પૂરથી પણ મોટાં રાસાની સરસાઈ કરનારાં ત્રણ કાવ્યમાંથી એકેનું નામ સરખું આપણે જાણતા નથી! કર્ણચરિત્ર પણ અપભ્રંશ **कर्णपराक्रम** અને પૈશાચી **बृहत्कथा**ની પેઠે માત્ર નામથી જ કર્ણગોચર છે, ને તે પણ વલ્લભે પ્રસં-

ગવક્ષાત નામ લીધું. છે નેથી જ. આટઆટલું કરનાર પ્રેમાનંદની કે તેના પુત્ર વલ્લભની તેમની હયાતીમાં લોકે બૂઝ જાણી જણાતી નથી, જેને લીધે વલ્લભ અત્યંત રોષે ભરાઈ કુંતીપ્રસન્નાખ્યાનમાં લખે છે કેઃ—

ધિક ગુર્જર ! છે ધિક ! રસિક ન સાથ રાખ્યો,
પ્રતાપી પ્રભાકરને પિછાણ્યો ના કોઇએ !
છંદ પ્રેમતણા ઘણા; પદમાં તો શેની મણા ?
દૂહા ને ચોપાઈ ઘણી સાખબંધ જોઇયે.
ચાર જણે જેહ કર્યું, એક જણે કર્યું આ તો,
એવું નવ જાુએ કોઈ: ખાંતે ખરું ખોઇયે;
મૂગા મૂઢ નિર્લજ્જ શા પેરે પરિયા પોષાણ !
ગૂર્જરાત શુષ્ક થયો, શું રસાળ ઓઇયે ?

છંદ, પદ, દૂહા ને ચોપાઈ લખવામાં પ્રેમાનંદની સરસાઈ નીચેના સુપ્રસિદ્ધ દૂહામાના ચંદબરદાઈ, સૂરદાસ, બિહારીદાસ અને તુલસીદાસ સાથે અભિપ્રેત છે.

**चंद छंद, पद सुरके, दूहा बिहारीदास,**
**चौपै तुलसीदासकी, केशव कवितविलास.**

કેશવદાસનો અનિર્દિષ્ટ પ્રતિસ્પર્ધી તે વલ્લભ પોતે જ. સદ્‌ભાગ્ય કે આત્મશ્લાઘામાં પ્રવીણ ફક્કડ કવિએ પોતાના કવિતનાં વખાણ નથી કર્યાં !

હિંદુસ્તાની સામે બાકરી બાધા ત્યારે પ્રેમાનન્દ પંડાશની મરાઠીને વીસરી ગયો ન હતો, તે આપણે તપત્યાખ્યાનના ભરતવાક્યમાં જોઇયે છિયે. તેમાં ગૌરવનું મર્મ પ્રકાશતું સાર્થક 'મહા' વિશેષણ જે ગુર્જરીને લગાડ્યું છે, તે બિંબપ્રતિબિંબવત મહારાષ્ટ્રી સંજ્ઞા સંભારીને લગાડ્યું જણાય છે. વળી એ જ નાટકની પ્રસ્તાવનામાં વ્રજવાસી સાથે મહારાષ્ટ્રી નટને પણ ખડખડિયું આપવાનું કહ્યું છે, તે દર્શાવે છે કે કવિ મરાઠીને ભૂલી ગયો ન હતો. રોપદર્શિકાસત્યભામાખ્યાનના ચોથા અંકમાં ગોપ શ્રીદામાને મુખે હિંદી 'ચલિયે ચલિયે' તથા ગુજરાતી 'ચાલો ચાલો' ની વચ્ચે **चला चला** મૂકી દીધું છે તે મરાઠીની સ્મૃતિ જાગૃત હોવાની સાક્ષી આપે છે. કેશવદાસ બિહારીદાસ અને તુલસીદાસના છંદ ગુજરાતીમાં ઊતાર્યા તેમ તુકારામનાં અભંગ અને વામન પંડિતનાં વૃત્તો પ્રેમાનંદે ઊતારવા કાળજી દર્શાવી છે. પેશવાની ઘનઘટામાં મહારાષ્ટ્રી મયૂરની કેકાવલી સંભળાઈ, તે આપણી રસાળ ગુર્જરકુંજના કોકિલનો પંચમ સંભળાતો બંધ પડયો તેના પછી. પોતાના સમય પહેલાંના લોક પ્રિય કવિ તુકારામને અને વિદ્વત્પ્રિય કવિ વામનને તો પ્રેમાનંદે વીસાર્યા ન હતા. પરંતુ હિંદુસ્તાનીની સ્પર્ધા આદર્યા બાદ મરાઠીની સ્પર્ધા આદરવા જેવું રહેતું નથી એમ કરી તેને ઝપાટામાં નહિ લીધી હોય.

હિંદુસ્તાની અને મરાઠી સાહિત્ય નવીન કલ્પના અને નાનાત્વના ચમત્કાર રહિત હતું. દેવગિરાના સાહિત્યની સરખામણીમાં તે કંઈ જ ન હતું. સંસ્કૃતના મહાકાવ્ય અને ચંપૂનાં, નાટક અને નાટિકાનાં, આખ્યાયિકા અને કથાનાં હિંદુસ્તાની મરાઠીને સ્વપ્ન પણ આવ્યાં ન હતાં. ગીર્વાણના જેવી નૂતન સૃષ્ટિ રચી ગુર્જરસાહિત્યને ઉચ્ચ સ્થાને પહોંચાડી અઢારમા શતકના સાક્ષરયુગના વિશ્વામિત્ર બનવું, એવી ઉદાર અભિલાષા ભાષાભક્ત કવિના હૃદયમાં પ્રાદુર્ભાવ પામી. એ આંતર પ્રેરણાથી લોકની રસવૃત્તિ ઉચ્ચગામી કરવા લોકપ્રિય દેશીના બંધારણમાં અભિમન્યુઆખ્યાન અને માંધાતાઆખ્યાન પ્રેમાનંદે રચ્યાં; એ આંતર પ્રેરણાથી સંસ્કૃત આદર્શનો પરિચય કરાવવા રઘુવંશ અને માર્કંડેય પુરાણના અનુવાદ આદર્યા; એ જ આંતર પ્રેરણાથી અદ્‌ભુત તર્ક અને અલંકારનો ચમત્કાર દર્શાવવા ઋષ્યશૃંગાખ્યાન લખ્યું. વળી છંદશાસ્ત્રના મર્મજ્ઞને સંતોખવા જાતિ અને વૃત્તના અજાણ્યા પ્રદેશમાં પણ તેને ઝંપલાવ્યું અને યતિભંગથી દૂષિત પણ મહાકાવ્યના લક્ષણથી ભૂષિત દ્રૌપદીહરણ આઠ દિવસમાં લખી કાઢ્યું; શાસ્ત્રમાં વ્યુત્પત્તિનો ભાસ આપવા મધુર નિર્દોષ વૃત્ત અને જાતિમાં અષ્ટાવક્રાખ્યાન લખી શાસ્ત્રકાવ્યનું ગુર્જર સાહિત્યમાં પહેલ પહેલું વિલક્ષણ આદર્શ પણ તેણે રચ્યું; અને જે વખતે સંસ્કૃતમાં પણ પંડિત કવિઓને હાથે સારાં નાટકો લખાતાં બંધ પડ્યાં હતાં તથા હિંદુસ્તાની કે મરાઠીમાં નાટક મૂળમાં લખાયાં જ ન હતાં, તે વખતે કાલિદાસ, ભવભૂતિ, વિશાખદત્ત, હર્ષદેવ, શૂદ્રક અને નારાયણે મળી જેટલાં નાટકો લખ્યાં છે તેટલાં પ્રેમાનંદે એકલે લખ્યાં; જેમાંનાં ત્રણ જ સ્વર્ગસ્થ દીવાન બહાદુર મણિભાઈ જસભાઈની યશસ્વી યોજનાથી મુદ્રાંકિત થવા પામ્યાં છે. એ નાટકો ગૂજરાતીમાં અત્યાર સુધીમાં રચાયલાં બીજાં બધાં નાટકોથી ચઢિયાતાં છે; અને સંસ્કૃતમાં કાળિદાસ અને ભવભૂતિની કૃતિ બાજુ ઉપર રાખિયે તો બીજાં જે નાટકો રહ્યાં તેનાથી એ ઉતરે એવાં કહી શકાય નહિ. પ્રેમાનંદના આ મહાન આરંભનું એક તરફથી ભરતનાટ્યશાસ્ત્રને જ વળગી રહી સંકુચિત દૃષ્ટિ વાળા બનેલા પંડિતોએ અને બીજી તરફથી રાસલીલાના રસિયા વ્રજવાસીએ તથા આખ્યાનનાં પેખણાંનો પરિચય ધરાવતા મહારાષ્ટ્રીએ ઉપહાસ કરવા માંડ્યું હોય એમ તે તે નાટકની પ્રસ્તાવના ઉપરથી સમજાય છે. રોપદર્પિકાસત્યભામાખ્યાનમાં સંસ્કૃતનો હિમાયતી પારિપાર્શ્વિક નીચેના શબ્દોમાં હૃદયમાં ન સમાતા રોષનો ઊભરો કાઢે છેઃ—

પારિપાર્શ્વિક—"ભાવ!...કાલિદાસ ભવભૂતિ બાણ સૌમિલ્લ જયદેવાદિ કવીશ્વરોનાં નાટક છતાં—ને તે પણ દેવગિરામાં, ગુણાદિથી હીન ગુર્જરગિરામાં—અને તે પણ નવીન નામધારી પ્રેમાનંદ ગ્રથિત વસ્તુનો પ્રયોગ કરવો એ કેવી હસારત!!! તમે તો નાટક શબ્દને પણ નાત બહાર મૂક્યો છે. આખ્યાન અને તે ભજવવું! શિવશિવ! આપણે તો નથી સાંભળ્યું, નથી જોયું, કે નથી જાણ્યું. ગમે તેમ થાઓ, પરંતુ કહો કે તમે ઉત્તમ પાત્રની જે દેવગિરા, તેનો તો ગોરો વાળી તેને ઠામે ગુર્જરગિરા વાપરશો, પણ સામાન્ય પાત્રની બાલભાષા વિષે શું બોલો છો?" તપત્યાખ્યાનમાં વ્રજવાસી અને મહારાષ્ટ્રી કૃત તિરસ્કારનું સૂચન નીચેની ઉક્તિમાં મળી આવે છે.

પારિપાર્શ્વક—"આર્ય...પેલો વ્રજવાસી અને મહારાષ્ટ્રી આ પ્રયોગનું ઉપહાસ કર્યા

કરે છે, તે અમારાથી દેખી ખમાતું નથી...એ એમ કહી મને ચીડવે છે કે ગુર્જરગિરા અને ગુર્જરદેશ આખ્યાન ભજવવા યોગ્ય નથી. તો શું મારે એ એમનું નરાતાળ જૂઠું કથન શ્રવણ કર્યા કરવું. એવી તમારી ઇચ્છા છે? જો એમ હોય તો અપરાધની ક્ષમા માગી કહું છું કે એવી ઇચ્છાવાળા અધ્યક્ષોએ જ આ ભૂમિ બારે મારી છે!"

આવી પ્રતિકૂલતા છતાં પણ પોતે શી પ્રેરણાથી પ્રેરાઇ નાટકો લખ્યાં તેના ઉત્તરમાં પ્રેમાનંદ પાંચાલીપ્રસન્નાખ્યાનમાં સૂત્રધારના મુખે નીચે મુજબ કાકુપ્રશ્ન કરે છેઃ—

સૂત્રધાર—મારિષ!...—...વિધાતાએ શું આ રંગભૂમિ બાળી સ્વભાષા પર ભાવ ધરે એવો એકેય રસજ્ઞ નહિ નીપજાવ્યો હોય!

એ સ્વભાષા પર ભાવ ધરનાર રસજ્ઞ તે પ્રેમાનંદ જાતે જ. એની જાજ્વલ્યમાન ભાષાભક્તિ નાટકોનાં ભરતવાક્યોમાં ભભકી ઊઠે છે. તપત્યાખ્યાનમાં નટની પ્રાર્થના છે કે

જેવો આ ગૂજરાત દેશ સહુમાં શ્રેષ્ઠત્વ પામી રહ્યો,
(તે મધ્યે અતિ શ્રેષ્ઠ ચારતર છે, બ્રહ્મે ન જાયે કહ્યો)
એવા દેશની જે ગિરા ગુણવતી નામે મહાગુર્જરી
વાધો તે સુરસે કરી ગુણગણે જે પ્રિય વાંછો હરિ!

વળી પાંચાલીપ્રસન્નાખ્યાનમાં નટી પ્રાર્થે છે કે

ભાષા ગુર્જરી આર્યવર્ત અખિલે ફેલાય શાલી ઘણી!
સર્વે દેશવિદેશ ગુર્જરગિરા સોહાય સોહામણી!
વાણી સંસ્કૃત મૃત્યુપ્રાપ્ત થઇ છે; આ થાય શિરોમણિ!
અર્પો તો વિભુ એ જ અર્પણ કરો એ આશ પ્રેમીતણી.

એમ વળી રોષદર્શિકામાં પ્રાર્થના છે કે

સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે ધારો ગિરા ગુર્જરી;
પાદે પાદ રસાળ ભૂષણ વતી થાઓ સખી ઉપરી;
જે ગિર્વાણ-ગિરા ગણાય ગણતાં તે સ્થાન એ લ્યો વરી!
થાયે શ્રેષ્ઠ સહુ સખીજન વિષે એ આશ પૂરો હરિ!

પ્રેમાનંદની ભાષાભક્તિ નીચેની ઉક્તિઓમાં પણ સારી રીતે પ્રકાશે છેઃ—ગુર્જરગિરા પ્રાન્તને માટે સાહિત્યશાસ્ત્રમાં વર્ણવેલા સર્વ ગુણાદિથી સંપૂર્ણ ભરેલી છે (તપત્યાખ્યાન). પ્રાણનાથ! મારી કુશળતાને માટે ધન્યવાદ આપ્યા કરતાં ગુર્જરગિરાના માધુર્યને જ માન આપવું વધારે સુઘટિત છે (પાંચાલીપ્રસન્નાખ્યાન). મારી સખી (ગુર્જરગિરા) આર્યપુત્રે આરંભેલા કાર્યથી ઘણી ખુશી થઇ છે.

**वरं विरोधोऽपि समं महात्मभिः** એ ન્યાયે સંસ્કૃત સાહિત્યની સરસાઇમાં

ઉજ્જ્વળભાવા ભક્તિ જે સમુલ્લાસ પામી તેનું દેશભક્તિમાં સંક્રમણ થયેલું પણ પ્રેમાનંદમાં જોઇયે છિયે. એ સ્વભૂમિના પક્ષપાતે મ્હારે ભાગે ગોચરવાળું ચરોત્તર તે ચારુતર બન્યું! અથવા, અપૂર્વ સાહિત્યસમૃદ્ધિથી પ્રેમાનંદે જેને ચારુતર જ બનાવ્યું છે તેનું હવે મૂળ કાઢીને પણ શું કામ છે? રોપદર્શિકાસત્યભામાખ્યાનમાં ચારતર ભૂમિમાં જન્મ પામનારને શ્રીકૃષ્ણભગવાનને મુખે ભાગ્યવાન ભાખ્યો છે. તપત્યાખ્યાનમાં સૂત્રધારને મ્હોડે કહેવરાવ્યું છે કે "ગુર્જર દેશ તો સર્વ પ્રકારના કાર્યારંભને માટે દેશવિદેશમાં વિખ્યાતિ પામેલો જ છે." વળી એમાં જ આગળ વ્રજવાસી અને મહારાષ્ટ્રી પ્રતિપક્ષીનાં મુખ મ્લાન કરવા ઋતુવર્ણનના મિષથી ગુર્જર ભૂમિનાં નીચે મુજબ નટી વખાણ કરે છે:—

અવલોકો વિદેશી લોકો રોકો દૃષ્ટિ વર્ષામાં;
ના ભાળો *નાભાળો આતુર ચાતુર ચાતક તરષામાં.
નવયૌવન કોઈ નારી રહી લીલી સાડી ધારી,
ભાત ઇંદ્રગોપ શું પાડી; અષ્ટાદશ ભારની વાડી
વિવિત રંગે વિહંગમ અનંત વહંત.
અસુધર પશુ મદમાતાં રાતાંતાતાં છે આ વરષામાં;
પતિપત્ની સંયોગી ન રોગી ગ્રે' છે શુચિ સુખ પરશામાં;
ધરવે ધાન્ય જઇયે વારી, પરવે માન્યની બલિહારી.
આ નંદનવન ન્હોયે, અધિક ગુર્જરભૂમિ હોયે
વા શકે રંગભૂમિ ઝુમી ઝઝૂમી

પ્રેમાનંદનાં આ કાવ્યનાટકો લોકમાં એના ઓખાહરણ રણયજ્ઞ, સુદામાચરિત્ર આદિ આખ્યાન જેવાં જાણીતાં નથી થયાં. તેને લીધે કેટલાક વિદ્વાનો તેમના તરફ અનાસ્થાની દૃષ્ટિએ જુએ છે. વળી 'એક કાંકરીએ બે પંખી મારવાં' અને 'કાગડો કામઢીને ધીરે એવો નથી' જેવી ઇંગ્રેજી કહેવતોને મળતી ઉક્તિઓ એ અત્યાર સુધી અપ્રખ્યાત રહેલા ગ્રંથોમાં મળી આવે છે, તેને લીધે પણ તેમને પ્રેમાનંદની કૃતિ કહેતાં અચકાય છે. જો લોકમાં અમુક કાવ્ય જાણીતું ન થયું માટે તે ચોકસ કવિની કલમથી લખાયલું નહોય, એવી વ્યાપ્તિ બાંધી બેસિયે, તો ગુજરાતીમાં કાદંબરી રચવાનું માન ભાલણ ખોઇ બેસશે; ગોવિંદગમન અને સુરતસંગ્રામ રચ્યાનું યશોધન નરસિંહ મહેતાનું લૂટાઈ જશે; અને સામળની પણ કીર્તિ કેટલીક લૂટાઇ જવાનો પ્રસંગ આવશે. બીજી તરફથી શિકારની કહેવતોના પ્રત્યે શંકાશીલ દૃષ્ટિથી જોવામાં આવે છે તે તો પ્રેમાનંદનાં બીજાં કાવ્યો ન વાંચ્યાનો પરિણામ છે. દ્રૌપદીહરણમાં શિકારનું સામાન્ય વર્ણન આપ્યું છે તે કોરે રાખતાં અષ્ટાવક્રાખ્યાનમાં જનકવિદેહની મૃગયાના વર્ણનનું પ્રકરણ કોઈ જોશે, તો સહેજ તેના જાણવામાં આવશે કે એ વિષે મૃગયારસિક યોદ્ધા મુસલમાન અને રજપૂતના સમયમાં થયેલો પ્રેમાનંદ નંદરબારના રાજાના સમાગમમાં શિકારની સારી માહીતી ધરાવતો હતો.

* આકાશવૃત્તિવાળો.

આ અનાસ્થાશીલ વિદ્વાનોના મુકાબલામાં એવા શ્રદ્ધાશીલ મનુષ્યો છે કે જેઓ પ્રેમાનંદના નામે ચઢેલા હરકોઈ કવિતાના ગ્રંથને પ્રેમાનંદની જ કૃતિ માને છે. પ્રેમાનંદના માથે બાંધેલાં કાવ્યોમાંનું એક જેને રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ દ્રૌપદીસ્વયંવર નામ આપે છે, તે છે. એ બૃહત્કાવ્યદોહનના છઠ્ઠા ગ્રંથમાં પ્રસિદ્ધ થયું છે. એમાં કર્તા તરિકે 'વડોદરાવાસી ચોવીસા કૃષ્ણસુત પ્રેમાનંદ'નું નામ છે. પરંતુ તે સુપ્રસિદ્ધ ભટ પ્રેમાનંદની કલમથી લખાયલું જણાતું નથી. એનું નામ પ્રકાશક દ્રૌપદીસ્વયંવર આપે છે ખરા, પરંતુ રચનાર તો તેને *આદિપર્વ જ કહે છે. એ પર્વ પૂરું કરી તે પછીનું પણ પર્વ કવિ લખવાની સૂચના આપે છે. હવે પ્રેમાનંદે પણ ભારત રચ્યું છે. પરંતુ પ્રેમાનંદનું ભારત વ્યાસના મહાભારતના ક્રમને અનુસરે છે. તેથી ઊલટું તેને નામે ચઢાવી દીધેલા દ્રૌપદીસ્વયંવર એટલે વાસ્તવિક દૃષ્ટિએ આદિપર્વના કથાભાગમાં ઢૂંઢી ઘેમાસુર કંકાલી અને કર્ગીરાની સ્વપ્નમાં પણ ન કાને પડેલી કથાના ગોળા ગબડાવી દીધા છે! શૈલીની ભિન્નતા અને કથાભાગના તફાવત ઉપરાંત દેશીઓ પણ પ્રેમાનંદની નથી, પ્રસંગવર્ણન પણ તેનું નથી; અને પ્રતિભા તો તેની નથી જ. આ આદિપર્વ ઉર્ફે દ્રૌપદીસ્વયંવર એક જ પ્રતને આધારે છાપ્યાનું લખ્યું છે, તે છતાં પહેલાજ કડવામાં વાળને બદલે ત્રુટક એવું પાઠાંતર આપ્યું છે! એ પર્વ રચ્યાની સાલ સંવત ૧૭૩૬ ના આસો વદિ ૨ ને બુધવાર આપી છે અને અસલ પ્રત ઊતાર્યાની સાલ સંવત ૧૬૮૫ ના શ્રાવણની જન્માષ્ટમી છે! એ પણ ઢૂંઢી ઘેમાસુર કંકાળી અને કર્ગીરાની કથા તુલ્ય જ વિલક્ષણ છે. આવું જ બીજું પ્રેમાનંદને માથે મારેલું કાવ્ય કે જોડકણું તે સ્વર્ગની નીસરણી છે. પંડિત રત્નેશ્વર જેવા જેના શિષ્ય હતા અને જે કોઇ સંસ્કૃત સાહિત્યના જ્ઞાનની પદે પદે સાક્ષી આપે છે, તે એક ઊછરના અજ્ઞાન જોડકણાં જોડનારને પણ ન છાજે એવું નમાલું લખાણ લખે તે તો માનવાને બુદ્ધિ કબૂલ કરતી નથી. આવું જ બીજું એક દશમલીલા નામે ઠુંઠું જોડકણું મને નડિઆદ નામે લાઝરસના શોધરસિક મહેતાજી છગનલાલ શિવરામ તરફથી મળ્યું છે. એ પણ છે તો પ્રેમાનંદને નામે જ, પરંતુ પ્રેમાનંદની કૃતિ નથી. શંકરાચાર્યના સમયમાં અને તે પછી થનારા ભાવિક પુરુષોએ શંકરાચાર્યને નામે સ્તોત્ર અષ્ટક લહરી અને કાવ્યો લખેલાં આપણે જોઇયે છિયે, તેવી જ રીતે પ્રેમાનંદને નામે આ અને એવાં બીજાં પુસ્તકો લખાયાં હશે. પરંતુ રોપદર્શિકાસત્યભામાખ્યાન અષ્ટાવક્રાખ્યાન વગેરેનો તિરસ્કાર કરતાં જેટલે દરજ્જે અચકાવું જોઇશે, તેટલે જ દરજ્જે આદિપર્વ કિંવા દ્રૌપદીસ્વયંવર, સ્વર્ગની નીસરણી વગેરેનો આંખો મીંચીને સ્વીકાર કરતાં પણ ખંચાવું જોઇશે.

પ્રેમાનંદે કેટલાંક નિર્માલ્ય પુસ્તકો લખ્યાં છે. પણ તે કેવા સંજોગોમાં લખાયાં છે તે જોવાનું છે. એનું લક્ષ્મણાહરણ એની કલમને જેબ આપે એવું નથી. એ પોતે 'જ

---

* જુઓ છેલ્લું (૪ થું) કડવું કડી ૧–૨

વૈશંપાયનને લાગી પાય સ્તુતિ કરે જન્મેજયરાય:
તમ કૃપાએ શ્રી રૂખીદેવ, આદ્યપર્વ સાંભળ્યું અશ્વમેધ:

... ... ... ... ... ...

હવે કહો નૌતમ પર્વ, જેમાં મનીતણું ચરિત્ર અપૂર્વ.

પ્રેમને કે આનંદને કે પરમાનંદ નમું;
નમું કવિભૂષણને, કે પ્રતાપવાનને;
કૃષ્ણસુત પ્રેમાનંદ, કે રામચરણશિષ્ય,
વેદપાઠી, આગમના નમું પ્રેમ પાનને;
ચાતુરવિંશી મણિને; કે માધવમિત્ર નમું;
રત્ન-ગિરા-ગુર્જરને, નમું રૂડાવાનને;
નમું નમું નમું કયું: કયે પણ અંગે નમું !
વલ્લભ કવીશ તોય ધારે ના એશાનને.

વલ્લભ સાથે સંમત થઇ આપણે પણ કહિયે, કે આભારબુદ્ધિથી મુગ્ધ બન્યા સિવાય અર્થાત્ વાસ્તવિક યોગ્યતાના સ્વીકારપૂર્વક ભાષાપ્રેમની મૂર્તિરૂપ, કાવ્યાનંદના પ્રભવરૂપ, પર આનંદ જે બ્રહ્માનંદ તે પરમાનંદસ્વરૂપ, સંસ્કૃત-પ્રાકૃત-અતિપ્રાકૃત કવિઓમાં ભૂષણ-રૂપ, અકવિને કવિ બનાવે એવો પ્રતાપ ધરાવનાર, કૃષ્ણભટની ખ્યાતિ વધારનાર સપૂત, રામચરણ ગુરુનો આદેશ માથે ચઢાવનાર સચ્છિષ્ય, સ્વાધ્યાયનું અધ્યયન રાખનાર બ્રહ્મ-વર્ચસ્વી, શાસ્ત્રપુરાણનું પ્રીતિથી પાન કરનાર, ચોવીસા બ્રાહ્મણોમાં શિરોમણિ, ઘીની નદી ચલાવી સાકરની પાળ બાંધનાર માધવશેઠના મિત્ર, ગુર્જર ગિરાના ચૂડામણિ, શુદ્ધ સ-ત્ત્વના પ્રાધાન્યથી સદૈવ પ્રસન્નમૂર્તિ જે પ્રેમાનંદ—તેમને નમસ્કાર ! એ વ્હાલા કવીશ્વરને કોઇ ને કોઇ રૂપની આંતરભાવનાથી ફરી ફરીને નમસ્કાર !

કેશવલાલ હર્ષદરાય ધ્રુ.

અનુલેખ: –

પ્રેમાનંદની જયંતી ઉપર તા. ૩૦ મી જુલાઇએ અમદાવાદની સાહિત્યસભામાં વાં-ચેલો આ લેખ છે. એ એકમાર્ગી છે. એમાં પ્રેમાનંદના જીવનના પાંચ મોટા બનાવો વિષે જ ચર્ચા છે. એ એકમાર્ગી હોવાથી એમાં તપત્યાખ્યાન નાટકની પ્રસ્તાવનાનો ભ્રષ્ટ પાઠ 'બંગવાસી' બદલી નાંખી 'મહારાષ્ટ્રી' કલ્પ્યાનાં કારણો આપ્યાં નથી. એ જ એક-માર્ગિતાને લીધે પ્રેમાનંદે રચ્યાં ન છતાં તેને નામે ચઢેલાં બે ત્રણ કાવ્યનાં પ્રસંગોપાત્ત નામ જ આપી સંતોષ માન્યો છે; પરંતુ પ્રેમાનંદનું છત્રીસ કડવાંનું ઓખાહરણ બાજ ખેડાવાળ રાજારામ સુત ગોવિંદરામ-જે પ્રથમ કલ્યાણભક્તનો અને પાછળથી પ્રીતમનો શિષ્ય થયો હતો અને જે હરિશ્ચંદ્રાખ્યાનનો કર્તા છે-તેમને હાથે સંવત ૧૮૫૬ ના આસો સુદિ ૭ ને ગુરુવારે કેવું વધીને છપ્પન કડવાંનું થયું અને દયારામને હાથે તેથી પણ વધીને બમણું ત્રગણું થયું, એ વાતનું સૂચન સરખું કરાયું નથી. વળી નરસિંહ મહેતાના જીવનને લગતાં કાવ્યો વિષે પણ કહેવાનો અવકાશ મળ્યો નથી. સાહિત્યવિષયક ચર્ચા તો થઈ જ શકી નથી. જે પ્રસંગોનું અહિં નિરૂપણ કર્યું છે, તેમાંના વિવાદાસ્પદ વિષયો ઉપર સંશોધકોને પ્રકાશ પાડવા વિનંતી છે.

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

---

# હુન્નરકળાનાં પ્રદર્શનો.

## દેશી માલ વાપરો.

( અનુસન્ધાન પૃ. ૨૭૮ થી )

વળી, એમ કહેવામાં આવે છે કે સ્વદેશી હિલચાલ નકામી છે, કારણ ગરીબ લોકો તે કબુલ રાખી શકે તેમ નથી.

ગયા એપ્રીલની તારીખ ૧૮ મીના " ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ " ના એક "લીડરેટ" માં આ વાત ચર્ચતાં લખેલું છે કે: પૈસાદાર વકીલો અને રાજદ્વારી પુરુષો વધારે ખાવ ખર્ચવો પડે તો તેમ કરીને પણ સહુએ દેશી માલને ઉત્તેજન આપવાની શિખામણ આપ્યાં કરે છે, ને તેમને પોતાને માટે તો ઠીક છે. પરંતુ જેમને અફેક રાતી પાઈ પણ મ્હોટી બાબત છે તેમને એ રૂપીયાને બદલે ત્રણ ખર્ચવા કહેવું તે લાંબી મુદત સુધી નભે એવું ગણાય નહિ. જો બરાબર તપાસ કરવામાં આવશે તો જણાશે કે લોકોનો ઘણો મ્હોટો ભાગ તો દેશી માલજ વાપરે છે, અને થોડી તથા સાદી ચીજોથી નિભાવ લેવાની તેમની ટેવ એજ હિન્દુસ્તાનનાં હુન્નરકળાને મ્હોટામાં મ્હોટી મુશ્કેલી છે. અને જો તે ટેવ બદલીને લોકો વધારે ખર્ચાળ રીતે રહેતાં થાય તો સ્વદેશી હિલચાલથી હુન્નરકળાને જે મદદ મળી શકે ને કરતાં વધારે તેથી મદદ મળે તેમ છે.

લોકોનો ઘણો મ્હોટો ભાગ ( જેમા દરેક પઇ જેને બહુ ઉપયોગી જણાય છે એવા લોકોનો સમાવેશ થઈ જાય છે ) સ્વદેશી માલજ વાપરતો જણાશે એમ " ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ " માને છે ત્યારે બહોળે પૈસે તાગડધિન્ના કરનારા વકીલો વિગેરે સંબંધે જે આક્ષેપ તે પત્રે કરેલ છે તે સંબંધે કંઈ કહેવાપણું રહેતું નથી, જો કે આ લેખમાં જે વર્ગને ખાસ વિનંતી કરવામાં આવે છે તે પ્રથમ દરજ્જે ઉપરના તથા એવા પૈસાદાર લોકોનાજ બનેલો છે. દેશી પરદેશી માલ વચ્ચે દોઢો ફેર પડે છે એ કહેવું પણ બરાબર નથી. અને જોકે પ્રથમ કિંમત કોઈક વધારે આકરી પડે તોપણ સરવાળે તો દેશી માલજ સસ્તો નીવડે. અને આ વાતને આપણા સહુના અનુભવ ઉપરાંત ઉપરનાજ "લીડરેટ" થી ટેકો મળે છે. તેમાં જે લેખ સંબંધે ચર્ચા કરેલ છે તેજ લેખ દેશી માલને જરા બરછટ પણ વધારે ટકાઉ તરીકે અને ઇંગ્લંડમાં થતા માલને ( સામાન્ય રીતે પરદેશી માલને ) ઉપર ઉપરના દેખાવ વાળો તથા તકલાદી તરીકે વર્ણવે છે છતાં તે ચર્ચામાં તે હકીકત સંબંધે કંઈ ટીકા કરી નથી તેથી તે પત્રે તે વાત માન્ય રાખી હોય એમ ગણી શકાય.

હિન્દુસ્તાનના પૈસાદાર ન ગણાય તેવા તમામ લોકોએ સાદી રીતે રહેવું કે ખર્ચાળ રીતે તે સંબંધમાં " ટાઇમ્સ " જે કહે છે તે જોતાં: વીપોટોનો દર કે કોઈ કર ઓછો

..

કરવા અગર બીજી રીતે કંઈ મદદ આપવા માટે જ્યારે જ્યારે સરકારને અરજ કરવામાં આવે છે ત્યારે ત્યારે આ અને આવા સરકારના સલાહકારો તથા દેશીઓના ઉપદેશકો તે તે લોકો બહુ ઉડાઉ રીતે વર્તે છે એમ કહે છે, અને આવી બાબતોમાં તેઓ વધારે-પડતી સાદી રીતે રહે છે એવો તેઓના ઉપર આક્ષેપ મૂકે છે. આમ જે વખતે જે ફાવે તે વખતે તે બોલનારાના કહેવા ઉપર આધાર રાખી વર્તવા જતાં ખાડામાંજ પડવાનો વારો આવે એટલે તે સવાલ તે કારણેજ જોવાની જરૂર જણાતી નથી, છતાં જ્યારે આપણામાંનાઓ પણ કેટલાએક ઉપરનો મત ધરાવે છે ત્યારે કહેવું જોઇએ કે જો ખર્ચાળ રીત સર્વત્ર દાખલ કરવામાં આવે તો જેટલા લોકો દેશી માલ વાપરે છે તેઓ પણ તમામ તેમ કરતા બંધ થશે એજ પરિણામ આવશે.

વધારે ખર્ચાળ રીતે રહેવાની જે ભલામણ કરવામાં આવે છે તેનો અર્થ શો છે? નહિ કે વિવાહ વિગેરે પ્રસંગોમાં ભોજન વિગેરે ખર્ચ વધારે કરવું, પરંતુ ઉંચી જાતનાં કપડાં પહેરવાં. ઉંચી જાતની ઘરવખરી વાપરવી તથા તમામ ઉંચી જાતનોજ માલ વાપરવો. જો આ શિખામણ મનાય તો પાણકોરાંને બદલે ઉત્તરોત્તર શાલીનો સેનો, પછી છીન, જાડા છીંટો, જગનાથ, ચેક, મલમલો અગર ગંજીફ્રૉક, ફ્લાનેલ, બનાત, કાશ્મીરી વિગેરે તેમજ ત્રાંબા પિતળનાં વાસણોને બદલે ખાસાં "એનેમલ્ડ" અગર કાચનાં વાસણો, દીવી તથા કોડીયાં તથા ડબાને બદલે ચીમની તથા વૉલસેટો, તાડીને બદલે બ્રેન્ડી અગર શેમ્પેઇન વિગેરે વિગેરે! આની સાથે આ બિન પૈસાદાર લોકોએ જેમ બને તેમ ઓછી કીંમત ખર્ચવી જોઇએ એ ભલામણ જોઇએ છીએ ત્યારે તેનો અર્થ તમામ લોકોએ પરદેશીજ માલ વાપરવો એજ થાય છે, કારણ આ બન્ને શરતો પુરી પાડે એવી દેશી ચીજો હાલ અંહી બનતી નથી એ સહુ કોઈ જાણે છે.

જ્યારે દેશમાં તેવી ચીજો થવા લાગે અને પુરતી સંખ્યા તે વાપરતી ન હોય એ કારણે તે પડતર રહી તેના ઉદ્યોગને ધક્કો લાગતો હોય ત્યારે વાત જુદીજ ગણાય. પરંતુ તે સવાલજ હાલ ઉઠી શકે તેમ નથી. હાલ આ સંબંધમાં કરવા જેવું તે એટલુંજ કે તે માલ કેવી રીતે વધારે સારો વધારે ટકાઉ તથા વધારે સસ્તો બનાવી શકાય કે જેથી તે માલ મુકી પરદેશી તરફ તેમની વૃત્તિ જવા કારણ રહે નહિ.

આ ચર્ચાના પ્રસંગમાં "ટાઇમ્સે" એક ઉપયોગી ભલામણ કરેલ છે અને તે એ કે કઈ કઈ ચીજો અંહી ક્યાં ક્યાં થાય છે અગર મળે છે તેનું પૂરેપૂરી તથા ખરી હકીકત બતાવનારૂં એક લીસ્ટ થવું જોઇએ. આવું લીસ્ટ હજુ ક્યાંઈ તૈયાર કરવામાં આવ્યું હોય એમ મ્હારી જાણમાં નથી, અને ઘણું કરીને તેવું તૈયાર થયેલુંજ નથી. આટલાથીજ જણાશે કે આપણા આગળ પડતા લોકોએ હજુ કેટલું કરવાનું છે. કાઠીયાવાડમાંના બગસરાના ભાગદાર હડાળાના મેહેરબાન દરબાર સાહેબે આ સંબંધમાં બની શકયા પ્રમાણેનું એક લીસ્ટ તૈયાર કરાવેલ છે, જેની નકલ આ લગત રાખવામાં આવેલ છે. ઘણું કરીને મુંબઇનાં પ્રદર્શનનાં વર્ણન ઉપરથી તે તૈયાર કરાવેલ છે. ક્યાંઇક ક્યાંઇક વધારો પાછળથી કરવામાં આવેલ છે.

સ્વદેશી જ માલ વપરાવા સંબંધનાં પ્રયાસ સંબંધે ઉપર બતાવ્યા પ્રમાણેની તથા બીજી પણ ઘણી મુસ્કેલીઓ નડે છે, તે મુસ્કેલીઓ તમામ સ્હેલથી તરાય તેમ નથી. એટલુંજ નહિ પરંતુ તે તરવા માટે પ્રયાસ કરવાનું કહેનાર 'માણસ લોકો પાસે કેટલું સ્વાત્માર્પણ કરવાનું કહી એક દુષ્કર કામ કરાવવાની માગણી કરે છે એ દેખીતું જ છે. આ તમામ મુસ્કેલીઓ એકદમ બંધ પડે, જો આપણી સરકાર આપણને આ બાબતમાં ન્યાય આપે તેમ હોય તો.

જકાતી અને બિન જકાતી પૉલીસી (આર્થિક નીતિ) માંથી હિન્દુસ્તાનને માટે કઈ વધારે સારી છે એ સંબંધે શંકા રેહેવાપણું જ સંભવતું નથી. જકાતી પૉલીસી એ હિન્દુસ્તાનના નવા તથા જુના તમામ ઉદ્યોગોને, વનસ્પતિને યોગ્ય હવા પાણી તથા ગરમી જેટલાં જરૂરનાં છે તેટલી જ જરૂરની છે, છતાં તે તે અમુક અંશે પણ જરૂરની છે એમ કબુલ કરી તે પ્રમાણે સરકાર અમલ કરતી નથી તેનું કારણ સ્પષ્ટ જ છે. જે પ્રજા આપણી સરકાર છે તેને તે પૉલીસીથી કરોડોનું નુકસાન થાય તેમ છે એ વાત તેમનાથી અજાણી નથી. અમુક નંબરનાં પરદેશી કાપડ ઉપર પાંચજ ટકા જકાત નાંખવામાં આવી કે તે પછીના જ વર્ષમાં આશરે સાત કરોડ રૂપીયાનો અથવા કુલ ચોથા ભાગ જેટલો કાપડની આયાતમાં ઘટાડો થઈ ગયો. આ આંકડાઓ જાણ્યા છતાં, અગર જાણ્યા તે લઇને જ, તે જકાત કાઢી નાંખ્યા જેવું કર્યું એ જ આપણી સરકારનું વળણ બતાવવા બસ થવું જોઇએ. અને આટલું જાણ્યું, છતાં આપણે માગ માગ કરવું એ એક જાતના ભિખારી વેડા જ કહેવાય.

જો સરકાર ધારે તો એક દશકામાં જ તૈયાર પરદેશી માલ પોતાને માટે મંગાવવાની ફરજમાંથી હિન્દુસ્તાનને લગભગ મુક્ત કરી શકે તેમ છે, પરંતુ તેઓ જાણે છે કે જે આર્થિક શસ્ત્રોવડે (હિન્દુસ્તાનના માલ ઉપર ભારે જકાત, અને પાછળથી પોતાના માલ ઉપર હિન્દુસ્તાનમાં તે પ્રમાણે નહિ ) તેઓ પોતે હિન્દુસ્તાનનાં હુન્નરકળાને આ દશા ઉપર લાવી શક્યા ( કર્નીગહામના ' ગ્રોથ ઑફ ઇંગ્લીશ ઇન્ડસ્ટ્રી એન્ડ કૉમર્સ'માં મ્હને એવું વાંચ્યાનું યાદ આવે છે કે અહીંના માલ ઉપર ઇંગ્લંડમાં ઘણી સખ્ત રકમની જકાત લેવાતી અને તેમાં કેટલીએક બાબતોમાં તો સેંકડે હજાર ટકા લેવાતી; આ પુસ્તક અહીં મળી શક્યું નથી. ) અને જે શસ્ત્રો યુરોપની પ્રજાઓ આજ પર્યન્ત આમનસામન વાપર્યે જાય છે તે જ શસ્ત્રો હિન્દુસ્તાનના હાથમાં દેવાથી ઇંગ્લંડને ઘણું જ નુકસાન છે, અને તે બેવડી રીતેઃ, એક તો પોતાનો માલ અહીં ખપે નહિ એટલે તેટલી નફામાં ખોટ, પોતાના વેપાર રોજગારને ધક્કો, અંહીંનો કાચો માલ હાલ જે ભાવે મેળવી શકાય છે તે ભાવે મેળવી શકાય નહિ વિગેરે; અને બીજી બાબત એ કે હિન્દુસ્તાનને આવી અનાથ સ્થિતિમાં રાખવાથી યુરોપના બીજા દેશો સંબંધે ઇંગ્લંડ પોતાના માલ માટે જે જે ફાયદાઓ ભોગવે છે તે પણ બંધ થઈ જાય.

આ હકીકત સ્પષ્ટ રીતે જાણીતી હોવા છતાં તે પ્રજા આ દેશને શુદ્ધ જકાતી દેશ

થવા દે એ સંભવતું નથી. તમે કરોડોનું અને હમેશનું તેટલું નુકસાન સહન કરી અમને મદદ કરો એવી માગણી કરવી એ જ ગરજવાનને અક્કલ નહિ એ કહેવતનું સ્મરણ કરાવે છે; અને જેમની પાસે તે માગણી કરવામાં આવે છે તેઓ સામાન્ય મનુષ્યો જ છે અને દૈવી ફિરસ્તાઓ નથી એ વાત ભૂલી જવાતી હોય એમ સૂચવે છે. કદાપિ રોટલાના કકડાઓ વખતો વખત ફેંકવામાં આવે તો પણ તે એટલે એટલે અંતરે અને એવી શરતે કે માગણને આપતાં દાતા ઘસાઈ જાય નહિ, તેમ માગણ પોતે એવો હૃષ્ટ પુષ્ટ થવા ન પામે કે દાતાનું જ ધન પરાણે પડાવી લેવાની હિંમત પણ ધરી શકે. કદાપિ હિન્દુસ્તાનમાં કોઈ ઊંચા દીલના અમલદારો આ બાબતમાં આ દેશને મદદ કરવા ચાહે તો પણ લેંકેશાયર વિલાયતની સરકારને તેમ થવા ન દેવા ફરજ પાડ્યા વિના રહે એ માની શકાય તેવું નથી. અને તેમાં તેમનો વાંક પણ શો?

આ કામમાં સરકાર આપણને જોઇએ તેવી મદદ કરશે એવે ભરોસે બેશી રહેવાની વાત ઉપર પ્રમાણે નકામી ઠરતાં લાવરીનાં બચ્ચાંઓનો જે પાઠ આપણે સહુ ભણ્યા હતા અને જે ' ઘણું ભણતાં ભૂલ્યા ' તે કહેવત પ્રમાણે લગભગ ભૂલી ગયા છીએ તેમાં આપેલી શિખામણ પ્રમાણે વર્તવા સહુએ તત્પર થવું જોઇએ; અને એક તરફથી દેશની પેદાશ વધારવા માટે તેવાં કારખાનાંઓ કાઢવાં, હાલ છે તેને સારી સ્થિતિ ઉપર મૂકવાં. તે માટે જોઇતી મૂડી, કેળવણી વિગેરે સાધનો એકઠાં કરવાં જોઇએ. અને બીજી તરફથી દેશમાં જ થતો માલ બને ત્યાં સુધી વાપરવો એવો નિશ્ચય કરી તેને અમલમાં મૂકવો જોઇએ. તેમ કરવામાં ન આવે તો પ્રદર્શનોથી પહેલું તો નુકસાન એ છે કે તેઓ જોઇએ તેવો ઉપયોગ ન થાય તો તે એક મહાન છેતરનારી ચીજ નીવડે. આવી આવી સારી ચીજો અહીં થાય છે એ માન્યતા તથા તેથી થતાં અભિમાન તથા આનંદ અનુભવાતાં દેશી કારીગિરિને દરેક પગલે ઉત્તેજનની જરૂર છે તે વાત વિસારે પડતી જાયછે. બીજી વાત એ છે કે પ્રદર્શનોમાં પરદેશી બનાવટો પણ મૂકવામાં આવે છે તે સંબંધમાં બોલતાં અંહીની જે ચીજો પ્રદર્શનોમાં મુકવામાં આવે છે તે તમામ જથ્થાબંધ તથા સસ્તી મળી શકે તેમ ન હોવાથી પ્રદર્શનનો લાભ તેને મળતો નથી, જ્યારે જે પરદેશી ચીજો તે મારફત જોવા જાણવામાં આવે છે તે જથ્થાબંધ તથા સસ્તી મળતી જણાયેથી તેનો ખપ વધારે જાગતાં પરદેશી માલની આયાતમાં વધારો થાય અને સાથે તેની અવજી વપરાતી દેશી ચીજોનો ખપ ઓછો થતો જાય. હવે જો અહીંની ચીજો પરદેશના પ્રદર્શનોમાં મોકલવામાં આવે તો તેનાં વખાણ થાય તેથી આપણામાંના કોઇનું પેટ નહિ ભરાતાં ઉલટું તે પ્રદર્શનોમાં મુકાતી ચીજો તેની ઉત્પત્તિના સ્થાનમાં ( અહીં ) બહુ ઉપયોગી તથા કિમતી ગણાવી જોઇએ એ અનુમાને તે ચીજો જેવી જ ચીજો પોતે બનાવી પરદેશી પ્રજાઓ તે ચીજો જથ્થાબંધ અહીં મોકલે અને તે અહીંના કરતાં સસ્તી રીતે કરેલી હોવાથી સસ્તી વેચી શકાતાં અહીંના તે તે બાબતના ઉદ્યોગને મ્હોટો ધક્કો લગાડ્યા વિના રહે નહિ. અહીં વખણાતી ચીજો કઈ કઈ છે તે જાણી લઈ તેવો ધક્કો લગાડવામાં આવે છે કે શી રીતે તે કંઈ ખાનગી બાબત નથી.

આ વિષયનો પ્રથમ ભાગ જે ગયા ચૈત્રના અંકમાં પ્રસિદ્ધ થયેલ છે તે ઉપર ટીકા

કરતાં મ્હારા એક માનનીય મિત્ર નીચે પ્રમાણે જણાવે છે, અને તેવો વિચાર સ્વાભાવિક રીતે બીજાઓને પણ આવે એમ હોવાથી તે સંબંધેનો મ્હારો ખુલાસો અહીંજ આપું છું કે જેથી વધારે સમજફેર ન થાય. તેઓ લખે છે "મહા નીતિ યોજીને આપણા માલનો ખપ (demand) વધારો, પરદેશી માલનો ખપ ઘટાડો એ તમારો ઉપદેશ છે. બુદ્ધિબળ, દ્રવ્યબળ અને પ્રમાણિકપણું, પરસ્પર મદદ, પરસ્પર વિશ્વાસ એ પ્રકારનું નીતિબળ યોજીને દેશમાં થાય છે તે પેદાશને વધારો અને સુધારો એ અર્થશાસ્ત્રનો ઉપદેશ છે." તેમનું આ કહેવું યથાર્થ છે, પરંતુ ઉપરની બન્ને બાબતો પરસ્પર વિરુદ્ધ નથી. હુન્નરકળાને ઉત્તેજન દેવાના મુખ્ય ત્રણ રસ્તાઓ જણાય છે. એક તો અર્થશાસ્ત્રના ઉપદેશ તરીકે જે ઉપર બતાવવામાં આવેલ છે તે આ ત્રણેમાં શ્રેષ્ઠ છે, અને ધારેલ કામ પાર પાડવા ઉપરાંત આખી પ્રજાને બીજી રીતે પણ ઘણી માનનીય અને ફાયદેમંદ સ્થિતિમાં લાવી મૂકનાર છે. પરંતુ તે સહુકોઇથી હાથ ધરાય તેવી બાબત નથી: તેમ ટુંકા વખતમાં ફક્ત નિશ્ચય કર્યેથી અમલમાં મૂકી શકાય તેવી પણ નથી. ને રસ્તે જ આરો આવશે એમ માની તેના માટે ઉપાયો લેવા સહુ કોઇએ પોતાથી બનતું કરવાની સાથે, દરમીઆનને માટે તથા તે રસ્તે લઈ જનાર એક ઉપાય તરીકે સ્વદેશી હિલચાલને આ લેખમાં આગળ કરવામાં આવેલ છે. એ તો દેખીતું છે કે ખપના પ્રમાણમાં દેશી ચીજો તુરત મંગાવવામાં ન આવે અગર કાળે કરીને પણ બનાવી શકાય નહિ તો પછી તે ખપ શા કામનો? બીજો રસ્તો જકાતી પૉલીસીનો છે તે આપણા હાથની વાત જ નથી એટલે તે વિષે વધારે કહેવાની જરૂર નથી, જો કે તેનો ઉપયોગ આપણા લાભમાં થાય તો ઉપર કહ્યા પ્રમાણે સપાટામાં દેશોદ્ધાર આ બાબતમાં તો થઈ જાય. ત્રીજો તથા બહુજ ધીમે ધીમે અસર કરનારો અને ઘણી મુસ્કેલીવાળો રસ્તો તે આ સ્વદેશી હિલચાલનો છે. હવે જ્યાં સુધી તથા બીજા રસ્તાઓ બંધ અગર બંધ જેવા હોય ત્યાં તે ખુલ્લા થાય તે દરમીયાનને માટે તો આવો રસ્તો પણ સર્વમાન્ય થવો જોઇએ, વિશેષે કરીને જ્યારે તે રસ્તો પ્રથમના એકેનો વિરોધી નથી, અને જ્યારે બેમાંથી એક અગર બન્ને ખુલશે અગર ખુલ્લા થવા માંડશે ત્યારે તે બાબતમાં ખાસ મદદગાર નીવડશે એટલું જ નહિ પરંતુ જો આગળથી જ તે રસ્તો લેવાશે તો પ્રથમના રસ્તા માટે તો તે અમુક તૈયારીઓ કરતો થશે તથા બીજાને પણ બહુ મદદગાર થશે એ પણ સ્પષ્ટ જ છે. વળી તેમાં સરકારની કે નાણાંવાળા કે ખાસ સાહસિક માણસોની મદદની અપેક્ષા એટલે દરજ્જે નથી કે તે વિના આગળ ન જ ચલાય.

વળી જ્યારે લોકો સ્વદેશી માલ વાપરવાનો આગ્રહ રાખતા થશે ત્યારે તે સંબંધી હકીકત પણ મેળવતા થશે અને તેમાંના જે શક્તિમાન હશે તે પોતાને જોઇતો માલ નહિ થતો હોય તો પોતે તે બનાવવા સંબંધમાં કંઇક ઉપાયો લેવા લલચાશે, અને જે માલ થતો હશે પણ તે ત્યાં વેચાતો મળવાની સગવડ નહિ હોય તે માટે તેની સગવડ થવા સંબંધમાં પણ પગલાં લેશે. આ વાત કંઈ તદન આનુમાનિક નથી. સ્વદેશી હિલચાલના હિમાયતી દક્ષિણમાં કંઇક કરી શક્યા છે તે હરકોઈ જાણી શકે તેમ છે, અને એક ન્હાના તાલુકાનો ધણી પણ આ બાબતમાં કેટલું કરી શકે તે હુડાજાના મે. દર-

બાર સાહેબના દૃષ્ટાન્તથી સ્હેજ સમજાશે. બનતાં સુધી સ્વદેશી માલ જ વાપરવો એવો નિશ્ચય તેમણે કરેલ હોવાથી તથા પોતે-પોતાનો તમામ પોશાક પણ દેશી કાપડનો રાખતા હોવાથી પોતાનીજ વસ્તીમાંથી જે સારા વણકરો છે તેમને સુતર રૂપી મુડી ધીરવા વિગેરે રૂપી મદદ કરી સામટો માલ બનાવવાની શરૂઆત તેમણે કરાવી દીધી છે. યુરોપીયન ચેકની સાથે ઉભું રહે એવું, તથા કેટલીએક જાત તેથી ઉતરતા "ફ્લીનીશ" વાળી પણ ટકાઉપણામાં તેથી ચડે તેમ કીમતમાં પણ તેથી ૨૦–૨૫ ટકા ફાયદો કરે એવું ચેક ત્યાં તૈયાર થવા લાગ્યું છે. આવાં ચેકની સાથે સુતાઉ ફેંટા પછેડી ટુવાલ વિગેરે તથા ઉનનો બર પણ તૈયાર કરાવવા શરૂઆત કરી છે. વળી પોતે ઓનરેરી ફર્સ્ટક્લાસ ધરાવે છે તેથી તેમના અમલદારો વિગેરે પણ તે કામમાં બહુ મદદગાર થતાં તેઓ પણ દેશી કાપડજ બનતાં સુધી વાપરે છે ને તાલુકાના દરબારી કામ માટે જોઈતા કાગળો માટે પણ અહીંની મીલોથી બંદોબસ્ત કરવામાં આવે છે વિગેરે વિગેરે.

સામાન્ય ઘરધણીઓ અને ન્હાના તાલુકદારો જ્યારે આટલું કરી શકે છે ત્યારે લક્ષાધિપતિ ગૃહસ્થો અને લક્ષાવધિ ઉપજવાળા રાજાઓ ધારે તો કેટલું કરી શકે તે સ્હેજ જ સમજાય તેવું છે.

હાલના હઠરના મહારાજ શ્રી પ્રતાપસિંહજી જ્યારે જોધપુરનું કામકાજ કરતા ત્યારે તે રાજ્યના ખાનગી ખાતાંવાળાઓએ અમુક જાતનાં દેશી કાપડનોજ પોશાક પહેરવો (સુંધી જાતના કપડાનો) એવો હુકમ કરેલ તેથી તે કાપડના ધંધાને એકદમ સારી મદદ મળેલ. હાલમાં ગોંડળના નામદાર ઠાકોર સાહેબે એક એવો હુકમ કાઢેલો છે કે દરબારી કામને માટે જોઈતો માલ બને ત્યાં સુધી ગોંડળની જ બનાવટનો વાપરવો, તેમ બહારથી માલ લાવવો પડે તે સંબંધે પણ માલ સારો અને ભાવમાં ફેર ન પડતો હોય ત્યાં સુધી તે ગોંડળના જ વેપારી મારફત મંગાવવો. આવી રીતે ચારે તરફ જાગૃતિનાં ચિહ્ન જોવામાં આવે છે તે જોઈ હરકોઈ દેશભક્ત હરખાશે એટલુંજ નહિ પણ પોતે પણ પોતાથી બનતું કરવા કરાવવા તત્પર થશે. ભલે જુદાં કારણસર પણ બંગાળના લોકો પણ હાલ તો આ બાબતમાં ઝનુની બન્યા છે, અને તે ઝનુન માત્ર દુધના ઉભરા જેવું ન નીવડે એમ સહુ કોઈ ઈચ્છે છે. અત્યારમાંજ નવી બાર મીલો ઉભાડવાની તજવીજ ચાલે છે. અને જો આવો ઉત્સાહ એક બાર માસજ ચાલશે તો કાપડના કામમાં હિન્દુસ્તાન જોઈએ શકાય તેટલે દરજ્જે આગળ આવી શકશે એમ બણી શકાય. દક્ષિણમાં તો આ હિલચાલ જારીજ છે. બંગાળામાં ખાસ જોરશોર હાલ બહાર આવેલ છે. ઉત્તર હિન્દુસ્તાનમાં પણ તે પગભર થયેલ છે. તે સમયનો લાભ લઈ આપણા ગુજરાતી બાનુઓએ પણ એવા ઠરાવો કરવા જરૂરના છે. દરેક કામની મોસમ હોય છે, તેમ હાલ જ્યાં સુધી આ વા વાય છે ત્યાં સુધી તેની મોસમ હોવાથી જો શરૂઆત થઈ જશે તો પછી તે નભાવી રાખવાનુંજ બાકી રહેશે. મ્હારા સમજવા પ્રમાણે આપણે આ કામમાં સહુથી પછાત છીએ તો બનતું કરી મહુની હારે થવા તથા રહેવા પ્રયાસ કરવો આવશ્યક જણાશે.

અમેરિકાનો અન્યાય જ્યારે ખમાઈ ન શકાયો ત્યારે ચીનમાં અમેરિકન માલ ન લેવાની હિલચાલ થઇ, અને જેવી થઈ કે તરતજ તેની અસર અમેરિકા જેવી પ્રબળ પ્રજા ઉપર પણ થઇ. આ સંબંધમાં લખતાં "ગુજરાતી"પત્રે એવાં રોદણાં રોએલ છે કે સ્વરાજ્ય ચીના ભોગવે છે તો આમ અમેરિકાને પણ પાછા પગ લેવરાવી શકે છે જ્યારે આપણે તેનાથી દુર્ભાગ્યે રહિત છીએ તેથી રોઈ બેસી રહેવું પડે છે. સ્વરાજ્ય હોય તો ધારીએ તે થાય તે વાત ખરી છે પણ આવી બાબતોમાં સ્વરાજ્યનો સવાલ ઉભો કરી લોકોની વૃત્તિ બીજે દોરે ચડાવવી એ નુકશાનકારક જ નીવડે. કારણ જો તેથી ફટકો દેવા મંગાયો હોય તો તેવા ફટકાની અસર સરકારને તો કંઈ થઈ શકે તેમ નથી, અને "ગુજરાતી" ના વાંચકો આ દોરે ચડતાં ચાલો ત્યારે આપણે પણ તેના જેવુંજ કંઈક કરીએ એવા વિચારથી બેનસીબ રહે એ ન બનવા જોગ નથી. બંગાળી લોકો શું કરી શકે છે તે જોવાનું છે, પરંતુ તેનો આધાર "સ્વરાજ્ય" સાથે જેમ એક લેખે નથી તેમ બીજી રીતે "સ્વરાજ્ય" ઉપરજ છે. પોલીટીકલ સત્તા આપણી હોય તોજ આ કામ પાર ઉતરે તેમ નથી, પણ જો આપણે મન હાથ રાખી કરેલા નિશ્ચયો પાર પાડવા રૂપી સ્વરાજ્ય કરી શકીએ તેમ હોય તો પછી રાજ્ય-સરકાર ગમે તે હોય તેની કંઈ ફિકર નહિ. માટે ખરી વાત તો આપણા નિશ્ચય ઉપર જ રહેલી છે, તો તે બતાવવા સહુ કોઇએ પ્રયાસ કરવો જોઇએ.

હવે જે લોકો સ્વદેશીજ માલ બને ત્યાં સુધી વાપરવો એવા નિશ્ચય વાળા હોય તેઓને સગવડ થાય તથા બીજા લોકોને તેવું વર્તન રાખવાનું કહેવા ઉપરાંત તે સંબંધે સગવડ પણ છે એમ તેઓ બતાવી શકે તેટલા માટે અમુક અમુક અંતરે આવેલાં શહેરોમાં તમામ જાતના દેશી માલની જુદી જુદી દુકાનો તથા કોઠીઓ ( ડીપો ) ખોલાવવી જરૂરની છે. આર્મી અને નેવી કોઑપરેટિવ સોસાએટી જે ધોરણે કામ કરે છે તેજ ધોરણે આપણે આ દુકાનો વિગેરે કહાડવાં ઠીક પડશે કે તેમાં કંઇ ફેરફાર કરવા જેવું છે અને હોય તો શું એ સંબંધે સૂચનાઓ આપવાનું હવે પછીને માટે રાખવામાં આવેલ છે.

શંકરપ્રસાદ નવલશંકર પોળકીઆ.

---

# પરિશિષ્ટ.

## હિંદુસ્તાનમાં બનતી ચીજોનું લિસ્ટ.

| નંબર. | ચીજોનાં નામ. | જે ગામમાં થતી હોય તેનાં નામ. | બનાવનારનાં નામ. |
|---|---|---|---|
| ૧ | મીણ બત્તીઓ. | ગુજરાત ( અમદાવાદ ) | ગુજરાત કેન્ડલ ફેકટરી. |
| | | મીરત. | |
| | | મથુરા. | |
| | | મુંબઈ. | ઠાકર. |
| ૨ | દીવાસળીઓ. | હરીઝાબાદ ( પંજાબ ) | |
| | | બીલાસપુર. | |
| | | અમદાવાદ. | ગુજરાત ઇસ્લામ ફેકટરી. |
| | | કલકત્તા. | ગોખલે બ્રધર્સ. |
| | | કોટા. | સયાજી વર્કસ. |
| | | | અમૃત ફેકટરી. |
| ૩ | કાગળો નોટપેપરો. | મુંબઈ. | |
| | | પુના. | ડેકન પેપર મીલ્સ. |
| | | સુરત. | |
| | | કવીલોન. | |
| | | ગ્વાલીયર. | |
| | | લકનૌ. | કુપર મીલ્સ. |
| | | કલકત્તા. | |
| | | કાનપુર. | |
| | | અમૃતસર. | |
| ૪ | સાબુ. | મીરત. | |
| | | કાનપુર. | |
| | | વડોદરા. | |
| | | લકનૌ. | |
| | | રાજકોટ. | |
| | | મુંબઈ. | |
| | | અમદાવાદ. | |
| | | મથુરા. | બોસ અને ગુપ્તે. |
| ૫ | બટન્સ. | નાગર કોઈલ. | તથા રણછોડમેડેલીરટ વિગેરે. |

| | | | |
|---|---|---|---|
| | | પંચમહાલ. | |
| ૬ | શટે કોટનાં ચેક | સવરીપલપન, મધુરા. મુસીરી. કન્જેવરમ. | |
| ૭ | લોઢાની તેજુરીઓ છરી કાતર અસ્ત્રા. | માંગરોળ (કાઠીઆવાડ) ધુળીયા. | લુહાર ઝીણા હીરા. મી. પેન્કર. |
| | ,, રેશમ તા.કૉસી-સીલ્કના પદાર્થ સાડી રેજા ગાઉ પીસો. | બનારસ. | વરજને સગરની કુંપનીઓ. |
| ૮ | ,, રેશમી સુતરાઉ ચાદરો ઝીન લૉંગ | મુંબઈ. | દીનશાહ માણેકજી પીટીટ. તાતાની એમ્પ્રેસમીલ ખટાઉ-ની મીલ. |
| ૯ | કલૉથ. જગજાથી સુતરાઉ તથા ઉનનાં કાપડ. | લુધીઆના. | લાહોરીમલ. અંનત ગણેશ ગોધે. |
| ૧૦ | મરાઠી ગુજરાતી નકસા તથા પૃથ્વીનો ગોળો. | | |
| ૧૧ | કાચના ખડીઆ તથા શીશીઓ. | કપડવંજ. | છોટાલાલ મગનલાલ. |
| ૧૨ | નાનાં મોટાં તાળાં. | અલીગઢ. મુંબઈ મહેલ. | માડકર બ્રધર્સ. ગોદરેજ અને બાઈસ. |
| | ,, તેજુરી કળો. | માંગરોળ (કાઠીઆવાડ) | વર્ધી પ્રમાણે લુહાર ઝીણા હીરા |
| ૧૩ | સાદડીની પેટીઓ | સીલોન. | મી. પીનાક. |
| ૧૪ | હારમોનીયમની પેટી | કોલ્હાપુર. | મી. કલ્યાણજી ગો. આપ્તે. |
| | ત્રાંજવાનો યાંત્રિક | | |
| ૧૫ | ડાવલવાળો કાંટો. | સોલાપુર. | મેસર્સ એસ. એન એન્ડ કો. |
| ૧૬ | ધાતુનાં વાસણો. એલ્યુમીનમનાં વાસણો. | બનારસ. | મેસર્સ. કલ્યાણદાસ. મી. દેશાઈ. |
| ૧૭ | ત્રાંબાપીતળ સોના રૂપાના નકસીવાળા પદાર્થ. | તાંજોર. | |
| ૧૮ | એનેમલ્ડના પીતળના નકસીવાળા થાળો. | તાંજોર. | |

| | | | |
|---|---|---|---|
| ૧૮ | એનેમલ્ડ પીતળની ચિત્રવાળી બરણી. | જેપુર. | મી. ભમગારા. |
| ૧૯ | કુંજા, લેંડા, પ્યાલા રકાબી થાળી ઇ- ડાકાર તબકો. | ત્રાવણકોર.<br>નાશક.<br>કચ્છ.<br>શિહોર.<br>વંથળી.<br>લાઠી.<br>દીલ્હી.<br>આગ્રા.<br>મુરાદાબાદ. | |
| ૨૦ | વાળ તથા ઉનના બ્રશ. | અમદાવાદ. | મી. મોહનલાલ લાલજી |
| ૨૧ | ગુથણ કામની સા- દડીઓ. | તાનાવેલી. | એ. સુંદરશાસ્ત્રી. |
| ૨૨ | ટેનીસ ક્રિકેટનો સા- માન. | સીયાલકોટ. | |
| ૨૩ | પાણી કાઢવાના ગ્રીસ કરવાના બોરીંગ ક- રવાના મશીનના મોડેલો. | | મી. પ્રેમજી હીરજી. |
| ૨૪ | વિલાયતી દવાઓ | મુબઈ. | કેમીકલ કુંપની. |
| ૨૫ | અલસીના તેલો | મુબઈ.<br>કલકત્તા. | પીરમહમદ ઓઇલમીલ.<br>ધી. ગોર્ડ ફરે કું૦ |
| ૨૬ | રંગ તથા વાર્નિસ. | મુબઇ.<br>મદ્રાસ. | રૅાજર એન્ડ રૅાડ.<br>રામાનુજ. |
| ૨૭ | બોઇલર ફ્લ્યુઇડ. | | જે. કે. ઉમરેઠવાળા |
| ૨૮ | હિન્દી મુળીયાઓ વસાણાં, ઝાડપાલા વગેરે. | | રતનજી કોરજી. |
| ૨૯ | રબર વાર્નીસ એ- સ્બેસ્ટોસ સીમેટ એસ્બેસ્ટોસ ફાયર પ્રુફ રગ ઇંડીયા રબર ઇંડીયારબર મુળસ્થિતિમા ડેર- વર્લ્ડ સાઇસીંગ ઓઇલ વનસપ- તિની ચરબી વી- ગેરેની શીશીઓ. | | મી. મોતીલાલ ડે. શાહ. |

| | | | |
|---|---|---|---|
| ૩૦ | શાહીઓ. | બંગાલ.<br>પુના—ઘોરપડે.<br>મુંબઇ– | શર્મા અમેગીળા લસ્ટે.<br>વૈદ્ય બ્રધર્સ.<br>શર્મા સી. ટી. કેમીકલ લેબોરે-<br>ટરી, ગીરગામ. |
| ૩૧ | સાદા રેસા બના-<br>વટી રેશમના તા-<br>ડના મુળીયામાંથી<br>કાઢેલા ગુંદરના રી<br>ટાના કીટુલને ગુ-<br>લીના–કેળના પાત્રા<br>તેમજ થડમાંથી થ<br>તા રંગીન આકડા-<br>ના રૂના ભીંડાના<br>રેસાઓ. | | ડી. ડી. ઘોન્ડો પરવતા બ્રધર્સ. |
| ૩૨ | સુખડના લાકડામાં<br>હાથદાંત. | અમદાવાદ.<br>માંગરોલ (કાઠીયાવાડ) | મંછારામ ગોવીંદરામ.<br>મિસ્ત્રી કચરા દુર્લભરામ. |
| ૩૩ | કાળા લાકડાના મે-<br>જો રકાબી બુકડેસો<br>રકાબી. | પંજાબ.<br>નગીના.<br>મુરાદાબાદ.<br>શાહગંજ. | |
| ૩૪ | કસબા કારીગરોના<br>રમકડા. | જેપુર.<br>જબલપુર.<br>આગ્રા.<br>દીલ્હી. | |
| ૩૫ | ચુડા ચુડીઓ. | | હીમતલાલ સુંદરલાલ. |
| ૩૬ | કાચના કટકા મુ-<br>કેલ ઘાઘરા ઓઢ-<br>ણાં કરવાના ચદરો | ઉમરકોટ. | |
| | ,, રેટામાંભરતકામ. | થરપારકર.<br>કચ્છ. | |
| ૩૮ | ઊંટના વાળની શે-<br>તંજી ઊંટના જીન. | સીંધ. | |
| ૩૯ | ઉનની શેત્રંજી. | ખેરપુર. | ઈન્ડસ્ટ્રીયલ સ્કુલ. |

| | | | |
|---|---|---|---|
| ૪૦ | રેશમી સુતરાઉ મલમલો મશરૂ. | ઢાકા. | |
| | ,, મલમલો | રાધનપુર. | |
| | ,, સાડીયા (હાથથી વણેલી) | ઢાકા. | |
| | | મુર્શીદાબાદ. | |
| | ,, | ચીતાગૉંગ. | |
| ૪૧ | ટેબલકલૉથ ફેંટાઓ સાડીઓ સોનેરી કોરના ધોતીઆ. | મુર્શીદાબાદ. | |
| | ,, | વડોદરા. | |
| | ,, મગીયાં. | જબલપુર. | |
| | ,, ,, | નાગપુર. | |
| | ,, છાપેલા રૂમાલ | ડીસા. | |
| ૪૩ | ઝીણી કીનારની સાડીઓ. | શાન્તીપુર. | |
| ૪૪ | કીનખાબ અને રેશમી વસ્ત્રો. | સુરત. | |
| | | ભરૂચ. | |
| | | અમદાવાદ. | |
| | | પોરબંદર. | |
| | | જામનગર. | |
| ૪૫ | ઊંચા ગાલીચા. | દીલ્હી. | |
| | | આગ્રા. | |
| | | જેપુર. | |
| | | કાશ્મીર. | |
| | ,, સુતરનાગાલીચા શેત્રંજી આસનીયા | સુરત. | મહાજન અનાથાશ્રમ. |
| ૪૬ | રંગ, બેરંગી છાપોની રજાઈ પડદા. | મુરાદાબાદ. | |
| | | ચંદેરી. | |
| | | હારી. | |
| | પલંગપોસ. | ઉના-કાઠીયાવાડ. | |
| ૪૭ | ધોતીઆ પીછાડી | મદ્રાસ. | |
| | ,, ચોરસા ટુવાલ | મદુરા. | |
| | રૂમાલ. | કોઈમ્બતુર. | |
| | પીછોડી. | વડોદરા. | |
| | ,, ટુવાલ (ચાર ખાનાવાળા) | જમખંડી. | દીનશાહ માણેકજી પીટીટ, તાતા. |
| | | મુંબઈ. | કુ. સ્વદેશ એમ્પ્રેસ મીલ. ખટાઉની મીલ. |
| | | અમદાવાદ. | |

| | | | |
|---|---|---|---|
| ૪૮ | કમરબંધો ફેંટાઓ | મદ્રાસ. | સેનની કુંપની. |
| ૪૯ | રેશમના અનેક પદાર્થો. | કલકત્તા. | |
| ૫૦ | કમળના રેસાની સાદડીઓ. | નારાજીલો. | |
| ૫૧ | ફ્લોલમેલતો ઘંટ. | કચ્છ. | |
| ૫૨ | સુગંધી પદાર્થો. | | એસ્સ અને ગુયો. |
| ૫૩ | સાલો. | કાશ્મીર. | |
| ૫૪ | ટવીન. | કાનપુર. | |
| ૫૫ | જુદી જુદી જાતનાં ચેક–પછેડી ચોફાળ–ટુવાલ–નેપકીન ખીસા રૂમાલ શેત્રંજી લુંધી ફેંટા–સાવળીયા પછેડી. | બગસરા. કાઠીયાવાડ. | |

ઇન્ડીયન. સ્ટોર્સ લીમીટેડ બ્રેચ ઓફીસ ૨૬૯. ૬૨ બાફ બઝાર સ્ટ્રટ ૨૭૯ હેરીસનરોડ હોર્ન્બી રોડ મુંબાઈ.

એમના કેટલોગથી પણ કેટલી એક હકીકત મળી શકે છે પરંતુ સીમલા ધોતી લખ્યું હોય ત્યાં સીમલામાં થતાં ધોતીયાં કે ફક્ત તે નામનાં જ (જાત બનાવનારાં) એમ સમજવું તે નક્કી ન હોવાથી તે ઉપરથી ઉતારો કરી આમાં તેણે સમાવેશ કરેલ નથી.

# મારો સ્વાધ્યાય.

આઠ દસ મહીનાની લાંબી ગેરહાજરી પછી હું આજે વસન્તના વાંચનારાઓની સેવામાં હાજર થવાની રજા લઉં છું. આટલો વખત મેં શું કર્યું તેનો સંતોષકારક ઉત્તર કદાચ હું આપી શકું તેમ નથી પણ હું આપને આટલી ખાત્રી આપું છું કે ' स्वाध्यायोऽध्येतव्यः ' એ મહાન આજ્ઞા હું એક ક્ષણ પણ વીસર્યો નથી; અને હું આશા રાખું છું કે મારી એ ખાત્રી આપ સ્વીકારશો. બાકી તો ' વૈરાગ્યના પંથને વિઘ્ન આડાં ઘણાં ' એ કવિસૂક્તિ પ્રસિદ્ધ છે, એટલે ' कोऽनुकम्प्येषु कोपः ? ' એ વાક્યનું સ્મરણ કરાવીને જ વિરમીશ; અને આ નવીન આરંભમાં કંઈક કરમાઈ ગયલી પણ મારે હાથે ચુંટેલી એક હૃદયંગમ સ્વાધ્યાયમંજરી આપને અર્પણ કરવાની રજા લઈશ.

## પૂર્વની ભાવના.

' પૂર્વ તે પૂર્વ અને પશ્ચિમ તે પશ્ચિમ '—એ ભાવનાનો જ્યારથી જન્મ થયો છે ત્યારથી આપણા પ્રષ્ટવ્યોમાં એક પ્રકારની અનિવાર્ય ગંભીરતા દાખલ થઈ છે. આ સૂત્રના પાયા ઉપર આપણા પાશ્ચિમાત્ય વિદ્વાનોમાંના કેટલાક સ્વદિગ્ભક્તિપરાયણ કવિઓ અને રાજ્યપુરુષો એવું મન્તવ્ય બાંધતા ચાલે છે કે પશ્ચિમના દેશો, તે દેશના વતનીઓ, જગતના બાદશાહ-ધણી થવાને સરજાયલા છે; અને પૂર્વના દેશો તે હમેશાં તેમની પ્રજા–ગુલામો થવાને જ સરજાયલા છે. આ વિચાર એક તરફથી આપણા પૂર્વ મંડળોમાં અસંત ગ્લાનિ ઉત્પન્ન કરે છે, ત્યારે ધૃષ્ટ પાશ્ચિમાત્યોને આપણા એશિયા–ખંડને વધારે ને વધારે પોતામાં તાબામાં લેવાને ઉત્સુક કરે છે; જાણે કે પૂર્વના દેશોને તાબે કરવા એ પોતાના પરમેશ્વરનો આપેલો હકજ હોય નહિં ? યૂરોપની મ્હોટી બાદશાહતોની પરરાજ્યનીતિ એટલે કે એશીયા આફ્રિકા ખંડ સંબંધી નીતિ તે આવા જ ધોરણે રચાયે જાય છે અને પરિણામે એશીયાના મ્હોટા દેશો, મ્હોટી બાદશાહતો, એક પછી એક, એક અથવા બીજી યૂરોપીય બાદશાહતના પંજામાં લેવાતી જાય છે.

પાશ્ચિમાત્યોને આ વિચાર કંઇક અંશે પોતાના વર્તમાનની ઉન્મત્તતાનું અને કંઇક અંશે તેમની ભાવનાઓ તરફ આપણી તરફના લોકોનાં થોડાં ઘણા દુર્લક્ષનું પરિણામ છે. ચક્રનેમિના ક્રમથી વ્યક્તિઓની બાદશાહતોની અને દેશોની પણ દશા હમેશાં ફરતીજ રહે છે. ગ્રીક રોમન અને મુસલમાન બાદશાહતોનો ઇતિહાસ સુસ્પષ્ટ છે. રાજ્ય એક જીવંત શરીર છે અને જીવંત શરીરના ધર્મો એને પણ લાગુ પડે છે. આ વિચારને અનુરોધીને જ હાલમાં ' યુનીવર્સલ સ્ટેટ '—સાર્વભૌમ મહારાજ્યની ભાવના જર્મન રાજ્યતત્ત્વચિંતકોએ ઉપજાવી છે. પ્રત્યેક દેશ અને પ્રજા પોતપોતાના દેશમાં સ્વતંત્ર અને પરપ્રજા ઉપર હથીઆર વાપરવાની બાધા—આ ધોરણ ઉપર જગતનું રાજ્યતંત્ર રચવાના હાલમાં વિચારો ચાલે છે. આવા પ્રકારની શાન્તિનો યુગ કોઈ કાળે આવશે કે નહિ એ સવાલ છે, પણ આ ભાવનાના આચારમાં-લવાદના તહનામાં કેટલીએક પ્રજાઓ વચ્ચે થવા માંડ્યાં

છે અને એમ આશા રાખવામાં આવે છે કે એ તહનામાંનો સ્વીકાર દિવસે દિવસે સર્વવ્યાપી થશે અને એવો કાળ કોઇક દિવસે આવશે કે મ્હોટી મ્હોટી બાદશાહતો પોતાની તકરારો લવાદો આગળ વકીલ બારીસ્ટરો દ્વારા લડશે.

આ ભાવનાનું મૂળ મનુષ્ય માત્રની એકતામાં છે. અમુક સીમાવાળો અમુક દેશ તે બીજી સીમાવાળા બીજા દેશથી જૂદો અને એક દેશની-રાજા-પ્રજા-તે બીજા દેશને તાબે કરવાને બળ હોય તો હકદાર, એ પશુજીવનની જ નીશાની છે. આ વાત સમજવાથી 'ઇન્ટર નેશનલ લૉ' (વિવિધ પ્રજાએ એક બીજા સાથે પાળવાના કાયદા)ની ઉત્પત્તિ થઈ છે, જેમાં સર્વ રાજ્યોને છૂટથી રહેવા દેવાનો હક સ્વીકારાયો છે, અને લડાઈ કરવાના પ્રસંગો મુકરર કરવા કંઇક યત્ન થયો છે. છતાં સમજી શકાતું નથી કે પૂર્વ અને પશ્ચિમ-એ બે કાલ્પનિક દિગ્વિભાગમાં એવું શું રહસ્ય સમાયલું છે કે એક દિગ્વિભાગના દેશો તે ધણી જ અને બીજાના તે ગુલામ જ. દિગ્નું પ્રત્યેક બિંદુ બીજાં બિંદુઓની અપેક્ષાએ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ છે. ત્યારે એવું શું છે કે જેથી આવા અનિવાર્ય બંડો ઉત્પન્ન થાય છે. અને જે સૃષ્ટિના સામાન્ય નિયમોને કોરે મૂકી એક ભૂખંડને હમેશાં અધિષ્ઠાતૃત્વ અને બીજાને અધીનત્વ જ આપે છે ?

જરાક વિચાર કરતાં પૂર્વ પશ્ચિમની ભાવનાઓ વચ્ચેના મનાતા ભેદની અવાસ્તવિકતા આપણને પ્રત્યક્ષ થશે. હિંદુસ્તાન સાથેના ગાઢ સંપર્ક પછી સંસ્કૃત વિદ્યાના રમણીય પ્રકાશ પછી, થીઑસોફીની ઉંચી ભાવનાના જન્મ પછી પ્રાણાદિક આંતર કોશોના વધતા જતા અભ્યાસથી પશ્ચિમની ભાવનાઓમાં જે ધીમો ધીમો પણ અચૂક ફેરફાર થવા માંડ્યો છે તે ઉપર મન સ્થિર કરતાંની સાથે સહજ સમજાશે કે પશ્ચિમની પ્રજાઓ પણ હમેશને માટે પાશવપ્રધાન રહેવાની નથી જ. પશ્ચિમના વિચારમાં હમણાં હમણાંમાં જે મત્યંતર જોવામાં આવે છે, પશ્ચિમની પદાર્થવિદ્યાના સિદ્ધાન્તોના દિવસે દિવસે જે નવા નિર્ણયો થતા જાય છે, પશ્ચિમે માનેલા 'જીવાત્મા'ના ઇતિહાસમાં પણ ત્યાંના પદાર્થશાસ્ત્રવિદ્ મંડળમાં હાલમાં જે (તેમને મન) નૂતન સત્યો રજુ થયાં છે, તે બધાં ઉપરથી તેમનામાં-તે પ્રજાઓમાં ઇતિકર્તવ્યના સંબંધી સિદ્ધાન્તોમાં ફરક પડયા વિના રહેશેજ નહિ. અને જે આધ્યાત્મિક સિદ્ધાન્તો આપણી કહેવાતી નિર્બલતાનું પણ વાસ્તવિક ખરું કારણ છે તે સિદ્ધાન્તો જેમ જેમ પદાર્થશાસ્ત્રદ્વારા તે પ્રજાઓમાં વધારે ને વધારે પ્રસરશે તેમ તેમ તેઓનાં પ્રાપ્તવ્યો પણ થોડાં ઘણાં આપણાં પ્રાપ્તવ્યોને મળતાં આવશે; આપણી પેઠે તેમને પણ ઐહિક સમૃદ્ધિ ઉપર અનાદર થવા માંડશે, આપણી પેઠે તેમને ભૂમંડળને 'દેશ' ના કાલ્પનિક ઉપાધિઓથી સંકુચિત કરવું અનુચિત લાગશે અને વસુધાને કુટુમ્બવત્ માનવાની, સર્વ મનુષ્ય માત્રને ભૂત માત્રને આત્મવત્ જોવાની આપણી પૂર્વની વૃત્તિઓ ત્યાં પણ પ્રધાન અંશે જોવામાં આવશે.

પૂર્વ અને પશ્ચિમ વચ્ચે કોઈ અચ્છેદ્ય અંતર છે એમ માનનારા મનુષ્યસ્વભાવનાં અનિવાર્ય સત્યોની કંઈ અવગણના કરે છે. એમ કહેવામાં આવે છે કે પૂર્વ અને પશ્ચિમની

ભાવનાઓ જૂદી જૂદી હોવાને લીધે બન્નેનાં વિચારમાં અને આચારમાં અપ્રતિવિધેય અંતર છે. પણ જો તે ભાવનાઓની પાછળ શું રહ્યું છે તે જ્યારે આપણે જોઇએ, અને તે બધી ભાવનાઓ હવે કેવી રીતે ખવાતી જાય છે તેનો જ્યારે વિચાર કરીએ ત્યારે એ ભાવનાઓ હવે ઝાઝી ટકવાની નથી એમ આપણને જણાયા વિના રહેશે નહિ. બીજી તરફથી જે ભાવનાઓ ત્યાં અત્યારે અસપત્ન અમલ ભોગવે છે એમ કહેવામાં આવે છે તે ભાવનાઓ અહીં કેવળ અજ્ઞાત છે એમ માનવું એ પણ ભૂલ ભરેલું છે. ફેર એટલોજ છે કે આપણી પ્રજાનાં કોઈ અવિશેય પુણ્યપ્રભાવથી આપણી પરિસ્થિતિને સમતોલ રાખવા માટે પ્રથમથી જ આપણા વિચારક્રમમાં અને પ્રવૃત્તિક્રમમાં યોગ્ય અને પર્યાપ્ત વ્યવસ્થા થયેલી છે; પશ્ચિમ તરફ જે આપણા પૂર્વજો કરી ગયા છે તે ધીમે ધીમે સમજાતું જાય છે અને તે જ પ્રકારની વ્યવસ્થા દૂર ક્ષિતિતેજમાં જણાવા માંડી છે. આપણે ત્યાં સિદ્ધ થયેલી વ્યવસ્થાની અવગણના કરવા રૂપ આપણે જેટલો પ્રમાદ થયો તેટલું આપણે સોસ્યું અને હજી સોસવાનું; પશ્ચિમમાં જ્યાં સુધી તે વ્યવસ્થા સિદ્ધ નહીં થાય ત્યાં સુધી વર્તમાન ભાવનાઓનાં લાભહાનિ પ્રત્યક્ષ થયે જવાનાં અને અનુભવથી ઘડાઇને ધીમે ધીમે આપણા જેવીજ વ્યવસ્થાઓ સિદ્ધ પણ થવાની.

રૂસો જપાનિસ યુદ્ધના ઇતિહાસે, વિભૂતિ સંપાદન કરવા સારૂ જે ઉંચા ગુણો આવશ્યક છે તે પૂર્વની એક નાનકડી પ્રજામાં સારી રીતે છે અને આવી શકે છે એમ, સ્પષ્ટ બતાવી આપ્યું છે. અને એ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે યંત્રનૌકાના સાધનથી જગતના સર્વ ભાગો વચ્ચે વધી ગયેલા સંવ્યવહારને લીધે પશ્ચિમનું શીલ અને પશ્ચિમની ભાવનાઓ પણ પૂર્વમાં આવવા લાગી છે અને પૂર્વની આંતરંગ ભાવનાઓની સાથે ભળતાં તેણે એટલું તો બળ ધારણ કર્યું છે કે પશ્ચિમની એક સર્વોપરિ સત્તાને પશ્ચિમની જ વિદ્યાથી રીતથી અને રચનાશક્તિથી તે નાનકડી પ્રજા મહાત કરવા શક્તિવાન થઈ છે. પૂર્વ અને પશ્ચિમની ભાવનાઓમાં તે પ્રજાના ગુણશીલમાં કોઈ અચ્છેદ્ય અંતર છે એમ માનનારાઓને આ બનાવે ખરેખર વિચારમાં નાંખવા જોઇએ. અને તેમના સિદ્ધાન્તોને ફરી વિચારમાં લેવરાવવા જોઇએ.

જેમ પૂર્વ, પશ્ચિમની ભાવના ગુણ અને શીલ લઈ શક્યું છે તેમ પશ્ચિમ પણ પૂર્વના આધ્યાત્મિક સિદ્ધાન્તો ધીમે ધીમે સ્વીકારતું જાય છે એ આપણે આજકાલ સ્પષ્ટ જોઈ શકીએ છીએ. રૂસો-જપાનિસ યુદ્ધના પરિણામમાં જપાનની અદ્વિતીય ફતેહ પછી તહ કરવામાં જપાને જે ઔદાર્ય, માનવજાતિ ઉપર ભક્તિ, અને પ્રજાજીવનના લક્ષ્યમાં અર્થ કરતાં ધર્મનું પ્રધાનપણું, વિગેરે બતાવ્યાં છે તેની શુભ અસર પશ્ચિમ ઉપર થયા વિના કદી પણ રહેવાની નથી. શિષ્ટ પાશ્ચિમાત્યો જપાનના આ અસાધારણ ઔદાર્ય અને અહિંસાભાવથી ચકિત થાય છે, અને હજી કેટલાક તો દૈવી સંપત્તિના આ અસાધારણ દૃષ્ટાન્તમાં આસુર સ્વાર્થજ જુએ છે; તોપણ પરિણામે દૈવી સત્ય સર્વત્ર સ્વીકારાશે અને ઇતિહાસ જપાનના બાદશાહને અને તેના પ્રધાનોને દૈવી સંપત્વાળા રાજ્યકર્તાઓમાં ઉંચે સ્થાને મૂક્યા વિના નહિ રહે. દૈવી અને આસુરી સંપત્ હમેશાં જગતમાં રહેશેજ અને

તેનાં યુદ્ધ અને જયપરાજયો હમેશાં થયાં જ કરશે. પણ જે અત્યારે પશ્ચિમમાં ઉત્તમ પ્રકૃતિ લાગે છે તે વધારે અનુભવ અને શિક્ષણથી તેમના શિષ્ટોને નિંદ્ય વિકૃતિ જણાશે. અને પૂર્વની ઉંચી અંતરંગ ભાવનાઓ પશ્ચિમ પણ સ્વીકારશે. જગત્‌નો ઇતિહાસ ગમે તે દિશામાં વહન કરે, પૂર્વ, પશ્ચિમના તાબામાં હમેશને માટે રહે અથવા પશ્ચિમને પૂર્વ કોઈ વખત હરાવી હંફાવી પોતાને તાબે કરે; અથવા, ઉત્તર કે દક્ષિણમાંથી કોઈ નવાજ પ્રકારના આસુર અભિમાનવાળી પ્રજા ભવિષ્યમાં સામ્રાજ્ય ભોગવે; પણ આટલું તો સિદ્ધ જ છે કે જેમ મનુષ્યજાતિ એક છે તેમ ધર્મ અને નીતિની ભાવનાઓ સર્વકાલમાં સર્વ દેશમાં એકજ છે. અને તે ધર્મ, आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति, એ એક રીતે પરમગહન પણ બીજી રીતે અત્યંત સરલ અને સર્વથા અબાધિત વેદાન્ત-સિદ્ધાન્ત ઉપર રચાયલો છે. उपनिषत्सु ये धर्मास्ते मयि सन्तु; ते मयि सन्तु. એ જ એક અભિલાપ સર્વને હો.

આપનો.

અભ્યાસી.

---

## રા. બા. નન્દશંકર તુળજાશંકરનો સ્વર્ગવાસ.

"કરણ ઘેલા" ના કર્તા તરીકે અને "માસ્તર"ના ઉપનામે સુવિખ્યાત રા. બા. નન્દશંકર તુળજાશંકરે થોડાક માસ ઉપર સ્વર્ગવાસ કર્યો એ વાત અમારા વાચકોના જાણવામાં આવી ગઈ છે. તથાપિ, સાહિત્ય સાથે સંબન્ધ ધરાવનાર એક પત્ર તરીકે, એ બનાવ નોંધવાની વસન્ત-પત્રની ફરજ છે.

રા. બા. નન્દશંકર જતાં, ગુજરાતના વર્તમાન સાક્ષરજ્યોતિર્મંડળનો જૂનામાં જૂનો તારો અસ્ત થયો છે, એટલું જ નહિ પણ એક પ્રૌઢ વિચારવંત, અને સંગીન ગુણોથી ભરેલા, તથા સલાહ લેવા યોગ્ય, કાર્યભારથી નિવૃત્ત ગૃહસ્થની ખોટ પડી છે.

"કરણઘેલો" એ સમસ્ત ગુજરાતી પ્રજામાં જાણીતું પુસ્તક છે, અને યદ્યપિ પાછળથી એનું અનુકરણ કરી બીજા ગ્રન્થકારોએ પ્રાચીન ગુજરાતનું ચિત્ર આલેખતી બે ત્રણ વાર્તાઓ રચી છે, તથાપિ "કરણઘેલા" ની અપ્રતિમતા હજી પણ કાયમ રહી છે. એક વખત એવો હતો કે નવલકથાઓમાં પહેલું પદ "કરણઘેલા" નું સર્વાનુમતે સ્વીકારાતું. આજ—"સરસ્વતીચન્દ્ર" પ્રસિદ્ધ થયા પછી—કેટલાકના મતમાં "કરણઘેલા"નું તેજ ઝાંખું થયેલું ગણાય છે. તેમને યોગ્ય વિચારબિન્દુ આપવા એટલું કહીશું કે જો કે "કરણઘેલો" અને "સરસ્વતીચન્દ્ર" બંને નવલકથાઓ છે, અને બંનેનો પરસ્પર મુકાબલો બંનેનાં એક બીજાથી ભિન્ન સ્વરૂપ તપાસવા માટે તથા નવલકથાની વિવિધ જાતિ સમજવા માટે જરૂરનો છે—તથાપિ એવો મુકાબલો કરીને એમાંથી તારતમ્ય (ચઢતા ઉતરતાપણું) ઉપ-

જાવવું એ બરાબર નથી. સ્કૉટની ઐતિહાસિક નવલકથાઓનો રસ લેવા ઇચ્છનારે–જ્યૉર્જ ઇલિયટ, મેરેડિથ કે હાલના વા ભવિષ્યના બીજા તત્ત્વચિન્તક નવલકથાકારો, જેઓ મનુષ્યહૃદયની અને જનસમાજની વિવિધ શક્તિઓનો પરસ્પર સંબન્ધ વિચારવાનું માથે લે છે, તેવાની સાથે પૂર્વોક્ત રીતે મુકાબલો કરવા બેસવું એમા એકને અન્યાય છે, તેમજ અરસજ્ઞતા પણ છે. જુદા જુદા શોખના માણસો માટે જુદાં જુદાં પુસ્તકો હોય છે, એટલું જ નહિ પણ એક જ માણસને, જીવનને જુદે જુદે પ્રસંગે, તેમજ ઘડીએ ઘડીએ બદલાતી જુદી જુદી માનસિક દશામાં જુદા જુદા પુસ્તકો આનન્દ આપે છે.

પણ જેઓ રા. બા. નન્દશંકરને "કરણઘેલા" ના કર્તા તરીકે જ જાણે છે તેમને એ પુરુષનું બહુ થોડુ જ જ્ઞાન છે. રા. બા. નન્દશંકર એમના ખાનગી જીવનમાં બહુ જ ણવા જેવા હતા આકસ્મિક તકથી કે આગળ ધસવાના સ્વભાવથી ઘણા માણસોને ઊંચે દરજ્જે ચઢતા આપણે જોઇએ છીએ—પણ રા બા. નન્દશંકર જેવા, અકસ્માત અનુકૂળતા આવી પડ્યા વિના અને કેવળ ગભીર શક્તિને પ્રભાવે ઊંચે ચઢેલા પુરુષો કોઈક જ હોય છે. તેઓ સામાન્ય 'મૉનિટર'ની જગ્યાએથી માડી દિવાન અને ઍડમિનિસ્ટ્રેટરની પદવી સુધી પહોચ્યા તે એમની આવડ અને ગભીર શીલનું પરિણામ હતું. એમની માથે સહજ વાતચિત કરતા શ્રોતાને એમની બુદ્ધિમત્તા, માહિતગારી, અને એકાન્તવાસમા પણ રાજકીય અને સાંસારિક વિષયો માટે દરકાર જણાઈ આવતાં હતા આ લેખકને અસારે ગઈ નેશનલ કૉન્ગ્રેસના વિઝિટરોમાં એમની હાજરી યાદ આવે છે. નેત્રે અશક્ત છતા, એ વૃદ્ધ પુરુષ, ઘણા જુવાનીઆઓને શરમાવે એવી કાળજીથી અને ધ્યાનથી પ્રતિદિવસ, સ્હવારથી સાઝ સુધી, બધાં ભાષણો સાભળતા—એ દેખાવ જોઈ કોઈ પણ માણસને એમને માટે પૂજ્યભાવ ઉપજ્યા વિના રહે એમ નહોતુ.

રા. બા. નન્દશંકર કુટુમ્બવત્સલ પણ સારા હતા, અને એમની ગૃહકેળવણી અને સાક્ષરતાનુ ફળ એમના ત્રણ પુત્રરત્નોમા પ્રત્યક્ષ થાય છે. રા. માર્કંડ હાઇકોર્ટપ્લીડર છે, ગ. મનુભાઈ બરોદારાજ્યમા સારી પ્રતિષ્ઠા ભોગવે છે, અને ગ વિનાયક હમણા જ ઇન્ડિયન સિવિલ સર્વિસમા પસાર થઈ ગુજરાતી હિન્દુઓમા પહેલ વહેલા કૉવ્હનન્ટેડ્ સિવિલિયન તરીકે અભિનન્દનપાત્ર થયા છે.

રા. બા નન્દશંકરના કુટુમ્બને તેમજ ગુજરાતના સાક્ષર વર્ગમાં બેશક એ વૃદ્ધ પુરુષની ખોટ પડી છે, તથાપિ આર્યદૃષ્ટિએ વિચારતાં આવાં સન્તાન મૂકી ૭૦ વર્ષની વયે સ્વર્ગસ્થ થનાર ગૃહસ્થ ખરેખર ભાગ્યશાળી ગણાવા જોઇએ. એ આદ્ય ગુજરાતી નવલકથાકારની કીર્તિ ઉજ્જવલ રહો!–એટલી પ્રભુને પ્રાર્થના કરી આ નિવાપાજલિ એમને અર્પીએ છીએ.

[ વસન્ત-ઑફિસ. ]

# DANGERS OF THE NEW CENTURY.

The 'New York World' publishes the following replies to the question, "What in your opinion is the chief danger, social or political, that confronts the coming century?":—

**Archbishop of Canterbury:**—I have not the slightest idea.

**The Bishop of Gloucester:**—Self-advertising vanity.

**Dean Farrar:**—The chief social danger is the dominance of drink. The chief political danger is our apathetic laxity in facing serious problems.

**Ian Maclaren:**—Political collision of the Western powers in the East, and social anarchy.

**Dr. Max Nordau**—The chief danger threatening civilization itself, seems to me to be that internal selfishness called by pseudo-philosophers "Individualism."

**Dr. A. Conan Doyle:**—I should say the uncontrolled supremacy of an ill-balanced, excitable, and sensation-mongering Press.

**Mr. Stanley J. Weyman:**—The influence upon half-educated nations of an irresponsible Press, whose first object must (with very rare exceptions) be pecuniary.

**Mr. Gilbert Parker M. P.:**—Apart from international questions, the spread of big monopolies and trusts.

**Mr. Arthur W. Pinero**—Trades-Unions—the relations of workmen and employers.

**Mr. William Watson:**—Greed.

**Madame Sarah Grand:**—The sapping of the foundations of *the society by laxity in the matter of marriage.*

**Mr. Max O'Bell**—An irresponsible and unbridled Press.

**Lady Colin Campbell**—The results of universal education.

**Miss Ellen Terry:**—A lack of simplicity—in thought, manners and customs.

**Lord Charles Beresford.**—The Chinese question.

**Earl of Wemyss:**—Socialism, the State, and municipalities trying to play the part of Providence and traders.

**Mr. John Dillon M. P.:**—Imperialism, militarism, and the corruption of public life, arising from the Company's Acts, limited liabilities, and the immese development of the Stock Exchange.

**Mr. T. M Hearly M. P.:**—Newspapers.

**Mr Asquith:**—Militarism

**Mrs. Ormiston Chant**—The glorification of sordidness.

**Ouida**—Tyranny, Tyranny of majorities; tyranny, military, *medical, scientific, political.*

**Sir Walter Besant:**—Increased naval armanents and Trusts

**Karl Blind:**—Imperialism.

**Mr Water Crane:**—The pursuit of money.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂ. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂ. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે.)

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસઃ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એક પ્રતિષ્ઠિત ગૃહસ્થનાં સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ ખર્ચના આનાં ચાર મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં, રૂ ૦-૮-૦

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે

છુટક નકલના રૂ. ૦-૪-૦ „

મળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
વસન્ત ઑફિસ—અમદાવાદ.

## શુદ્ધિપત્રક.

ભાદ્રપદના અંકમાં પ્રસિદ્ધ થએલા રા. નરસિંહરાવના "સાહિત્યપરિષદ્‌માં જોડણી" ના વિષયમાં—

| પૃ. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯૭ | ૨૦ | tone | ton |
| ૨૯૯ | ૧૫ | વ્યાકરણ તો | વ્યાકરણ નથી, પરંતુ સરખામણીનો વિષય તે નથી, વ્યાકરણ તો |
| ૩૦૧ | ૪ | ફૂટનોટ તે મૂળમાં ચિહ્‌ન કર્યું છે ત્યાં | |
| ૩૦૨ | ૩૩ | હાસ્યરસ ગંભીરતાનો ઉત્પન્ન | હાસ્યરસ ઉત્પન્ન |
| ૩૦૨ | ૩૪ | માટે દાવો | માટે ગંભીરતાનો દાવો |
| ૩૦૪ | ૧૨ | પાસ | પાશ |
| ૩૦૫ | ૭ | કાલરૂપે | કાલક્રમે |
| ૩૦૭ | ૧૩ | આવ્યું, લખ્યું | આવ્યૂ, લખ્યૂ |

બીજી ઝીણી ભૂલો વાચકે સુધારી લેવા કૃપા કરી હશે.

Reg No B 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૪, અંક ૧૦. [ માસિક ] કાર્તિક, સંવત્ ૧૯૬૧.

## ગ્રન્થાવલોકન.

### ( નવી ) ગુજરાતી પહેલી તથા બીજી ચોપડી.

એ વર્ષ ઉપર મિ. કૉબ્હર્ન્ટનના પ્રમુખપણા નીચે, હેશીબાપાની વાચનમાળા સુધારવા માટે, જે કમિટિ નીમવામા આવી હતી તેનું કામ ગયા માર્ચ માસમા પૂરૂ થયુ અને તેણે રચેલી નવી ચોપડીઓ હવે છપાઇને બહાર પડતી જાય છે. આ નવી વાચનમાળા તે માત્ર જૂનીમાં સુધારો વધારો કરીને બનાવેલી નથી, પણ તદ્દન નવા જ પાયા ઉપર રચેલી છે; ફક્ત કોઇક કોઇક ગદ્યપાઠ કે કવિતાની લીટીઓ અસલ રૂપે નજરે પડે છે, અને થોડેક ઠેકાણે પહેલાંના પાઠ નવે રૂપે જૂનૂ ઓળખાણ જારી રાખે છે.

આ વાંચનમાળાની ‘ બાળપોથી ’ ( Infant Reader ), જે અસલની ‘ પહેલી ચોપડી ’ ને સ્થાને આવવાની છે, તે હજી પ્રસિદ્ધ થઇ નથી. પણ ‘ પહેલી ’ તથા ‘બીજી’ ચોપડી—અસલની ‘ બીજી ’ તથા ‘ ત્રીજી ’ ચોપડીને ઠેકાણે ચાલવાની—તે બહાર પડી છે. આ બંને ચોપડીના કાગળ ખરાબ છે, કિમત વધારે છે, બાંધણુ તકલદી છે, અને મુકિમલનની કંપનીને છાપવાનું કામ સોંપાયું તે વખતે જે એમ આશા રાખવામાં આવી હતી કે આ કામ ઇંગ્લંડમાં તૈયાર થશે અને અંગ્રેજી ‘ રૉયલ રીડર ’ ના જેવું અસા-

ધારણ સફાઈદાર અને વિવિધ ચિત્રોથી ભરપૂર અને સુશોભિત નીકળશે એ આશા ખોટી પડી છે. પહેલી ચોપડીમાં 'સાંજે આકાશનો દેખાવ' અને 'આંબો અને કેરી' એ બે ચિત્રો ઘણાં સુન્દર છે—પણ એ બે બાદ કરતાં, ત્રણ ચાર સાધારણ રીતે નભાવી લેવાય એવાં, અને બાકીનાં નજરે જોવાં પણ ન ગમે એવાં છે. 'મા વિષે' નું ચિત્ર, 'ઊંજાણી' નું ચિત્ર, 'હોડીની રમત' નું ચિત્ર, 'છોકરા ને દેડકાં'નું ચિત્ર કે 'કાપણી'નું ચિત્ર આં સર્વે ચિત્ર રૉયલ રીડરના ચિત્રકારે કેવાં કાઢ્યાં હોત! અથવા બીજી રીતે તપાસીએ તો, આ ચિત્રો અત્રેથી કાપી કાઢી 'રૉયલ રીડર' માં મૂકીએ, અને જોઇએ કે ત્યાં એ કેવાં શોભે છે! બીજી ચોપડીનાં ચિત્રો પહેલીનાં ચિત્રો કરતાં વધારે સફાઈદાર છે, પણ તેમાં જોઇએ તેટલી વિવિધતા નથી. 'મેળા'નું ચિત્ર ઘણું વધારે સુન્દર થવું જોઇતું હતું. છતાં એકન્દર જોતાં અમે ખુશીથી કબુલ કરીશું કે જૂની વાંચનમાળા કરતાં નવી વાંચનમાળામાં ચિત્રોની બાબતમાં સુધારો છે.

'નવી વાંચનમાળા'નું અન્દરનું બન્ધારણ—એમાં પસન્દ થએલા વિષયો, તથા એ વિષયોનું નિરૂપણ—જોઇએ છીએ તો અમને ઠીક સન્તોષ ઉપજે છે. અમે સારી રીતે જાણીએ છીએ કે અમારા કેટલાક પત્રકાર બન્ધુઓનો આ બાબત જુદો મત છે. પણ અમને લાગે છે કે સરકારે પ્રથમથી પ્રજાને સન્તોષ થાય એવી રીતે કામ લીધું હોત—અર્થાત્ પ્રજામાં પ્રતિષ્ઠા પામેલા વિદ્વાનોની કમિટિ રચી લોકમતને શરૂઆતથી જ અનુકૂળ રાખ્યો હોત-તો હાલ જે ફરિયાદ સાંભળવામાં આવે છે તેમાંની ઘણી ખરી ઉત્પન્ન થવા ન પામી હોત. દરેક પ્રતિષ્ઠિત વિદ્વાનની આસપાસ કેટલોક લોકમત વીંટાએલો હોય છે, અને વિદ્વાનોનું મોટું મંડળ એકઠું કરવાથી સમસ્ત લોકમત અનુકૂળ થઈ શકત. પણ ઝડપ ખાતર સરકારે એક ઉત્તમ રાજ્યનીતિનું સૂત્ર અવગણ્યું છે; એ ભૂલ થઈ છે, અને એ ભૂલ નવી કમિટિ નીમાઈ તે જ વખતે અમે બતાવી હતી.

પણ લોકમાં આ નવી વાંચનમાળા વિષે ચારે તરફ જે અસન્તોષ જાહેર કરવામાં આવે છે એ વસ્તુતઃ ખરો છે કે ખોટો? અમારો નમ્ર મત છે કે એ અસન્તોષ ખોટો છે. અને તે જતે દહાડે ઘણો ઓછો થઈ જશે. સામાન્ય પ્રજામાં કેટલાકને ખબર પણ નથી કે નવી પહેલી ચોપડી તે જૂની બીજી ચોપડીને ઠેકાણે ચાલવાની છે; કેટલાકને પોચું પોચું ખાવાની ટેવ પડી છે તેથી દાંત વાપરવાની મહેનત ગમતી નથી; કેટલાકને હોપ-વાંચનમાળા સાથે લાંબા વખતથી પ્રીતિ બંધાએલી છે એ છોડવી મુસ્કેલ પડે છે; કેટલાકને નવી શિક્ષણપદ્ધતિ માટે અણગમો છે; અને કેટલાકને પદાર્થપાઠનો ઉપયોગ પણ માલુમ નથી; અને કેટલાક તો સહજ સુધારી લેવાય એવી ખામીઓને પણ મહત્ત્વ આપે છે. અમારે એમ કહેવું નથી કે આ વાંચનમાળા સર્વથા નિર્દોષ છે—નિર્દોષ તો હોપ વાંચનમાળા નહોતી અને આ પણ નથી; તેમાં વળી એકજ વ્યક્તિ ઉપર ઘણોખરો ભાર પડ્યો છે, એટલે એ ભાર વહતાં એ વ્યક્તિનાં પગલાં આડાં અવળાં પડી જાય એ પણ સ્વાભાવિક છે. છતાં, જરા શાન્તિથી અને સહાનુભૂતિથી એકન્દર વિચાર કરતાં અમને લાગે છે કે મિ. કૉલ્હર્ન અને મિ. જમિયતરામ શાસ્ત્રી આ વાંચનમાળાના કાર્ય માટે પ્રજાના અભિનન્દનને પાત્ર છે.

૧.

પહેલી ચોપડીના બે ભાગ છે: પહેલા ભાગમાં સામાન્ય વિષયના ૩૦ પાઠ છે, અને બીજા ભાગમાં સૃષ્ટિજ્ઞાન વગેરેના ૨૦ પાઠ છે. સામાન્ય પાઠમાં વિષયની પસન્દગી બાળકને રસ આપે તેવી તથા ઉમ્મરને ઘટતી છે, અને પાઠની ગોઠવણ સારી છે. બાળકને સ્વાભાવિક રીતે ગમી જાય તેવા પાઠથી—' દીવાળી ' થી–શરૂઆત થાય છે. તે દિવસોમાં હિન્દુ ઘરના દેખાવમાં જે રમણીય ફેરફાર થાય છે જેમકે " લોકો ઘર લીંપે ગુંપે છે. તેને ખડી કે ચુના વડે ધોળે છે—આંગણામાં સાથીઆ પૂરે છે. બારણે દીવા મૂકે છે " તેનું વર્ણન કર્યું છે, તથા સારાં સારાં લુગડાં ઘરેણાં દારૂખાનું તથા વિવિધ પ્રકારનું ખાવાનું—જે બાબતોને લઈ બાળકના મનમાં દીવાળીનું ખાસ મહત્વ છે—તે બાબતો ગણાવી છે; અને બાળકોને ફટાકા બહુ ગમે માટે તે વિષે ઉત્સાહથી કવિતાની એક કડી ગવડાવી સમાપ્તિ કરી છે. પાઠનો આકાર નવીન શિક્ષણપદ્ધતિ પ્રમાણે છેઃ અર્થાત્ એકદમ વર્ણન કરવા ન બેશી જતાં " મારૂં નામ ત્રણ અક્ષરનું છે " એમ કહી જે વર્ણન આપ્યું છે તે ઉપરથી છોકરાં તર્કશક્તિ દોડાવી દીવાળીનું નામ સહજ શોધી કાઢે છે. આવા કહોયડા છોડવાથી છોકરાંની તર્કશક્તિ ખીલે છે–અને આ કહોયડાનો વિષય એવો રમણીય છે અને દીવાળીનું વર્ણન એવું સ્પષ્ટ છે કે છોકરાં વગર શ્રમે અને વગર ઢીલે ઉત્તર જાણી જાય. દીવાળીના દહાડાની વાત ઉપરથી બાળકોને સહજ રીતે 'વાર' ( પાઠ. ૨ ) ઉપર લઈ જવાય છે. દરેક વારનાં નામ મ્હોંએ કરાવવા માટે આઠવાડીઆનું એક વર્તુલ કાઢ્યું છે અને તેમાં વારના વિભાગ પાડ્યા છે; વિશેષ માહિતીમાં કેટલાક વાર સંબન્ધી જાણવા જોગ એકાદ હકીકત આપી છે—જેમ કે, ' રવિવારે સાહેબ લોકો દેવળમાં જાય છે. ' ' ગુરુવારે કેટલાક લોકો છોકરાંને નિશાળે બેસાડે છે. ' ' શુક્રવારે ચણા ખાય છે. ' છોકરાંને નિશાળે આવવાનું ગમે તે માટે નિશાળ સંબન્ધી પાઠ (૩) છે. ભાઈ બેન નિશાળમાં બધે ફરી વળે છે: અને ફુલ, ઝાડ, નકશા, કલાકની શીશી, ભીંતે ટાંગેલાં ચિત્રો, લખોટાનું ચોકઠું, માટીનાં કેળાં દાડમ વગેરે રમકડાંનું અવલોકન કરે છે. પાઠ વંચાવતા પહેલાં છોકરાંને નિશાળમાં ફેરવવાં, જેથી તેઓ એમની મેળે આવી ચીજો બતાવે, અને એ રીતે તેમની અવલોકનશક્તિ ખીલે એવા ઉદ્દેશથી આ પાઠ મૂકાએલો છે. પછી, નિશાળીઆને શીખામણની કવિતા ( પાઠ. ૪ ) આવે છે. એમાં દલપતરામની પેલી પ્રસિદ્ધ પંક્તિઓ " નિત્ય જવું નિશાળમાં..." પણ ઉતારી છે. પાઠ ૫ મામાં છોકરાંનાં લુગડાં સંબન્ધી જ્ઞાન આપ્યું છે, અને લુગડાં ઉપરથી સરળ રીતે ' ચોફ્ખાઇ ' ના પાઠ (૬) ઉપર અવાય છે. હવે ઉપદેશ રહેવા દઈ પાછો આનન્દ લેવાનો વખત થાય છે. તેથી પાઠ (૭) માં ' વરસગાંઠ ' નો વિષય લીધો છે. 'વરસગાંઠ' સાથે 'સગાં' ( પાઠ ૮. ) નો સ્વાભાવિક સંબન્ધ છે—પણ આ પાઠમાં ઝીણાં ઝીણાં સગપણનાં નામ છોકરાંને શીખવવાનો પ્રયત્ન કર્યો છે એ નકામો છે. એ વિષયનું નિરૂપણ પણ કાંઈ રસ ઉપજાવે એવું થઇ શક્યું નથીઃ થઈ શકવાનો સંભવ જ નહોતો.—આખો પાઠ તે તે સગપણની વ્યાખ્યાઓનો સમુદાય માત્ર જ છે. સગાંમાં મુખ્ય સ્થાન માનું છે તેથી ' મા વિષે કવિતા ' ( પાઠ. ૯ ) છે, અને ત્યાર પછી ' મોટાંને માન આપવા વિષે ' ઉપદેશનો પાઠ ( પાઠ ૧૦ ) છે. આ પાઠમાં પારસી ઘરનો રિવાજ બતાવી લેખકે એ કોમને યોગ્ય માન આપ્યું

છે. બોધપાઠથી કંટાળો ન આવે માટે પાછા આનન્દના પાઠ શરૂ થાય છે—પણ હવેનો આનન્દ માત્ર જાતિકો નહિ પણ એક બીજાની સાથે મળીને લેવાનો છે. પાઠ ૧૧ માં 'ઊજાણી' ની વાત છે. પાઠ ૧૨ માં 'હોડીની રમત' છે—અમારા જાણવા પ્રમાણે આ રમત આપણામાં પ્રસિદ્ધ નથી અને તેથી એને બદલે બીજી કોઈક રમત લેવી જોઈતી હતી. 'મોટા મનવાળી છોડી' નો પાઠ (૧૩) છોકરીઓની વાંચનમાળા હોત તો તેમાં વધારે ઉચિત ગણાત. છોકરીઓના જીવનની બાબતો છોકરાઓને તદ્દન નકામી છે અને છોકરા છોકરીઓનું એકઠું રમવું નુકશાનકારક છે એમ અમારો મત નથી—બલ્કે એથી એક બીજા ઉપર બહુ ઉમદા અસર થાય છે. પરન્તુ આ પાઠમાં તો ખંડ કાંચળી માણેકમોતી ગંગા અને મણિ શિવાય બીજી—છોકરાના જીવનને લગતી—વાત જ નથી. રમત રમતાં કોઈને નુકશાન ન કરવું એ બાબત 'છોકરા ને દેડકાં' નો પાઠ (૧૪) છે. અને એની સાથે 'પ્રાણી ઉપર દયા રાખવા' ના ગુણનો (પાઠ ૧૫) સ્વાભાવિક સંબન્ધ છે. પાઠ ૧૬ માં 'એન ઘેન ને દાહી (?)ના ઘોડાની રમત બાબતનો છે—જેમાં ગમ્મત ઉપરાંત અંગકસરત પણ રહેલી છે. ['દાહી' ને બદલે ઘણે ઠેકાણે 'દહીંનો' કે 'દાઇનો' 'દ્દાઇ'નો (દાવ, દા ઉપરથી) ઘોડો કહેવાય છે. તેથી અમે પ્રશ્ન—? મૂક્યો છે ] પાઠ ૧૭ મો 'સાચ' વિષે જૂની વાંચનમાળાના પાઠ ઉપરથી છે. અને તે જ પ્રમાણે પાઠ ૧૮ મામાં જુઠ્ઠાણાનાં માઠાં પરિણામના ઉદાહરણ તરીકે 'વાઘ આવ્યો વાઘ આવ્યો' ની વાત લીધી છે. પાઠ ૧૯ માં 'રાજાના કુંવર'ને એક બાવાએ આપેલા પારસમણિના સ્પર્શથી રૂપાની પગની લંગરી સોનાની થઈ ગયાની વાત છે. આ વાત અંગ્રેજી 'ફેરિટેઇલ્સ્' નો નમુનો લઈ રચાએલી છે, અને એ જ પ્રમાણે આ ચોપડીમાં આગળ પણ એક બે પાઠ આવે છે. બાળકોની સમક્ષ શુદ્ધ 'સાયન્સ્' જ ધરવું અને કલ્પિત વાર્તાઓથી એમને દૂર રાખવા એમ અમારો મત નથી—આવી વાર્તાઓનો હેતુ અદ્ભુત રસ ઉત્પન્ન કરી કલ્પનાશક્તિ ખીલવવાનો છે, અને પશ્ચિમમાં નવી શિક્ષણપદ્ધતિ પ્રમાણે બાળકોના શિક્ષણક્રમમાં કલ્પનાશક્તિ ખીલવવા માટે 'ફેરીટેઇલ્સ્' ને ખાસ સ્થાન આપવામાં આવે છે. જૂની વાંચનમાળામાં ચકલા ચકલીની અને બકરીના ઘરની વાત હતી તે આ જ હેતુથી લખાએલી વાર્તાઓનો બીજો પ્રકાર હતો. પણ પ્રકૃત પાઠમાં 'ફેરિટેઇલ્સ્'નું અનુકરણ કરવામાં લેખક બરાબર ફતેહમન્દ થયા નથી. વાર્તા તે વાર્તાની રીતે જ શરૂ કરવી જોઇએ; શરૂઆતમાં જાણે એ બાળકની પોતાની વાત હોય એમ બતાવી, છેવટે 'સિંહના બચ્ચા સાથે રમનાર આ છોકરો કોણ હતો? તે એક રાજાનો કુંવર હતો. તે એક ઋષિને ઘેર જંગલમાં રહેતો હતો.'—એમ ઉપસંહાર કરવો એ આપણી વાર્તા કહેવાની રીત નથી. પાઠ ૨૦ માં 'ગરીબનું દુઃખ જાણનાર' છોકરાની વાત છે. એમાં, પ્રાણી ઉપર દયા રાખવા વિષેના પાઠ ૧૫ માના સંસ્કાર મનુષ્ય પ્રતિ ખીલે છે. અને પછી તુરત સર્વ સદ્ગુણના શિખરરૂપે પાઠ ૨૧ મામાં ઇશ્વરનું ભજન છે. 'વીસરૂં નહિ પ્રભુ નામ, કદી હું વીસરૂં નહિ પ્રભુ નામ' એ ટેકવાળું પદ બાળકોને ઇશ્વરભજન માટે પ્રતિદિન નિશાળમાં ગવડાવવા રચ્યું હોય એમ જણાય છે. કવિને 'તમામ' પદનો શોખ વધારે જણાય છે—પાઠ ૪ માં 'કરવા પાઠ તમામ' એમ ઉપદેશ કર્યો હતો અને આગળ પણ પાઠ ૨૯ માં કહેશે કે 'આવો આવો આમ, હે બાળકો તમામ'; અને આ ભજનમાં પણ 'પાળે

જીવ તમામ ' એમ આવે છે; અને ' તમામ ' આવ્યું તે ' બદામ ' માગી જ લે–એટલે કવિને આંબા અને ગુલાબ સાથે ' આંબો ગુલાબ બદામ ' એમ ' બદામ ' જોડ્યા વિના છૂટકો થતો નથી; ગુજરાતના ઘણાક ભાગમાં આ વિરલ ઝાડ બાળકને બતાવવું અશક્ય છે—પણ આંબા અને ગુલાબ જેવા ઉમદા ફળ ફુલ સાથે તો બદામ જેવો ઉમદા મેવો જ શોભે એમ વિચારી અમે અમારી ટીકા પાછી ખેંચી લઇશું. પાઠ ૨૨ મો 'શાહજાદી અને પરીઓ' નો 'ફેરિટેલ્સ્ ' થી સૂચિત છે. અમને એ ગમતો નથી. પાઠ ૨૩ મામાં નાનાં 'છોકરાંએ હમેશાં મોટાંને પૂછીને કામ કરવું' એ બાબતનો એક ઉંદરીઆમાં જવા લલચાતી ઉંદરડી અને એની મા વચ્ચેની વાત રૂપે— છે. વાત સારી છે. પાઠ ૨૪ મો 'કીડી ને સાપ 'નો છે. જૂની વાંચનમાળામાં પણ આ પાઠ હતો અને એમાંથી ઉપદેશ એ કાઢવામાં આવ્યો હતો કે " ઝાઝા નબળા લોકથી કદી ન કરીએ વેર "—અત્રે પણ એ જ ઉપદેશ કાયમ રાખ્યો છે પણ આમ વેર ન કરવાનો શાણપણનો ઉપદેશ બાળકને શા કામનો હશે એ અમારાથી સમજાતું નથી. અમને લાગે છે કે આ જ વાતમાંથી ઝાઝા નબળા લોકો સાથે વેર કરવાના નુકશાનને બદલે દુષ્ટ સર્પને ઝાઝી નબળી કીડીઓ પણ સંપથી શું કરી શકે એ દર્શાવ્યું હોત તો વધારે સારૂં હતું. પાઠ ૨૫ મામાં શ્રવણને બદલે માધવ નાગ મૂકી માબાપની સેવા વિષે કવિતા રચેલી છે. પાઠ ૨૬ મામાં કાગડાની ચતુરાઇની વાત સારી છે. પાઠ ૨૭ ( ' કાપણી '), ૨૮ (' ખળાં ') ૨૯–૩૦ (કાપણી અને ખળાંનાં ખેલગીત) એ ચાર પાઠ ગામડાંના લોકોના જીવનને લગતા છે. અમે એ વર્ગના આ કરતાં વધારે પાઠ ઇચ્છત, પણ ગામડાંની નિશાળો માટે વાંચનમાળાની ખાસ પૂરવણી થવાની છે એ જાણી અમે આટલા જ પાઠથી સન્તોષ માનીએ છીએ. પાઠ ૨૯ નું કાપણી સંબન્ધી કલ્યાણ રાગમાં ગાવાનું ખેલગીત સારૂં છે.

" જો જો પેલી વાદળીઓ વરસીને ચાલી જાય;
બાર માસનું અનાજ પૉરસી, સંપે રહે સદાય. આવો૦

ખેતર માંહે ઉભરાયો છે, કેવો સુંદર ફાલ !
લણીએ ચાલો ખંત ધરીને, કાં કરીએ સૌ કાલ ? આવો૦"

આ પંક્તિઓ ઘણી મનોહર છે. પણ પ્રસંગોપાત્ત આજકાલ તો—હૃદય નિઃશ્વાસ મૂકી પૂછે છે કે હિન્દના ખેડૂતને 'ખેતર માંહે ઉભરાયો છે કેવો સુન્દર ફાલ !' એમ કહેવાનો વખત ક્યારે આવશે ? આવશે. પાઠ ૩૦ મો ભૈરવી રાગના ખેલગીતનો (ખળાં સંબન્ધી) છે. એમાં પાઠ ૨૯ માના જેવો કાવ્યરસ નથી પણ ખેલની વિવિધતા વિશેષ છે.

હવે સૃષ્ટિજ્ઞાન સંબન્ધી બીજો ભાગ તપાસીએ. પહેલી ચોપડી "મા બા ભૂ પા" ની જ હોય એમ જેની સમજણ જામી ગઇ છે. તેઓ તો આ ચોપડીમાં 'સૃષ્ટિજ્ઞાન ' જોઈ એકદમ ભડકશે પણ જો એટલું સ્મરણમાં રાખવામાં આવે કે મનુષ્યજીવનનો કોઈ પણ કાળ એવો નથી હોતો કે જ્યારે મનુષ્ય સૃષ્ટિ સાથે વાતચિત નથી કરતો—તો સહજ સમજાશે. કે બાળકને પણ સૃષ્ટિજ્ઞાન તો આપી શકાય; માત્ર તે કેટલું આપવું કેવું આપવું અને કેવી રીતે આપવું એટલો જ પ્રશ્ન છે. આ વિભાગમાં જે કાંઇ જ્ઞાન સમાવવામાં

આવ્યું છે તે વગર પુસ્તકે બાળકને આપી શકાય એવું છે એમ અમારો નમ્ર મત છે. આજકાલ આપણે ત્યાં પુખ્ત વયનાં માણસોને પણ સૃષ્ટિજ્ઞાન મેળવવાની સ્વાભાવિક ટેવ હોતી નથી, અને તેથી એ સંબન્ધી જે કાંઈ આપણી આગળ રજુ કરવામાં આવે તે, 'સાયન્સ્' ના વિકટ નામથી અંકાએલું હોઈ, ગહન દેખાય છે. પણ વસ્તુતઃ કરવાનું એટલું જ છે કે જે જે પદાર્થોની સાથે બાળકો વારંવાર સહવાસમાં આવે છે અને જે શું છે એ જાણવાની એમને સ્વાભાવિક ઇચ્છા થાય છે તે પદાર્થો વિષે એમની ઇન્તેજારી તૃપ્ત કરવી. કયું બાળક આકાશ તરફ જિજ્ઞાસાથી જોતું નહિ હોય? અને જુએ છે, તો પછી કરવાનું એટલું જ છે કે એની નજર એના ઉપર ફેરવવી અને એમ ફેરવતાં એને શું દેખાય છે એ પૂછવું, અને એ રીતે એની અવલોકનશક્તિ કેળવવી. અને એની માહિતી વધારવી. પાઠ ૩૧ મો 'આકાશની સહેલ' વિષે છે. એમાં સૂરજ, ચન્દ્રમા અને તારા સંબન્ધી બાળક પોતાની મેળે જેટલું કહી શકે તેટલું એના મનમાંથી એકઠું કરી બહાર લાવવામાં આવ્યું છે. માત્ર એક વાત એને નવી શીખવવામાં આવી છે તે એ કે 'દહાડે પણ તારા આકાશમાં હોય છે પણ સુરજના અજવાળાને લીધે તે દેખાતા નથી.'. આ હકીકત સામાન્ય છોકરાને બદલે જરા મોટો છોકરો કલ્પીને એની પાસે કહેવડાવવી જોઇતી હતી, તથા તે જ પ્રમાણે આથમવાનો અર્થ પણ બાળકને ઘટતા રૂપમાં સમજાવી શકાત, તે સમજાવવામાં આવ્યો નથી. "જુઓ પેલાં વાદળાં ચઢી આવે છે. ચાલો વહેલા ઘેર જઇએ" એમ આ પાઠ સમાપ્ત થાય છે. અને પછીના બે પાઠો (૩૨–૩૩) "વરસાદ" સંબન્ધી છે. આ પાઠ અંગ્રેજીમાં 'Raindrops' સંબન્ધી પાઠ છે એની પદ્ધતિ ઉપર લખાયા છે. ફોરાં વાતચિત કરે છે એ જોઈ કેટલાકને નવાઈ લાગશે. પણ તેમ થવાનું કારણ નથી. જૂની વાંચનમાળામાં 'પાઘડીના તોરા'ના પાઠ આ જ ધોરણે લખાયા હતા અને એના વિષયમાં ઘણી વિગત હોવાથી તે ચોથી (હાલની ત્રીજીને મળતી) ચોપડીમાં મૂકવામાં આવ્યા હતા. આ પ્રમાણે જડ વસ્તુમાં જીવઆરોપણ કરીને વાર્તા રચવાની રીત બાળકના કલ્પનાશીલ મગજને સ્વાભાવિક રીતે ગમે છે. જુની વાંચનમાળાની બીજી ચોપડીમાં 'લોઢું કહે હું મ્હોટું, અને સોનું કહે હું મ્હોટું' એમ શરૂ થતો એક પાઠ છે, એમાં લોઢા અને સોના વચ્ચેની હરીફાઇના વિચારમાં છોકરાંને આનન્દ લેતાં અમે જોયાં છે. હમણાં જ થોડા વખત ઉપર, શિક્ષણ સંબન્ધી એક અંગ્રેજી પત્રમાં,'Mrs. Hedge' ની એક વાત અમે વાંચી છે, અને એવી પદ્ધતિએ શિક્ષણ આપવાનું કામ પશ્ચિમની અસંખ્ય નિશાળોમાં પ્રચલિત છે. વરસાદનો પાઠ "આવ રે વરસાદ, ઘેબરીઓ પરસાદ" વાળા જૂના વરસાદના ગીતથી સમાપ્ત કરવામાં લેખકે હોપ વાંચનમાળાના નિત્ય જાળવી રાખવા જેવા ભાગ માટે યોગ્ય આદર દર્શાવ્યો છે. પાઠ ૩૩–૩૪ ઢેફું, પત્થર ને રેતી તથા માટી સંબન્ધી છે. આ વિષય છોકરાંને બહુ રસ ઉપજાવે એવા નથી અને પાઠમાં વિગત પણ જોઇએ તે કરતાં વધારે છે. પાઠ ૩૪ મો લાંબો પણ ઘણો છે. આવા વિષય છોકરાંઓને શીખવવા તો જોઇએ, પણ આ ઉમ્મરે આટલી વિગત આપવી જોઇતી નહતી, અને વાંચતાં કંટાળો આવે એવા વિષયો રસિક વિષયો કરતાં ખાસ ટુંકા રાખવા જોઇએ. હવે તો આ ખામીનો ઉપાય એટલો જ છે કે વાંચનને બદલે છોકરાં પાસે માત્ર પ્રયોગ કરાવવા અને આ પદાર્થોના અમુક ધર્મ એમના જાણવામાં આવે તો બસ છે એમ ગણવું.

પાઠ ૩૫ મો ધાતુઓ સંબન્ધી છે. આ પાઠ સાદો છે, અને બાળકો સમજી શકે એવો છે. પણ ૩૬ મો (નાણાં સંબન્ધી પાઠ) તદ્દન ખોટી પદ્ધતિએ લખાએલો છે. જેમ આગલા એક પાઠમાં જુદાં જુદાં સગપણની વ્યાખ્યા ગોખી લાવેલો છોકરો એ વ્યાખ્યાઓ એક ઉપર એક ખડકતો જાય છે તેમ આ પાઠમાં નાણાંનું કોષ્ટક ગોખી લાવી એક છોકરો પોપટ માફક એ બધું બોલી જાય છે. આ ઉમ્મરનાં છોકરાં મુખ્ય મુખ્ય નાણાં ઓળખી શકે અને એમનું પ્રમાણ જાણી શકે તો બસ; નાણાં સંબન્ધી આખું કોષ્ટક પાઠમાં ગોખાવવું એ બરાબર નથી. આ ધોરણમાં આ કોષ્ટક શીખવવાનો રિવાજ છે કે નહિ એ અમને યાદ નથી; પણ હોય તો પણ એ વિષય વધારે રસિક રીતે નિરૂપાવો જોઇએ. કુહાડી અને સોયનો પાઠ (૩૭) ઠીક છે—એના છવારોપણ માટે અમને બિલકુલ વાંધો નથી, પણ "આપણી માનું નામ લોઢું" એમ માનું નાન્યતર નામ હાસ્ય ઉપજાવે છે, અને કૃત્રિમતાનું એકદમ ભાન કરાવે છે. પાઠ ૩૮ થી ૪૨ વનસ્પતિશાસ્ત્ર સંબન્ધી છે. પાઠ ૩૮ મો "વાડી" વિષે છે તેમાં છોકરાં વાડીમાં ફરી ઝાડ કુવો કોસ થાળું નીકમાં વ્હેતું પાણી વગેરે મ્હોટી મ્હોટી ચીજોનું અવલોકન કરે છે, તથા ગલગોટા ને મોગરા જેવા એક બે છોડ તથા જમરૂખી અને દાડમડી જેવાં એક બે ફળનાં ઝાડ ઓળખે છે. પાઠ ૩૯ માં છોડવાનું બન્ધારણ બતાવ્યું છે. પાઠ ૪૦ મો ઝાડ અને ૪૧ માં વેલાનું સ્વરૂપ બતાવી, પાઠ ૪૨ માં બાલકને અત્યન્ત પ્રિય ફળ—કેરી—નું વર્ણન કર્યું છે. તે વર્ણન સીધી રીતે ન કરતાં છોકરાંની કલ્પનાશક્તિ ખીલવવા માટે કેરીને વાત કરતી કલ્પી છે. અમે ઉપર કહી ગયા છીએ તેમ, આ વર્ણનપદ્ધતિનો બાલશિક્ષણ માટે પશ્ચિમની શાળાઓમાં ઘણો ઉપયોગ થાય છે, અને "પવને મને નીચે પાડવાનું ઘણુંએ કર્યું પણ હું ડાળીએ બાઝી રહી—તે પેટીને લોકો ગોટલો કહે છે...મને વધારે તાપ લાગ્યો તેથી મારી છાલ બદલાઇને પીળી થઇ" એવાં વાક્યો સાંભળતાં છોકરાંની કલ્પનાશક્તિ કેવી જાગી ઉઠે છે અને એ વાક્યો છોકરાં એમનાં પોતાના મંડળમાં એકલાં હોય છે ત્યારે કેવાં આનંદથી ફરી ફરી બોલે છે, એ જોવાથી આ શિક્ષણપદ્ધતિના લાભ સમજાશે. બેશક મહેતાજીને રસિક રીતે વાત કહેતાં આવડવી જોઇએ, પણ તે નહિ આવડતી હોય તો પ્રેક્ટિસિંગ સ્કૂલમાં શીખતાં શીખતાં આવડશે. પાઠ ૪૩ થી ૪૮ પ્રાણિશાસ્ત્ર સંબન્ધી છે. પાઠ ૪૩ માં ગાય ને ભેંસ અને ૪૪ માં બકરૂં ને ઘેટું સરખાવવામાં આવ્યાં છે. આ બીજી સરખામણી સારી યુક્તિવાળી વાત દ્વારા કરી છે. અને ઝાડના પાઠમાં જેમ કેરીનો પાઠ આવે છે, તેમ પ્રાણીઓના પાઠમાં પાઠ ૪૫ માં દુધ વિષે હકીકત છે. ઢોર પછી કુતરાનો પાઠ (૪૬) છે, એમાં કુતરાની સભાનું વર્ણન, ઘણું રમુજી હોઈ, બોધ સાથે ગમ્મત જોડવાની નવી શિક્ષણપદ્ધતિનો સારો નમુનો છે. પાઠ ૪૭ મો સામાન્ય "પંખી" વિષે છે, અને ૪૮ માં પોપટ ને કાગડાના સંવાદરૂપે એ બે પક્ષીને સરખાવી જોયાં છે. છેવટે, રસાયનશાસ્ત્રનો વિષય રહ્યો. તેની શરૂઆત રંગથી થવી જોઇએ તે માટે પાઠ ૪૯ મો રંગ વિષે છે. એ પાઠમાં અમુક રંગમાંથી બીજા રંગ બનાવવાની રીત બતાવી છે. ભાઈ રંગ બનાવે છે અને બેન જુએ છે. પાસેના પાનામાં સાત રંગ ત્રણ વર્તુલમાં પૂરીને બતાવ્યા છે. બેન પાસે રંગ બનાવરાવી, પાસેના પાના ઉપર સાથીઓ પૂર્યો હોત તો વધારે સારૂં હતું. ચોપડીની પ્રસ્તાવનામાં મહેતાજીને આપેલી સૂચનામાં પહેલા તથા બીજા ભાગના પાઠો સગવડ પડતા

ક્રમમાં શીખવવાની છુટ આપી છે, તદનુસાર દીવાળીના સાથીઆની વાત પછી આ રંગનો પાઠ એ જ સાથીઆ ઉપરથી શીખવવામાં આવત. બીજો એક સુધારો એ કરવા જેવો છે કે રંગની બનાવટ પહેલાં, રંગ અવલોકવા માટે અને એનાં નામ જાણવા માટે પારણાનો પાઠ (૫૦) મૂકવો જોઇએ—અને મહેતાજીઓને ક્રમ ગોઠવી લેવાની છૂટ છે તો તેઓ આ ફેરફાર કરવો યોગ્ય ગણશે. પારણાના પાઠમાં ન્હાનાં ભાઇબેનનો પ્રેમ મનોહર રીતે પ્રકટ થાય છે. અને છેવટે આપેલું " હાલરડું " કોઈ પણ સારા કવિની મધુર કલ્પનાને શોભે એવું છે. પણ અમને અત્રે એક પ્રશ્ન થાય છે. કવિ નર્મદાશંકરની નર્મદાના કાંઠાની ગરબી ( થોડાક છાંટણ સાથે ) અને નરસિંહરાવની મેઘાડમ્બરની ગરબીની પહેલી પાંચ કડીઓ ( એકાદ ફેરફાર સાથે ) અમે પાંચમી ચોપડી માટે સૂચવેલી તે કમિટિએ ગરબીના કારણથી છોકરાઓને માટે નાલાયક ગણી—અને આ વિચાર અમુક દૃષ્ટિબિન્દુએથી જોતાં યોગ્ય પણ છે—તો આ " હાલરડું " છોકરાઓ પાસે ગવડાવવું કેમ ઉચિત ગણાશે એ પ્રશ્ન છે. માત્ર એક ખુલાસો સંભવે છેઃ પહેલી ત્રણ ચોપડીઓ છોકરાઓ અને છોકરીઓ માટે એકની એક છે—ચોથી પાંચમી અને છઠ્ઠી જુદી છે—એટલે આ " હાલરડું " માત્ર છોકરીઓને માટે જ રાખવામાં આવશે. પરન્તુ એમ આશય હોય તો તે પ્રસ્તાવનામાં જણાવવો જોઇતો હતો—અને હજી પણ કેળવણી ખાતાના સર્ક્યુલર દ્વારા મહેતાજીઓને આ સંબન્ધી યોગ્ય સમજુત આપી શકાય એમ છે.

" પહેલી ચોપડી " ના પાઠનો અમે વિગતવાર હેવાલ આપ્યો. આટલી બધી વિગતમાં ઉતરવાનું કારણ કે પ્રાથમિકશાળાના શિક્ષણ ઉપર અને તેમાં પણ વાંચનમાળાના શિક્ષણ ઉપર દેશના હિતનો ઘણો આધાર છે, અને આ નવી વાંચનમાળામાં પ્રકટ થતી શિક્ષણની ભાવના આપણા જનસમુદાયને નવી હોઈ એ તરફ ઘણા શંકાની દૃષ્ટિએ જુએ છે. આ અવલોકનમાં અમે ગુણ સાથે દોષ પણ બતાવી આપ્યા છે; પણ દોષ કરતાં ગુણ તરફ વધારે લક્ષ આપ્યું જણાતું હોય તો તેનું કારણ એટલું જ કે લોકની અપરિચિત પ્રત્યેની સ્વાભાવિક શંકાની દૃષ્ટિ સપ્ત અણગમા રૂપે જામી જાય તો આ વાંચનમાળાથી થવાના ઘણા ખરા લાભ ઉગતા પહેલાં જ અસ્ત થઈ જાય. મહેતાજી વર્ગને અમારી નમ્ર વિનંતિ છે કે આ નવી વાંચનમાળાનું શિક્ષણ અણગમાથી શરૂ ન કરતાં પ્રેમથી શરૂ કરજો, શીખવતાં વિશેષ યુક્તિ અને કુશળતા વાપરવી પડે તો તે આપણા દેશના બાળકો માટે છે એમ સમજી ઉત્સાહથી કરજો, અને એની જૂજ ખામીઓને મ્હોટું રૂપ આપી ન દેતાં એમાં પોતાપણાનો ભાવ રાખી ભૂલચૂક સુધારી લેવાનો યત્ન કરજો. અને આ રીતે કરતાં, અમને ખાતરી છે કે મિ. કૉન્હર્ટન અને રા. જમિયતરામ શાસ્ત્રીની વાંચનમાળા બાળકોના હિતમાં બહુ ફતેહમન્દ થતી માલુમ પડશે.

બીજી ચોપડી આવતા અંકમાં વધારે ઝડપથી અવલોકી જઇશું.

# મારો સ્વાધ્યાય.

## લાલા લજપતરાય.

પંજાબ-પંચનદની પતિતપાવની ભૂમિનું દૈવત હજી જાગતું છે. ભારત-આર્યોના પ્રથમ નિવાસ અને પરાક્રમની એ ભૂમિમાં ઘૂમતી સરિતાઓ એ ભૂમિને રસપૂર્ણ કરે છે અને ત્યાંના નિવાસિઓની નસોમાં અખૂટ શૌર્ય અને ઉત્સાહ રેડે છે. વસિષ્ઠ-વિશ્વામિત્રાદિક પ્રાચીન મહાત્માઓની ચરણરજથી પવિત્રતા પામેલી એ ભૂમિમાં હજી ખરા આર્યત્વના અભિમાનની જ્યોતિ ઝળહળી રહી છે. ભારતવર્ષના રાજકીય દૈવની કસોટીના અનેક માર્મિક પ્રસંગોમાં અસાધારણ બળ અને વીરત્વનાં દષ્ટાન્તોની સાક્ષી થયેલી એ ભૂમિ હજી સુધી વીરત્વના ખરા નમૂનાઓ ઉત્પન્ન કરવા સમર્થ છે. લાલા લજપતરાય આ ભાગ્યશાલી ભૂમિનું એક વીર સંતાન છે. ચાલતી બ્રિટિશ-રાજ્યનીતિથી આપણા દેશની કેટલીક બાબતોમાં થયેલી દુર્દશા વિષે બ્રિટિશ પ્રજાને વાકેફ કરવા સારૂ ગઇ નેશનલ કોન્ગ્રેસે મોકલેલા આ એક આપણા વકીલ હમણાં જ ઇંગ્લંડથી પાછા આવ્યા છે. એમને આ દેશમાં પાછા ફરતી વખત મારા સ્વાધ્યાય રૂપી આવકાર આપતાં મને ઘણો હર્ષ થાય છે.

લાલા લજપતરાયનો જન્મ સને ૧૮૬૫ માં થયો હતો. એમના પિતા એક સાધારણ મહેતાજી હતા. પ્રથમથી જ લજપતરાયમાં બુદ્ધિવૈભવ ઊંચા પ્રકારનો જણાતો હતો. અને કેળવણીની અવસ્થામાં જ એમણે ઊંચાં લક્ષણો બતાવ્યાં હતાં. અઢાર વર્ષની ઉમરે તેમણે કાયદાની પરીક્ષા પસાર કરી અને વકીલાતનો ધંધો શરૂ કર્યો. સને ૧૮૮૩ થી ૧૮૯૨ સુધી પંજાબમાં આવેલા હિસર જિલ્લામાં તેમણે વકીલાત કરી પણ તે પછી તેમણે પંજાબની મુખ્ય અદાલતમાં પોતાનો ધંધો શરૂ કર્યો અને ત્યારથી આજ સુધી તેઓ પોતાના દેશના હિતમાં દરેક કામમાં આગળ પડતો ભાગ લે છે. લાલા લજપતરાયે પોતાનું જીવન પોતાના દેશને અર્પણ કર્યું છે. ધંધાની તમામ મીલ્કત તેઓ દેશહિતના કામમાં વાપરે છે. પંજાબમાં એક પણ એવી સાર્વજનિક હીલચાલ નથી કે જેને લાલા લજપતરાયનાં સ્વદેશભક્તિ અને ઉત્સાહનો લાભ મળતો નહિ હોય. પંજાબના એ એક અગ્રેસર છે, આર્યસમાજના નેતા છે, પંજાબની રાજકીય હીલચાલના આત્મા છે, સ્વભાવથી જ તેઓ આગ્રહી જનહિતૈષી છે, અને તેમની તે ઊંચી વૃત્તિનો લાભ કોન્ગ્રેસ જેવી મહાસંસ્થાઓને પણ નીડરતાથી, નિશ્ચયથી, અને ઊંચા સાત્વિક ઉત્સાહથી તેઓ વિનાસંકોચ આપે છે. પોતાના તનનું મનનું અને ધનનું ભરતખંડના હિત સારૂ બલિદાન આપનાર આ ગૃહસ્થનું નામસ્મરણ આપણને અત્યંત ઉત્તેજક હોવું જોઇએ.

કોન્ગ્રેસના ઇતિહાસથી વાકેફ રહેનાર સર્વ કોઇને સ્મરણ હોવું જોઇએ કે થોડાક કાળ ઉપર પંજાબ કોન્ગ્રેસથી અલગ થઈ ગયું હતું. તે માટે પંજાબના અગ્રણીઓ દોષપાત્ર છે કે નહિ તે સવાલ આપણે અત્યારે ચર્ચીશું નહિ, પણ ગઈ નેશનલ કોન્ગ્રેસની બેઠકમાં પશ્ચિમ ભારતના યશસ્વી 'મુકુટ વિનાના નરપતિ' સર ફીરોજશાહ મેહેતાના ખાસ આગ્રહથી

પંજાબનું કોન્ગ્રેસ મંડળ હાજર થયું હતું અને તે વખતે લાલા લજપતરાયે ઊંચી સમાધાનબુદ્ધિથી પોતાની અને સર ફીરોજશાહની વચ્ચે પડેલું અંતર ભાગી નાંખી કોન્ગ્રેસના બન્ધારણ (Constitution)નો સવાલ પુનરુજ્જીવિત કરી પોતે કોન્ગ્રેસમાં સામેલ થયા હતા. લાલા લજપતરાયે આ વખતે કોન્ગ્રેસમાં ભંગાણ જોઈ રાજી થનારા આપણા એંગ્લો-ઇન્ડિયન મિત્રોને પ્રત્યક્ષ રીતે જૂઠા પાડયા અને કોન્ગ્રેસનો ઐક્યધ્વનિ મુંબઇના સભામંડપમાં ફરી એક વાર ગાજી રહ્યો. બીજા દિવસથી બેઠક વખતે લાલા લજપતરાય અને બીજા પંજાબના પ્રતિનિધિઓને કોન્ગ્રેસના સિંહાસનના પાર્શ્વમંડળમાં અગ્રેસર ભાગ લેનાર તરીકે જોઇને સર્વ કોન્ગ્રેસવાળાઓને અત્યંત હર્ષ થયો હતો. અને જ્યારે એક દરખાસ્ત ઉપર ભાષણ આપવા તે સદ્‌ગૃહસ્થ ઉભા થયા તે વખતે ઉભરાઈ જતા આનન્દથી એમને વધાવી લેવામાં આવ્યા હતા. લાલા લજપતરાયની શુદ્ધ અને દુરઅંદેશી સમજશક્તિની સહાયતાથી છેલ્લાં ત્રણ ચાર વર્ષથી કોન્ગ્રેસના ગંડળમાં ફેલાયલી ગેરસમજ દૂર થવા પામી હતી, કોન્ગ્રેસની એકતા સિદ્ધ થઇ શકી હતી અને કોન્ગ્રેસના દુશ્મનોના હર્ષને શોકમાં પલટાવી દીધો હતો. ગયા વર્ષની મુંબઇની કોન્ગ્રેસની બેઠક બીજા ઘણા પ્રસંગોને માટે વિખ્યાત છે પણ તેમાં પંજાબ સાથેના સમાધાનનો પ્રસંગ લગભગ સર્વથી શ્રેષ્ઠ ગણાય છે અને તેનું માન લાલા લજપતરાયની સમાધાનવૃત્તિ અને તેમના મંડળ અને તેમની વચ્ચેના પરસ્પર પ્રેમના સંબંધને ઘણે ભાગે ઘટે છે.

કોન્ગ્રેસની તે જ બેઠકમાં આપણા દેશમાંથી કેટલાક 'વકીલો' ને ઇંગ્લંડની પ્રજા આગળ આપણો 'કેસ' રજુ કરવા સારૂ મોકલવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો અને પંજાબ તરફથી લાલા લજપતરાયને પસંદ કરવામાં આવ્યા હતા. તે ગૃહસ્થે ત્યાં જઇને ઘણી સારી છાપ પાડી છે અને તેમની તથા ઓ. મિ. ગોખલેની વકીલાત છેક નિષ્ફળ નહિ જાય એમ આપણે અંતઃકરણપૂર્વક ઇચ્છિએ છિએ.

લાલા લજપતરાય સ્વદેશી હિલચાલના ખાસ હિમાયતી છે. અને 'બોલવું તેવું ચાલવું' એ સૂત્રના આગ્રહી ઉપાસક છે. પોતે પોતાને તથા પોતાનાં બાળકોને માટે 'સ્વદેશી માલ' જ વાપરે છે. જો સ્વદેશી માલ વાપરવાથી લાલા લજપતરાય જેવા જનમંડળમાં ઊંચી સ્થિતિએ પહોચેલા સદ્‌ગૃહસ્થોનો નિર્વાહ ખુશીથી થઈ શકે છે તો પછી આપણા જેવા નાના માણસોને એમાં શું કામ સંકોચ ખાવો પડે છે તે સમજવું સેહેલું નથી. 'સ્વદેશી' માલથી 'સ્વદેશભાવના' તીવ્ર થાય છે, આ દેશના સન્તાન તરીકે આપણે ઊજળે મ્હોએ ફરી શકીએ છીએ, તથા પરધુરા નીચે પણ આત્મપ્રતિષ્ઠાની બુદ્ધિ જાગ્રત રહે છે: અને તે ભાવના અને તે બુદ્ધિમાં સમાયલાં સર્વ શુભ ફલો સહસાજ પ્રાપ્ત થાય છે. સગવડ અને પ્રસન્નતાનો સવાલ બેશક મોટો છે પણ તેમાં સર્વ યોગ્ય અનુકૂલતાઓ થઈ શકે તેવી છે તે લાલા લજપતરાય જેવાં દૃષ્ટાન્તો આપણને સાબીત કરી આપે છે.

લાલા લજપતરાયનાં જીવનના બે મોટાં લક્ષણો—સ્વદેશભક્તિ, અને સ્વાર્પણ—તેમની મ્હોટાઇનાં અગત્યનાં અંગો છે. જગતના ઇતિહાસ તરફ આપણે નજર કરીશું તો જણાશે કે કોઇ પણ માણસ જેણે કાંઈ એક મહાન ભાવનાને પોતાનું જીવન અર્પણ

કર્યું નથી તેને જગત્ ભાગ્યે જ સંભારે છે. પરંતુ તે મહાન ભાવના જ્યારે સુખોપભોગનો પણ તિરસ્કાર કરે છે અને સર્વસ્વ-અર્પણની બુદ્ધિને જન્મ આપે છે ત્યારે તે ભાગ્યશાલી પુરુષ પરમાત્મદર્શનને પામે છે. સર્વ ભયથી મુક્ત થાય છે અને પોતાના ઉત્તમ દૃષ્ટાન્તના પ્રકાશથી સમકાલીન અને ઇતિહાસથી ભવિષ્યની પ્રજાને ઉદ્બોધે છે. લાલા લજપતરાય આવી કોટિમાં મૂકાવા લાયક છે કે કેમ તેનો વિચાર ઇતિહાસ કરશે. આટલું તો સિદ્ધ જ છે કે જે ગૃહસ્થે સ્વદેશભક્તિમાં સર્વસ્વ અર્પણ કર્યું છે તે ગૃહસ્થને ઇતિહાસકાર એના સમકાલીનોમાં ઊંચું સ્થાન આપ્યા વિના નહિ જ રહે.

લાલા લજપતરાયના હૃદયની અસાધારણ ઉન્નતિ તેમના જીવનમાં અને તેમનાં ભાષણોમાં—હમણાં આપણી વકીલાતના પ્રસંગમાં ઇંગ્લંડમાં કરેલાં ભાષણોમાં, તેમજ તેમના લેખોમાં, પ્રત્યક્ષ થાય છે.

એમનો રાજકીય આગ્રહ–'સ્વદેશભક્તિ'-સર્વ અર્થમાં અને સર્વ સ્વરૂપમાં 'સ્વદેશભક્તિ'— એ એક શબ્દમાં સમાઈ જાય છે. જેઓ સ્વદેશનાં વખાણ કર્યાં કરનારા છે અથવા તાતસ્ય કૂપ ની ભાવનાનું પુંછડું પકડી ખારૂં પાણી પીવા સુધીની સ્થૂળ બુદ્ધિવાળા છે તેમની સ્વદેશભાવનાથી લાલા લજપતરાયની સ્વદેશભાવના જૂદા જ પ્રકારની છે. તેઓની સ્વદેશપ્રીતિએ તેમને 'સ્વદેશ'ના હિતાહિત તપાસવામાં સ્વજનના ચારિત્રની ખામીઓ શોધી કહાડવામાં તે ખામીઓ દૂર કરવાના ઉપાયો શોધવામાં અને તે ઉપાયો અમલમાં મૂકવામાં, તેના ઉપર વખત અને વિચાર અને ધન વાપરવામાં, બીજાઓને પોતાની પેઠે તેમાં સામેલ કરવામાં, અને સ્વદેશભક્તિનું એક જીવતું ઉમદા વાતાવરણ ઉત્પન્ન કરવામાં કામે લગાડ્યા છે. આ સ્વદેશભક્તિ જ ખરી સ્વદેશભક્તિ છે. ઊંચી ભક્તિ જ, આ સર્વસ્વદાન જ, તેમની જનમંડળ અને તેમના વચ્ચેની પરસ્પર પ્રીતિનું મુખ્ય નિદાન છે.

લાલા લજપતરાય પંજાબ તરફ કોન્ગ્રેસના એક મ્હોટા સ્તંભ છે. અને કોન્ગ્રેસની નીતિમાં બે મ્હોટા સવાલોના હીમાયતી છે. એક કોન્ગ્રેસનું બન્ધારણ (Constitution) અને બીજું બહિષ્કાર સહવર્તમાન સ્વદેશાવલંબન. (જેને માટે લાઘવની ખાતર 'સ્વદેશિતા' એ શબ્દ હવેથી વાપરીશું ). કોન્ગ્રેસ સંબંધમાં કોન્ગ્રેસે તેમના જ આગ્રહથી જૂદા જૂદા પ્રાન્તોના પ્રતિનિધિઓની કમિટિ નીમી છે. અને તે કમિટિ શું મત આપે છે તે જોવાનું છે. પણ લાલા લજપતરાય એ સંબંધી શું વિચાર ધરાવે છે તે 'હિંદુસ્થાન પત્ર'માં લખેલા એમના એક લેખ ઉપરથી આપણે સમજી શકીએ છીએ. વાંચનારને યાદ હશે કે કોન્ગ્રેસે કેટલાક વખત ઉપર એક કાર્યભાર કમિટિ નીમી હતી અને તે કમિટિ કેટલાક કારણસર બંધ પડી ગઈ છે. આ કમિટિ નિરુપયોગી હતી અને તેથી વ્યવસ્થાને બદલે ઉલટી અવ્યવસ્થા થતી હતી એવો એક સબલ પક્ષનો મત છે. તો પણ લાલા લજપતરાય તેવી કમિટિ અગત્યની છે એમ બતાવે છે અને 'સર ફિરોજશાહને વખત ન હોય તો (મહેતાનો કાંઈક કટાક્ષથી) કહે છે કે તે કમિટિ મુંબઈ અને કલકત્તામાં અવાર નવાર મળે—માત્ર મળવાના સ્થળની અગવડતાના અથવા સર ફિરોજશાહને ફુરસદ ન હોવાથી એ કમિટિ બંધ પડી છે' એમ માનવાને આપણી પાસે પુરતાં સાધન નથી. અને સર ફિરોજશાહ ઉપરનો કટાક્ષ આપણને ખાસ કરીને ઉદ્વેગ કરે છે કારણ કે સર ફિરોજશાહે કોન્ગ્રેસને

મારે લાલા લજપતરાય કરતાં ઓછું સ્વાત્માર્પણ કર્યું નથી, એટલું જ નહિ પણ લાંબો અનુભવ, ઊંચો બુદ્ધિવૈભવ અને વિશાળ ડહાપણ કોન્ગ્રેસનાં પક્ષમાં એમને એવે ઉચે સ્થાને મૂકે છે કે જ્યાં તે પોતાના સમાનો સિવાય બીજાના વાક્પ્રહારથી લગભગ પર છે. કોન્ગ્રેસના બન્ધારણનો વિષય આ વખતે જ કોન્ગ્રેસ પાસે આવવાનો છે અને તેમાં શું નિર્ણય થાય છે તે જોવાનું છે, પરંતુ કોન્ગ્રેસવાળાઓના મતની નોંધ રાખનાર સર્વ કોઈ આટલું જાણે છે કે પંજાબ સિવાય સર્વ પ્રાંતો જૂની કમિટીને નિરુપયોગ માન વામાં એક મતના છે. લાલા લજપતરાય આમને બધાને ફેરવી શકે છે કે કેમ તે આ કોન્ગ્રેસમાં જણાશે.

લાલા લજપતરાયનો બીજો આગ્રહ—બહિષ્કાર સાથે સ્વદેશિતાનો છે. આ પણ એક અત્યંત વિવાદનો વિષય છે. 'સ્વદેશિતા' વસ્તુઓના પોતે મૂળથી ચુસ્ત હીમાયતી છે અને બંગાળાએ અત્યારે જ તેને સ્વીકાર્યું છે એ ખરૂં છે. બંગાળાના ભાગલાની બાબતમાં સરકાર ઉપર દબાણ લાવવાના એક સાધન તરીકે બંગાળી અગ્રેસરોએ અત્યારે બહિષ્કારને સ્વીકાર્યો છે. પણ તે સ્થિતિમાં એવા તો કેટલાક વ્યાવહારિક અને દૂરની અસરોના પ્રશ્નો સમાયલા છે કે કોઇએક વ્યક્તિનો એવો અભિપ્રાય છે એટલા ઉપરથી લાલા લજપતરાયના સિદ્ધાન્તો સર્વાંશે સ્વીકારી શકાય તેમ નથી. એટલું જ નહિ, પણ કોન્ગ્રેસ પોતે એ નીતિને સર્વાંશે સ્વીકારશે કે કેમ, સ્વીકારી શકે એમ છે કે નહિ એ વિચારવા જેવું છે. સ્વદેશિતા સર્વ રીતે પસંદ કરવા અને ઉત્તેજન આપવા લાયક છે. પણ સ્વદેશના માલની અત્યારની સ્થિતિમાં અને ઈંગ્લાંડ જેવા વ્યાપારપરાયણ મહારાજ્ય સાથેના આપણા સંબંધ ઉપર નજર રાખતાં ઈંગ્લાંડનો બહિષ્કાર આપણને પોસાય તેવો છે કે નહિ એ સવાલ કોન્ગ્રેસ એક હમેશની નીતિ તરીકે સ્વીકારે તે પહેલાં સર્વ રીતે તપાસવા લાયક છે. આપણા દેશને જેમ બને તેમ પરદેશથી આપણી જરૂરીયતો અને મોજ શોખની ચીજો માટે સ્વતંત્ર રાખવો એ ભાવના અત્યંત ઊંચી ઉપયોગી અને વ્યાવહારિક નીતિના નિયમોને અનુસરતી છે એમાં કાંઈ શક નથી. અને તેમ થવા સારૂ યત્ન કરવો, આગ્રહ રાખવો, અને આખી પ્રજાનું એ જીવન-સૂત્ર બનાવવા જેટલો ઉત્સાહ અને શ્રમ લેવો એ બધું આપણે સ્વીકારવું જોઇએ; પણ તે સાથે બહિષ્કારને શામીલ કરવો, એ પોતાના વ્યાપારની બાબતમાં આપણા કરતાં ઘણા ભારે આ-ગ્રહવાળી, આપણા કરતાં અનેક ગણી સાધનસંપત્તિવાળી, એક પ્રજાના હાથમાં આપણી ચોટલી છે એ વાત સામેલ કરતાં, કેટલે અંશે વ્યાવહારિક છે, ડહાપણવાળું છે, કાર્યસાધક છે, સફળ થવાની આશાવાળું છે, એ વિચારવાની પૂરી જરૂર છે. કાર્યદક્ષ પુરુષો જાણે છે કે, કેટલીક વાર ક્રિયામાં ફેર ન હોય છતાં કોઈ ભાગ્યહીન શબ્દથી તે ક્રિયા અકારી થઇ પડે છે. તે શબ્દ વિના તે ક્રિયા આવકાર પામે છે. નિત્ય બહિષ્કારના સંબંધમાં આવી ભૂલ ન થતી હોય એ જોવાની બહુ જ જરૂર છે.

લાલા લજપતરાય કેળવણીની બાબતમાં બહુ જ ઉત્સાહી છે. ધાર્મિક અને કલાકૌશ-લ્યની કેળવણીની સંસ્થાઓ માટે પોતે પોતાના પ્રાન્તમાં પૂર્ણ શ્રમ લે છે. એ વાત અત્યંત હર્ષજનક છે અને તેવો ઉત્સાહ આપણા પ્રાન્તમાં દાખલ થાય તેને માટે આપણો પ્રાન્ત ઉ-તેજાર છે. કેળવણી—અને સરકારથી નિરપેક્ષ—કેળવણીની દિશામાં આપણા દેશનું પરમ ક-

તવ્ય છે, આપણા શુભનું પરમ સાધન છે, આપણી ભાવી સ્વતંત્રતાનું આવશ્યક પગલું છે એ વાત જેટલી વધારે અને વધારે જલદીથી સ્વીકારીએ તેટલું આપણા હમણાંના પ્રયત્નોનું ફલ સમીપ છે એમ મારું માનવું છે.

લાલા લજપતરાયની પેઠે કેળવણીની પાછળ પૂરતો શ્રમ લેનાર, તેને જ પોતાના જાહેર જીવનનું કેન્દ્ર બનાવનાર કોઈ ઉત્સાહી સત્પુરુષ ગુજરાતમાંથી નીકળશે ? ગુજરાતમાં અર્થશાસ્ત્રની દૃષ્ટિએ ઘણું 'ધન' છે—ગુજરાતની ઊંચી જમીન એ એવું મોટામાં મોટું ધન. તે સિવાય પણ વેપાર અને ધંધાને માટે અત્યારે ગુજરાત ઊંચું સ્થાન ભોગવે છે. આપણી કુદરતી સંપત્તિને કેળવનાર, અને તેના ઉપરથી પાકો માલ બનાવી શકાય તેવા ઉદ્યોગને સારૂ જોઇતી કેળવણીની સંસ્થાઓ સ્થાપનાર અત્યારે ગુજરાતનું મોટામાં મોટું શુભ કરી શકશે. ગુજરાતના સમૃદ્ધ અને દેશકાળની વસ્તુગતિને સમજનાર વર્ગને પોતાના હમણાંના અભ્યુદયકાળમાં અમે કલાકૌશલ્યની કેળવણી વેગથી આગળ વધારવાની વિનંતિ કરીયે છીએ, અને અમને આશા છે કે એ વિનંતિ કોઇના હૃદયમાં ઉતરશે. યોગ્ય ઉત્સાહ અને શ્રમ લઇએ તો કુદરતની વાડીને કલાકૌશલ્યનું સંગ્રહસ્થાન બનાવવાનું આપણા હાથમાં જ છે. પરમેશ્વર આપણામાંના એકાદને લાલા લજપતરાયની સદ્બુદ્ધિ અને સદુત્સાહ આપો.

**અભ્યાસી.**

---

## " ઇતિહાસની આરસી. "

( અનુસન્ધાન પૃ. ૮૯ થી )

ઉપરના મથાળા નીચે આ પત્રમાં પૂર્વે ગ્રીસ અને રોમના ઇતિહાસમાંથી સૂત્રરૂપે કેટલોક બોધ તારવી કાઢવામાં આવ્યો હતો, તથા યુરોપના અર્વાચીન યુગનાં ખાસ લક્ષણ—ઐહિકતા (Secularism) અને વ્યક્તિદૃષ્ટિ (Individualism)—બતાવી, એની રાજકીય ઇતિહાસ ઉપર થએલી અસરનું દિગ્દર્શન કરાવ્યું હતું. આજ એ અર્વાચીન ભાવનાની યુરોપના, ખાસ કરીને ઇંગ્લંડના, આર્થિક ઇતિહાસ ઉપર થએલી અસર બહુજ સંક્ષિપ્ત રૂપે અવલોકીએ.

અર્વાચીન યુરોપના આર્થિક ઇતિહાસમાં ઐહિકતાની ભાવના કેવી વ્યાપેલી છે. એ બતાવવા માટે તો બિલકુલ વિગતવાર ચર્ચા કરવાની જરૂર પડે એમ નથી. અર્વાચીન યુરોપની 'વિત્તૈપણા'—દ્રવ્યલાલસા—એ પરલોકનું હિત સંપાદન કરવા માટે નથી, પણ ઐહિક સુખ અને બળના સાધન રૂપે જ છે એ સુપ્રસિદ્ધ છે. જરાક વિગતમાં ઉતરીને બતાવવા જેવી બાબત છે તે આર્થિક ઇતિહાસમાં પ્રકટ થતી વ્યક્તિદૃષ્ટિ છે. કુદરતથી મનુષ્ય માત્ર સમાન સ્વતન્ત્ર અને સૌજન્યથી ભરેલાં છે; મનુષ્યના કાયદાઓ એ જ સર્વે દુઃખનું મૂળ છે; અને કુદરતના સ્વાભાવિક નિયમોને અનુસરવામાં આવે તો સર્વ દુઃખ શમી જાય—આ સિદ્ધાન્તને જેમ રાજકીય બાજુ છે તેમ આર્થિક બાજુ પણ છે. ' કુદરતના નિયમો ' ને જનસમાજને લગાડનારાઓમાં અરાઢમી સદીના અર્થશાસ્ત્રીઓ પ્રહેલ

વહેલા હતા. એ વખત સુધી સુધરેલાં રાજ્યોમાં પણ વેપાર અને ઉદ્યોગ ઉપર રાજ્યનો અંકુશ મૂકવામાં આવતો હતો. દેશમાં ઉત્પન્ન થતા માલને પૈસાની મદદ આપવાથી અને પરદેશથી આવતા માલપર જકાત નાંખવાથી પોતાના દેશના વેપાર ઉદ્યોગને પુષ્ટિ મળે છે એમ આગળના રાજ્યકર્તા સમજતા હતા. આ સિદ્ધાન્ત ગેરસમજણ ભરેલો છે એમ ઍડમ સ્મિથ ( ઈ. સ. ૧૭૨૩—૧૭૯૦ ) નામના એક પ્રખ્યાત અર્થશાસ્ત્રીએ પહેલવહેલું પ્રતિપાદન કર્યું. ઍડમ સ્મિથ અને એના અનુયાયીઓનું એમ કહેવું હતું કે લોકો વેપાર ઉદ્યોગ કરે છે તે પોતાના હિત માટે જ કરે છે, અને તેથી શું કર્યાથી પોતાને લાભ થશે તે તેઓ પોતાની મેળે જ શોધી કાઢે છે. રાજ્યકર્તાએ લોકોને પોતાને સૂઝે તેવી રીતે ધન્ધો કરવાની છૂટ આપવી જોઇએ. રાજ્યે વેપાર અને ઉદ્યોગને લગતા કાયદા ઘડી લોકના સ્વતન્ત્ર વ્યવહારમાં વચ્ચે પડવાની જરૂર નથી; જેમ જેમ ધન્ધામાં હરીફાઈ ચાલતી જશે તેમ તેમ જે ધન્ધામાં ખરો નફો હશે તે ટકશે અને નફો નહિ હોય તે એની મેળે નાશ પામશે. કોઈ પણ રાજ્યે આ સિદ્ધાન્ત પૂરેપૂરો તો અમલમાં મૂક્યો નથી. ઈ. સ. ૧૮૪૬ માં કૉબ્ડનના ભગીરથપ્રયત્નને પરિણામે પરદેશથી આવતા અનાજ ઉપરથી જકાત ઉઠાડીને ઇંગ્લંડના રાજ્યકર્તાઓએ આ સિદ્ધાન્ત ઘણે ભાગે પોતાની આર્થિક નીતિમાં સ્વીકાર્યો છે. આની ઇંગ્લંડના વેપાર અને ઉદ્યોગ ઉપર સારી માઠી એમ મિશ્ર પ્રકારની અસર થઈ છે. તેમાંની બે ત્રણ બાબતોની ખાસ નોંધ લઇએ.

પહેલી અસર તો એ કે એથી વેપારનો મ્હોટો વિસ્તાર થયો. મ્હોટાં મ્હોટાં કામ માથે લેવા માટે લોકમાં હિંમત, સાહસ, અને ઉત્સાહ પેદા થયાં; નવી નવી શોધો થવા માંડી; અને જેટલો પૈસો મેળવવો પહેલાંનાં સોએક વર્ષ ઉપર તદ્દન અશક્ય લાગતો હતો તેટલો હવે સહેલાઇથી સંપાદન થઈ શકતો. પૈસાની જરૂર અને મહત્ત્વ સમજાતાં, પૈસાનો બચાવ થવા લાગ્યો, અને જેમ જેમ પૈસો બચતો ગયો તેમ તેમ તે પૈસો નવા ઉદ્યોગમાં ધીરાવા લાગ્યો. અને જેમ જેમ ધન્ધામાં વધારે મૂડી રોકાવા લાગી તેમ તેમ પેદાશ વધતી ગઈ. બીજો લાભ એ થયો કે લોકો પોતપોતાને અનુકૂળ પડે તેવા વેપાર ચલાવવામાં એક બીજા સાથે એકઠા જોડાયા, અને લક્ષ્મીની સેરો ચોતરફથી એકઠી વહેવા લાગી. મ્હોટી મ્હોટી કંપનીઓ સ્થપાઈ અને એકત્રતાથી શા લાભ થાય છે તે લોકને સમજાયું, રેલવે, બેંકો, અને બીજી અનેક તરેહની કંપનીઓ થઈ તેમાં મધ્યમ વર્ગને તેમ જ મજુર વર્ગને ઘણો લાભ થતો ગયો. ટુંકામાં, પૈસો એક ઠેકાણે ભરાઈ ન રહેતાં, ચારે તરફ વેરાવા માંડ્યો—અને વેરાવાથી ઘટ્યો નહિ, બલ્કે વધ્યો.

ત્રીજું—જેમ જેમ રાજકીય પ્રતિબન્ધ અને વગસગ દૂર થયાં તેમ તેમ પ્રવીણ અને બુદ્ધિમાન પુરુષોને પોતપોતાને અનુકૂળ હોય તેવા ધન્ધા કરવાનું સ્વાતન્ત્ર્ય મળ્યું. પણ તે સાથે એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે પૈસાવાળો જેવી સહેલાઇથી હરીફાઇમાં ઉતરી શકે છે તેટલી સહેલાઇથી ગરીબ માણસ ઉતરી શકતો નથી. તેથી પરિણામ એ થયું કે પૈસાવાળા ફાવવા લાગ્યા, અને કહેવત છે તેમ ' ભરતામાં ભરાવા માંડ્યું,' અને સાધારણ ધનાઢ્ય માણસો અથાગ ધનાઢ્ય થઈ પડ્યા. એટલે જેમ એક અસર પૈસો વિવિધ માર્ગે વ્હેંચાવાની થઈ તેમ બીજી અસર એથી ઉલટી થઇ ધનિકના હાથમાં ધન ભરાવા લાગ્યું.

ચોથું—જેમ જેમ આપણી કને પૈસો આવતો જાય છે તેમ આપણને વધારેને વધારે વસ્તુઓનો ખપ જણાતો જાય છે. વળી ઉદ્યોગ વધતો ગયો તેમ તેમ લોકોને મજુરી મળતી ગઈ, અને નિર્વાહનાં સાધન વધ્યાં. અને પ્રજા પણ વધતી ચાલી. પૈસાદાર લોકો જેમ જેમ વધારે પૈસો સંપાદન કરતા ગયા તેમ તેમ તેમનું ખર્ચ તેટલા પ્રમાણમાં વધતું ગયું, અને તે ખર્ચાએલો પૈસો કેટલેક અંશે ગરીબ લોકને મળતો ગયો, અને તેથી તેઓની સ્થિતિમાં સુધારો થયો–એ પણ આપણે કલ્પી શકીએ. આ સ્હામે, ગરીબ લોકની સ્થિતિ પરત્વે એ પણ યાદ રાખવું જોઇએ કે *પ્રજાની સંખ્યા વધવાથી નિર્વાહનાં* સાધનમાં ભીડ થાય, અને એ ભીડની અસર મ્હોટે ભાગે તવંગરને નહિ પણ ગરીબને જ સહન કરવી પડે.

આમ ધમધોકાર અને સ્વતન્ત્ર આર્થિક પ્રવૃત્તિથી તવંગરને જેટલો લાભ છે તેટલો ગરીબને નથી. ગરીબને લાભ–હાનિ એકઠાં છે. વળી, વર્તમાનકાળમાં વેપાર–ઉદ્યોગમાં જે અણધારી ઝડપથી ફેરફાર થાય છે તેને લીધે ઘણા વેપારીઓ વેપારમાં અટકી પડે છે. અને મજુરો એકદમ બિનરોજગાર બની જાય છે. પરન્તુ આની સ્હામી બાજુએ એ પણ યાદ રાખવું જોઇએ કે ગરીબ પ્રજામાં જે લોકોને મરી ફીટવું પડે છે તેઓને તવંગર પ્રજામાં કાંઇ ને કાંઈ ધન્ધો મળી રહે છે. વળી તવંગર પ્રજામાં જે છૂટે હાથે ધર્માદા ખર્ચ થાય છે તેથી નબળાં અને નિર્ભાગીઓનું ગુજરાન ચાલે છે. ઘણ જનસમાજને તળીએ હજી પણ એવો એક નિર્ધનતારૂપી પંકનો ખાડો રહે છે કે જેમાં ગરીબ મજૂર વર્ગ નિર્વાહનાં સાધનમાં સહેજ ઘટાડો થતાં કે બાળબચ્ચાંની સંખ્યામાં સહેજ વધારો થતાં આવી પડે છે. *આમ દેશની લક્ષ્મી વધ્યા છતાં પણ ગરીબ લોકની ફિકર તો દરેક રાજ્યમાં કાયમ રહે છે જ.* વેપાર ધન્ધામાં લોકને સ્વાતન્ત્ર્ય આપીને હરીફાઈ ઉપજાવવાથી સર્વથા ફાયદો જ થયો છે એમ નથી. *ઍડમ સ્મિથ અને એના અનુયાયી* સ્વાતન્ત્ર્યવાદીઓએ કાંઇક આ પ્રકારનું અનુમાન કર્યું જણાય છે:—' ધન્ધામાં નફાની આશા એ માણસને સ્વાભાવિક રીતે દોરનાર વસ્તુ છે. માટે એ આશામાં કોઈ પણ રીતે આડા ન આવવું, અને એ આશા જ્યાં દોરે ત્યાં જવું.' પણ આ અનુમાનમાં ભૂલ એક થાય છે તે એ કે–જે સ્વાભાવિક રીતે માણસને ખેંચી જાય છે તે જ ઘણીવાર માણસને ફસાવે છે. માટે સ્વાભાવિક નફાના લોભની વૃત્તિ ઉપર સાવચેતી, ડહાપણ, અને મધ્યમસરપણાનો અંકુશ—આર્થિક લાભ ખાતર, પણ–મૂકવો જોઇએ. વળી આ અંકુશ વગરની માણસની સ્વાભાવિક વૃત્તિ એને અનેક અનર્થમાં ફસાવે છે. આથી કેટલાક માંણસ અતિલોભી બની જાય છે, અને પોતે ઉપયોગમાં લઈ શકે કે પરાર્થમાં ખર્ચવા ઇચ્છે તે કરતાં અતિ અધિક ધન એકઠું કરે છે. કેટલાક, લક્ષ્મી ઉકરડાની માફક વધતાં, આળસુ બની જાય છે અને સુખચેનમાં પડી રહે છે. જનસમાજની દરેક વ્યક્તિ ઉપર આ અતિલોભ કે અતિઆલસ્યની થોડી ઘણી અસર પણ દેખાયા વિના રહેતી નથી. વળી, કેટલીક પ્રજાને બીજી પ્રજાના વ્યાપારવિષયક સ્વાતન્ત્ર્યથી નુકસાન થાય છે: જેમકે અંગ્રેજ વેપારીઓ સ્વતન્ત્રતાના સિદ્ધાન્તને નામે, જો કે ખરૂં જોતાં મોહક માલથી લોકનાં મન પરવશ કરીને, લાખો રૂપીઆ હિન્દુસ્તાનમાંથી પરદેશ ખેંચી જાય છે, અને પૂરતી જકાતના અંકુશને અભાવે નવા ઉદ્યોગો જામી શકતા નથી.

આ પ્રમાણે, વર્તમાન યુગના વ્યક્તિવાદે મનુષ્યની આસુરી સંપત્તને ગણતરીમાં લેવાનું ભૂલી જઈને રાજકીય વિષયમાં જેમ ફ્રેંચ રેવોલ્યૂશન ઉપજાવ્યો, તેમ આર્થિક વિષયમાં પણ આસુરી સંપત્તને નિસ્તારદદને ગંજાવર સટ્ટાને, અને સ્હામાને હેરાન કરીને મ્હોએ માગ્યા ભાવ લેવા સારૂ જગતનો બધો માલ ખરીદી લેવાની યોજનાઓને જન્મ આપ્યો.

આમ જનસમાજના દૂષણો દૂર કરવાના ગ્રીસ રોમ પ્રાચીન ( ખ્રીસ્તી ) યુરોપ અને અર્વાચીન યુરોપના વિવિધ પ્રયત્નો કેટલે દરજ્જે સફળ યા નિષ્ફળ થયા છે એ બતાવ્યું છેક વર્તમાન સમયની જગતની પ્રવૃત્તિનું તત્વ શું છે એ હવે પછી એક બે લેખમાં વિચારીશું.

[ વસન્ત ઑફિસ. ]

---

## પ્રિન્સ ઑફ વેલ્સને આવકાર.

( વસંતતિલકા છંદ. )

આવો ભવિષ્યનૃપ, હિંદતટે પધારો  
આ ભાવસ્નિગ્ધજનતાઉરતખ્ત મ્હાલો,  
આ દીન હીન મરુઠી મહીં પાય પાડો,  
આ રાંકડે વદન નેત્રમયૂખ માડો  ૧.

જોશો અહીં સુજનતા નથી ને પુરાણી,  
પ્રાક્પશ્ચિમોદધિની સંધિ થતી થવાની,  
આ ક્ષેત્ર જીર્ણ જનતાનું રસાળ ચાલું,  
જોશો નવા પ્રબળ બીજ વડે વવાતું  ૨

આશા તણા ગગનમાં ઊડીએ વિલાસે,  
ને શીખીએ ફરજ ભૂમિની એ પ્રકાશે  
એ આશ ને ફરજ તંતુ વડે વણીએ,  
કીર્તંપટે તમ સુનામ પ્રભુકૃપાએ !  ૩

પોલિટિકલ કેમ્પ, ચોપાટી, તા ૮–૧૧–૦૫

બલવંતરાય ક. ઠાકોર

# ૧૯૦૪—૫ નો હિન્દુસ્તાનનો વેપાર.

હિન્દુસ્તાનના વેપાર સંબન્ધી થોડાક અગત્યના આંકડા વર્ષમાં એકાદ વખત પણ દરેક હિન્દહિતૈષીએ નજર તળે કાઢવા જોઈએ.

આયાત અને નિકાસનો કુલ સરવાળો આગલા વર્ષ કરતાં ૧૭·૩ કરોડ રૂપીઆ જેટલો વધારે હતો. એટલે કે સેંકડે ૬·૨ ટકા ગયા વર્ષ કરતાં અને ૨૧·૬ ટકા તે પહેલાંના વર્ષ કરતાં વધારે.

**આયાતઃ**—(૧) સુતર અને સુતરાઉ કાપડની આયાતમાં ૭ કરોડ રૂપીઆનો વધારો થયો હતો; રેશમી કાપડ જાપાન અને ચીનથી આવ્યું હતું અને તેમાં ૧૫½ ટકા; અને ઊનના કાપડમાં ૪૨½ ટકા આયાત વધી હતી. સુતર અને સઘળી જાતનાં કાપડ કુલ આયાતના ૪૫ ટકા જેટલી કિંમતનાં હતાં. (૨) ખાનપાનની ચીજોના ૫૩ ટકા ખાંડની આયાત હતી. સુતરાઉ કાપડ પછી બીજે નંબરે ખાંડની આયાત છે. આખી દુનીઆના દેશો પૈકી હિન્દુસ્તાનમાં સૌથી વધારે ખાંડ ઉત્પન્ન થાય છે છતાં અત્રે ખાંડની આટલી ભારે આયાત થાય છે. હિન્દુસ્તાનમાં માણુસ દીઠ ૨૫ રતલ ખાંડનો ઉપયોગ થાય છે; ફ્રાન્સમાં ૧૯૦૨-૩ માં ૨૪ રતલ હતો, જો કે તે વખતે ખાંડના ઉપયોગ ઉપર ઘણા કૃત્રિમ અંકુશ નાંખવામાં આવ્યા હતા; જર્મનિમાં ૨૮ રતલ છે; અને ઈંગ્લંડના માણુસ દીઠ વાપરના પ્રમાણમાં અત્રે માત્ર સેંકડે ૨૮ ટકા જ હોય છે. (૩) દારૂ—થોડો વધારો, ખાસ કરીને અંગ્રેજી દારૂનો. કુલ આયાત ૪,૬૦૦,૦૦૦ ગૅલન; અને અત્રે બનાવેલો ૪,૬૦૦,૦૦૦ ગૅલન—જેનો અડધો ભાગ લશ્કરમાં. (૪) **લોઢાનો સામાન**—તેમાં ૬૫ ટકા આયાત ઇંગ્લંડ સ્કૉટલંડ આયર્લંડથી; જર્મનિ અને બેલ્જીયમ ૧૮·૭ ટકા; ઑસ્ટ્રિયા હંગરિ ૭·૬ ટકા. (૫) **ધાતુઓની** આયાતમાં થોડોક વધારો. હિન્દુસ્તાનમાં લોઢું નીકળી શકે એમ છે, છતાં આમ આયાત થાય એ દિલગીરી ભરેલું છે. હાલમાં બંગાળામાં બરાકર ગામમાં માત્ર એક કંપની લોઢું કાઢે છે. (૬) **સાંચાઓ** ૧૫ ટકા વધારે; રેલવેનો સામાન એ કરતાં પણ વધારે. (૭) રશિયન **કેરોસીન** તેલમાં ઘટાડો; બ્રહ્મદેશનું કેરોસીન તેલ એક કંપનીના હાથમાં છે, પણ તે રશિયન અમેરિકા અને ડચ ઇસ્ટ ઇન્ડીઝના તેલ કરતાં સોંઘું હોવાથી—એમાં ૩૬ ટકા વધારો થયો હતો. (૮) હિન્દુસ્તાનમાં **કોલસા** નીકળવા માંડયા છે તેથી ઈંગ્લંડના કોલસાની આયાત હાલમાં ઘટી ગઈ હતી, પણ તેમાં તોલ જોતાં પાછો ૪૦ ટકા અને કિંમત જોતાં ૩૨ ટકા વધારો થયો છે.

**નિકાસમાં** ૧૯૦૩–૪ કરતાં માત્ર ૩ ટકા જ વધારો થયો છે; પણ તે પહેલાંના વર્ષ કરતાં ૨૨ ટકા વધારે, અને છેલ્લાં ચાર વર્ષમાં ૪૮ ટકા વધારે. (પણ ચાર વર્ષ ઉપર દુકાળ હતો એ ભુલવું જોઇતું નથી.) (૧) **અનાજનો** નિકાસ ૩૨ ટકા વધારે—"અનાજ અને દાળ" ના ખાનામાં પૂર્વે કદી ન પડેલી એવડી રકમ પડી છેઃ એટલે કે ૪૨૬૬ લાખ રૂપીઆ—કુલ નિકાસના ૨૬·૭ ટકા. (૨) **કૉફી**—જે કુર્ગ, મદ્રાસ અને ત્રાવણકોરમાં થાય છે—એનો નિકાસ, તોલ જોતાં, છેલ્લાં પંદર વર્ષમાં ન થએલો એટલો;

પણ એની કિંમતમાં ઘટાડો. (૩) ચોખાની કિંમત ૧૯૦૩–૪ કરતાં ૭ ટકા ઓછી છતાં એનો નિકાસ પૂર્વે કદી ન થએલો એટલો. એના ૪૬૩,૮૬૨ ટન તો જાપાન ગયા હતા. ત્યાં લડાઈ ચાલતી હતી એ ખરૂં, પણ ત્યાં ડાંગેરનો પાક છેલ્લાં બે વર્ષમાં ઘણો જ સારો હતો એ પણ યાદ રાખવાનું છે. (૪) ઘઉંના નિકાસમાં, તોલમાં ૬૬ ટકાનો અને કિંમતમાં લગભગ તેટલો જ વધારો. એનું કારણ, ઉત્તર હિન્દુસ્તાનમાં વાવણી વધારે થઈ હતી. (૫) **ચાહ**નો નિકાસ ૨·૬ ટકા વધારે છે, પણ એનું કારણ એમ બતાવવામાં આવે છે કે પાક જોઇએ તે કરતાં જાસ્તી છે. એની કિંમત જોતાં ૧ ટકો ઘટાડો છે. ઈંગ્લંડ સિવાયના દેશોમાં અને સંસ્થાનોમાં પહેલા કરતાં એનો વધારે ઉપાડ છે. (૬) **તમાકુ** ઉપર ઈંગ્લંડમાં ભારે જકાત લેવાય છે, અને તેથી અત્રેનો નિકાસ અટકે છે. હિન્દુસ્તાનની સિગાર સ્ટ્રેઇટ સેટલમેન્ટ પછી બીજે નંબરે—વધારેમાં વધારે ઇંગ્લંડમાં ખપે છે (૭) જર્મનીની બનાવટી **ગળી** થતાં, અત્રેના ગળીના વેપારને ધક્કો લાગ્યો છે. દસ વર્ષમાં ૬૬ ટકા જમીનનું વાવેતર ઘટ્યું છે. (૮) **તેલ**ના નિકાસમાં ઘટાડો છે, પણ તે વનસ્પતિ તેલના; બ્રહ્મદેશના ખનિજ તેલ (જેમકે કેરોસીન) નો નિકાસ તો ૧૯૦૩–૪ કરતાં ૪ $\frac{1}{2}$ ગણો છે. (૯) કાચા માલ પૈકી **કોલસા**નો નિકાસ—તોલમાં—ઘણો વધારે છે; કિંમતમાં ઘણો ઓછો છે. (૧૦) ૧૯૦૩–૪ માં અમેરિકાના રૂની તંગીને લીધે હિન્દુસ્તાનના **રૂ**ના નિકાસમાં ઘણો જ વધારો હતો. અને આ વર્ષમાં રૂનું વાવેતર ૧૪૫ લાખથી વધી ૧૯૦ લાખ એકર થયું હતું. (૧૧) **ચામડાં, શણ અને બીયાં** ત્રણેના નિકાસમાં પણ, તોલ જોતાં, વધારો; કિંમતમાં, ચામડાંમાં વધારો. (૧૨) **રેશમ**નો નિકાસ ૪૨૫ લાખનો તે છેલ્લાં સાત વર્ષમાં ઓછામાં ઓછો (૧૩) **સુતર, સુતરાઉ માલ, શણનો માલ**, લાખ અને કાથીની બનાવટના નિકાસમાં સુધારો; પણ **કમાવેલાં ચામડાં** તથા **ઊન** અને **રેશમી કાપડના** નિકાસમાં ઘટાડો. એકંદર આ બનાવટી ચીજોમાં ૬ ટકા વધારો.

**જકાતની ઉપજઃ—**

| | | |
|---|---|---|
| (૧) ખાનપાનની ચીજો (તેમાં મુખ્યત્વે કરીને દારૂ અને ખાંડ)—એ ઉપર ઉપજ્યા. | રૂ. ૧૨૫ | લાખ. |
| (૨) સુતરાઉ માલ ઉપર, | રૂ. ૧૧૬ | લાખ. |
| (૩) ધાતુ અને ધાતુની ચીજો ઉપર. | રૂ. ૭૧ | લાખ. |
| (૪) પેટ્રોલિયમ (ઍસ) તેલ ઉપર. | રૂ. ૪૫ | લાખ. |

**ટીકાઃ**—ઉપરના આંકડાનું આર્થિક સ્વરૂપ નીચે મુજબ છેઃ—

(૧) આયાત અને નિકાસનો સરવાળો વધે એથી હિન્દુસ્તાનની આબાદી સૂચવાતી નથી. આયાત કરતાં જેટલો નિકાસ વધારે તેટલો હિન્દુસ્તાનનો પૈસો પરદેશ તણાઇ ગયો સમજવો. જેમ આયાત વધારે, નિકાસ વધારે, અને બંને વચ્ચે તફાવત થોડો—તેમ હિન્દુસ્તાનને લાભ.

(૨) હિન્દુસ્તાનમાં બની શકે એવી ચીજો પરદેશથી બની આવે છે.

(૩) પરદેશ ચઢતી ઘણી ખરી ચીજો—જેમકે ચાહ વગેરે—અત્રે યુરોપિયન—અંગ્રેજ—કંપનીઓ ઉત્પન્ન કરે છે, અને એનો નફો એમને જ જાય છે.

(૪) પરદેશ અનાજ જાય છે એ ફક્ત ત્યાંના રૂપીઆ અત્રે ખેંચી લાવવા માટે હોત તો ખેડૂતને ફાયદો થાત, અને અનાજના ભાવ ચઢયા સાર્થક હતા. પણ આ અનાજ તો પરદેશી નોકરોના પગાર પરદેશી વેપારીઓની મૂડીનો નફો વગેરે ભરવા માટે પરદેશ મોકલવું પડે છે અને તેથી અનાજના ભાવ ચઢે છે તેનું નુકશાન ગરીબ પ્રજાને થાય છે.

[ વસન્ત—ઑફિસ. ]

---

# અસત્ય ભાવારોપણ.

( અનુસન્ધાન પૃ૪ ૨૬૭ થી. )

આ છેલ્લા ઉદાહરણમાંથી સહજ રીતે (ख)-(૨.) વાળા વિભાગમાં ઉતરી પડાયછે. આરમ્ભમાં આપણે આત્મલક્ષી કાવ્યમાં પ્રકૃતિ ઉપર કવિના હૃદયના ભાવની છાયા પડતાં અસત્ય આરોપણ થતું જોયું તેમ જ તેવી છાયા કાંઈક પડવા છતાં સમતોલનશક્તિનાં સૂક્ષ્મ બળોએ કરીને એ અસત્યતામાંથી બચી જનારાં ઉદાહરણો પણ જોયાં. પછી પરલક્ષી કાવ્યમાં એ આરોપનો પ્રવેશ થતાં અસત્યતાનો દોષ જતો રહેવાનાં ઉદાહરણો તપાસ્યાં, ત્હેમાં ઝીણા ઝીણા ક્રમો આવી શુદ્ધ નિર્દોષ કવિત્વથી શરૂ થઈ છેલા કાંઈક સદોષ તરંગમાં પ્રવેશ થયો. उग्गलियदब्भकवला ઇત્યાદિમાં. અને એ ઉદાહરણ લગભગ (ख)-(૨.) વાળા વિભાગમાં પ્રવેશ કરતે કરતે થોભી ગયુંછે. કેમકે (ख)—(૨) ના વર્ગમાં કવિ પોતે—પોતાનાં ઉપજાવેલાં પાત્રોની દશા સાથે પ્રકૃતિને સમભાવ થતી જોવાનો પ્રકાર આવેછે. આહિં-उग्गलियदब्भकवला ઇત્યાદિમાં કવિ નહિં પણ પાત્ર એમ સમભાવ કલ્પેછે તેથી આ વર્ગમાં એ કાવ્યનો સમાવેશ થતો નથી; પરંતુ બનાવની ઘટના અને હેતુનો આરોપ મૂલગત અવાસ્તવિકતાવાળો હોવાને લીધે,-કુલમણિદાસીના વરનાં વચનોમાં થયેલા આરોપણની સૂક્ષ્મ તત્વપરતા અથવા વિધવાઓએ પોતાના હૃદયભાવની છાયા પાડેલી ત્હેની ગમ્ભીર સત્યપરતા વગેરેના અભાવને લીધે-એ જ કાવ્ય અસંભવના દ્વારમાં પેસતે પેસતે અટકી રહી (ख)-(૧) અને (ख)-(૨) ની વચ્ચે જાણે થોભી રહેતું લાગેછે.

તો હવે (ख)-(૨). વિભાગમાં આવિયે. ઉપર કહ્યું તેમ એ વિભાગમાં હેવાં કાવ્યો આવશે કે જે'માં કવિ પોતે-પોતાનાં ઘડેલાં પાત્રોની દશા સાથે પ્રકૃતિને સમભાવ થતી

વર્ણવેછે. હેતુ મ્હોટું ઉદાહરણ ભીમરાવના પૃથુરાજરાસામાંનો શ્લોક જે આ ચર્ચાના આરમ્ભમાં મૂક્યોછે તે છે;–

" ધ્વનિ તે પ્રસર્યો સ્થળે સ્થળે,
સુણી રોયાં વન વૃક્ષ વેલિયો,
મૃગ પંખી રહ્યાં જ સ્તબ્ધ તે,
પછી રોયાં ચિત શોક તો થયો. "

આ પ્રકારનાં બીજાં ઉદાહરણો પણ જડશે;–

" પૃથુ નૃપ પડતે આ પૃથ્વી થૈ ડોલડોલ,
જળથળ સઘળામાં વર્તતો શોકરોળ
રજપૂત કુલભાનું અસ્ત આભાસ થાને
વનતરુ નમીં નીચાં પુષ્પના ગુંજ છાંડે. "

( પૃથુરાજરાસા, સર્ગ ૧૦ મો, શ્લોક ૨૦ મો ).

તેમ જ એ કાવ્યના ૧૧ મા સર્ગના શ્લોક ૧૧ થી ૧૪ જેમાં રવિ મેઘના પડદામાં સંતાયો, દિશાઓ અંધકારમય થઈ ( વાદળાંથી ), સૃષ્ટિ બધી રોઈ, ગર્જના વીજળીના ઉત્પાત થયા, પવન જોરથી નિઃશ્વાસ નાંખવા લાગ્યો, સમુદ્ર મોજાંથી ઉછળ્યો, નદીઓ ઉલટી વહી,*–વગેરે પૃથુરાજના મરણથી સમભાવ બતાવનારા બનાવ કલ્પ્યાછે.

नृत्यं मयूराः कुसुमानि वृक्षा
दर्भानुपात्तान् विजहुर्हरिण्यः ।
तस्याः प्रपन्ने समदुःखभाव-
मत्यन्तमासीद्रुदितं वनेऽपि ॥

એ લક્ષ્મણ સીતાને વનમાં તજીને આવે છે તે વખતના વર્ણનનો પણ આ વર્ગમાં સમાવેશ થશે. આ પ્રકારની જ કલ્પના કલ્પના રુપમાં મૂકાતાં, ઉપર હમણાં જ જોયું તેમ, કાંઈક અસત્યતાના દોષમાંથી બચાવ થાયછે; પણ અહિં કવિ જ આ અસંભવનું વર્ણન કરેછે તો તે દોષથી છૂટાતું નથી. પછી મયૂરનું નૃત્ય, ફૂલોનું ગરવું, વગેરે બનાવો વસ્તુતઃ બનવામાં અશક્યતા તો નહિં જ, માત્ર એ બનાવોને સમભાવજનિત કૃતિ ગણી સમભાવનો હેતુ આરોપવામાંજ ફક્ત અસત્ય અંશ હોવાને લીધે, કેવળ અસત્યમય વર્ણન

* આ નદી ઉલટી વ્હેવાનો બનાવ તો હમણાં જ નીચે બતાવીશુ તે અસંભવદોષનો પ્રકાર વખતે બનશે.

નથી થતું અને એ દોષમાં કાંઈક અલ્પતા આણનારો અંશ આવેછે. કેવળ અસંભવનાં ઉદાહરણો તો જુદા જ પ્રકારનાં છે; એક જ લઈયેઃ—

"ચઢ્યો રણે ત્હાં પૃથિરાય જ્હારે,
સશસ્ત્ર શૌર્યે દ્યુતિમાન ભારે;
પ્રતાપથી શોભી સમગ્ર સૃષ્ટિ,
થઈ શિરે દિવ્ય સુપુષ્પવૃષ્ટિ."

અહિં દિવ્ય પુષ્પની વૃષ્ટિની કલ્પના કેવળ અવાસ્તવિક જ છે એ વાતને પુષ્ટિની જરૂર નથી, આપોઆપ ઉઘાડી જ વાત છે, તો એ પ્રકારની રચના બાદ કરીશું. પરંતુ ઉપર બતાવેલાં અસંભવદોષવાળાં કાવ્યોમાં Pathetic Fallacy, અસત્ય ભાવારોપણ, છે કે નહિં તે પ્રશ્ન રા. આણંદશંકરે તથા રા. રમણભાઇયે મુખ્ય રૂપે પોતપોતાનાં દૃષ્ટિબિન્દુથી તપાસ્યોછે ત્હેનો જ વિચાર કરીશું. હું ઉપર સૂચવી ગયોછું તેમ શુદ્ધ pathetic fallacy, તો આત્મલક્ષી કાવ્યમાં જ આવે,—અને તે ક્યારે ? કવિ પોતાના હૃદ્‌ભાવની છાયા પ્રકૃતિ ઉપર અયોગ્ય રીત્યે બુદ્ધિનું સમતોલન ઉથલાવી નાંખીને પાડે ત્હારે. અને પરલક્ષી કાવ્યમાં એ પ્રકાર આવતાં એ અસત્ય ભાવારોપણ લુપ્તવત્ થાયછે, અને રૂહેછે તો છેક ઊતરતા વર્ગની રચનામાં જ. તે હાવા અસંભવદોષવાળી રચનાઓ; જેમાં પાત્રના મુખમાં નહિં પણ કવિ પોતે જ પાત્રો જોડે પ્રકૃતિને અસંભવિત સમભાવ ધારણ કરતી દેખાડેછે. માટે રા. રમણભાઇએ રચનાઓને Pathetic Fallacyનાં ઉદાહરણ માનેછે તે આટલી વિશિષ્ટતા સાથે જ સ્વીકારવું ઠીક લાગેછે. રા. આણંદશંકર હેમાં એ દોષ છે જ નહિં એમ ધારેછે તે ઉપરની એ દોષના સ્વરૂપની પરીક્ષાથી જણાશે કે સ્વીકારાય એમ નથી. રા. આણંદશંકર તો "થઇ શિરે દિવ્ય સુપુષ્પ વૃષ્ટિ" એ કલ્પનાને પણ સ્વીકાર્ય ગણેછે અને *Pathetic Fallacy* હેમાં પણ મનાયછે એમ સ્વીકારીને રદિયો આપેછે. પરંતુ એ તો નિતાન્ત અસંભવ અને અવાસ્તવિકતાનો જ પ્રકાર છે અને હેને તો રા. રમણભાઇ પણ pathetic fallacy ગણતા હોય, એમ લાગતું નથી. 'વૃત્તિમયભાવાભાસ' ના હેમના નિબન્ધમાં આ પ્રકારની કલ્પનાઓ વિશે હેમણે સ્પષ્ટ રીતે કહ્યુંછે કેઃ—

* "ચમત્કારી અલૌકિક બનાવો અને કલ્પવૃક્ષ સરખા અલૌકિક પદાર્થોના વૃત્તાન્ત કલ્પિત રૂપક તરીકે નહિં પણ વાસ્તવિક સત્ય તરીકે કવિતામાં સ્વીકાર્ય છે કે નહિં એ જુદો જ પ્રશ્ન છે."

વાસ્તવિક બનાવમાં જે વર્ણનનો પાયો જ નથી રચાયો તે વર્ણન આ પ્રકારમાં છે, કદી અદ્‌ભુત રસનાં પોષક ગણો, પણ એ આ અસત્ય ભાવારોપણનાં વર્ગમાં તો આવેજ નહિં. એ પ્રકારનાં કાવ્ય અદ્‌ભુત રસનાં ખરાં ઉદાહરણ ગણાય કે નહિં તે પણ સંશયની વાત છે. પરંતુ તે વિશે આ સ્થળે ચર્ચા વધારવાનો પ્રસંગ નથી. માત્ર એટલું

* રમણભાઈ કૃત 'કવિતા અને સાહિત્ય'—પૃ. ૪૭૪ પેરેગ્રાફ ૧ લો.

જ કહીશું કે અદ્ભુત રસ માટે અવાસ્તવિકતાની સામગ્રી જોઇયે એમ આવશ્યકતા નથી. હેવી સામગ્રી વિના અદ્ભુત રસની નિષ્પત્તિ થઈ સકેછે. અસંભવને અદ્ભુત રસનું ઉપાદાન ગણીશું તો તો—

"વાત રે વાત, કેરડાનો કાંટો તે સાડાસત્તર હાથ, ત્હેના ઉપર વસ્યાં ત્રણ ગામ, બે ઉઝડ ને એક વસે જ નહિં;—ઈત્યાદિ",

અથવા—

એક માણસની હજામત કરતે હજામનો ચીપિયો નાકમાં પેશી ગયો, હજામે નાકમાં કૂદકો માર્યો, માંહિં પંદર વીસ ઊંટ ખોવાયલાં સોધતો ઊંટનો ધણી મળ્યો, અંતે પેલા માણસે છીંક ખાધી એટલે હજામ, ચીપિયો, ઊંટનું ટોળું, ઊંટનો ધણી, બધાં નીકળી પડ્યાં:—ઇત્યાદિ;—

હેવી ગપ્પાષ્ટક ક્હાણીઓને, અને—

अयं वन्ध्यासुतो याति खपुष्पकृतशेखरः।
मृगतृष्णाम्भसि स्नातः शशशृङ्गधनुर्धरः ॥

હેવાં વર્ણનોને અદ્ભુત રસનાં દૃષ્ટાન્ત માનવાનું દસવા જેવું પરિણામ આવશે. માટે આ પ્રકારનાં ઉદાહરણો તે અદ્ભુત રસનાં ગણવાં વાજબી નથી; અસંભવ અને અવાસ્તવિકતાના દોષના જ એ તો પ્રકાર છે. એ રીત્યનાં વર્ણનમાં જ્હારે અન્તર્ગત કાંઈ ગૂઢ સત્યપર હેતુ હોતો નથી ત્હારે જ અવાસ્તવિકતા દોષ આવેછે—જેમકે પૃથુરાજ ઉપર દિવ્ય પુષ્પની વૃષ્ટિનુ વર્ણન પૃથુરાજની અસાધારણ પ્રશંસા એ આ પ્રકારનો હેતુ નહિં ગણાય. ગૂઢ શાશ્વત સત્યનું પ્રદર્શન હેમાં સમાયલું નથી. હેવા હેતુ પૂર્વક વર્ણનમાં હાવા પ્રથમદર્શને અસંભવિત બનાવોનું વર્ણન આવે તો અસંભવ દોષ મટી ખરા અદ્ભુત રસની જ નિષ્પત્તિ થાયછે. સ્પષ્ટતા થવાને એકાદ ઉદાહરણ આપીશું. હૃદયવીણામાંના 'એ સ્વપ્નદર્શન' નામના કાવ્યમાં પ્હેલો દિવ્યદૂત આવેછે ત્હેનું દેહવસ્ત્રાદિકનું વર્ણન—સાન્ધ્ય ઘનરંગનાં વસ્ત્ર, તારા જડેલી ગુલાબી પાંખો, માથા ઉપર ઇન્દ્રધનુષ, ચાંદની વડે રંગેલી તુમ્બીની અને ચન્દ્રકિરણની તાંતોવાળી વીણા વગેરે વર્ણન—તો અદ્ભુત રસનું દર્શન કરાવેછે જ પણ તે અંશો કાંઇક ઊતરતા દરજ્જાના અને સામાન્ય રીત્યના છે. પણ એ જ દૂત વિશે આગળ કહ્યુંછે—

"ગાઈ એમ મીઠું ગાન
દૂતે લીધું હરી મુજ ભાન:
ધ્રસ્યું રેજતરશ્મિ બાંધી,
નાવડું અર્ધચન્દ્રનું ત્હાંથી.
ચઢિયો નાવ હું ધરી પ્રેમ.
દૂતે ખેંચી લીધું ક્ષેમ."

જ્હાં આ રૂપેરી દોરી વડે અર્ધચન્દ્રનું નાવ ઘસ્યું વગેરે બનાવ વસ્તુસ્થિતિની દૃષ્ટિયે હેની અસંભવિતતા છતાં, અદ્‌ભુત રસની નિષ્પત્તિ થવામાં ઉપયોગમાં આવેછે હેનું કારણ એ જ કે વાચક અને કવિ બંને જાણે જ છે કે એ બનાવની. વાસ્તવિકતા શુષ્ક રૂપે માની જ નથી, માત્ર કાલ્પનિક રચના જ કરેલી છે અને હેમાં અલૈકિક કેટલાક તત્ત્વોનું દર્શન કરાવવાનો કવિત્વમય હેતુ સમાયલો છે. એ આખા કાવ્યમાં આ પ્રકારની અદ્‌ભુત રસની રચના છે. આ કાવ્યમાંનું બધું દર્શન સ્વપ્નનું છે એ જ્ઞાનથી પણ આ અવાસ્તવિકતાની સાંકેતિક વાસ્તવિકતા અસંભવદોષ ઉત્પન્ન થતો રોકેછે. આ પ્રકારની અદ્‌ભુત રસની નિષ્પત્તિ અને અસંભવદોષ તેમ જ અસત્ય ભાવારોપણ એ જુદી જુદી વસ્તુઓ છે.

મિલ્ટનના Paradise Lost કાવ્યના ચોથા સર્ગમાં હાવું જ એક અદ્‌ભુત રસનું ચિત્ર છે. ગેબ્રિયલ નામના એંજલ પેરેડાઇસના દ્વારના રક્ષણાર્થે નીમેલો હતો હેને સેટન આવ્યાની ચેતવણી આપવાને યુરિયલ નામનો એંજલ પૃથ્વી ઉપર આવેછે તે વિશે કહ્યુંછે:—

"Thither came Uriel, gliding through the even
On a sun beam, swift as a shooting star
In autumn thwarts the night."

અને એ જ યુરિયલ પાછો જાયછે તે વિશે પણ આમ કહેછે:—

"And Uriel to his charge
Returned on that bright beam, whose point now raised
Bore him slope downward to the sun, now fallen beneath the Azores."

આ સૂર્યના કિરણ ઉપર થઇને યુરિયલનું સરી જવું એ કલ્પના જે'વી સુન્દર છે તે'વી જ અવાસ્તવિક છે. છતાં સાંકેતિક વાસ્તવિકતા હોવાને લીધે એ અવાસ્તવિકતા દોષરૂપ ના થતાં અદ્‌ભુત રસની પોષક જ બનેછે.

એ જ પ્રમાણે હૃદયવીણામાં "સાગરકિનારાનું સત્ત્વ" એ મથાળાના કાવ્યમાં સત્ત્વની કલ્પના વિશે સમજવાનું છે. અંધારી સાંઝમાં સાગરમાંથી એ સત્ત્વ નીકળેછે અને કવિને કેટલાંક રહસ્યનું જ્ઞાન આપીને અન્તે, પૂર્વમાં ચન્દ્ર ઊગતાં

"ને જો! થઈ આરૂઢ સહસા શશિરશ્મિ પરે,
સત્ત્વ સરી ગયું ગૂઢ ચન્દ્રબિમ્બમાં જઈ શમ્યું."

આ પ્રકારનાં અનેક ઉદાહરણ મળી આવશે. પરંતુ અદ્દભુત રસનો સંબન્ધ પ્રસ્તુત ચર્ચા જોડે પ્રાસંગિક જ છે, માટે વધારે વિસ્તારની જરૂર નથી.

ત્હારે કેવળ અસંભવદોષવાળાં દિવ્ય પુષ્પવૃષ્ટિ જેવા વર્ણનવાળાં કાવ્યો તો ચર્ચામાંથી બાતલ જ કરવાનાં છે. બાકી રહ્યાં કલ્પિત સમભાવની કૃતિનાં વર્ણન—ઉપર વનવૃક્ષાદિકને કવિ પોતે જ રોતાં વર્ણવેછે તે. હેવાં વર્ણનની રસિકતા સચવાય એ રીતે રચના થઈ હોય તો જ એ ગુણરૂપ રહી શકે, નહિં તો તો હાસ્યજનક અકવિત્વ જ પ્રકટ થાય. વર્ણાએક વર્ષ ઉપર એક કેળવણી ખાતાના 'ડિપોટી સાહેબે' પેન્શન લીધું તે પ્રસંગે ત્હેમનું 'વિરહવર્ણન' કોઈ કવિયે છપાવ્યું હતું ત્હેમાં વરસાદના પાણીની ધારો છાપરેથી પડતી હતી તે એ ગૃહસ્થના વિરહથી નળિયાં રોવા લાગ્યાં એમ કલ્પના કરી હતી! આ કલ્પનાની હાસ્યજનકતા અને અકવિત્વ ઉઘાડાંજ છે. ભીમરાવના પ્રકૃત શ્લોકમાં વનવૃક્ષ વેલિયો વગેરેનાં રુદનની કલ્પનામાં એ પ્રકારની અરુચિ નથી આવતી અને તેટલા જ કારણથી અને તેટલે જ અંશે, પૃથુરાજરાસાની ટીકામાં આ પ્રકારની કલ્પનાને રમણીય અને સુરુચિયુક્ત મ્હેં કહી છે; તેથી રા. રમણભાઈ એ પ્રકારની રચનાને Pathetic Fallacy ના દોષવાળી બતાવે છે તે મતની સાથે મ્હારે કાંઇ એવો વિરોધ આવતો નથી. એ પ્રકારની રચનામાં એ દોષ આત્મલક્ષી કાવ્યમાં આવે ત્હેવો ઉત્કટ તો નથી જ આવતો, તેમ જ પરલક્ષી કાવ્યમાં આ રીતે જ આવે છે; એટલી વિશિષ્ટતા ઉપર બતાવી જ ગયો છું. તેમાં એટલું ઉમેરવું પડશે કે ભીમરાવના પ્રસ્તુત શ્લોક જેવી કલ્પનામાં અસંભવનું તત્ત્વ વિશેષ પ્રમાણમાં હોવાને લીધે, હેતુ વર્ગીકરણ Pathetic Fallacy કરતાં અસંભવ—અવાસ્તવિકતા—ની કોટિમાં વધારે યોગ્ય રીતે કરી સકાશે. દિવ્યપુષ્પવૃષ્ટિ જેવી નિતાન્ત અવાસ્તવિકતા અને બીજું ઊંચા પ્રકારનું અસત્ય ભાવારોપણ એ બેની વચમાં આ પ્રકારની રચનાઓની સ્થિતિ છે.

રા. આણંદશંકર આ પ્રકારની રચનામાં આ દોષનું નિરસન 'નાયકવિષયા રતિ' ની કલ્પનાથી કરવા જાય છે. કવિ પોતે પોતાના ચિત્તક્ષોભની દશામાં કેટલીક સત્ય વિરુદ્ધ કલ્પના કરે તે કવિત્વમય હોય તો ક્ષન્તવ્ય થાય; તેમ જ પાત્રના મુખમાં અસત્ય આરોપણ મૂક્યું હોય તો તે મનુષ્યસ્વભાવનું અનુલક્ષણ હોવાથી ત્હેમાં pathetic fallacy નો દોષ ના આવે;—જો આમ છે તો વનવૃક્ષ વેલિયો રોયાં વગેરે કલ્પના સંયુક્તાના મુખમાં નથી મૂકી, પણ કવિની વાણીમાં છે, અને ચિત્તક્ષોભ સંયુક્તાનો છતાં કવિના ચિત્તક્ષોભની દશા નથી મટતી; કેમકે કવિનો નાયકપ્રતિ ભાવ—'નાયકવિષયિકા રતિ'—એ જ ચિત્તક્ષોભ છે;—આમ રા. આણંદશંકર માને છે.

આ કલ્પના તપાસિયે. પ્રથમ તો એ જ કે આ કલ્પનાને આધારે પાત્રની લાગણીને કવિની જ એમ માનીયું તો તો કવિનાં વચન Subjective આત્મલક્ષી જ થઈ ગયાં: તો તો ઉલટો અસત્ય ભાવારોપણનો દોષ સબળતર થશે. કેમકે મ્હેં ઉપર બતાવ્યું છે તેમ આત્મલક્ષી કાવ્યમાં જે અસત્ય ભાવારોપણ ઉત્કટ રૂપે રહે છે પરલક્ષી કાવ્યમાં સંક્રમણ કરતાં લુપ્તવત્ થાય છે, પાત્રના મુખમાં તો તેમ જ થાય છે. બીજું કવિની 'નાયકવિ-

યા રતિ' ગમે તેટલી પ્રબળ હોય પરંતુ પરલક્ષી કાવ્યમાં આત્મલક્ષી કાવ્ય જેટલો ઉત્કટ ચિત્તક્ષોભ ઉત્પન્ન કરનારી નો જ બને. એ રતિનું વજન જો એક રતિ હોય તો કવિના સ્વકીય ચિત્તક્ષોભનું વજન આત્મલક્ષી કાવ્યમાં અનેક તોલા થવા જશે. એટલું જ નહિ; એ રતિ અને ચિત્તક્ષોભ વચ્ચે માત્ર પ્રમાણનો ભેદ છે એમ નહિ; પણ સ્વરૂપનો પણ ભેદ છે. આ કારણને લીધે જ કોઈક આત્મલક્ષી કવિતાના રચનારા પરલક્ષી કાવ્યની રચનામાં સફળ થઈ સકતા નથી; બંનેમાં સફળ થનારા સમર્થ કવિ તો અતિ વિરલ જ હોય છે, કેમકે આત્મલક્ષી ચિત્તક્ષોભ કવિના પોતાના અનુભવને જ ઘૂંટે છે અને પરલક્ષી રચનામાં તે પ્રકારનો ચિત્તક્ષોભ કોરાણે જ રાખી પાત્રજનના ચિત્તક્ષોભાદિકનું આલેખન કરવામાં તદ્રૂપ થવા માટે જેટલો સમભાવ જોઇયે તેટલો જ ક્ષોભ કવિ ક્ષણ-ભર પોતે અનુભવે એમ થવાની જરૂર રહેછે, પરંતુ તે સાથે જ પોતાની સ્વતન્ત્ર વ્યક્તિરૂપ લાગણીથી એ ભિન્ન હોય છે. પરલક્ષી કવિનો વર્ણ્યજન જોડે સમભાવ થવો જ જોઇયે તો જ તદ્રૂપ વર્ણન થઇ સકે;—એ સામાન્ય તત્ત્વનો ખોટો ઉપયોગ કરવાથી જ ઉપર કહેલી 'નાયકવિષયા રતિ' ની દલીલ ઉત્પન્ન થતી હોય એમ લાગે છે. પરલક્ષી કવિ તે ગૂઢ રૂપે આત્મલક્ષી કવિ જ છે એ અર્ધ સત્યનો વિપરીત અર્થ કરવાનું પરિણામ આમ આવે છે. રસ્કિને subjective ( આત્મલક્ષી ) અને objective ( પરલક્ષી ) એ ભેદવાચક નામ તથા અર્થનો પ્રથમ ઉચ્છેદ, હેની પરુષ રીત્ય પ્રમાણે કરીને જ આ pathetic fallacy ની ચર્ચા ઉપાડી છે એ ખરું છે. પરંતુ એક દૃષ્ટિયે એ ભૂલ્ય જણાય છે. મ્હેં ઉપર બતાવ્યું છે તેમ ખરો pathetic fallacy નો દોષ તો ત્હારે જ આવે છે કે જ્હારે આત્મલક્ષી રચનામાં હૃદયભાવની છાપ પ્રકૃતિ ઉપર અસ્વાભાવિક રીત્યની પડે છે. તેમ રસ્કિને જે એ શબ્દો તજવાનું કહ્યું છે તે એમ કરીને કે 'subjectively' આત્મલક્ષી દૃષ્ટિએ સત્ય એમ તત્ત્વજ્ઞાનમાં માનનારાની દલીલ સમૂળગી ટાળવી. પણ તેથી કરીને રસવિવેચન માટે ઉપયોગી, અને યોગ્ય મર્યાદામાં વાસ્તવિક, આ ભેદ તથા સ્વરૂપ ( આત્મલક્ષી અને પરલક્ષી કાવ્ય એ ભેદ તથા સ્વરૂપ ) તજવાની જરૂર પણ નથી અને તજવામાં ન્યાય પણ નથી.

( અપૂર્ણ. )

નરસિંહરાવ ભોળાનાથ.

# આપણા દેશની ઉદ્યોગ સંબંધી સ્થિતિ.

( અનુસન્ધાન પૃ૦ ૩૨૦ થી. )

## શણનો ઉદ્યોગ.

હિંદુસ્તાનમા બીજા દરજ્જાનો ઉદ્યોગ જુટ અથવા શણનો છે. સુતરનો ઉદ્યોગ જેમ મુબઈ ઇલાકાએ હાથ કર્યો છે તેમ બગાળામાં શણનો ઉદ્યોગ છે. છેલ્લાં વીસ વર્ષમાં એ ઉદ્યોગ કેવી રીતે વધ્યો છે તે નીચેના કોઠા ઉપરથી જણાશે.

| | | સને ૧૮૮૩-૪ | ૧૮૯૩-૯૪ | ૧૯૦૩-૪ |
|---|---|---|---|---|
| માચા | | ૨૩ | ૨૭ | ૩૮ |
| મુડી. | પાઉંડ | ૧૩૫૭૦૦૦ | ૧૧૬૦૦૦૦ | ૨૭૬૩૦૦૦ |
| | રૂ. | ૧૧૫૦૦૦૦૦ | ૨૩૧૦૦૦૦૦ | ૮૦૩૦૦૦૦૦ |
| તરાક | | ૧૧૨૬૫૦ | ૧૯૧૨૨૮ | ૩૭૬૭૧૮ |
| સાળો. | | ૬૧૩૯ | ૯૧૮૦ | ૧૮૪૦૬ |
| રોજદાર. | | ૪૭૬૮૯ | ૬૮૨૯૧ | ૧૨૩૮૬૯ |

મી. ટોઝરના કહેવા પ્રમાણે આમાં હજી વધારો થયા કરે છે. જાન્યુઆરી ૧૯૦૫ ને રોજ ૨૧૩૧૮ સાળો બંધી મળીને હતી અને તેમા બે હજારનો વધારો થવાનો હતો. હજી કાચું શણ પરદેશ મોકલવામા આવે છે. બહારગામમાં કોથળા અને શણના કાપડનો ખપ વધતો જાય છે.

મિ. ટોઝર આના સબધમા એક વાત જણાવે છે જે બહુજ આશાજનક છે. તે કહે છે કે કલકત્તાને આમા ખાસ લાભ છે. કોયલાની ખાણો નજીકમાં છે, કાચી પેદાસ પણ ત્યાં જ ઉત્પન્ન થાય છે. વિલાયતમાં ડન્ડિમા શણની મિલો છે ત્યાંના કરતા કલકત્તાની મિલોમા સાંચા વિગેરે પણ વધારે સારા છે એમ કહેવામા આવે છે. અને અત્યારે પરિણામ એ આવે છે કે પહેલાં જ્યારે ડન્ડિમા અહીંથી જેટલું ઉપજતું એટલું કાચું

શણુ જતું ત્યારે કલકત્તામાં હવે માત્ર વીસ ટકા જ જાય છે અને જે જાતનો માલ કલકત્તા બનાવે છે તે જાતના માલમાં તો હવે કોઈ ઠેકાણે ડન્ડિનો માલ જતો જ નથી. યુરોપમાં શણુનો ખાસ ઉપયોગ ગલીચા વણવામાં તથા પડદા અને બદનનું કાપડ બનાવવામાં રેશમ તથા ઉનમાં ભેળ કરવામાં વપરાય છે. ઇંગ્લંડ સિવાય કલકત્તાને શણુની બાબતમાં જર્મની, ફ્રાન્સ, ઑસ્ટ્રિયા, હંગેરી, અને ઇટાલિની સાથે હરીફાઈ કરવાની છે. પણ આ દેશો બાધક જકાતથી પોતાના ઉદ્યોગનું રક્ષણ કરે છે.

શણુનો ઉપયોગ વધતો જાય છે તો પણ તેની પેદાસ જેવી જોઇએ તેવી વધતી નથી. ૧૯૦૩ માં બધું મળીને ૭,૪૬૨૦૦૦ ગાંસડી જેટલો માલ પેદા થયો હતો (એક ગાંસડી એટલે ૪૦૦ રતલ) અને તેની નીચે પ્રમાણે વ્યવસ્થા થઈ હતી.

| | |
|---|---|
| કુલ ઉપજ. | ૭,૪૬૨,૦૦૦ ગાંસડી. |
| તેમાંથીઃ— | |
| બહારગામ મોકલવામાં આવ્યાં. | ૩,૭૮૮,૦૦૦, ” |
| મિલમાં ખપ્યાં. | ૩,૧૪૪,૦૦૦ ” |
| સ્થાનિક ખપ. | ૫૦૦૦૦૦ ” |
| સિલક. | ૩૦૦૦૦ ” |

ત્યારે હજી એક તરફથી વધારે શણુના સંચા થવાને માટે અવકાશ છે એ વાત નોંધવા જેવી છે, તેમ બીજી તરફ મિ. રોઝર કહે છે કે શણુના ઉદ્યોગને વધારે ખીલવવા સારૂ શણુની ઉપજ પણ વધારવાની જરૂર છે. કારણુ કે જો તેમ નહિ થાય તો શણુનો પાક બીજે ઠેકાણે થવા માંડશે; અથવા તેને બદલે બીજી ચીજો વપરાવી શરૂ થશે. આ બન્ને બાબતો શણુના ઉદ્યોગને નુકસાન કર્તા છે એ સ્પષ્ટ છે.

હિંદુસ્તાનના કોથળા આખી દુનીઆમાં જાય છે. પણ શણુનું કાપડ યુનાઇટેડ સ્ટેટસ અને આર્જેન્ટાઇનામાં વધારે જાય છે. ૧૯૦૩-૪ માં ૬,૩૦૦,૦૦૦ પાઉંડની કિંમતનો એટલે ૯૪૫૦૦૦૦૦ નવ કરોડ પીસતાલીસ લાખ રૂપીયાનો માલ પરદેશ જાય છે. આ સ્થિતિ ઘણી આશાજનક છે અને આમાં વધારો થવા અવકાશ અને આશા છે.

## ઉન અને રેશમનો ઉદ્યોગ.

રૂ અને શણુ પછી ઉન અને રેશમના ઉદ્યોગ ઉપર વિશેષ લક્ષ આપવાની જરૂર છે. આ ઉદ્યોગની ખાસ જરૂરીયત શ્રીમંત વર્ગને માટે છે. પરદેશી ઉન અને રેશમનો માલ ઘણોજ શ્રીમંત અને વચલા વર્ગનાં લોકોમાં વપરાય છે અને દિવસે દિવસે આ ઉપયોગ વધતો જાય છે. ઉન અને રેશમનો વપરાશ એ એક શ્રીમંતાઈનું ચિહ્ન છે અને કેટલીક વાર વ્યવહારમાં અમુક દેખાવ કરવા માટે વાસ્તવિકતાએ ગરીબ હોય તેવા વર્ગને

પણ આ ચીજોનો ઉપયોગ કરવો પડે છે. એથી આ ઉદ્યોગો ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. ઉનની અને રેશમની જે મોહક તેમ જ ઉપયોગી ચીજો પરદેશથી આવે છે તેનું નિવારણ સંયમથી થવું હું તો મુશ્કીલ અને અચિરસ્થાયી માનું છું મોડી વહેલી જ્યાં સુધી પરદેશી ચીજોના રૂપગુણવાળી તેવી ચીજો આપણે નહીં બનાવી એ ત્યાં સુધી એ ચીજો દ્વારા આપણો ઘણો જ પૈસો પરદેશ જવાનો એમાં કાંઈ જ સંશય નથી. અને દીલગીરી એટલી છે કે આ બે ઉદ્યોગોમાં આપણે આપણી મહત્તા લગભગ ખોઈ જ બેઠા છીએ. શાલો હવે ઘણે ભાગે નકામી થઈ ગઈ છે. કાંબળા છેક ગરીબ લોકો વાપરે છે અને હાથનું બનાવેલું ઉનનું બીજું કાપડ અનેક કારણોથી એવું તો નાપસંદ આવે છે કે ઉનનું કાપડ વાપરવાની ઇચ્છા હોય તો સાંચાનું અને પરદેશનું જ વાપરવાની જરૂર પડે છે. રેશમના કાપડની એથી જરાક જુદી સ્થિતિ છે. કેટલીક બાબતોમાં રેશમ અને કસબના વણાટના કામમાં આપણે આપણી ઉંચાઈ હજી રાખી શકયા છીએ, પણ ફ્રાન્સ અને જાપાનના નવા મોહક અને સસ્તા માલ આગળ આપણો પૂર્વનો વણાટ કેવળ નરમ થઈ ગયો છે અને તેની ખપત પણ ઘટી ગઈ છે. મિ. રોઝર વિશેષ કહે છે તે પ્રમાણે આપણે ત્યાં ઉંચું ઉન તેમજ ઉંચું રેશમ બેમાંથી એકે બનતું નથી. યુરોપ વિગેરે દેશો જેવા રંગ આપણા તે માલ ઉપર ચડતા નથી અને અને તેમાં સુધારો કરવાને આપણે જોઇએ તેટલી દરકાર રાખતા નથી એ દીલગીર થવાનું છે.

આ ઉદ્યોગોની અસારતી સ્થિતિ નીચેના આંકડા ઉપરથી જણાય છે.

ઉન.

| | ૧૮૯૩-૪ | ૧૯૦૩-૪ |
|---|---|---|
| | રતલ. | રતલ. |
| માલ. | ૧૯૫૩૦૦૦ | ૨૯૭૭૦૦૦ |
| તાકા | ૧૭૩૨૦ | ૨૫૨૧૬ |
| સાળો | ૫૨૬ | ૬૭૮ |

હિંદુસ્તાનમાં ઉનના ૭ સાંચા છે. ૧ કાનપુરમાં ૧ ધારીવાલ (પંજાબ)માં ૩ મુંબઇમાં અને ૧ બેંગલોરમાં.

એ ૭ મિલોમાંથી કાનપુર અને પંજાબની મિલો જ ગણત્રીમાં લેવા લાયક છે. તે બેમાં મળીને ૩૧૯૫૦૦૦ એકત્રીસ લાખ પંચાણું હજાર રૂપીયાની મુડી રોકાયલી છે. તેમાં આપણાં લશ્કરને માટે અને પોલિસને માટે ઉનનું કાપડ વણાય છે. એટલું જ નહિ પણ

બનાત, ટવીલ, સર્જ, શાલ, ફલાનલ, હોઝીયરી (ગુંથેલું કાપડ) બ્લાન્કેટ (ધાબળા) રગ વિગેરે હમેશનાં વપરાશનો માલ એમાં બને છે. ઉંચી જાતનું કાપડ બનાવવા સારૂં શુદ્ધ અથવા દેશી ઉન સાથે ભેળવીને ઑસ્ટ્રેલિયન ઉન વપરાય છે. આ સિવાય બીજા ઘણાં હાથનાં વણાટનાં કારખાનાં છે જેમાં દેશી ધાબળા ગલીચા, રગ બ્લેન્કેટ જેવો માલ વણાય છે. અને આ માલ જુજ ખરચે બનતો હોવાથી સસ્તો વેચાય છે જેથી તે માલને સંચાની હરીફાઈનો ભય નથી. પંજાબ અને કાશ્મીરમાં ઉંચી સંફાઈવાળો માલ શાલો વિગેરે બને છે તે સુપ્રસિદ્ધ છે. પણ આ ઉદ્યોગ હવે નષ્ટ થયા જેવો છે અને તે ઉદ્યોગના કામનાં માણસો હવે ઉનના ગલીચાના કામમાં ધીમે ધીમે આવતાં જાય છે. ગલીચાનાં કારખાનાં અમૃતસરમાં આબાદી પામતાં જાય છે. પણ કહેવું જોઈએ કે હમણાંમાં હમણાં ગલીચાનો ઉદ્યોગ ભાગી પડતો જાય છે. મિરઝાપુરમાં હવે પહેલાં કરતાં હલકો માલ ઉપજે છે અને પ્રશોર અને મછલીપટ્ટમનાં કારખાનાં પણ મંદ સ્થિતિમાં આવી પડેલાં છે. હિંદુસ્તાનના ગલીચા ઈંગ્લંડ અને યુનાઇટેડ સ્ટેઇટસમાં જાય છે પણ તે બહુ જ નબળા પ્રમાણમાં જાય છે. મિ. ટોઝર એના આંકડા આપવાનું પણ જરૂરનું ધારતા નથી. અને ઉનનો જે માલ પરદેશ જાય છે તે ફક્ત આ જ છે. અને પરદેશથી આપણા દેશમાં ઉનનો ઘણો માલ આવે છે જેની કિંમત ૧,૫૧૯૦૦૦ પાઉંડ એટલે ૨૨૭૮૫૦૦૦ બે કરોડ સત્તાવીસ લાખ પંચાશી હજારનો આવે છે અને માત્ર ૨૭૪૫૦૦૦ સત્તાવીસ લાખ પીસ્તાળીસ હજારનો માલ આપણે બહાર મોકલીએ છીએ. એટલે એક ઉનના માલમાં જ **આપણે બાર મહીને બે કરોડ રૂપીઆ પરદેશ મોકલીએ છીએ.**

## રેશમ.

રેશમના ઉદ્યોગની સ્થિતિ પણ આવી જ શોચનીય છે. એક વખત એવો હતો કે યુરોપના બજારમાં આપણા દેશનો રેશમનો માલ પ્રખ્યાત હતો. અત્યારે આપણા પોતાના જ દેશમાં રેશમનો માલ બહુ જ હલકો અને ઓછો પેદા કરીએ છીએ એટલું જ નહિં પણ રેશમ પણ આપણે પરદેશથી મગાવવું પડે છે. જે રેશમનો માલ મુંબઈની મિલોમાં બને છે તે ઉતરતા રેશમનો હોવાથી બહુ જ હલકા ભરનો ઉતરે છે. બંગાળામાં હાથની બનાવટમાં કારખાનાં છે. તેમાં પણ ઉંચા પ્રકારનો માલ બનતો નથી. મુંબઈની મિલોમાં તેમ જ અમૃતસરમાં ચીન અને પૂર્વના દેશોમાંથી રેશમ આવે છે. તે રેશમ દેશી રેશમ કરતાં વધારે સારી રીતે રંગ લઈ શકે છે. પણ દેશી રેશમ એટલું તો હલકું છે કે નવી તરેહનો મોહક માલ બનાવવા માટે નાલાયક છે. ખુશી થવા જેવું છે કે રેશમની પેદાશ સુધારવા તરફ હાલમાં લક્ષ દોરાતું જાય છે. બંગાળામાં તેમ જ કાશ્મીરમાં આ બાબત શ્રમ લેવાવા લાગ્યો છે. અને જ્યારે આપણે જોઈએ છીએ કે રેશમનો માલ દસ વર્ષ કરતાં ત્રીજા ભાગનો જ આપણે હાલ પરદેશ મોકલી શકીએ છીએ ત્યારે આપણા રેશમના અને ઉત્પન્ન થતા માલના હલકાપણાનો ખ્યાલ બરાબર આપણને આવશે. અને દિવસે દિવસે વધારે સુધારા કરવા તરફ આપણું મન લઈ જવાનું આપણને જરૂરનું જણાશે. ધ્યાનમાં રાખવું જોઈએ કે રેશમનો પાકો માલ આપણે પરદેશથી ૧૯૦૩-૪ માં રૂપીઆ ૧૮૩૩૦૦૦૦ એક કરોડ ત્યાંશી લાખ અને ત્રીસ હજારનો મંગાવીએ છીએ ત્યારે માત્ર

૮૪૦૦૦૦ આઠ લાખ ચાલીસ હજારનો પરદેશ મોકલીએ છીએ. અર્થાત્ રેશમના **માલમાં આપણે વર્ષે દહાડે પોણા બે કરોડ રૂપીઆ પરદેશ મોકલીએ છીએ!** આ બન્ને ઉદ્યોગમાં આવશ્યકતા આટલા ઉપરથી સમજાશે એવી આશા છે.

## પરચુરણ ઉદ્યોગો.

આ ત્રણ ઉદ્યોગો સિવાય બાકીના ઉદ્યોગો મિ. ટોઝર જૂદા જૂદા ગણાવે છે પણ આપણે પરચુરણમાં મૂકીશું. તે નીચે પ્રમાણે.

| | |
|---|---|
| ૧. ચામડાંનો | ૬. ચાહ. |
| ૨. ગળી. | ૭. તંબાકુ. |
| ૩. કાગળ. | ૮. લાખ. |
| ૪. લોખંડ. | ૯. પેટ્રોલિયમ. |
| ૫. ખાંડ. | ૧૦. આટો. |

અને તે સિવાય ૧—દારૂ, કાથા. (દોરડા આદડી વિગેરે) દિવાસળી, છત્રી, સાબુ, સોડા લેમનેડ વિગેરે, બરફ, બ્રશ, અત્તર, છાપખાનાં, વગેરે—હમેશની વપરાશની ચીજો બનાવવાના ઉદ્યોગો.

૨. ખેતી પશુ અને જંગલની પેદાશમાથી બનતો માલ જેવાં કે ચોખાની મિલો, કોફી, હાડકાંનો ભૂકો કરવાનાં કારખાનાં, લાકડા વ્હેરવાના સાંચા.

૩. ધાતુમાંથી બનતી ચીજોનાં અલ્યુમિનમ, માટી, ઘર બાંધવાના ઉપયોગમાં આવતી ચીજોના કારખાનાં, ચુનાભઠ્ઠીઓ, રંગ, કાચ, વિગેરે.

આ સાથે ટાંકેલા મિ. ટોઝરે આપેલા કોઠા ઉપરથી આ બધા ઉદ્યોગોના સંબંધમાં શી સ્થિતિ છે તે તરત સમજાશેઃ—

| ચીજ. | કારખાનાંની સંખ્યા. | હમેશ કેટલાં કામ કરેછે તે. સરેરાશ. | આ ધંધામાં હાથ કારીગરીના કેટલાં માણસો કામે છે. વસ્તીપત્રક પ્રમાણે. |
|---|---|---|---|
| રૂ. | ૨૦૪ | ૧૮૬,૨૭૧ | ૩,૩૬૯,૯૬૭ |
| શણ ( Jute ) | ૩૮ | ૧૨૩,૮૬૯ | |
| ગળી | ૫૫૩ | ૮૧,૭૪૯ | |
| કપાસ જીન વિગેરે. | ૮૯૫ | ૭૫,૬૨૫ | ૨૪૩,૭૪૩ |

| | | | |
|---|---|---|---|
| લોખંડ પીતળ. | ૭૬ | ૨૨,૩૩૮ | ૬૨,૦૭૨૧ |
| શણનાં પ્રેસો. | ૧૫૫ | ૨૦,૪૯૬ | |
| ચોખાની મિલો. | ૧૧૨ | ૧૬,૨૨૩ | |
| છાપખાનાં. | ૧૦૭ | ૧૩,૨૨૦ | ૩,૨૯૫ |
| રેશમ કાઢવાના (Silk platures) | ૬૩ | ૯,૧૫૮ | ૧૩૭,૩૨૩ |
| ચામડાના ઉદ્યોગો. | ૪૩ | ૭,૯૦૭ | ૧,૦૨૨,૩૭૩ |
| લાકડું વેરવાની મિલો. | ૯૦ | ૭,૮૮૮ | |
| લાખના સાંચા. | ૯૩ | ૭,૬૩૫ | |
| ઇંટો-નેવાં વિગેરેના સાંચા. | ૫૯ | ૬,૪૩૫ | ૭૯,૪૮૨ |
| ખાંડ. | ૨૧ | ૪,૮૯૬ | |
| કોફી. | ૧૮ | ૪,૮૯૬ | |
| તેલ. | ૯૯ | ૪,૬૨૯ | ૫૨૯,૪૨૧ |
| કાગળ. | ૯ | ૪,૫૨૩ | ૩,૨૯૫ |
| ઉનના સાંચા. | ૬ | ૩,૦૪૧ | ૪૬,૬૩૪ |
| કિન વણવાનાં બીજા કારખાના. | ૧૧ | ૪,૪૨૭ | ૨૭,૯૩૩ |

| | | | |
|---|---|---|---|
| રેશમના સાંચા. | ૧૦ | ૨,૭૯૩ | |
| આટો. | ૩૫ | ૨,૬૪૯ | ૪૬૫,૭૧૮ |
| દોરડાં. | ૧૪ | ૨,૫૩૫ | ૨૩૩,૬૯૪ |
| દારૂ કરવાનાં કારખાનાં.(breweries) | ૨૭ | ... | ... |
| સોડાવૉટર બરફ વિગેરે. | ૨૧ | ૭૫૬ | ... |
| દારૂ ગાળવાના કારખાના. | ૧૦ | ૩૭૮ | ૨૩,૮૪૦ |
| + પેટ્રોલિયમ સાફ કરવાનાં. | | ... | ... |
| + રેલ્વે અને ટ્રામ્વે. | | ... | ... |
| + એન્જીનીયરીંગ. | | ... | ... |
| પરચુરણ. | ૧૪૯ | ૧૭,૫૪૯ | ૨૪૭,૦૭૪ |
| કુલ. | ૨૯૧૮ | ૬૩૨,૧૧૬ | ૭,૦૫૫,૧૧૨ |

નોટ.—બીજા તથા ત્રીજા ખાનાના આંકડા કોશ ( financial ) અને વાણિજ્ય ( Commercial ) ખાતાના આકડા ઉપરથી મુકવામાં આવ્યા છે.

+ આમા વેચનારાઓનો પણ સમાવેશ થાય છે.

+ આ બાબતના આંકડા નથી. પણ તેમાં વસતી પત્રક પ્રમાણે નીચે પ્રમાણે માણસો કામો લાગેલા છે.

| | |
|---|---|
| પેટ્રોલિયમ સાફ કરવામાં. | ૩,૬૪૪ |
| રેલ્વે અને ટ્રામ્વેના કારખાના | ૧૭,૨૬૭ |
| એન્જીનીયરીંગ કારખાના | ૧૭,૫૪૯ |

## ઉપસંહાર.

ઉપરથી આપણે જોઇએ છીયે કે આપણા દેશની વસ્તીમાંથી માત્ર ૭,૭૨૭,૭૨૮ **એટલે આખી વસ્તીમાં સેંકડે ત્રણ ટકા જેટલા લોકો જ ખેતી સિવાયના બીજા ઉદ્યોગમાં કામે લાગેલા છે.** આ વસ્તુસ્થિતિજ આપણને સ્પષ્ટ સમજાવે છે કે આપણા દેશમાં આવા ઉદ્યોગની ઘણીજ ખામી છે અને ઘણું કરવાનો હજી અવકાશ છે.—જે આ નીચેના કોઠાઓ ઉપરથી આ વાત પણ પ્રત્યક્ષ થશે.

### હિંદુસ્તાનથી કાચો માલ નિકાસ થાય છે તેનો કોઠો.

| ચીજ. | પ્રમાણ. | કિંમત રૂપીયામાં. |
|---|---|---|
| ટોપરૂં. | હંડરવેટ. ૩૫૪,૭૨૪ | ૩,૨૨૪,૬૦૦ |
| ઘઉં. | ,, ૨૫,૯૧૧,૩૧૨ | ૧૧૦,૮૮૯,૬૦૦ |
| વગર ધોએલી ખાંડ. | ,, ૧૯૮,૦૦૫ | ૮૮૦,૫૦૦ |
| મેન્ગેનિઝની કાચી ધાતુ. | ,, ૩,૬૨૩,૭૮૯ | ૨,૨૯૧,૧૦૦ |
| તંબાકુ પાંદડાં. | રતલ. ૧૧,૩૬૭,૯૯૬ | ૧,૨૮૬,૨૫૦ |
| બ્રશ બનાવવાના રેસા. | હંડરવેટ. ૮૩,૨૫૮ | ૨,૦૭૬,૩૦૦ |
| કાથી. | ,, ૨૫,૫૦૦ | ૨૨૬,૬૫૦ |
| કપાસ. | ,, ૭,૯૩૧,૦૭૫ | ૨૪૩,૮૯૬,૪૦૦ |
| શણ. | ,, ૪૭૭,૩૦૯ | ૪,૮૫૩,૮૫૦ |
| કાચાં ચામડાં. | ,, ૯૩૬,૧૧૭ | ૫૮,૩૬૨,૧૫૦ |

| | | |
|---|---|---|
| જુટ કાચું | ,, ૧૩,૭૨૧,૪૪૮ | ૧૧૭,૧૮૧,૨૨૦ |
| લાખ. | ,, ૬,૩૮૩ | ૪૩૭,૨૦૦ |
| બીઆં. | ,, ૨૪૬૮૧૪૨૪ | ૧૪૫૧૫૮૩૦૦ |
| રેશમ. | રતલ. ૧૮૬૨૩૧૬ | ૬૩૪૨૪૫૦ |
| મીણ. | હંડ્રવેટ. ૬૬૮૫ | ૪૪૧૬૫૦ |
| ઉન. | રતલ. ૩૩૨૩૪૭૭૫ | ૧૩૭૭૩૯૦૦ |
| કુલ. | × | ૭૦૮૩૨૬૬૦૦ |

ઉપરથી જણાશે કે શીતેર–લગભગ ઇકોતેર કરોડ રૂપીયાનો કાચો માલ હજી આપણે રદેશ પાકો થવા માટે મોકલીએ છીએ–આ વાત કુંભકર્ણની નિદ્રા જગાડવાને શું બસ નથી?

**પરદેશી માલનો આયાત અને તેને મળતા ( corresponding ) નિકાસનો કોઠો. સને ૧૯૦૩-૪ ( સરકારી માલ સુદ્ધાંત. ).**

| માલ. | પરદેશી આયાત. | નિકાસ રૂ. | માલ. | આયાત. | નિકાસ રૂ. |
|---|---|---|---|---|---|
| હથીયાર અને દારૂ ગોળી. | ૧૧૪૯૦૦૦૦ | ૪૨૦૦૦૦ | મીણબતી. | ૯૬૦૦૦૦ | ૯૦૦૦૦૦ |
| કપાસ સુતર. | ૨૧૪૨૦૦૦૦ | ૮૮૪૧૦૦૦૦ | ગાડી ગાડાં | ૪૬૫૦૦૦૦ | ....... |
| ,, કાપડ. | ૨૭૫૪૯૦૦૦૦ | ૧૪૮૩૫૦૦૦ | હાથીનો સામાન. | ૪૫૦૦૦ | ૪૬૮૫૦૦૦ |
| ,, બીજો માલ. | ૧૪૧૬૦૦૦૦ | ૧૪૭૦૦૦૦ | દોરડાં. | ૫૮૫૦૦૦ | ૬૧૫૦૦૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ફ્લૅક્સ અને હેમ્પ. | ૨૪૧૫૦૦૦ | ૧૫૦૦૦ | માટીનો સામાન પોર્સલેન. | ૨૮૫૦૦૦૦ | ૪૫૦૦૦ |
| જુટ–રેસા વણાટના. | ........ | ૭૫૦૦૦ | કાચ અને કાચનો સામાન. | ૧૦૧૧૦૦૦૦ | ૯૦૦૦૦ |
| „ કોથળા. | ૬૧૫૦૦૦ | ૪૫૬૪૫૦૦૦ | સાફ કરેલાં. | | |
| „ કાપડ. | ૩૦૦૦૦ | ૪૯૪૫૦૦૦૦ | રંગેલાં ચાંમડાં. | ૯૧૫૦૦૦ | ૩૦૯૯૦૦૦૦ |
| „ કેન્વાસ દોરડાં વિ. | ૪૮૦૦૦૦ | ૫૧૦૦૦૦ | ઓજારો. | ૪૯૬૫૦૦૦ | |
| રેશમનો માલ. | ૧૮૩૩૧૦૦૦૦ | ૮૪૦૦૦૦ | દાગીના પતરાં. | ૧૫૦૦૦૦૦ | ૨૨૫૦૦૦ |
| ઉનનો માલ. | ૨૨૭૫૫૦૦૦ | ૨૭૪૫૦૦૦ | લાખ. | | ૨૬૮૦૫૦૦૦ |
| (apparel) કપડાં તૈયાર બુટ સુદ્ધાંત. | ૧૯૮૦૫૦૦૦ | ૨૮૦૫૦૦૦ | ચામડું અને ચાંમડાંનો સામાન. | ૨૭૬૦૦૦૦ | ૩૦૦૦૦૦ |
| ઇંટો નેવાં અને શીમેંટ. | ૨૫૫૦૦૦૦ | ૬૨૦૦૦૦ | દીવાળશી. | ૫૦૮૫૦૦૦ | |
| લાકડાંનો ફેન્સી સામાન અને ફર્નીચર. | ૧૩૫૦૦૦૦ | ૩૬૦૦૦૦ | સાદડી. | ૨૭૦૦૦૦ | ૬૦૦૦૦ |
| રંગ રોગાન. | ૪૨૭૫૦૦૦ | | ખોળ. | | ૩૯૧૫૦૦૦ |
| અતર સેંટ વિગેરે. | ૩૧૫૦૦૦ | ૧૩૫૦૦૦ | તેલ. | ૯૩૦૦૦૦ | ૮૩૪૦૦૦૦ |
| કાગળ લખવાનાં અને પુંઠાંનાં. | ૫૯૭૦૦૦૦ | | ધાતુ અને ધાતુનો સામાન મશીનરી રેલ્વેનો સામાન | ૨૧૯૧૬૦૦૦ | ૬૩૫૦૦૦૦ |
| સાબુ. | ૨૬૫૫૦૦૦ | ૩૦૦૦૦ | ધોયેલી ખાંડ. | ૩૩૪૫૦૦૦ | ૧૬૫૦૦૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| સ્ટેશનરી. | ૪૩૦૫૮૦૦ | | નબતુનો સામાન. | ૪૬૬૫૦૩૦ | ૮૧૦૦૦૧ |
| રમકડાં અને રમત ગમતનાં સાધનો. | ૨૭૩૦૦૦૦ | ૨૮૫૦૦૦ | પિષ્ટ (malt) દારૂ. | ૫૫૯૫૦૦ | |
| ચાટની પેટીઓ. | ૧૩૮૦૦૦૦ | | પરચુરણ. | ૧૯૨૧૫૦૦૦ | ૧૧૫૫૦૦ |
| ઘઉંનો આટો. | ૧૩૫૦૦૦ | ૫૨૯૫૦૦૦ | | | |
| છત્રી. | ૨૪૬૦૦૦૦ | | | | |
| લાકડાંનો સામાન. | ૭૫૦૦૦૦ | ૪૦૫૦૦૦ | | | |
| કુલ. | આયાત. | નિકાસ. | | | |
| | ૭૬૬૨૭૦૦૦૦ | ૧૬૩૪૦૦૦૦૦ | | | |

ઉપરના કોઠાઓ આપણી ઔદ્યોગિક સ્થિતિનું ખરૂં સ્વરૂપ આપણી આગળ ખડું કરે છે. આપણી કારીગરીને હજી ઘણો અવકાશ છે તે વાત આટલા ઉપરથી સ્પષ્ટ થાય છે. આપણે દર વર્ષે લગભગ ઇકોતેર કરોડ રૂપીઆનો કાચો માલ પરદેશ મોકલીએ છીએ, ત્યારે લગભગ **શીત્તોતેર કરોડનો માલ પરદેશથી મંગાવીએ છીએ,** એ ઉપરના આંકડા ઉપરથી જણાય છે. અને હજી આ આંકડા પુરા નથી. ત્યારે આટલું તો સ્પષ્ટ છે કે જે તયાર માલ મંગાવીએ છીએ તેની મહેનતના પૈસા આપણે તેમને આપીએ છીએ, અને કાચો માલ તેમને કમાવા સારૂ આપણે મોકલીએ છીએ. આપણા દેશનો કાચો માલ આપણેજ તયાર કરીએ તો તે આપણા જ દેશને મહેનત પુરી પાડે અને કમાણી આપે. અને પરદેશથી તયાર થયેલો માલ થોડો મંગાવીએ તો આપણે સાર પર પ્રજાને તસ્દી આપવી મટે. ઉદ્યોગના પ્રશ્નમાં આ મોટો આર્થિક લાભ સમાયલો છે. હું કબુલ કરૂં છું કે વિગતોમાં જ્યારે ઉતરીએ છીએ ત્યારે ઘણી મુસ્કેલીઓ નજરે દેખાય છે. પણ તે એટલુંજ બતાવે છે કે બધી મુસ્કેલીઓની પાર જઇને કામ કરવાનું છે. તેની પાર જવું એ આપણા સત્ત્વ ઉપર જ આધાર રાખે છે. સામાન્ય જનસ્વભાવ અને હિંદનો ખાસ જનસ્વભાવ જેવો છે તેવો જ છે; સામાજિક રાજકીય અનુકૂલતા પણ બહુ થોડી છે; પરંતુ સર્વ વસ્તુ ધ્યાનમાં લેતાં છેવટે એક સત્ય તો ઉભુંજ રહે છે કે

**क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे.**

**ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.**

# *શું—એ શું છે?

મહેરબાન વસન્ત પત્રના તન્ત્રી—

સાહેબ,

ગુજરાતશાળાપત્રના ઑક્ટોબર ૧૯૦૫ ના અંકમાં "ગુજરાતી ભાષાનો અભ્યાસી" †ચર્ચાપત્ર લખી પૂછેછે કે—

| (૧.) | (૨.) |
|---|---|
| શું વિચાર— | શો વિચાર |
| શું શિખામણ— | શી શિખામણ |

વગેરેમાં કિયો પ્રયોગ શુદ્ધ ગણવો.

એ પત્રના તન્ત્રીએ બંને પ્રયોગ સ્વીકારી પ્રથમ પક્ષમાં 'શું' તે નામ ગણ્યુંછે અને બીજા પક્ષમાં વિશેષણ ગણ્યુંછે. આ વિશે મ્હારી અલ્પ મતિ પ્રમાણે સત્રતા વિચાર નોંધવાની જરૂર જણાવાથી તે માટે એમના પત્રમાં જગા માગી છે, પણ શાળાપત્ર અને વસન્ત બંનેના ગ્રાહક એકનાએક ન હોવાથી આપના માસિકની પણ જગા રોકું છું.

'શું વિચાર' ઇત્યાદિ પ્રયોગ દોષયુક્ત છે એ બતાવતા પ્હેલાં કબૂલ કરવું જોઇયે કે એ દોષ પ્રસિદ્ધ રીતે ઉઘાડા પાડવાનું માન બે જણને ઘટેછે. રા. વરજરાય સંતોકરાય દેસાઇયે ડૉ. ટેલરના અંગ્રેજોને માટે બનાવેલા ગુજરાતી વ્યાકરણના અંગ્રેજી પુસ્તકનું અવલોકન એક મદરાસના માસિકમાં કરેલું હતું, ત્હેમાં જણાવ્યામાં બતાવ્યું હતું કે 'શું વિચાર' ઇત્યાદિ પ્રયોગો અશુદ્ધ છે. પછી રા. રમણભાઇ મહીપતરામે હેમના "ગુજરાતી ભાષાનું હાલનું વલણ" એ ભાષણમાં* તેમ જ જુલાઇ ૧૯૦૫ માં મળેલી સાહિત્યપરિષદ વખત હેમના સ્વાગતભાષણમાં પણ એ પ્રયોગોની સદોષતા વિશે ઇશારો કર્યો હતો. આ અશુદ્ધ પ્રયોગ મુંબાઇ શહેરમાં પારસી ગુજરાતીના ચેપને લીધે, તેમ જ એ અનેક પ્રદેશના લોકોના સંકરથી બનેલા શહેરમાં ભાષા ચૂંથાઇ જવાના પરિણામે, પ્રચારમાં આવવા લાગ્યોછે; ત્હેને શુદ્ધ ગુજરાતીના સર્વ સેવકોએ વેળાસર સાક્ષર ભાષામાંથી હદપાર કરવાની ફરજ છે.

---

* અમારા ઉપર પણ આ ચર્ચાપત્ર આવ્યું હતું પણ પ્રથમ સ્થળ સંકોચને લીધે અને પછીથી એનું વિસ્મરણ થવાથી તે પ્રકટ કરી શકાયું નહોતું.

તન્ત્રી.

† "કવિતા અને સાહિત્ય" પૃ ૭૩૨ જુવો.

'શુ' તે પ્રથમત સર્વનામ છે, અને નામની પૂર્વે વિશેષણરૂપે જ આવેછે, અને તે વખત વિકારી વિશેષણનુ પદ પામેછે, તેથી શો, શી, શુ, વગેરે લિઙ્ગાદિક વિકારનો સ્વીકાર કરેછે આ ખરી સ્થિતિ છે 'શુ વિચાર', 'શુ શિખામણ'—એમ વાક્યમા 'શુ' તે નામ શી રીતે ગણી સકાય તે કલ્પનામા ઉતરી સકતુ નથી એમ નામ ગણવામા psychological impossibility (વિચારની અશક્યતા) જ આવે છે આખા વાક્યના અવયવોની પરસ્પર ગૂથણીમા ક્ષતિજ ઉત્પન્ન થાય છે સસ્કૃત વ્યાકરણમા કારક પ્રકરણમા વિભક્તિયોના અર્થ, સ્વરૂપ, વગેરેની ચર્ચામા psychology (માનસશાસ્ત્ર) નુ સૂક્ષ્મ સ્વરૂપ સમાયલુ છે, તે વિચારતા આમા 'શુ' તે નામ અને હેની જોડેનો 'વિચાર' તે પણ નામ એ કલ્પનામા થતી ક્ષતિ જણાઈ આવશે "હમે શુ શિખામણ લીધી" એ વાક્યમા 'શિખામણ' નો અન્વય 'લીધી' જોડે કર્મરૂપે અને 'લીધી' ક્રિયાની દ્વારા હમે એ કર્તા જોડે સુઘટિત થશે, પણ 'શુ' તે પણ નામ ગણીશુ તો હેનો અન્વય ક્યહા થવાનો? એ પદ તદ્દન છુટુ લટકતુ જ રૂહેવાનુ Case in apposition નો પ્રસગ જુદો છે,—તે રીતે આ કલ્પનાનુ સમાધાન થઈ સકશે નહિ, 'રામનો બાપ-દશરથ-પુત્રવિયોગથી પીડાયો"—એ વાક્યમા 'બાપ' અને 'દશરથ' એ બને નામો apposition મા આવેછે તે રીતનો આ—"શુ શિખામણ" એ પ્રયોગમા નથી એ સ્પષ્ટ જ છે પ્રથમના વાક્યમા બને શબ્દો આરભથી નામ હોઇને જ apposition ના સબન્ધમા જોડાયછે, અને બીજામા 'શુ તે વિશેષણ છે છતા વિકાર ના કર્યો માટે 'શિખામણ' જોડે—સામાનાધિકરણ્ય તો છે એટને, નામ છે એમ સ્વૈચ્છિક રીતે સ્વીકારી લેવા જેવુ થાયછે તે કરતા એમ કહ્યુ હોય કે 'શુ' તે એ પ્રસગે અવિકારી વિશેષણ ગણવુ તો હજી કાંઈક સુઘટિત થાય પરતુ કોઈવાર વિકારી અને કોઈવાર અવિકારી એમ સ્વૈચ્છિક રૂપ બતાવવાને કશુ કારણ નથી અવિકારી રૂપ માત્ર અશુદ્ધ પ્રયોગોએ જ ઉત્પન્ન કરેલુ છે હેને વિકલ્પના માનનો હક્ક પણ નથી અને અવિકારી ના હોવાનુ બીજ 'શુ' શબ્દ ની વ્યુત્પત્તિમા જણાઈ આવેછે

સસ્કૃત कीदृशम्, પ્રાકૃત-केरिस, પ્રાચીન ગુજરાતી-કશુ, ગુજરાતી-શુ (પ્રથમના 'ક'નો લોપ એ પ્રથમદર્શને અદ્ભુત લાગશે પણ accent વિનાનો (અસ્વરિત) પ્રથમનો અવયવ (વયડી-syllable) લોપ પામવાના ઘણા ઉદાહરણો છે, જેમકે સસ્કૃત बुभुक्षा—बुभुक्खा, ગુજ૦ ભૂખ, (અહિ બુ નો લોપ થાયછે)—વગેરે, ડૉ. ભાંડારકરે આ પ્રકારના ઉદાહરણો હેમના Wilson Philological Lecture મા બતાવ્યા છે—'કશુ' એ પ્રાચીન ગુજરાતીમા 'શુ' ના અર્થમા વપરાતુ હતુ

"બાહુક બિહામણો આવી વશ્યો,
કદ્રૂપને વિયોગ તે કશો"

(પ્રેમાનન્દ—નળાખ્યાન)

અહિં 'કશો' નો પ્રથમ અર્થ 'કેવો' એમ પણ બેસે ખરો પણ 'શો' એમ રૂઢાર્થ છે, 'કેવુ' એ શબ્દ 'કિયુ' 'શુ'ના અર્થમા હાલ પણ ગામડામાં તેમ જ 'કું

કેવો ને એ વાત કેવી ? (='હું શો' ને એ વાત શી ) એમ નાગરિક પ્રયોગમાં પણ, વપરાયછે, તે ઉપરથી એ વિચારની સંક્રમણશ્રેણી જણાઇ આવશે.

આ રીતે 'શું' નું મૂળ कीदृशम् એ રૂપમાં છે, અને તે સંસ્કૃતમાં વિશેષણ જ હોવાથી લિઙ્ગવિકારને વશ છે તેથી 'શું' તે પણ 'શો' 'શી' 'શું' એમ વિકારી વિશેષણ થવું જ ઘટિત રીતે સંભવેછે.

'શું' ને નામ ગણી सामान्ये नपुंसकम् એ ન્યાયે નપુંસકલિઙ્ગ ઠરાવવામાં દોષ આવેછે;• તે એ કે "શું વિચાર" "શું શિખામણ"—વગેરેમાં 'શું'નું લિઙ્ગ નપુંસક અને હેની જોડે અન્વય રાખવો પડે હેવા શબ્દો 'વિચાર' 'શિખામણ'નાં લિઙ્ગ તેથી ભિન્ન,—એમ અન્વયભંગ થાયછે; સામાનાધિકરણ્ય તૂટી જાય છે: અને આ કારણથી case in apposition નું સ્વરૂપ પણ નથી સંભવતું. વળી सामान्ये नपुंसकम् એ નિયમનું આ સ્થળ નથી; કેમ કે અર્થ તરફ નજર કરતાં 'શું' તે હેની પછીના શબ્દ ઉપર જ લક્ષ કરે છે અને તેથી ત્હેના લિઙ્ગને જ અનુસરી શકે. તેથી સામાન્યત્વને સ્થાન જ નથી મળતું.

सामान्ये नपुंसकम् એ તત્ત્વ તો ત્હારે આવે કે જ્હારે કોઇ પણ લિઙ્ગ વિવક્ષિત જ ના હોય— અને સામાન્ય પ્રકારની વિવક્ષા હોય; જેમકેઃ—"હેણે શું કર્યું ?", "ત્હમે શું ખાધું ?"—ઇત્યાદિ. અહિં શુંથી ઉદ્દિષ્ટ પદાર્થ કોઇપણ અમુક લિઙ્ગના તરીકે વિવક્ષિત જ નથી.—આ ઠેકાણે પણ 'શું' તે નામ નહિં પણ સર્વનામ છે.

'શું' નું એક બીજું વ્યાકરણમાં સ્થાન છે: તે અવ્યયરૂપે. "શું ? એમ થાય કે ?"; "એમ બોલાય કે શું ?" આ સ્થળોમાં 'શું' તે અવ્યય છે. જેમ વિશેષણનું નપુંસક પ્રથમા એકવચનનું રૂપ અવ્યય તરિકે આવેછે. (ઉદા૦

)

मन्दं मन्दं वायौ विचलति

‡ મન્દ મન્દ સમીર વ્હે તરુકુંજમાં બહુ લતા.

(કાન્તા-નાટક-મ. ન. દ્વિવેદીકૃત)

---

‡ અહિં 'મન્દમન્દ' તે સમીરનું વિશેષણ છે એમ ગણવું વાજબી નથી. મન્દ પવન વ્હેછે—એમ કહેવાનું નથી, પણ પવન મન્દ વ્હેછે (મન્દ રીતે વ્હેછે) એમ ઉદ્દેશ છે. વિશેષણ ગણીશું તો 'સમીર' એ કર્તાની જોડે રહી ઉદ્દેશ્યપક્ષ (subject)માં આવશે, એટલે 'વ્હેછે' એ જ વિધેય (predicate) ર્‌હેશે; અને વ્હેવાનું કાર્ય તો એકલું વિધેય (predicate) નથી; પરંતુ વહનક્રિયાની મન્દતા તે વિધેય પ્રધાન રીતે છે. તેથી 'મન્દ' તે વહનક્રિયાનું વિશેષણ બની, ક્રિયાવિશેષણ અવ્યય ગણાતાં વિધેયપક્ષમાં આવેછે. એમ જ ઉદ્દિષ્ટ છે.

अव्यक्तमब्रवीद्राजा हतः कुञ्जर इत्युत ।

( મહાભારત

" ધીરું બોલ્યો રાજા ત્યાહિં,
હણિયો-કુંજર, કંઈ મનમાહિં ",

અહિં मन्दम्, ' મન્દ મન્દ,' अव्यक्तम्, અને ' ધીરુ ' તે આ પ્રકારના અવ્યય છે) તેમ ' શું ' તે ઉપરનાં સ્થળોમાં અવ્યય છે, એમ કલ્પના થઇ શકે અથવા તો ' શું ધારો છો ? ' ' શું કહો છો ? ' કે હેવા અર્થના વાક્યમાંથી રૂઢિબળે ક્રિયાપદનો ભાગ લુપ્ત થઇને ' શું ' માત્ર રહી અવ્યયરૂપે ટકે, એમ પણ સમજે

આમ જ્યારે ' શું ' તે સર્વનામ, વિશેષણ અને અવ્યય હોઇ શકેછે, પરન્તુ નામ તો ના જ બની શકે વ્યાકરણમાં ' નામ ' કોને કહેવાય તે વિચારતાં જ જણાઇ આવશે કે ' શું ' તે નામ સમજે જ નહિ, અનેક વ્યક્તિમાં સામાન્ય રૂપે રહેલા એક પદાર્થનું નામ,—ગાય, ઘોડો, ઇત્યાદિ, એક વ્યક્તિ-વિશેષનું સ્થિર નામ,-દશરથ, રામ, રાવણ, ઇત્યાદિ, ભાવવાચક નામ,-મધુરતા, સ્તાશ, ઇત્યાદિ.-આમ નામના સ્થળો છે, હા-માંથી એકેમાં ' શું ' ના અર્થનો સમાવેશ થતો નથી એ સ્પષ્ટ જ છે. અર્થાત્—' શું ' તે નામ થઇ શકે નહિ.

શો । પર્યાદિ

| | |
|---|---|
| રત્નાગિરિ<br>તા. ૧૭-૧૦-૧૮૦૫. | નરસિંહરાવ ભોળાનાથ. |

# IMPERIALISM *VS.* PATRIOTISM.

"There is, however, cause for grave reflection in the closing passage of Okakura's book, "The Awakening of Japan," where he says that "*In the west international morality remains far below the standard to which individual morality has attained.*" "Aggressive nations," he adds "have no conscience and all chivalry is forgotten in the persecutor of weaker races." That this is far too sweeping a generalization. I have no doubt; but it is no bad thing sometimes to see ourselves as others see us, even if the picture is something of a caricature. This particular dictum may well suggest to us some possible weakness in the terms in which our own national aspirations have found expression in recent years. "Imperialism" for example has an inspiring ring about it. But it is not by any means neccessarily "Patriotism." Imperialism may mean merely a policy of expansion of dominion and a tightening of the grip on material possessions. *Whenever "Patriotism" means far more than that it means the preservation* and extension of the nation's loftiest ideals and best traditions wherever its flag is unfurled.........................

Depend upon it that "Imperialism," divorced from those principles is as tawdry as it is insecure. As surely as the faith of a nation dwindles, *patriotism languishes and dies. When the Athenians became absorbed in* Philosophy Alexander led them captive at his chariot wheels. When Rome *forgot the rites of her gods she fell prostrate before the conqueror.* When the Empire lost its faith it fell a prey to the Turk; and no sooner had France overturned the religion of her country than the "Reign of Terror" began. These lessons are well worth our laying to heart as Englishmen..........

Throne and people alike have much to answer for. We have been *given great dominion*, but we have also been given *a momentous trust*, a trust of which Greece and Rome had no conception. *It means not only* that we must be *wise and politic as rulers*, but that we *must have the* Love of God in our hearts as men: It means that the word Englishman must always and everywhere spell Christian virtue and Christian chivalry; it means that all race prejudice must die down—at least on our side; it means that wherever the British flag floats that which we profess to have learnt at the foot of the cross shall become a manifest reality in our regard for the Universal Brotherhood of man."

*Lord Bishop of Bombay.*

ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ—અમદાવાદ.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વ પગારદારો **માટે** વર્ષ એકના રૂા ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

**ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસ** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એક પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ ખર્ચના આના ચાર મોકલવા કૃપા કરવી બીજા વર્ષમાં, રૂા ૦-૮-૦

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે

છુટક નકલના રૂ ૦-૪-૦

મળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ
વસન્ત ઑફિસ—અમદાવાદ

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" જવાબદાર છે

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે

૪ કોઇ પણ લેખ-"વસન્ત"માં દાખલ કરવાનો વા કર્યો હોય કે ન હોય—પણ તે લેખકને પાછો મોકલવાને અમો બંધાતા નથી

વ્યવસ્થાપક

---

# વૅલ્યુપેયબલ.

વર્ષ પૂરું થવા આવ્યું છે તેથી જે ગૃહસ્થોએ હજી સુધી લવાજમ ન ભર્યું હોય તમણે તે મોકલી દેવા કૃપા કરવી. નહિ તો તેઓએ વેલ્યુપેયબલ અંક સ્વીકારવો એજ વિનતિ

વ્યવસ્થાપક.

---

## તાવની દવા માટે બબે ચાંદ.

બાતલીવાલાના એગ્યુમિક્ષચર તથા બાતલીવાલા. એગ્યુપિલ્સની તરેહવાર નકલો થાય છે, પણ અસલ ફક્ત તો બાતલીવાલાનીજ છે પુષ્કળ તાવની દવાઓથી સારા ડાક્તર બાતલીવાલા એકલાજ આવેલા, પણ ચાંદ મેળવી બંને ચાંદની ફતેહ મેળવવા પામ્યા છે. રસ્તેગના પુષ્કળ કેસો એનાથી સારા થયા છે, કીંમત ૧ ૧)

બાતલીવાલાની અમઓરીલ શક્તીની ગોળીઓના બારે મોઢે વખાણ કરવા ગમે નહી. પણ જો તમને બાતલીવાલા એગ્યુમિક્ષચર તથા પિલ્સ તરફ ભરોસો હોય તો તેવોજ ભરોસો બાતલીવાલાની અમઓરીલ શકતીની ગોળીઓપર રાખજો. ઘણો અનીયમ કીધાથી ઉત્પન્ન થતી થાક, મનની ઉદાશી ફીકો ચેહેરો, નામરદી, શરીરને નબળાઈ, ઉંઘમાં ધાતનું જવું, ખરીની શરૂઆત, પાચન શક્તિની નબળાઈ, માટે બાતલીવાલાની અમઓરીલ શકતીની ગોળીઓ અસરકારક છે કીંમત રૂ ૧॥

**કોલેરાનો અકસીર ઉપાય બાતલીવાલાની કું. કોલેરોલ છે. કીં. રૂ. ૧**

**એકલા બનાવનાર, ડાકતર હો લી. બાતલીવાલા.**

ઠેકાણું વરલીનું દવાખાનું તથા સરવે ઠેકાણે મળશે

Reg. No B. 413

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्

વર્ષ ૪, અંક ૧૧. [ માસિક ] માર્ગશીર્ષ, સંવત્ ૧૯૬૨.

## જાપાન સંબંધી પ્રોફેસર શાર્પનાં સચિત્ર ભાષણો.

મહેરબાન વસન્તના તન્ત્રીની સેવામાં—

સરકારના ઉચ્ચ શિક્ષણ સંબન્ધી આજકાલ થતા કૃત્યો માટે ગમે તેમ કહેવામાં આવે, પણ પ્રથમ અને મધ્યમ દરજ્જાના શિક્ષણ માટે તેઓ કેટલુંક ઠીક કરે છે એમ નિષ્પક્ષપાત વિચાર કરનારે કબુલ કર્યા વિના ચાલશે નહિ. થોડાક વખત ઉપર તેઓએ એલફિન્સ્ટન કોલેજવાળા પ્રોફેસર શાર્પને જાપાન જઇ ત્યાંના શિક્ષણ વગેરે સંબન્ધી કેટલીક માહિતી મેળવવાના કામ ઉપર નીમ્યા હતા તે ત્યાંથી ઘણી અગત્યની હકીકત ચિત્રોમાં ભરીને અત્રે લઈ આવ્યા છે, અને તે મ્હોટા મ્હોટા શહેરોની શાળામાં વિદ્યાર્થી વર્ગને 'મેજિક લેન્ટર્ન' એટલે કે 'ભુલાવળના ફાનસ' વડે બતાવે છે.+ આ ચિત્રોનું એક

+ જેઓ 'મેજિક લેન્ટર્ન' તે શું એ જાણતા નથી તેમની માહિતી માટે અત્રે એટલું ઉમેરવું જોઇએ કે એનું સાદું સ્વરૂપ આ પ્રમાણે છે—એક ફાનસમાં પ્રબળ દીવો બળે છે, અને ફાનસના મુખ આગળ નળી હોય છે. નળીના કાચ અને દીવાની વચ્ચે કાચ ઉપર ફોટોગ્રાફથી પાડેલા ચિત્ર મૂકવામાં આવે છે. આખા ઓરડામાં અંધારું રાખી, સામે એક સફેદ પડદા ઉપર ફક્ત એ ફાનસના દીવાનું અજવાળું પાડવામાં આવે છે, અને એ પડદા ઉપર પેલાં ચિત્રોના છાયાપ્રતિબિમ્બ પડે છે. પ્રેક્ષકો પડદાની આ બાજુએ બેસે છે, અને ફાનસ એની પાછળની બાજુ તરફ હોય છે.

પ્રદર્શન, એક માયાળુ હેડ માસ્તરના આમન્ત્રણથી, જોવાનો મને લાભ મળ્યો હતો; અને એ લાભનો કાંઈક અંશ* "વસન્ત" ના વાચકોને અપાય તો ઠીક એમ ધારી અત્રે થોડીક નોંધ રજુ કરવા માગું છું.

શરૂઆત જાપાનના નકશાથી થઈ. જાપાનના ટાપુઓ પૂર્વ-પશ્ચિમ સાંકડા છે અને ઉત્તર-દક્ષિણ લાંબા વિસ્તરેલા છે, તેથી એનાં દક્ષિણ ભાગ અને ઉત્તર ભાગની હવા વચ્ચે ઘણો ફેર છે. ઉત્તર ભાગમાં બરફ પુષ્કળ રહે છે. છોકરાંઓ બરફનું મનુષ્યાકાર પૂતળું કરીને રમે છે. એ દેશની પૂર્વે દરિયામાં ઉન્હા પાણીનો વહેળો આવેલો છે. અને પશ્ચિમે એશિયા ખંડ અને જાપાનની વચ્ચે દક્ષિણ ભાગ પાસે એક ટાપુ છે એ ઉપર થઈને જાપાની લોકો એ દેશમાં દાખલ થયા હશે એમ અનુમાન થાય છે. જાપાનીઓના પહેલાં એ દેશમાં અઈનૂ નામના લોકો વસતા હતા, અને તેઓની હાલ પણ થોડીક વસ્તી છે. અઈનૂ લોક રીંછના બહુ શોખીન છેઃ તેઓ રીંછનો શિકાર કરે છે, રીંછને પાળે છે, રીંછને પૂજે છે અને રીંછનું બલિદાન પણ આપે છે. તેઓ શસ્ત્રમાં તીરકામઠાં વાપરે છે. તેઓમાં બે મ્હોટા દોષ છે. એક તો તેઓ ન્હાતા નથી તેથી બહુ ગંદા રહે છે, અને બીજું તેઓ દારૂ બહુ પીએ છે. તેઓમાં તેમજ જાપાનીઓમાં શરીરના વિવિધ ભાગ ઉપર પુષ્કળ છૂંદણાં છૂંદવાનો ચાલ છે. અઇનૂ સ્ત્રીઓ છૂંદણાં છૂંદીને મૂંછ બનાવે છે તેથી તે બહુ કદરૂપી લાગે છે. અઈનૂ સંબન્ધી વિશેષ વિગતમાં ન ઉતરતાં, આપણો મુખ્ય વિષય જે જાપાની લોક તે વિષે જ જાણવાજોગ હકીકત એકઠી કરીએ. જાપાની લોકના ઘરમાં આપણી પ્રથમ નજર ખેંચનાર વસ્તુ એ છે કે—ઘરમાં દિવાલ ચણીને ખંડ પાડવામાં આવતા નથી, કાગળ ચોડેલા પડદા ભરી લેવામાં આવે છે; અને એક ખંડમાંથી બીજા ખંડમાં જવા માટે પડદામાં ઉઘાડવા વાસવાનાં બારણાં હોતાં નથી, પણ પડદાનો ગમે તે ભાગ ખશેડીને જવા આવવાનો માર્ગ કરી શકાય છે. વળી, તેઓનાં ઘરમાં ટેબલ ખુરશીઓ વગેરે બહુ ફર્નિચર પણ હોતો નથી. સર્વત્ર સુન્દર ગુંથેલી સાદડી હોય છે અને બેસવાનો રિવાજ ઘણે ભાગે આપણી માફક ભોંય ઉપર જ હોય છે. જાપાનમાં એક મ્હોટી સગવડ હોટેલો (મુસાફરખાનાં)ની છે. જે ગામ જાઓ ત્યાં તમને આ સગવડ મળી રહે છે—અને તે ફક્ત ઉતરવા

---

* "એ લાભનો કાંઈક અંશ એમ કહેવાનું કારણ કે યદ્યપિ આ લેખને મથાળે મેં "સચિત્ર ભાષણ" શબ્દ વાપર્યા છે, તથાપિ ખરેખર રીતે તો તેને માટે "સભાષણ ચિત્ર" શબ્દ જ યોગ્ય છે, અને ચિત્રોમાં વસ્તુને આબેહુબ દેખાડવાની જે શક્તિ હોય છે તે મારા વર્ણનમાં આવવી અશક્ય છે. વિશેષમાં, એ ચિત્રને અભાવે, પ્રો. શાર્પની વિનોદભરી વાણીનો અનુવાદ કરવાનું પણ અત્રે નહિ બની શકે. વળી, તે વખતે ટાંચણ કરી લેવામાં આવ્યું નથી, અને તેથી અવધાન ખસી જવાથી કોઈક ઠેકાણે સ્ખલન થયું હોય તો તે માટે જવાબદારી પણ મારી પોતાની જ છે. વર્ણક્રમ ઘણે ભાગે તો પ્રો. શાર્પનો જ રાખ્યો છે પણ કોઈક સ્થળે સગવડ ખાતર જરા બદલી પણ લીધો છે. વર્ણન પણ ઘણે ભાગે મ્હારા પોતાના જ શબ્દોમાં છે.

પૂરતી જ નહિ; પણ ન્હાવા માટે ઉન્હા પાણી સુદ્ધાં; અને તે માટે ચાકરો પણ વિનયપૂર્વક હાજર રહે છે. પ્રો. શાર્પે એક હોટેલનો અંદરનો ભાગ બતાવ્યો તે આપણે ત્યાંનાં વાડીનાં મકાનોની મ્હોટી ઓશરી જેવો પહોળો લાંબો અને ઊંચો હતો. સાધારણ રીતે હોલ વિશાળ ખુલ્લો રહેવા દેવામાં આવે છે, અને જેમ જેમ મુસાફરો આવે જાય તેમ તેમ પડદા નાંખવામાં કે ઉપાડી લેવામાં આવે છે. જાપાનમાં નાતજાતના ભેદ નથી, તેથી હોટેલોનો લાભ સારો લેવાય છે. માત્ર સમુરાઈ નામનો આપણા રજપૂત વર્ગ જેવો એક ખાસ વર્ગ છે, એ સૌથી ઊંચો ગણાય છે. આ વર્ગના લોકને એક ન્હાની અને એક મ્હોટી એમ બે તરવારો બાંધવાનો ખાસ હક છે. આ તરવારો ઘણી ઉમદા અને વંશપરંપરા પ્રાપ્ત હોય છે. તેઓનાં રહેવાનાં મકાનો આપણા રજવાડાના દરબારગઢને ધાટે, ઉપરાઉપરી તબકને આકારે, હોય છે, અને એ ગઢની આસપાસ ખાઈ વગેરે જૂની ઢબનો બન્દોબસ્ત હોય છે. જાપાની લોકનાં લુગડાં 'ટાઇટ' નહિ પણ ખુલતાં હોય છે, અને પુરુષોનો બહારનો કોટ પહોળી બ્હાંયોના ઊંચા ઝબ્બા જેવો હોય છે. મને તો ખાસ કરીને જાપાની સ્ત્રીઓનો પહેરવેશ બહુ ગમ્યો: એ પહેરવેશમાં પ્રો. શાર્પે બતાવેલી સઘળી સ્ત્રીઓ—મુંબાઇની ખોજણો જેવી—મનોહર દેખાતી હતી. તેઓ કેશરચના ઉપર બહુ ધ્યાન આપે છે, એ કામમાં બે ત્રણ કલાક ગાળે છે, અને કેટલીક વારં તો સવારથી સાંઝ પણ પડે છે! પણ હમેશ આ કામમાં તેમનો બધો વખત પૂરો થાય છે એમ ન સમજવું. આઠે દશે દહાડે આ અંબોડો વાળવાનો રિવાજ હોય છે, અને તે દરમિયાન એ બહુ કાળજીથી સંભાળી રાખવામાં આવે છે. ઉશીકું એવા ધાટનું હોય છે કે તે ઉપર ડોક આવે અને વાળ એની પેલી તરફ અદ્ધર રહે, અને દબાય કે ચૂંથાય નહિ. જાપાની લોક પગરખાં તરીકે ચાખડીઓ કે પરાળનાં બનાવેલાં ચંપલ પહેરે છે. મોજામાં અંગુઠો બીજી આંગળીઓથી જુદો પાડેલો હોય છે. ટોપી ઉંધી ટોપલીના જેવી હોય છે અને છત્રી કાગળની–પ્રેમચંદ રાયચંદ આજદિનસુધી ઓઢે છે એવી—હોય છે. જાપાની લોકના ખાનગી બગીચા તો સારા નથી હોતા, પણ તેઓના સાર્વજનિક બાગીચાઓ બહુ સુન્દર હોય છે. તેઓ ફૂલના બહુ જ શોખીન હોય છે. વર્ષની દરેક ઋતુમાં કોઇ ને કોઈ પુષ્પનો સમય હોય છે જ, અને નવી પુષ્પશોભા નિહાળવા બેસવા સારૂ પાસે ચાહગૃહ હોય છે, એમાં બેસીને લોક ચાહ પીએ છે અને પુષ્પનો આનન્દ લે છે. તેઓ આપણી માફક કમળને પવિત્ર ગણે છે, અને કમળોથી ભરેલાં તળાવો બહુ રમણીય દેખાય છે. પ્રો. શાર્પે પુષ્પનાં બનાવેલાં પૂતળાંનો એક નમૂનો બતાવ્યો. એ પૂતળું પગરાજાનું હતું. એનું મુખ રક્તપુષ્પોનું બનાવેલું હતું. તેઓ ફરવા હરવામાં ઘોડા ગાડી કરતાં આબુ મેથેરાન વગેરે ડુંગરી સ્થળે વપરાય છે તેવી જિન-રિગશા (માણસે ખેંચવાની ગાડી) અને મંચિલ (ડોળી)નો વધારે ઉપયોગ કરે છે. જિનરિગશા એક માણસ દિવસના ચાળીસ માઇલ ખેંચી જાય છે! પણ ઘણું ખરૂં તો લાંબી મુસાફરીમાં, દસ માઇલે માણસ બદલવાનો રિવાજ હોય છે. મજુર લોકો વાંસો અને ખભા ઉપર પાટીઆનું ચોકઠું રાખી તેમાં બોજો ઉપાડે છે. જાપાની લોકના પેયમાં ખાસ કરીને ચાહ અને 'સાકે' નામનો તેઓના દેશનો ચોખામાંથી બનાવેલો દારૂ એ બે વાનાં છે. ખોરાકમાં, મુખ્ય ભાત અને માછલી —અર્થાત્ આપણે ત્યાં બંગાળી લોકોનો ખોરાક હોય છે તેજ છે. ભાત ઉપર કેટલીકવાર ચાહ રેડીને

ખાવાનો રિવાજ છે. તે બે ચીપ જેવી લાકડીવતી પકડીને મ્હોંમાં ભરવામાં આવે છે. તેઓમાં સુતી વખત ચંપી કરાવવાનો પણ ચાલ છે, અને તે કામ આંધળાઓ કરે છે—જેથી એવા અપંગ લોકનું ગુજરાન સહેલાઇથી થઈ જાય છે. મલ લોકો આપણા જૂના મલ જેવા જ જાડા અને બેડોળ હોય છે, અને આપણી માફક જ કુસ્તી રમે છે. અને પાંચ સાત માણસોનું ઝાડ એક માણસ ઉપાડે એવી એવી જે કસરતો આપણા દેશમાં પણ કેટલીકવાર જોઇએ છીએ તે ત્યાં નજરે પડે છે. તેઓમાં કેટલાંક વખત ઉપર છૂંદણાં છૂંદવાનો ઘણો રિવાજ હતો, પણ યુરોપના સંસર્ગથી એ તરફ અણગમો ઉપજતાં તેઓએ છૂંદણાં ન છૂંદવાનો કાયદો કર્યો—પછી જ્યારે 'એક યુરોપિયન ગૃહસ્થે' જાપાનમાં એક જાપાની પાસે પોતાના હાથ ઉપર છૂંદણાં છૂંદાવ્યાં, ત્યારથી એ કાયદો રદ કર્યો ! આ યુરોપિયન ગૃહસ્થ' તે આપણા પ્રિન્સ ઑફ વેલ્સ ! પણ હવે આ ચાલ ઘણો ઘટી ગયો છે. તેઓમાં હજી એક વિચિત્ર ચાલ છે. તેઓમાં આત્મઘાતનું પાપ મનાતું નથી, અને તેથી આત્મઘાત એ દેહાન્તદંડની શિક્ષાનો એક પ્રકાર છે. સ્ત્રી ગળું કાપીને, અને પુરૂષ આરપાર પેટ ફોડીને આત્મઘાત કરે છે. એ ક્રિયા 'હારીકીરી' કહેવાય છે. એ સાક્ષીઓની સમક્ષ એ ક્રિયા થાય છે. અને છેવટે ગળે પ્રહાર કરવાનું કામ એક મિત્રનું હોય છે. આ કામ માટે પોતાનો પ્રિયતમ મિત્ર પસંદ કરવામાં આવે છે ! વળી એક એ પણ યાદ રાખવા જેવું છે કે જેમ આપણે ત્યાં અને યુરોપમાં મૃત્યુની સાથે કાળો રંગ જોડવામાં આવે છે તેમ એથી ઉલટું જાપાનમાં એની સાથે શ્વેત રંગ જોડાયો છે; અને દેહાન્ત દંડની શિક્ષા અમલમાં મૂકતી વખતે અપરાધીને શ્વેત વસ્ત્ર પહેરાવવામાં આવે છે. પણ મૃત્યુનો દેવ તો આપણા દેશના જેવો છે એટલું જ નહિ, પણ એનું નામ પણ 'યમ' ઉપરથી છે.

કહે છે કે જાપાની છોકરાં રોતાં નથી ! આ છોકરાનું રમકડું ભાગી ગયું છે તેથી એ રૂએ છે કે ખરૂં ! તેમ, અડધાં છોકરાંનાં નાકમાંથી તો લીંટ પણ દદડતું હોય છે ! પણ એવાંને જવા દઈ, વધારે આકર્ષક છોકરાં જોઇએ: અને આપણે એટલું પણ માની લઇએ કે છોકરાં બીજા દેશ કરતાં ત્યાં થોડાં રોતાં હશે—કારણ કે એમના તરફ બહુ પ્રેમથી વર્તવામાં આવે છે. આ છએક વર્ષનો છોકરો છે, એના હાથમાં 'ઉદય પામતા સૂર્ય' નો એના દેશનો વાવટો છે. ૭ થી દસ (૯-૧૦) વર્ષ એ પ્રાથમિક શિક્ષણના પૂર્વાર્ધનો સમય છે, અને બાર યા ચૌદ વર્ષની ઉમ્મર થતાં સુધી પ્રાથમિક શિક્ષણ પહોંચે છે. જાપાનમાં પ્રાથમિક શિક્ષણ ફરજિયાત છે, અને તે છોકરાઓ અને છોકરીઓ સર્વે લે છે. સેંકડે ૯૦ ટકા છોકરા અને ૮૦ ટકા છોકરીઓ નિશાળે ભણવા જતી હોય છે એ જેવી તેવી વાત નથી. જાપાની લોકો અક્ષર ઉપર બહુ ધ્યાન આપે છે અને તે એક પ્રકારની ચિત્રકળા ગણાય છે. લખવામાં તેઓ ઝીણા બ્રશ જેવી કલમ વાપરે છે. લખવાની રીત જમણેથી ડાબે—એટલે કે ફારસી લખાય છે તે રીતે-લખવાની છે. પણ ફેર એટલો કે તેઓ આડી લીટીઓ ન લખતાં ઉભી લીટીઓ લખે છે. બાર યા ચૌદમા વર્ષથી દ્વિતીય (મધ્ય) ભૂમિકા શરૂ થાય છે, અને તે ઓગણીસમા વર્ષ સુધીની છે. એ પહેલાં ધોરણો કુદીને કે ઝડપથી શીખી લઇને પણ આગળ વધાતું નથી. અને એમાં સમાએલા શિક્ષણના વિષયો—જેમાં જાપાની ઉપરાંત અંગ્રેજી ફરજિયાત છે, અને સ્વદેશના ઇતિહાસ ઉપરાંત આખા જગતનો ઇતિહાસ શીખવવામાં આવે છે—તે

સર્વે જોતાં, દ્વિતીય ભૂમિકાનું શિક્ષણ આપણા દેશની ' ઇન્ટર્મીડિએટ ' પરીક્ષા સુધીના શિક્ષણની બરાબર થાય છે. ત્યાર પછી ત્રેવીસમા વર્ષસુધી લશ્કરી કેળવણી લેવામાં આવે છે. ઉચ્ચ એટલે કે યુનિવર્સિટિનું—કૉલેજનું—શિક્ષણ આપણા કરતાં મ્હોટી ઉમ્મરે મળાય છે. પ્રાથમિક શિક્ષણ છોકરા—છોકરીઓનું સમાન છે. દ્વિતીય ભૂમિકાથી છોકરીઓનું ખાસ શિક્ષણ શરૂ થાય છે, તેમાં ગૃહકર્તવ્ય જેમ કે ચાહ બનાવવો પીરસવો, વાળ ગુંથવા વગેરે, તથા સ્ત્રીના સદ્ગુણો જેમકે વિનય અતિથિસેવા વગેરે—શીખવવામાં આવે છે. ન્હાનાં બાળકનું લાલનપાલન કરવાનું કામ એની બેનનું ગણાય છે, અને તેથી છોકરીઓ નિશાળે જાય છે ત્યાં પણ વાંસે—ખભે કંડીઆમાં બાળકને બેસાડીને સાથે લેતી જાય છે. છોકરીઓ ભણતી પણ જાય, અને છોકરું રૂએ તો ખુલ્લા મેદાનમાં જરા ફેરવીને છાનું પણ રાખે. અને સઘળી છોકરીઓ એકઠી થઇને કસરત કરે અને રમે તે વખતે પણ છોકરાં એમને ખભે કંડીઆમાં બેઠાં જ હોય ! એનો દોડે તો ભાઇઓ કંડીઆમાં આમ તેમ અથડાઇને રીઢાં પણ થાય ખરાં. અને એક ચિત્ર બતાવ્યું તેમાં છોકરૂં ઊંચે કંડીઆ બહાર નાંખીને ઊંઘી પણ ગયું હતું ! જાપાની લોકો શારીરિક અને નૈતિક કેળવણી ઉપર ઘણું લક્ષ આપે છે. તેઓએ ક્રિકેટ રમવાનો ચાલ લીધો નથી, પણ ટેનિસ દાખલ કરી છે, અને થોડીક અમેરિકન રમતો પણ લીધી છે. તેઓ હોડી હંકારવાની રમત બહુ રમે છે, અને ઈંગ્લંડની માફક નિશાળોમાં એની હરીફાઈ પણ થાય છે. કુસ્તી, અને એક બીજાને ઉપાડીને જોરથી પછાડવા વગેરેની સખ્ત કસરતો પણ શીખવાય છે. બન્દૂક સાથે ડ્રિલ ( કવાયત ) કરાવવામાં આવે છે અને થોડીક લશ્કરી કેળવણી પણ લેવી પડે છે. નિશાળમાં અમુક ઘાટનો પોષાક પહેરવાની ફરજ છે. નૈતિક શિક્ષણ આપવાની જાપાની લોકોની રીત ઘણી અનુકરણ કરવા યોગ્ય છે. નીતિનો એની મેળે ઉપદેશ મળે એવાં નાના પ્રકારનાં ચિત્રો છોકરાંઓને વ્હેંચવામાં આવે છે—તેમાંનાં થોડાંક નમુના રૂપે મિ. શાર્પે દેખાડ્યાં. છોકરાંઓએ કેવા ઉદ્યોગમાં વખત કાઢવો તે દર્શાવનારૂં એક ચિત્ર હતું. તેમાં એક છોકરો કસરત કરતો હતો, બીજો કાંઇક લખવામાં ગુંથાએલો હતો, અને ત્રીજો બે ગોળા લઇ પૃથ્વી સૂર્યની આસપાસ શી રીતે ફરે છે તે દેખાડતો હતો. બીજા ચિત્રમાં બે છોકરા એમના દાદા પાસે અદબથી બેસીને બોધ લેતા હતા. ત્રીજું ચિત્ર વચન પાળવા બાબતનું હતું: તેમાં તીક્ષ્ણ ઠંડી અને બરફને વખતે એક છોકરો બીજા છોકરા પાસેથી માગી આણેલી ચોપડી લુગડામાં વીંટીને વખતસર પાછી આપવા જતો હતો. ચોથા પ્રમાણિકપણાના ચિત્રમાં એક માણસ રસ્તામાં જડેલી ચીજ એના ધણીને શોધી કાઢીને આપતો હતો. પાંચમું ચિત્ર સમયસૂચકતા બતાવતું હતું. એમાં એક છોકરૂં પાણી ભરેલી કાચની બરણીમાં પડ્યું હતું, તેને બીજો છોકરો કાઢી શકે એમ નહતું તેથી તેણે એ બરણીના નીચલા ભાગમાં કાણું પાડ્યું, જેથી તે પાણી બહાર વહી જતું હતું. છેવટે એક ચિત્ર બતાવ્યું તેમાં મ્હોટી કાચની બાટલીમાં એક રશિયનને પૂર્યો હતો, અને એ બાટલીને મ્હોંએ રૂવાળું ઢાંકણું હતું એ ખૂબ જોરથી અને આનન્દથી એક જાપાની છોકરો બંધ કરતો હતો, અને મલકાતો જતો હતો. જે દેશનાં બાળકો ન્હાનપણથી આવું શિક્ષણ પામે તે પોર્ટ આર્થર સર કરી જગતના ઇતિહાસમાં યાવચ્ચન્દ્રદિવાકરૌ નામ કરે એમાં આશ્ચર્ય નહિ. જાપાની માતપિતા પોતાનાં બાળકો આગળ હમેશાં

આવી ઉચ્ચ ભાવનાઓ જ ધરે છે, અને તેઓના ઉચ્ચ આગ્રહનો એક દાખલો એ છે કે વર્ષમાં અમુક ઉત્સવને દિવસે છોકરાઓવાળાં માબાપ પોતાના ઘર ઉપર એક જાતની કાગળની માછલી કરીને ધ્વજારૂપે બાંધે છે; એનું મર્મ એવું છે કે જેમ એ માછલી ખડકો કૂદી જાય છે તેમ છોકરાઓ જીંદગીની મુશીબતોની પાર જશે. પાર જાય એમાં આશ્ચર્ય પણ શું ? જાપાનમાં પુરુષો માટે લગ્નની ઉમ્મર વીસથી ત્રીસની છે, અને સ્ત્રીઓ માટે સત્તરથી વીસની છે. લગ્ન માટે માબાપની પરવાનગી જોઇએ છે, પણ કોઈ એક વચલા માણસ મારફત પસન્દગી વગેરે સઘળી ગોઠવણ થાય છે. લગ્નનો વિધિ બહુ જ સાદો છે. વરકન્યા સાથે બેસે છે, અને વરની તરફ પેલો વચલો માણસ અને કન્યા તરફ એ માણસની સ્ત્રી બેસે છે, અને એમની સમક્ષ લગ્ન થાય છે. 'સાકે' ત્રણ વાર વર પીએ છે અને ત્રણ વાર કન્યા પીએ છે; ફરી ત્રણ વાર વર પીએ છે અને ત્રણ વાર કન્યા પીએ છે; ફરી ત્રણ વાર વર પીએ છે અને ત્રણ વાર કન્યા પીએ છે—એમ દરેક જણ નવ વાર પીએ છે. એટલી દિલગીરીની વાત છે કે ત્રીજા ભાગ જેટલાં લગ્નો અસન્તોષકારક નીવડે છે, અને છેડા છૂટકા થાય છે. સાસુ સાથે વહુના અણબનાવના ઘણા દાખલા થાય છે. મુડદાંને દાટવાનો કે બાળીને દાટવાનો રિવાજ છે. યુરોપિયનોમાં મુડદાને પેટીમાં લાંબું સુવાડે છે, અને જાપાનીઓ ચોરસ પેટીમાં બેસાડે છે. મરનાર માણસની યાદગીરી માટે ઘરમાં કાળા પાટીઆ ઉપર સોનેરી અક્ષરે એનું નામ લખી રાખવામાં આવે છે, એવા એક નામ ઉપર જાપાની અક્ષરે કાંઇક લખેલું હતું એ શું છે પૂછતાં મિ. **શાર્પ**ના દુભાષીઆએ જણાવ્યું કે એ સંસ્કૃત શબ્દ છે. અત્રે આવીને તપાસ કરતાં મિ. **શાર્પે** નક્કી કર્યું છે કે એ મૂળ સંસ્કૃત "**ઓમ્**" છે. હિન્દુસ્તાનની આ વિભૂતિ—મિ. **શાર્પ**નો શબ્દ વાપરૂં તો "a bit of India" હિન્દુસ્તાનનો એક કકડો—જાપાનમાં આ પ્રમાણે વિરાજી રહેલો છે. મિ. **શાર્પે** આ શબ્દો ત્રણ વાર ઉચ્ચાર્યા, અને હિન્દુસ્તાનની વર્તમાન અવનતિમાં પણ દરેક હિન્દુ શ્રોતાનું હૃદય પ્રાચીન હિન્દુસ્તાનના મહિમાનું સ્મરણ કરી સ્વદેશાભિમાનથી ભરાયા વિના નહિ રહ્યું હોય. મારે પણ કહેવું જોઇએ કે "ઓમ્"-શબ્દનું ગૌરવ મને જેવું આજ સમજાયું તેવું પૂર્વે કદી પણ સમજાયું નહતું. જાપાનમાં બે ધર્મનું મિશ્રણ છે; એનો જૂનો ધર્મ 'શિન્તો' અને હિન્દુસ્તાનમાંથી દાખલ થએલો ધર્મ બૌદ્ધ. શિન્તો ધર્મનાં મન્દિરમાં મૂર્તિ હોતી નથી, પણ અમુક ઘાટના લુગડાના કકડા તથા દર્પણ હોય છે. એનો દરવાજો લાલ રંગેલા લાકડાના ચોકઠાનો હોય છે, અને દરવાજાની બે બાજુએ સિંહ યા સ્વર્ગના કુતરા મૂકેલા હોય છે. અન્દરના ચોગાનમાં એક ઘોડાની મૂર્તિ હોય છે, અને તે વિષે એવો વહેમ ચાલે છે કે ઘોડાને માથે અને ત્યાં સુધી પહોંચી ન શકાય તો ગમે તે ભાગ ઉપર હાથ ફેરવી માણસ પોતાને માથે હાથ ફેરવે તો માથું દુઃખતું મટી જાય, અને તે જ પ્રમાણે શરીરના જુદા જુદા ભાગના રોગો પણ મટાડી શકાય. બૌદ્ધ દેવાલયમાં પણ આને મળતી મનુષ્યાકૃતિની મૂર્તિ હોય છે. પિતૃપૂજા એ શિન્તો ધર્મનું ખાસ લક્ષણ છે. બૌદ્ધ મન્દિરોનો દરવાજો લાલ ચોકઠાનો નહિ, પણ છાપરાવાળો હોય છે. અત્રે એટલું કહેવું જોઇએ કે જાપાનમાં ઘરો પાયાના આધારે નહિ પણ છાપરાના આધારે રહે છે, એટલે કે છાપરૂં એવું ભારે બનાવવામાં આવે છે કે જેથી ઘર પવન વડે ઊડી ન જાય. દરવાજાની બે બાજુએ ઇન્દ્ર અને બ્રહ્માની મૂર્તિઓ બેસાડવામાં આવેલી છે, પણ

એ સંબન્ધી બહુ વિચિત્ર કલ્પના ચાલે છે. એમ મનાય છે કે પોતાની અમુક વાંછના સફળ થશે કે નહિ તે જાણવા માટે માણસ કાગળ ચાવીને એ મૂર્તિ ઉપર થૂંકે અને એ કાગળ મૂર્તિને ચોટે તો જાણવું કે ધારેલું કામ પાર પડશે, નહિ તો નહિ. આથી એ મૂર્તિઓ ઘણી ગંદી થએલી હોય છે. દરવાજા પાસે પત્થરનાં મિનારા આકારે દીવો મૂકવાનાં ફાનસ હોય છે. બૌદ્ધ દેવાલયોનો અન્દરનો દેખાવ ઘણો સુશોભિત અને કારીગરીવાળો હોય છે. બુદ્ધદેવની એક મૂર્તિ છસેંક વર્ષ ઉપર સ્થપાએલી, તેનું દેવાલય ચારસેંક વર્ષ ઉપર દરિયાનાં મોજાંથી ઘસડાઈ ગયું હતું. હાલ એ મૂર્તિ ખુલ્લા મેદાનમાં બિરાજે છે, અને તેનું કદ મનુષ્યાકૃતિ કરતાં બહુ ગણું મ્હોટું છે. એક મન્દિરમાં ભૂત-દયા યા કરુણાદેવીની ૩૩૩૩૩ મૂર્તિઓ બેસાડેલી છે. એક જણ ઉપાડીને ફરે એવાં ન્હાનાં લાકડાંનાં દેવાલયો પણ હોય છે અને તે રસ્તામાં ફેરવવામાં પણ આવે છે. જાપાનમાં જ્વાળામુખી પર્વત ઘણા છે. તે પવિત્ર મનાય છે તથા એની યાત્રાઓ પણ ચાલે છે. ઘરને બારણે આવી યાત્રાળુને દાન આપતી સ્ત્રીઓનું ચિત્ર આપણા દેશમાં સાધુસંતને અન્ન આપતી સ્ત્રીઓનું સ્મરણ કરાવે છે. જાપાનમાં ખાસ ધર્મગુરુઓનો-બ્રાહ્મણોનો-વર્ગ નથી. મ્હોટામાં મ્હોટો જ્વાળામુખી પર્વત ૪૦૦૦ ફીટ ઉંચો છે, બીજો એક ૬૦૦ ફીટ ઉંચો છે. એ પર્વત બહુ રળીઆમણા છે. તેમાંના એક ઉપરથી શિયાળાની સાંઝનો દેખાવ દર્શાવતું મિ. શાર્પે એક ચિત્ર બતાવ્યું તે અલૌકિક સૌન્દર્યભર્યું હતું. જાપાનમાં ઉન્હા પાણીના ઝરા પણ ઘણા છે. કેટલેક ઠેકાણે એમાંથી વરાળ નીકળ્યાં જ કરે છે. કેટલાક દિવસમાં અમુક વખતે વિશેષ ઉભરાઇ આવે છે. અને કેટલેક ઠેકાણે એ જમીનની નીચે સંતાયલા હોય છે. એ જમીન ઉપર બહુ સંભાળીને ચાલવું પડે છે, કારણ કે લાકડી પેસી જતાં અન્દરથી ઉન્હું પાણી ઝરી આવે છે. કેટલેક ઠેકાણે આવી જમીનમાં ખાડા ખોદી ઉન્હા પાણીની ગરમીથી રસોઇ કરી લેવામાં આવે છે. (આપણે ત્યાં હિમાલયમાં પણ એક ઠેકાણે આ પ્રમાણે થઈ શકે છે એમ કહેવાય છે.) આવી જમીન ઉપર ગામ પણ વસે છે, અને કોઇવાર એ ઉન્હાં ઝરણ ફાટી નીકળે છે ત્યારે તે એમાં ગરક થઇ જાય છે. જાપાનનાં ઘર લાકડાંનાં બનેલાં હોવાથી આગ ઘણી થાય છે. અને તેથી આગ બુઝવવાના બંબાની યોજના પણ સારી રાખવામાં આવે છે. પણ બંબાવાળાઓને હમેશાં કામ રહેતું નથી અને તેથી તેઓ ફુરસદની વખતે લોકોને પોતાના ધન્ધાને લગતા ખેલ બતાવી વિનોદ કરાવે છે.

જાપાનના આન્તર અને બાહ્ય સ્વરૂપનું આ વર્ણન સમાપ્ત કરતા પહેલાં છેલ્લા રુસો-જાપાનીઝ વિગ્રહનાં થોડાંક ચિત્રોની નોંધ લેવી જોઇએ. એક ચિત્ર પોર્ટ આર્થર ઉપરના હલ્લાનું હતું. હજારો મુડદાં તેમ જ ઘવાએલા માણસો જમીન ઉપર પડ્યાં હતાં, તેમને ઉપાડી જવા જાપાની ઇસ્પિતાલખાતાનાં માણસો અન્ધારી રાતે કોશીશ કરતાં હતાં. રશિયન લોકો 'સર્ચ લાઇટ' (અન્વેષણદીપ) નો પ્રકાશ પાડી જ્યાં જીવતું માણસ જણાય ત્યાં ગોળી મારતા હતા, તેથી કરી જાપાનીઓ જમીન સરસા પેટે ચાલતા હતા તથા પડતાં વાંત જ મડદાં જેવા થઈ પડી રહેતા હતા. બીજા એક ચિત્રમાં જનરલ સ્ટૉસલ (પોર્ટ આર્થરનો રશિયન સરદાર) જાપાની જનરલ નોગીને શરણે થતો હતો. રશિયન ધ્વજાનું વહાણ તથા લઢાઇમાં અને જાપાની ધ્વજાનું વહાણ સુલેહ થયા પછી ડૂબ્યું—એના

દેખાવનાં પણ એ ચિત્રો હતાં. છેલ્લી દરિયાઈ લડાઈ થઈ તે વખતે દરિયો તોફાની હતો અને ધુમ્મસ પુષ્કળ છવાએલું હતું, છતાં જાપાની ખલાસીઓ તોપ કેવી તાકી શકતા હતા એ બતાવનારૂં એક ચિત્ર હતું. તથા જાપાનના મહા પુરુષો—એનો વહાલો મન્ત્રી માર્કિવસ ઇટો, એનો કુશળ નૌકાસેનાધિપતિ એડમિરલ ટોગો, અને એનો ભાગ્યશાલી નરપતિ મિકાડો—એનાં પણ જુદાં જુદાં ચિત્રો હતાં, અને તે સર્વ વિદ્યાર્થી વર્ગે બહુ માનથી વધાવી લીધાં. મિ. શાર્પે મિકાડોની પટ્ટરાણીનું ચિત્ર બતાવીને કહ્યું કે 'યુરોપિયન પહેરવેશમાં શોભનારી જાપાનની સ્ત્રી આ એક જ છે.' કમનસીબે પટ્ટરાણીને છોકરૂં નથી. મિકાડોને ઉતરતા દરજ્જાની સ્ત્રીઓ બારેક છે તેમનાથી છોકરાં થયાં છે. બહુ સ્ત્રી પરણવાનો આ રિવાજ સારો નથી એમ હવે ત્યાં સૌને લાગ્યું છે, અને ભવિષ્યના મિકાડો એક જ સ્ત્રી પરણશે એમ સંભવ છે. મિ. શાર્પે મિકાડોને એક પાણીદાર અને ઉછળતા ઘોડા ઉપર સ્વાર થએલો બતાવ્યો—અને એના સંબન્ધી ગંભીર અર્થભર્યું માત્ર એક જ વાક્ય કહ્યું—'આ રાજા જે ઇ. સ. ૧૮૬૭ માં જન્મ્યો હતો તેણે પોતાની કારકીર્દીમાં પોતાના દેશમાં જે અદ્ભુત સુધારો થએલો જોયો છે તેવો સુધારો જગતના ઇતિહાસમાં આજ પર્યન્ત કોઈ રાજાએ થયો જોયો નથી.'

લિ૦

આપનો અનન્ય સેવક,

"પ્રેક્ષક."

---

# જડ અને ચિત્.

## ( પ્રો. હેકલના સિદ્ધાન્તનું સર ઑલિવર લૉજે કરેલું ખંડન. )

( અનુસન્ધાન પૃ. ૧૯૭ થી. )

૨. હેકલના મુખ્ય સિદ્ધાન્તો—જેના ઉપર એનું આખું તન્ત્ર રચાએલું છે—તે બે છે. અને તેની ટુંકામાં મતલબ નીચે મુજબ છેઃ—

(૧) પ્રાણ ( Life ), પ્રયત્ન ( Will ) અને પ્રજ્ઞા યા બુદ્ધિ ( Consciousness ) એ જડનો જ વિકાર છે

(૨) જે વસ્તુ નિત્ય–સત્ હોય એ જ પરમાર્થ–સત્ય છે.

(૧) પહેલા સિદ્ધાન્તનો અર્થ એ છે કે જડ એની મેળે પોતામાંથી ચૈતન્ય ઉપજાવે છેઃ પણ હજી સુધીના સાયન્સના સિદ્ધાન્ત પ્રમાણે તો જીવમાંથી જ જીવ નીપજી શકે છે ( Biogenesis ), અને તેથી ઉપરનો સિદ્ધાન્ત સાયન્સની હાલની માન્યતાથી વિરુદ્ધ છે;—કાંઈ નહિ તો, સાયન્સ્ એને ટેકો આપતું નથી એમાં તો શંકા નથી જ. ભલે ભવિષ્યમાં સાયન્સ્ સિદ્ધ કરે કે જીવ તે જડનો વિકાર માત્ર છે, પણ હાલના સાયન્સ્માં તો હજી આ સિદ્ધાન્ત સ્થાન પામી શક્યો નથી.

(૨) બીજા સિદ્ધાન્તને એ અધિષ્ઠાનપદાર્થવાદ (Problem of Substance) કહે છે. એ માની લે છે કે ભૌતિકપદાર્થશાસ્ત્રીઓ એટલું તો સ્વીકારવા દેશે કે જડ (Matter) અને સ્ફૂર્તિ–શક્તિ ( Energy=સ્પન્દ ') એ બે પદાર્થો હમેશાં કાયમ રહે છે—એની ઉત્પત્તિ કે વિનાશ સંભવતાં જ નથી, અર્થાત્ કે એ બે નિત્ય સત્ છે. આ બેને માટે એ અધિષ્ઠાનપદાર્થ એટલે કે Substance એવો એક શબ્દ વાપરે છે અને એ અધિષ્ઠાન-પદાર્થમાં 'છે' કહેવાતા પદાર્થ માત્રનો સમાવેશ કરે છે. આ અધિષ્ઠાનને એ પરમાર્થ-સત્ય કહે છે અને પરિદૃશ્યમાન સર્વ વસ્તુઓને એ આભાસરૂપ ગણે છે. અને કહે છે કે જડ અને સ્ફૂર્તિમાં પદાર્થ માત્ર આવી જાય છે, અને આ મૂલ પદાર્થોના અન્તરમાં એવું કાંઈક ગર્ભિત રહેલું છે કે જેના ગુણ ધર્મ યા વિકાર રૂપે પ્રાણ, બુદ્ધિ, સ્વતન્ત્ર કૃતિ, આત્મોત્સાહ, આનન્દ વગેરે ઉપજે છે, અને આ પદાર્થો તથા તેમના આ ધર્મો મળીને આપણું આ બ્રહ્માંડ બનેલું છે એટલુંજ નહિ પણ ઇશ્વર એવી જો કોઈ વસ્તુ હોય તો તે આ બે પદાર્થો રૂપી જ છે.

હેકલ એના પુસ્તકના મધ્ય-સ્થાને રહેલા "The Problem of Substance" યાને અધિષ્ઠાનપદાર્થવિચાર નામના એક પ્રકરણમાં ભૌતિકપદાર્થશાસ્ત્રની હદમાં વારંવાર પેશી જાય છે. પરન્તુ એ સંબન્ધમાં હું હાલ એટલું જ કહેવું બસ ગણું છું કે જડ અને સ્ફૂર્તિની નિત્યતા મિ. હેકલ ધારે છે તેવી સ્વતઃ સિદ્ધ નથી. જાણવા જેવું છે કે

હેકલના પોતાના જ જીવતાં, પરમાણુ ભાગી પડી એવો પદાર્થ બની રહેવાનાં ચિહ્નો જણાય છે કે જેને સાધારણ અર્થમાં જડ પદાર્થ ન કહી શકાય. અને એમ પણ સંભવે છે કે થોડા વખતમાં કદાચ પ્રયોગશાળામાં જડ પદાર્થના નવા પરમાણુઓ પણ ઉત્પન્ન કરી શકાશે.

છતાં, હું એટલું કબૂલ કરૂં છું કે હેકલના સિદ્ધાન્તમાં તત્ત્વજ્ઞાનની કલ્પના રહેલી છે, અને તે વિચારવા જેવી છે. એ કલ્પના તે સાયન્સનો સિદ્ધાન્ત નથી, પરન્તુ એક સંભવિત પણ કલ્પિત તર્ક છે. એક અર્થમાં એવી કલ્પના સંભવે છે કે—જે પરમાર્થે સત્ છે તે હમેશાં કાયમ રહેવું જ જોઇએ: જે વસ્તુતઃ પાયામાંથી સત્ છે—અર્થાત્ કે નજીવા અર્થમાં સત્ નહિ, પણ ગંભીર અને નિરુપાધિક અર્થમાં સત્—તે અસત્ થઈ જાય, શૂન્ય થઈ જાય, એ સંભવતું નથી. સોપાધિક કાદાચિત્ક પરમાણુઓના સંયોગો ઉત્પન્ન થાય અને નાશ પામે, પણ એ સર્વના મૂળમાં એવો પદાર્થ રહેલો હોય કે જે નિત્ય જ હોવો જોઇએ.

પદાર્થોના સમૂહો નાશ પામતા દેખાય છે, અને તેથી ઉપર સ્વીકારેલા સિદ્ધાન્ત પ્રમાણે એમનું અસ્તિત્વ સોપાધિક અને તુચ્છ ઠરે છે. દીવાની જ્યોત બુઝાઈ જાયછે, અને નાશ પામી જાય છે; પર્વત વરસાદ અને પવનમાં ખુલ્લો પડેલો હોઈ ધીમે ધીમે ઘસાઈ એની રેતી થઈ જાય છે; એક ગ્રહ કે સૂર્ય બીજા સાથે અથડાઈ નષ્ટ થઈ જાય છે. આ બધા પરમાણુઓના કાદાચિત્ક એટલે કે અનિત્ય સંઘાતો છે. પણ હવે તો વળી જણાયું છે કે પરમાણુ પોતે પણ તૂટી જઈ વિદ્યુત્સ્ફુરણરૂપ થઈ રહે છે, અને આ સ્ફુરણો પણ કોઈક દહાડો મૂલ 'ઇથર'-( સર્વની પ્રકૃતિરૂપ આકાશ )-રૂપ ઠરશે. આમ છે તો આ સર્વ પદાર્થો—પરમાણુ સુદ્ધાં—અનિત્ય છે, અને આ જડ જગતમાં 'ઇથર' તથા એ 'ઇથર'માં ગતિ ખેંચ આદિ જે કાંઇ નિત્ય ધર્મ હોય તે—જ કાયમ રહે છે. આ રીતે જડ વિશ્વની અત્યાર સુધીમાં જણાએલી સર્વથી મૂળમાં મૂળ પ્રકૃતિ તે 'ઇથર' (આકાશ) છે.

પણ શું આ ઉપરથી આપણે એમ સિદ્ધ થએલું માનવું કે એ જડ 'ઇથર' સિવાય વિશ્વમાં બીજું કાંઈ છે જ નહિ? શું એક વસ્તુ છે એટલે તે ઉપરાંત બીજી છે જ નહિ? એમ માનવું તો તદ્દન અશક્ય છે. આપણે ઉપર જોયું તેમાં પ્રાણ વા જીવ એની તો વાત જ થઈ નથી. જીવ અને 'ઇથર' વચ્ચે યા જીવ અને 'ઇથર'ની સ્ફૂર્તિ વચ્ચે કશો સંબન્ધ સ્થાપી શકાયો નથી; જીવ શું છે એ હજી જણાયું નથી. જીવ નિત્ય ન હોય? એનું જડ ખોળીયું નાશ પામે છે તેથી એ પણ નાશ પામે છે? કે જેમ કાગળ બળી ગયા પછી એ કાગળ ગૅસ રૂપમાં ઓળખી શકાતો નથી તેમ જીવ પણ એવી નવી પરિસ્થિતિમાં સંક્રાન્ત થાયછે કે જ્યાં એ એનો જે છે એવું અનુસન્ધાન રહેતું નથી? જીવ જડ પરમાણુઓના કોઇક વિશિષ્ટ સંઘાત સાથે આવિર્ભાવ પામતો એવો ક્ષણિક પદાર્થ છે કે જે સંઘાતનો ભંગ થતાં 'નથી' થઈ જાય છે? કે જીવ તે કોઈ અજડ મૂળ પદાર્થ છે, જે જડ સંઘાતથી સ્વતન્ત્ર હોઈ એ સંઘાત દ્વારા જડ જગતમાં પોતાને પ્રકટ કરે છે?

પ્રો. હેકલ આનો તુચ્છકારભર્યા નકારમાં જવાબ વાળે છે! અને જેમ પ્રાણને એ

જડનો વિકાર માને છે તેમ ચિત્‌ અને વિજ્ઞાનને પણ—પ્રેમ—કલા—કાવ્ય—ધર્મ તેમજ બીજા અનેક અનુભવો જે મનુષ્યે ઉત્ક્રાન્તિક્રમમાં સંપાદન કર્યા છે તે સર્વને—એ એમ જ માને છે. પણ હું તમને હાક મારીને પૂછું છું—કે શા પ્રમાણની રૂએ તમે આમ કહો છો ! હેકલ કલ્પના કરે છે કે આ સર્વ ધર્મો જડ પરમાણુઓમાં લપાઈ રહેલા છે તે આવિર્ભાવ પામે છે: એ પરમાણુઓમાં જ પ્રાણ વિવેક અને વિજ્ઞાનની શક્તિ ગુપ્ત રહેલી છે. અને તે જ પ્રકટ થાય છે. કલ્પના તરીકે આ બરાબર છે, પણ સાયન્સ તો વાજબી રીતે એટલું જ કહી શકે કે **"અમને ખબર નથી."**

ઉપરની કેટલીક ટીકાનો જવાબ વાળી પ્રો. હેકલ કહેશે કે 'હું જે કહું છું તે માત્ર 'સાયન્સ' ના એટલે સિદ્ધપદાર્થવિજ્ઞાનના દૃષ્ટિબિન્દુથી નહિ પણ તત્ત્વજ્ઞાનના એટલે કે સાધ્યપદાર્થવિજ્ઞાનના દૃષ્ટિબિન્દુથી—ભવિષ્યમાં દૃષ્ટિ નાંખીને.' પ્રો. હેકલનો આ ઉત્તર સર્વના જાણવામાં અને સમજવામાં આવે તો મને પૂર્ણ સન્તોષ છે. તત્ત્વજ્ઞાની તરીકે તો બીજા તત્ત્વજ્ઞાનીના કરતાં પ્રો. હેકલના વિચારને ખાસ વજનદાર ગણવાનું કારણ નથી. તત્ત્વજ્ઞાની તરીકે એ લખતા હોય, અને એમાં ભૂલ કરતા હોય તો પણ, મારે એમને જવાબ દેવાનું રહેતું નથી, કારણ કે હું તત્ત્વજ્ઞાની ગણાતો નથી.

હાલ વિવિધ જણાતા પદાર્થો ભવિષ્યમાં એક સિદ્ધ થશે એમ ઘણા સાયન્સવાળાઓ માને છે, પણ હજી સુધી એ સિદ્ધ કરવાનો કોઈ પણ યત્ન ફતેહમન્દ નીવડ્યો હોય એમ હું જાણતો નથી. આવા ભગીરથપ્રયત્નની સફળતા માટે વિશ્વનું ઘણું જ ઘણું વિશાળ જ્ઞાન મેળવવાની જરૂર છે, અને તે યદ્યપિ સિદ્ધ કરવાની તો આશા નથી, તો પણ એ દિશામાં કાંઇક સેવા બજાવી શકાય. જેઓ માનતા હોય કે આ બાબતમાં તેઓએ કાંઇક નવું શોધ્યું છે અને તે જગતને આપવા જેવું છે—તો તે આપવાની તેમની ફરજ છે. બીજાઓ એમાંથી જે જે સત્ય લાગશે તે ગ્રહણ કરશે, અને એ સત્યને વિશેષ વિકસાવશે. આ દૃષ્ટિબિન્દુથી જોતાં, પ્રો. હેકલનો પ્રયત્ન બરાબર છે. પણ મને લાગે છે કે કમનસીબે, એ વિદ્વાન જો કે અદ્વૈતપ્રકૃતિવાદ રૂપી તત્ત્વજ્ઞાનના તરંગમાં તણાયા છે, તો પણ એના વિશેષ વિચારમાં ઉતરી, જડવાદની એવી બાબતો ચોકસ રીતે વિગતવાર સ્થાપવા તેમણે યત્ન કર્યો છે, અને આપણા અનુભવનો વિષય બનતા આ જગતનો એવો સાંકડો અને પરિચ્છિન્ન વિચાર બાંધ્યો છે, કે જર્મનીમાં પ્રો. હેકલ, આ તરફ ઇંગ્લંડમાં હર્બર્ટ સ્પેન્સરની માફક, એકલા કિનારે પડી રહ્યા છે, અને મનુષ્યવિચારની ભરતીનું મોજું તો બીજી જ તરફ વહેવા માંડ્યું છે. ઓગણીસમી સદીના મધ્ય કાળમાંથી આવતો એમનો સ્વર એકલો એકલો સંભળાય છે, તે વખતના વિચારના તેઓ ઉત્તમ ઉપદેષ્ટા છે, પણ એ વિચાર હવે પાછળ રહી ગયા છે. એટલે હવે પ્રો. હેકલનો સ્વર અરણ્યરુદિત જેવો છે. હવે એ એક લશ્કરના અગ્રણી તરીકેની હાક રહી નથી, પણ લશ્કર બીજી તરફ વળ્યું છે, અને પોતે એક નિશાનદાર જેવા પ્રથમને ઠેકાણે નિશાન ઝાલી ઊભા છે.—જો કે હિંમતથી અને દૃઢતાથી ઊભા છે એમાં તો શક નહિ. અને પોતાના વીરબન્ધુઓને નિશાન તરફ વળવા હાક મારી રહ્યા છે ! એમની હાક હવે હોંસભરી રહી નથી પણ નિરાશાથી અંકાએલી છે.

૩. હવે આપણે વિચાર કરીએ કે જડ અને ચિત્‌ની એક બીજા ઉપર થતી અસર વિષે 'સાયન્સ' ની પદ્ધતિથી શું શું નક્કી થયું છે? સર્વનો, તળીએ જતાં, સાર આટલો છેઃ— જડ પદાર્થનું એક જાળું જેને આપણે મગજ કહીએ છીએ એ પ્રમાતા અને પ્રમિતિ (સંવિત્‌-બુદ્ધિ) નું વાદિત્ર યાને કરણ-સાધન છે. એ કરણને જાગ્રત્‌ કરવાથી માનસિક ક્રિયા ઉપજે છે; અને એ બગડે છે કે ભાગે છે એટલે માનસિક ક્રિયા પ્રકટ થતી બન્ધ પડે છે. વળી આ ઉપરાંત એમ પણ માનવામાં આવે છે અને એ વિષે શંકા કરવાનું કારણ નથી, કે દરેક માનસિક ક્રિયામાં (અત્રે માનસિક ક્રિયાના અર્થમાં આપણે જાણી-અજાણી સઘળી માનસિક ક્રિયાનો સમાવેશ કરીએ છીએ.) મગજના પદાર્થનો કેટલોક ભાગ ખપી જાયછે.

ધારો કે આ સઘળું આપણે કબુલ કરીએ. તથાપિ શું? આપણે કબુલ કર્યું છે તે એટલું જ કે ચિત્‌નો જડ ભૂમિકા ઉપર આવિર્ભાવ થવા માટે મગજ—જડ મગજ-એ સાધન છે, મગજ દ્વારા જ આપણે ચિત્‌ને ઓળખીએ છીએ: પણ આપણે એમ કબુલ કર્યું નથી કે જડ આવિર્ભાવમાં સકલ ચિત્‌નો સમાવેશ થઇ જાય છે: તેમ આપણે એમ પણ માની શકીએ નહિ કે જડની બહાર ચિત્‌—બુદ્ધિ—વિજ્ઞાનનું કોઇ પણ પ્રકારનું અસ્તિત્વ જ નથી. આત્મા જડમાં મૂર્તિમન્ત-દેહવન્ત બને, પણ તે સાથે દેહની પાર પણ રહેલો હોય ખરો. મગજ એ ચિત્‌ અને વિજ્ઞાનનું ખરેખર સાધન છે, અને મગજ વિનાના પ્રાણીઓ માટે આ શબ્દો—ચિત્‌ અને વિજ્ઞાન—અર્થહીન છે: પણ એટલા ઉપરથી એમ કહેવાની કોઇને છૂટ નથી કે એ શબ્દોનો ઉપયોગ જે સત્ય પદાર્થ ઉપર રચાએલો છે તે પદાર્થ આપણા આ પાર્થિવ મગજ સિવાય હોઇ જ ન શકે. તેમ આપણે એમ પણ ન કહી શકીએ કે જે જડ પદાર્થ મગજને નામે ઓળખાય છે તે વિના ચૈતન્યનું બીજું કોઇ સાધન સંભવી જ ન શકે. છતાં, જડવાદી યા હેકલની તરેહનો અદ્વૈતવાદી એટલે કે જડ-અદ્વૈતવાદી કહે છે તે આ જ છે! અને આ જડ તે પણ આ પૃથ્વી ઉપર માણસના અનુભવમાં આવતા રાસાયનિક પદાર્થ જેમાં 'ઇથર' જેવા, સાયન્સના સાંકડા પ્રદેશની બહારના, અને જેને સિદ્ધ નહિ પણ સાધ્ય માનીને સાયન્સ પ્રવર્તે છે એવા, પદાર્થનો સમાવેશ થવો પણ અશક્ય છે!

આગળ જતાં, આખરે જડ અને ચિત્‌નો કોઇક આન્તર અને આવશ્યક સંબન્ધ સિદ્ધ થશે એ વાતની ના પાડવાની નથી; જો કે અત્યારે, એ થશે જ એમ પ્રતિપાદન કરવું પણ અશક્ય છે. એમ કલ્પના કરવામાં આવી છે કે જેમ જડના પરમાણુ અને જીવન્ત પરમાણુના પરસ્પર સંબન્ધ અને ગતિમાંથી મનુષ્યના મગજનો જીવપરિમંડલ યાને અવયવજીવ (cell) બનેછે, તેમ આ વિશ્વના પૃથ્વી વગેરે અસંખ્ય ગ્રહ ઉપગ્રહ સૂર્ય આદિ, 'ઇથર' (આકાશતત્ત્વ) ના સમુદાયથી કોઇક પર એવા અજ્ઞેય આત્માના મગજના અવયવજીવ બનતા હોય. આ માત્ર કલ્પના જ છે, પણ તેમાં અશક્યતા કશી જ નથી. અને સાયન્સથી એ વાત હજી સિદ્ધ થઇ નથી તેટલા માટે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ અસાધ્ય—બાધિત છે એમ ન કહેવાય. ઉપર જણાવ્યા તેવા ઉચ્ચ અર્થમાં જડ અને ચિત્‌ વચ્ચે નિત્ય અને આવશ્યક સંબન્ધ હોઇ શકે; બંને એક જ મૂલ પદાર્થનાં જુદાં જુદાં સ્વરૂપો હોઇ શકે: પણ જો નીચ અર્થમાં,

જડ એટલે આ પૃથ્વી ઉપરની ધૂળ અને આ આસપાસ દેખાતા સ્થૂળ પદાર્થો, અને ચિત્ એટલે માણસને થતું વિજ્ઞાન, એમ સમજવામાં આવે છે તે તો ભલે ઓગણીસમી સદીના અમુક ભાગને-જેમાં સાયન્સે ધમધોકાર કામ ચલાવ્યું છે—તેને લાયક હોય, પણ નિત્ય સત્યના સિદ્ધાન્ત તરીકે એ ટકી શકે એમ લાગતું નથી

જડ તે ચિત્નું " વાદિત્ર " કહેવાય છે : એ ' વાદિત્ર ' શબ્દ ઉપર વિચાર કરે-તો પણ, જડવાદી પોતાનો સિદ્ધાન્ત બાંધતાં ખેંચકાય. વાદિત્ર વિના સંગીતનો આવિર્ભાવ અશક્ય છે:' પણ વાદિત્રદ્વારા સંગીત દેહ ધરે છે—એ સાધનવડે જડ જગત્ સાથે એ સંગીત સંબન્ધમાં આવે છે, હવાને અને આપણી કર્ણેન્દ્રિયને હલાવે છે, અને આપણાથી ગ્રહી શકાય છે. એ વાદિત્રને બગાડશો તો સંગીત બેસૂરું થશે; અને ભાગશો તો તે બિલકુલ સંભળાતું બંધ થશે. પણ આટલી વાત ઉપરથી શું એમ કહી શકાશે કે આ જડ અવિર્ભાવ શિવાય " સંગીત " શબ્દનો કાંઈ અર્થ જ નથી ? ગવૈયાએ કાગળ ઉપર કરેલી નોંધ અને વાદિત્રમાંથી કરેલા અવિર્ભાવ શિવાય—શું સંગીતનો કોઈ અલૌકિક અર્થ જ નથી ? ખરી વાત છે કે યોગ્ય વાદિત્ર વિના અને યોગ્ય કર્ણેન્દ્રિય વિના આપણે સંગીત વિષે કાંઈ જ જાણીએ નહિ, પણ એથી એમ મનાય નહિ કે તે વિના સંગીતનું અન્દર રહેલું તત્ત્વ હયાતી ભોગવતું નથી કે અર્થહીન છે. શું આ વિશ્વમાં એવા અગણિત પદાર્થો ન હોય કે જેનો આવિર્ભાવ કરવાને જડ-આપણે જેને જડ કહીએ છીએ તે—અશક્તિમાન હોય ? શું દરેક અલૌકિક પ્રતાપવાન પુરુષની આ ફરિયાદ નથી કે એના વિચારો જડ આકારમાં પૂરેપૂરા મૂર્તિમન્ત કરી શકાતા નથી ?

જેઓ એમ માને છે કે જે કાંઈ છે તે આ પૃથ્વી ઉપર થતા આવિર્ભાવમાં જ સમાએલું છે તેઓને પોતાનું તત્ત્વજ્ઞાન છે, અને એ તત્ત્વજ્ઞાન તેઓ ભલે સ્વીકારે; પણ જો તેઓ બીજાને એવો અદ્વૈતવાદનો ઉપદેશ કરે કે—હાલ જડ પદાર્થની જે શક્તિ જોવામાં આવી છે એટલું જ સત્ય છે અને એ શિવાય બીજું કાંઈ નથી; સાંકડા અર્થમાં જે પ્રકૃતિ દેખાય છે તે જ ઇશ્વર છે અને તે ઉપરાંત ઇશ્વર એવો બીજો કોઈ પદાર્થ છે જ નહિ; ચિત્ અને જેને તેઓ જડ કહે છે તે બે પરસ્પર એવાં ગુંથાએલાં છે કે ચિત્ તે જડની પાર હોઈ શકે જ નહિ; મગજની ખોપરી વિના જ્ઞાન વિવેક ભાન પ્રેમ રસ આદિ જે ઉચ્ચ ગુણો તરફ મનુષ્ય ફાંફાં મારતું જાય છે તે રહી શકે જ નહિ; આત્મા એ અમુક જીવન્ત પરિમંડલ (cells)માં થતી ગતિઓનો સરવાળો, તે શિવાય બીજું કાંઈજ નહિ; અને પ્રકૃતિનો વિકાસક્રમ એનું નામ જ ઇશ્વર, ઇશ્વર એટલે "સઘળી પ્રકૃતિની શક્તિઓનો અનન્ત સરવાળો, પરમાણુશક્તિઓનો અને આકાશતત્ત્વનાં સ્ફુરણનો સરવાળો",—જો તેઓનો અદ્વૈતવાદનો ઉપદેશ આવો જ હોય, તો એવા તત્ત્વજ્ઞાનીઓએ અણઘડ લોકોનો શ્રોતસમાજ મેળવીને સન્તોષ માનવો; અને જો તેઓ સાયન્સના વિદ્વાન તરીકે એ પ્રતિપાદન કરવા ઇચ્છતા હોય તો તેઓએ જાણવું કે એમની સ્હામે બીજા સાયન્સના વિદ્વાનો છે જ—જેઓ વિશ્વનું તેમના કરતાં વધારે વિશાળ અવલોકન કરવા સમર્થ છે.

૪. જડ પદાર્થમાં સતતગતિરૂપી બળ છે, અને એ શક્તિવડે એની ગતિ થયાં કરે છે-

પણ જડમાં કે જડના બળમાં સ્વતન્ત્ર નિયામક શક્તિ નથી. જડમાં જે બળ રહ્યું છે તેમાં એવી નિયામક શક્તિ રહી નથી કે અમુક દિશાએ જ એને દોરવું અને બીજી દિશાએ નહિ. નિશ્ચેષ્ટ—નિર્જીવ જડ પદાર્થ પાછળથી લાગતા ધક્કેલાથી જ હડશેલાય છે, ભવિષ્ય એના ઉપર અસર કરતું નથી, પહેલેથી વિચારી રાખેલા માર્ગે એ જતું નથી, પ્રથમથી નક્કી કરેલા ઉદ્દેસ્યસ્થાનને એ શોધતું નથી.

સજીવ પદાર્થની રીત જુદી છે. ભવિષ્યનો વિચાર એના ઉપર ખાસ અસર કરે છે. બુદ્ધિમાન પ્રાણીને પાછળથી ધક્કો દેશો તો તે એને પરવડશે નહિ; પોતાની ખુશીથી તમારૂં બોલાવ્યું એ આવશે, અને એ જ એને બરાબર લાગશે.

રચના, હેતુ—એ ચેતનનું આન્તર તત્ત્વ છે. કેટલાક આ વિશ્વમાં રચના જેવું કાંઈ સ્વીકારતા જ નથી. પણ જો મનુષ્યમાં એ ગુણ ( રચના માટે જોઇતી બુદ્ધિ ) જોવામાં આવે છે તો એમ કેમ કહેવાય કે વિશ્વમાં એ ગુણ નથી ? જેમ આપણામાં ઉદ્દેસ્ય પ્રતિ આપણી ક્રિયાઓને દોરવાની અને નિયમવાની શક્તિ છે તેમ આખા વિશ્વમાં પણ એવું જ બુદ્ધિપુરઃસર થતું નિયમન હોય, એમ માનવું શું વધારે યોગ્ય નથી ?

એક મુસાફર ડુંગરામાં ભૂલો પડ્યો હોય તો તે રસ્તો હાથ લાગતાં હરખાઇને કહેશે કે: " સારૂં થયું; આ રસ્તો મને ઘેર દોરી જશે. " પ્રો હેકલ એમ કહેનારને હસી અને તિરસ્કારી કાઢશે, અને કહેશે કે "જડ પદાર્થમાં વળી દોરી જવાની શક્તિ કેવી ? તે જ પ્રમાણે વિશ્વમાં પણ દોરવાની શક્તિની વાત કરવી તે અર્થહીન છે. વસ્તુઓ–યથાવસ્થિત–જેવી છે તેવી છે કારણ કે છે તે કરતાં અન્યથા થવાની તેઓનામાં શક્તિ જ નથી; નહિ કે બુદ્ધિપુરઃસર તે તેવી છે. ઘાસ ઘસાઇ જઇને પગથી પડે તે પગથી કેમ જાણે કે તમે ક્યાં રહોછો, અને તે શી રીતે તમને તમારે ઇચ્છેલે સ્થાને દોરી લઈ જાય ? વળી, જે કાંઈ જ્ઞાન કે ઉદ્દેશ એ પગથી દર્શાવે છે તે એ પગથીમાં પોતામાં જ હોવાં જોઇએ, એના પરમાણુના જ ધર્મ હોવા જોઇએ. એ પરમાણુઓમાં જ્ઞાન ઇચ્છા વગેરે ધર્મોનો કાંઈક અંશ કદાચ માની શકાય, અને મુસાફર એ સમજી શકે તો તે વસ્તુનો ઉપયોગ પણ કરી શકે; પણ એ પગથી કોઇપણ પ્રકારના બુદ્ધિપૂર્વક હેતુથી સર્જાએલી છે એમ કોઇ માનતો હોય તો તે માત્ર વહેમને જ શરણ થાય છે, અને એવી સમજણથી એ પગથીએ ચાલતાં પર્વતની કરાડે નીકળી ખીણમાં પડે તો નવાઇ નહિ. "

આ શબ્દો હેકલના પોતાના નથી, પણ રૂપકવાળી ભાષામાં એમનું તાત્પર્ય જણાવીએ તો તે ઉપર પ્રમાણે છે. મારૂં કહેવું એવું છે કે જડ એ ચિત્‌નું સાધન અને આશ્રય છે; ચિત્ દેહ ધારણ કરીને આ પરિદસ્યમાન જગત્‌ની સાથે વ્યવહારમાં ઉતરે છે, અને એ રીતે જગત્‌ના નિયમનનું અને વ્યવસ્થાનું તત્ત્વ પૂરૂં પડે છે: અર્થાત્ એ વડે જગત્ અમુક ઉદ્દેશ તરફ દોરાય છે; જડની બુદ્ધિભરી રચનામાં ચિત્ દેહ ધારણ કરે છે. ઉપર કહી તેવી પર્વતની પગથીમાં પણ ઉદ્દેશ તરફ દોરવાનો ચૈતન્યનો ધર્મ છે: એ પગથી પોતે જો કે જડ છે, તથાપિ એમાં ચિત્‌શક્તિ પ્રલક્ષ દેહવતી થાય છે.

૫. હવે, આ વિશ્વમાં આપણું સ્થાન વિચારીએ: એ ખરેખર વિચારવા જેવું છે. આપણે આ ભૂમંડળનો એક ભાગ છીએ; એક તરફથી જોતાં, આ જડ જગતનો ભાગ છીએ એમ કહીએ તો પણ ચાલે—જે ભાગને પોતાને પોતાનું જ્ઞાન મેળવવાની શક્તિ પ્રાપ્ત થઇ છે. પ્રથમ તો, આપણે જડમાંથી વિકસીને એક જીવંત ભાગ થયા; જડ અવસ્થા કરતાં આ જીવંત અવસ્થામાં થોડી અધિકતા નથી—એમાં ઘણી નવી શક્તિઓ દાખલ થાય છે, પણ હજી એમાં જવાબદારીનો ધર્મ આવતો નથી: જડ જેમ પાછળથી હડસેલાય છે તેમ જીવન્ત હડસેલાતું નથી; પણ એમાં અમુક હાજતો પૂરી પાડવા તરફ સ્વાભાવિક રીતે ખેંચાણ થાય છે—જેમ લોહચુમ્બક લોહને ખેંચે તેમ જે બાહ્યવિષય ઉપર સ્વાભાવિક ઇચ્છા ચોંટેલી હોય છે તે તરફ એ ખેંચાય છે. પણ હવે તો આપણે એ દશા કરતાં પણ એક પગલું આગળ પહોંચ્યા છીએ; આપણને પોતાનું જ્ઞાન પ્રાપ્ત થયું છે અને આગળ પાછળ જોઇ શકીએ છીએ, ભૂતકાળમાંથી શીખામણ લઇ શકીએ છીએ અને ભવિષ્ય કાળમાં ધારેલા ઉદ્દેશ તરફ જવા યત્ન કરી શકીએ છીએ: આપણને સારૂં ખોટું સમજવાનું જ્ઞાન મળ્યું છે, અને સારૂં પસન્દ કરવાની અને ખોટું ત્યજવાની શક્તિ આવી છે—અને તેથી આપણાં કર્મ માટે આપણે માથે જવાબદારીનો બોજો પડ્યો છે. હજી પણ જે વિષય ઉપર આપણું મન સૌથી વધારે ચોંટ્યું હોય છે તે વિષય તરફ આપણે દોરાઇએ છીએ, પણ આપણામાં એવું કશુંક આવ્યું છે કે જેને લીધે એ વિષય આપણને દોરતો આપણે જાણી શકીએ છીએ અને જેનાથી એ વિષયનું આપણા મન ઉપરનું બળ નિયમાય છે. જેમ પશુઓ વિષય પ્રતિ ખેંચાય છે તેમ આપણે પણ ખેંચાઇ શકીએ અને પણીવાર ખેંચાઇએ છીએ પણ ખરા; પણ તે સાથે આપણે આપણી ઇચ્છાને પણ અનુસરતી શકીએ, અર્થાત્ અમુક વિષયને તાબે ન થતાં બીજી તરફ જવા ધારીએ તો જઇ શકીએ.

આ સર્વ શી રીતે આવ્યું એ માનસધર્મોત્પત્તિવિચારના શાસ્ત્રે (genetic psychology) વિચારવા લાયક બાબત છે. પણ સાદી લૌકિક બુદ્ધિના માણસથી તો એ સમજી શકાય એવું નથી. આપણા પ્રાચીન પૂર્વજોએ એના ખુલાસા માટે કેટલીક વાર્તાઓ કલ્પી હતી—જેમાં ઘણું ઊંડું સત્ય રહેલું છે.

હજી આ વિશ્વની લગામ પૂરેપૂરી આપણને સોંપાઇ નથી. મનુષ્યજાતિની કેળવણી એક લાંબી ક્રિયા છે, અને હજી વહાણ હંકારવાનું સઘળું યન્ત્ર આપણા હાથમાં મૂકાયું નથી. પણ સારૂં ખોટું વિચારવાની અને એમાંથી એક પસન્દ કરવાની સ્વતન્ત્ર શક્તિ આપણને પ્રાપ્ત થઈ છે, અને તેથી જતે દહાડે દેવોની શક્તિ અને જવાબદારી આપણામાં આવ્યા વિના રહેવાની નથી. જ્યારથી આપણામાં પાપ કરવાની શક્તિ આવી ત્યારથી આપણો અધઃપાત થયો એમ દેખાય છે અને દુર્ગુણી માણસ પશુ કરતાં પણ નીચે ગએલો આપણને લાગે છે—એ ખરૂં: પણ જ્યારે પાપની શક્તિ સાથે પુણ્યની શક્તિનો વિચાર કરીએ છીએ અને ભવિષ્યમાં દેવા સારા થવાનું સામર્થ્ય આપણા હાથમાં મૂકાયું છે એ જોઇએ છીએ, ત્યારે જણાય છે કે મનુષ્યજીવન એ પૂર્વની અવસ્થામાંથી અધઃપાતની સ્થિતિ નથી, પણ ઊર્ધ્વ ગતિની સ્થિતિ છે.

આપણી અને પ્રકૃતિની એકતા છે એ વાત દિલગીરી ઉપજાવનારી નથી, ખરાબર સમજવામાં આવે તો ઉલટી એ ખુશીની વાત છે. જે ઊંચામાં ઊંચા વિચાર સુધી મનુષ્ય પહોંચી શકે છે તેનાથી ઉતરતા કોઇપણ વિચારથી એને શાન્તિ જ વળતી નથી. ખરેખરી વસ્તુસ્થિતિ કરતા વધારે ઊંચો અને વધારે ઉમદા વિચાર સંભવતો જ નથી, આપણા ઊંચામાં ઊંચા વિચાર એ સત્ય વસ્તુસ્થિતિની સમીપમાં સમીપ હોવા જોઇએ, નહિ તો એવા વિચાર આપણને આવ્યા જ ન હોત; તેમજ આપણા હૃદયની ઉચ્ચમાં ઉચ્ચ અભિલાષાઓ પણ સત્યની સાથે મળતી જ હોવી જોઇએ, નહિ તો ત્યાં સુધી આપણું હૃદય પહોંચીજ ન શકત. જ્ઞાન (*knowledge*)ની અને સાધુતા (*goodness*)ની ભાવના (જે અદ્વૈતની ભાવના છે તે) સત્ય વસ્તુસ્થિતિ કરતાં અધિક હોઈ શકે જ નહિ; માત્ર દેશ કાળ લેતાં તે અધિક જણાય, અર્થાત્ કે અત્યારે અને આ સ્થળે જે વસ્તુસ્થિતિ (દ્વૈત) જણાય છે તે કરતા તે આગળ પડતી દેખાય. અને સમસ્ત વિશ્વનું તન્ત્ર આપણે ગ્રહણ કરી શકીએ તો તેને ભાગીને પાછું મનગમતું ગોઠવવાના કરતાં, એ જેવું છે તેવું યથાર્થ ગ્રહણ કરવું—અને ફાવે તેવી અયથાર્થ કલ્પના ન કરવી—એ જ આપણને વધારે સારૂં લાગશે. વિશ્વ આપણી કલ્પનાની બેડીથી બધાએલું નથી—આપણી કલ્પનાથી એ સ્વતન્ત્ર છે, આપણી કલ્પના પોતે જ એનો એક ભાગ છે, અને તે જેટલી એને મળતી આવે તેટલી જ એ અવિરોધી અને નિર્દોષ થાય. જે આપણને નિર્દોષ અને અવિરોધી રીતે પ્રતીત થાય તે તેટલા જ કારણથી વિશ્વમાં હોવું જ જોઇએ, અને એ પ્રતીતિ તે વર્તમાન કરતાં ઉચ્ચતર સત્યની પૂર્વછાયા છે એમ સમજવું

આવી મારી માન્યતા છે, અને જો કે એમાં આશાનો ભાગ ઘણો છે, તોપણ સિદ્ધ-પદાર્થજ્ઞાનીએ માનવા જેવો સયુક્તિક મત એ જ છે. સિદ્ધપદાર્થજ્ઞાની, જડ અને ચિત્‌ના દ્વૈતનો પ્રસંગ આવે એ આક્ષેપથી ન ડરતા, સારી રીતે માને છે કે આપણા સર્વ આત્માઓ—જ્ઞાન ઇચ્છા આદિ સર્વ ચૈતન્ય ધર્મ સુદ્ધાં—

> " are all but parts of one stupendous whole
> Whose body Nature is and God the soul. "

—એક પરમ 'કૃત્સ્ન' વસ્તુ (મહાન એક અખંડ વસ્તુ) ના ભાગ છે, જે વસ્તુનું શરીર:તે આ પ્રકૃતિ છે,અને આત્મા તે ઇશ્વર છે.

[વસન્ત-ઑફિસ.]

---

# *હિન્દુસ્તાનનો રાજ્યવહીવટ—૧૮૮૦ થી ૧૯૦૫.

## પૂર્વપીઠિકા.

કોઈ પણ દેશનો રાજ્યવહીવટ છૂટાં છૂટાં રાજ્યકૃત્યો રૂપી મણકાની માળા નથી, પણ એક અખંડ શરીર છે; તેમાં પણ જે દેશમાં એ વહીવટ બહુધા એક જ સત્તાના હાથમાં રહેલો હોય ત્યાં તો એ તે સત્તાના જ દૃષ્ટિબિન્દુથી નિયમાતો હોઈ, એનું આજનું સ્વરૂપ તે કાલના સ્વરૂપ સાથે બહુ સ્પષ્ટ અને સાદી રીતે અન્તરૂમાંથી જોડાએલું હોય એ સ્વાભાવિક છે. ઈ. ૧૮૮૦ થી ૧૯૦૫ સુધીના હિન્દુસ્તાનના રાજ્યવહીવટનાં બીજ ૧૮૫૮ થી ૧૮૮૦ સુધીના રાજ્યવહીવટમાં વવાએલાં છે. આ પૂર્વાર્ધનું વિગતવાર સ્વરૂપ અવલોકવાનું આ લેખ માટે જરૂરનું નથી, તથાપિ ઇ. સ. ૧૮૮૦ માં સ્થિતિ શી હતી એ પૂર્વપીઠિકા રૂપે બતાવવાની તો અગત્ય છે જ.

આર્થિક નીતિ. ઈ. સ. ૧૮૭૯ માં સર જૉન સ્ટ્રૅચીએ હિન્દુસ્તાનના ખજાનચીનું પદ લીધું અને એણે રાજ્યના આર્થિક તન્ત્રમાં ઘણા મહત્ત્વના ફેરફાર કર્યા. એના સઘળા પરિશ્રમનું ફળ એના પોતાના સમયમાં મળી શકવાનું નહતું, પણ કેટલુંક એ કરતો ગયો અને ઘણુંક કરવા ધારતો હતો, એટલામાં અફ-

* આ દેશ આપણો છે અને એના રાજ્યવહીવટના ગુણદોષમાં આપણાં પોતાનાં હિત–અહિત સમાએલાં છે. આ રાજ્યવહીવટ જેટલો આપણા દેશીઓના હાથમાં છે તેટલે અંશે તો આપણી જવાબદારી ઉઘાડી જ છે. પણ અંગ્રેજ રાજ્યકર્તાઓની રાજ્યનીતિ
જેટલે દરજ્જે આપણને નુકશાનકારક હોય તેટલે દરજ્જે તે કાયદેસર સુધરાવવાની જવા-
બદારી પણ આપણે જ માથે છે. આ કાર્ય યોગ્ય રીતે કરવા માટે, ચાલતા રાજ્યવહીવટ
વિષે આપણને ચોક્કસ અને પૂરતી માહિતી હોવી જોઇએ. પણ તે માહિતી સામાન્ય પ્રજા-
જને શી રીતે પ્રાપ્ત કરવી ? શાળાઓમાં શીખવાતા ઇતિહાસ ઇ. સ. ૧૮૫૮ સુધી આવીને
અટકે છે; અને બહુ તો લૉર્ડ લિટન સુધી પહોંચે છે—પણ તે પણ બાળકોને ઉપયોગી
થાય એવા જ સ્વરૂપમાં. વર્તમાનપત્રો આ વિષયના જ્ઞાનનું સાધન છે, પણ ઘણે ભાગે
તેઓનો ઉદ્દેશ ચાલતી લોકલાગણી દર્શાવવા ઉપરાંત અધિક હોતો નથી; વળી એમાં સમા-
એલી માહિતી આમ તેમ વીખરાએલી હોય છે, અને તે એક વખત કાલપ્રવાહમાં વહી
ગયા પછી તે તરફ ફરી દૃષ્ટિ ફેરવવાનો રિવાજ બહુ થોડો હોય છે. આ કારણથી કેટલાક
સારા પ્રામાણિક ગ્રન્થને આધારે **"વસન્ત"** માટે આ લેખ રચવામાં આવ્યો છે. તેમાં
રાજા અને પ્રજા ઉભયના વિચારોનો સમાવેશ કરવામાં આવ્યો છે. મૂળ સર ઑકલાંડ
કૉલ્વિનના લેખ ઉપરથી લખ્યું છે એટલે એમાં સરકારના દૃષ્ટિબિન્દુને અન્યાય થવાનો સંભવ
નથી. ટીકામાં પ્રજાપક્ષના અગ્રણીઓના વિચારો જણાવ્યા છે. વિશેષમાં કેટલીક જાણવા
જોગ હકીકત પણ નીચે ઉમેરી છે. આશા છે કે ગુજરાતી વાચકને, આપણા દેશના રાજ્ય-
વહીવટ વિષે નિષ્પક્ષપાત વિચાર બાંધવા માટે આ લેખ કાંઇક ઉપયોગી થશે.

તન્ત્રી.

ઘાનીસ્તાન સાથે લઢાઇ જાગવાથી એની સઘળી યોજનાઓ અમલમાં ન મૂકી શકાઇ. પહેલાં, ઉત્તરમાં સિન્ધુથી તે દક્ષિણમાં મહાનદી સુધી ૨૩૦૦ માઇલની મીઠાજકાતની સરહદ બાંધેલી હતી અને તે ઉપર લગભગ ૨૦૦૦ માણસ રોકવાં પડતાં હતાં એ સરહદ એણે કાઢી નાંખી. અને દેશની અન્દરની મીઠા જકાત સર્વત્ર એકસરખી કરી: બંગાળામાં અને ઉત્તર હિન્દુસ્તાનમાં ઘટાડી, અને મુંબાઇ મદ્રાસમાં વધારી. દેશી રાજ્યોને કૉમ્પેન્સેશન ( પૈસા રૂપે બદલો ) આપી, એમાં આવેલા ઘણા અગરો અંગ્રેજ સરકારે સ્વાધીન કરી લીધા. મીઠાનો ઉપભોગ એકદમ વધ્યો અને તે પ્રમાણે સરકારની ઉપજ પણ વધી. ૧૮૭૫-૭૭ માં ૨૪,૪૨૪,૦૦૦ મણ મીઠું ઊપડતું તેને બદલે ૧૮૭૯-૮૧ માં ૨૭,૫૫૦,૦૦૦ મણ ઊપડ્યું, અને ઉપજ પણ ૫,૯૯૬,૦૦૦ પાઉંડ ( આ લેખમાં સર્વત્ર ૧૦ રૂ. નો પાઉંડ સમજવો ) થી વધીને ૬,૮૩૪,૦૦૦ પાઉંડ થઇ. એવો જ ફેરફાર પરદેશથી આવતા સૂતરાઉ કાપડ ઉપર લેવાતી જકાતની બાબતમાં કરવો ધાર્યો હતો, અને તેની કાંઇક શરૂઆત પણ થઈ હતી. ઇ. સ. ૧૮૭૭ ના જુલાઇમાં હાઉસ ઑફ્ કૉમન્સે ઠરાવ કર્યો કે હિન્દુસ્તાનમાં સૂતરાઉ કાપડની આયાત ઉપર લેવાતી જકાત વેપારમાં પ્રતિબન્ધકારક છે અને તેથી તે બનતી સગવડે રદ કરવી. ૧૮૭૮ માં એમાં થોડોક ઘટાડો કરવામાં આવ્યો, અને બીજી જકાતમાં પણ કેટલોક ફેરફાર કર્યો, જેથી હિન્દુસ્તાનની ઉપજને ૭૭,૦૦૦ પાઉંડની ખોટ લાગી. ૧૮૭૯ માં સૂતરાઉ કાપડની જકાતમાં વળી ઘટાડો કર્યો જેને પરિણામે ૨૦૦,૦૦૦ પાઉંડની ખોટ પડી; અને એ કરતાં પણ વધારે નુકશાન ખમવાની સરકારની ઇચ્છા હતી,[1] પણ અફ્ઘાનીસ્તાનની લઢાઇએ એ ઇચ્છા પાર પડવા દીધી નહિ.

---

૧. આ આર્થિક નીતિ વિષે તદ્દન ઉલટો જ મત પ્રજાપક્ષનો છે. મિ. દત્ત એમના "Victorian Age"માં જણાવે છે તે પ્રમાણે હિન્દુસ્તાનમાં આવતા વિલાયતી કાપડ ઉપર લેવાતી જકાતનો ઇતિહાસ બહુ ખેદકારક છે. બળવા પછી કંપનીની સત્તા રાણી સરકારના હાથમાં ગઈ તે વખતે બળવાનું સઘળું ખર્ચ તથા કંપની પાસેથી આ સત્તા વેચાણ લીધી તેની કિંમત-એ સર્વ બોજો હિન્દુસ્તાનને શિર નાંખવામાં આવ્યો. એ ભારે દેવું વાળવા માટે હિન્દુસ્તાનની ઉપજ વધારવાની જરૂર પડી, અને તેથી વિલાયતી સૂતર કાપડ ઉપર જકાત નાંખ્યા શિવાય છૂટકો નહતો. પણ ૧૮૬૦ થી ૭૪ સુધીમાં વિલાયતી માલ ઉપર જકાત વારંવાર ઘટાડવામાં આવી. ૧૮૭૧ ના જકાતના કાયદામાં વિલાયતી સૂતર ઉપર ૩૫ ટકા અને કાપડ ઉપર ૫ ટકા જકાત હતી તે સ્હામે મૅન્ચેસ્ટર ('લાંકેશીયર ) ના વેપારીઓએ સખ્ત ધાંધળ મચાવી મૂક્યું, અને જો કે એમની અરજીમાં એક સ્થળે હિન્દુસ્તાનના ગરીબ લોકને કાપડ મોંઘું ન પડે એવો પરોપકારનો હેતુ દર્શાવ્યો તથાપિ એના બીજા ભાગમાં અન્તરનો આશય પ્રકટ કરી દીધો અને હિન્દુસ્તાનમાં ઘણી મિલો થવા માંડી છે એમ ફરિયાદ કરી. હિન્દી સરકારનું વાજબી કહેવું હતું કે જકાત બહુ જૂજ છે અને તેનો બોજો લોક ઉપર પડતો નથી; ઉલટું, એ ઉપજ કાઢી નાંખીએ તો લોક ઉપર કર નાંખવાની જરૂર પડે એમ છે. આ વખતે ( ૧૮૭૪ ) લિબરલ પક્ષની હાર થઈ, કન્ઝર્વેટિવનો કારભાર શરૂ થયો હતો. તેઓએ લૅંકેશીયરના વોટ ખાતર હિન્દુસ્તાનનું હિત અવગણી, જકાત કાઢી નાંખવા તરફ વૃત્તિ દેખાડી. લૉર્ડ નૉર્થબ્રૂક લિ-

લૉર્ડ મેયોના[2] વખતમાં, હિન્દુસ્તાનના જુદા જુદા ભાગની ઉપજ તે તે પ્રાન્તમાં વ્હેંચી આપવાની યોજનાનો આરંભ થયો હતો: એટલે કે તે તે પ્રાન્તની ઉપજના અને ખર્ચના કેટલાક ભાગ બાબત તે તે પ્રાન્તિક સરકારને સ્વતન્ત્ર અખ્ત્યાર સોંપવામાં આવ્યો હતો, જેથી હિન્દુસ્તાનની વડી સરકારને માથેથી કેટલોક બોજો ઘટયો. ૧૮૭૭-૭૯ માં આ યોજના વધારવામાં આવી. અમુક ખાતાની ઉપજ પ્રાન્તિક સરકારને સોંપી દીધી—જેથી તેઓ એ ઉપજમાં પોતાને અનુકૂળ પડતો સુધારો કરે, અને એમાંથી કેટલું શી બાબતમાં ખર્ચવું એ વિષે વિચાર કરીને પોતાને ઠીક પડે તેમ ખર્ચે. આ સાથે, કેટલાંક ખાતાંનું ખર્ચ, પણ પ્રાન્તિક સરકારને માથે નાંખ્યું, અને પ્રાન્તિક સરકારને અમુક ઉચ્ચક

---

બરલ હતો અને બિનજકાતી નીતિ પસંદ કરતો હતો, પણ એ સાચો અને ન્યાયી ગવર્નર જનરલ હતો અને જાણતો હતો કે એ જકાત માત્ર ઉપજ પૂરતી જ છે અને તે લોક ઉપર પડતી નથી, તેથી તેણે જકાત તદ્દન કાઢી નાંખવાનું તો કબુલ ન કર્યું—પણ સને ૧૮૭૧ માં નવો જકાતી કાયદો ઘડયો તેથી વિલાયતના વેપારીઓને કેટલોક ફાયદો થયો અને હિન્દુસ્તાનની ઉપજમાં ૩૦૮,૦૦૦ પાઉંડનું નુકશાન થયું. તથાપિ સુતર કાપડ ઉપર જે જકાત રાખી તેથી હિન્દુસ્તાનને ૮૦૦,૦૦૦ પાઉંડનુ નુકશાન થતુ તે વારે અટક્યું. પણ કન્ઝર્વેટિવ પક્ષના અગ્રણી મિ. ડિઝરાએલીએ અને હિન્દુસ્તાનખાતાના પ્રધાન લૉર્ડ સૉલ્સબરિએ તો ખુલ્લી રીતે રાજકીય સ્વાર્થનું કારણ બતાવી લૅંકેશીયરની મહેરબાની મેળવવા ખાતર સુતર કાપડની જકાત કાઢી નાંખવાનો લૉર્ડ નૉર્થબ્રુકને બહુ આગ્રહ કર્યો. લૉર્ડ નૉર્થબ્રુકને નવી અફઘાનીસ્તાન પ્રત્યેની રાજ્યનીતિ પસન્દ નહતી અને આર્થિક નીતિમાં પણ હિન્દુસ્તાનખાતાના સેક્રેટરિ ઑફ સ્ટેટ લૉર્ડ સૉલ્સબરિ સાથે વિરોધ થયો—તેથી તેમણે રાજીનામુ આપ્યું. અને જકાત કાઢી નાંખવાનો હુકમ લૉર્ડ લિટને આવી અમલમાં મૂક્યો. લૉર્ડ લિટનની કાઉન્સિલના ઘણા ખરા મેમ્બરો મિ. વ્હિટલિ સ્ટોકસ વગેરેએ હિંમતથી પોતાનો મતભેદ નોંધાવ્યો-મિ. દત્ત એમના પુસ્તકમાં વાચકને એમનાં નામનું શુભ સ્મરણ કરાવે છે: અને સેક્રેટરિ ઑફ સ્ટેટની કુમકે રહેનાર સર રિચર્ડ સ્ટ્રેચી અને હિન્દી સરકારની મદદે રહેનાર સર જૉન સ્ટ્રેચીનો ધિક્કાર કરી સમાપ્તિમાં કહે છે કે—વોટ ખાતર કરેલી આ નીચતા વોટ મેળવવામાં પણ સફળ ન થઈ: સને ૧૮૮૦ માં કન્ઝર્વેટિવ પક્ષે હાર ખાધી.

૨ મિ. દત્ત લૉર્ડ મેયોની આર્થિક વ્યવસ્થામાં બે મ્હોટાં દૂષણો બતાવે છે:—(૧) જે બાંધકામમાંથી પાછું વળતર થતું હોય, જેમકે રેલવે, તે વાર્ષિક ઉપજમાંથી ન કરતાં નવી લોન કાઢીને કરવાં—આ વ્યવસ્થાનું પરિણામ એ થયું કે ત્યારથી ધમધોકાર અને ગેરવાજબી ખર્ચ થવા માંડ્યું: (૨) પ્રાન્તિક સરકારને કેટલીક આર્થિક સ્વતન્ત્રતા આપતી વખતે, તે તે પ્રાન્તને વડી સરકાર તરફથી અમુક રકમ આપવાની ઠરાવી, અને તે પહેલેથી જાણી જોઈને એટલી થોડી રાખી કે તે પૂરી કરવા માટે પ્રાન્તિક સરકારને પોતપોતાના પ્રાન્તમાં નવા કર નાંખ્યા શિવાય છૂટકો ન થાય. આ નવો કરનો બોજો જમીન ઉપર પડયો. આ બીજી વ્યવસ્થા વિષે ફિનેન્સ કમિટિને લૉર્ડ લૉરન્સે વિરુદ્ધ અભિપ્રાય આપ્યો હતો. આમાંની પહેલી વ્યવસ્થા વેલ્બિ-કમિશનનો રિપોર્ટ જોતાં જણાય છે કે મૂળ લૉર્ડ લૉરન્સે ૧૮૬૯ ની જાનેવારીની પોતાની મિનિટમાં સૂચવી હતી.

રકમ આપવાની ઠરાવી એમાંથી એમણે એ બાબત પોતાની મરજી પ્રમાણે ખર્ચ કરવું. એથી પ્રાન્તિક વહીવટમાં વધારે કરકસર અને સુધારો થવા લાગ્યો; અને વડી સરકાર પ્રાન્તિક સરકારની વારંવાર નાણાં માટેની માગણીમાંથી મુક્ત થઇ. એ માગણી બરાબર છે કે નાહ એ વિષે અભિપ્રાય બાંધવાની, ખરૂં જોતાં, વડી સરકારની યોગ્યતા પણ ન હતી.

**દુકાળઃ રેલ્વે અને જળાશય.** ૧૮૮૦ પહેલાંના એકવીસ વર્ષમાં ઉત્તર અને દક્ષિણ હિન્દુસ્તાનમાં કેટલીકવાર વિનાશકારક દુકાળ પડ્યા હતા; તેમાં ૧૮૭૭–૭૮ નો મદ્રાસ ઇલાકાનો દુકાળ ઘણો સખ્ત હતો. એ દુકાળને પરિણામે ૧૮૭૮ ના જાન્યુઆરી માસમાં જનરલ સ્ટ્રૅચીના પ્રમુખપણા નીચે, ભવિષ્યમાં આવા દુકાળો પડે તો તેનું સંકટ કેવી રીતે ઘટાડી શકાય તે વિષે સૂચના કરવા સારૂ, એક કમિશન નીમવામાં આવ્યું. ૧૮૮૦ માં એ કમિશને રિપોર્ટ રજુ કર્યો, તેમાં દુકાળ વિષે સંપૂર્ણ મીમાંસા કરી. તેમણે ચર્ચેલા વિષયમાં મુખ્ય વિષય રેલવે વધારવા બાબતનો હતો. ૮૭૮ માં, ગૅરેન્ટીથી પહોળા પાટાની છેલ્લાં ૨૮ વર્ષમાં બંધાએલી ૬૦૦૦ માઇલ રેલવે હતી; અને સરકારની પોતાની, તે પહેલાંનાં નવ વર્ષમાં પહોળા પાટાની ૧૦૫૦ માઇલ, અને સાંકડા પાટાની ૧૨૦૦ માઇલ હતી—એટલે, બધી મળીને આખા દેશમાં ૮૨૫૦ માઇલ રેલવે હતી. ગૅરેન્ટી આપીને રેલવે બંધાવવી સરકારને મોંઘી પડતી હતી, અને તેથી લૉર્ડ મેયોએ, લોન કાઢીને અને તે સાથે વાર્ષિક ઉપજમાંથી કેટલુંક નાણું નાંખીને સરકારે પોતાની સ્વતન્ત્ર રેલવે બાંધવી એવો ધારો શરૂ કર્યો હતો.[3] ઉપર જણાવેલા દુકાળ કમિ-

---

૩. 'ગૅરન્ટીડ રેલવે' (સરકારની જામીનગીરીની રેલવે) અને 'સ્ટેટ રેલવે' (સરકારની સ્વતન્ત્ર રેલવે) સંબન્ધી મિ. દાદાભાઇનું નીચે પ્રમાણે કહેવું છેઃ—

"The guaranted railways not only ate up everything in this manner, but compelled India to make up the guaranteed interest also from her produce. The remedy then was adopted of making State railways. Now, under the peculiar circumstances of India's present prostration, State works would be, no doubt, the best means of securing to India the benefits of English capital. But the misfortune is that the same canker eats into the State works also—the same eating up of the substance by European employes. The plan by *which India can be really benefitted would be that all kinds of public works* or mines, or all works that require capital, be undertaken by the State, with English capital and Native Agency, with so many thoroughly competent Europeans at the head as may be absolutely necessary."—*The Poverty of India.*

(ભાવાર્થઃ—ગૅરેન્ટી રેલવે યુરોપિયન નોકરોના પગારરૂપે અને કંપનીના નફારૂપે બધું ખાઈ જતી એટલું જ નહિ, પણ સરકારે કબુલેલું વ્યાજ દેશની સામાન્ય ઉપજમાંથી ભરી આપવું પડતું. તેથી સરકારે પોતે રેલવે બાંધવા માંડી. વર્તમાન સ્થિતિમાં ઇંગ્લંડની મૂડીનો હિન્દુસ્તાનને લાભ આપવાનો આ સારામાં સારો રસ્તો છે. પણ દુઃખ એ છે કે સરકારી રેલવેમાં પણ યુરોપિયન નોકરો પગારરૂપે પૈસો તાણી જાય છે. હિન્દુસ્તાનને ખરો લાભ ત્યારે જ મળે કે જ્યારે મોટી મૂડી જોઇએ તેવાં રેલવે ખાણું વગેરે લોકોપયોગી કામ ઇંગ્લંડની મૂડીથી પણ દેશી લોકને હાથે સરકાર પોતે કરે.)

અને એવી ગણતરી કાઢી કે દુકાળમાં ઉપયોગી થઈ પડવા માટે કુલ ૨૦,૦૦૦ માઇલ રેલવેની જરૂર છે. તેઓએ જણાવ્યું કે " જ્યાં સુધી દેશમાં એટલી રેલવે અને નહેરો ન થાય કે જે વડે અનાજ જ્યાં જરૂર પડે ત્યાં સોંઘે ભાવે અને મ્હોટા જથામાં લઇ જવાય, ત્યાં સુધી સરકારે કેટલેક સ્થળે અને કેટલાક લોકને અસાધારણ મદદ આપ્યા વિના ચાલશે નહિ, અને દુકાળ રૂપી ભારે આફત આવી પડવાનો ભય નિવારી શકાશે નહિ. માટે, દેશની અન્દર એક સ્થળેથી બીજે સ્થળે માલ લઈ જવાનાં સાધનોમાં સુધારો કરવો; વેપારના સ્વતન્ત્ર માર્ગમાં જે જે પ્રતિબન્ધ હોય તે દૂર કરવા; યોગ્ય સ્થળે, ખેતરોમાં પાણી પૂરૂં પાડવા માટે, નહેરો, તળાવ વગેરે જળાશયો રચવાં; અને ખેતીમાં સુધારો કરવો—આ અમને વરસાદની તાણથી ઉત્પન્ન થતી અનાજની તંગીમાંથી બચવાના ઉપાયો જણાય છે". આ પ્રમાણે એ કમિશને સૂચવેલી યોજનામાં જો કે વખત જતાં કેટલીક સુધારો વધારો કરવો પડ્યો છે, તથાપિ રેલવેની જરૂરિયાત સંબન્ધી એણે આપેલી સલાહ સરકાર હજી સુધી અનુસરે છે. તેમજ એ કમિશને, પબ્લિક વર્ક ખાતા તરફથી થએલાં જળાશયો ઉપર વિચાર કરીને, દરેક પ્રાન્ત માટે, તે વખતની ચાલતી યોજનાનુસાર, ઘણો વધારો કરવાની ભલામણ કરી હતી. ૧૮૯૮ ના કમિશનના રિપોર્ટમાં ટાંકેલા આંકડામાંથી" જણાય છે કે ૧૮૭૮ માં ૫,૧૭૧,૪૯૭ એકર જમીન ખેતરમાં પીયાવો લઇ પાણી આપવા માટે બાંધેલી નહેરોથી, પવાતી હતી.

**દુકાળ નિવારણ ફંડ.**

ઈ. સ. ૧૮૭૪ માં બંગાળામાં દુકાળ પડ્યો ત્યારથી લૉર્ડ નૉર્થબ્રૂકે જણાવ્યું હતું કે ડહાપણવાળા રાજ્યવહીવટમાં ખર્ચ કરતાં કાંઇક ઉપજનો વધારો પડવો જ જોઇએ પણ તેટલા વધારા ઉપરાંત સારાં વર્ષોમાં જે વધારો પડે તેમાંથી અમુક રકમ બાજુ ઉપર રાખવી અને એનું દુકાળનિવારણ ફંડ કરવું. દુકાળનાં વર્ષોની સરાસરી કાઢતાં પાછળથી એમ નક્કી કરવામાં આવ્યું હતું કે દુકાળથી થતું ઉપજનું નુકશાન અને ખર્ચનો વધારો મળીને, વર્ષ દીઠ ૧,૫૦૦,૦૦૦ પાઉંડથી[૪] વધારે જોઇશે નહિ. ૧૮૭૭ માં સર-

૪ આગળ જતાં, પંદર લાખને બદલે માત્ર દસ લાખ દુકાળ ખાતે બાજુપર મૂકવામાં આવતા, અને કેટલીક વખત તે બીજા કામમાં ખરચાઈ પણ જતા. તે માટે વેલ્બી કમિશન સમક્ષ મિ. ગોખલે, મિ. વાછા વગેરે પ્રજાપક્ષના અગ્રણીઓએ સખ્ત વાંધો લીધો હતો. એના જવાબમાં સરકાર પક્ષ તરફથી એમ જણાવવામાં આવ્યું હતું કે જ્યારે પંદર લાખને બદલે દસ લાખ આ કામ માટે બસ જણાયા ત્યારે સરકારે દસ લાખ રાખવા માંડ્યા તેમાં કાંઈ ખોટું કર્યું નથી. મિ. ગોખલેનું એમ કહેવું હતું કે લડાઈ વગેરેનાં કેટલાંક અવળાં ખર્ચ માટે ઊઘાડી રીતે કર નાખતાં લોકની બેદીલી થાય; તે ન થાય તેટલા માટે પાંચ લાખ દુકાળફંડખાતે ઓછા ઉધારી, જમેમાં પાંચ લાખ કૃત્રિમ રીતે વધારે બતાવી, એને સામાન્ય ઉપજ ગણી, એમાંથી લઢાઇનું ખર્ચ કાઢવામાં આવતું—આ એક સરકારની ખોટી યુક્તિ હતી, અને એટલી રકમ ન જોઇતી હોય તો જે કર નાખીને એ ઉપજ કરવામાં આવી હતી તે કર ઘટાડવા. લઢાઇના કારણથી જ દુકાળફંડ ખાતે ઉધારવાની રકમ ઘટાડવામાં આવી હતી એની પુષ્ટિમાં મિ. વાછાએ

કારનું એમ માનવું હતું કે તે વખતના ઉપજ અને ખર્ચના આંકડા એ હિન્દુસ્તાનની સામાન્ય સ્થિતિના હતા, અને તેથી દુકાળના પ્રસંગ માટે ઉપર જણાવેલી ગણતરી મુજબ ઉપજમાં ૧,૫૦૦,૦૦૦ પાઉંડનો વધારો કરવો જોઇએ, તથા તે શિવાય કોઈ અણધાર્યું ખર્ચ આવી પડે તો તે કાઢવા માટે બીજા ૫૦૦,૦૦૦ પાઉંડ જોઇએ. આ પ્રમાણે ૨,૦૦૦,૦૦૦ પાઉંડનો વધારો પડવો જોઇએ, તેમાંનો મ્હોટો ભાગ ઉપર બતાવેલી લૉર્ડ મેયોની ગોઠવણને અંગે પ્રાન્તિક સરકારને માથે નાંખવામાં આવ્યો; અને બાકીના માટે લોક ઉપર નવો કર નાંખવામાં આવ્યો. બંગાળ, વાયવ્ય પ્રાન્ત, અવધ અને મધ્ય પ્રાન્તમાં જમીન ઉપર પરચુરણ વેરા નાંખીને ર૨૫,૦૦૦ પાઉંડ વધારી લીધા. વેપાર ઉપર "લાઇસેન્સ્ ટૅક્સ" નાંખ્યો તેના ૮૨૦,૦૦૦ પાઉંડ ઉપજ્યા—આ રીતે દુકાળનિવારણ

જણાવ્યું હતું કે ૧૮૮૬ થી ૮૯ સુધીનાં ત્રણ વર્ષમાં જ્યારે બ્રહ્મદેશમાં અને અન્યત્ર લડાઇનું કામ ચાલતું હતું તે જ વખતે પંદર લાખને બદલે ૩૦૫૦૨ પાઉંડ ૯૧૪૦ પાઉંડ અને ૭૮૩૩ પાઉંડની જૂજ રકમો આ ફંડખાતે કાઢવામાં આવી હતી—એ શું માત્ર કાકતાલીય જ હતું? સરકારને હવે દુકાળ ખર્ચ માટે પંદર લાખની મ્હોટી રકમ જુદી રાખવાની જરૂર નથી એ વિષે વેલ્બી કમિશનમાં સર જેમ્સ પીલ અને મિ. ગોખલે વચ્ચે થએલી ઝપાઝપીમાં મિ. ગોખલેએ કહેલા શબ્દો કેવા ખરા પડયા છે એ જાણવા જોગ હોવાથી નીચે ઉતારીએ છીએઃ—

Sir J. Peile—"Did you see what Sir James Westland said as to the results of the Famine Grant, that, though the present famine is a very much more widely extended one than the famine of 1876, yet the Government anticipated that the expenditure would be considerabely less; and that he attributed to the construction of protective railways from the Famine Insurance Grant?-

Mr. Gokhale—That remains to be seen; if the *famine extends over two years as it did 20 years ago, I fear things will be too horrible to think of.* That is my view.

Sir J Peile—It is not necessary to assume that, in order to give a dark colour to the picture?—

Mr. Gokhale—I do not want to, but you must compare like with like. That famine lasted two years: how can you compare that with this famine?

આ સંવાદની તારીખ 13th April 1897—સંવત્ ૧૯૫૩. ત્યાર પછી "બે વર્ષમાં" દુકાળે કેવું ભારે રૂપ પકડયું, તાત્કાલિક મદદ માટે કેટલાં કેટલાં ફંડો ઊભાં કરવાં પડયાં, અને છેવટે ભવિષ્ય માટે પણ જયપુરના મહારાજાની ઉદારતાનો કેવો લાભ લેવો પડયો ઇત્યાદિ હકીકત સુવિદિત છે. આપણા અંગ્રેજ અધિકારીઓ આ દેશ વિષેની પોતાની માહિતીનું જેમ થોડું અભિમાન રાખે તેમ સારૂં.

૫ લૉર્ડ કર્ઝને વાયવ્ય પ્રાન્તમાં દુકાળફંડ માટે નંખાએલો વેરો દૂર કર્યો છે એ સ્મરણમાં રાખવા જેવી હકીકત છે.

૬ નવાઈ જેવું છે કે જ્યારે સર ઑકલંડ કૉલ્વિન લાઇસન્સ ટૅક્સ દુકાળ ફંડ માટે નાખવામાં આવ્યો હતો એમ કબુલ કરે છે, ત્યારે સર જેમ્સ્ પીલ એ વાતની ના કહે છે! ખરૂં છે કે લાઇસન્સ ટૅક્સના કાયદામાં આ વાત છૂપાડવામાં આવી નહતી,

માટે તે વખતે કુલ ૧,૩૪૫,૦૦૦ પાઉંડનો ઉપજમાં વધારો કરવામાં આવ્યો. આ પૈસા-માંથી અથવા કોઈ વર્ષમાં દુકાળ આવે તો તેનું ખર્ચ કાઢતાં ૧૫ લાખ પાઉંડમાંથી બચત રહે, તો તેમાંથી, દેવું વાળવું, તથા અનાવૃષ્ટિના વખતમાં લોકને ઉપયોગી થાય અને એ-માંથી ઉપજ પણ આવે એવાં બાંધકામ કરવાં—અર્થાત્ રેલવે બાંધવી તથા જળાશય બનાવવાં. પણ જે વર્ષે સરકારને ઉપજ કરતાં ખર્ચ વધારે થઈ જતું તે વર્ષોમાં, દુકાળ ખાતે આ રકમ કાઢી શકાતી નહિ, અને સામાન્ય ખર્ચમાં એનો વિનિયોગ થઇ જતો.

**કેળવણી.** ઇ. સ. ૧૮૫૮ પછીનાં વીસ વર્ષમાં કેળવણીનો પણ વધારો થયો હતો—જો કે ક્ષેત્રફળ અને વસ્તી જોતાં એ ઘણી જ પછાત સ્થિતિમાં હતી. ૧૮૫૪માં ઇંગ્લંડથી હિન્દી સરકાર પર આવેલા ખરીતામાં, સરકારી કેળવણીખાતું કયે ધોરણે ચાલશે તે બાબત વિગતવાર અને ચોકસાઇથી બતાવવામાં આવી હતી, અને ૧૮૫૯ ના ખરીતામાં પહેલાના નિયમો ચાલુ રાખવામાં અને વધારે વિસ્તૃત કરવામાં આવ્યા હતા. આ બે ખરીતાઓ એ હિન્દુસ્તાનની કેળવણીનું તામ્રપટ છે. ૧૮૫૯ માં સરકારી અને ગામઠી બધી મળીને કુલ ૫૦,૦૦૦ નિશાળો હતી, અને તેમાં કુલ ૯૨૫,૦૦૦ વિદ્યાર્થી ભણતા હતા, તેમાના ૫૦૦,૦૦૦ તો ગામઠી નિશાળના. ૧૮૮૧–૮૨ માં ૧૧૨,૬૩૨ નિશાળો હતી (જેમાં યુરોપિયન અને યુરેશિયન માટેની અને બીજી ખાસ શિક્ષણની આવી જાય.) અને એમાં વિદ્યાર્થીની સંખ્યા ૨,૬૬૫ હતી. બ્રિટિશ બ્રહ્મદેશ બાદ કરતાં બ્રિટિશ હિન્દુસ્તાનમાં, ૧૮૮૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૪૨ પુરુષની વસ્તી દીઠ એક પુરુષ અને ૮૫૮ સ્ત્રીઓની વસ્તી દીઠ એક સ્ત્રી ભણતી હતી. આ આંકડા સ્હામે યુરોપની કેળવણી બાબતની ગણતરી લઇએ: ત્યાં નિશાળે જતાં છોકરાં કુલ વસ્તીનો ⅙ ભાગ ગણાય છે, અર્થાત્ ૬ માણસની વસ્તી દીઠ ૧ માણસ નિશાળે જાય છે. માટે પ્રાથમિક શિક્ષણનો વિસ્તાર વધારવાની ઘણી જરૂર હતી, અને બીજી બધી રીતે પણ કેળવણીની ગતિ ઘણી મન્દ હતી. ૧૮૫૭ માં હિન્દી ધારાસભામાં પસાર થએલા કાયદાથી કલકત્તા મદ્રાસ અને મુંબાઇની યુનિવર્સિટિઓ (મહાવિદ્યાલયો) સ્થ-પાઈ હતી. તેમાં બીજા બધા પ્રાન્તો કરતાં બંગાળા અને મદ્રાસ એકંદર કેળવણીમાં આ-ગળ વધ્યાં હતાં; પણ એની મ્હોટી અને બુદ્ધિશાળી પારસી વસ્તીને લઈ મુંબાઈ પણ હમેશાં કેળવણીમાં ઊંચું પદ ભોગવે છે.

**કાયદાઓ.** હિન્દી ધારાસભાની કીર્તિ જેને લીધે બની રહી છે એવા ત્રણ મ્હોટા કાયદાઓ પીનલ કોડ (ફોજદારી શિક્ષાનો કાયદો) ક્રિમિનલ પ્રોસીજર કોડ (ફોજદારી કામ ચલાવવાનો કાયદો) અને સિવિલ પ્રોસીજર કોડ (દીવાની કામ ચલાવવાનો કાયદો) એ ૧૮૫૦ અને ૬૦ વચ્ચેના દશકના પૂર્વ ભાગમાં થયા. **સર હેન્રી સમ્નર મેઇન**, અને **સર ફિટ્ઝ-જેમ્સ સ્ટીવ્હન**—

પણ તે વખતે સેક્રેટરિ ઑફ સ્ટેટ વગેરે સરકારના અધિકારીઓનાં ભાષણોમાં અને લેખોમાં પણ તે વખતે સેક્રેટરિ ઑફ સ્ટેટ વગેરે સરકારના અધિકારીઓનાં ભાષણોમાં અને લેખોમાં લાઇસન્સ ટૅક્સ નાખવાનું આ જ કારણ બતાવવામાં આવ્યું છે અને તેથી એ કરની ઉપજનો બીજે માર્ગે ઉપયોગ કરવો એ સેક્રેટરિ ઑફ સ્ટેટે આપેલી કબુલાતનો ભંગ છે એમ પ્રજાપક્ષના અગ્રણીઓનું કહેવું છે.

એમના શ્રમથી હિન્દી કાયદાની પુસ્તકમાળામાં પુરાવાનો કાયદો, ખ્રિસ્તી લગ્નનો કાયદો, મુસલમાનના અને પારસીઓના લગ્નનો કાયદો, છોકરીઓને દૂધ પીતી કરવાનું અટકાવવાનો કાયદો, તોફાની કોમને લગતો કાયદો, તથા નાના પ્રકારના જંગલ ખાતાના કાયદા ઉમેરાયા. ઉત્તર હિન્દુસ્તાન અને અને અવધમાં જમીનદાર અને ખેડૂત વચ્ચેના સંબન્ધની બાબતમાં ધારાસભાએ લક્ષ દીધું. કલકત્તા મદ્રાસ અને મુંબાઇને મળતી હાઇકોર્ટ વાયવ્ય પ્રાન્તમાં સ્થાપવામાં આવી. પોલિસખાતું આખા હિન્દુસ્તાનમાં ફરી રચવામાં આવ્યું. તથા આરોગ્ય ઉપર ધ્યાન દેવાની ખાસ જરૂર સ્વીકારવામાં આવી.

**વેપાર-ધન્ધો.** હિન્દુસ્તાનનો વેપાર સ્થૂલ આંકડા લેતાં, ૧૮૫૯-૬૪માં ૪૧૦ લાખ પાઉંડ આયાતનો અને ૪૩૦ લાખ પાઉંડ નિકાસનો હતો, તે વધીને ૧૮૮૦-૮૧માં ૬૨૦ લાખ પાઉંડ આયાત અને ૭૬૦ લાખ પાઉંડ નિકાસનો થયો. ખાસ કરીને ચાહનો ઉદ્યોગ જામી ગયો, અને આજ કરતાં કાલે વધારે એમ હમેશાં વધતો ગયો. ૧૮૭૯માં સૂતર અને કાપડની બધી મળીને ૫૮ મિલો થઈ. એમાં ૧૫ લાખ તરાકો અને ૧૨૦૦ સાળો ચાલતી હતી, અને એમાં ૪૦,૦૦૦ માણસો ધન્ધે લાગ્યાં હતાં. એમાંની ૪૪ મિલ તો મુંબાઈ તળમાં અને ઇલાકામાં મળીને હતી; ૬ કલકત્તામાં, ૩ મદ્રાસમાં, અને બાકીની બીજે ઠેકાણે હતી. તે વખતે ૨૧ જ્યૂટ ( શણ ) ની મિલ હતી, અને તે ઘણી ખરી બંગાળામાં હતી. દારૂ તૈયાર કરવાની રીત દાખલ થઈ હતી, અને તે ફેલાતી જતી હતી. કાગળ બનાવવાનાં વરાળયન્ત્રો, અને બીજી કેટલીક પરચુરણ ચીજો બનાવવાના ધન્ધા પણ જાગ્યા હતા.

**સામાન્ય લક્ષણ.** આ એકવીસ વર્ષ ( ૧૮૫૮ થી ૧૮૮૦ ) ના અર્ધ કરતાં સહેજ ઓછો વખત હિન્દુસ્તાનનું રાજ્ય લૉર્ડ લૉરન્સ અને લૉર્ડ નૉર્થબ્રૂકને હસ્તક હતું. બંને અધિકારીઓ વિચારીને પગ ભરે એવા હતા, અને હિન્દુસ્તાનના રાજ્યવહીવટના પ્રશ્નોમાં બંને જણા જેમ બને તેમ ઓછો ફેરફાર કરવા ચાહતા હતા. દેશના અન્દરના રાજ્યવહીવટમાં ખર્ચનો બોજો ન વધવા દેવા તરફ એમનું લક્ષ હતું, અને બહારના રાજ્યવહીવટમાં હિન્દુસ્તાનની સરહદ બહાર જેમ બને તેમ ન જવું એમ એમનો નિશ્ચય હતો. [૭]લૉર્ડ કૅનિંગ, લૉર્ડ એલ્જિન, અને એકન્દરે લૉર્ડ મેયો પણ

---

૭ આ સત્ત્વગુણી વૃત્તિ ઈંગ્લંડની તે સમયની રાજ્યનીતિનું પ્રતિબિમ્બ હતું એમ મિ. દત્ત બહુ સારી રીતે બતાવી આપે છે. ક્રીમિયન વિગ્રહ પછી ઈંગ્લંડમાં શાન્તિ કરકસર અને દેશની અન્દરના સુધારાનો સમય બેઠો હતો, અને લિબરલ પક્ષ પ્રબળ હતો. કૉન્ઝર્વેટિવ પક્ષના અગ્રણી મિ. ડિઝરાઇલીના બ્રિટિશ સામ્રાજ્યવાદનો હજી ઉદય થયો નહતો. એ અગ્નિના પ્રથમ ભડકા આપણા દેશમાં સર બાર્ટલ ફ્રિયરે અને ઇન્ડિયા કાઉન્સિલમાં સર હેન્રિ રૉલિન્સને સળગાવવા માંડ્યા હતા, પણ સર જૉન લૉરન્સે બહુ દૃઢતાથી એ સ્હામે યુદ્ધ ચલાવ્યું, અને સરહદ બહાર ન ઘુસવાની એની રાજ્યનીતિ એના પછીના ગવર્નર જનરલ લૉર્ડમેયોએ-પોતે કૉન્ઝર્વેટિવ છતાં—ચાલુ રાખી, અને એના પછીના લિબરલ ગવ્હર્નર જનરલ લૉર્ડ નૉર્થબ્રૂકે પણ એ જ કાયમ રાખી. લૉર્ડ લિટનના વખતથી એ બદલાઈ.

પોતપોતાના સમયમાં એ જ પન્થે ચાલનારા હતા. તેથી ૧૮૫૮ પછીનાં સત્તર વર્ષમાં એટલે કે બળવાના વખતથી ૧૮૭૫ સુધીમાં રાજ્યવહીવટનો સૂર ઉછળીને પગ ન ભરવાના સિદ્ધાન્તનો હતો. એ વર્ષો ઈસ્ટ ઇન્ડિયા કંપની અને બળવાના સમયની સમીપનાં હતાં. આખા રાજ્યયન્ત્રનાં ચક્રો આ સમયના પૂર્વાર્ધમાં એક પછી એક તપાસવામાં આવ્યાં હતાં, અને દરેક ખાતામાં થોડો ઘણો જડમૂળથી ફેરફાર કરવાનો વિચાર થયો હતો. મુખ્યત્વે કરી, ક્રિયા કરતાં પહેલાં જે અભ્યાસ અને વિચાર જોઇએ તેનો આ સમય હતો; કંપની પાસેથી રાણીસરકારને હસ્તક આવેલા રાજ્યવહીવટમાં ડહાપણવાળો પણ ઊંડો પરિવર્ત કરવાનો આ સમય હતો. ૧૮૫૯ પહેલાં થોડાજ વખતથી જે કેળવણી અને બીજી સુધારાની અસરો દાખલ થવા માંડી હતી તેનો અનુભવ હવે થવા લાગ્યો હતો. પણ હજી દરેક ભૂમિકાની અને દરેક વર્ગની વસ્તીમાં ભય મન્દતા અને જડતા વસેલાં હતાં. ૧૮૬૦—૭૦ ના દશકના ઉત્તરાર્ધમાં, તે પહેલાં ઉત્પન્ન થએલો નવી રાજ્યનીત પરત્વેનો વિશ્વાસ અને એનો અનુભવ પોતાનું સ્વરૂપ દર્શાવવા લાગ્યો.

આપણે જે સમયનો રાજકીય ઇતિહાસ આલેખવા માગીએ છીએ તેના અરુણોદયના વખતમાં સ્થિતિ ઉપર મુજબ હતી. દેશની ઉપજ સંગીન અવસ્થામાં હતી; દેશ શાન્ત અને સંતુષ્ટ હતો; વખતે અને અવલોકને કેટલોક સુધારો સૂચવ્યો હતો; ૧૮૫૭ના ભયંકર વખત પછી એક જમાનો ઉભો થઈ ગયો હતો. એટલામાં એકદમ ૧૮૭૮ ની અફઘાનીસ્તાન સાથેની લડાઈ જાગી. એ લડાઇમાં વિજય મેળવવા માટે બે વર્ષ સુધી હિન્દુસ્તાનની તીજોરીએ તાણ વેઠી, દેશનો ઉત્કર્ષ બંધ પડયો, અને એની નાણાં સંબન્ધી સ્થિતિમાં સુધારો થતો અટકી ગયો. આખરે જ્યારે લડાઈ બંધ પડી, અને ૧૮૮૦ માં લૉર્ડ લિટન વિલાયત વિદાય થયો—ત્યાર પછી એ સુધારાનું કામ પાછું હાથ ધરવામાં આવ્યું, અને સુધારા માટે સરકારે લીધેલી મહેનતથી અને વખત જવાથી દેશ હવે તૈયાર પણ થયો હતો.

સૂત્રધારો. ઈ. સ. ૧૮૫૯થી ૧૮૮૦ સુધીના રાજ્યવહીવટમાં ઘણા નામાંકિત પુરુષોએ ભાગ લીધો હતો, પણ તે વખતના કોઈ પણ રેખાચિત્રમાં એટલું દર્શાવવા જેવું છે કે સર રિચર્ડ સ્ટ્રેચી અને સર જૉન સ્ટ્રેચી એ બે ભાઇઓએ હિન્દુસ્તાનને સૌથી વધારે સેવા બજાવી હતી, અને ૧૮૬૪થી ૧૮૮૦ સુધીમાં તેઓએ અનેક ઉચાં પદમાં રહી એક પછી એક આવતા વ્હાઈસરૉયને મદદ કરી છે. એક એન્જિનિયર ખાતામાં અને બીજો સિવિલ સર્વિસમાં હતો. તેઓએ એકઠા રહી રચેલા "The Finances and Public Works of India from 1869 to 1881" (૧૮૬૯ થી ૧૮૮૧ સુધીનું હિન્દુસ્તાનનું ઉપજ-ખર્ચખાતું તથા બાંધકામખાતું)એ નામના પુસ્તકમાં તેઓએ સૂચવેલાં અને ચાલુ કરેલાં રાજ્યવહીવટનાં કૃત્યોની કિંમતી નોંધ છે.

[ વસન્ત-ઑફિસ. ]

# *ઇતિહાસનું સાહિત્ય આપણા દેશમાં શી રીતે ઉત્પન્ન કરવું ?

સાહિત્યસભામાં દાખલ થયા પછી, સાહિત્ય સંબંધી ચર્ચા કરવી યા નિબંધ વાંચવો, એ નિયમ હોવાથી, તે ફરજ અદા કરવા આ લેખ લખવાનું સાહસ કર્યું છે.

પ્રથમ મેં જુના સિક્કા સંબંધી લેખ લખવા ધાર્યું હતું પરંતુ તે વિષય બહુ નાનો અને જનસમૂહને નીરસ અને શુષ્ક થઈ પડે તેવો હોવાથી, સિક્કાઓ, જે ઇતિહાસ સાથે અતિ નિકટ અને ઘાડો સંબંધ ધરાવે છે-જે પ્રાચીન ઇતિહાસ તે વખતના રાજાઓ, તેમના રાજ્યની સરહદ, તેઓએ કેટલી મુદત રાજ્યો કીધાં, તેમના વખતનાં કળા કૌશલ્ય, બીજા દેશોની અને આસપાસના રાજ્યોની તેમના દેશ પર થયેલી અસર-વિગેરે વિગેરે બાબતો પર પુષ્કળ પ્રકાશ પાડે છે, તે વિષય આ નિબંધના છેવટે ટુંકાણમાં આણીશ. પરંતુ વિશેષમાં તો, તેને મળતાં બીજા ઉપયોગી અને મહત્વનાં સાધનો જેવાં કે તામ્રપટ, શિલાલેખ, પૌરાણિક વાર્તાઓ, દંતકથાઓ, પરદેશી મુસાફરોના અહેવાલો અને સાહિત્યનાં પુસ્તકમાંથી મળી આવતા ઐતિહાસિક બનાવો વિગેરે જે આપણા દેશના ઇતિહાસનાં પુસ્તક રચવામાં સાધનભૂત થઈ પડે છે તે પર વિવેચન કરીશું; કેમકે આપણા દેશમાં ઇતિહાસના ગ્રન્થની મોટી ખોટ છે, અને જેટલા છે તે પૈકી પ્રમાણ ગ્રંથ ગણી શકાય એવાં પુસ્તકો તો ઘણાં જ થોડાં છે, પ્રાચીન ઇતિહાસનુ તો પ્રમાણ ગ્રંથ ગણી શકાય એવું એક પણ પુસ્તક મળી આવવું મુશ્કેલ છે અને જે અર્વાચીન ઇતિહાસો છે તે પણ માત્ર અમુક જ સદીના અને અપૂર્ણ છે તો આ ખોટ પુરી પાડવા સારૂં ઇતિહાસનું સાહિત્ય આપણા દેશમાં શી રીતે ઉત્પન્ન થાય, ખીલી વધારો પામે, અને દેશનો સારો અને સંપૂર્ણ ઇતિહાસ રચવામાં આ બધાં સાધનો શા કામમાં આવે અને શી મદદ કરી શકે, તે પર વિચાર કરી, વાદવિવાદ કરવો નિરર્થક નહિ ગણાય.

પ્રાચીન સમયથી આપણો દેશ જાણીતો છે અને દેશાંતરોમાં સેંકડો વર્ષ થયાં 'સૌરાષ્ટ્ર' * સારી ભૂમિ તરીકે વિખ્યાત છે.

---

* આ લેખ "ગુજરાત સાહિત્યસભા"માં વંચાયો હતો.

*જુઓ "Indulging in such political tendencies, this sentimental race styled Kathiawar "Saurashtra" which according to some of the wise means the 'fair region' or according to others, the 'region of the sun' and they could not write of it even in state documents without applying to it laudatory epithets; as for instance when granting in perpetuity a fief to one of his subjects, the monarch or rather his scribe styles his country "the beautiful kingdom of Valla Bhadra" or "Vall the Happy." *'Bombay Quarterly Review.'*

દેશ પર ઘણી વિટંબણા પડી ચુકી છે. હજારો અને લાખો પરદેશીયોએ, દેશને પાયમાલ કરી, બુરી સ્થિતિએ લાવી મેલ્યો છે. મૌર્ય અને ગ્રીક રાજાઓ, સત્રપ અને ગુપ્ત વંશો, વલ્લભી અને ચાલુક્ય રાજ્યો, અને વાઘેલા અને પરદેશીઓની સરદારી નીચે, દેશમાં ઘણી ઉથલપાથલ થઈ ગઈ છે. કોઈક સમયે દેશમાં સુલેહ સંપથી નિશ્ચિન્ત, પૈસે ટકે સુખી, કળાકૌશલ્યમાં આબાદ અને ચોર લુંટારાથી નિર્ભય, કંઈ પણ ફીકર ચિંતા વિના, નિડરપણે, અને આનંદ નિમગ્ન મને જીંદગી ગાળતા હતા, વિક્રમનું રાજ્યસુખ ભોગવતા હતા અને કોઇકવાર અંધાધુંધી તોફાન આગ અને લુંટફાટ અને મારામારી અને કાપાકાપીથી દેશમાં ત્રાસ વર્તી રહેતો હતો. આવાં આવાં ઘણાં કાળચક્રમાંથી, ચડતી પડતીનાં સુખ દુઃખ અનુભવતો આપણો દેશ પસાર થયો છે. આ સમયના એટલે પહેલી બાર તેર (૧૨–૧૩) સદીના સાંસારિક, ધાર્મિક, રાજકીય અને સાહિત્યની બાબતોથી આપણે ઘણા અજ્ઞાન છીએ.

એલ્ફીન્સ્ટન લખે છે કેઃ—

"No date of public event can be fixed before the invasion of Alexander, and no connected relation of the national transactions can be attempted until after the Mahomedan conquest."

દિલગીરીની વાત છે કે હાલ ઇતિહાસના લાભ અને હેતુઓથી માહિતગાર છતાં, દેશનો સાદો અને સરળ, સર્વ વિષયોથી ભરપૂર, મનને આનંદ આપનાર, અને નીતિ અને ડહાપણનાં શિક્ષણો શીખવે અને વ્યવહાર કામમાં ઉપયોગ કરી શકાય એવો એક પણ ઇતિહાસ આપણે પ્રસિદ્ધ કરી શક્યા નથી. સાધનો નથી એમ નથી પણ આ તરફ કોઈ લક્ષ આપતું નથી. પરિણામમાં આપણો દેશ બીજી પ્રજાની આંખમાં હલકો પડ્યો છે. એક દેશી ગૃહસ્થ હાલ લખે છે કેઃ—

"India suffers to-day in the estimation of the world m re through that world's ignorance of the achievements of the heroes of Indian history than through the absence or insignificance of such achievements."

હાલ ગ્રીસ અને રોમ, ઇજીપ્ત અને એસીરીઆ, ઇંગ્લાંડ અને ફ્રાન્સ, જાપાન અને રૂશીઆના ઇતિહાસો આપણે વાંચીએ છીએ, ભણીએ છીએ, પણ આપણામાંના ઘણા થોડા દેશના ઇતિહાસ તરફ લક્ષ આપે છે અને જે થોડા વિદ્વાનોએ દેશના ઇતિહાસનો અભ્યાસ કર્યો છે તેમણે આપણા દેશના ઇતિહાસના સાહિત્ય સારૂં કશું કીધું નથી. દેશના ઇતિહાસની આ વર્ગ શી સેવા બજાવી છે? હું કહું છું કે ઇતિહાસની આ જમાનામાં માન્ય ચેતી બતાવ્યા પ્રમાણે આપણા દેશમાં હજુ સુધી આપણા દેશી વર્ગ તરફથી એક પણ પુસ્તક બહાર પડેલું આપણને માલમ નથી. આ ફરજ અદા કરવી, એ દરેક દેશીનું અને ખસુસ કરી આપણા સભાસદોનું ખાસ કર્તવ્ય છે. વિચાર કરતાં પ્રશ્ન સ્વાભાવિક ઉઠશે કે શું આ પ્રાચીન અને ગત ઇતિહાસ રચવાને આપણી પાસે પૂરતાં સાધનો અને પુસ્તકો

છે? હું ખાત્રીપૂર્વક કહું છું કે આપણા દેશમાં મળી આવતા શિક્કા, તામ્રપટો, શિલાલેખો અને ગુફામાં આવેલા લેખો, પૌરાણિક ઇતિહાસો અને દંતકથા, પરદેશી મુસાફરીના વૃત્તાંતો અને રાસાઓ વિગેરેનો અભ્યાસ જો ઉદ્યોગ અને ખંત, ધીરજ અને સભુરાઈ કરવામાં આવે તો દેશનો એક સારો અને સરસ ઇતિહાસ રચવાને સાધનો પુષ્કળ અને મ્હોટા જથામાં મળી આવે એમ છે. બૌદ્ધ સમયના અંગ્રેજી ઇતિહાસકાર Vincent A. Smith લખે છેઃ—

"The sources of original authorities for the early history of India may be arranged in four classes; the first of these is tradition, chiefly as recorded in native literature; the second consists of those writings of foreign travellers and historians which contain observations on Indian subjects; the third is the evidence of archæology which may be sub-divided into the monumental, the epigraphic, and the numismatic; and the fourth comprises the few works of native literature which deal expressly with historical subjects."

આ લેખમાં, આ સર્વ પર નહિ લખતા માત્ર archæology એટલે 'પુરાણવસ્તુશાસ્ત્ર' પર ખાસ લક્ષ આપીશુ. શિક્કા, તામ્રપટ, શિલાલેખો અને ગુફામાં આવેલા લેખો, ખંડિઅરો અને પુરાતન મકાનો અને અસલી મસીદોનાં બાંધકામો, આ સઘળાનો અભ્યાસ એ 'પુરાણવસ્તુશાસ્ત્ર' ના છુટાં છવાયાં પ્રકરણો છે. દરેક પર જુદું જુદું વર્ણન અને વિવેચન કરવા તથા તેના ગુણ દોષ તપાસવા માટે જોઇતા અવકાશના અભાવે કરી, આ નિબંધમાં તેપર છુટક છુટક લખાય તેમ નથી. પરંતુ Archæology જેમાં આ બધા વિષયોનો સમાવેશ થાય છે તે પર જ સામટુ વિવેચન કરીશ અને શિક્કા પર વિશેષ ધ્યાન આપીશ.

પુરાણવસ્તુશાસ્ત્રનો અભ્યાસ ત્રણ કામ સારે છેઃ—

૧. જે કુદરતી ઉત્કંઠા દરેક મનુષ્યમાં પરમેશ્વરે પ્રેરેલી છે તેને આકર્ષે છે અને તેને અજાયબીમાં ગીરફતાર કરે છે.

૨. સાક્ષર વર્ગ આ જોઇને, આનંદમા ગરકાવ થાય છે અને તેની ઉત્પત્તિ અને તવારિખ વિગેરે વિશે માહિતી મેળવવા ઇંતેજાર બને છે.

૩. આ અભ્યાસથી, જુના સમયમા, શિલ્પશાસ્ત્ર, નકશી અને કોતરણી કામ, શી સ્થિતિએ હશે, કેટલે ઉંચે દરજ્જે પહોંચ્યુ હશે, તેનો આછો પણ શિક્ષણ અર્થે નજરમાં રાખવા જોગ, મહત્ત્વનો અને ઉપયોગી ચિતાર આપણી પાસે રજુ કરે છે.

આ રીતે, શિક્કા, શિલાલેખ, તામ્રપટ, ખંડિયરો અને ગુફામાં કોતરેલા લેખો—આ પાછલા યુગના રહી ગયલા ભાગાંતુટાં નીશાનો—સાધારણ માણસને, વિદ્વાન વર્ગને, ઈજનેર અને ચિતારાને કંઈ નવું જાણવા શીખવાને સાધન પૂરાં પાડે છે. મનુષ્યની માનસિક શક્તિ

એવી તાજુબ રીતે રચાયલી છે કે જે ચીજો પોતાના જમાનામાં બનાવેલી હોતી નથી પણ પુરાતન કાળની હોય છે, તે જ્યારે પાછલા યુગનાં સુંદર અને ભવ્ય મકાનો અને મહેલો મનોહર અને રમણીય દેખાવો, તેની નજરે પડે છે, ત્યારે તેના મનમાં કંઈ નવીન અને ઓરજ લાગણી ઉત્પન્ન કરે છે. માનસિક સ્વભાવ અલૌકિક છે–એક રેતિઓ પુરૂષ જોઈ આપણે કેટલા આશ્ચર્ય પામીએ છીએ! બાલક પ્રથમ ઇંજીન જોઈ, કેટલું બધું અજાયબ થઈ, સેંકડો મનના તરંગ રચે છે! તેમ જ શું આપણે જ્યારે સીદી મસીદની પ્રસિદ્ધ કોતરેલી બારી અથવા વેગણપુરનો ધ્રુજતો* મીનારો માણેકચોકમાં આવેલી જુમામસિદ યા સાહઆલમનો રોજો, આસ્ટોડીએ આવેલી સીપ્રી મસજીદ અથવા ભદ્રનાં ભવ્ય મકાન જોઈ અચંબો પામ્યા નથી? શું આ દેખાવોથી આપણા મનમાં પૂજ્ય અને ઉચ્ચ ભાવનાઓ તેમના બંધાવનારા સારૂં પેદા થઈ નથી? આ જોઈ આપણે કંઈ અલૌકિક લાગણી, વિચાર અને સુખ અનુભવીએ છીએ. સાધારણ મનુષ્ય આ ખંડીઅરો અને મસજીદો જોઈ, રસમય બની, કારીગરીનાં વખાણ કરી, જુના જમાનાની આબાદીથી મગરૂર થઈ માત્ર દેખાવોથી જ વિસ્મય બની શાંત પડે છે પણ તેજ વસ્તુઓ વિદ્વાન અને સાક્ષર વર્ગમાં કંઈ ભિન્ન અને નવીન ભાવ પેદા કરે છે. માત્ર બહારના સ્વરૂપથી મોહિત થઈ બેસી ન રહેતાં, આનો બાંધનાર કોણ હશે, કયે સમયે બંધાયા હશે, આ સંબંધી શી શી દંતકથા તથા લોકવાયકા છે, તથા શા પ્રયોજને બાંધવામાં આવ્યા હશે, ટુંકાણમાં તેની સર્વ માહિતી, આ સંબંધી સંપૂર્ણ તવારિખ જાણવાને ઉત્કંઠિત થશે અને તેમાં ઊંડા ઉતરી તેનો સવિસ્તર અભ્યાસ કરી તે સમયના બાંધકામ, નકશી કામ, કળા કૌશલ્ય, રાજકીય સ્થિતિ, આબાદી, રાજ્યની સરહદ, લોકોના આચારવિચાર ધર્મ વિગેરે અગત્ય અને મહત્ત્વના સવાલોપર વિચાર કરી, તવારિખપર નવીન અજવાળું પાડશે અને ઢુમાઈ રહેલી અજાણી બાબતો લોકોની જાણ સારૂં બહાર પાડશે. પોતેજ આ અભ્યાસનો મર્મ લઈ બેસી ન રહેતાં, પોતાના વિચારે આ બાબત પર પ્રસિદ્ધ કરી, વધારે અભ્યાસ સારૂં સાધન પૂરાં પાડી દેશને અનહદ આભારી કરશે. આમજ, ઇજનેર, ચિતારા વિગેરે પોતાના જમાનાનાં હુનરો અને વિદ્યા તપાસી, પાછલા સમયનાં કળા કૌશલ્ય સાથે સરખામણી કરી, ગુણદોષ તપાસી, સારાસારનો વિચાર કરી પોતાના લાભની બાબતો ગ્રહણ કરી, દોષોથી વિમુક્ત થઈ, આ શાસ્ત્રોમાં વિશેષ સુધારો કરી, મુલકને આબાદ કરવા પ્રયત્ન કરશે અને દેશમાં સુંદર અને મનહર ભવ્ય મહેલો અને મસીદો મીનારા બાંધી સુશોભિત બનાવશે. આ પરથી આપણે જોઈ સકીશું કે

---

* આ વાતને ઘણાક જણ ખોટી માને તો તે પુરવાર કરવા, એ ઉતારા નીચે આપીશું.

"A little force at the arch of the upper gallery made both minarets shake, though the roof of the mosque remained unmoved."—'*Ahmedabad Gazetter.*'

"He took us, to the wonder of his quarters, the shaking minarets. When a person mounts to the top of one of these, and moves his body, it vibrates and the vibration is imparted to the other, though at a distance of about forty feet, the width of the mosque to which they belong."

*'Sketches of Persia' Vol. I.*

'પુરાણવસ્તુશાસ્ત્ર' એક કરતાં વધારે રીતે બોધદાયક અને ઉપયોગી થઈ પડી આનંદમાં મશગુલ કરે છે. આગ્રાનો તાજમહેલ, દીલ્હીની જુમામસિદ અને કુતુબમીનારો, ઇલોરા અને કારલીની ગુફાઓ, ગીરનારના શિલાલેખ, અશોકના લેખો, ક્ષત્રપ અને ગુપ્તવંશના શિક્કાઓ, વલ્લભી અને ચાણક્ય વંશના તામ્રપટો, ભાટ ચારણોના ચોપડાઓ, જુની દંતકથાઓ, પ્રાચીન હસ્તલેખો, અને કહેવતો* વિગેરે જોઈ, સાંભળી અને વાંચી કોણ હર્ષિત થઈ વિસ્મય થયા નથી? આ અભ્યાસથી થતા લાભ અને પુરી પડતી હાજતો સંબંધી મી. વીન્સેંટ સ્મીથનો અભિપ્રાય તેમણે હાલ બહાર પાડેલી પ્રાચીન હિન્દુસ્તાનના ઇતિહાસ સંબન્ધી પૂર્વોક્ત ચોપડીમાંથી આપીશું.

"Unquestionably the most conspicuous and important source of early Indian history is the epigraphic, and the accurate knowledge of many periods of the long forgotten past which has now been attained is derived mainly from the patient study of inscriptions during the last 70 years."

"પ્રાચીનવસ્તુશાસ્ત્ર" ના હેતુ અને લાભથી માહિતગાર થયા પછી ઉત્કંઠા સ્વભાવિક થાય કે આ અભ્યાસની શરૂઆત કરનાર કોણ હશે અને તે કયા સમયથી શરૂ થયો? આખી દુનિયામાં પૂર્વના અભ્યાસ કરવા સ્થાપેલી સોસાઇટીમાં, પ્રથમ આવી જાતની સભા સ્થાપવાનું માન ભોગવનાર, બંગાળ રોયલ એશિઆટીક સોસાઇટીનો પાયો નાંખનાર અને હિંદુસ્તાનના 'પુરાણવસ્તુશાસ્ત્ર' ના અભ્યાસની શરૂઆત કરનાર સર વિલયમ જોન્સ હતો અને તે પુરૂષે ૨૮ ભાષાનો અભ્યાસ કર્યો હતો આખો દેશ, આ સભા સ્થપાતા પહેલાં, પુરાણાં મકાનો અને ખંડીયરો, ભાગાંટુટાં દેવળો અને મૂર્તિઓ, શિક્કા અને શિલાલેખ વિગેરે સાધનોથી ભરપુર હતો. પણ આ તરફ ઇસ્ટ ઇંડીઆ કંપનીના કોઈ પણ પંડિત યા લેખકનું ધ્યાન ખેંચાયું નહોતું. તેઓ પોતાના કંપનીના કારભાર અને વેપારની જંજાળમાં ગુંચવાયલા રહેતા. તેઓએ હજુ સુધી માત્ર ફારસી ભાષાનો અભ્યાસ કર્યો હતો અને તેનું કારણ પણ હું સર જોન્સના પોતાના શબ્દમાં નીચે આપીશઃ-

"Our Indian Company began to take under their protection the Princes of the country, by whose protection they gained their first settlement; a number of important affairs were to be transacted in peace and war between nations equally jealous of one another, who had not the common instrument of conveying their sentiments; the servants of the company received letters they could not read, and were ambitious of gaining titles of which they could not comprehend the meaning; it was found highly dangerous to em-

* જેમકે હાથમાં દંડો, બગલમાં મોઈ, હવેલી લેતાં પેશ્વાઈ ખોઇ; વાતમાં ને વાતમાં લલ્લુભાઇએ ભરૂચ ગુમાવ્યું. વગેરે

ploy the natives as interpreters upon whose fidelity they could not depend and it was at last discovered that they must apply themselves to the study of the Persian language in which all the letters from the Indian princes were written."

*Jones' "Persian Grammer."*

પણ તેઓએ જ્યારથી સંસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો ત્યારથી હિંદના પ્રાચીનવસ્તુશાસ્ત્રના અભ્યાસનો પાયો નંખાયલો કહી શકાય. તે સમયે લોકો અજ્ઞાન અને અભણ હતા, અને લુંટફાટ દેશમાં વ્યાપી રહ્યાં હતા. અને લોકનો મોટો ભાગ ધર્મમાં દુરાગ્રહી અને વહેમી હતો. સંસ્કૃતનો અભ્યાસ બ્રાહ્મણ વર્ગ સીવાય બીજાને કરવા દેવામાં આવતો નહોતો, તો પરદેશથી આવેલા, આચાર વિચાર, રૂઢિ અને વ્યવહાર અને ખાવા પીવામાં જુદે માર્ગે ચાલનાર, બાપડા યુરેપીઅનો શી રીતે અને ક્યાંથી સંસ્કૃત ભણી શકે ? કોઈ પંડિત અગાધ પૈસા આપતાં પણ સંસ્કૃત શીખવવા અગાડી આવતો નહિ આખરે હિંદના સુભાગ્યે સર વિલ્યમ જોન્સને એક વિદ્વાન મળી આવ્યો જેણે તેને સંસ્કૃત શીખવવા બીડું ઝડપ્યું. ધીમે ધીમે સંસ્કૃત, પાલી, અરબીક વિગેરે ભાષા તેઓ શીખવા લાગ્યા અને સને ૧૭૮૪ માં સર જોન્સે પોતાના સાથીઓ ચાર્લસ વિલ્કીન્સ, હેન્રી થોમ્સ, અને કોલબ્રુક, વિગેરે સદ્ગૃહસ્થોની મદદથી, બંગાળ રોયલ એશીઆટીક સોસાઇટી જે આજે આખી દુનિયામાં પૂર્વના વિદ્યાભ્યાસ સારૂં સ્થાપિત થયલા મંડલમાં સૌથી જુની છે તેનો પાયો નાંખ્યો અને આજે પ્રાચીનવસ્તુશાસ્ત્ર સંબંધી જે માહિતી અને સાધન, જે ટુંકો પણ ખરો અને વાજબી હિંદુસ્તાનનો ઇતિહાસ આપણે હયાતીમાં જોઇએ છીએ તે આ ખંતિલા અને પરોપકારી ગૃહસ્થોની અથાગ મહેનત અને અત્યંત સખુરાઇનું ફળ છે, અને આપણા દેશના ઇતિહાસને સજીવન કરવા પાછળ, શહેરે શહેર આથડી, પૈસા ખરચી, જે સાધનો આપણને મેળવી આપ્યાં છે તે બદલ તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. આપણા દેશમાં ઇતિહાસ લખવાનો પ્રચાર નહોતો. ઇતિહાસો લખાતા હતા પણ તે ખરી બાબતો સાથે દંતકથા તથા લોકવાયકા અને અતિશયોક્તિથી ભરેલા વૃત્તાંતોથી ભરપૂર છે. અને તેઓ ખરા ઇતિહાસને બદલે 'રોમેન્ટીક' વાર્તાઓ જેવા થઈ પડયા છે.*

( અપૂર્ણ. )

હીરાલાલ ત્રિ. પારેખ.

---

*સરખાવો "There were fervid poets who could only give a false colouring to all that they touched and who in describing their city made use of those tropes and rhetorical flourishes in which the natives only of sunny lands delight. They compare Valabhi to Vaikuntha, where Adipoorush, who embodied divinity in a human form and appeared on earth as the first of men for ever reigns.................others of these fanciful poets who do not compare their city to paradise are nevertheless contented with nothing but highflown and entruvagant figures of speech."

*Vallabhi, in the Seventh century—Bombay Quarterly Review.*

# અસત્ય ભાવારોપણ.

## ( Pathetic Fallacy. )

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૮૫ થી )

(ख)—(૨) વિભાગમાં આવે હેવું એક બીજું ઉદાહરણ લઇયે. સર વૉલ્ટર સ્કૉટ એક કાવ્યમાં કહે છેઃ—

"Call it not vain—they do not err,
Who say, that when the poet dies,
Mute Nature mourns her worshipper,
And celebrates his obsequies;
Who say, tall cliff and cavern lone
For the departed Bard make moan;
That mountains weep in crystal rill,
That flowers in tears of balm distil,
Through his loved groves that breezes sigh,
And make in deeper groans reply;
And rivers teach their rushing wave
To murmur dirges round his grave"

આ કાવ્યમા કવિના મરણ વખતે પ્રકૃતિ શોક કરે છે એ કલ્પના ખોટી છે એમ ગણીયે ના માનવુ એ મતલબનો સિદ્ધાન્ત મૂકયો છે. તે આ વર્ગમા સમાવેશ પામે કે કેમ તે વિષે ક્ષણવાર શંકા ઉત્પન્ન થાય છે. કદી આ વર્ગનું ઉદાહરણ હાને ગણિયે તો પણ હેમાં "નાયકવિષયા રતિ" નો પ્રસંગ જ નથી. હામા જે કલ્પનાનું પુષ્ટીકરણ કર્યું છે તે એ રીતે કે કવિ તે પ્રકૃતિનુ બાલક હોઈ પ્રકૃતિ હેની જોડે હેના મરણ વખત પણ સમભાવ થાય છે;—જો કે આ તર્કમાં તરંગમયતા એટલી છે કે હેમાં અસત્ય આરોપ-પણનો દોષ આવી સકશે. કવિ અને પ્રકૃતિ વચ્ચેના ખાસ સંબન્ધ ઉપર મુખ્ય ઝોક આ કલ્પનામાં છે. તે સંયુક્તાના દૃષ્ટાન્તથી કેવળ જૂદું જ છે. સંયુક્તા જોડે પ્રકૃતિ સમભાવ થઈ કલ્પી ત્હેમાં કવિ અને પ્રકૃતિના સંબન્ધ જેવી ગ્રન્થિ સંયુક્તા અને પ્રકૃતિ વચ્ચે હોવાનો સંભવ જ નથી.

હવે (ख)—(૩) વાળો વિભાગ લઇયે;—હામાં વર્ણન કરેલા માનવ વૃત્તાન્તોને અનુ-કૂળ પ્રકૃતિના બનાવોનું ચિત્ર, પશ્ચાદ્ભૂમિ તરીકે અને સૂક્ષ્મ સંબન્ધની ગૂઢ છાયા પાડ-વાને, નજર આગળ મૂકનારાં કાવ્યો આવે છે. ઉદાહરણ લઇયે—' ફરી પડેલી બાળ વિ-

ધવા " (હૃદયવીણા પૃ. ૧૩)-એ કાવ્યમાં આ પ્રકારની ચિત્રરચના સમગ્ર ગૂંથાયલી જણાશે.

"ગંભીર ઘર્ઘર રવે સરિતા કુદે છે
અંધાર સાથ કંઇ વાત ઊંડી વદે છે,
તારાગણો ઉછળતા સરિતાતરંગે,—
ને કોણ આ તટ ઊભી નહિં કોઈ સંગે ?
ધાંકો ઘૂંકો ઘન તરુવનમાં ફરે છે,
ને ફૂંફવાટ કંઈ નાગ સમો કરે છે,
ઊંડો સમીરણ બણે કંઇ ઘોર ગાન;—
ને કોણ આ સુણી રહી બની એકતાન ?
તીણે સ્વરે તમતમે તમરાં અસંખ્ય,
ઊંડાં વને ઘુઘવતાં ઘુવડો અશંક,
ને દર્દુરો વિરલ કર્કશ નાદ ગાય:—
ને કોણ આ ધડકતી નિજ છાતી સ્હાય ?—
અંધાર આ નયન કજ્જલ કાળું આંજે,
ને કાળું ઘોર સરિતાજલ ઊંડું ગાજે,
તે અન્ધકાર મહિં ઊંડું ઊંડું નિહાળે,
ક્યાંરે જશે નિરખતી રહી રે તું આલે ?"

આ ઘેરી વર્ણચ્છાયાનું ચિત્ર જેટલું પશ્ચાદ્ભૂમિરૂપ છે તેથી વિશેષ આ મલિન-નિર્મલમૂર્તિ વિધવાની હૃદયની અવસ્થામાં, હેના વૃત્તાન્તમાં, ઓતપ્રોત છે; એટલું જ નહિં પણ આત્મઘાત થવાનો છે તે ઘોર ભાવિના પૂર્વ ભણકારા પણ એ વર્ણનમાં સંભળાવાનો ઊંડો ધ્વનિ છે. આ રીતે વૃત્તાન્તને અનુકૂળ વર્ણનમાં પ્રકૃતિનો વિલક્ષણ સમભાવ છપાયો છે. હાવે પ્રસંગે આત્મલક્ષી ભાવારોપણની અસત્યતા તો સંભવે જ નહિ, પણ પરલક્ષી ભાવારોપણ પણ હાવાં સ્થળોમાં નહિં મનાય; અસત્યરૂપ, દોષરૂપ, તો નહિં જ મનાય. કેમકે હેમાં બુદ્ધિવ્યાપારના ઉપર અયોગ્ય જોર ચલાવીને ભાવારોપે પોતાનું બળ ફેલાવ્યું નથી. ઉલટું વૃત્તાન્તના રહસ્યનું ઉદ્ઘાટન કરવાનું સાધન જ આ પ્રકારની કલ્પનાથી મળે છે. આ વિચારની સત્યતાનું વિશેષ પ્રમાણ એક છે. આ કાવ્યનું સમાપન આરમ્ભના શ્લોકનું ઘટતા ફેરફાર સાથે પુનરાવર્તન કરીને થયું છે;—

ગંભીર ઘર્ઘર રવે સરિતા કુદે છે,
અંધાર સાથ કંઈ વાત ઊંડી વદે છે,
તારાગણો ઉછળતા સરિતા જળે જો !
ને સૂસવાટ કરતો જ સમીર વ્હેતો.

આમ સમાપન છે. જેમ આરમ્ભમાં વિધવાની દશા જોડે સમભાવ અને ભાવિ આત્મઘાત જોડે કરુણાપૂર્ણ દૃષ્ટિ પ્રકૃતિની સૂચવાય છે, તેમ આ સમાપનમાં પણ એ આત્મઘાત રૂપી કરુણ બનાવ બની ગયા પછીનો, એ વૃત્તાન્તની પરિણામ રૂપ છાયા ધારનારો, શોક કરુણા વગેરે ભાવનો ધ્વનિ થાય છે. પરંતુ તે જ ક્ષણે–આમ સમભાવના ધ્વનિ પછી બીજે જ ક્ષણે—એ ભાવ ઉથલો ખાઇને માનવ દશા તરફ પ્રકૃતિની ઉદાસીનતાનું સ્વરૂપ પણ કાંઈક ધ્વનિત થાય છે. જે નદીતરંગ નીચે, હમણાં જ અનાથ વિધવાની મલિનનિર્મલ મૂર્તિ બુડી છે; તે એ વાત જાણે જાણતા જ ના હોય તેમ 'તારા તરંગશિખરે ઉછળ્યા કરે છે.' અને એની એ 'ગંભીર ઘર્ઘર રવે સરિતા વહે છે.' આ પ્રથમ દર્શને પરસ્પરવિરોધી વૃત્તિયો—સમભાવ અને ઉદાસીનતા–નું સમાધાન થઈ સકે એમ છે, પરંતુ અહિં તે બાબત વિસ્તાર કરવાનો પ્રસંગ નથી. જણાવવાનું માત્ર એટલું છે કે આ પ્રકારના બંને વૃત્તિના ધ્વનિથી એટલું ફલિત થાય છે કે પ્રકૃતિ ઉપર ભાવની છાપ પડેલી છે તે, કલાવિધાનના હેતુ પુરઃસર જ હોઈ, બુદ્ધિવ્યાપારને દબાવી દેનારી કલ્પના નથી, અને તેથી જ અસત્યભાવારોપણનો દોષ આવતો નથી.

એ જ કાવ્યમ. આરમ્ભના ત્રીજા શ્લોકનું પુનર્યોજન વચમાં કર્યું છે, હેનું સ્વરૂપ પણ આ પ્રકારની ભાવચ્છાયાનું દૃષ્ટાંત બને છે.

'જો પાપ! જોતું તુજને રહ્યું અટ્ટહાસે.'

એમ કવિ અથવા કોઈ અદૃશ્ય વાણી વિધવાને ચેતવે છે, અને તરત એ સંવાદ ઉપરથી અને વિધવાની ઉપરથી દૃષ્ટિ ખસેડી, આસપાસની સૃષ્ટિની સ્થિતિ ઉપર ધ્યાન ખેંચીને કવિ વર્ણવે છે.—

'તીણે સ્વરે તમતમે તમરાં અસંખ્ય,
ઊંડાં વને ઘુઘવતાં ઘુવડો અશંક,
ને દર્દુરો વિરલ કર્કશ નાદ ગાય,
ને સૂંસવાટ કરીં ઘોર સમીર વાય."

તે જેમ મુખ્ય ચિત્રના આલમ્બન તરીકે—પશ્ચાદ્‌ભૂમિ તરીકે—કામ કરે છે, તેમ જ પાપનાં અટ્ટહાસનું ઇન્દ્રિયગમ્ય રૂપ જ ખડું કરવાનું કાર્ય સારે છે.

આ પ્રકારમાં પણ પ્રકૃતિનો વૃત્તાન્ત જોડે સંબન્ધ. અનુકૂળ પશ્ચાદ્‌ભૂમિના આલેખનની સાથે વૃત્તાન્ત જોડે ગૂઢ મિશ્રણનો સૂચવાય છે. હામાં પણ ઉપર પ્રમાણે જ અસત્યભાવારોપણનો દોષ નથી જ આવતો.

આ પ્રકારની યોજનાનું એક ઉદાહરણ અંગ્રેજી સાહિત્યમાંથી લઇયે. મેકબેથ નાટકમાંનો એ ભાગ છે. જે રાત્રિયે મેકબેથે ડંકનનું ખૂન કર્યું તે રાત્રિનું તે દેશના પ્રચંડ શીતકાળનું સ્વરૂપ કવિ આપણી આગળ મૂકે છે, તે એ ઘોર કૃત્યની જોડે જેમ અનુરૂપ છે તેમ તે કૃત્યથી માણસોનાં મનમાં જે ભાવ ઉત્પન્ન થાય છે હેની છાયા પણ બરોબર પાડે છે.

"Lennox.—The night has been unruly: where we lay,
Our chimneys were blown down, and, as they say,
Lamentings heard in the air, strange screams of death;
And other prodigies.

Macb.—T'was a rough night.

Len.—My young remembrance can not paralel
A fellow to it."

ખૂન ચાસન થયું તે પ્હેલાં તરતની વખતનો આ સંલાપ... એ પ્રસિદ્ધ થયા પછી દિવસનું સ્વરૂપ હાવું છે:—

"by the clock, 'tis day
And yet dark night strangles as the travelling lamp."

આ અત્યન્ત સ્વાભાવિક સૃષ્ટિવર્ણનનું ચિત્ર અને ઘોર મનુષ્યવધનો ભયાનક વૃત્તાન્ત બંને કેવાં અન્યોન્યનાં પોષક થાય છે! મનુષ્યવૃત્તાન્તનું ચિત્ર અનુકૂળ પશ્ચાદ્ભૂમિ પામે છે; અને પ્રકૃતિ ઉપર એ વૃત્તાન્તની ગૂઢ છાયા વગર પ્રયાસે પડે છે. આ પ્રકારના પ્રકૃતિસ્વરૂપના દર્શનમાં અસંભવ નથી આવતો, ક્લેશ નથી આવતો, અને, જ્યહાં સ્વાભાવિકત્વજ છે ત્યહાં, અસત્ય આરોપણ તો ક્યહાંથી જ આવે?

માટે આ પ્રકારના પ્રકૃતિદર્શન અને આત્મલક્ષી અસત્યભાવારોપણ વચ્ચે તો અનેક યોજનનું અન્તર છે. અર્થાત્, હું ઉપર અનેકવાર કહી ગયો છું તેમ, આત્મલક્ષી રચનામાંથી પરલક્ષી રચનામાં સંક્રમણ કરતાં, એ ભાવારોપણ દોષરૂપ, અસત્યરૂપ, મારુણ જ મૂકીને જાય છે. આ છેલ્લા પ્રકારની રચનાથી સૂચિત થતી, અને હેના સ્વરૂપમાંથી જ કાંઇક ઉદ્ભવતી બીજી રચનાઓ છે;–તથાપિ તે સ્વરૂપે આ સર્વેથી ભિન્ન જ છે, અને હેમાં તો અસત્ય ભાવારોપણનો ગન્ધ પણ નથી આવતો એમ હું ધારું છું.

"The moon doth with delight
Look round when the heavens are bare."

વર્ડ્સ્વર્થની આ અતીવ ચારુ કલ્પના વિશે રા. આણંદશંકરની શંકાનો ઉત્તર રા.

રમણભાઇ 'વૃત્તિમય ભાવાભાસ' ના નિબન્ધમાં સવિસ્તર† આપી ચૂક્યા છે. તે પ્રદેશમાં ઉતરવાની જરૂર હવે રહેતી નથી. મ્હારે આ કાવ્યકલ્પનાનું રહસ્ય તપાસવાની જ ઇચ્છા છે, અને તેમ કરવામાં આપોઆપ પ્રકૃત પ્રશ્ન જોડે હેનો સંબન્ધ પ્રકટ થશે. અહિં કોઇ પણ મનુષ્યના ભાવની–કવિના હૃદયના ભાવની કે પાત્રના ભાવની–છાયા ચન્દ્રની આનન્દ-વૃત્તિ કલ્પવામાં પ્રકૃતિ ઉપર પડાઈ છે જ નહિં, એટલે એ પ્રકારનું ભાવારોપણ તો દૂર-પાસ્ત જ છે. રહ્યું માત્ર ચન્દ્રમાં ચેતનરૂપ કલ્પી ચેતન પદાર્થ જેવા ભાવની કલ્પનાનું તત્ત્વ. એ વિશે પરીક્ષા કરતાં પ્હેલાં કહેવાની જરૂર છે કે કવિની અથવા પાત્રની લાગણીના ક્ષણિક-તાત્કાલિક અને અસ્થાયી–લાગણીની છાયા પ્રકૃતિનાં સ્વરૂપો ઉપર પાડવી તે એક જૂદો વિષય છે, અને પ્રકૃતિમાં ચેતન તત્ત્વનો ધ્વનિ જોઇ હેનાં સ્વરૂપોમાં ચેતનવત્ ભાવની રેખાઓ આંકવી તે એક જુદો વિષય છે,—આ વિષયવિભાગની સ્પષ્ટ મર્યાદાનું ઉલ્લંઘન રા. આણંદશંકરની ચર્ચામાં થયેલું નજરે પડે છે. પ્રથમના વિભાગમાં અસત્ય ભાવારોપણનો પ્રસંગ અમુક સ્થળોમાં આવે છે ને હું સવિસ્તર ઉપર બતાવી ગયો છું; બીજા વિભાગમાં તે પ્રસંગ જ નથી. જે વખત બીજા વિભાગમાં હેવો અસત્ય ભાવારોપ આવે છે તે વખત તરંગમય રચના થઇ કવિના હૃદયભાવની જ અયોગ્ય છાપ પડેલી જોવામાં આવે છે.

ઉદાહરણ:—

" અહો ઉદાસીન તમે ફુંવારા !
પાડો રડીને શિદ આંસુધારા ?
શો શોક આ શીતળ સ્થાનમાં તો
અડગો તમારાં હૃદયે ઉભા નો ?

× × × ×
× × × ×

શું આ જગતના વિધિરંગ દેખી,
તમે રડો છો ગૂઢ મર્મ લેખી ? "

( મિ. ખબરદારકૃત વિલાસિકા—
પૃ. ૧૧૫-૧૧૬ )

" ઉદધિનો તટ વાટ ઉમંગથી
મુજ પ્રિયા મળવા થકી જોય છે:
વિવિધ દાખવતો નિજ રંગથી,
વિકળ એ બની ધૈર્યજ ખોય છે !

† 'કવિતા અને સાહિત્ય '–પૃ. ૪૮૭-૮૯ જુવો.

સકળ રેતીજ રાહ જુએ અહિં;
વિસરી શું ગઈ હોય ગરીબને,
તન પવિત્ર જ ક્યાર ખુશી મહિં
ચરણના અર્ઘો-ચુમ્બનથી બને !

× × × ×
× × × ×

ઉદધિ શોર બકોર અહીં વૃથા
અધિક આ કરતો બહુ બંગના;
મુજ પ્રિયા મળવા ધસતો તથા,
તલપી હાથ ઉછાળી તરંગના. ”

( વિલાસિકા પૃ. ૮૨—૮૩ )

इदं नक्तंतनं दाम पौष्पमेतद् दिवातनम् ।
शुचेवोद्बध्य शाखायां प्रम्लायंति तया विना ॥
( ભટ્ટિકાવ્ય )

આ સર્વ ઉદાહરણોમાં જડ પદાર્થોમાં ચેતનવત્ ભાનની કલ્પના છે, પરંતુ એ સર્વ કવિ અથવા પાત્રની ક્ષણિક લાગણીની છાપનાં જ દૃષ્ટાન્ત છે; અને તપાસતાં જણાશે કે બીજા વિભાગનાં નહિં પણ પ્રથમ વિભાગનાં જ એ સ્વરૂપો છે.

તો કવિ અથવા પાત્રના હૃદયભાવની છાયાથી અસ્પૃષ્ટ રહી ચેતનકલ્પનાવાળાં પ્રકૃતિ રૂપો વિશેનાં કાવ્યો તરફ જ વળિયે: ઉપરની વર્ડ્સવર્થની ચન્દ્રની સ્વરૂપરેખાનું રહસ્ય શું છે ? વાદળાંથી ભરાયલા આકાશમાંના ચન્દ્રની સ્થિતિના પડછામાં વાદળાંથી મુક્ત સ્વચ્છ આકાશમાંના ચન્દ્રની સ્થિતિનું ભાન થવા માટે સ્વાભાવિક કલ્પના જ ચન્દ્રના આનન્દમય સ્વરૂપની થઈ આવે છે. એટલું જ નહિં પણ આનન્દથી પોતાની આસપાસ સર્વત્ર જુવે છે એ કલ્પનાથી એ દેખાવનું ઊંડું અંતર્ગત સ્વરૂપ એક બે રેખાલેખનમાં કેવું પ્રત્યક્ષ થઈ જાય છે ! આમ પ્રકૃતિનાં સ્વરૂપનું ઊંડું અન્તઃસ્વરૂપ પ્રગટ કરવાનું બળ અને ફળ જ આ પ્રકારની સજીવારોપણની કલ્પનાનું છે. વસ્તુતઃ ચન્દ્રને ચેતનવત્ હર્ષશોકના ભાવોનો અનુભવ નથી; પરંતુ, મનુષ્ય પોતાના ક્ષણિક અને અસ્થાયી હૃદયભાવથી કલુષિત દૃષ્ટિ વિના જો પ્રકૃતિ તરફ જુવે તો પ્રકૃતિનું સ્વરૂપ હાવે રૂપે જ ભાસે અને તે જ સત્ય દર્શન;—આ તત્ત્વની દૃષ્ટિથી આ સુન્દર સાદા ચિત્રમાં ચેતનવત્ કલ્પનાને સ્થાન મળે છે. આ પ્રકારના વર્ણનમાં કોઈપણ રીત્યે અસત્ય ભાવારોપણું આરોપી સકતું જ નથી; હેતું લક્ષ કવિના હૃદયની વૃત્તિ તરફ નથી, પણ પ્રકૃતિના સ્વરૂપના અન્તરતત્ત્વ તરફ જ છે.

આ જ રીતે વર્ડ્સ્વર્થનું Daffodils વિશેનું કાવ્ય પણ આ પ્રકારના અસત્યભાવારોપણથી વિમુક્ત છે.

"All atonce I saw a crowd,
A host of golden daffodils
Beside the lake, beneath the trees,
Fluttering and dancing in the breeze.
Continuous as the stars that shine
And twinkle on the Milky Way
They stretched in never-ending line
Along the margin of a bay
Ten thousand saw I at a glance,
Tossing their heads in sprightly dance"

આ માત્ર બાહ્યસ્વરૂપનું વર્ણન થયું, પરન્તુ માત્ર શુષ્ક વર્ણન તો નથી જ, બીજા પદાર્થો વિશે ઝીણી સૂચનાઓ કરીને, તેમજ સ્વેચ્છાપૂર્વક ચલનક્રિયા હેમનામાં બતાવીને, હેમનું સ્વરૂપ નયનગોચર કર્યું છે, સૂનેરી રંગ, નૃત્ય, ડોકાંનું હલાવવું;—આ ચિત્રરેખાઓ એ નયનગોચરતા ઉત્પન્ન કરે છે. પરંતુ હવે હેમના અન્તસ્તત્ત્વમાં કવિ પેસે છે:—

"The waves beside them danced, but they
Outdid the sparkling waves in glee
A poet could not but be gay
In such a jocund company"

ડૅફોડિલ કુસુમોને આનન્દના નૃત્ય કરતા અહિં બતાવ્યા છે હેનો અર્થ એમ નહિં વાસ્તવિક રીતે પુષ્પો આનન્દનો અનુભવ કરવાને સમર્થ છે, પરંતુ તાત્પર્ય એ છે કે સૌન્દર્ય અને પરિપૂર્ણતા, સ્વચ્છન્દ અને લલિત ગતિ, એ આનન્દનાં સમુચિત સંબન્ધી છે, અને સુઘટિત હૃદયને આનન્દ આપ્યા વિના રૂહે જ નહિં. આ સ્વરૂપ અને એ કુસુમોના દેખાવનું અન્તરતત્ત્વ આમ પ્રગટ કરી તે વિશેષ સ્ફુટિત કરવાને કવિ કૂહે છે —

"Oft when on my couch I lie
In vacant, or in pensive mood,
They flash upon that inward eye
Which is the bliss of solitude
And then my heart with pleasure fills,
And dances with the daffodils."*

* આ કાવ્ય ઉપરની ચર્ચાનો મ્હોટો ભાગ Bellars ના Fine Arts નામના પુસ્તકમાંથી લીધો છે. એ પુસ્તકના પૃ. ૩૦–૩૧ જુવો.

આમ પ્રકૃતિ ઉપર કવિના ચિકભાવનંછાપ પડવાને બદલે ઉલટી પ્રકૃત પોતાના સ્વરૂપનું અન્તસ્તત્ત્વ કવિના હતી ક્ષણિક તેને લુપ્ત કરીને પોતાના અન્તઃસ્વરૂપની છાપ કવિ ઉપર પાડતી જણાય.

કુસુમમાળામાં 'કરેણુ' વિશાવ્યક્તિ હેરણુ આ પ્રકારની જ કસોટી લગાડવાની છેઃ-

" તૃણશન્યૂકી ગિરિશ્ વિશે
મહસા ટૌ આ રચર્શો દીસે !
લઘુસ્રોત મળી એસે
શું અન કરેણુ કુસુદમે '
મૃદુ રંગુલાબો મુખેવને
શૌ પ્રભાવિધુનિ ત્યાગમે !
મદુ રે મળી અહિા ગ્મ
રમતાં ાતાં શું હમે હસે ' "

તૃણશૂન્યભૂમિના સકાપનો પડછો આ અસંખ્ય કરેણાનાં ફૂલ, સ્હવારના સૂર્યપ્રકાશમાં વિશેષ ગુલાબી તેનં પ્રકાસતાં, આનન્દના ભાવના પ્રતિબિમ્બ રૂપે જણાય તો હેમાં એ દેખાવનું વસ્તુગ સ્વરૂપ જ ' છે, કવિના હૃદયની છાયા તો નથી જ પડતી, અને અસંભવિત કે મસ આરોપ નથી આવતો. મન્દ પવન અડકતાં વાંત મર્વે કુસુમો હાલવાથી હેમનરંગરેખામાં ભાગ જણાતો હતો. ત્હેને વિશે

સહુને જહિં સમીર ચૂમ,
. . ,મત મન્દ રમે કુસુમે,
ાદલા કઈ ગ્રાંમમે
ાહુને સુખ કૌતમે "

હેવી કલ્પના કરવામાં નિર્દોષ ગ્રામકુમારીને અનનો સ્પર્શ થતાં, ચુમ્બનપરિચયથી રીઢી થયેલી નગરયુવતીથી ત્જ, અપૂર્વ અપ કૌતુક તથા હર્ષનું સ્મિત ગાલ ઉપર વિલક્ષણ ભાવરેખા પાડે તો અનુભવ એને થતો વર્ણવવાથી એ વર્ણચ્છાયાનું આધે તેમજ અન્તઃસ્વરૂપ ચાવવા ઉપરાંપણ હેતુ કે ફળ ન હોવાથી, અસસ આરોપણનો પ્રસંગ નથી આતો.

તે જ રીતે 'ફૂલની ાથે રમત' (ગા પૃ. ૩૩) માં—

'મ્હને મુખડું તમારૂં રે સલૂણું લાગે વ્હાલું
હેમાં નિર્મળ પ્રીતિ રે હશી હસતી કાનું

×　　×　　×

×　　×　　×

નહિ તમમાં કુટિલતા રે નહિં વક્રીક પણું
નહિ વચન કપટના રે હૃદય પ્રેમાળ ઘણું
કદી હાસ કરતા રે, તો નિશ્ચે આનન્દ ભર્યો,
કરમાઈ કદી સૂતા જ તો સત્યે દુ:ખે જ ગયા
જેવું અંતર થાયે રે, હેવું તમ મુખડું દીસે,
જેવું મુખ દેખાએ રે તેવું તમ હૃદય નિજ'

( અપૂર્ણ )

રસિકરાવ ભોળાનાથ.

— — —

અચુક ફાયદો આપનારા.

# આતંક નિગ્રહ ગોળીઓ.

કિંમતગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપીઓ ૧

## વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી

માલિક, આતંકનિગ્રહ ઔષધાલય—સ્થાપિત ઇસ્વીસન ૧૮૮૧

હેડ ઓફીસ—જામનગર-કાઠિયાવાડ.

બ્રાંચ ઓફીસ મુંબાઈ કાલબાદેવી રોડ

---

## આયુર્વેદ રહસ્ય.

( હવેથી દરમાસે બહાર પડે છે )

ટપાલ ખર્ચ સહિત વાર્ષિક લવાજમ ૦-૧૧-૦ તે ન ભરી શકે તેવાઓની પાસેથી ટપાલ ખર્ચનાજ માત્ર ત્રણ આના અને તદ્દન ગરીબને માત્ર નામ નોંધાવવાથી મફત જ મોકલવામા આવે છે

વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી

શુદ્ધ ગુજરાતી ભાષાંતર તથા પૂરતા વ્યાખ્યાન સાથે

---

Pay-Nothing-A guide to Health, Wealth and Prosperity In English p p 100) Gratis Post free, Apply to,

Vaidya Shastri Manishanker Govindji
Jamnager, Kathiawad

## भगवद्गीता.

ડબલ ક્રાઉન આઠ પેજી લગભગ ૮૦ ફારમ કિંમત રૂ. ૪ ચાર

રના આનાની ટીકીટ મોકલી નમુનો મગાવી તેના ઉત્તમપણાની ખાત્રી કરો

વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

જામનગર—કાઠિયાવાડ

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૪, અંક ૧૨. [ માસિક ] પૌષ, સંવત્ ૧૯૬૨.

## અસત્ય ભાવારોપણ.

( Pathetic Fallacy. )

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૮૫ થી )

આમ ફૂલની હૃદયની સ્થિતિનું સ્વરૂપ બતાવ્યું છે ત્હેમાં, જેમ મનુજસ્વભાવમાં રહેલા કુટિલતા, કપટ, ક્રૂરતા, પ્રેમશૂન્યતા, વગેરે ભાવોની સાથે વિરોધ બતાવાયછે, તેમ એ કુસુમોના અન્તઃસ્વરૂપનું ઉદ્દ્ઘાટન પણ થાયછે; એ જ કાર્ય સારવાને ચેતનવત્ ભાવના અનુભવની કલ્પના આવેછે; તે તે ભાવને અનુકૂળ તે તે સ્વરૂપનું દર્શન થાય છે, વિશેષ દર્શન નથી થતું; અને પ્રફુલ્લતા તે આનન્દનું પ્રતિબિમ્બ છે અને મ્લાનતા તે શોકનું ચિહ્ન છે, એ જ તાત્પર્ય છે; ફૂલ પરેખરાં સુખદુઃખ અનુભવે છે એમ નહિં.

"આમ મધુર રવ ગાનથી હાલેડાં એ ગાય,
સિન્ધુતટે એકાન્તમાં પર્ણકુટીની માંય;
ગર્જન્તો અટકી રહે ઘડી ઘડી સિન્ધુ મહાન,
છાનું, મધુરું, નિર્મળું સાંભળવા એ ગાન."

("ફૂગાયલી વિધવા અને હેનું માંડું બાળક" કુસુમમાળા પૃ. ૪૭-૪૮).

/ ૯૮૫૧ (૨।-

જનમંડળથી તજાયલી, અસહાય, અનાથ વિધવાને નિર્જન સિન્ધુકિનારે ઝુંપડીમાં પોતાના માંદા બાળકને હાલેડાં ગાતી અહિં જોઇયે છિયે; હેના ઉપર કોઈ પણ દયાવૃત્તિ, સમભાવ રાખનાર છે? નથી. જગતના જનમંડળમાં તો નથી. એક અનાથનો નાથ, પરમ દયાનું નિધાન, હેની તરફ ગૂઢ રીત્યે આર્દ્ર દૃષ્ટિથી જોનાર છે; એ ગૂઢ તત્ત્વ સૂચવવા સમુદ્ર 'ગર્જતો અટકી રહી સાંભળતો એ ગાન' એમ કલ્પના અહિં થઇછે. પ્રકૃતિના સ્વરૂપદ્વારા—જડ પ્રકૃતિના સ્વરૂપ દ્વારા—પરમચેતનમય પુરુષ એ સમભાવનું સ્રોત પસરાવે છે. આ મુખ્ય અને ઊંડો હેતુ આ પ્રકારની કલ્પનાનો છે. પ્રકૃતિમાં શુષ્ક રૂપે ભાવસંચલન—મનુષ્ય પ્રત્યે ભાવસંચલન—થયેલું કહેવાનો હેતુ છે જ નહિં. સમુદ્રકિનારાનું શૂન્ય એકાન્ત, તે સ્થળની વિકટ શાન્તિ, વિધવાની અસહાયતા અને હેની તરફ જનમંડલની ઉપેક્ષા—આ સર્વ સ્થિતિનું ચિત્ર બીજી કોઈ રીતે સબળ છાપવાળું થવું અશક્ય છે. એકલી હાલેડાં ગાય છે તે કોઈ નથી સાંભળતું? કોઈ નથી સાંભળતું—પણ નહિં! પેલો મહાન્ સિન્ધુ ક્ષણે ક્ષણે ગર્જતો, પણ ગર્જના અને ગર્જનાની વચમાં થોભતો, એ ગાન સાંભળે છે; આથી રસિક હૃદયને આશ્વાસન મળે છે કે વિધવા અનાથ નથી. પરમ દયામય નાથનો હાથ હેના ઉપર છે. સિન્ધુનું ગર્જનાની વચ્ચે થોભવું તે વૃત્તાન્તનું જરાક બાહ્ય સ્વરૂપ તપાસવાથી ચિત્રરેખા વધારે ઓળખી શકાશે. ખાસ તોફાની નહિં તેમ તળાવનાં સ્થિર પાણી જેવો શાન્ત નહિં, હેવો જ્યહારે સાગર હોયછે ત્યહારે હેના તરંગ ઘુઘવાટ કરીને પછડાય છે, પછી ક્ષણ બે ક્ષણ મૌનયુક્ત શાન્તિ રાખે છે, વળી પાછા પછડાઇને ઘુઘવે છે,—એ સ્વાભાવિક બનાવ દરિયાકિનારે જેણે અનુભવ્યો અને ધ્યાનથી જોયો હશે ત્હેને તરત આ કલ્પનાનું બાહ્ય સ્વરૂપ જણાઇ આવશે. એ ઘુઘવાટથી ઢંકાતું હાલેડાનું ગાન, સમુદ્રમાં વચમાં વચમાં થતા મૌનમાં રેલાતું એ હાલેડાનું ગાન,—એ ગર્જના અને એ વિધવાના ગાનનો પરસ્પર સંશ્લેષ,—એ ચિત્ર પણ આ કલ્પનાથી બાહ્યરેખા રૂપે ખડું કરવાનો હેતુ છે. ગાન સાંભળવાને સિન્ધુ વચમાં વચમાં થોભેછે એમ કલ્પનાથી જે એ ચિત્ર સબળ રીતે અંકાય છે તે બીજી રીતે થવું કાંઈ નહિંતો કઠણ છે. અને જરાક જોઇશું તો સિન્ધુને વિશે આ સાંભળવાના હેતુની ઉત્પ્રેક્ષા વ્યઙ્ગ્ય રૂપે આ કાવ્યમાં રહેલી જ છે. તો કાંઈ નહિં તો એટલાથી જ અસત્ય આરોપનું તેમ જ અતિ સત્ય ચેતનવત્ ભાવ અને કૃતિનું સાથેલાગું સમાધાન થઇ જાયછે. આ કારણોથી રા. રમણભાઇ આ કલ્પનામાં અંશતઃ 'વૃત્તિમય ભાવાભાસ' જુવે છે, તે મ્હારા નમ્ર મત પ્રમાણે ખરી સ્વરૂપપરીક્ષા નથી; તેમ રા. આણંદશંકર પ્રકૃતિમાં અક્ષરશઃ ચેતનવત્ ભાવની કલ્પના હામાં જુવે છે તે પણ યથાર્થ નથી.

ઉપરના કાવ્યમાંની કલ્પના જેવી જ, પણ કેટલીક રીત્યે ભિન્નરૂપની, કલ્પના મણિલાલ દ્વિવેદીના 'કાન્તા' નાટકમાં છે.

"મન્દ મન્દ સમીર વ્હે તરુકુંજમાં બહુ મ્હાલતો,
ગિરિ–ગહ્વરે અથડાઇં મીઠા રાગ મૃદુ આલાપતો,
વ્યોમ, તરુ, તટવિશ્વ સઘળું નાચતું પ્રતિબિમ્બમાં,
ઊંચા સુણે ગિરિવર રંગા બધું ગાન ગંભીરતાઇમાં."

આ અનુપમ સૌન્દર્યવાળા ચિત્રમાં ચોથી લીટીમાંની કલ્પનાથી પર્વતોને બધું આસપાસનું ગાન સાંભળતા કલ્પ્યા છે, હેમાં પવનનું તરુકુંજમાં મન્દ ગાન, ગુફામાં કાંઇ સબળ પણ મૃદુ ગાન, અને સરોવરમાં પ્રતિબિમ્બિત આકાશ, કિનારાનાં ઝાડ, વગેરેનું નૃત્ય,—એ સંગીતના પડછામાં શાન્ત ગમ્ભીર મૌનધારી પર્વતની સ્થિતિ બતાવવાને તેમજ આ વિજન સ્થળમાં બીજું કોઇ સાંભળનાર નથી એ તીવ્ર ભાન કરવાને હેમને એ સંગીત સાંભળતા (અને જોતા) કલ્પવાથી એ પ્રકૃતિના દેખાવનું અન્દરનું સ્વરૂપ અદ્ભુત રીતે પ્રગટ થાય છે. આ હેતુથી જ આ શ્રવણની ચેતનવત્ કૃતિની કલ્પના થાય છે, અસત્ય આરોપણ નથી. અહિં તો ભાવનું આરોપણ પણ નથી; છે તો માત્ર કુતૂહલના ભાવનું, પણ હેમાં અસત્યપણાનો પ્રસંગ જ નથી. કવિના કે પાત્રના હૃદયભાવની છાયા પાડવાનો પ્રયત્ન નથી; કાન્તા આ વર્ણન કરે છે હેના હૃદયમાં થતા કુતૂહલની છાયા વખતે હશે એમ કોઇ કહેશે; પરંતુ પર્વતાદિકની સ્થિતિનું સ્વરૂપ—એ કાન્તાના કુતૂહલથી નિરપેક્ષ જ—હેવા કુતૂહલભાવવાળું હોવું કેવળ સંભવિત જ છે, તેથી હેના હૃદયની છાયાથી સ્વતન્ત્ર જ એ ભાવકલ્પના છે. પૂર્વોક્ત 'ગર્જનો અટકી રહે ઘડી ઘડી સિન્ધુ મહાન્' એ કાવ્યમાં મનુષ્ય જોડે સમભાવનો ધ્વનિ છે તે પણ આ સ્થળે નથી; અહિં તો માનવઅંશ તદ્દન ખશી જઇ પ્રકૃતિના સ્વરૂપની સ્વતન્ત્ર સ્થિતિનું જ દર્શન છે, છતાં ચેતનવત્ ક્રિયા—શ્રવણક્રિયા—અને કુતૂહલના ભાવનો આરોપ તો છે જ; પરંતુ ઉપર અનેકવાર કહેલા કારણથી દોષમય આરોપ નથી. પ્રકૃતિના આ સ્વરૂપનું ઊંડાણ બીજી રીતે દર્શાવાય એ સંભવતું જ નથી. કવિ તે ઊંડાણનું ગ્રહણ કરી એક જ લેખનીસ્પર્શથી રસિકકલાવિધાનથી નજર આગળ ઊભું કરે છે.

હવે એક બીજા પ્રકારનું ઉદાહરણ જોઇયે.

> "ને મન્દહાસ તુજ નીરખીને ઉષાએ
> જે હાસ કીધ મૃદુ તે વિસર્યું ન જાએ."
>
> (કુસુમમાળા,—"હુનાળાના એક પ્હેરોડનું સ્મરણ.")

અહિં કાવ્યનાયિકાનું મન્દ હાસ્ય એક તરફ થયું, અને બીજી તરફ ઉષાનું મૃદુ હાસ (હાસ જેવી રંગની છાયાનું સ્વરૂપ) થયું; એ બે મૂલત: સ્વતન્ત્ર બનાવોને અરસપરસ કવિત્વકલ્પનાથી જોડ્યા છે. એ કલ્પનામાં ઉષાને કાવ્યનાયિકાનું હાસ જોઇને હસતી કલ્પી છે, તે વસ્તુત: સત્ય નથી; છતાં કવિત્વદૃષ્ટિયે અસત્ય આરોપ પણ નથી. બે સ્વતન્ત્ર બનાવોનો રસિક જોનાર—કવિ—એક જ છે અને હેના હૃદયમાં એ બંને હાસની છાપ એક બીજા સાથે અનુકૂળ રૂપે ભળેલી પડે છે, તેથી એ અન્યોન્યને પ્રતિધ્વનિ દેતાં હાસ જ જુવે છે. હામાં કવિના હૃદયની છાયાની અયોગ્ય છાપ નથી પડતી. કેમ કે એ બંને હાસની છબિનું ખરું સંશ્લિષ્ટ સ્વરૂપનું દર્શન તો આ પ્રકારની કલ્પના વડે જ થાય. નહિં તો તો નાયિકા હસી; ઉષા હસી—એમ અશ્લિષ્ટ વૃત્તાન્ત મૂકતાં રસ વચમાંથી જ ઢોળાઇ જાય; અશ્લિષ્ટ મૂકી સકાય જ એમ નથી. બંને સાથે આવતાં સંબન્ધ આપોઆપ ઊભો થાય છે, અને તે રસિક અંકોડો કવિ ઉપાડી લઇને રસિક રૂપમાં બતાવી દે છે.

" ને ઝીણી ગાલલ્હેરી રમી ત્હાં રહી જે,
ત્હેને સૂમી લીધી રસીલી ! રસે ત્યહાં મ્હેં,
તે દીઠું ઝીણી નજરે તહિં તારલાએ. "

( કુસુમમાળા—એ જ કાવ્ય. )

અહિં એકાન્તમાં થયેલા ચુમ્બનને ઝીણી નજરે તારાએ દીઠું એ કલ્પનામાં તારાને ચેતનરૂપ ક્રિયા કરતો કલ્પ્યો છે તે વસ્તુતઃ ચેતન માનીને નહિં એ ઉઘાડું જ છે; રસિક સંકેતનું જ ચેતનરૂપ કલ્પેલું છે, અને એ રીતે જ એ ચુમ્બનની ગુપ્તતા, સ્થળની એકાન્તતા, અને સમયની શાન્તતા, પ્રાદુર્ભૂત જોરથી થઈ સકે છે. જેમ પેલી વિધવાના હાલેડાના ગાનને સાંભળનાર કોઈ ન્હોતું, પણ માત્ર સિન્ધુ સાંભળતો હતો; જેમ પેલા કાન્તા નાટકમાંના વર્ણનમાં પવનનું ગાન સાંભળનાર અને પ્રતિબિમ્બજગત્‌નું નૃત્ય જોનાર કોઈ ન્હોતું; પણ માત્ર પર્વત ઊભા ઊભા સાંભળતા ને જોતા હતા; તેમ અહિં આ ચુમ્બનને જોનાર કોઈ ન્હોતું;—માત્ર, પેલો તારો એકલો છાનોમાનો જુવે છે—એમ કલ્પના છે; અને વસ્તુસ્થિતિનો ક્રમ જોતાં ચુમ્બન થયા પછી કોઈ પણ જોનાર નથી એ જ્ઞાન થતાં, નાયક–નાયિકાને તારો નથી જોતો પણ તારા ઉપર નાયકની નજર પડે છે, એ બનાવમાં જ આ તારાએ જોયાની ઉલટાવેલી કલ્પનાનું બીજ છે. અર્થાત્ વૃત્તાન્ત વગેરેનું ઊંડું ચિત્રસ્વરૂપ બ્હાર કાઢીને બતાવવાનું કાર્ય જ આ પ્રકારની ચૈતન્યકલ્પક કલ્પનાઓ કરે છે.

આમ આપણે આ પ્રશ્નને અંગે જુદાં જુદાં કાવ્યોની Kaleidoscope જેવી ઝીણી ઝીણી રંગની પરિસ્થિતિઓ જોઇ. એક જરાક કાચનો કડકો ખસ્યાથી જેમ Kaleidoscope માં રંગીન કાચના કડકાથી બનેલા ચિત્રમાં રૂપાન્તર થઈ જાય છે, તેમ કાવ્યમાંનો માનવ હૃદયનો અંશ બીજામાંથી ખસી જવાથી અથવા ત્હેમાં ભાવચ્છાયા બદલાયાથી કાવ્યમાંના ચિત્રનું—આ પ્રશ્નને અંગે—રૂપ બદલાઈ જતું આપણે જોયું. આમ ઝીણા ઝીણા રંગના ફેરફાર થાય છે ખરા; પરંતુ અસત્ય ભાવારોપણને સંબન્ધે જે સ્થૂલ વિષયવિભાગ મ્હેં આરમ્ભના ભાગમાં બતાવ્યા છે તે તો યથાવત્ જ રહે છે; હેને આ ઝીણાં પરિવર્તનો સ્પર્શ નથી કરતાં. આત્મલક્ષી કાવ્યમાં જ અસત્ય આરોપનો ખરો અવકાશ છે,—બુદ્ધિના બળને દબાવીને કવિની ક્ષણિક અશાશ્વત લાગણી અયોગ્ય સામ્રાજ્ય ચલવી પ્રકૃતિને પોતાના સ્વરૂપથી રંગે ત્યારે; આત્મલક્ષી કાવ્યમાંથી પરલક્ષી કાવ્યમાં સંક્રમણ થતાં એ આરોપણની અસત્યતાનું સ્વરૂપ બહુધા લુપ્ત જ થાય છે, જ્હાં રહે છે ત્હાં બહુ કરીને અસંભવના રૂપમાં ઉત્કટ રીતે તરી આવે છે, (અને તે જ્હારે કવિ પોતે જ પાત્રોની લાગણીઓ જોડે પ્રકૃતિને અનુચિત રીતે સમભાવવાળી કલ્પે છે ત્હારે);—આ સ્થૂલ વિષયવિભાગ સ્પષ્ટ છે એ ઉપરાંત જ્યાં પરલક્ષી કાવ્યમાં અસંભવિત બનાવોનું જ વર્ણન આવે છે—દિવ્ય પુષ્પવૃષ્ટિ જેવાં—તે તો અવાસ્તવિકતાના દોષનું જ ઉદાહરણ છે, હેમાં અસત્ય ભાવારોપણનો પ્રસંગ પણ નથી; તેમજ અદ્દ્ભુત રસનો પણ ખરો વિષય એ નથી.

જરાક બીજી રીત્યે આ વિષયભાગ અને પેટાવિભાગનું સમાલોકન કરી જઇશું તો નીચે પ્રમાણે સ્વરૂપવિભાગ ફલિત થતા જણાશેઃ—

(૧) (क) શુદ્ધ અસત્ય ભાવારોપણ:—

કવિ પોતે પોતાના વ્યક્તિગત ક્ષણિક ભાવ પ્રકૃતિમાં અયોગ્ય રીત્યે આરોપે તે. ઉદા૦—

" રે નર્મદ ! અંધારી રાત્ય,
ત્હેને મળતી ત્હારી જાત્ય,—" ઇત્યાદિ.

તેથી ભિન્ન સ્થળોમાં એ દોષ ના આવવાનો; જેનાં અનેક ઉદાહરણ પાછળ આપ્યાં છે.

(ख) કવિયે ઉત્પન્ન કરેલાં પાત્રો પોતાના હૃદયભાવના રંગથી પ્રકૃતિને રંગે તે. (આ પ્રકારમાં મનુષ્યસ્વભાવનું કવિ આલેખન કરે છે તેથી આરોપણમાંથી અસત્યત્વ દોષ નીકળી જાય છે ).

ઉદા૦—

' આજનો દહાડો લાગે ધૂંધળો,
દીસે ઝાંખો દિનકર દેવ—હો રાણાજી. "

( પ્રેમાનન્દ.—રણયજ્ઞ )

" દુખમાં સહુ આલિ આ સમે,
રવિનું તેજ પડે ઉદાસીમાં ; "

" તું વિના સુવિલાસ વસ્તુમાં,
નહિં કાંઈ પણ કાર્ય તો દીસે;
ઉગિવા પણ વ્યર્થ ચન્દ્રમા,
બહુ ફીકી નહિં ચન્દ્રિકા દિસે. "

( પૃથુરાજરાસા—સંયુક્તાનો વિલાપ. )

હામાં પ્રથમનું ઉદાહરણ કરુણ બનાવની પૂર્વની ભાવચ્છાયાનું છે,—ભાવિ દુઃખનું સૂચક છે; અને સંયુક્તા વાળું ઉદાહરણ દુઃખમય વૃત્તાન્ત પછીની ભાવની છાયાનું છે; એ ઝીણો ભેદ છે.

(૨.) અસંભવ દોષ: જ્યહાં કવિ પોતે જ પ્રકૃતિને પાત્ર જોડે સમભાવ થતી કલ્પી અસત્ય રીતે પ્રકૃતિમાં સ્વતન્ત્ર રૂપે ભાવસંચલન અને ત્હેનાં ચિહ્ન બતાવે છે.

ઉદા૦—'પૃથુરાજ રાસા' માંનો તકરારી શ્લોક—

'સુણી રોયાં વનવૃક્ષવેલિયોં'—એ વચનવાળો.

(૩) પ્રકૃતિમાં મનુષ્યના હૃદય પ્રત્યે સમભાવની ઉત્પ્રેક્ષા (વાચ્ય અથવા વ્યઙ્ગ્ય);

(વાચ્ય)—

'उग्गलिअदब्भकवला'—ઇત્યાદિ.
અહિં मुअन्ति अस्सूविअलदाओ છે ત્યાં इव શબ્દથી ઉત્પ્રેક્ષા વાચ્ય છે.

[વ્યઙ્ગ્ય)—

"ગર્જતો અટકી રહે ઘડીં ઘડીં સિન્ધુ મહાન,
ઊંડું મધુરું નિર્મળું સાંભળવા એ ગાન."

(અહિં 'સાંભળવા' એ વસ્તુસ્થિત હેતુ રૂપે હોવાથી વ્યઙ્ગ્યતા નથી એમ આગ્રહ થાય તો જુદી વાત છે.)

(૪).—કવિત્વમય ભાવિ અનર્થનું સૂચન;

ઉદા૦—

શેકસપિયરના મેકબેથ નાટકમાં ડંકનના ખૂનની રાત્રિની ભયાનકતાનું વર્ણન છે તે. તેમજ, એ બનાવની પૂર્વેનું નીચેનું વર્ણન (પાત્રના મુખમાં મૂકેલું તો ખરું જ.)

"The raven itself is hoarse
*That croaks the fatal entrance of Duncan*
Under my battlements."

"ગંભીર ઘર્ઘર રવે સરિતા કુદે છે;—ઇત્યાદિ."

(ફરી પડેલી બાળવિધવા—હૃદયવીણા.)

"આજનો દહાડો લાગે ધુંધળો ઇત્યાદિ."

(રણયજ્ઞ—પ્રેમાનન્દ).

(૫) પ્રકૃતિમાં શાશ્વત અને સામાન્યરૂપે પોતાના જ ભાવનું ઉદ્ઘાટન—

The moon doth with delight
Look round when the the heavens are bare."ઇત્યાદિ.

આ સર્વ ચર્ચા ઉપરથી જણાશે કે અસત્ય આરોપણનો દોષ સ્વીકારીશું તો કવિતા નિર્વિષય થઈ જશે એ રા. આણંદશંકરનો ભય અકારણ છે. એ પ્રકારના અસત્ય આરોપનાં સ્થળ કેટલાં મર્યાદિત છે, અને તેથી બાકીનાં સ્થળોમાં આભાસી આરોપમાં અસત્યનો અંશ નથી અને બાકીનો પ્રદેશ કેટલો વિશાળ રહે છે, તે હવે સ્પષ્ટ જણાશે તો આ ચર્ચા સફળ થઈ હું માનીશ. ખરી વાત એ છે કે સત્ય એ એક વિલક્ષણ વસ્તુ છે, હેને અનેક બાજૂઓ છે, અને એક જ બાજૂથી જોયાથી હેનું સમગ્ર દર્શન થઈ સકતું નથી; આ કારણથી કવિતાની ઉચ્ચતમ ભાવના સત્યના પ્રદર્શનમાં જ સમાતી હોવાને લીધે, અને મનુષ્યની ભાષા, અને વિચાર, પણ અમુક સંકોચને વશ હોવાને લીધે, કવિતા સત્યનું દર્શન કરાવતાં અનેક પ્રકારના રંગની છાયાઓ બતાવનાર Prism (અનેક પ્હેલવાળા કાચ) નું રૂપ ધારણ કરે છે, અને તેથી જે અસત્ય ભાવારોપણ જેવું ક્ષણવાર લાગે છે તે ખરી રીત્યે તેમ નથી હોતું; એ અસત્યનો પ્રદેશ તો કેવળ જુદો જ છે; ત્હેનો સંસર્ગ એ કવિતાના Prism ને થતાં જુદા જ અને ખોટા રંગ તરત જણાઈ આવે છે; અને તે બતાવવાનો અલ્પમતિ પ્રયત્ન આ ચર્ચામાં કર્યો છે. એ ચર્ચાથી જણાયું હશે કે પ્રકૃતિનાં સ્વરૂપો તરફ કવિની વૃત્તિમાં ખરું ભાવમય અન્તર્દર્શન જ્યહાં હોય છે ત્યહાં અસત્ય આરોપ નથી ઉત્પન્ન થતો; અસત્ય આરોપ તો ત્યહારે જ થાય છે કે જ્યહારે પ્રકૃતિના સત્ય સ્વરૂપ અને તત્ત્વને કવિની ક્ષણિક લાગણીઓ વિકારપૂર્ણ રીત્યે પોતાનો રંગ અર્પે છે, અને પ્રકૃતિ માનવને જે ખરા અને ઊંડા સંદેશા પ્હોંચાડે છે ત્હેનું સ્વરૂપ મનુષ્યની વિકારમલિન દૃષ્ટિ મચડી નાંખે છે. આટલી જ વિષય-મર્યાદા છે. નહિં તો તો પછી બધી કવિતાના પ્રદેશ ઉપર પાણી ફરી વળશે, કેમકે કવિતાનું બીજ ભાવક્ષોભમાં છે. તેમ જ આ ચર્ચાથી એ પણ જણાયું હશે કે પ્રકૃતિનો મનુષ્ય જોડે સંબન્ધ કવિ અનેક રીત્યે જુવે છે એ ખરું, પરંતુ તેટલા માટે પ્રકૃતિ સ્વતઃ ચેતનરૂપ નથી. પ્રકૃતિનું મનુષ્યના ભાવમય જગતમાં વહન તે કાંઈક મનુષ્યના પોતાના ભાવમાંથી બહિઃપ્રેરિત છે અને કાંઈક મનુષ્ય અને પ્રકૃતિ બંનેમાં પ્રવર્તનાર પરમાત્મચેતનનું પ્રેરેલું છે (પ્રકૃતિને સાધનરૂપ કરીને). આ કારણથી,

"We receive but what we give,
And in our life alone does Nature live;
Ours is her wedding garment, ours her shroud."

એમ કોલરિજ કહે છે હેનો અર્થ અક્ષરશઃ લેવાનો નથી પરંતુ કેટલીક મર્યાદા સાથે જ લેવાનો છે. એ મર્યાદાઓ ઉપરની ચર્ચામાં સૂચવાઈ ગઈ છે. અને કોલરિજ પોતે જ રસિક રીત્યે એ મર્યાદાનું ધ્વનન કરે છે. કહે છે—

"If in nature we would see
Aught of higher worth,
From the soul itself must issue forth,
A light, a glory, a fair luminous mist

Enveloping the Earth,
And from the soul itself must there be sent,
A sweet and potent voice, of its own birth,
Of all sweet sounds the life and element."

આ વચનમાં પ્રકૃતિ મનુષ્યના ચેતનરૂપની અપેક્ષા રાખે છે તે પ્રકૃતિની જડતા જ સૂચવે છે, તેમ જ પ્રકૃતિમાં જે પ્રકાશ—

The light that never was on sea or land,
The poet's consecration and the dream.

કવિ જુવે છે ત્હેના સ્થાયી શાશ્વત રૂપનું આલેખન કૅાલરિજના આ વચનમાં હોઈ, ક્ષણિકવૃત્તિની છાયા પાડવાની અસત્યતા જ સૂચવાય છે.

પરંતુ આ બતાવેલા પ્રકૃતિ અને મનુષ્યના સંબન્ધ ઉપરથી એકદમ કૂદી પડીને એમ ફલિત કરવાનું નથી કે કવિત્વમય ચૈતન્યવાદ, Poetic Pantheism, અને દૃઢ અદ્વૈત સિદ્ધાન્ત એ ત્રણની સૂક્ષ્મ વિભાજક મર્યાદાઓનો લોપ થઈ ત્રણેની એકત્રતા કરાય છે. પ્રત્યેકના વિષય જુદા જુદા છે. કવિત્વમય ચૈતન્યવાદની વિષયમર્યાદા ઉપરની ચર્ચામાં જણાઈ હશે જ; સમુદ્રમાં શાન્તિ, ગામ્ભીર્ય, વગેરે ભાવનું દર્શન જડ ગુણોને અનુલક્ષતું નથી, પરંતુ કવિનું હૃદય એ ચૈતન્યમય ભાવનાનાં પ્રતિબિમ્બ એ સ્વરૂપોમાં જુવે છે, અથવા તો એ સ્વરૂપો એ ભાવનાનું સૂચન કવિને કરે છે, એ આ કવિત્વમય ચૈતન્યવાદનું સ્વરૂપ છે. આ ભાવનાના સ્વરૂપ જોડે વાસ્તવિકતાનો સિદ્ધાન્ત ઘટાવવાને માટે રા. આણંદશંકરને એક જ માર્ગ જડે છે, અદ્વૈતવાદનો માર્ગ. પરંતુ ઉપર એ ચૈતન્યવાદનું સ્વરૂપ બતાવ્યું તે ઉપરથી જણાશે કે વાસ્તવિકતાના સિદ્ધાન્ત જોડે એ વાદને કોઇ પણ પ્રકારે પ્રતિકૂલ આઘાત થતો નથી. इत्यलम्.

અમદાવાદ
તા. ૧૧-૮-૦૫

નરસિંહરાવ ભોળાનાથ.

# રેડિઅમ—રહસ્ય.

ઈ. સ. ૧૮૯૫ માં એટલે આજથી આશરે દશ વર્ષ ઉપર સર **વીલ્યમ** ક્રુકસની ઉદ્રિક્ત નળિકાના પ્રયોગ કરતાં પ્રો. રોન્ટજનને પોતાના પ્રયોગશાળામાંની કાગળમાં વીંટાળેલી સઘળી ફોટોગ્રાફીક પ્લેટો શ્યામ પડી ગયલી માલમ પડી. આ પ્રયોગો એઉએ વારંવાર કર્યા. અને દર વખતે આનું આ જ પરિણામ આવ્યું. તે ઉપરથી એઉને એવો નિશ્ચય થયા કે આ નળીકામાંથી કોઈ નવીન જાતનો રશ્મિ નીકળતો હોવો જોઇએ. અને તે રશ્મિમાં કાગળની આરપાર થઇને જવાનો ગુણ હોવો જોઇએ. ત્યાર પછી એ સંબંધી એઉએ ઘણા જૂદા જૂદા પ્રયોગો કર્યા અને તે પ્રયોગોને પરિણામે એઉને માલમ પડ્યું કે આ રશ્મિઓ ઘણાખરા પદાર્થમાં થઇને જઈ શકે છે, અને ભારે પદાર્થો કરતાં હલકા પદાર્થમાંથી તે વધારે સુગમતાથી જાય છે. જ્યારે આ નવીન અને ચમત્કારક શોધ પ્રો. રોન્ટજને પ્રસિદ્ધ કીધી ત્યારે યુરોપ અને અમેરિકામાં ઘણોજ ખળભળાટ થઈ રહ્યો. કારણ અપારદર્શક પદાર્થોમાં થઇને રશ્મિઓ જઈ શકે એ આજ સુધી અસંભવિત લાગતું હતું. આ શોધ થયા પછી ફ્રાન્સના મહાન ગણિતશાસ્ત્રી **પોઈનકારને** એમ લાગ્યું કે જેમ આ પર પ્રકાશિત નળીમાંથી આવી વિલક્ષણ રશ્મિ નીકળે છે તેમ બીજા પણ એવીજ રીતે પ્રકાશિત થનારા અને પ્રકાશ કરનારા પદાર્થોમાંથી એવા રશ્મિઓ નીકળવા જોઇએ. આ વાતની એઉએ ત્યાંના જડપદાર્થ-શાસ્ત્રવેત્તા મરહુ. હેન્રી **બીકરલને** સૂચના કરી અને તેઉએ યુરેનીઅમ નામની ધાતુની રાસાયનિક માત્રા વડે કેટલાક પ્રયોગો કર્યા. આ માત્રાઓમાં એવો ગુણ છે કે જો એને થોડોક વખત સૂર્યના તેજમાં રાખી પછી અંધારામાં લઈ જઇએ તો તેમાંથી કેટલોક વખત સુધી આપો આપ તેજ નીકળ્યા કરે છે. આ પ્રયોગોના પરિણામે એઉએ ઈ. સ. ૧૮૯૬ માં એવું શોધી કાઢ્યું કે આ માત્રા જો કાગળથી વીંટાળેલી ફોટોગ્રાફિક પ્લેટ આગળ રાખીએ તો તેના પર ક્રુકસની નળિકાના રશ્મિઓના જેવી અસર થાય છે. **બીકરલની** આ શોધ પછી મેડમ કુરીએ એકે એક તત્ત્વનું ઘણીજ સૂક્ષ્મ રીતે પરીક્ષણ કીધું, અને એ પરીક્ષણને પરિણામે તેઓને માલમ પડ્યું કે આ ગુણ એટલે રશ્મિજનક ગુણ યુરેનીઅમમાં છે એટલુંજ નહિં પણ આવો જ ગુણ થોરીઅમ નામની ધાતુમાં પણ છે. અને તેની સાથે એઉને એમ પણ માલમ પડ્યું કે આનો આ જ ગુણ જે કાચી ધાતુમાંથી યુરેનીઅમ કાઢવામાં આવે છે તેનામાં પણ છે અને તેનામાં એ ગુણ યુરેનીઅમ કરતાં પણ ચાર ગણો વધારે છે. આથી તેમને એમ લાગ્યું કે આ કાચી ધાતુમાં યુરેનીઅમ શીવાય કોઈ બીજી એનાથી પણ ઉત્કૃષ્ટ ગુણ ધરાવનારી ધાતુ હોવી જોઇએ. રાસાયનિક પ્રયોગોથી શોધ કરતાં આ તર્ક ખરો પડયો. અને આખરે તેઉને ઈ. સ. ૧૯૦૦ માં તે કાચી ધાતુમાંથી યુરેનીઅમ કરતાં પણ દશ લાખ ગણી વધારે શક્તિ ધરાવનારી ધાતુ હાથ લાગી. આ ધાતુનું તેઉએ **રેડિયમ** નામ પાડ્યું. યુરેનીઅમ, થોરીઅમ અને રેડીઅમ શીવાય એનીએજ કાચી ધાતુમાંથી આનો આ જ ગુણ ધરાવનારી બીજી બે ધાતુઓ નીકળે છે, અને તે એને પોલોનિયમ અને એક્ટિનીઅમ કહે છે. ટુંકામા યુરેનિયમ, થોરીઅમ, રેડીઅમ, પોલોનિયમ અને એક્ટિનિયમમાંથી સ્વતંત્ર રીતે કોઇ પણ પ્રકારના પ્રકાશની સહાયતા વિના રશ્મિઓ નીકળે છે. આ પાંચે ધાતુઓ કેટલાક ગુણોમ

Enveloping the Earth,
And from the soul itself must there be sent,
A sweet and potent voice, of its own birth,
Of all sweet sounds the life and element."

આ વચનમાં પ્રકૃતિ મનુષ્યના ચેતનરૂપની અપેક્ષા રાખે છે તે પ્રકૃતિની જડતા જ સૂચવે છે, તેમ જ પ્રકૃતિમાં જે પ્રકાશ—

The light that never was on sea or land,
The poet's consecration and the dream.

કવિ જુવે છે ત્હેના સ્થાયી શાશ્વત રૂપનું આલેખન કોલરિજના આ વચનમાં હોઇ, ક્ષણિકવૃત્તિની છાયા પાડવાની અસત્યતા જ સૂચવાય છે.

પરંતુ આ બતાવેલા પ્રકૃતિ અને મનુષ્યના સંબન્ધ ઉપરથી એકદમ કૂદી પડીને એમ ફલિત કરવાનું નથી કે કવિત્વમય ચૈતન્યવાદ, Poetic Pantheism, અને દૃઢ અદ્વૈત સિદ્ધાન્ત એ ત્રણની સૂક્ષ્મ વિભાજક મર્યાદાઓનો લોપ થઈ ત્રણેની એકત્રતા કરાય છે. પ્રત્યેકના વિષય જુદા જુદા છે. કવિત્વમય ચૈતન્યવાદની વિષયમર્યાદા ઉપરની ચર્ચામાં જણાઈ હશે જ; સમુદ્રમાં શાન્તિ, ગામ્ભીર્ય, વગેરે ભાવનું દર્શન જડ ગુણોને અનુસરતું નથી, પરંતુ કવિનું હૃદય એ ચૈતન્યમય ભાવનાનાં પ્રતિબિમ્બ એ સ્વરૂપોમાં જુવે છે, અથવા તો એ સ્વરૂપો એ ભાવનાનું સૂચન કવિને કરે છે, એ આ કવિત્વમય ચૈતન્યવાદનું સ્વરૂપ છે. આ ભાવનાના સ્વરૂપ જોડે વાસ્તવિકતાનો સિદ્ધાન્ત ઘટાવવાને માટે રા. આણંદશંકરને એક જ માર્ગ જડે છે, અદ્વૈતવાદનો માર્ગ. પરંતુ ઉપર એ ચૈતન્યવાદનું સ્વરૂપ બતાવ્યું તે ઉપરથી જણાશે કે વાસ્તવિકતાના સિદ્ધાન્ત જોડે એ વાદને કોઇ પણ પ્રકારે પ્રતિકૂલ આઘાત થતો નથી. इत्यलम्.

અમદાવાદ
તા. ૧૧-૮-૦૫

નરસિંહરાવ ભોળાનાથ.

# રેડિઅમ—રહસ્ય.

ઈ. સ. ૧૮૯૫ માં એટલે આજથી આશરે દશ વર્ષ ઉપર સર **વીલ્યમ** ક્રુકસની ઉદ્દિક્ત નળિકાના પ્રયોગ કરતાં પ્રો. રૅાન્ટજનને પોતાના પ્રયોગશાળામાંની કાગળમાં વીંટાળેલી સઘળી ફોટોગ્રાફીક પ્લેટો શ્યામ પડી ગયલી માલમ પડી. આ પ્રયોગો એઉએ વારંવાર કર્યા, અને દર વખતે આનું આ જ પરિણામ આવ્યું. તે ઉપરથી એઉને એવો નિશ્ચય થયા કે આ નળીકામાંથી કોઈ નવીન જાતનો રશ્મિ નીકળતો હોવો જોઇએ. અને તે રશ્મિમાં કાગળની આરપાર થઇને જવાનો ગુણ હોવો જોઇએ. ત્યાર પછી એ સંબંધી એઉએ ઘણા જૂદા જૂદા પ્રયોગો કર્યા અને તે પ્રયોગોને પરિણામે એઉને માલમ પડ્યું કે આ રશ્મિઓ ઘણાખરા પદાર્થમાં થઇને જઈ શકે છે, અને ભારે પદાર્થો કરતાં હલકા પદાર્થમાંથી તે વધારે સુગમતાથી જાય છે. જ્યારે આ નવીન અને ચમત્કારક શોધ પ્રો. રૅાન્ટજને પ્રસિદ્ધ કીધી ત્યારે યુરોપ અને અમેરિકામાં ઘણોજ ખળભળાટ થઈ રહેલો. કારણ અપારદર્શક પદાર્થોમાં થઇને રશ્મિઓ જઈ શકે એ આજ સુધી અસંભવિત લાગતું હતું. આ શોધ થયા પછી ફ્રાન્સના મહાન ગણિતશાસ્ત્રી **પોઈનકાર**ને એમ લાગ્યું કે જેમ આ પર પ્રકાશિત નળીમાંથી આવી વિલક્ષણ રશ્મિ નીકળે છે તેમ બીજા પણ એવીજ રીતે પ્રકાશિત થનારા અને પ્રકાશ કરનારા પદાર્થોમાંથી એવા રશ્મિઓ નીકળવા જોઇએ. આ વાતની એઉએ ત્યાંના જડપદાર્થ—શાસ્ત્રવેત્તા મશ્યુ. હેન્રી **બીકરલ**ને સૂચના કરી અને તેઉએ યુરેનીઅમ નામની ધાતુની રાસાયનિક માત્રા વડે કેટલાક પ્રયોગો કર્યા. આ માત્રાઓમાં એવો ગુણ છે કે જો એને થોડોક વખત સૂર્યના તેજમાં રાખ્યા પછી અંધારામાં લઈ જઇએ તો તેમાંથી કેટલોક વખત સુધી આપો આપ તેજ નીકળ્યા કરે છે. આ પ્રયોગોના પરિણામે એઉએ ઈ. સ. ૧૮૯૬ માં એવું શોધી કાઢ્યું કે આ માત્રા જો કાગળથી વીંટાળેલી ફોટોગ્રાફિક પ્લેટ આગળ રાખીએ તો તેના પર ક્રુકસની નળિકાના રશ્મિઓના જેવી અસર થાય છે. **બીકરલ**ની આ શોધ પછી મેડમ ક્યુરીએ એકે એક તત્ત્વનું ઘણીજ સૂક્ષ્મ રીતે પરીક્ષણ કીધું, અને એ પરીક્ષણને પરિણામે તેઓને માલમ પડ્યું કે આ ગુણ એટલે રશ્મિજનક ગુણ યુરેનીઅમમાં છે એટલુંજ નહિં પણ આવો જ ગુણ થોરીઅમ નામની ધાતુમાં પણ છે. અને તેની સાથે એઉને એમ પણ માલમ પડ્યું કે આનો આ જ ગુણ જે કાચી ધાતુમાંથી યુરેનીઅમ કાઢવામાં આવે છે તેનામાં પણ છે અને તેનામાં એ ગુણ યુરેનીઅમ કરતાં પણ ચાર ગણો વધારે છે. આથી તેમને એમ લાગ્યું કે આ કાચી ધાતુમાં યુરેનીઅમ શીવાય કોઈ બીજી એનાથી પણ ઉત્કૃષ્ટ ગુણ ધરાવનારી ધાતુ હોવી જોઇએ. રાસાયનિક પ્રયોગોથી શોધ કરતાં આ તર્ક ખરો પડ્યો. અને આખરે તેઉને ઈ. સ. ૧૯૦૦ માં તે કાચી ધાતુમાંથી યુરેનીઅમ કરતાં પણ દશ લાખ ગણી વધારે શક્તિ ધરાવનારી ધાતુ હાથ લાગી. આ ધાતુનું તેઉએ **રેડિયમ** નામ પાડ્યું. યુરેનીઅમ, થોરીઅમ અને રેડીઅમ શીવાય એનીએજ કાચી ધાતુમાંથી આનો આ જ ગુણ ધરાવનારી બીજી બે ધાતુઓ નીકળે છે, અને તે બેને પોલોનિયમ અને એક્ટિનીઅમ કહે છે. ટુંકામા યુરેનિયમ, થોરીઅમ, રેડીઅમ, પોલોનિયમ અને એક્ટિનિયમમાંથી સ્વતંત્ર રીતે કોઇપણ પ્રકારના પ્રકાશની સહાયતા વિના રશ્મિઓ નીકળે છે. આ પાંચે ધાતુઓ કેટલાક ગુણોમ

એક એકને મળતી આવે છે અને કેટલાંક ગુણોમાં જુદી પડે છે, પણ સઘળી ધાતુમાં કેટલેક અંશે સમાનપણું છે, અને એ સમાનપણાને લીધે તેઓને એક વર્ગમાં દાખલ કરવામાં આવ્યા છે અને આ બધી ધાતુઓને રશ્મિજનક ( Radio-active ) ધાતુઓ કહે છે.

આ ધાતુઓમાંથી નીકળતા રશ્મિઓ ફોટોગ્રાફિક પ્લેટને શ્યામ કરે છે, વાતાવરણને વિદ્યુત્વાહક બનાવે છે, અને કેટલાક પદાર્થને પ્રકાશિત કરે છે, અને તેથી આ રશ્મિઓનું અસ્તિત્વ જાણવાને આ ત્રણમાંથી કોઇએક ગુણનો આશ્રય કરવામાં આવે છે. પણ મુખ્યત્વે કરીને બીજાનોજ ઉપયોગ થાય છે.

રેડિયમ-ગોત્રની ધાતુઓમાં રેડિયમે જગતને જેટલો મોહ ઉપજાવ્યો છે તેટલો બીજી કોઈ ધાતુએ ઉપજાવ્યો નથી, અને તેનું મુખ્ય કારણ એજ છે કે એના આવિર્ભાવો કાંઈક વિલક્ષણ અને મનોરંજક છે. સામાન્ય રીતે સઘળી શાસ્ત્રીય શોધોની સઘળી મનુષ્ય જાતિને ખબર હોતી નથી તથા તે તરફ સઘળાનું લક્ષ પણ જતું નથી; પણ જ્યારે તે શોધથી કાંઈક ફાયદો થવાનો સંભવ લાગે છે અથવા તે શોધ ઇન્દ્રિયોને તૃપ્ત કરે છે ત્યારે તે શોધમાં આખું જગત્ ભાગ લે છે. રેડિયમને પણ આ જ નિયમ લાગુ પડે છે; અને તેમાં વિશેષ વાત એ છે કે રેડિયમનો ઉષ્ણુતોત્પાદક ગુણ જ્યારે મસ્યુ કુરીએ શોધી કાઢ્યો ત્યારે લન્ડનના અગ્રગણ્ય વર્તમાન પત્ર ( The Times ) માં એ વાત પ્રસિદ્ધ થઈ અને આ વિલક્ષણ ગુણથી સર્વેનું ધ્યાન તે તરફ ખેંચાયું. અને તેને લીધે પણ આજે સામાન્ય લોકો રશ્મિજનક પદાર્થો તરફ જેમ બીજી શાસ્ત્રીય શોધ તરફ દુર્લક્ષ કરે છે તેમ કરતા જણાતા નથી. આ ધાતુ પીચબ્લેન્ડ નામની કાચી ધાતુમાંથી કેટલીક રાસાયનિક ક્રિયાથી જુદી પાડવામાં આવે છે. અને તેમ કરતાં કેટલી અથાગ મહેનત તથા કેટલો ખર્ચ થતો હશે તે કહેવા કરતાં એટલુંજ કહેવું બસ છે કે ત્રણ ખાંડી પીચબ્લેન્ડમાંથી ફક્ત વાલ બે વાલ રેડીઅમ નીકળે છે, અને આ ધાતુની આટલી અછત છે તો તે સુવર્ણ કરતાં પણ હજારો ગણું મોંઘુ પડે છે એ તો કહેવાની પણ જરૂર નથી.

પોલોનીઅમ શીવાય બાકીની ધાતુઓમાંથી નીકળતા રશ્મિઓ ત્રણ પ્રકારના છે, અને તેને આલ્ફા (અ) બીટા (બ) અને ગામા (ક) રશ્મિ કહે છે. આમાંની આલ્ફા રશ્મિઓ એલ્યુમિની અમ ધાતુના $\frac{1}{2500}$ ઈંચ જેટલી જાડાઇના ચાર પત્રાંથી શોષાઈ જાય છે, અને બીટા રશ્મિ તો એવાં પચ્ચીશ પત્રામાં થઇને પણ જઈ શકે છે. અને આ પચ્ચીશ પત્રાંથી તેમાંના ફક્ત અર્ધ ભાગનુંજ શોષણ થાય છે. ગામા રશ્મિઓથી પણ વધારે પત્રામાં થઇને જઇ શકે છે અને જ્યારે આલ્ફા અને બીટા રશ્મિઓ સીસામાં થઇને બીલકુલ જઈ શકતા નથી ત્યારે આ ગામારશ્મિઓ તો સીસા જેવી ભારે ધાતુમાં થઇને પણ આરપાર નીકળી શકે છે.

આમાંના આલ્ફા અને બીટા રશ્મિઓ તેજ-રશ્મિઓ જેવા નથી પણ તેજરશ્મિ અને આ રશ્મિમાં આટલો ભેદ છે. તેજરશ્મિ તરંગમય છે અને આ રશ્મિઓ દ્રવ્યમય

છે. આલ્ફારશ્મિદ્રવ્ય અધિક ( positive ) વિદ્યુતયુક્ત છે, અને બીટારશ્મિદ્રવ્ય ન્યૂન (negative) વિદ્યુતયુક્ત છે. આલ્ફારશ્મિદ્રવ્યના પરમાણુનું મહત્ત્વ બીટારશ્મિદ્રવ્યના પરમાણુના મહત્ત્વ કરતાં બે હજારગણું વધારે છે. બીટારશ્મિના પરમાણુનો વેગ તેજના વેગથી રહેજજ ઓછો છે એટલે બીટારશ્મિ–દ્રવ્યના પરમાણુ એક સેકંડે એક લાખ માઇલની ગતિ કરે છે. આલ્ફાના પરમાણુઓનો વેગ આના કરતાં ઘણો ઓછો છે અને તે દર સેકંડે અઢાર હજાર માઇલ ચાલે છે. ગામારશ્મિઓ આ બેથી તેમજ સાધારણ તેજરશ્મિથી કાંઇક વિલક્ષણ પ્રકારની છે. એ દ્રવ્યમય નથી, તેમ તેજ–તરંગમય નથી પણ એ તેજને વધારે મળતી આવે છે. આ ત્રણે રશ્મિઓથી કેટલાક પદાર્થો પ્રકાશિત થાય છે. આ ત્રણે ફોટોગ્રાફિક પ્લેટને શ્યામ કરે છે અને વાતાવરણને વિદ્યુતવાહક બનાવે છે.

ઉપર વર્ણવેલી ત્રણ જાતના રશ્મિ શિવાય કેટલાક રશ્મિજનક તત્ત્વોમાંથી એક જાતનો વાયુ નીકળે છે, અને તે વાયુમાંથી પણ આલ્ફારશ્મિઓ નીકળે છે. પણ એ બન્નેના વેગમાં ઘણો અંતર છે. આ વાયુ 'Emanation' (સ્ફુરણ)ને નામે ઓળખાય છે. બધા રશ્મિજનક તત્ત્વોમાંથી આવો વાયુ નીકળતો નથી. રેડિયમ, થોરીઅમ, અને એક્ટિનીઅમમાંથી નીકળે છે, પણ યુરેનીઅમ અને પોલોનીઅમમાંથી નીકળતો નથી. વળી આ વાયુમાં એવો ગુણ છે કે તેને જે પદાર્થ જોડે સ્પર્શ થાય છે તે પદાર્થને પણ તે રશ્મિજનક બનાવે છે. અને આ ગુણ કાંઇક પારસમણિના ગુણનુ સ્મરણ કરાવે છે. આ રશ્મિજનક વાયુ રેડીઅમ વગેરે પદાર્થોની દરેક સ્થિતિમાં નીકળતો નથી. દૃષ્ટાંત તરીકે જ્યારે રેડીઅમ ઘનસ્થિતિમાં હોય છે ત્યારે સામાન્ય ઉષ્ણ–માને ( temperature ) તે નીકળી શકતો નથી. પણ જ્યારે તેને ખુબ તપાવીને લાલચોળ કરવામાં આવે છે ત્યારેજ નીકળે છે. વળી રેડીઅમને જો પાણીમાં ઓગાળી નાંખવામાં આવે છે તો તે ઘણો સ્હેલાઇથી નીકળી શકે છે, અને જ્યારે આ રેડીઅમના પાણીને ઉકાળવામાં આવે છે ત્યારે તેમાંથી બધો વાયુ નીકળી જાય છે. બધો વાયુ નીકળી ગયા પછી રેડીઅમની રશ્મિજનક શક્તિનો ઘણોજ હ્રાસ થયલો માલુમ પડે છે, અને રેડીઅમને પોતાની મૂળ સ્થિતિપર આવતાં ઘણો વખત લાગે છે.

આ વાયુમાંથી પણ આલ્ફા રશ્મિઓ નીકળે છે, અને આલ્ફા રશ્મિઓ નીકળ્યા પછી જે રહે છે તેને emanation=સ્ફુરણ કહે છે. આ emanation માંથી પાછા નવા આલ્ફારશ્મિ નીકળવા માંડે છે અને તેની સાથે એક બીજો નવો વાયુ પેદા થાય છે આ બીજો વાયુ પણ અસ્થિર અવસ્થામાં હોય છે. અને તેથી એ બદલાઇને વળી ત્રીજો વાયુ થાય છે. આ ત્રીજા વાયુમાંથી આલ્ફા, બીટા, અને ગામા એ ત્રણે જાતના રશ્મિઓ નીકળે છે, અને તેથી તેનું નવું પરિણામ થાય છે. અને આ તેની ચોથી અવસ્થા છે. આ ચોથી અવસ્થાવાળા પદાર્થમાંથી આલ્ફા અને બીટા રશ્મિઓ નીકળે છે. અને એ રશ્મિઓ નીકળી રહ્યા પછી કાંઇક નવોજ પદાર્થ શેષ રહે છે. આ પદાર્થમાં કાંઈ વિકાર થાય છે કે નહિં તે હજી જણાયું નથી. રેડીઅમના આ બધાં વિલક્ષણ ગુણ શીવાય પણ એક બીજો અતિ વિલક્ષણ ગુણ છે. પદાર્થ માત્રનું ઉષ્ણમાન સામાન્ય રીતે તેની આસપાસના વાતાવરણના ઉષ્ણમાન જેટલું હોય છે પણ રેડીયમનું ઉષ્ણમાન વાતાવરણના ઉષ્ણમાન કરતાં હમેશાં દોઢ અંશ વધારે જ હોય છે. એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે રેડીઅમમાં પોતાની મેળે ઉષ્ણતા ઉત્પન્ન કરવાનો અત્યાર સુધી નહિ જણાયલો. અસાધારણ ગુણ છે.

રશ્મિજનક શક્તિ ફક્ત રેડીઅમ–ગોત્રની ધાતુઓમાં જ છે એમ નથી. આવી શક્તિ વરસાદના પાણીમાં, કેટલાંક કુવા નદી અને તળાવના પાણીમાં, કેટલીક જગ્યાની માટીમાં, કેટલીક ગુફાઓમાંના વાતાવરણમાં, અને કેટલાક અનાજના લોટમાં પણ માલમ પડે છે, અને તે ઘણું કરીને સર્વ પદાર્થોમાં ન્યૂનાધિક પ્રમાણુંમાં હોય છે.

રેડીઅમની રશ્મિજનક શક્તિથી કેટલાક રાસાયનિક પરિણામો નીપજે છે: પાણીનું સ્વતઃ પૃથક્કરણ થાય છે, ઑક્સીજન બદલાઇને ઓઝોન થઈ જાય છે, સફેદ ફૉસ્ફરસનો લાલ ફૉસ્ફરસ બને છે, આયોડોફૉર્મમાંથી આયોડીન જુદું પડે છે, અને જે કાચની શીશીમ રેડીઅમને ભરી મૂક્યું હોય છે, તે શીશીનો પણ રંગ બદલાઈ જાય છે.

રેડીઅમને ચામડીની પાસે રાખવાથી મોટા મોટા ફોલ્લાઓ પડે છે. અને તે ફોલ્લાઓ જલ્દીથી રૂઝાતા નથી. આંખની પાસે રાખવાથી દૃષ્ટિને અંકુશિત કરે છે. કેટલાક સૂક્ષ્મ જંતુઓને તેની પાસે રાખવાથી તે જંતુઓનો તે પ્રાણ લે છે. એ પદાર્થ—સ્વયંપ્રકાશ—છે, તેમજ કેટલાક પદાર્થ એની પાસે રાખવાથી પ્રકાશમાન થાય છે. આથી એમ ધારવામાં આવે છે કે એક એવો દહાડો પણ આવશે કે જ્યારે રેડીઅમના દીવા સાધારણ થશે. અને આપણને અત્યાર સુધી જે મુશ્કેલી નડતી હતી તે દૂર થશે. અત્યાર સુધી આપણે પ્રકાશને સારૂ જે જે યુક્તિઓ કરી છે તે બધામાં પ્રકાશની સાથે ઉષ્ણતા હોય છે. આ ઉષ્ણતાનો લેશ માત્ર પણ ઉપયોગ નથી પણ લાચારીથી એવા દીવા આપણને કબુલ કરવા પડે છે. રેડીઅમના દીવાથી ઉષ્ણતારહિત પ્રકાશ મળવાની આશા છે.

રશ્મિજનક પદાર્થના ઉપર વર્ણન કરેલા ગુણો બીજા બધા પદાર્થના ગુણો કરતાં વિલક્ષણ છે એમ તો સર્વ કોઈના લક્ષમાં આવ્યું હશે. હવે આ વિલક્ષણતાનું શું કારણ છે, એ બાબત શું શું મીમાંસા થઈ છે, અને આખરે શું નિર્ણય થયો છે, તેનું સંક્ષેપમાં વર્ણન કરી આ લેખ પુરો કરીશું.

દરેક રશ્મિજનક પદાર્થમાં કાંઇક ધીમી પણ સ્વેચ્છાનુસાર વિક્રિયા થયા કરે છે. તે પદાર્થોનો ધીમે ધીમે લય થઈ કાંઇક નવો જ પદાર્થ થાય છે એમ ઉપર આપણે કહી ગયા છીએ. આ ઉપરથી પદાર્થની ઉત્ક્રાન્તિનું કાંઇક દર્શન થાય છે. અત્યાર સુધી એમ મનાતું આવ્યું છે કે પરમાણુનું પૃથક્કરણ થઈ શકતું નથી, અને આપણને જે આશરે સીત્તેર તત્ત્વનું જ્ઞાન છે તે દરેક તત્ત્વના પરમાણુ એક એકથી ગુણ અને સ્વભાવમાં ભિન્ન છે. પણ રશ્મિજનક પદાર્થના ઉપર વર્ણવેલા આવિર્ભાવોથી આ સિદ્ધાંતનો ત્યાગ થયા જેવું થયું છે, અને જડ પદાર્થની ઉત્ક્રાન્તિનો એક નવો જ સિદ્ધાંત દૃષ્ટિગોચર થાય છે. રેડીયમમાંથી મૂળ આલ્ફારશ્મિઓ નીકળે છે. આ આલ્ફા-રશ્મિઓ રેડીઅમના પરમાણુનો એક ભાગ છે. આલ્ફારશ્મિના આવી રીતે છુટા પડવાથી પરમાણુના બાકી રહેલા ભાગની રચના બદલાય છે. અને તેનો નવો વાયુ બને છે. આ વાયુમાંથી બીજા આલ્ફા પરમાણુઓ નીકળે છે એટલે બાકી રહેલાનો કાંઈ નવો જ પદાર્થ બને છે. આ પણ ઘણી જ અસ્થિર અવસ્થામાં હોવાને લીધે એમાંથી પણ આલ્ફા પરમાણુ નીકળવા માંડે છે.

અને આ પ્રમાણે કેટલાક આલ્ફા પરમાણુ નીકળ્યા પછી અને એ પરમાણુની રચનામાં કેટલાક ફેરફાર થયા પછી અંતે કોઈ નવો જ પદાર્થ બાકી રહે છે. આ નવો પદાર્થ શું હશે એ કહી શકાતું નથી. કારણ કે જે વાયુના ફેરફારથી આ પદાર્થ બને છે તે વાયુ હજી ઘણા જ ઓછા પ્રમાણમાં મળી શકે છે. પણ એમ ધારવામાં આવે છે કે વખતે તે હીલ્યમ હોઈ શકે. (હીલ્યમ એક વાયુ છે.) રેડીયમમાંથી નીકળતા વાયુને થોડા દિવસ રાખી મુકવાથી તેમાં હીલ્યમનું અસ્તિત્વ માલમ પડે છે. અને તે ઉપરથી એમ લાગે છે કે સઘળા ફેરફાર થઈ રહ્યા પછી હીલ્યમ બાકી રહેતું હશે. અથવા તે કોઈ નવો જ પદાર્થ હોઈ શકે અને રેડીયમમાંથી નીકળતા આલ્ફા પરમાણુઓ હીલ્યમના પરમાણુઓ હોઈ શકે. કારણ જે આલ્ફા પરમાણુ નીકળે છે તેનું વજન અને હીલ્યમના પરમાણુનું વજન સરખું છે. તેથી એવી પણ ધારણા બાંધવામાં આવી છે કે આલ્ફા પરમાણુ અધિક વિદ્યુત્યુક્ત હીલ્યમના જ પરમાણુ છે. ગમે તેમ હોય પણ રેડીયમમાંથી હીલ્યમની ઉત્પત્તિ થાય છે એ વાતની તો કાંઈ શંકા જ નથી. આ એક જાતનો સ્વાભાવિક કીમીઓ છે. આવો કીમીઓ આપણે કોઈ પણ રીતે કરી શકીએ એવું હાલ નથી. કારણ રાસાયનિક ક્રિયાથી અથવા ઉષ્ણતા તેજ વિગેરે બીજી ક્રિયાઓથી અણુની રચનામાં ફેરફાર થઈ શકે છે, પણ પરમાણુની રચનામાં ફેરફાર થઈ શકતો નથી. તેમ છતાં પણ કીમીઆને આપણે અત્યાર સુધી અસંભાવિત ધારી જેટલો હાસ્યપાત્ર ગણતા હતા તેટલો તે હાસ્યને પાત્ર નથી એમ સિદ્ધ થાય છે.

જે જે વિકારોનું આપણે વર્ણન કર્યું તે વિકારો રશ્મિજનક પદાર્થના દરેક પરમાણુમાં થતાં નથી. પણ તેમાંના ફક્ત કેટલાક પરમાણુમાં જ થાય છે. અને આ વિકાર પામતાં પરમાણુનું પ્રમાણ સમસ્ત પરમાણુની સંખ્યા પર આધાર રાખે છે. દૃષ્ટાંત તરીકે આપણે એક શેર રેડીઅમ લઈએ તો એક વર્ષમાં તેમાંના ફક્ત ૪૪૦૦૦ મા ભાગમાં આ પ્રમાણે વિક્રિયા થાય છે. આ ગણત્રી પરથી એમ માલમ પડે છે કે એક શેર રેડીઅમ ને અર્ધો શેર થતાં પંદરસેં વરસ લાગે છે, અને દશ હજાર વર્ષ પછી તો તેનો સોમો ભાગ જ બાકી રહે છે. (યુરેનીઅમ અને થોરીઅમના લયની ગતિ ઘણી મંદ છે, અને એ દરેકનો સોમો ભાગ બાકી રહેવાને થવી જોઇતી વિક્રિયાનો કાળ દશ અબજ વર્ષનો ગણવામાં આવ્યો છે!) રેડીઅમની વિક્રિયાનો વેગ ઘણો જ ત્વરાવાળો છે. અને તેથી ત્રીસથી પચાસ હજાર વર્ષ પછી એનો દશ લાખમો ભાગ પણ બાકી રહેતો નથી. રેડીઅમની આટલા ટુંકા આયુષ્યઅવધિ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે આજે જગતમાં જે રેડીઅમ છે તે આજથી પચાસ હજાર વર્ષ પછી ફક્ત નામશેષ થઈ જશે, અને જો બીજી કોઈ રીતે રેડીઅમની ઉત્પત્તિ ન થતી હોય તો, અને પરમાણુવાદ પ્રમાણે સર્વ તત્ત્વો હમેશા કોઈ પણ વિકાર પામ્યા વિના પોતાના મૂળ સ્વરૂપમાં રહેતા હોય તો, પૃથ્વીને અથવા તો આખા વિશ્વને અસ્તિત્વમાં આવ્યાને ફક્ત પચાસ હજાર વર્ષ જ થયાં હોવાં જોઈએ. પણ પૃથ્વીને સજીવ પદાર્થને વસવા યોગ્ય થયાને આજે કરોડો વર્ષ થયાં છે (તેનો વિચાર આપણે આગળ કરીશું) તો પછી પૃથ્વીને અસ્તિત્વમાં આવ્યાને ફક્ત પચાસ હજાર વર્ષ થયાં એમ તો શી રીતે કહેવાય? આ ઉપરથી આપણે એક જ સિદ્ધાંત કાઢી શકીએ છીએ. અને તે એ કે પૃથ્વીમાં રેડીઅમની કોઈ બીજી ધાતુમાં સતત ઉત્પત્તિ થયા જ કરે

છે. આ બીજી ધાતુ યુરેનીયમ અથવા થોરીઅમ હોય એમ લાગે છે, કારણ જે કાચી ધાતુમાંથી રેડીઅમ નીકળે છે તેમાંથી જ યુરેનીયમ અને થોરીયમ પણ નીકળે છે. આ સિદ્ધાંતને આધારે આશરે એક વર્ષ સુધી ચલાવેલા પ્રયોગો પરથી પણ એમ જ જણાય છે કે યુરેનીઅમમાં ધીરે ધીરે ફેરફાર થઈ તેમાંથી રેડીઅમ બને છે પણ યુરેનીઅમની લય-ગતિ મન્દ હોવાને લીધે રેડીઅમનું પ્રમાણ ઘણું જ સૂક્ષ્મ હોય છે અને તેથી કાંઈ પણ નિશ્ચય પર આવી શકાયું નથી. પણ દરેક તત્ત્વ કાંઈ પણ વિક્રિયા વિના તેની તે જ સ્થિતિમાં રહે છે અને તેમાં કાંઈ પણ ફેરફાર થતો નથી. પરમાણુ અભઘ છે અને દરેક તત્ત્વના પરમાણુ બીજા તત્ત્વોના પરમાણુથી ગુણ અને સ્વભાવમાં ભિન્ન છે એ વાદ હવે નિર્મૂળ થયો છે.

જો આવી રીતે યુરેનીઅમ, થોરીઅમ, રેડીઅમ અને હીલ્યમ એકેકમાંથી ઉત્પન્ન થતાં હોય તો તે પ્રમાણે બીજા તત્ત્વોમાં પણ વિક્રિયા થઈ તેમાંથી પણ નવા પદાર્થો ઉત્પન્ન થાય છે કે નહિં એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉભો થાય છે. આ પ્રશ્નનો ઉત્તર "થાય છે" આપવા કરતાં "થતા હશે" આપવો વધારે સયુક્તિક છે; કારણ અત્યાર સુધીમાં જે જે પ્રયોગો થયા છે તેપરથી એમ માલમ પડે છે કે પૃથ્વીપરના સઘળા પદાર્થો ઓછા વત્તા રશ્મિયુક્ત છે. પણ એ રશ્મિઓ તે પદાર્થના છે કે ઉપર કહેલા પાંચ રશ્મિજનક પદાર્થમાંના કોઇના છે તે કહેવું ઘણું મુસ્કેલ છે. કારણ રેડિઅમ વિગેરે રશ્મિજનક પદાર્થ પૃથ્વીમાં સર્વવ્યાપક હોય એમ લાગે છે. આ શિવાય પણ એક બીજી વાત આપણે યાદ રાખવાની છે. રેડીઅમની વિકૃતિઓમાંની એક વિકૃતિ એવી છે કે તેમાંથી કોઇ પણ જાતના રશ્મિઓ નીકળ્યા વિના તેમાં ફેરફાર થાય છે. આવી રીતે બીજા પદાર્થોમાં પણ રશ્મિરહિત વિકૃતિ થતી હોય અને તેથી તેમાં થતા વિકારોથી આપણે હમેશાં અજ્ઞાન રહેતા હોઇએ એ અસંભવિત નથી.

રશ્મિ-યુક્ત પદાર્થોમાંથી જ્યારે આ પ્રમાણે દ્રવ્યમય રશ્મિઓનો પ્રવાહ ચાલે છે ત્યારે તેના પરમાણુમાં એક જાતનું ઘટસ્ફોટ થાય છે. અને તેને પરિણામે તેમાંથી ઘણી શક્તિ બહાર પડે છે. દષ્ટાંત તરીકે એક શેર રેડીઅમમાંથી દર કલાકે જે શક્તિ નીકળે છે તે શક્તિ, એક શેર બરફ જેવા થંડા પાણીને ગરમ કરીને ઉકાળવાને જેટલી ઉષ્ણુતા જોઇએ, તેટલી ઉષ્ણુતા ઉત્પન્ન કરે છે. રેડીઅમની આ અગાધ શક્તિએ સૂર્યના અને પૃથ્વીના આયુષ્યનો પ્રશ્ન ઉભો કર્યો છે.

સૂર્યમાંથી તેજ અને ઉષ્ણુતા હમેશાં નીકળ્યા કરે છે. અને તે ઓછાં થતાં હોય એમ હજુ સુધી આપણને જણાતું નથી. તો એ તેજ અને ઉષ્ણુતા શી રીતે નવા નવા પેદા થતા હશે એનો આજ સુધી એવો ખુલાસો કરવામાં આવતો હતો કે સૂર્યના કદમાં ફેરફાર થવાથી અને બીજા બહારના પદાર્થો સૂર્ય સાથે અથડાવાથી સૂર્યમાં તે જ અને ઉષ્ણુતા ઉત્પન્ન થાય છે અને તેથી તેમાં આપણને કાંઈ ન્યૂનતા માલમ પડતી નથી. પણ આ ખુલાસાનો હવે ત્યાગ થાય એવું લાગે છે. કારણ જો સૂર્યમાં પણ રેડીઅમ હોય તો એ રેડીઅમના પરમાણુના પૃથક્કરણથી આપણે ઉપર કહ્યું તે પ્રમાણે ઉષ્ણુતા ઉત્પન્ન

થયાં કરે અને તેને લીધે સૂર્યની ઉષ્ણતામાં કાંઈ પણ ફેર પડે નહિ. પ્રશ્ન ખાસ એટલો જ છે કે સૂર્યમાં રેડીઅમ છે કે નહિ ? રેડીઅમનું અસ્તિત્વ હજી સુધી સૂર્યમાં જણાયું નથી. પણ હીલ્યમ સૂર્યમાં છે એ વાત આપણે આજ ઘણાં વર્ષ થયાં જાણીએ છીએ. અને જો હીલ્યમ છે તો રેડીઅમ પણ હોવું જ જોઇએ. અને જો રેડીઅમ સૂર્યમાં છે તો પછી સૂર્ય કેટલા વર્ષ આયુષ્ય ભોગવશે એ સૂર્યમાં રેડીઅમના પ્રમાણ પર આધાર રાખે છે. જો સૂર્યના એક કરોડ ભાગમાં ફક્ત પચ્ચીસ ભાગ રેડીઅમ હોય તો જે પ્રમાણે આજે સૂર્યમાંથી તેજ અને ઉષ્ણતા નીકળે છે તેટલાં તેજ અને ઉષ્ણતા કરોડો વર્ષ સુધી અવ્યાહત નીકળ્યા કરે. પણ જેમ રેડીઅમના પરમાણુનું પૃથક્કરણ થાય છે તેમ સૂર્યની અપરિમિત ઉષ્ણતાથી બીજા પદાર્થોના પરમાણુનું પણ પૃથક્કરણ થતું હોય-અને તે થતું હશે એ ઘણું સંભવિત છે-તો જુના સિદ્ધાંત પ્રમાણે નક્કી કરેલા પચ્ચીસ પચાસ કરોડ વર્ષના આયુષ્યને બદલે સૂર્યનું આયુષ્ય પાંચશે ગણું વધારે હોય તો તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી.

ઈ. સ. ના ગયા શતકના પાછલા ભાગમાં જડપદાર્થશાસ્ત્રવેત્તા અને ભૂગર્ભશાસ્ત્રવેત્તા વચ્ચે પૃથ્વી ઉપર વનસ્પતિ અને પ્રાણીઓ રહી શકે એવી સ્થિતિમાં આવ્યાને પૃથ્વીને કેટલા વર્ષ થયાં હશે એ વિષે એક પ્રચંડ વાદ ઉભો થયો હતો. જડપદાર્થશાસ્ત્રવેત્તાઓએ પૃથ્વીના અંદરના અને બહારના ઉષ્ણમાન ઉપરથી ગણત્રી કરી એવું સિદ્ધ કીધું હતું કે આજથી આશરે કરોડ દોઢ કરોડ વર્ષ પર તો પૃથ્વી પ્રવાહી સ્થિતિમાં હોવી જોઇએ અને તેથી પૃથ્વીને સજીવ પદાર્થોને રહેવા યોગ્ય સ્થિતિમાં આવ્યાને દોઢ કરોડ વર્ષથી વધારે વર્ષ થયાં હોય એ તદ્દન અસંભવિત છે. આથી ઉલટું ભૂગર્ભશાસ્ત્રવેત્તાની ગણત્રી પ્રમાણે તો ત્રીસ કરોડ વર્ષ પણ પૃથ્વીને એવી સ્થિતિમાં આવ્યાને થયાં હોય તો ઘણાં ઓછાં છે. આ વાદનું નિરાકરણ રશ્મિયુક્ત પદાર્થોએ સ્હેજમાં કરી નાંખ્યું છે; કારણ રશ્મિયુક્ત પદાર્થમાંથી જે ઉષ્ણતા નીકળે છે, તે ઉષ્ણતા જડપદાર્થશાસ્ત્ર-વેત્તાઓએ પોતાની ગણત્રીમાં લીધી નથી. જો એ ઉષ્ણતાનો સમાવેશ કરવામાં આવે તો પૃથ્વી અમુક વેગે ઠંડી થતી જાય છે એ અનુમાનથી કરેલી ગણત્રી ઉંધી વળી જાય છે. રશ્મિજનક પદાર્થને લીધે પૃથ્વીનું ઉષ્ણમાન, જડપદાર્થશાસ્ત્રવેત્તાના ધાર્યા પ્રમાણે ધીમે ધીમે ઓછું થવાને બદલે હમેશાં તેની તે જ સ્થિતિમાં રહે છે અને એમ જ હોય તો પૃથ્વીને હાલની સ્થિતિમાં આવ્યાને ત્રીસ કરોડ વર્ષ તો શું પણ ત્રીસ ચાલીસ અબજ વર્ષ થઈ ગયાં હોય એ અસંભવિત નથી.

રશ્મિ જનકપદાર્થના ગુણ અને આવિર્ભાવોથી એ તત્ત્વોનું તેમજ પદાર્થ માત્રનું સામાન્ય બંધારણ દૃષ્ટિગોચર થાય છે. ઈ. સ. ૧૮૯૭ માં પ્રો. ટામ્સને વિદ્યુત્પ્રયોગો પરથી એક એવો સિદ્ધાંત કાઢયો હતો કે પદાર્થ માત્ર વિદ્યુત્મય છે. જેમ સામાન્ય દ્રવ્ય પરમાણુમય છે તેમ વિદ્યુતના પણ પરમાણુઓ છે. અને એ વિદ્યુત્પરમાણુઓ હાઇડ્રોજનના પરમાણુ કરતાં પણ ઘણાં જ સૂક્ષ્મ છે; અને એક હાઇડ્રોજનનો પરમાણુ વિદ્યુ[illegible] એક હજાર પરમાણુનો બનેલો સમૂહ છે. સર્વ દ્રવ્ય પરમાણુઓ વિદ્યુત્-પરમાણુઓના બનેલા છે અને દરેક દ્રવ્યપરમાણુમાં વિદ્યુત્પરમાણુના પ્રમાણ અને ગોઠવણ ભિન્ન ભિન્ન હોય છે. આ

ભેદને લીધે દ્રવ્યના ગુણોમાં ભેદ માલમ પડે છે. પરમાણુની અંદરનો વિદ્યુત્‌પરમાણુઓ દ્રવ્યપરમાણુના મધ્ય બિંદુની આસપાસ હમેશ ભ્રમણ કરે છે, અને તેની ગોઠવણ એક ગ્રહમંડળને ઘણે અંશે મળતી આવે છે. આ સિદ્ધાંત સ્વીકારવામાં અત્યાર સુધી જે મોટો બાધ આવતો હતો તે એ જ કે જો આ પ્રમાણે પદાર્થ માત્રનું બંધારણ હોય તો વિદ્યુત્‌પરમાણુની ગતિને લીધે કાળે કરીને એ પરમાણુના પરસ્પર સંબંધ અને સ્થિતિમાં ફેર પડવો જોઇએ, અને તેથી કરીને દરેક પદાર્થનું સ્થિત્યન્તર થવું જોઇએ. જે વખતે આ સિદ્ધાંત પ્રતિપાદન કરવામાં આવ્યો તે વખતે રશ્મિજનક પદાર્થ અને તેમાં થતા ફેરફાર જગતને અજ્ઞાત હતા, તેથી તરત આ સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો નહિં. પણ રશ્મિજનક આવિર્ભાવોએ આ સિદ્ધાંતને ઘણી પુષ્ટિ આપી છે.

આ સિદ્ધાંત પ્રમાણે રેડીઅમ-ગોત્રના તત્ત્વોમાંના પરમાણુના વિદ્યુત્‌પરમાણુની ગતિને લીધે એ તત્ત્વના પરમાણુને કાંઇક આકસ્મિક અસ્થિરતા પ્રાપ્ત થાય છે. કારણ કાળે કરીને તેનો વેગ મંદ પડી જાય છે. વેગમાં આમ ફેર પડયાથી વિદ્યુત્‌પરમાણુની ગોઠવણમાં ફેર પડે છે, અને તેથી એ પરમાણુમાં ઘટ-સ્ફોટ થઇને એક જાતની શક્તિ ઉત્પન્ન થાય છે. અને તેને અંતે તે પરમાણુના કેટલાક વિદ્યુત્ પરમાણુ છુટા પડી જાય છે, અને તેની જ સાથે બાકી રહેલા પરમાણુમાંથી કોઈ નવો જ પદાર્થ ઉત્પન્ન થાય છે. આ પદાર્થ તે આપણે ઉપર વર્ણન કરેલો emanation વાયુ છે.

આ ઉપરથી આટલું તો સિદ્ધ થાય છે કે સજીવ પદાર્થોની જે પ્રમાણે ઉત્ક્રાન્તિ થાય છે તેમ ધાતુ જેવા નિર્જીવ પદાર્થની પણ ઉત્ક્રાન્તિ થાય છે. સજીવ પદાર્થનો મૂળ આધાર Protoplasm છે. નિર્જીવ પદાર્થનો મૂળ આધાર વિદ્યુત્ પરમાણુ છે. પણ આ વિદ્યુત્પરમાણ તે શું હશે એ પ્રશ્ન બાકી રહે છે.

બાલકૃષ્ણદાસ પીતાંબરદાસ દલાલ.

## *ઇતિહાસનું સાહિત્ય આપણા દેશમાં શી રીતે ઉત્પન્ન કરવું ?

(અનુસંધાન પૃ. ૪૩૧ થી.)

મુસલમાનો હિંદુસ્તાનમાં આવેલા તે પહેલાંનો ઇતિહાસ તો જવલેજ મળી આવે છે. એટલું વખતે કહી શકાય કે શાસ્ત્રીય રીતે હાલ ઇતિહાસ લખાય છે, હાલ જેમ ઇતિહાસને સમજવામાં આવે છે, ઇતિહાસના શા મુદ્દા અને હેતુ છે અને જે લાભ અને હિત સારૂ આજે ઇતિહાસો લખાય છે, તેને અનુસરીને પ્રાચીન ઐતિહાસિક પુસ્તકો આપણા દેશમાં નહિ લખાયાં હોય એવું માનવું છે. મળી આવતા ઇતિહાસમાં આપણને ફક્ત વંશાવળી, સાલવારી, લડાઇનાં સ્થાનો, મહાન ઉથલ પાથલ વિગેરે મોટી બાબતો પર ઉપરચોટિયું જ્ઞાન અને માહિતી મળે છે. આ ઇતિહાસોને આપણે મનુષ્યના હાડપિંજર સાથે સરખાવી શકીશું. આમાં જીવનનાં મૂળતત્ત્વ, લોહીમાંસ આદિ માલમ પડતા નથી. મરેલા, નિરુપયોગી, અને નિરર્થક હાડકાં દેખાય છે. પણ હાલ ઇતિહાસ જે સાહિત્યમાં મુખ્ય પાત્ર ભજવે છે, તે પરથી દેશના ભવિષ્યની અગમચેતી કરવામાં આવે છે, અમુક બાબતો અને ચોકસ બીનાઓ કયું વલણ લેશે, તે તર્કશક્તિથી ભાખવામાં આવે છે.*

ટુંકાણમાં, જેમ એક હૃષ્ટપુષ્ટ, જબરો અને મજબુત ઉગતો યુવાન, દુનિયાના વ્યવહાર કામમાં ઉપયોગી થઈ પડે છે, તેમ હાલના ઇતિહાસનું કહી શકાય. કાસ્મીરની રાજતરંગિણી અને લંકા (Ceylon) નો મહાવંશ એ ઐતિહાસિક પુસ્તકો હાલ આપણી પાસે છે. આ પુસ્તકો પણ બહાર પ્રસિદ્ધિમાં લાવવાનું માન બંગાળ રોયલ એશિઆટીક સોસાઇટીને છે. આપણા ઇતિહાસમાં ઘણી કલ્પિત અને બનાવટી જુઠી બાબતો છે અને જેમ ગ્રીસ અને રોમમાં ઉમદા કુટુંબના નબીરાઓ, પોતાના વંશજોને છેક સાતમે આકાશે, હરકયુલીશ અને જોવના સગપણ સુધી લંબાવતા હતા તેમ આપણે અહિં પણ છે. રાજ્યની સાલો પણ ભૂસ્તરવિદ્યાના મનાયલા વિભાગો કરતાં પણ કોઇ કોઇવાર જાસ્તી હોય છે. ટુંકાણમાં આપણા લોક ઘણા ધર્મિષ્ઠ અને શ્રદ્ધાળુ હોવાને લીધે અને મધ્ય કાળમાં લોક અજ્ઞાન અને વહેમી થયાથી, બ્રાહ્મણ વર્ગનું જોર ચઢી વાગવાથી ઘણી ખોટી અને બીન પાયાદાર જુની વાતો, જજમાનો રાજી રાખવા છેતરપીંડી કરી પોતાનું પાપી પેટ ભરવા, ઇતિહાસમાં સુધારા વધારા કરી, પોતાના મતને મળતી બાતો દાખલ કરી, આપણા દેશનો ઇતિહાસ બગાડી મુકવાનો આરોપ તેમના પર કરવામાં આવે છે.*

આ પાશ્ચાત્ય વિદ્વાનો તરફથી કરવામાં આવતો આક્ષેપ, કેટલે અંશે વાસ્તવિક છે, આમાં વાજબી શું અને ખોટું કયું, દોષ કોના હતા, તે તપાસવાનું કામ હાલ મારૂં નથી. આપણે અગાડી જોયું છે કે આપણો દેશ ઇતિહાસના સાહિત્યમાં ઘણો ગરીબ અને અર્વાચીન સુધરેલી પ્રજાથી ઘણો પછાત છે. આવી શોકકારક આપણા ઇતિહાસની સ્થિતી

* Vide, Seeley's "Introduction to Political Science.":—
"History without political science has no fruit. Political Science without history has no root."

હોવાથી, આપણા હિંદનો પ્રાચીન ઇતિહાસ, થોડો પણ તૈયાર કરવાને સમર્થ થયા છીએ પ્રાચીનવસ્તુશાસ્ત્ર'ના અભ્યાસે જન્જેન્સ, ફોર્બ્સ, પ્રીનસેપ થોમસ, કનિંગહામ, વીન્સેન્ટ સ્મિથ, રાજેન્દ્ર લાલમિત્ર, ભાંડારકર, ન્યુટન, ફરગુસન વિગેરે ગૃહસ્થોએ આખા દેશમાં મુસાફરી કરી, શિલાલેખ શોધી કાઢી, તેની નકલો મેળવી, તેને ઉકેલી, તેમાંથી ઐતિહાસિક વિગતોનો સંગ્રહ કરી, ગામેગામ, તામ્રપત્ર, શિક્કા, હસ્તલિખિત ચોપડીઓ સારૂં કાગળ લખી, મેળવી, તેમને સાફસુફ કરી, ભુલો સુધારી, તેમાંથી ઘણી નવી અને જાણવા જોગ વાતો બહાર લાવી શક્યા છે.

ઉત્તર હિંદુસ્તાનમાં આવેલા શિલાલેખ અને પહાડોમાં કોતરેલા, ફારસી અને એરેબીક લેખોમાંથી જ, બંગાળાના મુસલમાની સમયનાં સાધનો ભેગાં કરી, બ્લૉકમેન તે વખતનો એક ઐતિહાસિક ગ્રંથ રચવા શક્તિમાન થયો છે. નીનેવા અને બેબિલોનનાં ખંડિયેરો અને જુની ચીજોના સંગ્રહના ભંડાર તપાસનાર વિદ્વાનોએ તે મુલકના ઇતિહાસને નવીન સ્વરૂપ આપ્યું છે અને તે સંબંધી એક મોટું સાહિત્ય પેદા કીધું છે. તેમ જ, ઇજીપ્તના પીરામીડીસ અને પેપિરિસ અને પ્રાચીન વસ્તુઓના અને શિક્કાના અભ્યાસથી વિશેષ માહિતી મળી છે. આથી જ જુના ઇજીપ્તના ઇતિહાસનો પાયો નંખાયો છે. એક લેખક, આપણા દેશમાં 'એન્ટીકવીટી' થી થયેલા લાભ નીચેના ઇંગ્રેજી પેરામાં જણાવે છે.

"But if a visitor will commence only a superficial search, an occasional block of granite or a ponderous brick, half buried in the earth, will direct his thoughts into a channel of speculation. In fact a close investigation has already led to the discovery that here stood formerly the proud city of Vallabhi.................But Vallabhi has been for long like Nineveh and Babylon. *Antiquaries have at last discovered the site where once she stood in her pride.* For eleven centuries, herdsmen only had occasionly visited those mounds of rubbish and had talked with superstious awe over the legends with which they were associated. At night Jackall's doleful cries were interpreted to be

* The Brahmins, who have long conducted all the business of the country, are correctly described by Mr. Chaplain as an "intriguing, lying corrupt and licentious and unprincipled race of people" to which Captain Grants adds with equal truth "that when in power thy are coolly unfeeling and systematical oppressive." *Elphinstone's Report.*

આ કરતાં વધારે અવિવેકી અને ઇતિહાસ વિરૂદ્ધ આરોપ બીજો કયો હોઈ શકે! શરૂઆતમાં ક્રિશ્ચયનોએ ક્રિશ્ચન પાદરીઓએ અને બ્રાહ્મણોની કુશળતાથી હારેલા પરદેશી રાજ્યતન્ત્રીઓએ આ આરોપ મૂક્યો, અને તે આપણી પરતન્ત્ર બુદ્ધિએ માની લીધો! આપણા પૂર્વજોએ ગમે તેટલી પરતન્ત્રતા ભોગવી હશે, પણ પરદેશીઓને બુદ્ધિ સોંપી દેવાનું માન તો આપણા જમાનાએ જ સંપાદન કર્યું છે! ઇશ્વરકૃપાથી એ બન્ધનો હવે તૂટવા માંડ્યાં છે.

તન્ત્રી.

the wailings of the departed, and then none would venture to approach its haunted pricincts. But no such fears have restrained the curiosity of the European stranger. He has made diligent search amidst the debris, which scarcely deserves the name of ruins and he has been partially rewarded. The voice of history which on this topic only faltered, is rendered more distinct, and she now claims the city of Vallabhi as her own."

*Bombay Quarterly Review.*

જુના શિક્કા પર હવે ખાસ વિવેચન કરીશ. આ સંબંધી બોલવાને માત્ર બે કારણો છે. આપણો દેશ જુના શિક્કાથી ભરચક છે. અમદાવાદ શહેનશાહી શહેર અને રાજ્યનું પાય તખ્ત હતું અને વિશેષ, મહેમદાબાદ, ચાંપાનેર, અહમદનગર વિગેરે શહેરો બહુ નજદીક હોવાથી, આ સઘળી જગ્યાની ટંકશાળોના શિક્કા ઘણા જડી આવે છે. આપણે 'પ્રાચીનવસ્તુશાસ્ત્ર' સંબંધી સામાન્ય વિવેચન કરતાં જોયું કે શિક્કા, આ અભ્યાસમાં મુખ્ય ભાગ બજાવે છે. આનંદદાયક અભ્યાસ સાથે શિક્કા ઇતિહાસના બહોળા કામમાં આવે છે. આપણા લોકમાં અને ખસુસ કરી વિદ્યાર્થિવર્ગમાં, શિક્કા સંબંધી, અજ્ઞાનતા અને બેદરકારી માલમ પડે છે. આ તરફ, આ સર્વ લક્ષ આપી, અભ્યાસ કરે, એ આ લેખનો ઉદ્દેશ છે. શિક્કાનો સંગ્રહ કરવાથી શું હેતુ સરશે અને લોકો તરફથી કરવામાં આવતા કટાક્ષોનો બચાવ કરતાં પહેલા, શિક્કા કેટલી રીતે, કામ કરી શકશે, ઐતિહાસિક બાબતમાં ઉપયોગી અને મહત્ત્વના થઇ પડે છે તે જોઇશું.

૧. ગ્રીક અને સિંથિયરીટીક શિક્કાપર, અમુક પ્રદેશના રજવાડાના ચીત્રો પાડેલાં હોય છે. તે પરથી તે રાજ્યોની સરહદ અને તેમના રાજ્યોના બહોળા વિસ્તાર સંબંધી જ્ઞાન મળે છે.

૨. શિક્કાપર આવતા લેખો, જેવા કે કોરાનના કલમા, શાસ્ત્રનાં સુત્રો અને બીજા લેખો માલમ પડતાં હોવાથી, તે સમયની સાંસારિક અને ધાર્મિક સ્થિતિની ખબર પડેછે.

૩. શિક્કા પર જુદાં જુદાં ચિહ્નો અને નિશાની મળી આવતાં, ભિન્ન ભિન્ન પંથો અને ધર્મ થઇ ગયા તે વિશે માહિતી મળે છે.

૪. ઐતિહાસિક ગ્રંથોમાં રહી ગયલા દોષો અને ખોટી સાલવારી અને એકબીજા ઇતિહાસોમાં જે ગલતો માલમ પડે છે, તે સુધારી ખરૂં શું છે તે જાણવા શિક્કા બહુ કામમાં આવે છે.

૫. અમુક રાજાઓએ, શિક્કા પર પોતાની મરજી અને ઇચ્છાનુસાર પડાવેલાં ચિત્ર અને દેખાવથી તેમના સંબંધી તેમની રહેણી કરણીનો નિર્ણય કરાય છે.

૬. ઇતિહાસમાં અમુક બનાવ બન્યા હોય અને તે સમયે, તે બાબતને સ્થાયી સ્વરૂપ આપવા જે શિક્કા પાડવામાં આવે છે, તે ઇતિહાસના લખાણને સાબિત કરી, મજબુત પુરાવો આપે છે.

૭. શિક્કા પરના લેખોની ભાષાથી, આપણી ભાષામાં સુધારો વધારો શી રીતે થયો, કયે સમયે વિકાસ પામી અને છેવટે કયું વલણું પકડ્યું, તે બાબતની માહિતી મળેછે.

૮. તે સમયનાં બીબાં કામ, નકસી અને કોતરણી કામ, કયે દરજ્જે હશે ક્યારે આ હુન્નરો ઉતરતા જઈ; નાબુદ થવા લાગ્યા હશે અને આ શાસ્ત્રોમાં બીજા દેશોની શી અસર થઈ હશે તે વિદિત થાય છે.

૯. શીક્કા પરથી તે વખતનો પહેરવેશ, હથિઆર અને તસબીર સંબંધી જ્ઞાન મળેછે.

૧૦ બીજા દેશના શિક્કા, આપણા મુલકમાં જડી આવતાં, એ દેશ વચ્ચે ચાલતો વેપાર અને એક બીજા દેશની, અરસપરસ, કળા કૌશલ્ય અને હુન્નરપર થયેલી અસરની ખબર પડે છે. ભરૂચમાંથી સિક્કાનો એક સંચય મળી આવ્યો હતો તેમાં વેનીસ, ઇજીપ્ત, તુર્કસ્તાન, દીલ્હી વગેરે સ્થળના સિક્કાઓ હતા. સૌથી છેલ્લી સાલ ચૌદમા સૈકાની હતી. આ ઉપરથી એ સંચય એટલા અરસામાં થયેલો. તેમજ તે વખતે ભરૂચનો વેપાર બહોળો હશે એમ અનુમાન કરી શકાય છે. ટુંકાણમાં બીજા લાભો પણ ઘણા છે. આપણા ગુજરાત દેશના પ્રાચીન ઇતિહાસપર જુના શિક્કાએ પુષ્કળ પ્રકાશ પાડ્યો છે અને કોઈક સમયે આ સંબંધી લખાણથી વિવેચન કરીશું. શિક્કાપર ભુમધ્યસમુદ્ર અને તેના આસપાસના સુંદર મનોરંજક દેખાવો પાડેલા હોવાથી, ગ્રીક અને બાક્ટ્રીઅન રાજ્ય કેટલે દરજ્જે અગાડી વધ્યાં હશે તેનું તથા તેમના માનસિક સ્વભાવનું આથી આપણને જ્ઞાન થાય છે. અકબરના ધર્મના લેખો શિક્કાપરથી મળી આવતાં, તે વખતની ધાર્મિક અવસ્થાનું જ્ઞાન થાય છે. બીજાપુર પાસેના ગામમાંથી જડી આવેલા, સોનાના શિક્કાપર શૈવ અને જૈન ધર્મના ચિહ્નો હોવાથી, તે રાજ્યના, એકજ વંશમાં, ક્રમવાર થયેલા ત્રણ રાજાના સમયમાં, પહેલાના વખતમાં જૈન ધર્મની ચડતી અને ત્રીજાના સમયમાં શૈવ ધર્મની ચડતી, એમ, લેખોએ પડાવેલા, જૈન અને શૈવ છાપવાળા શિક્કાપરથી, માલમ પડે છે અને આ પ્રમાણે આ બે ધર્મની ચડતી પડતીનું જ્ઞાન મળે છે. ડાકટર ટેલરે, સીકંદરી અને મીરાતે અહમદી વિગેરે ગ્રંથોમાં, અમુક રાજા કઈ સાલમાં મરણ પામ્યો અને કઈ સાલમાં ગાદીએ આવ્યો અથવા કેટલા વરસ રાજ્ય કીધું તે સંબંધી જે ભુલો જણાતી હતી, તે શિક્કાના શોધનથી સુધારી છે. જહાંગીર પાદશાહે સુશોભિત સાત રાશીઓના શિક્કા પડાવ્યા છે અને કેટલાક શિક્કાની બીજી બાજુએ, દારૂની પ્યાલી પડાવેલી હોય છે. તે પરથી, આ રાજાના મોજીલા અને લહેરી સ્વભાવનું ચિત્ર ખડું થાય છે. જહાંગીર અને નુરજહાં જ્યારે દીલ્હી બહુ પ્લેગ અને દુકાળથી પીડિત હતું, ત્યારે તેઓ અમદાવાદમાં,-જહાંગીરના 'જહાંનામાંબાદ'માં—આવી વસી રહ્યા હતા અને આ મુલાકાતની સ્થાયી યાદગીરી કાયમ રાખવા, નુરજહાંના નામથી શિક્કા પડાવ્યા હતા. આ શિક્કા પરથી ઐતિહાસિક બનાવને ટેકો મળે છે. આ સંબંધી કેટલાક ઇતિહાસકારો, નુરજહાંએ અમદાવાદની સુબેગીરી કરી હતી એમ જણાવે છે પણ આ ખોટું છે. મી. ટેલરે East and West માં નુરજહાં વિશે લેખ લખી સાબિત કીધું છે કે નુરજહાંએ અમદાવાદમાં રાજ્ય કર્યું નહોતું. ફ્રેન્ચ લેખક પેરોને નુરજહાંના એક હાથ લાગેલા શિક્કા પરનો લેખ વાંચતાં ભુલ કરીને, લખ્યું કે નુરજહાં

અમદાવાદની *'queeen-regent'* યા બાનુ-સુબેદાર હતી. આ જ બુધ, મી. બ્રીગસ, ડગલાસ, કેમ્પબેલ વિગેરે ગ્રંથકારોએ મી-પેરનને અનુસરી કોતરી રાખી હતી. પણ ટેલરે પોતાની પાસેના શિક્કા પરથી પુરવાર કીધું છે કે આ બીલકુલ ખોટું છે-તે લખે છે કે—

'As a student for some years now of the Moghul coins of Gujarat I, cordially acknowledge the largo service they can render to the historian; coins rightly render help in the making of history, but wrongly read, they help in the making of fiction. *The 'Ahmedabad rudaver' is on Perron's misreading* of the legend on the coin and his statement that Nurjahan was at one time Lady governor of Abmedabad is but the consequent fiction.'

બીજા દાખલાઓ લેખ બહુ લાંબો થઈ જવાને ભયે નહિ વર્ણવતાં એટલું જ જણાવીશ. કે જો શિક્કા ભેગા કરવામાં આવશે તો દેશને ઘણો લાભ થશે. ઘણા તરફથી એમ કહેવામાં આવે છે કે શિક્કા ભેગા કરવા એ ઘેલછા છે. ટીકીટ ભેગી કરવી અથવા ચોપડીઓની ભિન્ન ભિન્ન આવૃત્તિઓનો સંગ્રહ કરવો, વા સાક્ષર અને મહાન પુરૂષોના હસ્તલેખ ભેગા કરવા એ ઘેલાઈ નહિ તો બીજું શું? આ સઘળાં નવરાનાં કામ છે. આ કટાક્ષ તદન ગલત અને બીન વાજબી છે. ઇગ્લાંડની ચાલતી વ્યવહારૂ બાબતોનું નિરીક્ષણ કરતાં માલમ પડે છે આ દેખીતી નજીવી અને નિરર્થક બાબતો પણ ઉપયોગી છે. ટીકીટ સારૂં સેંકડો રૂપિઆ ખરચાય છે. ક્રોયરાના સાલની ટીકીટ સારૂં મોં માગ્યા પૈસા મળે છે. બીચારા મીલ્ટનને તેના 'Paradise Lost'ના હસ્તલિખિત પુસ્તક સારૂં માત્ર દશ પૌંડ મળ્યા હતા, હમણાં ત્યારે એજ પુસ્તકના એક અમેરીકને, ૬૦૦૦ રૂ. ખરચી વેચાતું લીધું છે-શિક્કા આથી પણ વિશેષ જરૂરના અને બહોળા ઉપયોગના છે. શિક્કાથી થતા લાભોનું ફરીથી વિવેચન નિરૂપયોગી માની, સામા પક્ષને ઉત્તર આપીશું કે જો વગર સમજે પણ શિક્કાનો સંગ્રહ કોઇપણ કરે તો દેશની સેવા બજાવી શકે એમ છે. આપણા દેશમાં સેંકડો શિક્કા કંસારાની ભઠ્ઠીમાં ગાળી નાંખવામાં આવે છે. હમેશને માટે તેઓનો નાશ થાય છે; અને દેશના ઇતિહાસનું છુપું અને કીમતી જ્ઞાન આવી રીતે લોપ પામે છે. બીન માહિતી અને વગર અભ્યાસે પણ જો શિક્કા ભેગા કરવામાં આવે તો,-કોઈ દિવસ તે સંગ્રહ કોઈ વિદ્વાન અને શિક્કા શાસ્ત્રમાં નિપુણ એવાના હાથમાં આવી પડતાં, આ મોંઘા ઐતિહાસિક દસ્તાવેજો ઘણા ઉપયોગી થઈ પડી, ઇતિહાસની ખુટતી બાબતો પુરી પાડી, દેશની મહા સેવા બજાવે. આવા સંગ્રહ કરનાર વગર સમજે પણ દેશનો લોપ થતો ગુપ્ત ઐતિહાસિક ભંડાર સાચવી રાખી, દેશને આભારી કરે છે. મી. વિન્સેંટ સ્મીથ લખે છે કેઃ—

"The numismatic evidence is more accessible as a whole than the epigraphic.........From the times of Alexander's invasion coins afford invaluable rid to the researches of the historian in *every period*; and for the Bactrian, Indo-Greek and Indo-Parthian dynasties, they constitute almost the sole evidence.
*"Early History of Ancient India."*

them in the path of life; *yet almost all these, however different their objects,* concur in one sentiment that the rulers of the East are despots and their subjects slaves: that the former are cruel; the latter degraded and miserable and both are equally ignorant."

બીજું ઘણીવાર બને છે કે પાશ્ચાત્ય વિદ્વાનો આપણા લોકોના સંસર્ગમાં નહિ આવી શકતા હોવાથી, આપણા ભિન્ન ભિન્ન ધર્મ અને રૂઢિ અને વ્યવહારથી અજ્ઞાન, ભાષા પારકી હોવાથી, તેઓ, પોતે લખતા ઇતિહાસોમાં, પોતે પરદેશી હોવાથી અને દેશના અંદરના બંધારણથી બીનમાહિતગાર, તેથી ઘણા દોષ કરે છે અને તેથી કેટલીકવાર અર્થનો અનર્થ થાય છે. આ સંબંધી મી. ઓકેકુરા કાકુઝોએ પોતે હાલ બહાર પાડેલા પુસ્તક Awakening of Japan માં આપેલા અભિપ્રાય મને વાજબી દીસે છે.

"It may be that, as our problems have been none of the simplest, our attitude has been often paradoxical. Perhaps the fact that the history of the East Asiatic Civilization is still a sealed book to the western public may account for the great variety of opinions held by the outside world" (concering our present conditions future and possibilities)

ફારસી પુસ્તકોનાં ભાષાંતર અને મુસલમાની સમયનો ઇતિહાસ, મી. લેલી, બર્ડ, ઇલીયટ, અરસ્કીન, બ્રીગ, ફારબસ ટૉડ, ટેલર, પૂલ વિગેરે વિદ્વાનોએ કર્યા છે. પરંતુ આગાડી જણાવ્યું તે પ્રમાણે તેઓની કૃતિઓમાં ઘણે અંશે ખામી અને ભુલો હોય છે. પોતાના વિચાર અને અભિપ્રાયને મળતી વાતો દાખલ કરી, નવીન સિદ્ધાંતો રચી, પોતાના પક્ષને અનુકૂળ, પક્ષપાતપણે ઇતિહાસ લખે છે. ભારતીભૂષણ પુસ્તકના અંક ૫ માં લખતાં, સુપ્રસિદ્ધ વિદ્વાન ફારસી લેખક મી. મસહદીએ, આ લેખોમાંથી ઉતારા કરી, અસલ ફારસી લખાણ સાથે સરખામણી કરી, સાબીત કરી આપ્યું છે કે ફીરસ્તા, મીરાતે અહમદી, સીકંદરી, તવારીખે અલફી વિગેરે ભાષાંતરો ઘણાં દોષિત છે. રાસમાળાના લખનાર, જે શખ્સનો આપણા ગુજરાતી સાહિત્યનો પાયો નાંખવા સારૂં અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ જેવું મહાન ઉપયોગી મંડલ સ્થાપ્યા બદલ અને દેશમાં જુનો ઇતિહાસ, પૌરાણિક વાતો અને રાસાઓ વિગેરે તૈયાર કરવા અને આપણા માનવંતા કવિ દલપતરામને આશ્રય આપવા માટે જેટલો આભાર થયો છે તેટલો આભાર બીજો કોઇ પણ આપણા ગુજરાત દેશના સાહિત્ય સારૂ કરી શક્યું નથી—એ ગૃહસ્થના ગ્રંથમાં પણ મી. મશહદીએ બતાવી આપ્યું છે કે તે ઘણા પક્ષપાત અને એક તરફી નજરથી લખાયલો છે. આ ઉપરથી આપણે જોઇ શકીશું કે આ સઘળાં પુસ્તકો તદન ભરોંસો રાખવાજોગ નથી. સંસ્કૃત પુસ્તકો સંબંધી, તેઓ જે ભુલો કરે છે અને તેમના કામમાં જે દોષ આવે છે તેથી આપણે માહિતગાર છીએ. આ પુસ્તકો જરૂરનાં છે, હું એમ કહેવા નથી માગતો કે તે ન વાંચવા, કે તેઓને વ્યવહાર કામમાં નહિ લેવા. આપણે અહિં ઐતિહાસિક પુસ્તકો નહિ હોવાથી તેઓ અગત્યના થઇ પડે છે. કહેવાનું માત્ર એટલું જ કે તે અંગ્રેજી પર સર્વ આધાર અને પૂર્ણ વિશ્વાસ રાખી બેસવું નહિ. આવી ઇતિહાસ સંબંધી આ-

પણી માઠી સ્થિતિ હોવાને લીધે, આપણી સભા કે જેનો ઉદ્દેશ દેશનું સાહિત્ય ઉત્પન્ન કરવાનો છે, તેની ખાસ ફરજ છે કે સારાં હસ્તલિખિત જુનાં પુસ્તકો ભેગાં કરી, પ્રાચીન વસ્તુશાસ્ત્રના વિચારમાં ઉપયોગી થતી સંગ્રહ કરી, તે સર્વેનો ઐતિહાસિક કામમાં ઉપયોગ કરવા સારૂ એક દેશી મ્યુઝીઅમ સ્થાપવું જોઇએ. જો આપણા વિદ્વાનો અને લેખકો, પોતે અભ્યાસ કરી, નવીન ઇતિહાસ રચે તો દેશને વધારે લાભ થશે. સાહિત્યનીજ માત્ર નહિ પણ આખો દેશ બુરી દશાએ પહોંચ્યો છે. એ સુવિધિ છે. દેશની ઉન્નતિ કરવી એ આપણા દરેકની ફરજ છે.

પરદેશીઓ પર આજ સુધી આપણે બહુ આધાર અને ભરોસે રહ્યા છીએ. પણ હવે વખત આવ્યો છે કે આપણે તૈયાર થઈ, કમર કસી, આપણા દેશની અને દેશના સાહિત્યની સેવા કરવા તત્પર થવું જોઇએ. આપણી બાલ્યાવસ્થા પૂરી થઈ છે. આપણે પૂર જુવાનીમાં આવ્યા છીએ. પાશ્ચાત્ય વિદ્વાનોનો માત્ર ટેકારૂપ આધાર લઈ આપણે પોતાના બાહુબળ અને બુદ્ધિ અજમાવી, આપણી ઉન્નતિ કરવા તૈયાર થવું જોઇએ. જો આવા સાહિત્યના કામ કોઈ કરી શકે એમ છે તો આપણા જેવી સભાઓ જ તે કામ પાર પાડી શકે. સર્વે ભેગા થઇ, આ કામ કરે તો ઘણો લાભ થાય. માટે આપણી સભા, આ તરફ જુજ લક્ષ આપી, સભા તરફથી મ્યુઝીઅમ સ્થાપવા ગોઠવણ કરે તો, ઐતિહાસિક બાબતો પર સારી રીતે અભ્યાસ કરી શકાય. છેવટે-જણાવવાનું કે જુના લેખો, શિલાલેખો અને શિક્કાના અભ્યાસથી આપણે ઘણું જાણી શક્યા છીએ. નવીન ભાષાઓ શીખી શક્યા છીએ અને તેથી આપણા સાહિત્યમાં પણ બહુ વધારો થવા પામ્યો છે. મી. પ્રીનસેપે મહા પ્રયાસથી પાલી ભાષા શોધ કહાડી, બુદ્ધધર્મના સાહિત્યનો એક મોટો પ્રદેશ ખુલ્લો કીધો છે અને તેથી તે ધર્મ સંબંધી આપણે બહુ મહત્ત્વનું જાણી શક્યા છીએ. આ મળી આવતી ચીજો પરથી, ઇજીપ્ત સાથેનો આપણો સંબંધ, આપણા દેશ પર તેથી થયેલી અસર, આપણા વેપારનો વિસ્તાર, જાવામાંથી મળી આવતા ધાર્મિક દેવળોથી માલમ પડતો આપણા ધર્મનો બહોળો ફેલાવો, આપણા રાજ્યની સીમા, દક્ષિણમાં મળી આવતા રોમન વખતના શિક્કાથી બે દેશ વચ્ચે ચાલતો વ્યવહાર વિગેરે ઘણી અગત્યની બાબતોની આપણને માહિતી મળે છે. આથી આપણે બેશક કહી શકીશું કે જો આ જુના જમાનાના સંગ્રહ તરફ લક્ષ આપી, અભ્યાસ થાય તો દેશના ઇતિહાસ પર ઘણું નવીન અજવાળું પડશે અને વિશેષ મહત્ત્વની બાબતો બહાર આવશે. અને તેનો એક તાજો, ઉત્તમ દાખલો, મી. વીન્સેંટ સ્મિથના હાલ બહાર પડેલા પુસ્તકમાંથી આપીશ.

"By a strange irony of fate this great King-Samudra Gupta-warrior, poet and musician,—who may fairly claim the title of the Indian Napoleon—who conquered all India and whose alliances extended from the Oxus to Ceylon is unknown even by name to the historians of India. His lost fame has been slowly recovered by the minute and laborious study of inscriptions and coins during the last seventy years and the fact that it is now possible to write a long narrative of the events of his memorable reign is perhaps the most

conspicuous illustration of the success gained by patient archaeologica research piecing to-gether the *fragments from* which alone the chart of the authentic *early history of India can be constructed.*"

છેવટે મી. કોલબ્રુકનો અભિપ્રાય ઉતારી આ લેખ સમાપ્ત કરીશ.

"In the scarcity of authentic materials for the ancient and even for the *modern history of the Hindoo race*, importance is *justly attached* to all genuine monuments and especially inscriptions on stone and metal, which are occasionally discovered through various accidents. If these be carefully preserved and diligently examined and the facts ascertained from them be judiciously employed towards elucidating the scattered information which can yet be collected from remains of Indian literature, a satisfactory progress may be finally made in investigations the history of the Hindus. (Asiatic Researches.)

હીરાલાલ ત્રિ. પારેખ.

---

## રા. રા. નરસિંહરાવ ભોળાનાથના ચર્ચાપત્રનો પ્રત્યુત્તર.*

'શું વિચાર છે', 'શો વિચાર છે', 'શું શિખામણ', 'શી શિખામણ' ઇત્યાદિ પ્રયોગો વિષે અમે ઑક્ટોબરના શાળાપત્રમાં લખ્યું છે કે બીજો પ્રયોગ 'શો વિચાર', 'શી શિખામણ' એ વધારે 'સારો છે; અને પહેલા પ્રયોગનું સમર્થન કરવું હોય તો '**સામાન્યે નપુંસકમ્**' એ વાર્તિકથી થઇ શકે એમ છે. અમે એ પ્રયોગમાં 'શું'–ને નામ ગણ્યું' છે તે અમારા કહેવાનું તાત્પર્ય એવું છે કે એ પ્રયોગમાં 'શું'ને સમાનાધિકરણ કોઇ નામ ન હોવાથી '**સામાન્યે નપુંસકમ્**' થી એનું સમર્થન કરી નામ તરીકે વપરાયલું ગણ્યું. અમને એ પ્રયોગ ઇષ્ટ નથી જ; એ તો અમે બીજો પ્રયોગ એના કરતાં વધારે સારો

* આ લેખ ગુજરાત શાળાપત્રના તન્ત્રી—રા. રા. પ્રિન્સિપાલ કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી–એમણે ગુજરાત શાળાપત્રમાં રા. નરસિંહરાવના ચર્ચાપત્રના પ્રત્યુત્તર તરીકે લખેલો તે અત્રે પ્રસિદ્ધ થવા મોકલ્યો છે–એવા હેતુથી કે વસન્તના વાચકો જેમણે રા. નરસિંહરાવનું કાર્તિકના વસન્તમાં પ્રસિદ્ધ થએલું ચર્ચાપત્ર વાંચ્યું હોય તેઓ આ પણ વાંચી શકે.——તન્ત્રી.

છે એમ લખ્યું છે તેથી જ સમજાશે. માત્ર સમર્થન કરવાની રીત જ દર્શાવી છે. જેમ 'સશક્ત' એ પ્રયોગ 'અશક્ત' થી ઉલટા શબ્દ તરીકેનો ઘણા લેખકો કરે છે તે અમને બીલકુલ ઇષ્ટ નથી, પરંતુ એ અશુદ્ધ જ છે એમ અમારાથી કહી શકાય નહિ; કેમકે એનું સમર્થન થઇ શકે એવું છે. માવે क्तः થી 'શકત'ને 'શક્તિ'ના અર્થમાં ગણવો અને 'સશક્ત'નું શક્તિસહિત, સમર્થ એવો અર્થ કરી '**स्थितेषु समर्थनम्**' એ કાવ્યપ્રકાશકારને ન્યાયે સમર્થન કરવું એમ અમે શાળાપત્રના પુ. ૪૨ પૃ. ૧૩૮ મે વિવેચન કર્યું છે. તેજ પ્રમાણે 'શું વિચાર' એ પ્રયોગ પણ અમને ઇષ્ટ નથી; પરંતુ પ્રયોગ થતો જોવામાં આવે છે એમ માની અને સમર્થન થઈ શકે એવો ધારી સમર્થન કર્યું છે. " 'શું'ને વિશેષણ તરીકે ન લેતાં નામ તરીકે લઇએ તો '**सामान्ये नपुंसकम्**' એ વાર્તિક પ્રમાણે સંમર્થન થાય" આમ અમે જે લખ્યું છે તે અમારૂં તાત્પર્ય એટલુંજ છે કે પ્રયોગ તો અમને ઇષ્ટ નથી; પરંતુ સમર્થન કરવું હોય તો '**सामान्ये नपुंसकम्**' પ્રમાણે થઈ શકે એમ છે. નામ લઇએ તો જ '**सामान्ये नपुंसकम्**' પ્રમાણે સમર્થન થાય એવો અર્થ અમારા લખાણનો થતો જણાય છે તે અમારો વિવક્ષિત અર્થ નથી. સમર્થન કરવા માટે 'શું' ને નામ લેવું પડેજ એમ નથી. તેમજ અમે 'નામ' કહ્યું છે તે 'વિચાર' સાથે સામાનાધિકરણ્ય ન હોઈ શકવાથી, નામ તરીકે વપરાયલા જેવું ગણીનેજ નામ કહ્યું છે. હવે '**सामान्ये नपुंसकम्**' એ વાર્તિકથી કેવા પ્રયોગોનું સમર્થન સંસ્કૃતમાં કર્યું છે તે વિષે કંઈક કહીએ. '**स्त्रियाः पुंवत् भाषितपुंस्कादनूङ् समानाधिकरणे स्त्रियामपूरणीप्रियादिषु**' ६।३।३४ એ સૂત્રમાં કહેલા **प्रिया** ના ગણમાં **भक्ति** શબ્દ છે તો **दृढाभक्तिः** એવોજ બહુવ્રીહિ સમાસ થવો જોઇએ. પણ **दृढभक्तिः** પણ જોવામાં આવે છે તો તેનું સમર્થન શી રીતે થાય? તેને માટે સિદ્ધાન્તકૌમુદીમાં '**सामान्ये नपुंसकम्' दृढं भक्तिर्यस्य स दृढभक्तिः। स्त्रीत्वविवक्षायां तु दृढाभक्तिः**' અર્થાત્, દૃઢ વિશેષણ જ છે; પરંતુ સ્ત્રીત્વની વિવક્ષા ન હોય તો '**सामान्ये नपुंसकम्**' વાર્તિક પ્રમાણે **दृढं भक्तिः** એવો પ્રયોગ થઈ શકે. '**सामान्ये नपुंसकम्**' એ વાર્તિક વિષે તત્ત્વબોધિનીકાર કહે છે કે '**अनियतलिङ्गविषयकमिदम्**' અર્થાત્, જેનું લિંગ અનિયત છે તેનેજ—વિશેષણનેજ એ લાગે છે. '**निरीक्ष्य मेने शरदः कृतार्थताम्**', '**सा मुमोच रतिदुःखशीलताम्**' એમાં **कृतार्थ** અને **रतिदुःखशील** પુલિંગ છે અને તેના વિશેષ્યો **शरद्** અને **सा** સ્ત્રીલિંગ છે એ પ્રયોગોનું સમર્થન પણ '**सामान्ये नपुंसकम्**' એ વાર્તિકથીજ તત્ત્વબોધિનીકાર કરે છે. અર્થાત્, '**स्थितेषु समर्थनम्**' એ ન્યાયને અનુસરીને જ અમે 'શું વિચાર છે' એવા પ્રયોગનું સમર્થન કર્યું છે. અમને તો એ ઇષ્ટ નથી એ અમે બીજા પ્રયોગને વધારે સારો કહ્યો છે તેથીજ સ્પષ્ટ છે.

ગુજરાતશાળા પત્રના—એડિટર.

## સ્વદેશી ચીજો.

વસંતના તન્ત્રી સાહેબ,

ત્હમારા આસો મહીનાના વસંતમાં હિંદુસ્તાનમાં બનતી ચીજોનું લિસ્ટ આવ્યું છે તેમાં વિલાયતી દવા વેચનાર કેમીકલ કંપનીને દાખલ કરી છે તે ભૂલ્ય હશે એમ લાગે છે. કેમકે તેમાં દેશી બનાવટ ભાગ્યેજ વેચાતી હશે. તેમ જ તેમાં કેટલીક બનાવટ મારે લખેલું નથી તેથી જે જે યાદ આવી છે ને લિસ્ટમાં નથી તે લખી મોકલી છે તે ત્હમાર વસંતમાં દાખલ કરશો એવી આશા છે.

| ચીજોનાં નામ. | જે ગામમાં થતી હોય તેનાં નામ. |
|---|---|
| લાકડાનાં રમકડાં વગેરે લાખેશો સામાન દાબડા, પલંગ, પાલણાં, વગેરે.<br>(*તાસકો તથા દાબડા ઉપર મહુવામાં છબીઓ ઉતારે છે.) | મહુવા* (કાઠીયાવાડ.)<br>મીરપુર ખાસ. (સિંધ.)<br>ખૈરપુર. (સિંધ.)<br>હાલા તાલુકો. (સિંધ.)<br>સાવંતવાડી.<br>સંખેડા બાધરપુર (ગુજરાત.) |
| લાકડામાં મીનાકારી ઉત્તમ કામ.<br>કબાટ, સાઇડબોર્ડ, ડ્રેસીંગ ટેબલ, પેટીઓ, ફોટોફ્રેઇમ, ટેબલ, ખુરશી, ટીપાઈ, ચેસ્ટ ઑફ ડ્રૉઅર્સ વગેરે. | રત્નાગિરિ (સ્કુલ ઑફ ઇન્ડસ્ટ્રીમાં.) |
| કચકડાનો સામન નકશીદાર છાબડીઓ, મૂર્તિઓ, દાબડા, કાંશકીઓ વગેરે. | વિજયદુર્ગ. (રત્નાગિરિ.) |
| કચકડાનો સાધારણ સામન જેમકે બંગડીઓ, વીટીઓ, ઘડિયાળના અછોડા વગેરે. | સુરત. |
| સુડીઓ. | ભૂજ.<br>પાટણ.<br>જામનગર. |
| તલવારનાં પાનાં. | શીરોઈ. |
| ચુપીઓ. | પાલણપુર. |
| સાબુ. | કપડવંજ. |
| ગરમ બુનસ વગેરે. | હુબલી (ભીલમાં.) |

| | |
|---|---|
| રેશમ તથા સુતરના દોરાની, સાલ ઉપર જાળીની બનાવટ. | પંજાબ. |
| રેશમનાં જાળીનાં નાડાં. | અમદાવાદ.<br>હાલા. (સિંધ.) |
| સુતર મશરૂ. | પાટણ. |
| રંગબેરંગી જાડાં કપડાં, પડદા, ચોફાળ, પલંગ પોશ વગેરે. | નસરપુર. (સિંધ.) |
| રેશમી તથા કસબી કોર્યોની સાડીઓ, દુપટા, ખાંટ વગેરે. | અમદાવાદ.<br>બુરાનપુર.<br>ચંદેર.<br>પૈઠણ.<br>શોલાપુર.<br>નાગપુર.<br>ખંભાત. |
| પાઘડીઓ તથા રેશમી તથા કસબી કોર્યોનાં સેલાં વગેરે. | યેવલા. (નાસિક.) |
| સુખડનું કોતરેલું કામ પેટીઓ, ફોટોફ્રેમ, રમકડાં વગેરે. | હોનાવર.<br>કુમટા.<br>અંકોલા.<br>મૈસુર.<br>સુરત. |
| સુખડની ચમરીઓ. | હોનાવર.<br>મૈસુર. |
| હાથીદાંતનું કોતરેલું કામ તથા હાથીદાંતમાં મીનાકારી કામ. | સુરત. |
| હાથીદાંતનું કોતરેલું જાળીવાળું કામ તથા હાથીદાંતની ચમરીઓ. | મથુરા. |
| હાથીદાંતના ચુડા, ચુડીઓ વગેરે. | અમદાવાદ.<br>સુરત.<br>રાજકોટ.<br>ભાવનગર.<br>સિંધમાં ઘણે ઠેકાણે. |

| | |
|---|---|
| હાથીદાંત ઉપર લાખેલી અને સુનેરી વેલ્યો ચીતરેલી ઝીણી, મ્હોટી ચુડીઓ. | શ્રીજી. |
| નાળીયેરની કાચલી ઉપર ઉપર પ્રમાણે બનાવટની ચુડીઓ. | શ્રીજી. |
| આરસમાં મીનાકારી કામ તથા જાળીનું કામ. જાત જાતની વસ્તુઓ બને છે. | આગ્રા. |
| અકીક, તારામંડળ, સ્ફટિક, વગેરેની બનાવટની વસ્તુઓ; બટન, ધાવણીઓ, શેત્રંજનાં મોહોરાં ચકલીઓ વગેરે. | ખંભાત. |
| પીતળમાં મીનાકારી કામ. | દીલ્લી. |
| પીતળનાં વાસણ, પેટીઓ, દાબડા, દાબડીઓ વગેરે. | પુના |
| સોના રૂપાના જડાવ દાગીનામાં મીનાકારી કામ. | દીલ્લી. |
| સોનાના તારના જાળીવાળા દાગીના. | મેંગ્લોર. |
| રૂપાના તારનો જાળીવાળો સામાન; પેટીઓ, રકાબીઓ, ગુલાબ વગેરે ઘણી જાતનાં ફુલ, અત્તરદાનીઓ વગેરે. | ઓદીયા. |
| માટીનાં ચળકતાં વાસણ. | પાટણ. (ગુજરાત.)<br>હાલા (સિંધ.) |
| મોતીની બનાવટ સીલ વગેરે. | જામનગર. |
| ચામડાનું કામ પાકીટ, પેટીઓ વગેરે. | શોલાપુર. |
| ચામડાની ઘણી વસ્તુઓ. | કાનપુર. |
| ટેબલકલોથ, નેપકીન, પલંગપોશ; તથા કોટ પાટલુનનાં કપડાં, તથા રંગબેરંગી બૈરાંઓના કબજા વગેરેનાં. | મેંગ્લોર (બેસલમીશન.) |

લિ.
" સ્વદેશિની. "

# એકવીસમી ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસ.

## પ્રમુખનું ભાષણ.

"Remember that there are two branches of this controversy, I think they are closely intermixed, and yet it is possible to treat them separately, one is the *economic* side, the other is the *Imperial* side...........I am not in the least afraid of meeting the economic arguments in this question, but I assert that of the two they are the least important."—*Mr. Chamberlain at Oxford.*

હિન્દુસ્તાનનાં રાજકીય દુઃખો સંબન્ધી ઈંગ્લંડની પ્રજાને માહિતગાર કરવાના ભગીરથ પ્રયત્નનું આશાજનક મંગળાચરણ કરી ઑનરેબલ મિ. ગોખલે હિન્દુસ્તાન પાછા આવ્યા એ વાતને હજી એક માસ ભાગ્યે થયો છે તે પહેલાં તો તેમને બનારસમાં મળેલી ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસના પ્રમુખની કાર્યધુરા વહેવી પડી છે. આજકાલ કાશીથી કલકત્તા સુધીનો ભાગ 'સ્વદેશી' હિલચાલથી ખળભળી રહ્યો છે—એવે પ્રસંગે અને એવે સ્થળે કૉન્ગ્રેસના પ્રમુખનું કામ બજાવવું સહેલું ન હતું. પણ મિ. ગોખલે છેલ્લાં ચાર પાંચ વર્ષથી પોતાની નિર્ભય નિઃસ્વાર્થ અને પૂર્ણ તન્મયતાભરી દેશસેવાને લીધે આખા હિન્દુસ્તાનની પ્રજામાં અનન્યસાધારણ માન ભોગવે છે એ કારણથી, તેમ જ કૉન્ગ્રેસમાં ભાગ લેનારા જનો ખરી દેશહિતની લાગણીથી જ પ્રવર્તેલા છે અને એમના એ સંબન્ધી પ્રયત્નમાં સરકાર સ્હામે તોફાન મચાવવાનો કે લોકમાં ક્ષણિક માન મેળવવાનો મૂર્ખ ઉદ્દેશ રહેલો નથી તેથી, પ્રમુખપદનું કાર્ય નિર્વિઘ્ને પાર ઊતર્યું હતું. 'સ્વદેશી'નો પ્રશ્ન—જે આજકાલ સર્વ વિચારોમાં મોખરે આવીને ઊભો છે—તે વિષે મિ. ગોખલે શું બોલે છે એ જાણવાને સામાન્ય પ્રજા ઉત્સુક હતી એટલું જ નહિ, પણ જેઓનું કાર્ય દેશના જુદા જુદા ભાગોમાં પોતાના વિચારથી પ્રજાને યથાશક્તિ દોરવાનું છે તેઓ પણ અનેક દૃષ્ટિબિન્દુથી વિચારવા જેવા આ વિકટ પ્રશ્ન ઉપર મિ. ગોખલે શો પ્રકાશ નાંખે છે એ જોવાને ઇન્તેજાર હતા.

મિ. ગોખલેએ પ્રમુખપદેથી આપેલા ભાષણમાં—પ્રથમ નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ અને પ્રિન્સેસ ઑફ વેલ્સને આવકાર આપી, તથા લૉર્ડ મિન્ટોના માર્ગમાં ખોટા વિક્ષેપ ન નાંખવાની આપણી ફરજ બતાવી,

(૧) લૉર્ડ કર્ઝનની રાજ્યનીતિ,

(૨) 'સ્વદેશી' હિલચાલ,

(૩) અને કૉન્ગ્રેસના ઉદ્દેશ.

એ ત્રણ વિષયની સવિસ્તર ચર્ચા કરી હતી.

(૧.) મિ. ગોખલેએ લૉર્ડ કર્ઝનની ઔરંગઝેબ સાથે સરખામણી કરી. જેઓ ઔરંગઝેબને કાવતરાખોર અને હિન્દુઓ ઉપર જુલમ ગુજારનાર તરીકે જ જાણે છે તેઓ આ જાણીને ચકિત થયા વિના નહિ રહે. પણ મિ. ગોખલેએ પોતાનુ તાત્પર્ય જરા પણ ખોટી રીતે સમજાય એવું રાખ્યું નહતું. એમણે સ્પષ્ટ ફોડ કરીને જણાવ્યું કે ઔરંગઝેબના વખતમાં પણ "આજ પ્રમાણે અત્યન્ત એકહથ્થુ અને તદ્દન એક જ વ્યક્તિનું રાજ્ય ચલાવવાનો યત્ન હતો; આવો જ સખ્ત ઉદ્દેશ અને આવું જ કર્તવ્યનું પ્રબળ ભાન, કામ કરવાની આવી જ અદ્ભુત શક્તિ અને આવી જ એકલપણાની લાગણી, તથા અવિશ્વાસની અને દબાવી દેવાની નીતિ માટે આવો જ દુરાગ્રહ હતો—જેનું પરિણામ એ થયું કે ચોતરફ કડવો ખીજવાટ પેદા થયો." આ સાથે મિ. ગોખલેએ છૂટથી સ્વીકાર્યું કે "કેટલીક બાબતોમાં લૉર્ડ કર્ઝન અત્રે આવેલા મ્હોટામાં મ્હોટા અંગ્રેજોમાંના એક છે. એમની આશ્ચર્યજનક બુદ્ધિ, પોતાના વિચાર દીપ્તિવાળી ભાષામાં દર્શાવવાની શક્તિ, ચકિત કરે એવી કાર્યક્ષમતા, અને કામ કરવાનો નિરવધિ ઉત્સાહ—એ વાજબી અને પુષ્કળ પ્રશંસાને પાત્ર છે." છતાં, રાજ્યકર્તા તરીકે લૉર્ડ કર્ઝનની કારકીર્દી ખરાબ નીવડી તેનું કારણ મિ. ગોખલે એમ બતાવે છે કે લૉર્ડ કર્ઝને શરૂઆતથી અમુક ખોટા સિદ્ધાન્ત બાંધી મૂક્યા હતા: એમનું એમ માનવું હતું કે "આ દેશમાં અંગ્રેજે સઘળી સત્તા યાવચ્ચંદ્રદિવાકરૌ પોતાના જ હાથમાં રાખવાની છે અને પોતાની ફરજ વિષે હમેશાં માત્ર બોલ્યા જ કરવાનું છે. હિન્દુસ્તાનનું કામ તો પારકાને હાથે રાજ્ય પામ્યા કરવાનું, અને એ શિવાય એણે કાંઈ પણ ઉચ્ચગ્રાહ રાખવો એ તો મહાપાપ!"

પ્રજા તરફ રાજ્યકર્તાએ શી રીતે વર્તવું એ બાબત **મિ. ગ્લૅડસ્ટનનું એક મહાસૂત્ર**—Liberty as a factor in human progress સ્વતન્ત્રતા મનુષ્યની પ્રગતિનું એક મુખ્ય કારણભૂત તત્ત્વ છે.—એ મહાસૂત્રની લૉર્ડ કર્ઝને અવગણના કરી છે. અને બાયખળા કલબમાં આપેલા પોતાના છેલ્લા ભાષણમાં એમણે સ્પષ્ટ જણાવી દીધું હતું કે "આ દેશના લોકને રાજકીય હક્કો આપવા એમાં એ લોકનું હિત વિચારતાં ડહાપણ કે રાજ્યનીતિ લાગતાં નથી." લૉર્ડ કર્ઝનની રાજકીય બાબતના 'efficiency' ની એટલે કે રાજ્યયન્ત્રને પ્રબળ બનાવવાની, હતી—પણ એનો અર્થ તો, મિ. ગોખલે કહે છે કે એટલો જ હતો કે પોતાના જેવી આપઅખત્યારીથી અને સખ્ત અમલદારીથી આ દેશના લોક ઉપર રાજ્ય કરવું! લૉર્ડ કર્ઝને બાયખલાવાળા ભાષણમાં, કેળવાએલા વર્ગને પ્રજાના બાકીના ભાગથી જુદો પાડયો અને અત્રેના અંગ્રેજોને આ બીજા ભાગનું હિત સાચવનારા તરીકે એની ભેગા ગણ્યા! અને જણાવ્યું કે પોતાની રાજ્યનીતિ પ્રજાના સેંકડે ૮૦ ટકાના હિતાર્થે યોજાએલી હોઈ જતે દહાડે એ તેઓનો આશીર્વાદ પામશે. લૉર્ડ કર્ઝને ધારણ કરેલા ગરીબના બેલી ગણાવાના આ દાવાનો મિ. ગોખલેએ પોતાની અદ્ભુત પૃથક્કરણવાળી દલીલથી ઉત્તર વાળ્યો. કેળવાએલા વર્ગને પોતાના ગરીબ અને સ્વદેશ—બન્ધુઓ માટે જે દાઝ હોય તે પરદેશીઓને હોવી અશક્ય છે, બૈરાંઓના – પણ લૉર્ડ કર્ઝને ગરીબ પ્રજાના હિતાર્થે પોતે જે સુધારા કરેલા ૨ મીઠાના કરમાં ઘટાડો કર્યો, દુકાળનાં વર્ષની બાકી માંડી વાળી,

# એકવીસમી ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસ.

## પ્રમુખનું ભાષણ.

"Remember that there are two branches of this controversy. I think they are closely intermixed, and yet it is possible to treat them separately, one is the *economic* side, the other is the *Imperial* side..........I am not in the least afraid of meeting the economic arguments in this question, but I assert that of the two they are the least important."—*Mr. Chamberlain at Oxford.*

હિન્દુસ્તાનનાં રાજકીય દુઃખો સંબન્ધી ઈંગ્લંડની પ્રજાને માહિતગાર કરવાના ભગીરથ પ્રયત્નનું આશાજનક મંગળાચરણ કરી ઑનરેબલ મિ. ગોખલે હિન્દુસ્તાન પાછા આવ્યા એ વાતને હજી એક માસ ભાગ્યે થયો છે તે પહેલાં તો તેમને બનારસમાં મળેલી ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસના પ્રમુખની કાર્યધુરા વહેવી પડી છે. આજકાલ કાશીથી કલકત્તા સુધીનો ભાગ 'સ્વદેશી' હિલચાલથી ખળભળી રહ્યો છે—એવે પ્રસંગે અને એવે સ્થળે કૉન્ગ્રેસના પ્રમુખનું કામ બજાવવું સહેલું ન હતું. પણ મિ. ગોખલે છેલ્લાં ચાર પાંચ વર્ષથી પોતાની નિર્ભય નિઃસ્વાર્થ અને પૂર્ણ તન્મયતાભરી દેશસેવાને લીધે આખા હિન્દુસ્તાનની પ્રજામાં અનન્યસાધારણ માન ભોગવે છે એ કારણથી, તેમ જ કૉન્ગ્રેસમાં ભાગ લેનારા જનો ખરી દેશહિતની લાગણીથી જ પ્રવર્તેલા છે અને એમના એ સંબન્ધી પ્રયત્નમાં સરકાર સ્હામે તોફાન મચાવવાનો કે લોકમાં ક્ષણિક માન મેળવવાનો મૂર્ખ ઉદ્દેશ રહેલો નથી તેથી, પ્રમુખપદનું કાર્ય નિર્વિઘ્ને પાર ઊતર્યું હતું. 'સ્વદેશી'નો પ્રશ્ન—જે આજકાલ સર્વ વિચારોમાં મોખરે આવીને ઊભો છે–તે વિષે મિ. ગોખલે શું બોલે છે એ જાણવાને સામાન્ય પ્રજા ઉત્સુક હતી એટલું જ નહિ, પણ જેઓનું કાર્ય દેશના જુદા જુદા ભાગોમાં પોતાના વિચારથી પ્રજાને યથાશક્તિ દોરવાનું છે તેઓ પણ અનેક દૃષ્ટિબિન્દુથી વિચારવા જેવા આ વિકટ પ્રશ્ન ઉપર મિ. ગોખલે શો પ્રકાશ નાંખે છે એ જોવાને ઇન્તેજાર હતા.

મિ. ગોખલેએ પ્રમુખપદેથી આપેલા ભાષણમાં—પ્રથમ નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ અને પ્રિન્સેસ ઑફ વેલ્સને આવકાર આપી, તથા લૉર્ડ મિન્ટોના માર્ગમાં ખોટા વિક્ષેપ ન નાંખવાની આપણી ફરજ બતાવી,

(૧) લૉર્ડ કર્ઝનની રાજ્યનીતિ,

(૨) 'સ્વદેશી' હિલચાલ,

(૩) અને કૉન્ગ્રેસના ઉદ્દેશ.

એ ત્રણ વિષયની સવિસ્તર ચર્ચા કરી હતી.

બૅંકમાં છે અને, અને બૅંકોમાં ખાનગી થાપણ ૩૩ કરોડ છે. દેશની વિશાળતા જોતાં આ બહુ જ થોડું નાણું છે (તેમાંથી વળી, એમને લાગે છે કે, સરકારી ખાતામાં કેટલુંક નાણું રેલ્વેવાળાઓનું હશે તથા કેટલુંક દરજિયાત હોય તે બાદ કરવું જોઇએ) તથાપિ થોડું ઘણું ભણી શકે એમ છે તે આ છે. આ સંબન્ધમાં બોલતાં મિ. ગોખલેએ બંગાળાના કાયમ જમીનદારોની જવાબદારી બતાવી, અને કહ્યું કે આમ કહેવાનો એમ હેતુ નથી કે સ્વદેશીનો સવાલ તે બંગાળાનો જ છે, પણ કાયમ મહેસુલના લાભ બંગાળાના જમીનદારો ભોગવે છે અને તેથી તેઓ ઉપર વિશેષ ફરજ રહે છે. મિ. બેનરજી તરફથી આ ધન્ધામાં ઘણી ઉપયોગી સલાહ તેઓને મળી શકશે ઇત્યાદિ કહી મિ. ગોખલેએ આ પ્રશ્ન સમાપ્ત કર્યો.

૩. કૉન્ગ્રેસના ઉદ્દેશનું નિરૂપણ કરતાં મિ. ગોખલેએ સ્પષ્ટરીતે જણાવ્યું કે કૉન્ગ્રેસ હિન્દુસ્તાન માટે સ્વરાજ્ય—બ્રિટિશ સામ્રાજ્યના એક અવયવ તરીકે સંસ્થાનોના જેવું સ્વરાજ્ય—માગે છે. સરકાર એ એકદમ આપી દે એમ એમનું કહેવું નથી. દેશ હાલ એ મહાન હકની ઉમેદવારી કરે છે, અને એ માટે યોગ્યતા સંપાદન કરે છે. પણ હમેશાં યોગ્યતાનું બહાનું કાઢી સ્વાતન્ત્ર્ય નિષેધવું એ બરાબર નથી. મિ. ગ્લૅડસ્ટનના ગંભીર ડહાપણના ભરેલા શબ્દો ટાંકીએ તો "It is liberty alone which fits men for liberty. This proposition, like every other in politics, has its bounds; but it is far safer than the counter doctrine, wait till they are fit." હાલનો વહીવટ પ્રજાના હાથમાં ન હોવાથી—૬૬ કરોડ રૂ. ની કુલ ઉપજમાંથી, લગભગ અડધો અડધ રકમ લશ્કરખાતામાં જાય છે; ¼ ભાગ, વિલાયતમાં પગાર-પેન્શન-અને વ્યાજ (સરકારી ખાતાનું અંગ્રેજ ખર્ચ બાદ કરતાં) ભરવામાં જાય છે: આમ, આ બે બાબતો મળી ૫૧ કરોડ રૂ. ઊડી જાય છે. ચાર-પાંચ કરોડ રૂપીઆ અત્રે યુરોપિયન અમલદારના પગાર ખાતે જાય છે—એટલે, આખરે માત્ર દસ કરોડ રૂપીઆ જ પ્રજાના લોકોપયોગી ખર્ચમાં વપરાય છે! પછી દેશ આ સ્થિતિમાં રહે એમાં શું આશ્ચર્ય?

મિ. ગોખલેએ કૉન્ગ્રેસની સઘળી માગણી ચર્ચાની સરળતા માટે નીચેના ચાર વર્ગમાં ગોઠવી:—

(૧) રાજ્યવહીવટમાં એટલે કે ધારા સભામાં તથા સરકારી નોકરીમાં દેશીઓને વધારે ભાગ મળવા બાબતની—

(૨) ન્યાયમાં સુધારો કરવા બાબતની—જેમકે, વસુલાતી અને ફોજદારી કામો જૂદાં પાડવાં, પોલીસ ખાતું સુધારવું વગેરે.

(૩) ખર્ચ બાબતની—જેમકે લશ્કરી ખર્ચ, જમીનનો કર વગેરે ઘટાડવાની.

(૪) લોકની સ્થિતિ સુધારવા બાબતની. ... ક અને ઔદ્યોગિક કેળવણી ...

અને તુરતને માટે નીચે પ્રમાણે વિગતવાર સૂચના કરી:—

(૧) ધારાસભાનો સુધારો—હાલમા વ્હાઇસરૉયની ધારાસભામાં ૨૫ મેમ્બરો છે તેમાંના માત્ર પાંચ જ રૈયત તરફથી પસંદ કરેલા હોય છે–તેમાનો વળી એક તો કલકત્તાના 'ચેમ્બર ઑફ્ કૉમર્સ' એટલે યુરોપિયન, અને માત્ર ચાર પ્રાન્તમાંથી એક એક જ ખરા પ્રજાના પ્રતિનિધિઓ હોય છે. આ પાંચને બદલે ૧૨ મેમ્બરો રૈયત તરફના ઠરાવવા, તેમાંનો એક વ્યાપારી વર્ગ તરફથી અને એક બીજો ઉદ્યોગખાતાનો અને બાકીના ૧૦ સામાન્ય પ્રજાના—જેમાંના બે બે મુબાઇ મદ્રાસ અને બંગાળા તરફથી અને એક એક પંજાબ અને સયુક્ત પ્રાન્તો તરફથી. હાલ બજેટ સરકાર પોતે જ પસાર કરે છે અને ધારાસભામાં તો માત્ર ચર્ચા માટે રજુ જ કરે છે. તેને બદલે એ ધારાસભામા જ પસાર થવું જોઇએ. મેમ્બરો તે ઉપર સુધારા મૂકી શકે, પણ એક મેમ્બર એક કરતાં વધારે સુધારો મૂકી ન શકે એવો નિયમ કરવો એટલે એ પસાર થવામાં ખોટી ઢીલ ઉત્પન્ન થવાનો ડર નહિ રહે વળી કુલ ૨૫ માથી પ્રજાપક્ષના તો માત્ર ૧૦ જ પ્રતિનિધિઓ રહેવાના એટલે તેઓ કદી પણ વધુ મતે સુધારો પસાર કરાવી જશે એમ સરકારે ભય રાખવાનુ કારણ રહેતું નથી. પ્રજાપક્ષનો સુધારો સાગે હોવાથી, સરકારપક્ષના મેમ્બરોમાંથી થોડાક, સરકાર વિરુદ્ધ પડી, એ તરફ મત આપશે તો પણ, વ્હાઇસરૉયને ગમે તે સુધારો પોતાની આપઅખ્ત્યારીથી નાપાસ કરવાની છૂટ આપવી, એટલે સરકારને કોઈ પણ જાતનુ જોખમ રહેશે નહિ. પ્રાન્તિક ધારાસભામાં દરેક જિલ્લાને એક એક સભાસદ પસદ કરવાનો હક આપી સભાસદોની સખ્યા વધારવી.

(૨) સેક્રેટરિ ઑફ્ સ્ટેટ—હિન્દુસ્તાનના મન્ત્રી—ની સભામા મુબાઇ, મદ્રાસ અને બંગાળા તરફથી એક એક પ્રતિનિધિ નીમવો

(૩) સઘળા જિલ્લાઓમા કલેક્ટરની મદદમા 'લોકલ બોર્ડ' ઉપરાત 'એડવાઇઝર બોર્ડ' એટલે કે સલાહકાર મંડળ નીમવું કલેક્ટર પોતાના કામમા સ્વતન્ત્ર રહે, પણ આ મંડળનો સલાહ માટે ઉપયોગ કરે. આથી મ્હોટો ફાયદો એ થશે કે અત્યારે સરકારના રાજ્યવહીવટમા જે છાનાછાન રહે છે તે દૂર થઇ લોક અને રાજનો પરસ્પર વિશ્વાસ વૃધશે. મિ. રાનડે આવા મંડળ સ્થાપવાં જોઇએ તે બાબત બહુ આગ્રહ ધરાવતા હતા

(૪) સિવિલ સર્વિસની ન્યાયખાતાની શાખા હિન્દુસ્તાનમા કાયદાના ધંધાવાળા માણસોથી ભરવી

(૫) હાલ વસુલાત અને ફોજદારી કામ—અર્થાત્ અમલદારી અને ન્યાય–એકજ મેજિસ્ટ્રેટના હાથમાં હોય છે તે છૂટા પાડવા.

(૬) લશ્કરી ખર્ચ ઘટાડવું

(૭) પ્રાથમિક કેળવણી ઘણી વધારવી

(૮) ઔદ્યોગિક શિક્ષણ માટે વિશેષ ગોઠવણ કરવી.

(૯) ખેડૂતોનું દેવું ફિટાડવા માટે અજમાયશ દાખલ યોજના ઘડી કાઢવી અને તે અમુક ભાગ પસંદ કરીને ત્યાં અજમાવી જોવી

ઉપર પ્રમાણે મિ. ગોખલેએ તુરત માટે કેટલીક સૂચનાઓનું દિગ્દર્શન કરાવ્યું અને છેવટે પોતાના ગુરુ મહાન રાનડેની ઉપદેશવાણીના તથા જગન્નાયક પરમાત્માના સ્મરણ સાથે ભાષણ નીચે પ્રમાણે સમાપ્ત કર્યું —

Gentlemen, one word more and I have done I have no wish to underrate the difficulties that lie in our path, but I am convinced more than ever that they are not insuperable Moreover, the real moral interest of a struggle such as we are engaged in lies not so much in the particular readjustment of present institutions which we may succeed in securing, as in the strength that the conflict brings us to be a permanent part of ourselves, the whole life of a people which is broader and deeper than what is touched by purely political institutions is enriched by failures, provided the effort has been all that it should be For such enrichment the present struggle is valuable "The true end of our work," said Mr Ranade nine years ago, "is to renovate, to purify, and also to perfect the whole man by liberating his intellect, elevating his standard of duty, and developing to the full all his powers Till so renovated, purified and perfected, we can never hope to be what our ancestors once were—a chosen people, to whom great tasks were allotted and by whom great deeds were performed Where this feeling animates the worker, it is a matter of comparative indifference in what particular direction it asserts itself and in what particular method it proceeds to work With a liberated manhood, with buoyant hope with a faith that never shirks duty, with a sense of justice that deals fairly by all, with unclouded intellect and powers fully cultivated, and, lastly, with a love that overleaps all bounds, renovated India will take her proper rank among the nations of the world, and be the master of the situation and of her own destiny This is the goal to be reached—this is the promised land Happy are they who see it in distant vision, happier those who are permitted to work and clear the way on to it, happiest they who live to see it with their eyes and tread upon the holy soil once more Famine and pestilence, oppression and sorrow, will then be myths of the past, and the gods will then again descend to the earth and associate with men as they did in times which we now call mythical"

Gentlemen, I can add nothing that may be worthy of being placed by the side of these beautiful words I will only recall to your minds the words of another great teacher of humanity who asks us to keep our faith in spite

of trying circumstances and warns us against the presumption of despairing because we do not see the whole future clearly before our eyes:—

" Our times are in His hand
Who saith " A whole I planned,
Youth shows but half; trust God See all, nor be afraid "

આપણુ સર્વાંશે મિ. ગોખલેને અને વર્તમાન સમયને અનુરૂપ હતું. મિ. ગ્લેડસ્ટનનાં મહાન રાજકીય સૂત્રો ઉપર કૉન્ગ્રેસની માગણીઓનો પાયો રચી, મિ. ગોખલેએ બનારસમાંથી હિન્દુસ્થાનના લિબરલ પક્ષનો વાવટો ફરકાવ્યો—કૉન્ગ્રેસની નિખાલસ અને આત્મપ્રતિષ્ઠાભરી વૃત્તિ જે પોતાની મનોહર ભાષાથી સર ફીરોજશાહે ગયે વર્ષે જગાડી હતી તેને પોતાના હૃદયની જ્વાળા લગાડી મિ. ગોખલેએ અધિક પ્રદીપ્ત કરી. અત્રે સરકાર અને પ્રજા પક્ષને વિગતવાર સરખાવી જોવાનો અવકાશ નથી, તેથી પ્રભુ રાજા–પ્રજા ઉભયની એકદૃષ્ટિ કરી હિન્દુસ્થાનનું સર્વથા શ્રેય કરો એટલી વાંછના ઉચ્ચારી આ લેખ પૂરો કરીએ છીએ.

[ વસન્ત–ઑફિસ. ]

---

## અનેરી આશા.

૧

સ્મિતભરી સહચરી નિરંતર કાર્યધુરંધર બનશે
અંતરનાં કૈં હેત અનેરાં ઉર છલોછલ ભરશે
ત્યારે અમી ઝમશેઃ શાંતિમાં દુઃખડાં શમશેઃ

૨

અજાત જોડાં જાતભોગથી પરહિતમાં પરવરશેઃ
અડગ ધૈર્ય ને શૌર્ય ભર્યાં સંતાન હીન્દમાં સરશેઃ
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશેઃ

૩

પોતાના પ્રિય દેશીજનનાં દુઃખ પરસ્પર હરશે
જન્મભૂમિનાં ભોળાં બાંધુ ભેળાં હળશે મળશે
ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગ સમ સુન્દર હીન્દ થશે.

૪

હીન્દજનો અણ્ડેપ ધૂણાવશે, ને બ્રહ્માંડ નચાવશે
ડગમગતા ડુંગર ડોલવશે, રંગરાગ રેલવશેઃ
એવું ઐક્ય થશે. એવી લલિત લીલા ખીલશે

'લલિત.'

# અનુક્રમણિકા.

## વર્ષ ૪ થું.

### સંવત્ ૧૯૬૧-૧૯૬૨.



+ગુજરાતી +દિવા...